आनन्दमानन्दकरं प्रसन्नं ।
ज्ञानस्वरूपं निजबोधरूपम् ॥
योगीन्द्रमीड्यं भवरोगवैद्यं ।
श्रीमद् गुरुं नित्यमहं नमामि ॥



ઇતિહાસનો લેખક, ઐતિહાસિક વિગતનો સંશોધક,
એક મમતાળુ છતાં, કઠોર ચિકિત્સકની જેમ
પુરાણી વસ્તુઓ-વિગતોનું પૃથ્થકરણ કરે છે,
એની ઉપરની ધૂળ ધોઇ નાંખે છે, પક્ષપાત
કે દુગંછાથી એ અસ્પર્શ્ય રહે છે.
સાચો સંશોધક 'પોતાનું' કે 'પારકું' એવા ભેદ નથી પાડતો.



# વિષય સંકલના









શ્રી મહાવીરનું નિર્વાણ—સમાધિસ્થાન

પરિચય પૃષ્ઠ ૧૯૨

॥ अर्हते नमो नमः ॥

ઈ. સ. પૂ. ૯૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીના

એક હજાર વર્ષનો

Ek Hazar Varshno Prachin Bharat

# પ્રાચીન ભારતવર્ષ

ચાર વિભાગમાં

## ( ભાગ બીજો )

અતિ પ્રાચીન શિલાલેખો-સિક્કાઓ અને પ્રમાણભૂત ઇતિહાસવેત્તાઓના આધાર આપી ઐતિહાસિક દૃષ્ટિએ લખેલ તદ્દન નવીન હકીકત.



ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
ગોયાગેટ રોડ } વડોદરા.

પ્રકાશક
શશિકાન્ત એન્ડ કું.
Shashikant & Co
રાવપુરા ટાવર સામે } વડોદરા.

મુદ્રક:
અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર
ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ,
વડોદરા.
તા. ૫-૩-૧૯૩૬

પ્રથમ આવૃત્તિ
પ્રત ૧૨૫૦

મ. સં. ૨૪૬૨

વિક્રમ સં. ૧૯૯૨
ઇ. સ. ૧૯૩૬

છૂટક કિંમત
પ્રથમ ભાગ રૂા. ૫
દ્વિતીય ,, રૂા. ૭।।
તૃતીય ,, રૂા. ૬।।
ચતુર્થ ,, રૂા. ૬
કુલ રૂા. ૨૫)

અગાઉથી ગ્રાહક
થનારને
ચાર વિભાગના
એક આખા સેટના
રૂપીઆ વીસ



on
n they
and

ન્યાયાંભોનિધિ ઇતિહાસજ્ઞ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી
( પ્રસિધ્ધનામ—શ્રી આત્મારામજી મહારાજ )
જન્મ વિ. સં. ૧૮૯૨ ( લહેરા. પંજાબ )
ઢૂંઢક દીક્ષા : ૧૯૧૦ સંવેગી દીક્ષા : ૧૯૩૨ આચાર્ય પદ : ૧૯૩૩
સ્વર્ગવાસ વિ. સં. ૧૯૫૨ ( ગુજરાનવાલા પંજાબ )

અશોક પ્રિન્ટરી : વડોદરા



# સમર્પણ



( ૧ ) સકળ મૌર્યવંશી સમ્રાટોએ જે ધર્મદ્વારા પ્રાણીમાત્રને આત્મબંધુત્વની ભાવનાનાં શુભ્ર અને નિર્મળ પાણી પાયાં અને તેથી સમગ્ર માનવજાતિમાં પ્રજાવત્સલ ભૂપાલો તરીકે પ્રસિદ્ધ થયા.

( ૨ ) વળી તે જ બંધુત્વભાવના ભવિષ્યમાં શાસક અને શાસિત એમ બન્ને વર્ગને ઉપકારક નીવડે તથા તેમના સ્મરણપટમાં તાજીને તાજી યાવચ્ચંદ્રદિવાકરૌ જીવંત રહ્યાં કરે, તે માટે તેને શિલાલેખરૂપે સર્વ જગતને ભેટ ધરતા ગયા.

( ૩ ) તે જ ધર્મના આપશ્રી એક યુગપ્રભાવક પુરૂષ હોઇ, તેમ જ જૈનતત્ત્વાદર્શ, અજ્ઞાનતિમિરભાસ્કર, તત્ત્વનિર્ણયપ્રસાદ આદિ અનેક વિદ્વતાભર્યા ગ્રંથોના પ્રણેતા હોઇ,

( ૪ ) પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામીશ્રી યોગજીવાનંદ સરસ્વતી જેવા સમર્થ વિદ્વાન મહાત્માએ અને ડૉ. એ. એફ. રૂડોલ્ફ હૉર્નલ જેવા પાશ્ચાત્ય વિદ્વાનોએ આપશ્રીના ઊંડા ધર્મજ્ઞાન તથા સચ્ચારિત્ર્યથી, તેમ જ પ્રશ્નોના પ્રત્યુત્તર આપવાની અને શંકાનું સમાધાન કરવાની ઉચ્ચ શક્તિથી મુગ્ધ બની, આપશ્રીની મુક્તકંઠે સ્તુતિ ગાઇ છે; તથા પોતે સંપાદિત કરેલ પુસ્તકની અર્પણપત્રિકા આપશ્રીને ચરણે ધરી છે.

( ૫ ) વળી અમેરિકાના શિકાગો શહેરમાં એકત્રિત થયેલ વિશ્વધર્મ પરિષદે આપશ્રીના જ્ઞાનની સૌરભ પિછાની આપશ્રીને ઉત્તમોત્તમ જીવંત પુરૂષનું બિરૂદ આપ્યું છે.

* * * આવા આવા આપશ્રીના અનેક ગુણસમુહોથી આકર્ષાઇને આપશ્રીના જન્મશતાબ્દિના મંગલ પ્રસંગે, તે જ મૌર્યવંશી સમ્રાટોનાં જીવનવૃત્તાંતો આલેખતો વીસેક વર્ષના પરિશ્રમથી તૈયાર થયેલ આ મારો ગ્રંથ હર્ષિત અંતઃકરણથી આપશ્રીના પરમપુનિત સ્વર્ગસ્થ આત્માને સમર્પણ કરી પોતાને કૃતાર્થ થયેલ માનતો એવો આપશ્રીનો,

હું છું

નમ્ર સેવક

**ત્રિભુવનદાસ લહેરચંદ શાહ**





# દ્વિતીય વિભાગ

યા

# પુસ્તક બીજું

ત્રીજો ખંડ સંપૂર્ણ

પણ

ચોથો ખંડ અપૂર્ણ

## ટુંકાક્ષરની સમજ

અ. અધ્યાય
અધિ. અધિકાર
આ. આકૃ. આકૃતિ
ઇ. ઇત્યાદિ
ઈ. સ. ઇસવી સન
ઇ. સ. પૂ. ઇસવી સનની પૂર્વે
ઉપો. ઉપોદ્‌ઘાત
એ. બી. બુદ્ધ સંવત
અં. સં. અંજન સંવત
ખ. લે. ખડકલેખ
ખં. ખંડ
ગુ. વ. સો. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અમદાવાદ
ટી. ટીકા અથવા ટીપ્પણ
નં. નંબર
પરિ. પરિચ્છેદ, પરિશિષ્ટ
પારા. } પારાગ્રાફ, પારિગ્રાફ
પારિ.
પુ. પુસ્તક
પૃ. પૃષ્ઠ
પં. પંડિત
પ્ર. પ્રશ્ન
પ્રક. પ્રકરણ

બુ. સં. બુદ્ધ સંવત
મ. પૂ. મહાવીરની પૂર્વે
મ. સં. મહાવીર સંવત
મ. સં. પૂ. મહાવીર સંવતની પૂર્વે
મિ. મિસ્તર
વિ. વિગેરે
વિ. સં. વિક્રમ સંવત
સં. સંવત, સંવત્સર

---

A. D. ઇસવી સન
B. C. ઇસવી સન પૂર્વે
F. N. } (ફુટનોટ) ટીકા, અથવા ટીપ્પણ
f. n.
Intro. (ઇન્ટ્રોડક્ષન) પ્રવેશક, પ્રસ્તાવના
P. (Page) પૃષ્ઠ
Pp. (Pages) પૃષ્ઠો
Pl. (Plate) પટ
Pref. (Preface) પ્રસ્તાવના
Prof. (પ્રોફેસર) અધ્યાપક, નિષ્ણાત પુરૂષ
R. E. (Rock-Edict) ખડકલેખ
Vol. (volume) પુસ્તક, વિભાગ, ભાગ

---

## જે જે પુસ્તકોની મદદ લીધી છે તેનાં નામની યાદી

અ. હિ. ઈ. } અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા; મિ. વિન્સેન્ટ સ્મિથ
E. H. I.
ઇ. ક. એન્શંટ ઇશઝ : સર કનિંગહામ
ઇ. કો. ઇ. ક. ઇન્સ્ક્રીપ્શન્સ કોરપોરેટોરમ ઇન્ડીકસ : કનિંગહામ
ઇ. કો. ઇ. ,, ,, ,, : પ્રો. હુલ્ટશ્ઝ
ઇ. હિ. ક્વૉ. } ઇન્ડિયન હિસ્ટોરીકલ ક્વોરટર્લિ નામનું ત્રિમાસિક પત્ર
I. H. Q.
ઇ. એ. } ઇન્ડિયન એન્ટીકવેરી ( માસિકપત્ર )
I. A.
એ. હિ. ઇ. એન્શન્ટ હિસ્ટરી ઓફ ઇન્ડિયા : ભાંડારકર

| | |
|---|---|
| ઓ. હિ. ઈ.<br>O. H. I. | ધી ઓક્સફર્ડ હિસ્ટરી ઓફ ઇન્ડિયા. (૧૯૨૮) |
| ક. ક્રો. કા. | કલ્હણઝ ક્રોનીકલ્સ ઓફ ધી કિંગ્ઝ ઓફ કાશ્મિર : પુસ્તક પહેલું : એમ. સ્ટાઇન. એમ. એ. |
| ક. પ્રા. ભૂ. | એન્શન્ટ જીઓગ્રાફી ઓફ ઇન્ડિયા : કનિંગહામ |
| ક. સુ.<br>ક. સુ. સુ.<br>ક. સુ. સૂ. | કલ્પસૂત્રની સુ(સુખ) બોધિકા ટીકાનું ભાષાંતર: વિનયવિજયજી મહારાજની બનાવેલી : હિરાલાલ હંસરાજ, જામનગર. |
| કે. હિ. ઇ.<br>C. H. I. | કેમ્બ્રીજ હિસ્ટરી ઓફ ઇન્ડિયા પુ. ૧ લું. |
| કો. આં. રે.<br>C. A. R. | કોઇન્સ ઓફ ધી આંધ્ર ડીનેસ્ટી : પ્રો. રેપ્સન એમ. એ. |
| કો. ઈ. બ્રા.<br>સી. જે. બી.<br>C. J. B. | કોઇન્સ ઓફ ઇન્ડિયા : સી. જે. બ્રાઉન. હેરીટેઇજ ઓફ ઇન્ડિયા સીરીઝ |
| કો. એ. ઇ.<br>A. C. I.<br>C. A. I. | કોઇન્સ ઓફ એન્શન્ટ ઇન્ડિયા:એન્શન્ટ કોઇન્સ ઓફ ઇન્ડિયા: સર કનિંગહામ |
| કૌ. અ. જો. | કૌટિલ્યશાસ્ત્ર ( શિયાજીરાવ ગ્રંથમાળા પુષ્પ ૧૮૭ ) : જયસુખલાલ પુરૂ. જોશીપુરા એમ. એ. |
| ક્રો. ડ.<br>ક્રો. ઇ.<br>C. I. | ક્રોનોલોજી ઓફ ઇન્ડિયા : મિસિઝ મેક. ડફ. |
| ગુ. વ. સો.<br>અશોક | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું રચેલું અશોક ચરિત્ર. |
| જ. આં. હિ. રી. સો.<br>J. A. H. R. S. | ધી જરનલ ઓફ ધી આંધ્ર હિસ્ટોરીકલ રીસર્ચ સોસાઇટી. |
| જ. ઓ. બિ. રી. સો.<br>J. O. B. R. S. | ધી જરનલ ઓફ ધી બિહાર રીસર્ચ સોસાઇટી. |
| જ. બો. રો. સો.<br>જ. બોં. બ્રે. રો. સો.<br>J. B.B. R. A. S. | ધી જરનલ ઓફ ધી બોંબે બ્રેંચ ઓફ ધી રોયલ એશિયાટિક સોસાઇટી. |
| જ. રો. સો.<br>જ. રો. એ. સો.<br>J. R. A. S. | ધી જરનલ ઓફ ધી રોયલ એશિયાટિક સોસાઇટી ઓફ લંડન |
| જ. રો. સો. બેં.<br>બેં. એ. સો.<br>J. B.A. S. | ધી જરનલ ઓફ ધી રોયલ એશિયાટિક સોસાઇટી ઓફ બેંગોલ. |
| પ્રો. એ. સો. બેં.<br>Pro. J.B. A. S. | પ્રોસીડીંગ્ઝ ઓફ ધી રોયલ એશિયાટિક સોસાઇટી ઓફ બેંગોલ. |
| જૈ. નો. ઇ.<br>J. N. I. | ધી જૈનીઝમ ઇન નોર્ધર્ન ઇન્ડિયા : સી. જે. શાહ એમ. એ. |

| | |
|---|---|
| જૈ. એ. ધ. | જૈનીઝમ (પ્રો. ગ્લેઝાનાપ)નું ભાષાંતર: ધી જૈનધર્મપ્રસારક સભા, ભાવનગર |
| જૈ. ધ. પ્ર. | શ્રી જૈનધર્મ પ્રકાશ ( માસિક પત્ર ) ભાવનગર |
| જૈ. પ. | ધી જૈન ( સાપ્તાહિક પત્ર ) ભાવનગર |
| જૈ. સ. ઈ.<br>J. I.S. I.<br>J.S. I. | ધી સ્ટડીઝ ઇન જૈનીઝમ ઇન સધર્ન ઇન્ડિયા : બે ભાગમાં. પ્રો. રાવ |
| જૈ. સા. લે.<br>જૈ. સા. લે. સં. | જૈન સાહિત્ય લેખ સંગ્રહ : જીનવિજયજી |
| જૈ. સા. સંશો. | જૈન સાહિત્ય સંશોધક ( ત્રિમાસિક પત્ર ) : જિનવિજયજી, પુના. |
| ડે. એ. ઈ. | એન્શન્ટ જીઓગ્રાફી ઓફ ઇન્ડિયા : ડે. એમ. એ. |
| ત્રિ. શ. પુ. ચ.<br>ત્રિ. શ. પુ. | ત્રિશષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર : ભાવનગર |
| ના. પ્ર. સ. | નાગરી પ્રચારિણી સભાની પત્રિકા : બનારસ |
| પરિ.<br>પરિ. પ. | પરિશિષ્ટ પર્વ (હેમચંદ્રસૂરિનું) ભાષાંતર : જૈનધર્મપ્રસારકસભા: ભાવનગર |
| પુરા. | પુરાતત્ત્વ માસિક : ધી ગુજરાત વિદ્યાપીઠ |
| બુ. ઇ.<br>B. I. | બુદ્ધિસ્ટ ઇન્ડિયા : પ્રો. રીઝ ડેવીસ |
| ભ. બા. વૃ.<br>ભ. બા. વૃ. ભા. | ભરતેશ્વર બાહુબળી વૃત્તિનું ભાષાંતર; ભાવનગર, પ્રથમાવૃત્તિ. |
| ભા. પ્રા. રા. | ભારતનો પ્રાચીન રાજવંશ (બે ભાગ) : વિશ્વેશ્વરાય રાઉ, એમ. એ. |
| ભા.<br>ભા. સ્તૂ. | ધી ભારહુત સ્તૂપ : સર કનિંગહામ |
| ભા. ઇ. પી. | ભાવનગર સ્ટેઇટના શિલાલેખો (સંસ્કૃત અને પ્રાકૃત): પ્રો. પિટરસન એમ. એ. |
| ભાં અ. | અશોકચરિત્ર : ડી. આર. ભાંડારકર |
| ભિ.<br>ભિ. ટો. | ધી ભિલ્સા ટોપ્સ : સર કનિંગહામ |
| મ. એ. | મથુરા એન્ડ ઇટ્સ એન્ટીકવીટીઝ, ૧૯૦૧ |
| મૌ. સા. ઇ. | મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ : કાંગડી ગુરૂકુળના આચાર્ય શ્રી વિદ્યાભૂષણ અલંકાર : અલ્હાબાદ ૧૯૩૦ |
| રા. કુ. મુ. | ધી અશોક : રાધા કુમુદ મુકરજી |
| રામા. અ. | અશોક ઇન્સ્ક્રીપ્શન્સ : રામાવતાર શર્મા |
| રૂ. ઈ. સી.<br>સ્મિ. અ. | અશોક : રૂલર્સ ઓફ ઇન્ડિયા સીરીઝ : સ્મિથ |
| રે. વ. વ.<br>R. W. W. | રેકર્ડ્ઝ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ (બે ભાગ) : રેવંરડ એસ. બીલ |
| રો. એ. સો.<br>R. A. S. | ધી રોયલ એશિઆટિક સોસાઇટી (ગ્રેટબ્રીટન એન્ડ આયર્લેન્ડ)ના જરનલો |
| સે. બુ. ઇ.<br>S, B. I, | સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ ( પુ. ૨૨ મું ): હર્મન જેકોબી |

સં. જૈ. ઇ. દિ. — સંક્ષિપ્ત જૈન ઇતિહાસ : કામ્તાપ્રસાદ જૈન : સુરત, ૧૯૯૦ વિ.સં. ભાગ ૨
હા. જૈ. — હાર્ટ ઓફ ધી જૈનીઝમ : મિસિઝ સ્ટીવન્સન
હા. બુ. — ધી મેન્યુઅલ ઓફ બુદ્ધિઝમ : પ્રો. હાર્ડી
હિં હીં. / H. H. — ધી હિન્દુ હિસ્ટરી ઓફ ઇન્ડિયા : એ. કે. મજમુદાર, કલકત્તા ૧૯૨૦

---

**(અ) આ વસ્તુઓ સંપૂર્ણ વાંચી લીધી છે; જ્યારે (આ) આમાં આવતી સાક્ષીઓ કે અવતરણોજ માત્ર ઉતારી લેવામાં આવ્યાં છે.**


( અ )

ગંગા માસિક : ખાસ પુરાતત્ત્વઅંક : ૧૯૩૩ જાન્યુઆરી.
કલકત્તા યુનીવરસીટીના ચાર ભાષણો: પ્રો. ભાંડારકર
ચંદ્રગુપ્ત : ગ્રંથાંક ૧૩૯ : વડોદરા સાહિત્યમાળા.
જૈન કાળગણના ( મુનિ શ્રી કલ્યાણવિજયજી, વિ. સં. ૧૯૮૭
જૈનતત્ત્વાદર્શ ભાગ ૨, ( વિદ્યાપ્રસારક વર્ગ; પાલીતાણા ).
જૈનપત્રનો રૌપ્ય મહોત્સવ અંક.
જૈનપ્રકાશ ( ખાસ અંક : ૧૯૯૧ નો ચૈત્ર )
જૈન સંઘ ભેદ–નિબંધ; હિંદી જૈનપત્ર ( બિહાર ).
પ્રિન્સેપ્સ યુસફુલ ટેબલ્સ.
બુદ્ધિપ્રકાશ (ગુ. વ. સો.) પુ. ૭૬.
મદ્રાસ ગવરમેંટ કૉમ્યુનીક : ૧૯૩૧ ડીસેંબર.
મહાન સંપ્રતિ : ભાવનગર.
મહાવંશ ( કોલંબો આવૃત્તિ ) ૧૯૮૫.
મેગેસ્થેનીઝ; હિંદ ( શિવાજી ગ્રંથમાળા )
મુંબઇ સમાચાર : ૧૯૨૩ નો દિવાળી અંક.
સંપ્રતિકથા : વડોદરા લાઇબ્રેરી.

( આ )

અશોક ચરિત્ર; પાલીતાણામાં છપેલું.
અભિધાન ચિંતામણી–હેમચંદ્રસૂરિ.
અશોક–માઇસોર રીવાઇડએડિશન સેકંડ–વોલ્યુમ
એન્સાઇકલોપીડીયા ઓફ રીલીજીઅન્સ એન્ડ એથીકસ.
કથા સરિત્સાગર.
કલ્પસૂત્ર–દેવચંદ લાલચંદ; સુબોધિકા સાથે.
જૈન આગમસૂત્રો ( આચારાંગ, ઉત્તરાધ્યયન : નિશિથ ચૂર્ણિ ).
જૈનીઝમ, ઑન અર્લી લાઇફ ઓફ અશોક : એડવર્ડ થોમ્સ.
ટ્રાન્સલેશન્સ, એશિયાટિક સોસાઇટી : કર્નલ ટૉડ.
દિવ્યાવદાન : કાવેલ એન્ડ નાઇલ
દીપવંશ.
દિગ્નિકાય.
ધર્મપરિક્ષા : અમિતગતિ આચાર્ય.
પરિશિષ્ટ પર્વ : હરમન જૅકોબી.
પ્રિન્સેપ્સ જરનલ : પુ. ૪.
બુદ્ધિસ્ટ ઇન્ડિયા : બર્નહોફ.
બૃહત્કથાકોષ–હરિષેણ આચાર્ય.
ભદ્રબાહુ ચરિત્ર–રત્નનંદિ.
મઝિઝમ નિકાય.
મદ્રાસ એપીગ્રાફિક રેકર્ડઝ; ૧૯૭૭.
માઇસોર એન્ડ કુર્ગ : રાઇસ લ્યુઇસનું.
મેગેસ્થેનીઝકા ભારતવર્ષીય વિવરણ–ઇંગ્રેજીમાં.
પુરાણો–અગ્નિપુરાણ : ગર્ગસંહિતા : યુગપુરાણ, મત્સ્યપુરાણ, વાયુપુરાણ, વિષ્ણુપુરાણ.
મુદ્રારાક્ષસ.
રાજવલિકથા : દેવચંદ્ર.
રાજસ્થાન : કર્નલ ટોડ
રાસમાળા : પુ. ૧ : લંડન ૧૮૫૬.
શત્રુંજય પ્રકાશ : ભાવનગર ૧૯૨૯.
સિંહાલીઝ ક્રોનીકલ્સ.

# પ્રશસ્તિ

કોઇ પણ પુસ્તકના ખરા દેહનું વર્ણન કરતાં પહેલાં, લેખકને મજકુર પુસ્તકને અંગે બે પ્રકારની બાબતો કહી લેવી પડે છેઃ (૧) અંદરના વિષયને સ્પર્શતી ન હોય, છતાં તેના ઘડતરને અંગે જણાવવા યોગ્ય હોય તેવી બાબતઃ અને (૨) પુસ્તકની અંદર આવતા વિષયનેજ લગતી ટુંક માહિતી કે જેથી પુસ્તકનું હાર્દ તેમજ વસ્તુરેખન અંકિત થઇ જાયઃ આ બે પ્રકારમાંથી પ્રથમને " ભૂમિકા " અને બીજાને "પ્રસ્તાવના"ના શીર્ષક નીચે વર્ણવીશું.

## (અ) ભૂમિકા.

દરેક પુસ્તકનું પ્રકાશન વિશેષતઃ કાંઇક નવીનતા રજુ કરવા માટેજ હોય છે. નવીનતાના બે પ્રકારઃ (૧) તદ્દન નવીનજ હકીકત પ્રથમવાર રજુ કરવી તે અને (૨) જે વસ્તુ પ્રથમ જણાઇ ગઇ હોય, પણ હવે તેને નવાજ સ્વરૂપમાં આળેખી બતાવવાની હોય તે. આ આખા પુસ્તકમાં જ્યાં ને ત્યાં નવીનતાજ ભરેલી હોવાથી અનેક ટીકાઓ ઉભી થશે એમ આગાહી કરી હતી અને તે ખરી પણ પડી છે. એટલું ખુશી થવા જેવું છે કે તેના ખુલાસા યથાશક્તિ મેં પ્રથમ પુસ્તકની પ્રશસ્તિમાં આપી દીધા હતા.

પ્રથમ પુસ્તકને બહાર પડી ગયાને દસ મહિના થયા છે. દરમ્યાન અનેક વૃતપત્રોમાં–દૈનિક, સાપ્તાહિક તેમજ માસિકમાં–અવલોકનો આવી ગયાં છે તેની સંખ્યા લગભગ ત્રણેક ડઝન થવા જાય છે. સર્વનો અભિપ્રાય એક સરખોજ થયો છે (જેનું તારણ આ પુસ્તકને અંતે આપ્યું છે તે જોઇ લેવા વિનંતિ છે) માત્ર એકાદનેજ આ પુસ્તક અરૂચિકર થયું છે. તેમના મનને ખળભળાટ થયો છે તે સારૂ તેમની માફી માંગવી તેજ રસ્તો મારે માટે ઉઘાડો રહે છે.

કેટલાક વિશેષ ખુલાસા કરી દઉં.

પ્રથમના પુસ્તક સંબંધી કરેલ નિવેદનમાં વાપરેલ પ્રશસ્તિ શબ્દ માટે, એક ભાઇને વાંધો આવ્યો છે. તેમણે પ્રશસ્તિનો અર્થ માત્ર પ્રશંસાજ ગણી છે અને તેથી કોઇ લેખક પોતાની પ્રશંસા પોતાના મુખે કરે તે સભ્યતાથી વિરૂદ્ધ ગણ્યું છે. આ તેમના વિચાર સાથે હું પણ સંમત છું. પણ પ્રાચીન સમયે લેખકો, પુસ્તકની આદિમાં કે અંતમાં, તથા શિલાલેખો અને તામ્રપત્રો કોતરાવનારાઓ અંત ભાગમાંજ, પોતાની તેમજ પોતા સાથે સંબંધ ધરાવતી અનેક વ્યક્તિઓની ઓળખ આપતા હતા. તે પ્રથાને સાહિત્ય ભાષામાં અદ્યાપિ "પ્રશસ્તિ" શબ્દથીજ સંબોધાય છે

અને તેવા આશયમાંજ મેં પણ તે શબ્દ વાપર્યો હતો. ભૂલ થતી હોય તો તે શબ્દ પાછો ખેંચી લેવાને વાંધો નથી.

પ્રશ્નો છણવાની પદ્ધતિ બાબતમાં–સમર્થન કરતી હકીકતોજ આળેખી છે અને વિરૂદ્ધ જતીને પડતી મૂકીછે; એમ કોઇકના ઉદ્દગાર છે. દરેક પ્રશ્ન સવળી અને અવળી જતી બન્ને દલીલોથી તપાસવો જોઇએજ. તે વાત મને પણ સ્વીકાર્ય છે. પણ આ પદ્ધતિ, જ્યારે એકાદ વિષય હાથ ધરીને તે માટે નિબંધ લખતા હોઇએ, ત્યારે સંપૂર્ણતઃ અખત્યાર કરી શકાય છે; કેમકે તે સમયે લંબાણ થવાની કે કદ વધી જવાની બીક હોતી નથી. તેમ વળી એકજ વિષય હોઇને વિસ્તારથી ચર્ચા કરવાનું પરવડી પણ શકે છે. જ્યારે આ તો પુસ્તક રહ્યું. તેમાં અનેક વિષયોનો સમાવેશ કરવાનો હોય અને વળી દરેકમાં નવીન હકીકતજ રહી. એટલે જો નિબંધલેખનની પદ્ધતિએ ચર્ચા કરવા મંડાય તો, આ પુસ્તકના જે ચાર ભાગ અને બે હજાર પૃષ્ઠો થવાનાં કલ્પ્યાં છે, તેનાથી કેટલાયગણું વધારે તેનું દળ થઇ જાય. આ એક વાત. હવે બીજી વાત,–ઇતિહાસનાં અર્વાચીન અન્ય પુસ્તકો જુઓ, તો તેમાં પણ આ શૈલીજ ધારણ કરેલી દેખાશે. છતાંયે જ્યાં ખાસ ધ્યાન ઉપર લાવવા જેવી હકીકત સમજાઇ છે ત્યાં ( જુઓ પ્રથમ પુસ્તકે, અવંતિપતિઓની વંશાવળી તથા કયો ઉદયન અપુત્રિયો મરણ પામ્યો છે તેની હકીકતઃ તેમજ આ પુસ્તકે, ચંદ્રગુપ્ત સમ્રાટની જ્ઞાતિ, તથા નવમા નંદ સાથે તેનો સંબંધ; સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત હોઇ શકે કે ? તેવા અનેક પ્રશ્નો; ) વિરૂદ્ધ જતી દલીલો પણ આપવામાં આવી છેજ. ત્રીજી વાત–ધારો કે મેં તો પ્રમાદ સેવ્યો અને કોઇ હકીકત મનઃ કલ્પિત ઉપજાવી કાઢી અથવા તો મારા મંતવ્યને ટેકારૂપ થઇ પડે તેવીજ વસ્તુઓ માત્ર પ્રતિપાદિત કર્યે રાખી અને બીજી બધી જતી કરી કે તેના પ્રતિ આંખમીંચામણાં કર્યાં; તો યે એક સ્થિતિ તો સર્વ માટે હરહમેશ ઉઘાડી ઉભીજ છે, કે તેમણે મારી હકીકતને ઉલટી પૂરવાર કરે તેવી દલીલો અને પુરાવા આપી તોડી પાડવી. આ રસ્તોજ ઉત્તમ ગણાય. બાકી ફલાણું આમ, ને ફલાણું તેમ, એમ મોઘમ શબ્દો માત્ર જણાવવા; કે અમુક સાચો ને અમુક ખોટો છે એમ ઉચ્ચાર્યે જવું, તે કાંઇ દલીલ નથી. તે તો પેલા જેવી વાત કહેવાય, કે જ્યારે કોઇ પ્રકારનો ઉત્તર કે દલીલ ન મળે, ત્યારે કાં તો ગુસ્સે થઇને ગોકીરો કરવો કે હસાહસ કરી મૂકવી. તેમનાં મન તો એક જ વાત જચી ગયેલી ગણાય, કે બીજાઓ આવા વિચારના છે ને તમે તેમનાથી કેમ જૂદા પડો છો ? જો કે તે સંબધી મેં તો કારણો પણ દર્શાવ્યાં છે, છતાં જ્યારે તે તપાસવાં જ નથી ત્યારે દોષ કોનો ? ચોથી વાત–એક વસ્તુ તરફ ધ્યાન ખેંચવા રજા લઉં છું. ઇતિહાસના નવ સર્જનમાં કેટલી સાવચેતી રાખવી પડે છે અને કઇ બાબત ઉપર મુખ્યપણે મદાર બાંધવો રહે છે તે અર્વાચીન સમયના એક સમર્થ ઇતિહાસકાર મિ. વિન્સેંટ સ્મિથે 'અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડીઆ'ના પ્રવેશક–નિવેદનમાં સારી રીતે જણાવ્યું છે. તેમાંનો એકાદ મુદ્દો લઇને મારા પ્રથમ પુસ્તકમાં તે ઉપર મેં ખુલાસો પણ કર્યો છે. વળી તે મુદ્દો અત્રે યાદ આપું છું કે " A body of history must be supported upon a skeleton of chronology and without chronology History is impossible=ઇતિહાસના સ્થુલ દેહને–ઇમારતને હમેશાં સાલવારીના ખોખાનો આધાર હોવો જ જોઇએ. તેવી સાલવારી વિના ઇતિહાસ ઉભો કરવો તદ્દન અશકય છે. " કહે-

વાની મતલબ એ છે કે, જ્યાં ને ત્યાં નવી હકીકત રજુ કરતાં, આખાએ પુસ્તકમાં સમયાવળી અને સાલવારીની મદદ વડે જ હું કામ લેતો ગયો છું. એટલે મારાં નિર્ણયો કે અનુમાનો અન્યથા ઠરાવવાનું કોઇને પણ સુતર થઇ પડે તેમ છે. તેમને અન્ય પુસ્તકોના અભ્યાસની પણ વિશેષ જરૂર રહેતી નથી. બાકી કેટલાક મનુષ્યનો એવો સ્વભાવ જ પડી ગયો હોય છે કે, પોતાની માન્યતા ઉપર કાંઇક નવીન પ્રકાશ પડતાં જ હો હા કરવા મંડી પડે છે. તે રીત સારી કહેવાય કે કેમ, તેનો જવાબ તો વાચક જ આપશે. પાંચમી વાત–કોઇક ભાઇ એમ પણ દલીલ કરી શકશે કે લેખક પોતે જૈન ધર્માનુયાયી હોઇને પોતાના ધર્મના પ્રચારક તરીકેનું કાર્ય હાથ ધરી બેઠો છે. તેમને જણાવીશ કે તેમનું અનુમાન જ પ્રથમ દરજ્જે તો ખોટું છે, કેમકે ઇતિહાસકારને પક્ષપાતી બનવું પોષાય જ નહીં. તેમના વિચાર માટે એક લેખકના ઉદ્‌ગારો અત્ર રજુ કરીશઃ—

"ઇતિહાસકા કાર્ય સત્ય ઘટના કો પ્રગટ કરતા હૈ। સત્ય ઇતિહાસ હી સજીવ ઇતિહાસ હૈ। ઔર યહી ઇતિહાસ અપને ઉદ્દેશ્યમેં સફલ હોતા હૈ। ઇતિહાસકો ભૂલકર કોઇભી રાષ્ટ્ર યા જાતિ જીવિત નહીં રહ સકતી। પક્ષપાત ઇતિહાસકા શત્રુ હૈ।" એક બીજા ગ્રંથકાર જણાવે છે કે "બીના જૈન ગ્રંથોકા અધ્યયન કિયે, ભારતવર્ષકા પ્રમાણિક ઇતિહાસ નહીં લિખા જા સકતા હૈ" જો કે આ પ્રમાણે વસ્તુ સ્થિતિ છે. છતાં ઇતર ધર્મીઓ તરફથી બહાર પડતાં પુસ્તકો નીહાળીશું તો તેમાં શું હોય છે? પોતપોતાના ધર્મની મહત્તા જ ગાઇ હોય છે કે નહીં? અલબત્ત, તે પુસ્તકો ઐતિહાસિક ન હોવાથી, ગમે તેવી વાતો તેમાં લખી શકાય અને ચાલી પણ જાય; પણ તે સ્થિતિ તેમને તથા રાષ્ટ્ર હિતને નુકશાનકારક જ છે. તેનો બચાવ કરવો રહેતો નથી. જ્યારે ઇતિહાસમાં તો નર્યું સત્ય જ આલેખાતું હોવાથી, તેમાં કોઈ જાતની ચશ્મ-પોષી, ધર્માંધતા કે ધર્માભિમાન પોષી શકાય જ નહીં. તેમાં તો કઠોર અને કડવું હોય, છતાંયે સત્ય જ કહેવું પડે છે. લેખકે માત્ર એટલી જ સંભાળ રાખવી જોઈએ, કે પોતાના વિચારો રજુ કરતાં, લેખિની ઉપરનો સંયમ વિસરવો ન જોઇએ; તેમ કોઈ ભાઈની ધાર્મિક લાગણી દુઃખાઈ જવી ન જોઇએ. (એમ તો આ બીજા વિભાગમાં કેટલીયે વાતો બૌદ્ધ ધર્મના ઇતિહાસ વિશે જણાવવી પડી છે; કે જે અત્યારે પ્રચલિત છે તેના કરતાં તદ્દન બીજી જ દિશામાં લઇ જનારી નીવડવા વકી છે.) આવા પ્રયત્નમાં હું કેટલે દરજ્જે સફળ થયો છું, તે તો વાચક વર્ગ જ કહી શકે. તેમ આ પુસ્તકના અંતે સર્વે અભિપ્રાયોનું જે તારણ, તેના મૂળ શબ્દોમાં જ રજુ કર્યું છે તે ઉપરથી, પણ ખ્યાલ કરી શકાશે.

જે જે વિષયનું પુસ્તક, તેમાં તેમાં પંકાતા કોઇ વિદ્વાનના હાથે, પુસ્તકનો આમુખ લખાવવાની પ્રથા વધારે વ્યાજબી છે, પ્રશંશા પાત્ર છે અને આદરણીય પણ છે. જેથી કરીને બિચારો લેખક, ચારે તરફથી આવી પડતી ટીકાઓની ઝડીઓના મારથી બચી જવા પામે છે. તેમાંયે ખાસ કરીને ઉગતા લેખક માટે તો આવા પ્રકારનો આમુખ એક મજબૂત ઢાલ સમાન જ નીવડે છે. મારે તે માર્ગ તરફ વળવાની ઇચ્છા કેટલેક અંશે હતી પણ ખરી. પણ બે ચાર નિષ્ણાતો પાસે જતાં, કોણ જાણે શાં કારણથી–કે પછી તેમનાં મનમાં એમ ઉગી આવ્યું હોય, કે તેમ કરવા જતાં

વળી કયાં આપણે નાહક પનોતી વહોરી લેવી ?–ગમે તે કારણ હોય, પણ તેમણે ના તો પાડી જ દીધી હતી. એટલે વિશેષ પાસે જઇને સમયની બરબાદી કરવા પ્રયોજન નહોતું. અને મનમાં સંતોષ ધર્યો, કે પુસ્તકમાં ભારોભાર ટીપ્પણો રજુ કર્યાં છે, એટલે આમુખ નહીં હોય તો પણ ગરજ સરી જશે.

હવે એક જ ખુલાસો—વિરૂદ્ધ જતી દલીલો રજુ કરવામાં નામાંકિત વિદ્વાનોનાં મંતવ્યો તેમનાજ શબ્દોમાં કેટલેક ઠેકાણે ઉતારવાં પડયાં છે; તેથી કોઇના મનમાં એવો ભાસ થાય કે, લેખક પોતે જ્ઞાનમાં તેમનાથી ચડિયાતો થઇ જવા માંગે છે કે શું ? તો જણાવીશ કે, તેમાં કોઇની માનહાની કરવાનો ઇરાદો હોય જ નહીં. પણ સંશોધન–અને ખોજનો વિષય જ એવો છે, કે મુંડે મુંડે મતિર્ભિન્ના–તે પ્રમાણે ભિન્ન ભિન્ન મતો રજુ કરી તેમાંથી સત્ય શોધી કાઢવું રહે છે. એટલે તેવાં દ્દષ્ટાંતો કે ઉતારાઓ ટાંકીને તે ઉપર ટીકા કરવા જતાં કાંઇ અવિનય થઇ ગયેલ નજરે પડે, તો હ્રદયની ભાવના કલુષિત ન લેખતાં, હું બાળલેખક હોઇ, વિચાર રજુ કરવાની પદ્ધતિની અજ્ઞાનતા છે એમ સમજવા વિનંતિ કરૂં છું.

## ( આ ) પ્રસ્તાવના.

ભૂમિકા સમાપ્ત કરી હવે પ્રસ્તાવના વિશે બોલીશ. આગળ જણાવી ગયા પ્રમાણે તેમાં તો આ પુસ્તકમાં આવતી બાબતો વિષેજ ટૂકમાં ખ્યાલ આપવાનું રહે છે.

પ્રથમ પુસ્તકમાં સમગ્ર ભારત વર્ષનાં સોળે રાજ્યોનો સંક્ષિપ્ત ઇતિહાસ આપ્યા બાદ તે સમયના રાજમુકુટસમા મગધસામ્રાજ્ય ઉપર આધિપત્ય ભોગવતા એવા શિશુનાગ અને નંદવંશનો હેવાલ વિસ્તાર પૂર્વક સાદર કર્યો છે. જ્યારે તેના જેવડા જ કદના આ આખાયે પુસ્તકમાં કેવળ એકલા મૌર્યવંશનીજ હકીકત આવશે. બલ્કે તે પણ કેટલીક બાકી રહી જતી હોવાથી ત્રીજા પુસ્તકના આદિમાં અપાશે.

અત્યાર સુધી બહાર પડેલ પ્રાચીન સમયના ભારતીય ઇતિહાસમાં, અન્ય વંશ કરતાં મૌર્ય સામ્રાજ્યની હકીકતનાં જરૂર મોટાં મોટાં બ્યાનો બહાર પડી ચૂકયાં છે. છતાં આ ગ્રંથમાં આપેલ હકીકત કરતાં તો ઘણાં જ થોડાં છે. કદાચ જે મોટાં કદનાં પુસ્તકો બહાર પડયાં છે, તેમાં એકને એક હકીકત ઘણી જ લંબાણથી કાંતો અપાય છે અથવા તો ચાલુ આવતી બાબતોનું સંગ્રહસ્થાન બનાવી ખીચોખીચ ભરીને પુસ્તકનું દળ વધારી દેવામાં આવ્યું હોય છે. જ્યારે આ ગ્રંથનું દળ મોટું હોવા છતાં, અનેક વૃત્તાંતોમાં ઘણીજ નવીન વસ્તુઓ તેમજ જૂની વસ્તુઓને નવીન સ્વરૂપમાં રજુ કરવામાં આવી છે. તે નીચેના કેટલાક પારિગ્રાફથી ખ્યાલમાં આવી જશે.

આ વંશના રાજવીઓનાં રાજકીય જીવન ઉપર, તેમનાં ધર્મના–તેમનાં ધાર્મિક જીવનની–જબરદસ્ત છાયા પડી છે; એટલે તે તત્ત્વની ગવેષણા કરવાનું જો જતું કરવામાં આવે, તો સારાયે વંશનો રાજકીય ઇતિહાસ સમજ્યા વિનાનો પડી રહે તેમ છે.

મૌર્ય સમ્રાટોમાં ચંદ્રગુપ્તને જૈન, બિંદુસારને વૈદિક અને અશોકને બૌદ્ધ ધર્માનુયાયી લેખવામાં આવે છે. જ્યારે બીજા સમ્રાટોનાં તો નામ કે અન્ય વૃત્તાંત જાણવાનાં જ સાધનો જ્યાં નથી, ત્યાં તેમનાં ધાર્મિક જીવનની તો વાત આકાશકુસુમવત્ રહી કહેવાય. તેમાં વળી વૈદિકમતને અપૌરૂષેય ગણ્યો છે એટલે કે તેના પ્રણેતા કોઇ અમુક વ્યક્તિ ગણાતી નથી. જ્યારે બૌદ્ધ ધર્મના પ્રવર્તક શ્રી બુદ્ધદેવ અને જૈન ધર્મના તે સમયના પ્રવર્તક શ્રી મહાવીર ગણાય છે. એટલે ધર્મ પ્રવર્તક તરીકે, તો આ બે મહાપુરૂષની જીવન ઘટનાઓ આપણે તપાસવી રહે છે. તેમાંયે આ પુસ્તક તો ઇતિહાસનું હોઇ, તેમણે પ્રવર્તેલા ધર્મ-દર્શન-સિદ્ધાંતની બાજુ તરફ આપણે જરાએ દૃષ્ટિ કરવાની નથીઃ પણ જે ઘટનાએ તેમનાં જીવન ઉપર અસર કરી છે તથા ઐતિહાસિક સૃષ્ટિમાં ભાગ ભજવ્યો છે તેનું દિગ્દર્શન તો કરવું જ જોઇએ. આ બાબતનું એક નિરાળું જ પ્રકરણ આ બીજા પુસ્તકને અંતે જોડવા માટે લખી રાખ્યું હતું.

જેમ કોઇ ભાગનો ઇતિહાસ સમજવામાં, તેના રાજવીનાં ધર્મજીવન ઉપયોગી થાય છે, તેમ તેમના શિલાલેખો પણ કાંઇ ઓછો મહત્ત્વનો ભાગ ભજવતા નથી. આ વંશના તેવા શિલાલેખો-ખડગ અને સ્તંભ ઉપર કોતરાયલા-જગમશહુર છે અને તેની સમજણ માટે અલાયદાં પુસ્તકો પણ અનેક લખાયાં છે. એટલે આપણે તો આ પુસ્તકમાં માત્ર તેમનો નામ નિર્દેશજ કરીશું. બાકી ઇતિહાસનાં સર્જનમાં સિક્કાઓનો ફાળો અટળ અને અચૂક ગણાય છે. પણ તેવા કોઇ સિક્કા મૌર્યવંશી સમ્રાટોના જણાયલા ન હોવાથી, તેનું વર્ણન સર્વ કોઇ લેખકોએ છોડી દીધું છે; અને મેં પણ પ્રથમ તો તેમજ કરેલું હતું. એટલે કે, પુસ્તકને અંતે ચોથા ભાગમાં સર્વ સામાન્ય વર્ણન આપતો એક પરિચ્છેદ લખી રાખ્યો હતો; પણ વિશેષ અભ્યાસથી જ્યારે જણાયું, કે મોર્યવંશના સ્વતંત્ર સિકકાઓ તો છેજ, ત્યારે તે વિષયને પણ આ બીજા પુસ્તકમાં જોડવાનું ઠરાવ્યું.

આ પ્રમાણે ધર્મપ્રવર્તકોની હકીકત અને સિકકાને લગતું નિવેદન, બન્ને ને પુસ્તકના છેવટના પરિચ્છેદોમાં જોડવાનું પ્રથમ ધારી રાખ્યું હતું. પણ રાજાઓનાં જીવનવૃત્તાંત પ્રથમ લખવા અને તેમાં બતાવેલ નિર્ણયોની સાક્ષી અને પ્રમાણો પાછળથી રજુ કરવાં, તે અનુચિત લાગતાં, તે બન્ને બાબતો પુસ્તકના આદિમાં જ આપી દેવી રહી. આમ કરતાં કેટલાક પરિચ્છેદોની ગોઠવણી છેલ્લી ઘડીયે ફરીને કરવી પડી. જેથી કેટલેક ઠેકાણે તેમાંની વાકય રચના દોષિત પણ રહી જવા પામી છે. તે સમયના જૈન ધર્મ પ્રવર્તક શ્રી મહાવીર હતા. પણ તેમના અગિયાર ગણધરોમાંના પ્રથમનું ગોત્રનામ ગૌતમ હતું. અને બૌદ્ધ ધર્મ પ્રવર્તક શ્રી બુદ્ધદેવનું નામ પણ ગૌતમ ગણાય છે. આ બન્ને એકજ નામધારાં તેમજ સમકાલીન હોવાથી, પ્રાચીન ઇતિહાસકારોએ, તેમને એકજ વ્યક્તિ ધારી લેવાની ભૂલ કરી હતી; તથા એમ જણાવ્યું હતું કે, બૌદ્ધ ધર્મમાંથીજ જૈન ધર્મ નીકળ્યો હતો. એટલે કે જૈન ધર્મ તે બૌદ્ધ ધર્ણની એક શાખાજ છે. પણ બન્ને ગૌતમ સંબંધી માન્યતા વિશેની ગેરસમજૂતી દૂર થતાં એમ ઠરાવાયું કે, બન્ને ધર્મો એક બીજાથી ભિન્ન પણ હતા તેમ નિરનિરાળા પણ હતા. જ્યારે હવે વિશેષ ઉંડાણથી જોતાં મને એમ જણાયું છે કે, ઉપરની બન્ને માન્યતાની અપેક્ષાએ, બૌદ્ધ ધર્મ તો પાછળથીજ ઉદભવ્યો છે, એટલુંજ નહીં, પણ તે તો

જૈન ધર્મમાંથીજ ઉત્પન્ન થયો છે. અને શ્રી બુદ્ધદેવ પ્રથમ જૈન સંપ્રદાયના નિર્ગ્રંથ સાધુજ હતા. પણ તે ધર્મની દીક્ષા પાળવી દુષ્કર થઇ પડયાથી તેમણે તેનો પરિત્યાગ કર્યો હતો; અને સ્વેચ્છાએ નવીન ધર્મની કલ્પના ઉપજાવી કાઢી હતી. જેથી બૌદ્ધ ધર્મને ખરી રીતે જૈનધર્મની અનેક સિદ્ધાંતોની આછી પાતળી ઝાંખી બૌદ્ધ સૂત્રોમાં તરવરી આવતી દેખાય છે. આ મંતવ્ય બરાબર સમજી શકાય તે માટે આખુંયે પ્રકરણ જરાક વિસ્તારથી લખવું પડયું છે. તેમ સમર્થનમાં અનેક દલીલો રજુ કરવી પડી છે. વળી અત્યાર સુધી જે ચિહ્નોને, શિલ્પોને અને સ્થાપત્યનાં દશ્યોને બન્ને ધર્મનાં અનેક વિધ સામ્યને લીધે તે સમયના જૈન ધર્મ પ્રવર્તક શ્રી મહાવીર હતા. પણ તેમના અગિયાર ગણધરોમાંના પ્રથમનું ગોત્ર નામ ગૌતમ હતું. અને બૌદ્ધ ધર્મ પ્રવર્તક શ્રી બુદ્ધદેવનું નામ પણ ગૌતમ ગણાય છે. આ બન્ને નામધારી તેમજ સમકાલીન હોવાથી, પ્રાચીન ઇતિહાસકારોએ, તેમને એકજ વ્યક્તિ ધારી લેવાની ભૂલ કરી હતી તથા એમ જણાવ્યું હતું કે, બૌદ્ધ ધર્મમાંથીજ જૈન ધર્મ નીકળ્યો હતો એટલે કે જૈન ધર્મ તે બૌદ્ધધર્મની એક શાખાજ છે. પણ જ્યારથી બન્ને ગૌતમની માન્યતા વિષેની ગેર સમજૂતી દૂર થતાં એમ ઠરાવાયું કે, બન્ને ધર્મો એક બીજાથી ભિન્ન પણ હતા. તેમ નિરનિરાળા પણ હતા. જ્યારે હવે મને વિશેષ ઉંડણથી જોતાં એમ જણાયું છે કે, ઉપરની બન્ને માન્યતાની અપેક્ષાએ, બૌદ્ધ ધર્મ તો પાછળથી ઉદ્ભવ્યો છે, એટલુંજ નહીં પણ તે તો જૈન ધર્મમાંથીજ ઉત્પન્ન થયો છે. અને શ્રી બુદ્ધદેવ પ્રથમ જૈન સંપ્રદાયના નિર્ગ્રંથ સાધુ હતા. પણ તે ધર્મની દીક્ષા પાળવી દુષ્ક થઇ પડવાથી તેમણે તેનો પરિત્યાગ કર્યો હતો. અને સ્વેચ્છાએ નવીન ધર્મની કલ્પના ઉપજાવી કાઢી હતી. જેથી બૌદ્ધ ધર્મને ખરી રીતે જૈન ધર્મની એક શાખા કહીએ તો પણ ચાલે: અને તેથી કરીને જૈન ધર્મના અનેક સિદ્ધાંતોની આછી પાતળી ઝાંખી બૌદ્ધ સૂત્રમાં તરવરી આવતી દેખાય છે. આ મંતવ્ય બરાબર સમજી શકાય તે માટે આખું પ્રકરણ, જરાક વિસ્તારથી લખવું પડયું છે. તેમ સમર્થનમાં અનેક દલીલો રજુ કરવી પડી છે. તેમ વળી અત્યાર સુધી જે ચિહ્નોને, શિલ્પોને અને સ્થાપત્યનાં દશ્યોને બન્ને ધર્મનાં અનેક વિધ સામ્યને લીધે વિદ્વાનોએ બૌદ્ધ ધર્મી ઠરાવ્યાં છે તે વાસ્તવિક રીતે જૈન ધર્મનાં છે. તે માટે પણ લગભગ ત્રણેક ડઝન પુરાવા આપ્યા છે.

વળી ઉપરનું દષ્ટિબિંદુ સાબિત કરવા માટે સિક્કા--પ્રમાણો જેવા સજ્જડ પુરાવા રજુ કરવાની આવશ્યકતા લાગવાથી, આગળ લખી રાખેલ સિક્કા પ્રકરણને પાછા બે વિભાગે વહેંચી નાખી, કાંઇક વિસ્તાર પૂર્વક વિવેચન કરવું પડયું છે. તેમાં પહેલા વિભાગે–દ્વિતીય પરિચ્છેદમાં–સિક્કાને લગતી સર્વ સામાન્ય બાબત આપી છે અને બીજા વિભાગે–તૃતિય પરિચ્છેદે–સર્વ સિક્કાઓનું વિશેષ વર્ણન આપ્યું છે. તેમાં તે તે સિક્કાને લગતી સર્વ વિદ્વાનોની માન્યતા પ્રથમ રજુ કરી તેને લગતી ટીકાઓ તથા મારૂં મંતવ્ય પણ આપ્યું છે, જેથી વાચકવર્ગને બન્નેની તુલના કરવાનું સુગમ થઇ પડે. અત્રે એક હકીકત જણાવવાની કે, સિક્કાઓને લગતાં અનેક પુસ્તકો અનેક રાજ્યોનાં અને અનેક ભાષામાં બહાર પડયાં છે. પણ ભારતીય સિક્કા માટેનાં અતિ જૂજ છે. તેમાંયે બીજા

સમયના તો હજુ કાંઈકે વધારે મળી આવે છે ખરાં, પણ જે પ્રાચીન કાળનો ઇતિહાસ અહીં અપાયો છે તેના સિક્કા વર્ણવતાં ગ્રંથો મને તો ત્રણજ માલૂમ પડયાં છે. એટલે તે ત્રણમાંથી આ સમયમાં સમાવિષ્ટ થઇ જાય તેવા સર્વેને એકઠા કરી, કોઈ પણ જાતની નવીનતા રજુ કરે તેવા જુદા તારવી કાઢી આ પુસ્તકમાં ઉતાર્યા છે. મતલબ કે કોઇ પણ જાતનો પ્રાપ્ત થતો નવીન તરેહનો સિક્કો છોડી દેવામાં આવ્યો નથી. અને ધારૂં છું ત્યાં સુધી ગુજરાતી ભાષામાં સિક્કાની હકીકત રજુ કરતું આ પ્રથમ જ પુસ્તક છે. એટલે વાચક વર્ગને તેના વાંચનથી નવીનતા સાથે રસિકતા પણ ઉત્પન્ન થશે.

પુસ્તકના આદિમાં જ આ ત્રણ પરિચ્છેદો કેમ ઉતારવા પડયા તેનો ઇતિહાસ આ પ્રમાણે વાચક સમક્ષ ધરવો પડયો છે. તેમના મનમાં કદાચ એક સ્થિતિ એમ બંધાતી જતી હશે કે, આમાં લેખકે જૈન ધર્મનાં ગુણગાન ગાવાનું જ હાથ ધર્યું લાગે છે. તો ફરી ફરીને પણ અતિ નમ્ર ભાવે જણાવવા રજા લઉં છું કે પ્રથમ પુસ્તકની પ્રશસ્તિમાં જેમ જણાવાયું છે તેમ ઇ. સ. પૂ. ના દશમાં સૈકાથી માંડીને ઠેઠ મૌર્યવંશના વર્ણન સુધી તો જૈન ધર્મ પાળતા રાજકર્તાઓની રાજસત્તા એક ધારી ચાલી આવતી હતી એમ મને જણાયું છે. અને તે પ્રમાણેની મારી માન્યતા મેં વ્યકત કરી હતી. તેમ વળી શિલાલેખના, સિક્કાઓના અને અન્ય સાંપ્રદાયિક તથા વિદ્વાનોનાં બહાર પડેલ ગ્રંથોની સાક્ષી તેમજ આધારોનો, તેને હવે ટેકો મળતો હોવાથી તે માન્યતા દઢ થતી પણ જાય છે. પછી ફાવે તો મારા ઉપર ધર્માંધતાનો કે તેવા કોઇ અન્ય પ્રકારનો દોષ નંખાયા કરે તો તે માટે લાચાર છું. મને તો જે વસ્તુ સ્થિતિ ખરી લાગી તે વર્ણવવી જ પડી છે. અરે ઇ. સ, પૂ. ની પાંચ છ સૈકાની વાત તો દૂરે રાખો, પણ મોહનજાડેરો જેવી ઇ. સ. પૂ. અઢી અઢી હજાર વર્ષ જેટલી પુરાણી સંસ્કૃતિ પણ, જૈન ધર્મને લગતીજ છે એમ જ્યારે ત્યાંથી મળી આવતા શીલોના અને સિક્કાના પુરાવા વડે સંશોધન ખાતા તરફથી પુરવાર થતું જાય છે, ત્યારે આ ગ્રંથના એકલા લેખકના શિરેજ કાં તે બાબતનો દોષ ઢોળતા રહેવું પડે છે! ( મોહનજાડેરોને લગતો એક પારિગ્રાફ દ્વિતીય પરિચ્છેદના અંતે પૃ. ૭૨-૭૩ ઉપર જોડયો છે તે વાંચી જવા વિનંતિ છે ).

આ પ્રમાણે ત્રણ પરિચ્છેદ વિશેની પરિસ્થિતિ જણાવી. વીશેષ ભાગમાં શું શું વિશિષ્ટતાઓ છે તેનો ટૂંક પરિચય હવે આપું છું.

(૧) સૌથી મહત્ત્વની અને ઉપયોગીતાની કોટિમાં ઉત્કૃષ્ટપદે મૂકી શકાય તેવી હકીકત સમ્રાટ પ્રિયદર્શિન અને અશોકને લગતી છે, અત્યાર સુધી આ બન્નેને એક જ વ્યકિત ધારી લઇને અશોક સમ્રાટ તરીકે તે બન્નેને ઓળખાવાયેલ છે. તેમજ જે જે પિયદર્શિનની કૃતિઓ છે તે તે સઘળી અશોકની ઠરાવાઇ છે. એટલે સ્વભાવિક છે કે આ કૃતિઓમાંથી-તેવી કૃતિઓ તો અનેક છે, પણ તેમાં ચે-સારી આલમનું ધ્યાન સર્વેથી વિશેષ ધ્યાન ખેંચી રહેલ એવા તેના વિધ વિધ લેખોને ( મોટા, તથા નાના ખડક લેખ અને તેવા જ નાના મોટા સ્તંભ લેખોને ) સમ્રાટ અશોક જે ધર્મ પાળી રહ્યો હતો તે બૌદ્ધધર્મના દ્યોતકરૂપે ગણી કાઢયા છે. જ્યારે સત્ય સ્થિતિ

તદ્દન ઉલટી જ છે. કેમકે પ્રિયદર્શિન તથા અશોક બન્ને ભિન્ન જ વ્યક્તિઓ હોવાથી, તેમજ તે સર્વે પ્રિયદર્શિનના રચેલાં હોવાથી, પ્રથમ દરજ્જે તો તે સર્વે જે ધર્મનો પ્રિયદર્શિન સમ્રાટ અનુયાયી હતો તે જૈન ધર્મને લગતાં જ ફરમાનો છે. અને બીજે દરજ્જે વર્તમાનકાળમાં જૈન ધર્મનાં મનાતાં રહેલાં તત્ત્વો કરતાં, તેમાં દર્શાવેલ ફરમાનો અને તત્ત્વો કેટલાં શુદ્ધ સ્વરૂપે તે સમયે પ્રવર્તી રહેલાં હતાં, તેનું જ્ઞાન-ભાન ઇતર મતાનુલંબીઓ કરતાં, જૈન પ્રજાને જ સારી રીતે તેમાંથી પ્રાપ્ત થતું દેખાય છે. ઉપરાંત તેઓને તેમના ધર્મનાં અનેક તીર્થ સ્થળો વિશે પણ નવીન જ પ્રકાશ ફેંકતા સમજાશે.

( ૨ ) ગ્રીક ઇતિહાસમાં આલેખેલી સેંડ્રેકોટસ નામની હિંદી સમ્રાટની જે વ્યકિતને સઘળા વિદ્વાનોએ ચંદ્રગુપ્ત ઠરાવી દીધો છે, તેને બદલે તે ચંદ્રગુપ્ત નહીં, પણ તેનો પૌત્ર અશોકવર્ધન હતો, એમ મારે ઠરાવવું પડયું છે. અને તેમ કરવામાં, તેમણે જે હકીકતને આધારે તે નિર્ણય બાંધ્યો છે તેના મૂળ લખાણમાં કેવા શબ્દો છે, તે શોધી કાઢી વાચક વર્ગ પાસે શબ્દે શબ્દ અસલ રજુ કરીને, તે ઉપર ટીકાઓ સાથે ખરી વસ્તુસ્થિતિ તેના યથાર્થ સ્વરૂપમાં મેં સ્પષ્ટ કરી બતાવી છે. એટલે બૌદ્ધ સાહિત્યમાં વર્ણવાયલ અશોકના જીવનમાંના કેટલાક પ્રસંગો, જે શિલાલેખમાં કોતરાયલ હકીકતથી જુદા પડતાં માલૂમ પડે છે તે સર્વે ટપોટપ આપમેળે બંધબેસતા થઇ જાય છે. જેવાં કે (अ) અશોકના ધર્મ પરિવર્તનનો સમય ખરી રીતે રાજ્યાભિષેકની પૂર્વેનો છે છતાં શિલાલેખમાં રાજ્યાભિષેક બાદ અઢીથી નવમા વરસ સુધીમાં થયેલ જણાવાયો છે: તેમ ( आ ) તેણે પોતાની રાણી તથા અનેક મનુષ્યોની કત્લ કરાવી નાંખ્યા ઉપરાંત નર્કાલય જેવી સંસ્થા ઉભી કરાવી હતી. જ્યારે શિલાલેખમાં તેને કૌટુંબિક અને આત્મીય જનો તરફ મમતા ભરી વર્તણુંક ચલાવતો બતાવવા ઉપરાંત, સર્વ મનુષ્યજાતિ તરફ વાત્સલ્યતા દર્શાવતો બતાવાયો છે. આવી તો અનેક વિરોધ દર્શક હકીકતો અદ્યાપિ પર્યંત નજરે પડતી આવી છે અને તેમાં વિદ્વાનોએ તેનું સમાધાન કરવા મરજીમાં આવે તેવી દલીલો રજુ કર્યે રાખી છે. તે સર્વનો અંત આવી જાય છે.

( ૩ ) અર્થશાસ્ત્રના પ્રખ્યાત રચયિતા અને મૌર્ય ચંદ્રગુપ્તના રાજ્યે, મુખ્ય સૂત્રધાર, કર્મચારી અને રાજપુરોહિત ચાણક્યને, કેટલાકે ચાણાકય, ચાણિકય તેમજ કૌટિલ્ય, કુટિલ્ય કે તેને જ મળતાં નામોથી જે સંબોધ્યો છે તે સર્વ ખોટું છે: તથા તેનાં જન્મ અને મરણનાં સ્થાન, સ્થળ તેમજ સમય વિશેજે તદ્દન અજ્ઞાન દશા વર્તી રહી છે, તે સર્વ ઉપર ઐતિહાસિક દૃષ્ટિએ પુરાવા આપી સાક્ષાત્ નિર્દેશ કરી બતાવ્યો છે.

( ૪ ) સમ્રાટ બિંદુસારના આખા જીવન ઉપર અત્યાર સુધી જે ઘાટો પડદો પડી જ રહ્યો છે તે ઉંચકી નાંખી, અનેક હકીકતો બહાર આણી છે.

( ૫ ) ગ્રીક શહેનશાહ સિકંદર હિંદ ઉપર ચડી આવ્યો ત્યારથી શરૂ કરીને, તેના નીમેલા સરદારોએ ભારત ભૂમિના એક ખુણે અંધાધૂની જે ચલાવી મૂકી હતી ત્યાંસુધીનો લગભગ પા સદીનો ઇતિહાસ સ્પષ્ટપણે ભારતીય ઇતિહાસનાં પાને ચડયો જ લાગતો જ નથી. એટલે આ હકીકત એક સ્વતંત્ર પરિચ્છેદે બતાવવામાં આવી છે.

ત્રીજા ખંડમાં વર્ણવાયલ નવીન વસ્તુઓનું સ્વરૂપ ઉપર પ્રમાણે છે. જ્યારે આખો ચતુર્થ ખંડ અશોક અને પ્રિયદર્શિનનાં જીવન ચરિત્રથી જ ભરપૂર બનેલ છે. તેમાં પણ નીચે પ્રમાણે નવીનતાઓ માલૂમ પડશે.

( ૧ ) પ્રથમ તો અશોક અને પ્રિયદર્શિનને ભિન્ન પાડવા માટે બૌદ્ધ સાહિત્યના તથા સમસામયિક અન્ય રાજકર્તાઓના સમય લઇ, તે બન્નેનો સમય નિશ્ચિત કરી બતાવ્યો છે. અને જરૂર જોગી કેટલાયે અન્ય ચર્ચા કરી છે. અલબત્ત સઘળા મુદ્દા ચર્ચવા જઇએ તો એકદમ લંબાણ થઇ જાય માટે તેનો વિસ્તૃત અધિકાર તો સમ્રાટ પ્રિયદર્શિનના જીવન ચરિત્રના સ્વતંત્ર ગ્રંથમાં જ આલેખવા ઉપર રાખ્યો છે.

( ૨ ) આ પ્રમાણે નં. ૧ ની હકીકતો તારવીને ચાળી કાઢયા બાદ સમ્રાટ અશોકનું જીવન વૃત્તાંત તદ્દન નૂતન અને સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરતું દેખાય છે. જેથી સાંપ્રદાયિક ઇતિહાસ પણ શુદ્ધ સ્વરૂપે સમજી શકાય છે.

( ૩ ) જેમ અશોકવર્ધનનું જીવન શુદ્ધ સ્વરૂપે સમજાતું થયું છે તેમ પ્રિયદર્શિનનું જીવન, તેના સામ્રાજ્યનો વિસ્તાર તથા વહીવટ, પરદેશી રાજાઓ સાથેનાં સમકાલીન રાજત્વ અને મૈત્રીના પ્રભાવની હકીકત, વિગેરે, વિગેરે, અનેક બાબતો ઉપર ઓર ઓપ ચડતો નજરે પડે છે. આ સમ્રાટના વૃત્તાંત ઉપર એટલું બધું અજવાળું પડતું થયું છે, કે તેનાં જ ખાસ ત્રણ પરિચ્છેદ પાડવાં પડયાં છે. તેમાંથી

( ૪ ) પ્રથમમાં તેની અંગત બાબતો લેવાઇ છે. જેવી કે તેનાં નામની ઓળખ, તેની રાણીઓ, પુત્ર પુત્રીઓ, જમાઇ, વિગેરે પરિવારનું વર્ણન કરેલ છે. તે પછી, ચારે બાજુ તેણે કરેલ દિગ્વિજય યાત્રાનું વર્ણન આપ્યું છે તેમાં પણ ઘણી ઘણી ઐતિહાસિક નવીન અને રસિક બાબતો રજુ કરવામાં આવી છે. વળી તેણે હિંદની બહાર ઉત્તરમાં તિબેટ, ખોટાન, મધ્ય એશિયા વિગેરે દેશોમાં, જાતે જઇને લડાઇઓ કરી હતી. તે, તેમ જ ૧૫૦૦ માઇલ જેટલા જંગી વિસ્તારમાં લંબાયલી, અજોડ અને અદ્વિતીય એવી પેલી વિખ્યાત ચીનાઇ દિવાલનું કેવી રીતે નિર્માણ થવા પામ્યું હતું. ઇત્યાદી ઇ. અદ્યાપિ પર્યંત જગતના કોઇ ઇતિહાસનાં પાને ચડી ન હોય તેવી તેની અનેક હકીકતો શોધીને રજુ કરવામાં આવી છે.

( ૫ ) બીજામાં સમ્રાટ પ્રિયદર્શિનના પૂર્વ તેમ જ વર્તમાન જીવનનો ઇતિહાસ આપી તેમનો પરસ્પર સંબંધ, ઐતિહાસિક લક્ષણો સાથે જોડી બતાવ્યો છે. જે ઉપરથી તેણે આદરેલ ધર્મપ્રચારનાં કાર્યો ( જેવાં કે ધમ્મમહામાત્રા નીમવા, શિલાલેખો કોતરાવવા, સ્તંભલેખો ઉભા કરવા ) તથા લોકકલ્યાણના અનેક દિશાનાં–ધાર્મિક, સામાજીક અથવા નૈતિક, આર્થિક અથવા વ્યવહારિક તથા રાજકીય એમ સર્વ પ્રકારનાં–જે ક્ષેત્રો ઉભાં કર્યાં હતાં, તે ઉપર કાંઇ વળી અનેરોજ પ્રકાશ દીપી નીકળે છે.

(૬) તેના જીવન વિશેનાં વર્ણનના છેલ્લા પરિચ્છેદમાં, તેણે કરેલી અનુપમ રાજ્ય વસ્થાનો ખ્યાલ આપ્યો છે. તેમાં તેણે કરેલ સામ્રાજ્યના લગભગ બે ડઝન જેટલા પ્રાંતો જે પાડયા હતા, તેનાં નામ પ્રથમ આપી, તે ઉપર નિયત કરેલા સૂબાઓ, તેમનું ટૂંક જીવન અને પરિચય

ખાસ અભ્યાસ યોગ્ય બનાવ્યાં છે. તે બાદ તેની કૃતિઓનો વિષય હાથ ધર્યો છે. તે વિધવિધ પ્રકારની હોવા છતાં, વિદ્વાનોએ તો કેવળ શિલાલેખ અને સ્તંભલેખો તરફ જ માત્ર દૃષ્ટિ ફેરવી છે તેનો ઘટ સ્ફોટ કરી, તેવી અનેક કૃતિઓનું ખૂબ રસપૂર્વક વર્ણન સાદર કર્યું છે. અને અંતમાં ચાર્લ્સ ધી ગ્રેઇટ, શાર્લમેન, સિઝર, નેપોલીઅન બોનાપાર્ટ જેવા વિદેશી અને અકબર જેવા ભારતવર્ષી શહેનશાહોની સાથે, એરીસ્ટોટલ તથા બેકન જેવા મહાન તત્ત્વવેત્તાઓ સાથે, અને ઇસા તથા બુદ્ધ જેવા ધર્મ પ્રવર્તકો સાથે, તેની તુલનાત્મક દૃષ્ટિએ સરખામણી કરી બતાવી છે. તેમાં કેટલાકની માન્યતા પ્રમાણે, પશ્ચિમની સંસ્કૃતિનું વહન પૂર્વતરફ એટલે હિંદ તરફ થયું છે, જ્યારે બીજા પક્ષની માન્યતા તેથી ઉલટ એટલે પૂર્વમાંથી પશ્ચિમ તરફ ગયું હોવાની થાય છે. આ બેમાંથી કયો મત વિશેષપણે સ્વીકાર્ય કહી શકાય, તેની ચર્ચા ઠીક ઠીક કરી બતાવી છે.

સમ્રાટ પ્રિયદર્શિનનું વૃત્તાંત છપાઇ રહેતાં, નિરધારિત યોજના પ્રમાણે પુસ્તકનું દળ પાંચસો પૃષ્ઠ લગભગે પહોંચતાં, મૌર્યવંશ હજુ સંપૂર્ણ થયો નથી છતાં તેટલો ભાગ છોડી દેવો પડ્યો છે. જે હવે ત્રીજા પુસ્તકના આદિમાં આપવા ધાર્યો છે. તેના બે પરિચ્છેદ પાડવામાં આવશે. એકમાં, શેષ રહેતા મૌર્ય વંશના રાજવીઓની શોધિત નામાવલી રજુ કરી, તેમનાં જીવનનો ટુંક પરિચય આપીશ. તથા સાથે સાથે મૌર્ય સામ્રાજ્ય કેમ એકાએક તૂટી પડ્યું, તેનાં વિશિષ્ટ કારણોની દલીલ પૂર્વક તપાસ લઇશ અને બીજા પરિચ્છેદમાં પ્રથમ પુસ્તકે જે પ્રથા ગ્રહણ કરી છે, કે એક વંશનું વર્ણન પૂરૂં થતાં તેના સર્વ રાજવીઓનો જય પરાજય બતાવતું દિગ્દર્શન નકશાઓ જોડી કરી બતાવવું, તે રીત્યનુસાર તેનું વર્ણન કરી બતાવીશ.

એટલે પુસ્તક પહેલામાં, બે ખંડ અને દરેકના સાત સાત પરિચ્છેદ અપાયા છે. તેમ આ બીજા ભાગમાં પણ બે ખંડ (ત્રીજો અને ચોથો) આપી, પ્રત્યેકના સાત સાત પરિચ્છેદ આપવા ધાર્યા હતા. તેને બદલે હવે બે પરિચ્છેદ ઓછા આપવા પડયા છે.

આ પ્રમાણે ખંડ ત્રીજાના સાત અને ખંડ ચોથાના ચાર મળી અગિયાર પરિચ્છેદનો ટૂંક પરિચય છે. વળી પ્રત્યેક પરિચ્છેદનું ભીતર તપાસવા માટે તે તે પરિચ્છેદના પ્રારંભમાંજ સંક્ષિપ્ત સાર અગાઉની પેઠે આપવામાં આવ્યો છે, તથા વર્ણનમાં પારાગ્રાફોનાં શિર્ષક પણ બાંધ્યાં છે. ઉપરાંત આ પુસ્તકે, દરેક પૃઠનાં મથાળે વિષયસૂચક નોંધ પણ આપી છે.

આ પુસ્તકના ચાર ભાગ જે બહાર પડવાના છે તેમાં સૌથી મહત્ત્વનો અને ઇતિહાસની દૃષ્ટિએ પણ અતિ ગૌરવાન્વિત આ ભાગ જ છે. કેમકે તેમાં (૧) સિકકા જેવી મહદ ઉપયોગી બાબત હાથ ધરી તેનાં ચિત્રપટ રજુ કરી, દલીલ પૂર્વક જે જે નિર્ણયો બાંધવામાં આવ્યા છે તે સર્વની યથાસ્થિત સમજૂતિ આપવામાં આવી છે (૨) અશોક વર્ધન અને પ્રિયદર્શિન વિશે તથા તેના શિલાલેખો, સ્તૂપો, પ્રચંડકાય મૂર્તિઓ, વિગેરેના સંબંધમાં અદ્યાપિ પર્યંત જે માન્યતા ચાલી આવી છે, તે સર્વ પ્રમાણ અને સાક્ષીઓ આપી ઉથલાવી નાંખી છે (૩) તથા સેંડ્રેકોટસ ને ચંદ્રગુપ્ત ઠરાવાયો છે તે બાબત તેમજ તેના રાજપુરોહિત પં. ચાણકય ઉર્ફે કૌટલ્યનાં નામ, જન્મ, કુળ, આદિ બાબતમાં પણ ઘણી ગેરસમજૂતિ દૂર કરી નાંખવામાં આવી છે. (૪) વળી

યવનપતિ અલેકઝાંડર તથા તેના સરદારોને લગતી હકીક્ત વિશે જે તદ્દન મૌન સેવાતું રહ્યું છે તેને લગતું એક તદ્દન નવું જ પ્રકરણ ઉમેર્યું છે અને (૫) સર્વથી ચડી જાય તેવું પ્રકરણ તો બુદ્ધદેવ તથા મહાવીરના ઇતિહાસને લગતું અને તે બન્ને ધર્મ પ્રવર્તકોના ધર્મનાં સ્મારકોનાં દૃશ્યો, ચિહ્નો, શિલ્પકામો વિગેરેનો સમજૂતી સાથે ઉકેલ બતાવ્યો છે. આ પ્રમાણે અનેક વિધ રસમય અને ઉપયોગી સામગ્રીથી આ દ્વિતીય ભાગ ભરચક બનાવવામાં આવ્યો છે. ત્રીજો ભાગ પણ લગભગ તેવી જ રીતે નવીન અને વિસ્મયમાં ગરકાવ કરે તેવી સામગ્રી પૂર્ણ બન્યો છે. જે સ્વયં હાથમાં આવતાં ખાત્રી કરી આપશે.

આ પ્રમાણે પુસ્તક વર્ણનનો મુખ્ય દેહ સંપૂર્ણ કર્યા બાદ, પાંચમો પરિચ્છેદ એવું નામ આપી, તેમાં મૂળ ઇતિહાસથી અલગ પડતી પણ તેની અંગભૂત ગણી શકાય તેવી હકીકતનાં ચાર પરિશિષ્ઠ ઉમેરવાં પડયાં છે (૧) " ધર્માશોક " શબ્દ કોને લાગુ પાડી શકાય તેની ચર્ચાને લગતું (૨) સુદર્શન તળાવને લગતું (૩) સમ્રાટ પ્રિયદર્શિન સાથે કૌટુંબિક તેમજ રાજકીય સબંધ ધરાવતી દશરથ અને શાલિશુક નામે બે વ્યક્તિઓની ઓળખ આપતું (૪) અને તેવીજ રીતે જે અન્ય એક વ્યકિત સબંધ ધરાવતી આવી છે પણ અદ્યાપિ પર્યંત જેને તદ્દન અંધકારમાંજ પડી રહેવા દીધી છે તેને લગતું; આ પ્રમાણે ચાર પરિશિષ્ટો જોડયાં છે, અને તે દરેકમાં પણ, મૂળ પુસ્તકની પેઠેજ, તદ્દન નવીન હકીકત દેખા દઇ રહેલી માલુમ પડેછે. જે અત્રે વર્ણવવા કરતાં તે વાંચી જવાથી ખાત્રી થશે. છતાં એક ટકોર જરા કરી લઉં. કે છેલ્લાં બે પરિશિષ્ટોમાં તો નવીન જ વસ્તુ ભરેલી છેઃ જ્યારે પહેલાં બેમાં, જેમ અશોક અને પ્રિયદર્શિન વચ્ચેનો ભેદ અને ભ્રમ ફોડી નંખાયો છે, તેમ પ્રથમ પરિશિષ્ટમાં સુદર્શન તળાવની રચનાનું કારણ તથા તેના કર્તા રૂદ્રદામન ક્ષત્રપને ગણવામાં આવ્યો છે તે બંને બીનાનું સ્વરૂપ ઉથલાવી નંખાયું છે. જ્યારે દ્વિતીય પરિશિષ્ટમાં તેજ પ્રમાણે ધર્માશોક નામની વ્યક્તિ જે ધરાતી આવી છે તેને બદલે તે પદવી એક નવીન વ્યક્તિનેજ અર્પાતી હોવી જોઇએ એમ સિદ્ધ કરી બતાવ્યું છે.

પુસ્તક પૂરૂં કરાયા બાદ પ્રથમ ભાગની પેઠેજ, વંશાવળી તથા નામાવલી; તે બાદ સમયાવળી, શું અને કયાં ? અને શુદ્ધિપત્રક તથા સર્વના અંતે, પુસ્તકના અંગે મળેલા અભિપ્રાયના ટુંક ઉતારા આપ્યા છે. આ પ્રમાણે પુસ્તકની સમાપ્તિ થાય છે.

ધારૂં છું કે, આટલાં પગલાં લેવાથી વાચક વર્ગની દરેક પ્રકારની સુલભતા સચવાઇ રહેશે. છતાં નવીન સૂચનાઓ મળશે તો જરૂર તે ઉપર લક્ષ આપી, આદરણીય લાગતાં ત્રીજા પુસ્તકે તેનો અમલ કરવામાં આવશે.

હવે આ બીજા ભાગ સબંધમાં કેટલાક સામાન્ય વિચારો જણાવવા જરૂર જોઉં છું.

(૧) આખાએ ગ્રંથનું મૂળ લખાણ ઇ. સ. ૧૯૨૮ સુધીમાં પૂરૂં થઇ ગયું હતું. જ્યારે તેની છપાઇ ઇ. સ. ૧૯૩૫ થી શરૂ થઇ છે. વચ્ચેના સાત વર્ષના ગાળામાં થયેલ શોધખોળ અને સુધારા વધારા જે મારા વાંચવામાં આવ્યા છે, તે યથાસ્થાને આમેજ કરતો ગયો છું. તેમાં જે મોટા અને ખાસ ધ્યાન ખેંચવા લાયક દેખાયા છે, તે તે વિષયોને છૂટા પાડીને તેમના તેમના પરિચ્છેદના અંતે ' પરિશિષ્ટ ' અને ' વધુપ્રકાશ ' તરીકે, અને કિંચિત્ જેવા હતા તેને ચાલુ લખાણની

અંદરજ જોડી દીધા છે. પણ તેમ કરવામાં કયાંક વાકય રચનાની અસંગતતા દેખાઇ આવે તો તેને પરિસ્થિતિનો દોષ સમજી લેવા વિનંતિ છે, નહીં કે ઐતિહાસિક પરિસ્થિતિનો.

(૨) પ્રથમ ભાગની પ્રશસ્તિમાં કેટલાયે આક્ષેપો મારા શિરે આવી પડવાની મેં અટકળ દોરી હતી. તે અનુમાન સર્વથા નહીં તો મુખત્વે તો સાચુંજ પડયું છે. સારૂં થયું છે કે તેના ખુલાસા તેજ વખતે આપી દીધા છે, જેથી કરીને પુસ્તકમાં વર્ણવેલી ઐતિહાસિક વસ્તુ વિષે થતી ઘણીય ગેરસમજૂતી આપ મેળે અટકી પડી છે. તેટલે દરજ્જે પરમાત્માનો આભાર માનું છું. આટલું જણાવી વિચાર રજુ કરવાની મુખ્ય સ્થિતિ તરફ પાછો વળું છું.

(૩) પ્રાચીન સમયનો ઇતિહાસ વર્ણવતાં સર્વ ગ્રંથો તપાસતાં માલૂમ પડશે કે, તેમણે ધર્મની અગત્ય વિષે લેશ પણ ઇસારો કર્યો નથી; અથવા કદાચ કોઇ ગ્રંથમાં ભૂલેચૂકે કાંઇ બે અક્ષર લખાઇ ગયા હશે. તો તે આધુનિક વિદ્વાન વર્ગમાં ઉતરી આવતી માન્યતા દર્શાવતા લખાણના આધારે, કે અધકચરી હકીકત ઉપરથી તારવણી કરીનેજ; જ્યારે મારી તરફથી બહાર પડેલ બે વિભાગો ( તેમજ હવે પછી બહાર પડવાના બે ભાગો મળી કુલ ચારે ભાગો ) જોતાં વાચકની ખાત્રી થશે, કે તે વખતના સર્વ રાજકર્તાઓએ ધર્મને તો સર્વ પ્રવૃત્તિનું એક મુખ્ય અંગજ લેખ્યું છે; એટલુંજ નહીં પણ તેમણે પોતાનાં જીવન પણ તદનુસારે ઘડી કાઢયાં છે. તે વાતની પ્રતીતિ સર્વે મૌર્ય સમ્રાટોનાં જીવન ચરિત્રનાં વાંચન ઉપરથી આપણને મળી શકે છે. પછી ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોક કે પ્રિયદર્શન-એમ ત્રણ કે ચારમાંથી ગમે તેનું દૃષ્ટાંત લ્યો, અથવા તેમણે દરેકે કયો ધર્મ પાળ્યો હતો તે વાત પણ એકવાર અલગ રાખો, છતાં એટલું તો સ્પષ્ટ તરી આવશે જ કે, તેમણે દરેકે ધર્મની અગત્ય ઉપર ભાર તો મૂકયો છે જ. એટલે કે તેમની સજ્જડ માન્યતા બંધાઈ ગઇ હતી કે, ધર્મની પિછાણ વિના મનુષ્ય જીવનની સફળતા છે જ નહીં.

( ૪ ) પછી ધર્મ[૧] કોને કહેવો, તથા તેને પ્રજાનાં કે માનવજાતિનાં કેવળ ઐહિક હિત સાથે જ સંબંધ છે કે, સાથે સાથે પરલૌકિક હિત સાધવા માટે પણ તે ઉપકારક ગણાય છે, તે બાબતની ચર્ચામાં ઉતરવાનું અત્ર સ્થાન પણ નથી, તેમ તે વિષય પણ આપણો નથી. છતાં એટલું જણાવવું તો આવશ્યક ભાસે છે જ, કે વર્તમાન કેળવણીકારોની અને દરેક હિંદી યુનીવરસીટીના સંચાલકોની ખાતરી થઇ ગઇ છે, કે માત્ર બુદ્ધિ વિષયક (Intellectual and moral) કે મગજને સ્પર્શતી જ ( relating to head only; or developing the growth of visible senses only ) કેળવણી[૨] આપવાનો અખતરો હવે વિશેષવાર લંબાવવાની જરૂર નથી. પણ સાથે સાથે સદ્‌ગુણી બનાવતી અને ચારિત્ર્યશીલ સંસ્કાર રેડનારી ( developing

( ૧ ) ધર્મની વ્યાખ્યા આપણે પુ. ૧ ની પ્રશસ્તિમાં પૃ. ૨૧-૨૨ માં જણાવી છે. એક સમર્થ વિવેચક વળી જણાવે છે કે "ધર્મમાં કેળવણીનું સ્થાન પણ છે જ. ધર્મ એટલે વ્યકિતનું તેમજ સમાજનું ઘડતર " ( જુઓ. તા. ૨૪-૧૦-૩૬ નું જન્મભૂમિ નામે મુંબઇ શહેરનું દૈનિક પત્ર )

( ૨ ) આપણે ત્યાં Director of Public Instruction નો હોદ્દો છે. નહીં કે Public Education નો.

the spirit and growth of internal and invisible senses also ) કેળવણી પણ અપાવવી જ જોઇએ. અથવા અંગ્રેજીમાં જેને Head and Heart ( મગજ તથા હૃદય ) કહેવાય છે, તે બન્ને પ્રકારની [ Head ( મગજ ) તે Intellectual ( બુદ્ધિવિષયક ) અને Heart ( હૃદય )તે Spiritual( અધ્યાત્મિક ) ] ધાર્મિક કેળવણી સિવાય સમ્રાટ પ્રિયદર્શિનના ખડક અને સ્તંભ લેખોમાં કોતરાવાયલી અને અનુભવ સિદ્ધ–પાર પડેલી–વિજ્ઞાન સ્થાપિત––પ્રાણી-માત્ર પરત્વેની વિશ્વબંધુત્વની ભાવના–ઉત્પન્ન થવાની નથી જ; તેથી મેં પણ ધર્મ વિષયની ચર્ચાને કાંઇક વિશેષ મહત્ત્વ આપ્યું છે. વળી દેખાય છે કે, વૈદિક અને જૈન ધર્મ તે બે જ સનાતન ધર્મ પરાપૂર્વથી ચાલતા આવ્યા છે, તેમ જ આ પુસ્તકમાં પૃ. ૩૭ માં વર્ણવ્યા પ્રમાણે ઇન્વોલ્યુશન અને ઇવોલ્યુશનના સિદ્ધાંતાનુસાર, તે બે ધર્મ જ સદૈવ તથા સજીવ રહેવાના હોય એમ વિજ્ઞાન જોતાં માલૂમ પડે છે.

( ૫ ) સમ્રાટ પ્રિયદર્શિનના લેખોનો જે જે વિદ્વાનોએ ઉંડાણથી અભ્યાસ કર્યો છે. તે સર્વે એક અવાજે દાંડી પીટીને જાહેર કરે છે કે, તેણે વર્ણવેલાં ધર્મમાં સારા વિશ્વમાં બંધુત્વ ફેલાવવાની શકિત છે. પણ પ્રિયદર્શિનને અશોક ઠરાવી, તે સર્વ યશનું સમર્પણ સમ્રાટ અશોકના બૌદ્ધ ધર્મને લાગુ પડે છે. જ્યારે અશોક અને પ્રિયદર્શિન હવે જુદા ઠરતા હોવાથી, તેનો યશ સમ્રાટ પ્રિયદર્શિનના જૈન ધર્મને આભારી ગણાશે.

(૬) જૈન ધર્મ કેવો વિશ્વવ્યાપી હતો અને હોઇ શકે તે હકીકત આ ઉપરથી ખુલ્લી થાય છે. તેણે પોતાની પાંખ પૂર્વ કાલે સારા જગત્ ઉપર પાથરી દીધી હતી. વર્તમાન કાળે જેમ માત્ર ગણ્યા ગાંઠયા માનવીઓ જ અને તે પણ માત્ર વણિક કોમના જ, તે ધર્મને અનુસરી રહ્યા છે તેમ તે સમયે નહોતું જ, આ સ્થિતિ શું સૂચવે છે ? શું માનવતા પોતાનો માર્ગ ભૂલી રહી છે, કે સુધારાના શિખરે ચડી ગઇ છે ?

(૭) શિલાલેખની હકીકતમાં કે મોહનજાડેરોના અવશેષમાં જૈન ધર્મનો અંશે નથી. આવું કહેનારાઓ અન્ય વર્ગમાંથી મળી આવે ત્યાં સુધી શોક કરવાનું કે અજાયબ થવાનું કાંઇ જ કારણ નથી. પણ ખુદ જૈન કહેવરાવવાને મગરૂબી ધરાવતા, તેમજ તેમને મશાલરૂપ થઇ દોરવનાર વર્ગમાંથી જ્યારે ઉપર પ્રમાણે કોઇ વચ્ચન ઉચ્ચારે, ત્યારે તો શોકની અને અજાયબની અવધિ જ થઇ કહેવાય ને ?

(૮) વળી આશ્ચર્ય કારક તો એ છે, કે સર્વ પાશ્ચાત્ય પ્રજા જે મૂળે જૈન ધર્મ પાળનારી અને અહિંસા તત્ત્વની પોષક હતી ( જુઓ તે સર્વના સિકકાઓ તથા તેને લગતું વર્ણન–આ પુસ્તકમાં પૃ. ૬૨ થી ૧૩૨ સુધીનું વર્ણન ) તે આજે બે અઢી હજાર વર્ષે પોતાને સુધરેલી અને સંસ્કૃતિમાં આગળ પડતી તથા પ્રગતિમાં મોખરે આવતી અને માનવતામાં રંગાયલી જાહેર કરે છે. જ્યારે તેમનાં હૃદયો અહિંસાની ભાવનાથી કેટલાંયે દૂર પડી ગયાં છે તથા અન્ય પરાધીન પ્રજાને દાબવામાં અને કચડવામાં કેવી રીતે એકબીજા ઉપર હરિફાઇ કરવામાં મશગુલ બની રહ્યાં છે. હું એમ નથી કહેવા માંગતો કે તેમનાં પગલાં સ્તુત્ય છે કે અસ્તુત્ય છે, તે તો વખત પોતે જ કહી

આપશે. પણ તેમનું અત્યારનું વલણ અને પૂર્વ કાળે તેમની જે સ્થિતિ હતી, તે બે વચ્ચે ઉત્તર દક્ષિણ જેટલો ફેર પડી ગયો છે એ સાક્ષાત્ દેખાય છે કે કેમ, તે વાચક વર્ગ પોતે તોલ કરી શકશે.

(૯) ઉપસંહાર—ભૂતકાળનો સારો ઈતિહાસ જ, પાને પાને વર્તમાન માન્યતાને પલટાવનારો માલૂમ પડી આવશે. અને તે પણ માત્ર દંતકથા અને વાર્તાઓના આધારે જ આ જાહેરાત કરી શકાય છે તેમ નથી, પણ સર્વ કોઇ માન્ય રાખી શકે તેવા પ્રમાણભૂત અને અજોડ તથા સચોટ પુરાવા અને સાક્ષીઓના સામર્થ્ય વડે બતાવાય છે. આટલું જણાવી એક અભ્યાસીના શબ્દો ટાંકી અત્ર વિરમીશું. તેમના શબ્દો[1] આ રહ્યા:–" If nothing succeeds like success, the great triumph of Jainism in holding its own against its numerous rivals in the north, discredits the view, that Jainism, like Buddhism did not strike deep roots in North India, and that there was nothing like a Jaina period in the history of India.—During the glorious period of more than a thousand years, there was not a single dynasty in the north, whether great or small, that did not come under the influence at one time or other "= (પ્રત્યક્ષ) ફતેહ તેજ પૂરતી સાબિતી ગણાય. (કેમકે) ઉત્તર ભારતવર્ષમાં પોતાને અનેક હરિફ ધર્મો સામે ટકકર ઝીલતો જૈનધર્મ જે જીવંત અદ્યાપિ રહેવા પામ્યો છે, તે સ્થિતિ જ કહી બતાવે છે કે–ઉત્તર હિંદમાં જૈન ધર્મે બૌદ્ધધર્મની પેઠે ઘણાં ઊંડા મૂળ નાંખ્યા નહોતાં તથા ભારતવર્ષના ઇતિહાસમાં જૈનયુગ જેવો કોઇ કાળ પ્રવર્ત્યો જ નહોતો–આ પ્રમાણેની બન્ને માન્યતા ખોટી છે....મારૂં ટીપ્પણ:–ખરી રીતે તો જૈન યુગ જ હતો. પણ વિદ્વાનોએ એને બૌદ્ધયુગનું નામ આપી દીધું છે. કેમકે તેમને જૈન ધર્મનાં ચિહ્નની કે અન્ય વસ્તુની ઓળખ જ નહોતી અને નથી. વાસ્તવિકમાં તો બૌદ્ધયુગ જેવી કોઇ વસ્તુ જ નહોતી આ મારા કથન માટે પુસ્તક ૧ નાં પ્રશસ્તિમાં પૃ. ૩૦–૩૧ ઉપર મિ. એ. કે મજમુદારની બનાવેલી "હિંદુ હિસ્ટરી" નામક પુસ્તકના પૃ. ૭૦૨–૩ ઉપરનાં તથા મિ વિન્સેંટ સ્મિથ કૃત ઓકસફર્ડ હિસ્ટરી ઓફ ઇન્ડિયાના પૃ. ૫૫ ઉપરનાં ઇંગ્રેજી અવતરણો વાંચો)—એક હજાર વર્ષથી વધારે દીર્ઘ યશસ્વી સમયમાં (પણ) ઉત્તર હિંદમાં કોઇ એવો રાજવંશ–ચાહે તો નાનો કે મોટો–નહોતો, કે જે એક યા બીજા વખતે–તે ધર્મની (જૈન ધર્મની) હુંકૂમાં આવ્યો ન હોય (મતલબ કે દરેક દરેક રાજવંશ વધતા ઓછા અંશે જૈન ધર્મ પાળતો હતો જ).

વિ. સં. ૧૯૯૨ }
વડોદરા }

વિદ્યોપાસક
ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

(૧) જૈનીઝમ ઇન નૉર્ધર્ન ઇન્ડીયા પૃ ૨૬૬.

# પ્રકાશકોનું નિવેદન

પુસ્તક પ્રકાશનમાં આદિથી અંત સુધી નડતી દરેક પ્રકારની મુશ્કેલીનો જાતિ અનુભવ પ્રથમ વિભાગ પ્રસિદ્ધ કરવામાં થઇ ગયેલ હોવાથી, તેમજ વસ્તુનું લખાણ શુદ્ધ હસ્તાક્ષરે તો ક્યારનું તૈયારજ હતું એટલે જાહેર કરવાની હિંમત બાંધી હતી, કે હવેથી છ છ માસે દરેક વિભાગ બહાર પાડી શકીશું. પણ ઘણી વખત ન ધાર્યું બની જાય છે.

વસ્તુ એમ હતી કે પ્રથમ પુસ્તક ભાવનગર મુકામે છપાવાયું હતું; એટલે ત્યાં અમુક વખત જાતે હાજરી આપવાની જરૂર પણ પડી હતી, જ્યારે આ પુસ્તક અત્રે વડોદરેજ છાપવાનું હોવાથી ઘણી અનુકૂળતા હતી. પણ પ્રેસવાળા તરફથી અનેકવિધ અને અણધારી અગવડો ઉભી થતાં બે એક ઠેકાણાં બદલવાં પડયાં હતાં; જેથી એક ધારી છાપનું લખાણ કદાચ નહી માલુમ પડે. તે દોષ માટે તેમજ જાહેર કર્યા કરતાં વિશેષ સમય લાગ્યો છે તે માટે ક્ષમા ચાહી, લગભગ બાર મહિને પણ આ દ્વિતીય ભાગ વાચક વર્ગના કરકમળમાં પરમાત્માની કૃપાથી મૂકી શકાય છે તે માટે હર્ષ પ્રદર્શિત કરીએ છીએ.

બીજું સમય બચાવવા પ્રુફ રીડરોની સેવા અનિવાર્ય ગણાય છે. ચાલુ લખાણ તપાસવા માટે પારંગત થયેલ પ્રુફરીડરો મેળવી શકાય છે; પણ આ પ્રકારના કાર્યથી જ્ઞાત હોય તેવા હજુ સુધી મળ્યા ન હોવાથી, તે બોજો પણ અમારેજ ઉપાડવો રહયો. એટલે પુસ્તક પ્રકાશનમાં ઢીલ થવાનું તે પણ એક સબળ કારણ નીવડયું છે.

આ પ્રમાણે ઢીલ તો પુષ્કળ થઈ છે પણ કહેવત છે કે, જે થાય તે સારાને માટે. એટલે કે વિલંબ થવાથી, જાન્યુઆરીના પ્રારંભમાં પ્રગટ કરવાને બદલે ફેબ્રુઆરીની મધ્યમાં તેની તૈયારી થઇ રહી હતી. ત્યાં પ્રાંતઃ સ્મરણીય પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયાનંદ સૂરીશ્વરજીની શતાબ્દિ ઉજવવાના પ્રસંગની યાદ આવતાં, તે માંગલિક પ્રસંગે આ ગ્રંથ સમર્પણ થાય તો સમયાનુસાર ગણાય એમ મનમાં સ્ફુરણા થઇ આવી–કેમકે મૌર્ય સમ્રાટોની જેવી ધર્મ પ્રીતિ હતી અને સમસ્ત મનુષ્ય પ્રાણી તરફ તેમની કલ્યાણ ઇચ્છતી મમતા હતી, તેવી જ બલ્કે તેથી આગળ વધી જાય તેવી આચાર્ય મહારાજની ધર્મપ્રચાર ભાવના તથા શંકાશીલ હૃદયોને ધર્મમાં વાળી દઢ કરવાની અદ્ભુત શક્તિ હતી; એટલે મૌર્ય સમ્રાટોનાં ધર્મપ્રેમને અનુરૂપ થઇ પડે તેવું જ, આ પવિત્ર આત્માનું ચારિત્ર હોઇને, પુસ્તકનું સમર્પણ અતિયોગ્ય ગણાશે એમ સોવસા મનમાં વસી ગયું. જેથી તેમના વિદ્યમાન પટ્ટધર આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભ સુરીશ્વરજીને તે વાત જણાવી. અને વસ્તુસ્થિતિ સમજાવતાં, તેમણે પ્રફુલ્લ ચિત્તે અનુમતી આપવા

કૃપા કરી. તે માટે તેમના તે અનુગ્રહ માટે અતિ ઋણી છીએ. અને તેમની સંમતિ મળતાં પ્રગટ કરવાનું કાર્ય જન્મોત્સવની શતાબ્દિ મિતિ ચૈત્ર શુકલ પ્રતિપદા સુધી લંબાવવું પડયું. આ પ્રમાણે વિલંબ થવાનો ઇતિહાસ છે.

સિક્કા ચિત્રો વિશે પણ બે અક્ષર જણાવી દેવા જરૂર છે. પ્રથમ તો સિકકાનું વર્ણન કરતો કે તેનાં ચિત્ર આપતો કોઇ ગ્રંથ ગુજરાતી ભાષામાં ઉપલબ્ધ થતો નથી; એટલે કેવળ વિદેશી લેખકો અને પુસ્તકો ઉપરથી જ અવલંબન લેવું રહ્યું તેમ સર્વ કોઇ પોત પોતાના નિરધારીત ક્ષેત્રોને આશ્રીનેજ વસ્તુઓ રજુ કર્યા કરે. એટલે વિદેશી લેખકોની કૃતિઓમાંથી પણ અમારે તો ચુંટણી જ કરવી રહી. અથવા તો તેવા પુરાણા સિકકાઓ સ્વતંત્ર રીતે મેળવી, તે ઉપરથી ચિત્ર–છબીઓ–કે ફોટાઓ લઇને બ્લોક બનાવવા રહ્યા. તેમાં જ્યાં એક સાધન ઉભું થાય ત્યાં બીજું ન મળે અને બીજું મેળવાય ત્યાં પ્રથમનું વળી ખસી જાય તેવી સ્થિતિ હોય છે. આ પ્રમાણે સર્વ સાધનો સર્વ સમયે કે સર્વ સ્થાને એકત્રિત થઇ મળી રહે, તે કામ અતિ દુષ્કર અને ખર્ચાળ છે. સર્વ શક્તિ અને સત્તા ધરાવનાર એક રાજકર્તી સરકારને પણ આવું કાર્ય જ્યારે ઉપરની કોટિમાં જણાવ્યા પ્રમાણેનું થઇ પડે છે, ત્યારે અમારા જેવા મર્યાદિત સાધન અને શકિતવાળાનું તો ગજું જ કેટલું ગણાય ? તે આપ સ્વયં વિચારી શકો છો. એટલે આ કાર્યમાં ( સિકકાનાં ચિત્રપટ રજુ કરવામાં ) અમને જોઇએ તેવી સફળતા ન મળી દેખાય, તો તે માટે સંયોગોનો આભાર માની અમને વાંચકો દર ગુજર કરશે. છતાં યે સિકકાનાં ચિત્રપટો બનાવી આપવામાં બ્લોક બનાવનારાઓએ જે ખંત બતાવ્યો છે તે માટે તેમનો તો ઉપકાર જ માનીએ છીએ.

સાથે સાથે જણાવી દઇએ કે, સિક્કાચિત્રો તથા તેની માહિતી રજુ કરવાથી પુસ્તકની સંગીનતામાં જેમ વૃદ્ધિ થવા પામી છે, તેમ તેની કિંમત પણ વધવા પામી છે. ચારે ભાગમાં આ બીજા ભાગનું મૂલ્ય જે વધારે રખાયું છે, તેનું કારણ પણ મુખ્યત્વે આ સિકકાચિત્રો જ છે.

પુસ્તકમાં સર્વ સામાન્ય હકીકતને સ્થાન મળેલું હોવાથી, આમ પ્રજાને તો ઉપયોગી થાય તે સ્પષ્ટ અને દેખીતું જ છે. પણ જ્ઞાનની ઇતિહાસિક દૃષ્ટિએ જોતાં, તેમાં પણ કેળવણી સાથે સંબંધ ધરાવતી સંસ્થાઓને પણ, તે વિશેષ માહિતી આપનારૂં થઈ પડવું જોઇએ એમ અમારી માન્યતા પ્રથમ બંધાઇ હતી. અને તે માન્યતા હવે સાચી પડી છે એમ જણાવતા અતિ આનંદ ઉત્પન્ન થાય છે. કેમકે આપણા મુંબઇ ઇલાકાની કેળવણીની સર્વશ્રેષ્ઠ કોટિની સંસ્થા એવી જે મુંબઇ યુનીવરસીટી કહેવાય, તેણે પ્રથમ આ પુસ્તકને અપનાવ્યું. એટલે હિંમત ધરી આ વિષયમાં રસ લેતી અન્ય સંસ્થાઓ, જેવી કે પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમ, કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટયુટ, કર્વે યુનીવરસીટી, વનિતા વિશ્રામ, કેટલીક મુંબઇની હાઇસ્કુલો, દામોદર સુખડવાળા અને નેટીવ જનરલ ફ્રી લાઇબ્રેરી જેવી અનેક ખાનગી તેમ જ પબ્લીક લાઇબ્રેરી વિગેરે પાસે અમે પહોંચી ગયા. અને ત્યાં પણ તેવો જ સત્કાર મળ્યો. એટલે વળી વિશેષ જોરમાં આવી, કેળવણી ખાતાના ડીરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્ષન, એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઑફ નોર્ધર્ન ડીવીઝન, અનેક સ્ટેટોનાં

કેળવણી ખાતાંઓ, વિગેરેને અરજ કરવાનું મન થયું છે. તે દિશામાં પ્રયાસ આદરી ચૂકાયો છે અને પ્રભુ કૃપાથી સંતોષકારક પરિણામ આવશે એમ પણ જણાય છે. જો ઠીક ઠીક સર્વ ઠેકાણે થઇ ગયું, તો ઇચ્છા છે કે હિન્દીમાં અને ઇંગ્રેજીમાં આવૃત્તિઓ કાઢી, આ પુસ્તકને વિશેષ લોકભોગ્ય બનાવવું. આ પ્રમાણે દૂર દૂરની ઇચ્છા છે. પરમાત્મા તે ઇચ્છા પાર પાડો એવી પ્રાર્થના કરીએ છીએ.

આવી રીતે પ્રથમ પુસ્તકનો ઉપાડ થવામાં, ધારેલ સ્થળેથી ઓછું અને અણધારેલ સ્થળેથી વિશેષ ઉત્તેજન મળ્યું છે. તેમાં પણ કુદરતનોજ કાંઇ ગુપ્ત સંકેત માલૂમ પડે છે. એકંદરે પરિણામ તો કરેલ ગણત્રી પ્રમાણેજ આવી રહ્યું છે. છતાં સહર્ષ જણાવવું રહે છે કે, જો પ્રેસ સંબંધી મુશ્કેલીઓ નડી નહોત, તો પ્રચાર કરવામાં વિશેષ સમય અને શક્તિના યોગે વિશેષ સુંદર પરિણામ નીપજાવી શકાત. આ પ્રમાણે પુસ્તકની જે કદર વાચક વર્ગે કરી છે, તે માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

વળી જે જે ગ્રંથકારોનાં પ્રકાશનોનાં વાંચનની મદદ લેવાઇ છે તથા જેમનાં ગ્રંથોના ઉતારાઓ ટાંકી બતાવ્યા છે, તેમજ જેમનાં પુસ્તકમાંથી ચિત્રોની નકલો કરવામાં આવી છે અથવા જેમનાં જ્ઞાનનો, કૃતિઓનો કે અન્ય સાધનનો કોઇ પણ રીતે ઉપયોગ લેવાયો છે તે સર્વનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

પ્રથમ ભાગની માફક આ ભાગમાં પણ જે જે ચિત્રો—પરિચ્છેદનાં મથાળાનાં, કે પુસ્તકની અંદર આવતાં—નવીન ઉપજાવી કાઢવાં પડયાં છે, તે સર્વ આપણી ગરવી ગુજરાતના પ્રખ્યાત ચિત્રકાર શ્રીયુત્ સોમાલાલ ચુનીલાલ શાહે ચીતરી આપ્યાં છે તથા તેને લગતો ટૂંક પરિચય પણ તેમણે લખી આપ્યો છે. તે માટે તેમનો પણ આ તકે આભાર માનવો રહે છે.

આ પ્રમાણે સર્વ પક્ષનો ઉપકાર માની અંતમાં જણાવવાનું કે—આખા પુસ્તકનાં પ્રકાશન સંબંધી જે જે ત્રૂટિઓ કે સ્ખલના માલૂમ પડે, તે માટે વાચક મહાશયની ક્ષમા ચાહીએ છીએ અને વિનંતી કરીએ છીએ કે તે તરફ અમારૂં ધ્યાન દોરવા કૃપા કરે.

**વડોદરા,** રાવપુરા

નમ્ર સેવકો

**શશિકાન્ત એન્ડ કુ.**

# ચિત્ર પરિચય

નીચેના વર્ણનમાં પ્રથમનો આંક, ચિત્રની અનુક્રમ સંખ્યા સૂચક છે: બીજો આંક તે ચિત્રને લગતો અધિકાર આ પુસ્તકમાં કયાં પાને લખેલ છે તે બતાવવા માટે છે. સર્વ ચિત્રો સંખ્યાના અનુક્રમમાં ગોઠવ્યાં છે એટલે કયા પાને કયું ચિત્ર મૂકયું છે તે શોધી કાઢવું મુશ્કેલ નથી. કાંઇ વિશિષ્ટતા હોય અને આડું અવળું મૂકવું હોય તો તે હકીકત તે ચિત્રના પરિચય આપતી વખતે લખવામાં આવી છે.

**પૂંઠા ઉપર**—કલ્પવૃક્ષ અથવા કલ્પદ્રુમ છે. તેનું પ્રાપ્તિસ્થાન તથા અન્ય હકીકત પુ. ૧ માં પૃ. ૪૧ ઉપર લખ્યા પ્રમાણે સમજી લેવાં: અત્રે તો એટલું જ જણાવવાનું કે, આખા સેટના ચારે ભાગના પૂંઠા ઉપર પ્રાચીનતા સૂચક ભિન્ન ભિન્ન ચિત્ર આપવાં એમ યોજના હતી. પણ લાંબા વિચારે એમ સુયુકત લાગ્યું કે આખા સેટના ચારે ભાગના પૂંઠાની ઐકયતા જાળવવી જેમ આવશ્યક ગણાય છે, તેમ પૂઠાંચિત્ર પણ તેજ પ્રમાણે એક અંગ હોઇને, સર્વ ઉપર તેજ રજુ કરવું; જેથી બાહ્ય દેખાવ જોતાં તે સર્વ એક જ પુસ્તકનાં પુષ્પો છે એમ આપોઆપ નિશાળા તરી આવે.

**મુખ પૃષ્ઠ:**—જેમ પૂંઠા ઉપરના ચિત્રનો નિયમ ઠરાવ્યો, તેમ અહીં પણ તે જ નિયમ ઠરાવવાનું સૂચન હતું: પણ પુસ્તકના અંતર દેહને તે પ્રકારે જો બાંધી લેવામાં આવે, તો વૈવિધ્ય પણ ન સચવાય તેમ આકર્ષક તત્ત્વનો પણ અભાવ થઇ જાય: માટે આ સ્થાને ભિન્નતા પણ સચવાય, તેમ પ્રાચીનતા પણ દર્શાવાય અને સાથે સાથે પૂજનીકતા, નવીનતા કે અન્ય પ્રકારની વિશિષ્ટતા પણ રજુ કરાય, તેવા હેતુથી આ ચિત્ર અહીં ઉતાર્યું છે. સામાન્ય પણે વિદ્વાનોમાં તેને "સાંચી સ્તૂપ" તરીકે અને બૌદ્ધ ધર્મના એક અંગ તરીકે ઓળખાવાય છે. પણ મારી સમજમાં તે જૈન ધર્મનું સ્મારક છે. વળી અવંતિ પ્રદેશમાં સંચીપૂરી નામની નગરીના સ્થાને ઉભું કરાયલ હોવાથી તથા સમ્રાટ ચંદ્રગુપ્તે તેના ઉપર દીપમાળ પ્રગટાવવા વાર્ષિક રૂ. ચાલીસ હજારનું દાન દીધેલું હોવાથી તેના જ ધર્મનું-જૈન ધર્મનું-તે પવિત્ર તીર્થ ધામ હોવાનું સાબિત થાય છે. તે તીર્થ સ્થાન-તીર્થ ધામ-સિદ્ધકાસ્થાન તરીકે અદ્યપિ ઓળખાતું હોવાથી, તેને જૈન ધર્મના અંતિમ તીર્થંકર શ્રી મહાવીરનું મોક્ષ સ્થાન માની "अर्हताय नमो नमः" શબ્દ વડે અર્ધ્ય સમર્પ્યું છે. વિશેષ અધિકાર માટે આ પુસ્તકે પૃ. ૧૯૨ વાંચો.

સમાધિસ્થાન ઉપર ચણેલ ઘુમટનો બાહ્ય દેખાવ રજુ કરેલ છે. તેના વિશે ધી ભિલ્સા

ટોપ્સ નામના પુસ્તકમાં પૃ. ૧૮૬ ઉપર આ પ્રમાણે શબ્દો છેઃ—The total height of the building including the cupolas, must have been upwards of one hundred feet...The base of the Tope is surrounded by a massive colonnade, 144⅔ ft. in diameter from West to East and 151⅔ ft. from North to South...( P. 187 ) The total height of the gateway (ચારબાજુનાં ચાર) is 18 ft. 2 in. and its breadth is 7 ft. 1. in. ઘુમટ–કળશ સહિત આખી ઇમારતની કુલ ઉંચાઇ એકસો ફીટથી વધારે હોવી જોઇએ. સ્તૂપના ભોંય તળીયાને ફરતો ભારે વજનના અને સામાન અંતરે ઉભા કરેલ સ્તંભોનો કોટ કરેલ છે. તે કોટની લંબાઇ પૂર્વથી પશ્ચિમ ૧૪૪⅔ ફીટ અને ઉત્તરથી દક્ષિણ ૧૫૧⅔ ફીટની છે....( પૃ. ૧૮૭ ) ચાર બાજુ જે ચાર પ્રવેશદ્વાર છે તે દરેકની એકંદર ઊંચાઇ ૧૮ ફીટ અને ૨ ઇંચની તથા પહોળાઇ ૭ ફીટ અને ૧ ઇંચની છે. (આટલાં વર્ણનથી આ સમાધિસ્થાનનાં કદ વિશે આછો શો ખ્યાલ આવી શકશે. )

સમર્પણઃ—વર્તમાન યુગના જૈન ધર્મના એક ધુરંધર આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી અપરનામ આત્મારામજી મહારાજનું, ઉપદેશ આપતી સ્થિતિમાં દેહ ચિત્ર રજુ કર્યું છે. તેમનો વિશેષ પરિચય સમર્પણ પત્રિકામાં તથા ચિત્રની તળે આપ્યો છે.

## (૩૪) ચિત્રો વિશેની થોડીક સમજૂતી

| આકૃતિ નંબર | વર્ણન પૃષ્ઠ | ટૂંકી હકીકત |
|---|---|---|
| ૧ | કવર | કલ્પદ્રુમ ( પરિચય પુ. ૧ પ્રશસ્તિ પૃ. ૪૧ ) |
| ૨ | મુખપૃષ્ઠ | શ્રી મહાવીરનું નિર્વાણ–સમાધિસ્થાન (પરિચય પૃ. ૧૯૨ તથા ઉપર પૃ. ૨૮) |
| ૩ | સમર્પણ | પૂજ્યપાદ શ્રી વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજ |
| ૪ | ૧ | પ્રથમ પરિચ્છેદના મથાળે ( શોભન ચિત્રની સમજૂતીમાં જુઓ ) |
| ૫ } ૬ } | | બૌદ્ધધર્મના પ્રવર્તક શ્રી બુદ્ધદેવ અને તેમના સમકાલીન જૈનધર્મના પ્રવર્તક શ્રી મહાવીર : આ બન્નેનાં ચિત્રો પાસે પાસે રજુ કર્યાં છે એટલે આ બન્નેની મૂર્તિઓમાં કયાં કયાં તફાવત રહે છે તેની તુલના કરી શકાય. |
| ૭ | ૧૯૨ | શ્રી મહાવીરના સમાધિસ્થાન ( સાંચીસ્તૂપ ) નું પ્રવેશદ્વાર છે. પૂર્વના સમયે દેવાલયનાં પ્રવેશદ્વાર એવી રીતે બનાવાતાં કે, પ્રવેશકને હમેશાં પોતાનું શિર જરાક નમાવીને જ ( પૂજ્ય ભાવ બતાવવા, અને વંદન નમસ્કાર કરવાની સ્થિતિ ધારણ કરાય માટે ) પ્રવેશ કરવાનું બની શકે: આ |

સ્તૂપના પ્રવેશદ્વારની ઉંચાઇ વિગેરે આકૃતિ નં. ૨ ના વર્ણનમાં આવી છે તે જુઓ. આ ઉપરથી તે સમયના મનુષ્યનાં દેહમાનની ઉંચાઇનો ખ્યાલ બાંધી શકાશે તથા શ્રી મહાવીરનો દેહ–સાતહાથ=૧૦॥ ફીટ ઉંચો હોવાનું શાસ્ત્રકાર જણાવે છે, તે સત્યપૂર્ણ છે તે કથનની પણ પ્રતીતિ થશે.

૮ ૪૬ દ્વિતીય પરિચ્છેદનું મથાળું ( જુઓ શોભન ચિત્રની સમજૂતીનું વર્ણન )

૯ ૭૪ તૃતીય ,, ,, ,, ,,

સિક્કાચિત્રોનાં પટનાં પાંચ નંગ આપ્યાં છેઃ તેમાં આકૃતિ નં. ૯૫ છેઃ તેમાં થોડાક સિક્કાની એક જ બાજુ જ્યારે મોટા ભાગે તો બન્ને બાજુ રજુ કરવી પડી છે. તેનાં છૂટક ચિત્રો ગણતાં ૧૮૦ ઉપર થાય છે. દરેક સિક્કા ચિત્રોની સંપૂર્ણ માહિતી તૃતીય પરિચ્છેદે પૃ. ૭૪ થી ૧૩૨ સુધી ૫૮ પૃષ્ઠોમાં આપી છે. વળી થોડીક માહિતી પ્રસ્તાવનામાં પૃ. ૧૫ થી ૧૭ ઉપર આપી છે.

૧૦ ૧૩૩ ચતુર્થ પરિચ્છેદનું મથાળું ( જુઓ શોભન ચિત્રની સમજૂતીમાં )

૧૧ ૧૬૩ પંચમ પરિચ્છેદનું મથાળું. સમજૂતી માટે જુઓ શોભન ચિત્રનો પરિચય.

૧૨ ૧૮૦ બિંદુસાર જન્મઃ સમ્રાટ ચંદ્રગુપ્તની પટરાણીનું પેટ ચીરીને અંદર રહેલ આઠ માસનો ગર્ભ પં. ચાણક્ય ખેંચી કાઢે છે.

૧૩ ૨૦૨ } ૩૭૩ } ગોમટ સ્વામીઃ ભદ્રબાહુ સ્વામીની પ્રચંડ કાય મૂર્તિ છે. મહિસૂર રાજ્યે હસન જીલ્લામાં (ચંદ્રગિરિ) પર્વત ઉપર ખડી કરવામાં આવેલ છે. ૫૬ ફીટ ઊંચાઇ છે. સારીએ મૂર્તિનાં ભિન્ન ભિન્ન અંગોપાંગનું માપ એવું તો પ્રમાણસર સાચવીને ઘડતર ઘડવામાં આવ્યું છે કે, વિશ્વભરનાં પર્યટન કરનાર પ્રેક્ષકો તેને નિહાળીને છક પામી જાય છે. તે કૃતિ અનુપમ છે અને ખાસ કરીને એટલા માટે કે, પા–૬ ફીટની મનુષ્યના કદની ઊંચાઇ પ્રમાણે જો તે પ્રતિમા હોય અને જમીનની સપાટી ઉપર બેઠાં બેઠાં ઘડી કાઢવાની હોય તો હજુ સહેલું કામ છે. પણ પર્વતના શિખર ઉપર કે જ્યાં ઘડનાર કારિગરને ઉભા રહેવાનાં અને પાલક બાંધવાનાં કે તેવાં અન્ય સાધનોનો અભાવ, તેમાં વળી મનુષ્ય કરતાં દશ દશ ગણું કદ મોટું અને તે પણ સર્વ અંગોપાંગ કયાંય પણ બીનજરૂરી ટાંચો માર્યા સિવાય એક ધાર્યા પ્રમાણસર ઘડી કાઢવા. તે કાર્ય અદ્‌ભૂત, પારાવાર અને અસીમ કૌશલ્યતાનું ગણવું રહે. આ મૂર્તિ કોની હોઈ શકે, કયારે બનાવાઇ, કેમ અને કોણે તેની સ્થાપના કરી વિગેરે હકીકત માટે આકૃતિ. નં. ૩૪ નું પૃ. ૩૫૯ તથા પૃ. ૩૭૪ ઉપરનું વર્ણન જુઓ.

૧૪ ૨૦૫ પષ્ઠમ પરિચ્છેદનું મથાળું—શોભન ચિત્રના પરિચયે જુઓ.

૧૫ ૨૨૬ સપ્તમ " " "

૧૬ ૨૨૮ હિંદ ઉપર ઇ. સ. પૂ. ૩૨૭માં ચડી આવનાર પ્રથમ પરદેશી અલેકઝાંડર ધી ગ્રેઇટ નામે યવન-ગ્રીક શહેનશાહ હતો તેનું મહોરૂં છે. તેનાં જીવનનું વર્ણન આ સપ્તમ પરિચ્છેદમાંથી મળી આવે છે.

૧૭ ૨૪૩ યવન શહેનશાહ અલેકઝાંડરના મુખ્ય સરદાર સેલ્યુકસ નિકેટોરનો ચહેરો છે. શહેનશાહના મરણ બાદ તેણે તેનો મુલક બથાવીને પોતાના સ્વતંત્ર વંશની સ્થાપના કરી હતી. અને હિંદ જીતી લેવા બારેક વર્ષ સુધી તેણે નિષ્ફળ પ્રયત્ન કર્યા બાદ, અંતે તે વખતના હિંદી સમ્રાટ અશોકવર્ધનની સાથે સંધી કરી, પોતાની દિકરીને તેની સાથે પરણાવી દીધી હતી. વિશેષ અધિકાર અશોકવર્ધનના ચરિત્રે જુઓ.

૧૮ ૨૩૧ સમ્રાટ અશોક પંજાબમાં થયેલ બળવો સમાવવા જ્યારે જાય છે અને યવન સરદારોએ અંદર અંદર કાપાકાપી કરવા માંડી છે ત્યારે તેને એક મોટો હાથી જંગલમાં મળે છે: જેણે પોતાની સૂંઢ વડે અશોકને ઉચકીને પોતાની પીઠ ઉપર બેસાર્યો છે તે પ્રસંગનું આ ચિત્ર છે.

## ચતુર્થ ખંડ

૧૯ ૨૪૭ પ્રથમ પરિચ્છેદનું મથાળું—શોભન ચિત્રના પરિચયમાં જુઓ

૨૦ } ૨૪૮ સમ્રાટ અશોકવર્ધન અને તેની રાણીના મહોરાં છે: પૂર્વ સમયના મહાન
૨૧ } પુરૂષોનાં ચિત્રો જ્યારે દોરવાનો પ્રસંગ આવે છે ત્યારે વિદ્વાનો-કળાકારો-પોતાની કલ્પનાના તરંગે તે ચિત્રો ઉભાં કરે છે. અને તેથી ભિન્ન ભિન્ન ક્ષેત્રી ચિત્રો એકજ વ્યક્તિનાં હોવા છતાં, કોઇ પણ જાતની સામ્ય વિનાનાં નજરે પડે છે. મેં પણ અશોકવર્ધનનાં કેટલાક ચિત્રો આ પ્રમાણેની કોટિનાં વર્ણનમાં મૂકાય તેવાં જોયાં છે. જ્યારે અત્રે રજુ કરેલ ચિત્ર તે કક્ષાની બહારનું જ છે. અલબત્ત તેમાંયે કલ્પના બુદ્ધિનું જોર તો પૂરવું જ રહ્યું છે. પણ કેવળ તરંગવશ ન બનતાં 'ભારહુતસ્તુપ' નામનો કળાના અને સ્થાપત્યના ભંડાર રૂપ જે ઘુમટ ઉભો છે તેમાં ચિત્રાયેલ ચાર પાંચ ચહેરાની સ્થિતિ વિચારીને, તે કોનાં કોનાં હોઇ શકે તેટલા દરજ્જે કલ્પના દોડાવીને આ ચિત્રો તેમાંથી આબેહુબ ઉતારી લીધાં છે. એટલે જીવંત ચહેરાઓને વિશેષ મળતા આવે તેવાં આ ચિત્રોને કહી શકાશે. સતરસો અઢારસો વરસ

ઉપરનાં તે ચિત્રો છે. રાજારાણીનાં પહેરવેશ, ઘરેણાં, શરીરના ઘાટ, છટા, ઇત્યાદિ ઇ; અનેક બાબતોનો અભ્યાસ કરાય તેવી સ્થિતિ તેમાંથી તારવી શકાશે.

૨૨ ૨૬૪ પોતાના પુત્ર મહેંદ્રે અને પુત્રી સંઘમિત્રાએ બૌદ્ધ દીક્ષા લીધી તે બાદ તેમનાં નેતૃત્વ નીચે, જે મોટો બૌદ્ધસંઘ સમ્રાટ અશોકવર્ધને સિંહલદ્વીપ મોકલ્યો હતો, તેને દરિયા તટે વિદાયગિરિ આપતું–સફળ સફર ઇચ્છતી વખતનું દશ્ય છે.

૨૩ ૨૭૮ અશોકનો યુવરાજ અને સમ્રાટ પ્રિયદર્શિનનો પિતા–કુમાર કુણાલ જ્યારે અવંતિ પ્રદેશનો સૂબો હતો અને તેર વર્ષની ઉમરે ત્યાં અધ્યયન કરતો હતો, ત્યારે તેની જ ઓરમાન માતા અને અશોક સમ્રાટની પટરાણી તિષ્ય-રક્ષિતાએ પ્રપંચ રચી, પાટલિપુત્રથી સમ્રાટના સિલસિક્કા સાથેનો હુકમ લખી આ કુમાર કુણાલની આંખો ફોડી નંખાવી હતી, તેનો અમલ કરતો કુમાર કુણાલ નજરે પડે છે.

૨૪ ૨૮૭ દ્વિતીય પરિચ્છેદ–જુઓ શોભન ચિત્રે

૨૫, ૨૬ ૨૯૯ કુમાર કુણાલ તથા તેની રાણી કંચનમાળાના ચહેરા છે: જે હકીકત ઉપરમાં નં. ૨૦–૨૧ના ચિત્રો ઉતારવાને અંગે કારણભૂત છે, તેજ અહીં પણ લાગુ પડે છે.

૨૭ ૨૯૬ સમ્રાટ પ્રિયદર્શિનને વચ્ચોવચ્ચ ગોઠવી, ઉપરમાં તેના દાદા સમ્રાટ અશોક તથા દાદીમા રાણી પદ્માવતીને બતાવ્યા છેઃ તે નીચે તેના પિતા કુમાર કુણાલ તથા જનેતા રાણી કંચનમાળાને બતાવી છેઃ

૨૮ ૨૮૮ માયાદેવીનું સ્વપ્નઃ માયાદેવીને ગૌતમ બુદ્ધદેવની માતા માનીને, તેમના જન્મ સમયનું આ દશ્ય ઠરાવાયું છે. પણ બુદ્ધદેવના જન્મસ્થાને તે નથી મળી આવ્યું. તેમજ તેમની જનેતાનું નામ માયાદેવી શી રીતે ગોઠવાયું તે કોઇ વસ્તુનો ખુલાસો મળતો જ નથીઃ તેમ હાથી જાતિનું જ પ્રાણી શા માટે સ્વપ્નામાં આવ્યું, તેનો સંબંધ પણ એકે બૌદ્ધ ગ્રંથમાંથી મળી આવતો નથી. આ પ્રમાણે આ ચિત્રને બૌદ્ધ ધર્મને સાથે સંબંધ ધરાવતું માની લેવાને અનેકાનેક મુશ્કેલીઓ આવી પડે છે. જ્યારે મારી ધારણા પ્રમાણે તે દશ્ય શું છે, તેનો ખુલાસો પૃ. ૨૮૮ અને ૨૬૮ ઉપર આપ્યો છે.

૨૯ ૨૯૪ સમ્રાટ પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિ રાજાનું પોતાનું મહોરૂં છે. તે જોતાં જ તે વ્યક્તિની પ્રતિભા, તથા તેજ ઝળકી ઉઠતું નજરે પડે છેઃ અને ભલે મેં તે

ચિત્રને ઉપરના નં. ૨૦, ૨૧, ૨૫ અને ૨૬ ની પેઠે ઉધ્ધૃત કર્યું છે, છતાં આપણી પાસે હવે તો સમ્રાટ પ્રિયદર્શિનનું સારૂં એ જીવન વૃત્તાંત સરખાવી લેવા માટે જ્યારે તાદૃશ પડયું છે ત્યારે તે ચહેરાની ભવ્યતા સાથે તેને મેળવી લેવાને અને તેની ચૂંટણી–પસંદગી કે અનુમાન કરવામાં કાંઇ ભૂલથાપ આપણે ખાધી છે કે કેમ ! તે બન્ને સ્થિતિ વિશે કાંઇક જોરદાર અભિપ્રાય ઉચ્ચારવાને શક્તિમાન થઇએ છીએ.

૩૦ ૩૧૨ ધૌલી–જાગૌડાના શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે સમ્રાટ પ્રિયદર્શિને રાજ્યાભિષેક બાદ નવના વર્ષે કલિંગદેશ ઉપર જે ચડાઇ કરી હતી અને જેનાં પરિણામે લાખો મનુષ્યજીવની હાની, ખાનાખરાબી અને હાલહવાલી થતી નજરે નિહાળી સમ્રાટનું હૃદય કંપી ઉઠયું હતું ;તથા પોતે વૃત્તધારી શ્રાવક બન્યો હતો તેનું દૃશ્ય છે.

૩૧ ૩૨૪ તૃતીય પરિચ્છેદનું મથાળું–શોભનચિત્રે વર્ણન જુઓ.

૩૨ ૩૫૧ ચતુર્થ પરિચ્છેદનું મથાળું–,, ,, ,,

૩૩ ૩૫૯ પ્રિયદર્શિનની અનેક કૃતિઓ બતાવતું ચિત્ર છે. તેનું વર્ણન તે પૃષ્ઠો ઉપરજ અપાયું છે.

૩૪ ૩૫૯ પ્રચંડ કાય મૂર્તિ: સમ્રાટ પ્રિયદર્શિને આવી અનેક મૂર્તિઓ ઉભી કર્યાનું મારા અભ્યાસથી મને જણાયું છે. કેટલી સંખ્યા તેની હશે તે હાલ તો નિશ્ચિતપણે કહી શકતો નથી, પણ અત્યાર સુધીમાં ૯–૧૦ નો પત્તો મળ્યો છે. તેમાંની સાત વિશે આ પુસ્તકમાં ઇસારા કર્યા છે. બાકી વિસ્તારપૂર્વક વર્ણન સમ્રાટ પ્રિયદર્શિનના સ્વતંત્ર પુસ્તકમાં આપવામાં આવશે. આ પ્રચંડકાય મૂર્તિ અત્રે દાખલ કરવામાં બે હેતુ છે. એક તો પ્રિયદર્શિનનું જીવનચરિત્ર લખાય છે માટે તેની કૃતિ તરીકે તે ઠેકાણેજ દાખલ કરવી જોઇએ; અને બીજું આ ચિત્રની બેઠક પાસે એક માણસ ઉભું છે, એટલે મનુષ્યનું કદ તે ઉભેલ મૂર્તિ પાસે કેટલું ગણું નાનું છે, તેનો અંદાજ કાઢી તે મૂર્તિની ઉંચાઇનું માપ સહેજે કાઢી શકાય તે હેતુ પણ છે. નં. ૧૩ વાળી મૂર્તિ ૫૮ ફીટ ઉંચી છે, જ્યારે આ મૂર્તિ ૩૫ ફીટની છે. નં. ૧૩ ની ઉંચાઇનો ખ્યાલ તો તેને નજરે જોયા સિવાય આવી શકે તેમ નથી પણ આની બાબતમાં તેમ નથીજ. ચિત્ર જોઇને પરસ્પરની ઉંચાઇની ગણત્રીનો હિસાબ કરીને પણ સ્વયં તેનો ખ્યાલ બાંધી શકાય તેમ છે.

૩૫ ૩૭૦ સમ્રાટ પ્રિયદર્શિનની કૃતિઓ છે; અને જેનો ચિતાર અગાઉની આકૃતિ-
૩૬ ઓમાં અપાઇ ગયો નથી તેવી બાકી રહેતી વસ્તુઓમાંથી જે બે ત્રણ ખાસ
૩૭ લક્ષ ખેંચી રહી છે. ( અભ્યાસની દૃષ્ટિએ તેમજ કળાની દૃષ્ટિએ ) તે અહીં બતાવવામાં આવી છે. તેને લગતી સૂચનાઓ પ્રથમ પુસ્તકમાં પણ અપાઇ ગઇ છે. અને આમાં પણ યથાસ્થાને આપી છે. બાકી વિશેષ વિસ્તાર પૂર્વક તો સ્વતંત્ર પુસ્તકે આપવામાં આવશે.

૩૮ ૩૮૮ પંચમ પરિચ્છેદનું મથાળું—શોભન ચિત્રે જુઓ.

## (આ) શોભન ચિત્રો વિષેની સમજુતી

શોભન ચિત્રો ઉભાં કરવાની અને દરેક પરિચ્છેદનાં મથાળે તેની તેની વસ્તુને ન્યાય આપતાં દશ્યો દાખલ કરવાની વૃત્તિ કેમ ઉદ્ભવી તેને લગતું ટૂંક બ્યાન પ્રથમ પુસ્તકે આપી જવામાં છે. એટલે અહીં પિષ્ટપેષણ કરી વખત લેવા જરૂર નથી.

હવે પ્રત્યેકની સમજૂતી આ પ્રમાણે છે.

## તૃતીય ખંડ

પ્રથમ પરિચ્છેદ—ભગવાન બુદ્ધ નાગાધિરાજની યે પેલી પાર સૂર્યના દેશમાં ( પૂર્વ દેશો ચીન, જાપાન વિ. ) પરવરતા દેખાય છે. મહાવીરના જીવન પુષ્પો હજીએ અહીં પાંગરે છે. અને તેઓશ્રીના પુનિત પગલાંને અંજલિ દેતા હોય તેમ જૈન સાધુઓ પગપાળા જ મુસાફરી કરે છે. કવિ બેઠો બેઠો દુનિયાનાં ચકકર જુએ છે, પચાવે છે અને પત્ર ઉપર મૂર્ત કરે છે. આજે પણ આપણે હજારો વર્ષો પહેલાંની દુનિયા સીનેમાસૃષ્ટિ જેમ આંખ આંગળ જોતા હોઇએ તેમ કલ્પી શકીએ છીએ.

દ્વિતીય પરિચ્છેદ—રાજા કાલસ્ય કારણમ્. જુના કાળમાં રાજા જ સર્વ કારણોનો મૂળ પુરૂષ મનાતો. અને સિકકા તો તેનાં નામના જ હોયને ? રાજાનું મુખ્ય કાર્ય પ્રજાનું રક્ષણ અને રાજ્ય સુવ્યવસ્થાથી વ્યવહાર સુગમ રાખવો. જુદી જુદી જાતના અને છાપના સિકકા, જુદા જુદા રાજાઓની રૂચીભેદોના પુરાવા છે.

તૃતીય પરિચ્છેદ—સિકકાના પૂર્વ સ્વરૂપો, સુવર્ણાદિ ધાતુઓ અને તેનું સિકકાઓમાં વ્યવહારની સુગમતા ખાતર રૂપાન્તર, અને તે સિક્કા ઉપર રાજ્યનાં, ધર્મનાં વિ. નાં ચિહ્ન આ સર્વની સૃષ્ટિ, જમાના જૂનાં મનુષ્યની વૃત્તિ દેખાડી આપે છે.

ચતુર્થ પરિચ્છેદ—રાજા ચંદ્રગુપ્ત પોતાની સ્વપ્ન સૃષ્ટિમાં પડયો છે. જગતની બધીએ વસ્તુઓનો મોડો વહેલો નાશ જ નિર્માયો છે અને દુનિયા તેને વાસ્તવદર્શીન કહે છે. તો

સ્વપ્ન પણ એવી જ કોઇ વસ્તુ છે કે તેની ક્ષણભંગુરતા પણ તે કાળે ભૂલી જ જવાય છે, તો સ્વપ્નને સ્વપ્ન કહી કેમ કાઢી નાંખી શકાય ? સર્વ જ્ઞાન પીને તૃપ્ત થયેલો રાજા ચંદ્રપ્ત ગુરૂના ચરણો સેવે છે. સદ્દગુરૂ તેનો અંગીકાર કરે છે અને બન્ને દક્ષિણ તરફ ચાલી નીકળે છે.

પંચમ પરિચ્છેદ—કોઇકનાં જીવન, સંતોના સહવાસથી ઉજવલ થઇ જાય છે અને કંઇકના જીવનનાવ જીવજંતુ જેવાં પામર પ્રાણીનાં દષ્ટાંતથી પાર ઉતરી જાય છે. ડોસી અને તેના દીકરાની વાતે ચંદ્રગુપ્તના જીવનમાં કાંઇ ઓછો મહત્ત્વનો પાઠ ભજવ્યો નથી ? ચંદ્રગુપ્તની સગર્ભા રાણીથી ઝેર લેવાઇ જાય છે. ગર્ભના જીવને બચાવવા ચાણક્ય રાણીનું મૃત્યુ ઇચ્છે છે. શત્રુજયની યાત્રા અને યતિ-સંન્યાસની પરીક્ષા ધર્મજીવનનાં મહત્ત્વનાં અંગો છે.

ષષ્ઠમ પરિચ્છેદ—તે વખતે લડાઇઓ અને યુદ્ધો સર્વ સામાન્ય હતાં. આપણા રાજાઓ પાયદળ, હયદળ અને ગજદળ ઉપર નિર્ભર રહેતા અને રથોનો ઉપયોગ પણ સપ્રમાણ થતો જ. ચાણક્યનું તેનું સજાણ મૃત્યુ અને તેના વેર બદલાની તીવ્રતા તેના દુશ્મનને પણ તેજ રસ્તે વિદાય દે છે.

સપ્ત પરિચ્છેદ—પરાજીત પોરસ રાજા પોતાની તલવાર અલેકઝાંડરને સોંપે છે. વીરને શોભતી રીતે અલેકઝાંડર પોરસને તેની તલવાર પાછી સોંપી તેને રાજ્યાસને બેસાડે છે. પરદેશીથી સન્માનિત પોરસ તેના જ દેશબંધુના હાથે ખૂનનો ભોગ થઇ જાય છે. મગધપતિ રાજ્યગાદી જીતી લે છે.

## ચતુર્થ ખંડ

પ્રથમ પરિચ્છેદ—રાજા અશોકનું જીવન અનેકવિધ રંગે રંગાયલું છે. અસામાન્ય ચમત્કારો પણ તેના જીવનનાં સામાન્ય બનાવો થઇ ગયેલા. હિંસક સિંહ પણ તેનો થાક ઉતારવા તેને ચાટે છે. એમ કહેવાય છે કે નાનપણમાં અશોક મહા ક્રૂર અને પાપી રાજા હતો. નરકાગાર તેનું તે માટેનું સાધન હતું. તેના આખા જીવનમાં તેના પુત્ર કુણાલની અંધ દશા એ તિવ્ર કરૂણતાનો પ્રસંગ છે.

દ્વિતીય પરિચ્છેદ—બાળક પ્રિયદર્શિનને લઇને અશોક ગાદીએ બેસતો અને તેના નામે રાજ્ય રાજ્યધૂરા ચલાવતો. પરંતુ એ બધાંયે કાર્યો સાથે તેની ધર્મસરિતાનાં પુર એટલા જ વેગથી વહેતાં હતાં. તેની દીકરી સંઘમિત્રા ધર્મનું જ્ઞાન પ્રસારવા સિલોન જાય છે. તેનો જમાઇ તેમજ બીજી દીકરી ( ? ) નાગાધિરાજનો ખોળો ખૂંદી નેપાળમાં ધર્મનાં બીજ નાંખે છે.

તૃતીય પરિચ્છેદ—ઉક્તિ છે કે રાજા પ્રિયદર્શિન પૂર્વભવમાં ભિખારીનો બાળક હતો. સાધુઓના આશ્રયથી તેનું જીવન ઉજવલ બને છે. પૂર્વ ભવના સ્મરણનો વારસો લઇને અવતરેલા પ્રિયદર્શિનને, પૂર્વ જન્મના ગુરૂઓ જોઇને અંતર ઉર્મિ ઉભરાય છે, અને તે તેને પગે લાગે છે, ઘણાં પાપોથી ઘેરાયલું હૃદય ધર્મસ્થાનો મંદિરો વિ. બંધાવી માર્ગ ખુલ્લો કરે છે.

ચતુર્થ પરિચ્છેદ—પશ્ચાતાપનાં આંસુથી ધોવાએલું હૃદય પ્રિયદર્શિનને ઘણાં રૂડાં કાર્યો કરવા પ્રેરે છે. તેનાં સ્મરણ રૂપ કંઇક સ્તૂપો, મંડપો, મંદિરો, ધર્મશાળાઓ, કુવા, વાવો, શિલાલેખો, રસ્તાઓ, દેવળો આજે ય તેના સાક્ષી બની ઉભાં હોય તેમ લાગે છે.

પંચમ પરિચ્છેદ—ગુરૂ ઉપદેશથી ભિંજાયલો રાજા ચંદ્રગુપ્ત ગિરનારજીની યાત્રાએ ગયો છે. અને પોતાની ઉપસ્થિતિમાંજ, તે પર્વતની તળેટીમાં સુદર્શન તળાવ બંધાવતો નજરે પડે છે. મજુરો બંધ બાધતાં અને જળતરંગ હિલોળા ખાતાં દેખાય છે.

## નકશા

દરેક વંશનું વૃત્તાંત પૂર્ણ થતાં, તેના પ્રત્યેક રાજવીનો રાજ્યવિસ્તાર દર્શાવતો નકશો આપી, દિગ્દર્શન કરાવવાની પ્રથા દાખલ કરી છે. તે આ પુસ્તકે કયાંય નજરે પડતી નથી કેમકે હજુ મૌર્યવંશનું વૃત્તાંત ચાલુ છે. ત્રીજા પુસ્તકનાં પ્રથમના બે પરિચ્છેદ તેનેજ લગતા થશે એમ ધરાય છે. એટલે બીજા પરિચ્છેદમાં નકશા આપવામાં આવશે.



# તૃતીય ખંડ

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|

## સપ્તમ પરિચ્છેદ

### યવન સત્તાધીન હિંદ



## ચતુર્થ ખંડ

## પ્રથમ પરિચ્છેદ

### અશોક વર્ધન



## દ્વિતીય પરિચ્છેદ

### પ્રિયદર્શિન : સંપ્રતિ મહારાજ



| વિષય | પૃષ્ઠાંક |
|---|---|

## તૃતીય પરિચ્છેદ

### પ્રિયદર્શિન (ચાલુ)



## ચતુર્થ પરિચ્છેદ

### પ્રિયદર્શિન (ચાલુ)

### પરિશિષ્ટો



## પંચમ પરિચ્છેદ



# પ્રથમ પરિચ્છેદ

## ધર્મ પ્રવર્તકોએ કુદરતને સમજી લઈ, માનવતાની કરેલી દોરવણી

**ટૂંકસાર**–કુદરતના ચમત્કાર–મહાપુરૂષોનાં એકથી વધારે સંખ્યામાં થયેલ નિષ્ક્રમણોનો ઈતિહાસ–બૌદ્ધધર્મના સ્થાપક શ્રી ગૌતમ બુદ્ધના જીવનબનાવના સમયનો કરી આપેલ પાકો નિર્ણય–જૈનધર્મના ચરમતીર્થંકર શ્રી મહાવીરના તે તે બનાવના સમયની આપેલી સરખામણી–તે બન્ને મહાપુરૂષોને લગતી અન્ય ઉપયોગી હકીકતોની કોઠારૂપે કરેલી રજુઆત અને તે સંબંધી દર્શાવેલા વિચારો–તેમાંથી તારવેલું પૃથ્થકરણ અને ઉદ્‌ભવતા પ્રશ્નોની હારમાળા–ભરતખંડમાં તેમજ તેની બહાર બૌદ્ધધર્મનો થયેલ વિસ્તાર અને તેમાં નિમિત્તભૂત કારણોની તપાસ–મહાપુરૂષોનાં ચ્યવન સમયે તેમની માતાને આવતાં સ્વપ્નોની સમજૂતિ–વર્તમાન સમયના સર્વ વ્યવહારિક બંધારણનું ઘડતર–ગણતંત્રની વિશિષ્ટતા અને તે સમયના સિક્કાઓ–લેખનકળા અને વ્યાકરણનો પ્રારંભ–કુદરત અને વ્યવહારનો સંબંધ–બ્રાહ્મણ ધર્મ: વૈદિક ધર્મનું સાબિત થયેલું સનાતનપણું–માનવીની ઉત્તમતા તેના જન્મ અને વય કરતાં, તેની સંસ્કૃતિ અને વિદ્યા ઉપર વધારે અવલંબાયમાન ગણાય છે, તેનું પ્રરૂપણ–નજરે પડતા ઘણાં શિલ્પ અને તેનાં દૃશ્યો, સિક્કાઓ, શિલાલેખો, વર્ણનો વિગેરે જે બૌદ્ધધર્મી મનાયા છે તેને લગતા થોકબંધ મુદ્દાઓની વિચારણા—

**કુદરત જેવી વસ્તુ છે એમ સ્વીકારવું જ રહે છે**

એ ખુશી થવા જેવું છે કે સામાન્ય જનતાને જે કેવળ જડવાદની આંધી ચડી હતી તેમાંથી પીછેહઠ થઈને થોડાંક વર્ષો થયાં કેટલેક અંશે ચૈતન્યવાદનો નાદ લાગવા માંડ્યો છે. તેથી કુદરત જેવી વસ્તુ પણ છે એમ પરોક્ષ વા અપરોક્ષ માનવા તરફ તેમનો ઝોક વળતો જાય છે.

સંસારનું ચક્ર બે પ્રકારનાં તત્ત્વોથી ગતિમાન્ થઈ રહે છે. એક કુદરત પ્રેરિત અને બીજું મનુષ્યકૃતઃ સઢ ચઢાવેલ વહાણ, પવનની દિશાએ જ હંકારાતું હોય તો જેમ તેને વિશેષ ગતિમાન્ નિહાળી શકાય છે તેમ જો ઉપરના બંને તત્ત્વો આ સંસારચક્રને ( કુદરત પ્રેરિત અને મનુષ્યકૃત ) એક જ દિશા ગામી બનાવી રહ્યાં હોય તો લોકો સુખી અને પ્રગતિના માર્ગે આગળ વધતા હોય તેમ અનુભવ થતો રહે છે. પણ વહાણ જો પવનની ઉલટી દિશાએ જ જવા માંડે તો મનુષ્ય પ્રયત્નને અંગે તે આગળ તો વધે છે જ પણ તેને અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડે છે અને છતાંયે જે પ્રમાણમાં ફળ દેખાવું જોઈએ તે પ્રમાણમાં મળતું દેખાતું નથી. તેવી જ રીતે સંસારચક્રને ગતિમાં મૂકનારા ઉપરના પદાર્થો જો એક બીજાની વિરૂદ્ધ જનારા હોય તો, સંસારનું શકટ આગળ વધતું તો દેખાય છેજ પણ અનેક વિટંબણા અને ઉપાધિઓથી ભરેલું હોવા ઉપરાંત તેની પ્રગતિ પણ ગોકળગાયના જેવી જ અનુભવાય છે. વળી તેમાં પણ પ્રગતિ ત્યારે જ દેખાય કે જ્યારે, મનુષ્યકૃત ઉપાયો કુદરત પ્રેરિત તત્ત્વો કરતાં પ્રમાણમાં વિશેષ સબળ અને સઘન હોયઃ અને ઉલટી સ્થિતિ પ્રવર્તે તો પ્રગતિને સ્થાને અવનતિ જ દશ્યમાન થાય. આ એક સિદ્ધાંત થયો. અને તેનો અનુભવ જનતાને પ્રત્યક્ષ વા પરોક્ષ એક યા બીજે સમયે, થયો છે, થાય છે અને થતો પણ રહેવાનો જ. તે ત્રિકાળાબાધિત સિદ્ધાંત કદાપિ પણ અન્યથા થવાનો નથી.

આ નિયમે કાળતત્ર ચાલ્યાં કરે છે. જેમાંની કેટલીક હકીકત પ્રથમ વિભાગે, પ્રથમ ખંડે પ્રથમ પરિચ્છેદે દૃષ્ટાંત પૂર્વક સમજાવી પણ છે, તથા તે નિયમને અનુસરીને લોકસ્થિતિ કેવી થઈ રહી હતી, તેનો પરિચય તેના દ્વિતીય પરિચ્છેદે કરાવી પણ ગયા છીએ. તે પછીના પ્રથમ ખંડના સર્વ પરિચ્છેદો (તૃતીય વર્જીને) અખિલ ભારતવર્ષમાં પ્રવર્તી રહેલ રાજકીય સ્થિતિ દર્શાવવામાં જ રોકયા છે. તે પછી દ્વિતીય ખંડના છ એ પરિચ્છેદો, તે સમયે સાર્વભૌમ જેવા ગણાતા મગધ સામ્રાજ્યનું વર્ણન કરવા કામે લગાડયા છે. આ સામ્રાજ્ય ઉપર અનેક વંશના કૂળદીપકોએ પોતપોતાની સત્તા જમાવી છે તેમાં સૌથી પ્રથમ મોટો નાગવંશ હતો અને તે પછી તેની જ એક શાખા—અથવા નાનો નાગવંશ હતો. આ બે વંશનું વિવેચન અપાઈ ગયું છે. હવે ત્રીજો મૌર્યવંશ આવે છે. લોકસ્થિતિ ઉપર તેના પ્રભાવ અને વ્યક્તિત્વની અસર એટલી બધી ઊંડી અને જબ્બર થવા પામી હતી કે, તેના પડઘા હજુ પણ આપણે સેવતા રહ્યા છીએ. એટલે આ આખો વિભાગ તેમના રાજ્યના વર્ણનમાં જ સંપૂર્ણ કરાય તો પણ સકારણ કહી શકાશે. આવી પ્રબળ અસર જે થવા પામી છે તે કાંઈ તેમના રાજ્યઅમલના વિશિષ્ટ તત્ત્વનું જ માત્ર પરિણામ હતું એમ નથી. તે તત્ત્વોનું મૂળ બીજ તો કયારનુંયે રોપાઈ ગયું હતું પણ તે બીજને આ વંશના ભૂપતિઓના રાજવહીવટની કુશળતાને લીધે વારિસિંચનથી નવ પલ્લવિત કરવામાં આવ્યું હતું એટલું તો આપણે સ્વીકારવું જ રહે છે.

**મહાપુરૂષોનાં નિષ્ક્રમણો**

ઉપર જણાવેલ બીજારોપણનું કાર્ય કુદરતે પોતાના સનાતન સિદ્ધાંતાનુસાર, મહાપુરૂષોના ઉદ્‌ભવ સર્જીને[1] જનતા સમક્ષ

( ૧ ) મહાપુરૂષોનાં નિષ્ક્રમણ કુદરત કાંઈ પોતાની

કરી બતાવ્યું હતું.[૨] તે ચાર[૩] મહાપુરૂષોમાંના બે સામાજીક ક્ષેત્રી હતા અને બે ધાર્મિક ક્ષેત્રી હતા. પણ સર્વેનો આશય એક જ માર્ગી-લોક-કલ્યાણનો-હોવાથી સર્વેના પ્રયાસ તે તરફ જ વળેલ હતા. અને દરેકે પોતાપોતાનો હિસ્સો તેમાં નોંધાવ્યો-પૂર્યો છે.

રાજક્ષેત્રમાં ઘૂમી રહેલ બે વ્યક્તિઓનો પરિચય તથા તેમની ઉત્પત્તિ સાથેની તેમનાં કાર્યની કેટલીક સમજુતી આપણે પ્રથમ વિભાગે કરાવી ગયા છીએ. એટલે તેમના માટે કાંઇ વિશેષપણે ન લખતાં અહીં તો માત્ર ઉલ્લેખ કરીને જ અટકીશું. પણ તેમણે આદરેલ પુરૂષાર્થનાં પરિણામ કેવાં આવ્યાં હતાં તેને લગતા કેટલાક અહિંદી વિદ્વાનોનાં મત [૪] રજુ કરવાની જરૂર દેખાવાથી તેમના અસલ શબ્દો જ ઉતારીશું. બાકી વિશેષ કરીને આ પરિચ્છેદમાં બે ધાર્મિક મહાપુરૂષોને અંગેની હકીકત જ

---

મોજને માટે નથી કરતી. પણ સકારણ કરે છે. તે માટે જુઓ ભાગ ૧ લો પૃ. ૬. ટી. નં. ૧૦.

परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम्
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे

આ આશય પ્રમાણે ઇ. સ. પૂ. ૮ મી સદીમાં વૈદિક મતના શ્રુતિકારોના અને જૈન મતના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથના ઉદ્ભવ થયા હતા.

પાછો બીજોજ તેવો સમય ઇ. સ. પૂ. ની છઠ્ઠી સદીના પ્રારંભમાં થયો હતો. અને તે વખતનીજ આ વાત આપણે અત્રે કહી રહ્યા છીએ.

(૨) જુઓ ઉપરની ટીકા નં. ૧ માં બીજા સમય સંબંધી હકીકતવાળો ભાગ.

(૩) આ ચાર મહાપુરૂષોનાં નામ તથા તે વખતની સ્થિતિ અને તેમના ઉદ્ભવ વિશે જુઓ ભાગ પહેલો, પૃ. ૨૪૯.

(૪) જ. રો. સો. બેં ૧૮૯૮ ના એન્યુઅલ પ્રોસીડીંગ્સમાંથી પ્રેસીડન્ટ તરીકે મી. હોર્નલે જે પ્રવચન કર્યું છે તેના અસલ શબ્દો આ પ્રમાણે છેઃ—

P. 51 Another point clearly brought out by the inscriptions is the position of the lay element in the Jain community I have already remarked that, that element formed an integral part of the Jain organization, and shown the very important bearing of this point on the fortunes of this order——P. 45 With the Buddhists—his position was exactly the reverse.—In this matter Buddhism made a fatal mistake.

પૃ. ૫૧:-શિલાલેખો ઉપરથી, જે એક બીજો મુદ્દો સ્પષ્ટ રીતે તરી આવે છે તે, જૈન સંપ્રદાયમાં તેમના શ્રાવકોના મરતબા વિષેનો છે. હું આગળ જણાવી ગયો છું (તે શબ્દો નીચે ઉતાર્યા છે) કે જૈનોના બંધારણમાં શ્રાવકનો દરજ્જો એક મહત્ત્વનું અંગ હતું; અને તેમણે સંપ્રદાયના અસ્તિત્વના વિષયપરત્વે અગત્યનો ભાગ ભજવ્યો છે--(પૃ. ૪૫) (જ્યારે) બૌદ્ધધર્મમાં (તેમનો શ્રાવકનો) દરજ્જો તદ્દન ભિન્ન પ્રકારનોજ હતો-આ બાબતમાં બૌદ્ધધર્મે વિનાશકારક ભૂલ કરી હતી.

કહેવાનો તાત્પર્ય એ છે કે જૈનધર્મના બંધારણમાં, શ્રાવક અને શ્રાવિકાનું પણ સન્માન કરીને ચાર પ્રકારના સંઘની સ્થાપના કરેલી છે. જ્યારે બૌદ્ધધર્મમાં તેમની અવગણના કરીને કેવળ ભિક્ષુક અને ભિક્ષુણી (સાધુ સાધ્વી) એમ દ્વિવિધ સંઘની રચના સ્વીકારાઇ છે. અને આ ખામીનેલીધેજ બૌદ્ધધર્મ વિનાશને પમ્યો છે. જ્યારે જૈનધર્મ અદ્યાપિ પર્યંત ટકી રહ્યો છે.

આ પ્રમાણે પ્રમુખ ડૉ. હોર્નલનું મંતવ્ય ઠર્યું છે.

ટીપણ-આ મંતવ્ય તદ્દન સાચુંજ છે ને ઇતિહાસમાં નોંધાયલા બનાવોથી પૂરવાર થઇ શકે છે.

અત્ર એક વાતની ચેતવણી આપવાની જરૂર લાગે છેઃ જૈન સંપ્રદાયમાં અત્યારે એક પક્ષ તરફથી શ્રાવક અને શ્રાવિકા વર્ગની ઉપેક્ષા થઇ રહી છે. તે પક્ષ, પ્રમુખ હોર્નલ મહાશયના ઉપરના શબ્દોથી કાંઇક સાર બને અને પોતાનો રાહ બદલે બીજું કથન-

J. N. I, P. 76:-With all these schisms and divisions in the Jaina church "It is remarkable that Jainism is still a living sect, where as the Buddhists have disappeared from India" Its strength

આલેખીશું. ધાર્મિક મહાપુરૂષો છે એટલે તેમણે પ્રરૂપેલા ધર્મની, તેમણે સમજાવેલ તત્ત્વજ્ઞાનની કે તેમણે અંકિત કરેલ દર્શનની માહિતી આપવાના છીએ એમ રખે માનતા. તે આ પુસ્તકની મર્યાદાની બહારની વાત છે, તેમ અમે તેના અધિકારી પણ નથી. અત્રે તો તેમનાં જીવનમાં જે અનેક ઐતિહાસિક તત્ત્વો ભરેલાં છે, તેમાંના કેટલાંક આપણા વિષયને સ્પર્શતા હોવાથી તથા તેમાંથી કેટલાક નિયમ-સૂત્રોના ઉકેલની ચાવી મળતી હોવાથી, તેમાંના થોડાકની સમજૂતિ આપીશું. તથા લોક સ્થિતિ ઉપર તેમના ધાર્મિક ઉપદેશ અને કુદરતી સંજોગોથી શું શું અસર થવા પામી હતી તેનો કાંઇક ચિતાર આપીશું.

પણ તે સમજવાને એક બીજી હકીકત જાણી લેવાનું પ્રાસંગિક ગણાશે. ઉપરમાં જે ચાર મહાપુરૂષોનો ઉદ્‌ભવ કહ્યો છે તેને લગતા ટીપણમાં નોંધ કરી છે કે, તે પહેલાં પણ એક બીજું નિષ્ક્રમણ થઇ ગયું હતું. જો કે નિષ્ક્રમણ થવાના સિદ્ધાંતને અનુસરીને તો, તેવાં કેટલાંયે નિષ્ક્રમણો પૂર્વના સમયે થઇ ગયાં હશે. આપણે તે સાથે સંબંધ નથી. પણ આ પુસ્તકની આપણી મર્યાદામાં જે આવી શકે તેની વિચારણા તો આપણે જરૂર કરવીજ રહે છે.

ટીપણ નં. ૧ માં જણાવ્યું છે કે, વૈદિક શ્રુતિકારોનો સમય તથા જૈન ધર્મના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનો સમય ઇ. સ. પૂ. ની આઠમી સદીનો છે. જે સામાન્ય મંતવ્ય વર્તમાનકાળે ચાલ્યું આવે છે તે, આ પ્રમાણે ખરૂં પણ છે. તેમાં વૈદિક સાહિત્યે પોતાના શ્રુતિકારોના સમય વિશે કાંઇ નિર્ણયાત્મક મત ઉચ્ચાર્યો નથી. જ્યારે શ્રી પાર્શ્વના સમય વીશે તો પુસ્તક પહેલામાં પૃ. ૯૭ માં જણાવ્યા પ્રમાણે[૫] સર્વે જૈન ગ્રંથો એકમતજ છે. તેમની એમ માન્યતા છે કે શ્રી પાર્શ્વ જ્યારે કુમાર પણે મહાલતા હતા ત્યારે, તેમને વૈદિક મતના એક કમઠ નામે તાપસ સાથે મેળાપ થવાનો પ્રસંગ ઉભો થયો હતો.[૬] તે કમઠ તાપસ એક વૃક્ષની મોટી શાખાએ ઉંધે મસ્તકે લટકી રહી, નીચે અગ્નિ સળગાવી પંચાગ્નિ તપ તપતો હતો. તે અગ્નિમાં હોમાતા એકાદ કાષ્ટમાં, મોટો બોરિંગ ગરી ગયેલ હતો જેથી અંદર રહેલ બોરિંગ તે કાષ્ટ સળગતાં, જીવિતવ્ય માટે આકુળ વ્યાકુળ થઇ રહ્યો હતો. તેવામાં લોકના શોરબકોરથી કુતુહળતા જોવાની ખાતર, ત્યાં હાથી ઉપર બેસીને આવી ચડેલ પાર્શ્વકુમારે, પોતાના જ્ઞાનથી[૭] કાષ્ટમાં રહેલ સર્પની જીંદગી ભયમાં છે એમ જોઇ લઇ, પોતાના એક નોકર દ્વારા તે લાકડું કઢાવી લઇ, આસ્તેથી ફાડી કરીને તે સર્પને મુક્ત કરાવ્યો હતો. કથા તો લાંબી છે પણ અહીં એટલું જણાવવાનું કે તે સમયે વેદધર્મ પ્રણીત હિંસક

---

and persistence are centred in its power of enlisting the interest of the laity and of forming these into a corporation" (Elliot P. 122.)

(૫) પુ. ૧ લું. પૃ. ૯૭ માં નીચે પ્રમાણે સમય નિર્ણીત કરી બતાવ્યો છે. શ્રી પાર્શ્વજન્મ ઇ. સ. પૂ. ૮૭૭–દીક્ષા ઇ. સ. પૂ ૮૪૭ (ત્રીસ વર્ષની ઉંમરે)

નિર્વાણ ઇ. સ. પૂ. ૭૭૭ (પોતાની ૧૦૦ વર્ષની ઉંમરે, અને શ્રી મહાવીરની પૂર્વે ૨૫૦ વર્ષે)

(૬) જુઓ ક. સૂ. સૂ. પૃ. ૧૦૬

(૭) જૈનધર્મ, જ્ઞાનના પાંચ પ્રકાર માને છે (૧) મતિજ્ઞાન-મતિ, બુદ્ધિ પ્રમાણેનું જે જ્ઞાન. આ જ્ઞાન જન્મથી પણ હોઇ શકે. જેને જૈન ધર્મમાં જાતિસ્મરણજ્ઞાન કહે છે (એટલે જે વ્યક્તિને પોતાના પૂર્વ ભવ વિશેની માહિતી હોય છે તે) તેનો સમાવેશ આ મતિજ્ઞાનમાં થઇ શકે છે. (૨) શ્રુતજ્ઞાન-શ્રુત એટલે સાંભળવાથી, ગુરૂના ઉપદેશથી, પુસ્તકના પઠન પાઠનથી જે જ્ઞાન ઉત્પન્ન થાય તે (૩) અવધિજ્ઞાન-અવધિ એટલે હદ. અમુક હદ સુધીનું જે જ્ઞાન, સંપૂર્ણપણે નહીં તેવું જ્ઞાન (૪) મનઃપર્યવ જ્ઞાન-કોઇ વ્યક્તિના

કાર્યો–યજ્ઞો વિગેરે પૂર જોસમાં ચાલી રહ્યા હતા અને લોકોની અનુમોદનાના વિષયરૂપ થઇ પડયાં હતા. જ્યારે આ પ્રમાણે સ્થિતિ હોય ત્યારે, તે પ્રકારનાં કાર્યોનો ઉપદેશ તો તે સમયની પૂર્વે, વિશેષ નહીં તો એકાદ બે સદી પૂર્વનો તો માનવોજ રહે છે. અને જો તે કબુલ કરીએ તો, વૈદિક શ્રુતિ-કારોનો સમય શ્રી પાર્શ્વના સમકાલીનપણે નહીં, પણ કમમાં કમ તે પૂર્વે દોઢ બે સદીનો સ્વીકારવો રહે છે એટલે કે ઇ. સ. પૂ. અગીઆરમીથી દશમી સદીમાં તેઓ થઇ ગયા કહેવાશે.

આ પ્રમાણે હિંસક કાર્યોનો એક કાળ ઇ. સ. પૂ. ૯ મી સદીના મધ્ય ભાગમાં પ્રવર્તી રહ્યો હતો એમ વૈદિક અને જૈન સાહિત્ય ઉપરથી સાબિત થાય છે. તે વખતે બૌદ્ધમતનું અસ્તિત્વજ નહોતું એટલે તેમનું કોઇ દૃષ્ટાંત લેવાનું કે તે ઉપર વિચાર કરવાનું રહેતું નથી. આ સમયે ઉપર ટાંકેલ કુદરતના સિદ્ધાંતાનુસાર[૮] પહેલું નિષ્ક્રમણ[૯] થયું હતું અને શ્રી પાર્શ્વકુમારે પાછળથી દીક્ષા લઇ, કૈવલ્ય જ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ ઉપદેશ આપી પ્રજાજનને ખરા રાહ પર ચડાવ્યા હતા; તેમજ જૈન ધર્મની જે માન્યતા છે કે તેઓ તેવીસમા તીર્થંકર છે, તે તીર્થંકરપદને તેમણે શોભાવ્યું હતું. અને પાર્શ્વનાથનો સ્વીકાર જ્યારે શિલાલેખથી[૧૦] પણ સાબિત થાય છે ત્યારે તે ઘટનાને ખરા ઐતિહાસિક તત્ત્વ તરીકે માન્ય રાખવું પડશે. એટલે કે જૈન સાહિત્યમાં આલેખેલી હકીકતો, પુરાણગ્રંથોની માફક મોટા ભાગે સત્યથી ભરપૂર હોય છે. જે કયાંય ફેર પડતો દેખાય છે તેમાં તેમના કથનનો કાંઇ દોષ હોતો નથી, પણ આપણોજ મતિદોષ છે, કે તે લેખકનો આશય સંપૂર્ણ સમજી શકાતો નથી.[૧૧]

આ પાર્શ્વનાથની પાટ પરંપરાએ પાંચમી પેઢીએ[૧૨] કેશિ નામના મુનિ થયા હતા. તે કોશલ પતિ રાજા પ્રસેનજિત–બૌદ્ધ ગ્રંથના રાજા પસાદિના ધર્મગુરૂ હતા તેમજ શ્રીમહાવીર, શ્રીગૌતમ બુદ્ધ, રાજા શ્રેણિક વિગેરે બીજા નિષ્ક્રમણ વખતના મહાપુરૂષોના સમકાલીનપણે થયા હતા તથા રાજા પ્રસેનજિતને જૈન ધર્મી બનાવ્યો હતો. આ સઘળી હકીકત પુ. ૧ પહેલામાં પૃ. ૮૦ અને આગળમાં સાબિત કરી ગયા છીએ. આ પ્રમાણે બે નિષ્ક્રમણો થયાં જણાયાં છે.

---

મનમાં રહેલ પર્યાય વિશેનું જ્ઞાન અને (૫) કૈવલ્ય-અથવા કેવળજ્ઞાન: તદ્દન શુદ્ધ સ્વરૂપમાં અને સંપૂર્ણ-પણાએ કરીને યુક્ત એવું જ્ઞાન.

આ પાંચમાંનાં પહેલાં ત્રણ જ્ઞાન, તીર્થંકરનો જે જીવ હોય તેમને જન્મની સાથે જ ઉત્પન્ન થયેલ હોય છે: ચોથું જ્ઞાન દીક્ષા લેતી વખતે ઉત્પન્ન થાય છે અને પછી અનેક તપસ્યા કરીને બાકી રહેલ કર્મ ખપાવી નાંખે ત્યારે પાંચમું જ્ઞાન જે કૈવલ્ય તે પ્રાપ્ત થાય છે.

જ્યાં સુધી આ પાંચમા જ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તેમનું જ્ઞાન અધૂરૂં ગણાય અને અધૂરાં જ્ઞાને આપેલ ઉપદેશ ખામીવાળો જ ગણાય. તેથી કોઇ કાળે તે ખોટો પણ ઠરે. અને પોતાનો ઉપદેશ, અથવા પોતે ઉચ્ચારેલું વાકય કોઇ દિવસ ખોટું ઠરાવવુંન પડે તે માટે જ્યાંસુધી કેવળજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી કોઇને ઉપદેશ પણ દેતા નથી. અને ઉપદેશ ન દે તો પછી શિષ્ય તો કયાંથી જ કરે. મતલબ કે કેવળજ્ઞાન પામ્યા પહેલાં તીર્થંકરનો જીવ પોતાના શિષ્ય તરીકે કોઇનો સ્વીકાર કરતા નથી. (મહાવીર અને ગોશાળો, ગુરૂ શિષ્ય મનાય કે કેમ તે પ્રસંગ નેસાથે આ કથન સાથે સરખાવો.)

શ્રી પાર્શ્વકુમારનો જીવ, ભવિષ્યમાં તીર્થંકર થવાને હોવાથી, જન્મથી જ પ્રથમનાં ત્રણ જ્ઞાન યુક્ત તે હતા. અને તે જ્ઞાન આધારેજ આ સ્થિતિ તેમના જાણવામાં આવી હતી.

(૮) જુઓ પૃ. ૧ ટી. ૧.

(૯) આ પહેલું નિષ્ક્રમણ અને શ્રી મહાવીર તથા બુદ્ધદેવના સમયનું તે બીજું નિષ્ક્રમણ: જુઓ પૃ. ૧ ટી. ૨.

(૧૦) જુઓ ગાંધાર અને તક્ષશિલાના લેખો. તેમાં

બીજા નિષ્ક્રમણમાં ચાર મહાપુરૂષો થયાનું કહી ગયા છીએ. એની પ્રવૃત્તિ સામાજીક ક્ષેત્રો પરત્વે ઘણી હતી, અને એની ધાર્મિક ક્ષેત્રે હતી. આપણે ધાર્મિક ક્ષેત્રીઓનોજ વિચાર કરવાનો છે. તેમનાં નામ શ્રી મહાવીર અને શ્રી ગૌતમ બુદ્ધ. શ્રી મહાવીરે જે ધર્મની પ્રરૂપણા કરી તેને જૈન ધર્મ કહેવાય છે અને શ્રી ગૌતમ બુદ્ધના ધર્મને તેમના નામ ઉપરથી બૌદ્ધ ધર્મ કહેવાય છે. તેમને લગતા બીજા પ્રશ્નો વિચારાય તે પહેલાં, તેમના સમયને લગતો નિર્ણય કરી લેવાની આવશ્યકતા છે. કેમકે તેમાંના એકના એટલે જૈન ધર્મના અનુયાયીઓ પોતાના ધર્મ પ્રવર્તકના સંવત્સર માટે ચોક્કસ આંક [૧૩] મૂકી શકે છે, જ્યારે બીજાવાળા શંકાશીલ હોય એમ સમજાય છે. શંકાશીલવાળાની શંકાઓનું નિવારણ કરી લેવું તે પ્રથમ દરજ્જે ઉપયોગી લેખાશે.

**બીજા નિષ્ક્રમણની વિશેષ વિગતો.**

બૌદ્ધધર્મના દર્શનને અંગે ગમે તેટલું ઉપયોગી સાહિત્ય બહાર પડયું હશે પણ ઐતિહાસિક દૃષ્ટિથી જે કાંઇ થોડા ઘણા ગ્રંથો માનનીય પદ ભોગવી રહ્યા છે તેમાં અગ્રપદે તો દીપવંશ, મહાવંશ, દિવ્યાવદાન, અશોકાવદાન, સિંહાલીઝ ક્રોનીકલ્સ આદિ પુસ્તકોજ છે. અને તત્ પશ્ચાત તે ઉપરથી તેના અનુવાદિક ગ્રંથો અનેક ભાષામાં તૈયાર થયા છે. પણ તે સર્વેમાં પ્રાયઃ એ સમયને લગતીજ વિવેચીકાઓ નજરે પડે છે. પ્રથમ બુદ્ધ ભગવાનના જીવન સમયની કે તેની આસપાસના પચીસ પચાસ વર્ષની અને બીજી તે બાદ, લગભગ બે સદીનો આંતરો મૂકી દઇને, મૌર્યવંશી રાજ અમલ શરૂ થયો તે અરસાથી માંડીને, અશોકવર્ધન સમ્રાટના રાજ્યનો અંત આવ્યો તે સમય સુધીનીઃ તે બાદ ઠેઠ ઇસ્વીસનની શરૂઆત થયા પછીના સમયની હકીકતો તો અનેક મળી આવે છે. પણ આ પુસ્તકના કાર્યક્ષેત્રમાં તેનો સમાવેશ થતો નથી એટલે તે વાતને છોડી દઇએ.

**ગૌતમ બુદ્ધના સમય નિર્ણયની આવશ્યકતા.**

ઉપરના બે વિભાગોમાં ઐતિહાસિક હકીકતોનું જ્યાં જ્યાં નિરૂપણ કરાયું છે ત્યાં ત્યાં ગ્રંથકારોએ, વાચકવર્ગને તેની સત્યતાની ખાત્રી થાય તે માટે, તેજ હકીકતોની સાથે, બુદ્ધ ( બૌદ્ધ ) સંવતની સાલનો ઉપયોગ કર્યો છે. પણ જુદા જુદા પ્રદેશના ગ્રંથોમાં, એકજ ઐતિહાસિક ઘટનાનું વર્ણન કરાતાં છતાં, તેની સાથે બુદ્ધ સંવતનો આંકડો ભિન્ન ભિન્ન દર્શાવ્યો છે.[૧૪] તેથી એક પ્રકારે વાચક

---

શ્રી પાર્શ્વનાથનું નામ આપ્યું છે તે વખતે તે પ્રદેશમાં જૈન ધર્મ ફેલાયલો હતો તેની સાક્ષી પૂરે છે. માણિકયાલનો સ્તૂપ તે સમયનો હોઇ તે પણ તે ધર્મનોજ માનવો રહેશે ( જુઓ પુ. ૧ લું પૃ. ૩૮, તથા ૩૧૨ નાં ટીપણો )

(૧૧) આ પુસ્તકના ચારે ભાગોમાં ટાંકેલા બન્ને સાહિત્યમાંના અનેક ઉદાહરણો જોઇ શકાશે. એકાદ બેનો અત્ર નિર્દેશ કરીશું. જૈન સાહિત્ય માટે-જુઓ પુ. ૧ લું પૃ. ૨૦૨ ઉપર ટાંકેલ પરિશિષ્ટકારનું કથન. વૈદિક સાહિત્ય માટે-જુઓ શુંગ વંશની હકીકત તથા શાક પ્રજાના વૃત્તાંતે ત્રીજા પુસ્તકમાં.

(૧૨) પાર્શ્વનાથ
|
(૧) શુભ
|
(૨) હરિદત્ત
|
(૩) સમુદ્ર
|
(૪) સ્વયંપ્રભ
|
├── (૫) કેશિ (કોશળપતિ પ્રસેનજિતના પ્રતિબોધક )
└── વિહિતાશ્વ
    |
    બુદ્ધકીર્તિ ( પાછળથી ગૌતમ બુદ્ધઃ બૌદ્ધ ધર્મના સ્થાપક )
    ├── જલાયન ( મુદ્દ્ગલાયન )
    └── શૌરીપુત્ર.

વર્ગને તે હકીકતની સત્યતાનો નિર્ણય કરવામાં મુશ્કેલી ઉભી થાય છે એટલુંજ નહીં, પણ જ્યારે પાશ્ચાત્ય વિદ્વાનોએ તેમજ અન્યેતર પ્રાચીન વિદ્યા વિશારદોએ સેંડ્રેકોટસ એટલે મૌર્યવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત છે એમ ઠરાવી[૧૫] તેના સમકાલીન તરીકે ગ્રીક શહેનશાહ અલેકઝાંડર ધી ગ્રેઇટને ચોક્કસ કરી, અન્ય ઐતિહાસિક પ્રસંગોને તે તે પ્રમાણે ગુંથવાના પ્રયત્નો કર્યા છે ત્યારે તો તે મુશ્કેલીઓનો ઉકેલ થવાને બદલે ઓર ઉમેરોજ થતો રહ્યો છે. તેમાંયે વળી વિશેષ ઉમેરો થવાનું બીજું એક કારણ એ સંભવિત છે કે, જ્યારે આ બધી ઐતિહાસિક ઘટનાઓ બની તે વખતે,[૧૬] તેને લિપિબદ્ધ કરવાને કાંઇ સાધનો નહોતાં, તેમ આવશ્યકતા પણ નહોતી. તેને લિપિબદ્ધ કરવાને પ્રથમમાં પ્રથમ જે કાંઇ પ્રયાસ સેવાયો છે તે, તે બનાવો બન્યા બાદ ૭ સાત સૈકા વીત્યા બાદજ[૧૭] હોઇ શકે છે. એટલે, ભલે ૭ સાત સૈકા પછીના લેખકોએ, સ્વમતિ અનુસાર ભૂતકાળના બનાવોને યથોચિત સ્વરૂપ આલેખીને તદ્દન પ્રમાણિકપણેજ પોતાની લેખિની ચલાવી હશે, છતાં વાંચનારને તો એવોજ આભાસ-વિભ્રમ થાય છે કે તેમાં કેટલીયે હકીકત જાણી જોઇને ક્ષેપકજ થયેલી છે. આ બધી ભાંજગડમાંથી નીકળવાનો, અને ખરી વસ્તુ સ્થિતિ આપણને બરાબર સમજાય તે માટે ઉત્તમ માર્ગ તો એજ દેખાય છે કે, કોઇ પણ રીતે, બુદ્ધ સંવતનો ચોક્કસ નિર્ણય મેળવવો જોઇએ જ. એક વખત જો તેનો પત્તો, પાકે પાયે હાથ લાગ્યો તો, ગણિતના આંકડાના મેળથી, જે બનાવો પુરવાર કરી શકાય તે સર્વને, ઐતિહાસિક માળાના મણકા તરીકે શ્રૃંખલાબદ્ધ ગોઠવવામાં લેશમાત્ર આંચકો ખાવો નહિ પડે. અને તેમ થયું એટલે તે સર્વેની ગવેષણા તેમજ સમન્વય કરવો તેટલોજ સુતર થઇ પડશે. માટે તે બાબત પ્રથમ હાથ ધરીએ.

**તેના સમય વિશે વિચારણા**

સિંહાલીઝ ક્રોનીકલ્સમાં[૧૮] ગૌતમ બુદ્ધના જીવનના મુખ્ય બનાવોની સાલ, દેવાહના રાજા અંજનના સંવતને અનુલક્ષીને નીચે પ્રમાણે આપી છે.

( ૧ ) તેમનો **જન્મ** ( Birth ) અં. સં. ( અંજન[૧૯] સંવત ) ૬૮.

( ૨ ) **સંસાર ત્યાગ** ( Great Renunciation ) અં. સં. ૯૭, ( ૯૭-૬૮ ) ૨૯ વર્ષની ઉમરે

( ૩ ) ધર્મોપદેશક, ધર્મ પ્રવર્તક ( Attainment of Buddhahood ) અં. સં. ૧૦૩, ( ૧૦૩-૬૮ ) ૩૫ વર્ષની ઉમરે.

---

(૧૩) આ સંવતના આંક માટે આગળ ઉપર જુઓ.

( ૧૪ ) મૌ. સા. ઇ. પૃ. ૫૪:-( બૌદ્ધોકા ) ગ્રંથ પરસ્પર વિરૂદ્ધ તથા અસંભવ બાતોસે પરિપૂર્ણ હૈ. મહાવંશ ઔર દીપવંશ કુચ્છ લિખતે હૈ ઔર દિવ્યાવદાન તથા અન્ય ઉત્તરીય ગ્રંથ કુચ્છ, ઔર દોનો ઉત્તરીય ઔર દક્ષિણીય બૌદ્ધ સાહિત્યોમેં અત્યંત ભેદ હૈ.

( ૧૫ ) આ નિર્ણય ઉપર આવવાને તેમણે કોઇ સંગીન દલીલ કે કારણ રજુ કર્યાં દેખાતાં નથી. કેવળ એક વ્યક્તિએ અનુમાનિક નિર્ણય બાંધ્યો, એટલે ઉત્તરોત્તર તેને અનુસરવામાં આવ્યું છે. છતાં જે અનુમાનને લીધે તેઓ આ ઠરાવ ઉપર આવ્યા છે તેની ચર્ચા આપણે તો કરવીજ રહે છે. તે અશોકવર્ધનના ચરિત્રને લગતી હોઇ ત્યાં કરવામાં આવી છે. ત્યાં જુઓ.

( ૧૬ ) લિપિનો ઉપયોગ ગ્રંથ રચવામાં કયારથી થયો સંભવી શકે, તે માટે જુઓ પુ. ૧ લું પૃ. ૩૭ તથા આ પુસ્તકે આગળ ઉપર.

( ૧૭ ) ઇ. સ. ની ત્રીજી ચોથી સદી પહેલાં કદાચ ગ્રંથો લખાયા હશે. પણ હાલમાં તે ઉપલબ્ધ થતાં નથી. માનવાનું કારણ છે કે, તેવા ગ્રંથો તિબેટ કે ચીન દેશમાંથી મળી પણ આવે.

( ૪ ) **નિર્વાણ.** જ્ઞાનપ્રાપ્તિ ( Freedom from the bondage of worldly allurements) **અં. સં. ૧૨૭ ( ૧૨૭–૬૮ ) = ૫૯**[૨૦] **વર્ષની ઉમરે.**

( ૫ ) **પરિનિર્વાણ.** મોક્ષ. ( Total freedom from the shackles of this worldly life ) અં. સં. ૧૪૮ ( ૧૪૮–૬૮ ) = ૮૦ વર્ષની ઉમરે.[૨૧]

આ ઉપરથી એટલું સિદ્ધ થઇ ચૂકયું કે શ્રી ગૌતમબુદ્ધે, પોતાની **૨૯** વર્ષની ઉમરે સંસાર ત્યાગ કર્યો છે. **૩૫** વર્ષની ઉમરે ધર્મોપદેશ દેવા માંડયો છે. **૫૭** વર્ષની ઉમરે ( ૫૯ ને બદલે ૫૭–જુઓ આ પૃષ્ઠે ટી. નં. ૨૦ ) તેમને જ્ઞાન પ્રાપ્તિ થઇ છે અને **૮૦** વર્ષની ઉમરે તેમનો દેહવિલય થયો એટલે મોક્ષપદને પામ્યા છે.

**એક બીજી હકીકત એમ નીકળે છે કે રાજા**[૨૨] **અજાતશત્રુના રાજ્યકાળે આઠમા વર્ષે ગૌતમબુદ્ધનું અને તેનાજ રાજ્યકાળે બીજા વર્ષે શ્રી મહાવીરનું નિર્વાણ થયું છે. હવે શ્રી મહાવીરનું નિર્વાણ ( અહીં નિર્વાણ એટલે દક્ષિણના બૌદ્ધ ગ્રંથોમાં** જ્ઞાન પ્રાપ્તિને નિર્વાણ શબ્દથી ઓળખાવે છે તેમ નહીં. પણ મૃત્યુ–મરણ, અથવા જેમને તેઓ પરિનિર્વાણ તરીકે લખે છે તે સમજવું ) ઇ. સ. પૂ. ૫૨૭–૬ નું મનાય[૨૩] છે. એટલે આ હિસાબે શ્રી ગૌતમ અને શ્રી મહાવીરના મરણ વચ્ચે (રાજ્યકાળનું આઠમું વર્ષ અને બીજું વર્ષ: એની બાદબાકી કરતાં ૮ – ૨ ) = લગભગ ૭ વર્ષનું અંતર હતું[૨૪] એમ ઠરાવાય છે. અને શ્રી મહાવીરનું મરણ બુદ્ધના કરતાં વહેલું નીપજેલું હોવાથી, બુદ્ધનું મરણ ૫૨૬ – ૬ ( અથવા ૫૨૭ – ૬॥ ) = ઇ. સ.

---

( ૧૮ ) ઇ. એ. પુ. ૩૨ પૃ. ૨૨૮.

( ૧૯ ) હિસાબ ગણતાં આ સંવત ઇ. સ. પૂ. ૬૬૮ ( ઇ. સ. પૂ. ૬૦૦+૬૮=૬૬૮ ) માં શરૂ થયો ગણી શકાશે.

(૨૦) કેટલાકના મતે તેમની ઉંમર તે વખતે ૫૭ વર્ષની હોવાનું જણાવ્યું છે. (જુઓ આગળ ઉપર) કેમકે નિર્વાણ અને પરિનિર્વાણ વચ્ચેનું અંતર ૨૩ વર્ષ જણાવે છે હવે જો ૫૯ નો આંક લઇએ તો, તફાવત ૨૧ વર્ષનો ( ૮૦ – ૫૯ = ૨૧ ) રહે છે. અને ૫૭ વર્ષનો લેવાય તોજ ૮૦ – ૫૭ = ૨૩ વર્ષનું અંતર માન્ય થઇ રહે છે.

(૨૧) કે. હી. ઇ. પૃ. ૧૫૬

(૨૨) ઇ. એ. પુ. ૩૭ પૃ. ૩૪૨: કે. હી. ઇ. પુ. ૧ પૃ. ૧૫૭: ઇ. એ. ૧૯૧૪ પૃ. ૧૩૨ જેમાં પ્રો. કાર્પેન્ટીઅરે મહાવીરનો સમય ' એ નામનો મોટો નિબંધ લખ્યો છે.

વળી આ પુસ્તકના પહેલા ભાગમાં પૃ. ૮૮ જુઓ.

(૨૩) જુઓ સે. બુ. ઇ. પુ. ૨૨ મું ( જેમાં પ્રો. હરમન જેકોબી લખે છે કે, " The belief of the two Jain sects, both the Swetamber and the Digamber, is unanimous, as regards Lord Mahavira's death B. C. 526. "–જૈન સંપ્રદાયના બે વિભાગો, શ્વેતાંબર અને દિગંબર બન્ને, ભગવાન મહાવીરના નિર્વાણ ( ઇ. સ. પૂ. ૫૨૬) બાબતમાં તો એકજ મત છે ( એટલે કે બીજી અનેક બાબતોમાં આ બન્ને સંપ્રદાયની માન્યતામાં ભલે ફેર હશે છતાં શ્રી મહાવીરના નિર્વાણના સમય વિશે તો એકમત જ છે, મતલબ કે આ સમય વિશે કોઇને શંકા છેજ નહીં )

વળી જુઓ હા. જૈ. ની પ્રસ્તાવના પૃ. ૧૪: હેમચંદ્રસૂરિનું પરિશિષ્ટ પર્વ: ઇ. ક. પૃ. ૩૭ (Nirwana 470 years before Vikrama, વિક્રમની પહેલાં ૪૭૦ વર્ષે નિર્વાણ–વિક્રમ સંવત તો ઇ સ. પૂ ૫૭ ગણાય છે એટલે તેમાં ૪૭૦ ઉમેરતાં ઇ. સ. પૂ. ૫૨૭ આવી રહેશે ). ડૉ. સ્ટીવન્સને લખેલુ કલ્પસૂત્ર, પ્રસ્તાવના પૃ. ૮ અને તેનું ટી. નં. ૯૬: જ. સો. એ. સો. પુ. ૯ બી ) માં ડૉ. ભાઉદાજીએ લખેલ મેરૂતુંગ આચાર્યની થેરાવલી. પૃ. ૧૪૯: જ. રૉ. સો. ના ટ્રાન્સલેશન પુ. ૩, પૃ. ૩૫૬ કર્નલ માઇલ્સનું લખાણ: ઇ એ. પુ. ૪૩, પૃ. ૧૩૨. ડૉકટર જાલ કાર્પેન્ટીઅરનું, લખાણ.

(૨૪) ખરી રીતે, ૭ વર્ષને બદલે ૭ વરસ અને ૭ માસનું એટલે સાડા ૭ વર્ષનું અંતર

પૂ. ૫૨૦ માં થયું ગણી શકાશે. અને તેમનું આયુષ્ય ૮૦ વર્ષનું હોવાથી તેમનો જન્મ ઇ. સ. પૂ. ૬૦૦ માં ગણવો રહે છે.[૨૫] તેમ મહાવીરનું આયુષ્ય ૭૨ વર્ષનું અને[૨૬] મરણ ઇ. સ. પૂ. ૫૨૭ માં ગણાયું છે એટલે તેમનો જન્મ ઇ. સ. પૂ. ૫૨૭ + ૭૨ = ૫૯૮–૯ કહેવાશે. વળી તેમણે ૩૦ વર્ષની ઉમરે એટલે ૫૯૮ – ૩૦ = ૫૬૮ માં દીક્ષા લીધી હતી[૨૭] અને તે પછી બાર વર્ષે એટલે ઇ. સ. પૂ. ૫૬૮ – ૧૨ = ૫૫૬ માં તેમને જ્ઞાન પ્રાપ્તિ થઇ હતી.[૨૮]

હવે આ બન્ને મહાત્માઓનાં જીવન પ્રસંગો નીચે પ્રમાણે સરખાવી શકાશે.

| ગૌતમબુદ્ધ. | ઉમર | ઉમર | મહાવીર |
|---|---|---|---|
| (૧) જન્મ = ઇ. સ. પૂ. ૬૦૦ | ૦ | ૦ | (૧) જન્મ = ઇ. સ. પૂ. ૫૯૮–૯ |
| (૨) દીક્ષા. સંસાર ત્યાગ ,, ૫૭૧ | ૨૯ | ૩૦ | (૨) દીક્ષા = ,, ૫૬૮ |
| (૩) ધર્મોપદેશક તરીકે ,, ૫૬૪–૫ | ૩૬ | | (૩) |
| (૪) નિર્વાણ, જ્ઞાનપ્રાપ્તિ,, ૫૪૪–૩ | ૫૭ | ૪૨ | (૪) કૈવલ્યપ્રાપ્તિ ,, ૫૫૬ |
| (૫) પરિનિર્વાણ, મોક્ષ ,, ૫૨૦ (મે માસ) | ૮૦ | ૭૨ | (૫) નિર્વાણ, મોક્ષ ,, ૫૨૭–૬ (નવેંબર) |

ઉપરના કોષ્ટકથી એ પણ સ્પષ્ટ થાય છે કે, મહાવીર પોતાના આખા જીવન દરમ્યાન ગૌતમબુદ્ધના સમકાલીનપણે[૨૯] વર્તતા હતા. પણ તેમનો જન્મ, ગૌતમબુદ્ધ કરતાં ૧।। વર્ષ પછી, અને તેમનું મરણ ૬।। વર્ષ પહેલાં થયું હોવાથી બન્નેની ઉમર વચ્ચે ૧।। + ૬।। = ૮ વર્ષનો ફેર રહ્યો છે. એટલેજ મહાવીરનું આયુષ્ય ૭૨ વર્ષનું અને ગૌતમબુદ્ધનું ૮૦ વર્ષનું કહેવાય છે.

આ ઉપરથી બીજો મુદ્દો પણ સ્પષ્ટ થાય છે કે, બુધ્ધ સંવત ઇ. સ. પૂ. ૫૨૦ થી જે ઉત્તર હિંદવાળા ગણે છે[૩૦] તે તેમના પરિનિર્વાણથી છે, અને ઇ. સ. પૂ. ૫૪૩ થી જે દક્ષિણ હિંદવાળા[૩૧] ગણે

છે. કેમકે બુદ્ધ નિર્વાણ, વૈશાખ સુદ ૧૫ એટલે મે માસનો મધ્ય સમય ગણાય છે. જ્યારે શ્રી મહાવીરનું નિર્વાણ કાર્તિક વદ ૦)) (પૂર્ણિમાંત મહિનાની ગણત્રીએ) અથવા આશ્વિન વદ ૦)) ( અમાસાંત મહિનાની ગણત્રીએ)લેખાય છે. એટલે તે, નવેંબર માસનો મધ્ય સમય થયો કહેવાય મે નો મધ્ય અને નવેંબરનો મધ્ય એટલે છ માસનું અંતર વધ્યું ગણાય જેથી કરીને છ વર્ષ + છ માસ=૬।। વર્ષનું અંતર છે. (જુઓ પુ. ૧ લું પૃ. ૨૪૫.)

જેથી કરીને રાજા અજાતશત્રુનો રાજ્યાભિષેક ૫૨૮ ના મે માસમાં થયો ગણાશે. અને બુદ્ધ નિર્વાણ( પરિનિર્વાણ) ઇ. સ. પૂ. ૫૨૦ ના મે માસમાં અને મહાવીર નિર્વાણ ઇ. સ. પૂ. ૫૨૭ ના નવેંબરમાં થયું કહેવાશે.

(૨૫) ઉપરનું ટી. નં. ૧૯ જુઓ.

(૨૬) ઉપરનું ટી. નં. ૨૩ જુઓ.

(૨૭) જુઓ જૈન સાહિત્ય: તથા આ ગ્રંથનું પુ. ૧ પૃ. ૩૯૬

(૨૮) જુઓ પુ. ૧ પૃ. ૩૯૭

(૨૯) જુઓ દિગ્નિકાય, પૃ. ૧૧૭, ૨૦૬. મજ્ઝિમનિકાય, II, ૨૪૩: ઇ. એ. ૧૯૧૪ પૃ. ૧૭૭. "While Buddna stayed at Sangam, the report was brought to him, that his rival Mahāvira died at Pawa. ( એટલે સમજાશે કે, મહાવીર જ્યારે મરણ પામ્યા ત્યારે ગૌતમબુદ્ધની હયાતી હતી જ )

(૩૦) ચીન, તથા તિબેટની પ્રજા અને તેમના ગ્રંથ [illegible]શમાં મુખ્યત: આ ગણત્રીથી કામ લેવાયું છે.

(૩૧) સિંહાલીઝ, બરમીઝ અને સિયામી પ્રજા

છે તે તેમના નિર્વાણથી છે. એટલેજ ઉત્તર અને દક્ષિણ હિંદના બૌદ્ધ લોકોની ગણત્રીમાં બુદ્ધ સંવતના સમય વિશે ૨૩ વર્ષનું અંતર રહેલું જણાય છે.

અહીં આપણે બન્ને મહાપુરૂષોનાં કેટલાક જીવન-બનાવોનો સમય નિર્ણય કરી લીધો ખરો.

**સમય સિવાય અન્ય હકીકતો**

પણ ઐતિહાસિક તત્ત્વો તારવવામાં, બનેલા બનાવોની કાંઇ એકલી સાલ અથવા સમયજ પૂરતાં માની શકાય નહીં, પણ જેમ અન્ય હકીકતોની આવશ્યકતા પણ હોય છે, તેમ આ મહાપુરૂષોનાં જીવન સાથે જોડાયલી કેટલીક વીગતો પણ આપણે જાણવી રહે છે.

પ્રથમ ગૌતમબુદ્ધ વિશે કહીશું. આટલું તો સર્વ સંમત અને સિદ્ધ પણે જણાયું છે કે તેમનું સંસારીપણાનું નામ સિદ્ધાર્થકુમાર હતું, તેમના પિતાનું નામ શુદ્ધોદન અને જન્મદાત્રી માતાનું નામ યશોધરા હતું. રાજા શુદ્ધોદન, હાલના નેપાળ દેશનો જે પ્રદેશ, પશ્ચિમે હિમાલયની તળેટી પાસે આવેલ છે ત્યાંના રાજા હતા. તેમની રાજધાનીનું શહેર તે વખતે કપિલવસ્તુના નામથી ઓળખાતું હતું. હાલ તો તે ભગ્નાવશેષ થઇ રહ્યું છે. તેઓ શાકય જાતિના ક્ષત્રિય હતા. અને તેમનું ગોત્ર કાસ્યપ ( કે ગૌતમ[૩૨] એમાંથી એક ) હતું. માતા યશોધરાનું મહિયર ગોત્ર શું હતું તે પ્રાચીન પુસ્તકોમાં જો કે જણાવાયું લાગતું નથી પણ વર્તમાનકાળના ગ્રંથો પ્રમાણે ગૌતમ ગોત્ર લેખાય છે. શુદ્ધોદન રાજાની મોટી ઉમર થઇ ( લગભગ સાઠ વર્ષની કે કદાચ તે ઉપરની પણ હતી ) ત્યાં સુધી કુમાર સિદ્ધાર્થનો જન્મ થયો નહોતો. કુમારને સમયાનુસાર કેળવણી આપી, રાજ કારભાર માટે યોગ્ય બનાવવામાં આવ્યો હતો. અને ઉમરે આવતાં સારા ખાનદાન કુટુંબની યશોદા નામે ક્ષત્રિય કન્યા સાથે પાણિગ્રહણ કરાવ્યું હતું. સંસાર સુખ ભોગવતાં એક પુત્ર રત્ન તેમને સાંપડયું હતું, તે બાળક બહુ નાની ઉમરનો હતો અને પારણામાં ઝુલતો હતો, તેવે સમયે રાજકુમાર સિદ્ધાર્થનું મન, અમુક સંયોગોને લીધે, સંસારથી ઉદ્‌વિગ્ન થયું હતું. જેથી સર્વેને ઉંઘતા મૂકીને ભરરાત્રીના પોતે રાજમહેલમાંથી બહાર નીકળી પડયા હતા. આ વખતે તેમની ઉમર ૨૯ વર્ષની હતી ( આ બનાવ ઇ. સ. પૂ. ૫૭૧ માં બન્યો હતો. જુઓ પૃ. ૯ ). અહીં સુધી ત્રણે વૈદિક, બૌધ, અને જૈન સંપ્રદાયના સાહિત્ય ગ્રંથો એકમતના છે. હવે પછીની હકીકતમાં બૌદ્ધધર્મી ગ્રંથો કેટલીક બાબતોમાં જુદા પડે છે. તેમનું કથન સામાન્યતઃ એમ છે કે, ૨૯ થી ૩૬ વર્ષની ઉમરની વચ્ચેના સાતેક વર્ષ ( એટલે કે ઇ. સ. પૂ. ૫૭૧ થી ૫૬૪ સુધી ) તેમણે પર્યટનમાં ગાળ્યા. આ સમય દરમ્યાન તેમણે કોઇને ઉપદેશ કે બોધ આપ્યોજ નથી.[૩૩] પછી સખ્ત તપશ્ચર્યા કરવા તરફ મન વળ્યું. અને ગંગા નદીના કોઇ તટ પ્રદેશમાં રહી તપશ્ચર્યા આદરી. તથા સમાધિપૂર્વક ચિંતવન, મનન અને વિચારણા કરતાં કરતાં, પોતાની ૫૭ વર્ષની ઉમર થઇ તે વખતે ( ઇ. સ. પૂ. ૫૪૩ ) તે નિર્વાણ[૩૪] પામ્યા. એટલે કે તેમની સંસાર-ગ્રંથીનું છેદન થવા પામ્યું[૩૫] જે

---

તથા તેમના ગ્રંથ દીપવંશમાં આ પ્રમાણે મુખ્યતઃ ગણત્રી કરાઇ છે.

(૩૨) જોકે કુમારનું નામ ગૌતમબુદ્ધ તરીકે પ્રસિદ્ધ છે. એટલે કે તેમના નામ સાથે ગૌતમ શબ્દ જોડાયો છે ( તેથી અહીં શંકામય લખીને કૌસમાં તે શબ્દ લખ્યો છે ) પણ તેમ.શામાટે થયું હોય, તેને લગતો ખુલાસો આગળ ઉપર જુઓ ટી. નં. ૪૬ તથા ૪૭.

(૩૩) જુઓ નીચેનું ટીપણ નં. ૩૭.

(૩૪) બુદ્ધ ગ્રંથોમાં જ્ઞાન પ્રાપ્તિને નિર્વાણ અને દેહ વિલયને પરિનિર્વાણ કહે છે, જ્યારે જૈન ગ્રંથોમાં દેહ વિલયનેજ નિર્વાણ ( અથવા મોક્ષ પણ ) કહે છે. ( જુઓ નીચેની ટી. નં. ૩૫. )

(૩૫) જ્ઞાન પ્રાપ્તિ થઇ ( જેને જૈન ગ્રંથો કૈવલ્ય જ્ઞાન કહે છે ) એટલે તે વ્યક્તિઓ માટે મોક્ષ જવાનું

સ્થળે તે નિર્વાણ પામ્યા તે સ્થાન ગયા નામે શહેર; જે બિહાર પ્રાંતમાં, પટણા જીલ્લામાં, પટણા શહેરની દક્ષિણે થોડા કોસ ઉપર આવેલું છે, તેની પાસે હતું. આ એકવીસ વર્ષના અંતરમાં (ઇ. સ. પૂ. ૫૬૪ થી ૫૪૩ સુધીના ) એટલે કે પોતાની ૩૬ થી ૫૭ વર્ષની ઉમર થઇ ત્યાં સુધીમાં ઘણાઓને પ્રતિબોધ આપી, પોતાના શિષ્યો બનાવ્યા[૩૬] હતા. જેમાં કેટલાક પોતાના જૂના[૩૭] શિષ્યો પણ હતા. આવા શિષ્યોમાં સાધુ તરીકે-શૌરિપુત્ર અને મુદ્દગલાયન[૩૮] તથા આનંદ વિગેરે મુખ્ય હતા-વળી મગધપતિ રાજા બિંબિસારને પોતાની ૩૬ વર્ષની ઉમરે ( ઇ. સ. પૂ. ૫૬૪ ) પોતાનો ભક્તશ્રાવક[૩૯] બનાવી બિંબિસારની રાણી ક્ષેમાને ધીમે ધીમે પ્રતિબોધ પમાડી બૌદ્ધ ધર્મની ભિખુણી બનાવી[૪૦] હતી. ( બીજા અનેક શિષ્યો અને શિષ્યાઓ તેમજ ભક્તો બનાવ્યા હતા. પણ આપણે તે બધાનાં નામો સાથે નિસબત નથી એટલે છોડી દઇએ છીએ ) અને છેવટે, આત્માનું ચિંતવન કરતાં, પોતાની ૮૦ વર્ષની ઉમરે ઇ. સ. પૂ. ૫૨૦ માં વિદેહ દેશમાં આવેલ કુશીનારા-કુશિનગરમાં પરિનિર્વાણ પદને પામ્યા હતા. પોતાની સાધુ અવસ્થામાં ( એટલે કે ઇ. સ. પૂ. ૫૭૧ થી; કે પોતે ઇ. સ. પૂ. ૫૬૪ માં ધર્મ પ્રવર્તક તરીકે જીવન શરૂ કર્યું ત્યારથી; કે પોતાને ઇ. સ. પૂ. ૫૪૩ માં જ્ઞાન પ્રાપ્તિ થઇ ત્યારથી એમ ક્યાંય સ્પષ્ટીકરણ બતાવાયું નથી ) કોઇ કાળે પણ, જૈન ધર્મના

---

નિર્માણ થઇ ચૂક્યું જ ગણાય. અને તેમ નિરધાર થયો એટલે ફરી ફરીને સંસારમાં જન્મ ધારણ કરવાની ગ્રંથીનું છેદન થઇ ગયું કહી શકાય. આ આશયથી જ્ઞાન પ્રાપ્તિને નિર્વાણ શબ્દવડે સંબોધી શકાય. અને જ્ઞાન પ્રાપ્તિને જો નિર્વાણ શબ્દથી ઓળખવાનું ઠરાવાય તો દેહ વિલયને પછી જુદું નામ આપવુંજ રહે. અને તેથી તેને સર્વથા-સર્વ રીતે-સદાને માટે મુક્તિ મળી છે તેમ દર્શાવવા માટે પરિ, ઉપસર્ગ જોડીને 'પરિનિર્વાણ' શબ્દ વપરાય તો તેટલે દરજ્જે વ્યાજબી જ છે. ( જુઓ ઉપરની ટી. નં. ૩૪. )

(૩૬) પોતાના સંસારી માતાપિતા, સ્ત્રી પુત્ર આદિ જે બૌદ્ધધર્મી થયા હતા તે ઇ. સ. પૂ. ૫૬૪ પછીનો સમય જાણવો.

કોશળપતિ રાજા પ્રસેનજિત તથા મગધપતિ બિંબિસાર જે બૌદ્ધ ધર્મ પાળતા થયા હતા. તેમને માટે જુઓ પુ. ૧ પૃ. ૩૯૬ માં આપેલી ઇ. સ. પૂ. ૫૬૪ ની હકીકત.

(૩૭) એમ કહેવાય છે કે તેમણે ખરા જ્ઞાન માટે ધ્યાન ધરવા માંડ્યું અને તપશ્ચર્યા કરવાનું શરૂ કર્યું એટલે તેમના કેટલાક શિષ્યો તેમને છોડીને ચાલ્યા ગયા હતા; પણ પાછું તેમને જ્ઞાન થયું ત્યારબાદ આમાંના કેટલાક શિષ્યો પાછા આવી મળ્યા હતા. આથી કરીને મેં અહીં "જૂના" શબ્દ વાપર્યો છે.

(ઉપરની ટી. નં. ૩૩ નું લખાણ સરખાવો. ત્યાં કહ્યું છે કે તેમણે કોઇને ઉપદેશ દીધો જ નથી એટલે કે તેમને કોઈ શિષ્ય નહોતો. જ્યારે અહીં એમ કહ્યું કે, તેમને જૂના શિષ્યો હતા-આ બંને કથનો સત્ય ક્યારે કહી શકાય કે જ્યારે તે શબ્દનો અર્થ એમ કરીએ કે, તેમને જ્ઞાન પ્રાપ્તિ થઇ અને પોતાનો બૌદ્ધ ધર્મ પ્રવર્તાવ્યો તે પહેલાં તેમણે કોઇને ઉપદેશ આપ્યો નહોતો તેમજ શિષ્ય કર્યો નહોતો. એટલે કે, પોતાના બૌદ્ધ ધર્મનો ઉપદેશ નહોતો આપ્યો તેમજ તેધર્મના શિષ્ય બનાવ્યા નહોતા અને તેટલે દરજ્જે તે સ્થિતિ માન્ય પણ રહે, કેમકે જે ધર્મ પોતે સ્થાપે, તેની સ્થાપના ન થઇ હોય ત્યાં સુધી તે ધર્મનો ઉપદેશ પણ શી રીતે અપાય કે શિષ્ય બનાવાય ?)

એટલે પછી એમ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જે શિષ્યો તેમને છોડી ગયા હતા તે શિષ્યો કોણ હતા ? કયો ધર્મ પાળતા હતા ( પૃ. ૯. ટી. નં. ૧૨ માં જૈન માન્યતા પ્રમાણેનું વૃક્ષ આપ્યું છે તે સરખાવો ) અને ૨૯ થી ૩૬ વર્ષની પોતાની ઉમર થઇ ત્યાં સુધી કયા ધર્મના પોતે અનુયાયી હતા ? ( આના ખુલાસા માટે આગળ ઉપર જુઓ )

(૩૮) કેટલાક બૌદ્ધ ગ્રંથોમાં જળાયન લખ્યું છે આ નામ હોવાનું વિશેષ સંભવિત દેખાય છે. ( સરખાવો ઉપર ટી. નં. ૧૨ )

(૩૯) જુઓ પુસ્તક ૧ લું પૃ. ૨૫૫-૫૧

(૪૦) જુઓ પુ. ૧ લું પૃ. ૨૫૨

મહાન ઉપદેશક શ્રી મહાવીરને રૂબરૂમાં મળ્યાજ નથી.[૪૧] આ પ્રમાણેના ભાવાર્થવાળો અધિકાર બૌદ્ધ ગ્રંથોમાં આલેખેલ મળે છે. વળી આ સર્વ સંમત હકીકત આપણને, જૈન ધર્મના પ્રચારક શ્રી મહાવીરની હકીકત સાથે સરખાવવાને સુગમ પડે તે સર્વ હેતુથી, કોઠા રૂપે નીચે પ્રમાણે રજુ કરીશું.

| | | ગૌતમબુદ્ધ [૪૨] | મહાવીર [૪૩] |
|---|---|---|---|
| ૧ | પોતાનું નામ | સિધ્ધાર્થ | વર્દ્ધમાન[૫૧] |
| ૨ | પિતાનું ,, | શુધ્ધોદન | સિદ્ધાર્થ |
| ૩ | માતાનું ,, | યશોધરા[૪૪] | ત્રિશલા |
| ૪ | જન્મસ્થાન | કપિલવસ્તુ[૪૫] | ક્ષત્રિય કુંડગ્રામ [૫૨] |
| ૫ | ગોત્ર(પિતાનું) | કશ્યપ[૪૬] | કશ્યપ |
| ૬ | માતાનું(ગોત્ર) | ગૌતમ[૪૭] | વસિષ્ઠ [૫૩] |

(૪૧) શામાટે મળ્યા નથી તે માટે કારણ કલ્પી શકાય તેમ છે. કેટલીક ચર્ચા નીચેની ટી. નં. ૬૦ માં કરી છે. વળી વિશેષ માટે આગળ પૃ. ૧૫ ઉપર પ્રશ્ન ૨. નું વર્ણન તથા તેનાં ટીપણોની હકીકત જુઓ.

(૪૨) ગૌતમ બુદ્ધને લગતી હકીકતો ઉપરમાં કેટલીક ચર્ચાઇ ગઇ છે. જ્યારે કેટલીકની ચર્ચા કરવાની જરૂર પણ રહેતી નથી અને જેની જરૂર જેવું છે તે ટીપણમાં બતાવી છે.

(૪૩) તેમને લગતી બાબતો જે ચર્ચવાની હશે તે આ પરિચ્છેદે, હવે પછી લખાશે. કેટલીક પુસ્તક પહેલામાં આવી ગઇ છે, તેને અહીં ઉતારવામાં વાંધો નથી. વળી નીચેના ટીપણમાં પણ જણાવી છે.

(૪૪) અર્વાચીન ગ્રંથોમાં, માયાદેવીનું નામ જણાવાયું છે, પણ તે માટેનો આધાર જણાવાતો નથી. સંભવ છે કે, ભારહુત સ્તૂપવાળી જગ્યાએ માયાદેવીના સ્વપ્નનું એક ચિત્ર છે. અને આ સ્તૂપને બૌદ્ધ ધર્મનો લેખવામાં આવે છે તે ઉપરથી વિદ્વાનોએ અનુમાન કરી વાળ્યું હોય કે, તે સ્વપ્નવાળી માયાદેવી તે પોતેજ ગૌતમ બુદ્ધની માતા હશે. આ પ્રમાણેજ બન્યું હોય તો તે મજબૂત પુરાવો કહી ન શકાય કેમકે, જે ભારહુત સ્તૂપનો પુરાવો તેઓ લ્યે છે તે ભારહુત સ્તૂપજ બૌદ્ધ ધર્મનો ઠરાવાતો ન હોય તો ?

મતલબ કે માયાદેવી તે ગૌતમબુદ્ધની માતા છે. એમ વર્તમાન બૌદ્ધ સાહિત્યમાંથીજ હકીકત પ્રાપ્ત થાય છે, નહીં કે પ્રાચીન સાહિત્યમાંથીઃ અને તેવીજ રીતે, વર્તમાન દરેક સાહિત્ય ગ્રંથોમાં તે પ્રમાણે બની રહ્યું છે.

(૪૫) કપિલવસ્તુ હોવાનું બરાબર સમજાય છે, પણ અશોકના રૂમીન્ડીઆઇ અને નિગ્લિવ સ્તંભો જે સ્થાને ઉભા છે તે સ્થળને તેમનાં જન્મ સ્થાને તરીકે વર્તમાનકાળે ઓળખાવાયાં કરે છે તે બરાબર લાગતું નથી ( તે માટે ટી. નં. ૪૪ માં ટાંકેલ કારણ જુઓ. વિશેષ અધિકાર, સમ્રાટ પ્રિયદર્શિનના વૃત્તાંતે લખીશું. )

(૪૬) સંભવ છે કે, કશ્યપજ ગોત્ર હોવું જોઇએ પણ જ્યારે 'ગૌતમબુદ્ધ' એવા નામથી પ્રસિદ્ધ છે એટલે 'કશ્યપગોત્ર' માટે કાંઇક શંકા ઉભી થાય છે. ( જુઓ ટીપણ ૩૨ તથા ૪૭. )

(૪૭) માતાનુંગોત્ર ગૌતમ હોય તો પણ સિદ્ધાર્થકુમાર સાથે તે ગોત્ર કેમ જોડવામાં આવે તે સમજી શકાતું નથી. કેમકે પુરૂષ હમેશાં પોતાના પિતાના ગોત્રથીજ ઓળખાય છે અને તેજ ગોત્ર પોતાના નામ સાથે જોડે છે.

પ્રાચીન સમયે એક રીવાજ હતો ખરો કે રાજકુમારો પોતાની માતાના ગોત્રના નામથી ઓળખાતા. પણ તે કયારે બનતું કે, રાજાને અનેક રાણીઓ અને અનેક પુત્રો હોય ત્યારેઃ પણ આટલું તો સુવિદિત છે કે, શુધ્ધોદન રાજાને ઘણી રાણીઓ પણ નહોતી તેમ અનેક કુમારો પણ નહોતા. એટલે માતાનું ગોત્ર પોતાની સાથે જોડવાને કાંઇ કારણજ રહેતું નથી.

એવી પણ દલીલ કરવામાં આવે કે શુધ્ધોદનને પુત્રો તો થયા હશે પણ તે કોઇ હૈયાત નહોતા માટે, સિદ્ધાર્થ કુમારને ઓળખવા માટે તેમની માતાનું ગોત્ર જોડવામાં આવ્યું હતું.તો જવાબ એમ આપી શકાય કે, એક તો આ દલીલજ ગલત છે, કેમકે ઇતિહાસમાં પ્રથમ તો તેવી કોઇ નોંધજ નથીઃ છતાં એક બારગી માની લ્યો કે

| | | | |
|---|---|---|---|
| ૭ | જાત[૪૮] (ક્ષત્રિયોમાં) | શાકય | નાત [૫૪] |
| ૮ | જન્મ સાલ | ઇ. સ. પૂ. ૬૦૦ | ઇ.સ.પૂ.૫૯૮[૫૫] |
| ૯ | સ્ત્રિનું નામ | યશોદા | યશોદા |
| ૧૦ | દીક્ષાનો સમય તથા ઉમર | ૨૯ વર્ષની ઉમર=૫૭૧ | ૩૦ વર્ષની ઉમર =૫૬૮ [૫૬] |
| ૧૧ | જ્ઞાન પ્રાપ્તિનો સમય તથા ઉમર. | ૫૯ વર્ષની „ =૫૪૧ | ૪૨ „ =૫૫૬ [૫૭] |
| ૧૨ | જ્ઞાન પ્રાપ્તિનું સ્થાન | ગયા શહેર | ઋજુ વાલુકા નદીનો કાંઠો [૫૮] |
| ૧૩ | નિર્વાણ સ્થાન | કુશીનગર | મધ્યમ અપાપા=પાવાપુરી [૫૯] |
| ૧૪ | નિર્વાણ (પરિનિર્વાણ) નો સમય તથા ઉમર: | ૮૦ વર્ષ ની ઉમર =૫૨૦ | ૭૨ વર્ષની ઉમર = ૫૨૭ |
| ૧૫ | લંછન (ઓળખવા માટેનું ચિન્હ.) | નથી (જણાયુંનથી)[૪૯] | સિંહ |
| ૧૬ | દેહમાન (શરીરની ઉંચાઇ) | જણાયું નથી[૫૦] | સાત હાથ=આશરે ૧૧ ફીટ. |

તેને ઘણા પુત્રો થયા હતા. તો રાણીની સંખ્યા કેમ કયાંય જણાવાઇ નથી. માત્ર જે જણાવાયું છે તે એટલુંજ કે તેમને બે રાણીઓ હતી. એક બુદ્ધદેવની જન્મદાત્રી માતા અને બીજી અપરમાતા, કે જેમણે તેમને પાળીને ઉછેર્યા હતા. પણ ત્યાં તો આ બન્નેને એકજ ગોત્રની હોવાનું લેખાવ્યું છે, એટલે કે બન્ને માતા ગૌતમ ગોત્ર નીજ હતા. તો પછી ઓળખ માટે તે શબ્દ જોડવો તેમાં કાંઇ સાર્થક થતુંજ નથી. એટલેકે બેમાંથી ગમે તે રાણીના પુત્રને ગૌતમ લગાડી શકાય: વળી બીજો મુદ્દો, જો તેમની માતાનું ગોત્ર જોડાયું હોય તો, જેમ અન્ય રાજવંશી કુમારોની બાબતમાં બન્યું છે તેમ તેમનું નામ, બુદ્ધ ગૌતમીપુત્ર, અથવા બહુ તો ગૌતમીબુદ્ધ એમ લખાય પણ ગૌતમબુદ્ધ લખી નજ શકાય. આવા અનેક કારણથી બુદ્ધદેવનું ગોત્ર ' કશ્યપ હોય કે ગૌતમ ' તે શંકાસ્પદ બને છે. વર્તમાનકાળના વિદ્વાનોએ કશ્યપ અને ગૌતમ એમ બન્ને ગોત્રો તેમને લાગુ પડતું હોવાનું જણાવ્યું છે. પણ તેનું કારણ વળી ઉપર નં. ૪૪ ના ટીપણમાં જણાવ્યું છે તેમ સંભવે છે. એટલે આખો પ્રશ્ન એ થયો કે પિતાનું ગોત્ર ગૌતમ હોય અને માતાનું કશ્યપ હોય. તો હજુ તેમને ગૌતમબુદ્ધ કહી શકાય ખરૂં, ગમે તેમ, હો. પણ આ પ્રશ્ન વિશેષ પ્રકાશ માંગે છે જ.

(૪૮) જે વર્ણમાં જન્મ થયો તે જાત અથવા જાતિ એમ અંહી વર્ણસૂચક ગણવું. અથવા વધારે સારૂં એ છે કે વર્ણતો ક્ષત્રિયજ: પણ તેમાં અનેક વંશો, કુળો, –race, stock–આદિ હોય તે દર્શાવવા પૂરતો આ શબ્દ છે. વર્તમાન કાળે જાતિ અથવા જ્ઞાતિ શબ્દ જે રૂપમાં વપરાય છે તે અર્થમાં અહિં વપરાયો નથી. (જુઓ પુ ૧ લું પૃ. ૨૫.)

(૪૯) બૌદ્ધધર્મમાં હમેશાં મૂર્તિજ સ્થાપન કરવાનો રીવાજ છે. એટલે તે આપોઆપ ઓળખી શકાય છે. જેથી તેમની ઓળખ માટે લંછનની જરૂર રહેતી નથી. બીજું બૌદ્ધધર્મમાં જ્યારે એકજ પ્રવર્તક છે પછી તેને સ્થાપક કહો આદ્યપુરૂષ કહો, પ્રણેતા કહો, કે જે કહો તે, એકજ વ્યકિત છે એટલે તેમની ઓળખ માટે કોઇ લંછન કે ચિન્હની જરૂર રહેતી નથી; જ્યારે જૈન ધર્મમાં ૨૪ તીર્થંકરો મનાય છે જેથી કરીને તેમની ઓળખ માટે આવાં લંછન આવશ્યક છે જ.

(૫૦) તેમની ઉંચાઇ લખાઇ હોય તો અમારા વાંચવામાં આવી નથી. પણ સંભવ છે કે, મહાવીરના જેટલી જ લગભગ હશે, કેમકે બન્ને સહસમયી છે તેમજ સરખા જ આયુષ્યવાળા છે.

(૫૧) વર્ધમાન તેમનું ખરૂં નામ છે. મહાવીર નામતો ગુણજન્ય નામ છે. (જૈન ગ્રંથકારોની જે એક ખાસિયત પડી છે. તેનો આ એક વધુ દૃષ્ટાંત છે. જુઓ પુ ૧ પૃ ૮૩.)

(૫૨) આ સ્થળ માટે જુઓ પુ. ૧ પૃ. ૧૨૩.

(૫૩) જુઓ. ગંગામાસિક. ૧૯૩૧ જાન્યુઆરીનો અંક પૃ. ૨૧૦ (પ્રવાહ ૧ તરંગ. ૩): ક સુ.સુ. ટી. પૃ. ૨૯.

(૫૪) બૌદ્ધ ગ્રંથોમાં મહાવીરને આ કારણથી જ નાતપુત કહીને સંબોધ્યા છે.

(૫૫) પુ. ૧ પૃ. ૧૩૨.

(૫૬) પુ. ૧ પૃ. ૧૩૦.

(૫૭) પુ. ૧ પૃ. ૭૮, ૧૧૪, ૧૩૦, ૧૯૭, ૨૫૩, ૨૫૯.

(૫૮) પુ. ૧ પૃ. ૩૦૨ ટીકા નં. ૪૧.

(૫૯) પુ. ૧. પૃ. ૭૭ જુઓ.

જ્યારે જૈન ગ્રંથોમાં[૬૦] નીચે પ્રમાણેનો નિષ્કર્ષ નીકળે તેવી હકીકત લખાયલી છેઃ–ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની પાંચમી પાટે થયેલ સ્વયંપ્રભુના કોઇ વિહિતાશ્વ[૬૧] નામના શિષ્ય હતા. તેમની પાસે રાજા શુધ્ધોદનના કુમાર શાકય સિધ્ધાર્થે દીક્ષા[૬૨] લીધી હતી. તેમનું નામ તે વખતે બુધ્ધકીર્તિ રાખ્યું હતું. તેમણે સાતેક વર્ષ દીક્ષા પર્યાય પાળ્યો હતો. તેમાં જલાયન અને શારિપુત્ર નામે બે શિષ્યો તેમને થયા હતા. પણ કાળે કરીને, સરયૂ નદીના કાંઠે કોઇ પલાસી નગરે તપ કરતાં કંટાળ્યા, એટલે જેમ રૂષભદેવના સમયમાં તેમના પૌત્ર મરિચિએ, સ્વોચિત કલ્પીત ધર્મ આરંભ્યો હતો, તેમ આ બુદ્ધકીર્તિએ પણ જૈનવેશનો ત્યાગ કરી, પોતાના નામ ઉપરથી બુદ્ધમત[૬૩] ચલાવ્યો. સૂઝતો આહાર મળી શકે તો શા માટે પોતાને ન કલ્પે ? કેમકે આત્મા ક્ષણિક છે તેમ જગતની દરેક વસ્તુ ક્ષણિક છે તેથી કરનાર કોઇક અને ભોગવનાર પણ કોઇક ઠરે છે. પછી તે હિંસામય હોય કે ન પણ હોય. તેથી મદ્યાદિ સૂઝતું મળી શકે તો ખાવા પીવામાં શું દોષ છે ! આવા પ્રકારના તેમના સિધ્ધાંતો હતા. બુદ્ધકીર્તિ ઉર્ફે ગૌતમ બુદ્ધના નિર્વાણ પછી ચઉદ વર્ષ સુધી[૬૪] શ્રી મહાવીર જીવંત

---

(૬૦) દિગંબર આચાર્ય અમિતગતિ જે નવમી સદીમાં થઇ ગયા છે તેમના ધર્મપરીક્ષા નામે ગ્રંથમાં, અધ્યાય ૧૮ શ્લોક ૬૮. જુઓ. આ સંબંધી આગ્રા શહેરમાંથી પ્રગટ થતા શ્વેતાંબર હિંદી જૈન પત્રમાં એક મોટી લેખમાલા છપાઇ છે તેમાં, વરાડ પ્રાંતના અકોલા સ્થિત યતિજી બાળચંદ્રજીએ ચર્ચા કરી છે. તેના ૧૯-૭-૩૪ ના અંકમાં પૃ. ૮ "જૈન-સંઘ-ભેદ" નું મથાળું બાંધી, ઉપરના ધર્મપરિક્ષા ગ્રંથનો આધાર તથા શ્લોક ટાંકી પોતે પ્રતિપાદન કર્યું છે. તે શ્લોક આ પ્રમાણે છે.

रुष्टः श्री वीरनाथस्य तपस्वी मौडिलायनः ।
शिष्य श्री पार्श्वनाथस्य विदधे बुद्ध दर्शनम् ॥

પાર્શ્વનાથના શિષ્ય મૌડિલાયને તપસ્વી મહાવીરથી ક્રોધિત થઇને પોતાનો બૌદ્ધધર્મ ધારણ કર્યો-ચલાવ્યો.

આમ અર્થ લખીને લેખક મહાશયે જણાવ્યું છે કે પાર્શ્વનાથ કે શિષ્ય લાલ રંગ કે વસ્ત્ર પહનતે થે ઔર મહાવીરસે કુછભી સંબંધ તક નહીં રખતે થે। ઔર કીતને રૂષ્ટ ભી રહતે થે ( આ ઉપરથી ત્રણ વાતનો સાર નીકળે છે-૧. બુદ્ધકીર્તિ તેજ મૌડિલાયન અને તેજ ગૌતમ બુદ્ધનું જૈન દિક્ષિત સાધુ તરીકેનું નામ. ૨. પાર્શ્વના શિષ્યો લાલ રંગના કપડા પહેરતા હતા અને ૩. પાર્શ્વના શિષ્યોમાંના કેટલાક મહાવીરથી ગુસ્સે થઇને તેમની સાથે સંબંધ રાખતા નહોતા-ઉપરમાં પૃ. ૧૨માં જે બૌદ્ધ ગ્રંથોની હકીકત આધારે જણાવ્યું છે કે, ગૌતમ બુદ્ધ કોઇપણ કાળે જૈનધર્મના ઉપદેશક શ્રી મહાવીરને પોતાની આખી જીંદગીમાં રૂબરૂમાં મળ્યાજ નથી, તો તેનું કારણ અત્રે જે દર્શાવાયું છે તેમાંનું હોવા સંભવે છે ? વળી બીજાં સંભવિત કારણ માટે આગળ ઉપર પ્રશ્ન બીજો, તેને લગતું વિવેચન તથા ટીપણો વાંચો.

(૬૧) જુઓ પૃ. ૬. ટી. નં. ૧૨ ની વંશાવળી.

(૬૨) એટલે કે પાર્શ્વનાથના સંતાનીયા કહેવાય. પાર્શ્વનાથ પોતે ચાર મહાવૃત્તોની પ્રરૂપણા કરતા હતા. ગૌતમબુધ્ધે પોતે પ્રચાર કરેલા બૌધ્ધધર્મમાં પણ ચાર વૃત્તો (જેને તે ધર્મના ગ્રંથોમાં अणह्य કહેવામાં આવ્યા છે) નોજ ઉપદેશ આપ્યો છે ( Dr. D. R. Bhandarkar P. 127 માં Dr. Buhler નો આધાર ટાંકી આ પ્રમાણે કહેલું છે ). આ ઉપરથી એમ અનુમાન લઇ શકાય કે બુધ્ધકીર્તિ મૂળે પાર્શ્વનાથના સાધુ હશે અને તેમના પૂર્વ અભ્યાસને લીધે, આ નવીન ધર્મમાં પણ તે મતની છાયા તેમણે દાખલ કરી છે: વળી આ પરિચ્છેદમાં આગળ ઉપર જુઓ.

(૬૩) પોતાનું નામ બુદ્ધકીર્તિ હતું, તેથી પોતાના નવીન ધર્મનું નામ બૌદ્ધ મત પાડયું હોય. બીજી કલ્પના એમ છે કે, બુદ્ધ એટલે ડાહ્યો માણસ=પ્રજ્ઞ: જેમને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે અને તેવા માણસે પ્રરૂપેલોધર્મ તે બૌદ્ધધર્મ-એટલે કે બુદ્ધ શબ્દ તે વ્યકિતગત કે વિશેષ-નામ નહીં, પણ બુદ્ધ=પ્રજ્ઞ; એમ સામાન્ય નામ હોય. આ બે પ્રમાણેના ભાવાર્થમાં તે ધર્મનું નામ પાડયું હોય.

(૬૪) ઉપર પૃ. ૮ માં અંજન સંવત પ્રમાણે બુદ્ધ

રહ્યા છે. ( કૈવલ્ય અવસ્થામાં વિચર્યા છે )

**સમય તથા હકીકતોનું પૃથકકરણ.**

આ પ્રમાણે ઉપરનાં પૃષ્ઠોમાં, આપણે બુદ્ધ ભગવાનના સમયનો એટલે કે બુદ્ધ સંવતનો પાકો નિર્ણય કરી બતાવ્યો છે. તેમજ તેમના જીવનને લગતી કેટલીક હકીકતો જે સર્વ સંમત તથા સપ્રમાણ હતી તે,[૬૫] તેમજ મતભેદ વાળી હતી તે પણ દર્શાવી દીધી છે. તેમાં પણ બુદ્ધ સંવતના અંગે જો કોઇ ગેર સમજુતિ કે શંકા હજુએ ઇતિહાસમાં ઉભી થતી દેખાશે તો તેનું નિરાકરણ તો સહેજે આપણે કરી શકીશુંજ. વળી જે હકીકતો સર્વમાન્ય છે તે વિશે તો કોઇ જાતનું પૂછવા પણું રહેતુંજ નથી. પણ જ્યાં ભિન્નમત પડયો છે ત્યાં કોઇક સમાધાનીનો માર્ગ કાઢવોજ રહે છે. અને આ મતભેદ ખુદ બુદ્ધ ભગવાનના જીવન વિશેજ પડયો છે.

એક ધર્મોપદેશકના અથવા ધર્મના આદિ સંચાલક મહાપુરુષના જીવન વિશે કોઇ જાતનો મત ઉચ્ચારવો તો રહ્યો પણ તેમ કરવા પ્રયત્ન સેવવા સરખું કરવું તેમાં પણ અતિમોટું સાહસ ખેડવા જેવુંજ કહી શકાય. એટલે કે તે પ્રશ્ન હાથ ધરવામાં કે તેની ઉંડાણમાં ઉતરવામાં મોટું જોખમ રહેલું છે. તેમ બીજી બાજુ ઉભી થતી શંકા કે પ્રશ્નોનું જો નિરાકરણ કે યથોચિત સમાધાન થતું નથી તો આપણી મુશ્કેલીનો તોડ કેમે કર્યા નિકળી શકતો નથી. એટલે આપણે માટે ઉત્તમ માર્ગ એજ છે કે જે પુરાવાઓ કે હકીકત ઇતિહાસનાં પાને ચડી ચૂક્યાં છે તેમનો તોલ સાદી સમજમાં તેમજ તર્કબુદ્ધિમાં ઉતરી શકે અને માન્ય થાય તેટલા પૂરતોજ કરવો; કે જેથી તેટલા દરજ્જે તે પ્રશ્નોની નાજૂકાઇ મોટે અંશે નિર્મૂળ થઇ જાય. તેમજ વિદ્વાનોને અને વાચક વર્ગને પ્રાર્થના કરવાની છે કે, તેઓએ પણ તેવા પ્રશ્નોનો ઉત્તર શાસ્ત્રીય આધારો ટાંકીનેજ ઘટિત રીતે વાળવા.

**પ્રશ્નો તથા શંકાઓ.**

અન્ય કોઇ ગ્રંથના આધારે આવા પ્રશ્ન ઉભા કરવાને બદલે, ખુદ બૌદ્ધ ગ્રંથોમાં જે લખાણો મળી આવે છે તેને, અનુલક્ષીનેજ પ્રશ્ન કરીશું.

---

નિર્વાણ તેમની ૫૯ વર્ષની ઉમરે એટલે ૬૦૦-૫૯ ઇ. સ. પૂ. ૫૪૧ ઠરી શકે છે: અને મહાવીર નિર્વાણ ઇ. સ. પૂ. ૫૨૭ છે એટલે ૫૪૧-૫૨૭=૧૪ વર્ષનું અંતર બરાબર આવી રહે છે. મતલબ કે અંજન સંવતની હકીકત તથા જૈન ગ્રંથની હકીકત એક બીજાને મળતી આવી રહે છે.

હવે બુદ્ધનું પરિનિર્વાણ ઇ. સ. પૂ ૫૨૦ છે જેથી નિર્વાણ અને પરિનિર્વાણ વચ્ચેનું અંતર ૫૪૧-૫૨૦: ૨૧ વર્ષનું ગણવું રહે છે. પણ પૃ. ૮ ટી. નં. ૨૦ તથા પૃ ૧૦ ની હકીકતમાં જણાવ્યું છે કે, બૌદ્ધગ્રંથોમાં તે અંતર ૨૩ વર્ષનું લખાવ્યું છે.

તો કયું સાચું તે પ્રશ્ન ઉભો થાય છે: બૌદ્ધ ગ્રન્થોનો રચના કાળ કાંઇ અંજન સંવત જેટલો પ્રાચીન નથી. તેમ અંજન સંવતની હકીકતને બૌદ્ધ સાહિત્યથી સ્વતંત્ર એવા જૈના સહિત્યનું સમર્થન મળે છે, એટલે તે મત વધારે માનનીય કહી શકાય. માટે ૨૩ વર્ષનું અંતર ન ગણતાં ૨૧ નુંજ ગણવું તે વધારે વ્યાજબીગણાય.

અને તેમ કરીએ તો નિર્વાણનો સમય ઈ. સ. પૃ. ૫૪૧ લેવો જોઇએ, પણ પુસ્તક પહેલામાં અમે ઇ. સ. પૂ. ૫૪૩ ( બૌદ્ધ સાહિત્ય પ્રમાણે ) લીધો છે. હવેથી ઈ. સ. પૂ. ૫૪૧ ગણવામાં આવશે.

આ ઉપરથી હવે એમ પણ સિદ્ધ થાય છે કે ઉત્તર હિંદ અને દક્ષિણ હિંદના બૌદ્ધગ્રંથોમાં બુદ્ધસંવત વિશેની જે માન્યતા પ્રચલિત છે તે સપ્રમાણ નથી.

(૬૫) સર્વસંમત તથા મતભેદવાળી હકીકતના સ્પષ્ટીકરણ માટે ઉપરમાં પૃ. ૧૦ થી ૧૩ સુધીનું વર્ણન વાંચો.

**પ્રશ્ન** (૧)–આ પ્રશ્ન ઉપરમાં (પૃ. ૧૨. ટી. નં. ૪૭ માં) ચર્ચાઇ ગયો છે. છતાં ટૂંકમાં જણાવીશું કે, જ્યારે શાક્ય કુમાર સિદ્ધાર્થનું ગોત્ર કશ્યપ છે, ત્યારે તેમના નામ સાથે ગૌતમ[૬૬] કે જે અન્ય ગોત્રનું નામ છે તે શબ્દ કયાંથી જોડાયો ! કે પછી તેમની માતાજીનું મહિઆર ગોત્ર ગૌતમ હતું, અને જેમ કેટલાક રાજકુમારો પોતાની અપર માતાનાં અન્ય કુમારોથી પોતાની ઓળખ જુદી પાડવા માટે, પોતે બધા પિતૃપક્ષે તો સગોત્રીયજ ગણાય, છતાં માતાના ગોત્રના નામની સાથે પોતાનું નામ જોડતા–હતા, જેમ કે વસિષ્ઠપુત્ર, ગૌતમપુત્ર ઇત્યાદિ !–તેમ સિદ્ધાર્થકુમારે પણ શું ગૌતમ નામ જોડયું હશે ? જો કે સિદ્ધાર્થના સંબંધમાં આવું કયાંય બનવા પ.મ્યાનું ઇતિહાસના પાને નોંધાયું નથીજ: અરે, શુદ્ધોદન રાજાને આ રાણીના કે અન્ય રાણીના પેટે બીજા પુત્રોજ કયાં થયા હતા કે, સિદ્ધાર્થકુમારને તેવાં નામ–મહિયર ગોત્રી-લગાડવાની જરૂર રહે![૬૭]

**પ્રશ્ન** (૨) 'બુદ્ધ" શબ્દ પોતાના નામ કે પોતાના ધર્મની સાથે જોડવાનું શાકયકુમારને, પ્રયોજન શું ? કારણ કે બુદ્ધ શબ્દ તેમના નામ કે ગોત્ર સાથે કે કોઇ બીજી રીતે કયાંય સંબંધ ધરાવતો હોય એમ જણાતું નથી ! ( હા, હજુ જૈન ગ્રંથાનુસાર, તેમનું જૈન સાધુ તરીકેનું નામ બુદ્ધકીર્તિ હતુંજ તેથી કદાચ પોતે બુદ્ધ શબ્દ જાળવી રાખ્યો હોય ) બાકી, Previous Buddhas or Former Buddhas[૬૮] આવા શબ્દોનો પ્રયોગ બૌદ્ધગ્રંથો માં બુદ્ધ ભગવાનના પૂર્વ ભવોનાં વૃત્તાંત વર્ણવતાં કરવામાં આવ્યો છે; એવા આશયમાં કે, બુદ્ધ=પ્રાજ્ઞ પુરુષ. તો તો પછી બુદ્ધ તે એક સામાન્ય નામ જેવુંજ થઇ ગયું: ને એમજ હોય તો, ભગવાન બુદ્ધ જેવા મહાત્મા, પોતાના નામ અને સ્વપ્રરૂપીત ધર્મની[૬૯] સાથે આવું સર્વ સામાન્ય નામ જોડવાનું પસંદ જ કેમ કરે ! કે પછી "ગૌતમ, બુદ્ધ, બૌદ્ધધર્મ" વિગેરે બિરૂદો, તેમના અનુયાયીઓ-એજ માત્ર પસંદ કરીને ગોઠવી દીધાં હશે ?

---

(૬૬) જુઓ ઉપર ટીકા નં. ૩૨, ૪૬ તથા ૪૭.

(૬૭) એટલે અનુમાન થાય છે કે, તેમનું ગોત્ર ગૌતમજ હશે. પણ કશ્યપતો તેમના પછીના બૌધ્ધ ગ્રંથ કારોએ ઉમેરી દીધું દેખાય છે: છતાં અસલ અને પ્રાચીન બૌધ્ધ ગ્રંથોમાંથી આ બાબત ઉપર પ્રકાશ પડતો હોય તો તપાસ કરવી જરૂરી છે,

( ૬૮ ) રૂલર્સ ઑફ ઇન્ડીઆ સીરીઝનું અશોક નામનું પુસ્તક જુઓ. ખાસ કરીને તેમાં પૃ.૪૦, ૫૪, ૨૦૦ વિગેરેની હકીકત. તથા રૂમીન્ડીઆઇના શિલાલેખ માટેના ટીપણો જુઓ. તથા નીચેના ટી. નં. ૬૯ ની હકીકત સાથે સરખાવો.

(૬૯) Asoka ( Rulers of India series ) P. 54. ( The relation of the cult of the "Former Buddhas" to the religion of Gautama, as already observed, is a subject concerning which very little is known:

રૂલર્સ ઓફ ઇન્ડીઆ સીરીઝનું અશોક નામનું પુસ્તક પૃ. ૫૪ માં લખેલ છે કે:–પૂર્વના બુધ્ધ મહાત્મા સાથે ગૌતમબુધ્ધના ધર્મનો કેવો સબંધ હોઇ શકે તે આગળ જણાવી ગયા પ્રમાણે એવો વિષય છે કે જે બાબત થોડીજ માહિતી મળી આવી છે. હવે જો બુદ્ધ સ્થાપકજ છે તો પછી Former Buddhas જેવા શબ્દ તેમને માટે વાપરવાની જરૂર શી ? એટલે સાબિત થાય છે કે બુધ્ધ એટલે બૌધ્ધના અનુયાયી નહી, પણ બુધ્ધ = Talented, Genious, Possessing knowledge ( પ્રજ્ઞ: થાય: અને આવા ભાવાર્થમાંજ બુધ્ધ શબ્દનો વપરાશ ખડક લેખમાં થવાથી વિદ્વાનો ભૂલથાપમાં પડયા હોય એમ માનવાનું કારણ મળે છે. અને તે આધારે તેમણે ખડક લેખને પણ બૌધ્ધધર્મી હોવાનું ઠરાવી દીધું દેખાય છે. વળી વિશેષ અધિકાર પ્રિયદર્શિનના જીવન ચરિત્રમાં લખીશું ત્યાંથી જોઇ લેવું.



આકૃતિ નં. ૫—પૃષ્ઠ ૧૨



આકૃતિ નં. ૭—પૃષ્ઠ ૧૯૨



આકૃતિ નં. ૬—પૃષ્ઠ ૧૨



આકૃતિ નં. ૧૨–પૃષ્ઠ ૧૮૦

**પ્રશ્ન (૩).** મહાત્મા બુધ્ધે, ૨૯ વર્ષની ઉમરે દીક્ષા લીધી, ત્યારથી ૩૬ વર્ષની ઉમર થઇ ત્યાં સુધી કોઇને ઉપદેશ આપ્યોજ નથી: પણ તે બાદ ધર્મોપદેશક તરીકે તેમણે કામ ઉપાડી લીધું છે; તે ઠેઠ પોતે નિર્વાણ પામ્યા (તેમના શબ્દમાં પરિનિર્વાણ પામ્યા એમ કહીએ) ત્યાં સુધી પ્રસંગોપાત તે પ્રમાણે વર્તાવ કર્યે ગયા છે ને અનેક શિષ્યો તથા ભકતજનો મેળવ્યા છે.

તો પહેલાં સાત વર્ષ તેમણે શા માટે કોઇને ઉપદેશ આપ્યો નહીં ! કદાચ એમ જવાબ દેવાય કે પોતાને પરિપકવ જ્ઞાન ન થાય ત્યાં સુધી બીજાને બોધ ન દેવો. તે કારણ એક રીતે જોતાં તો ઉચિત છે ! તો સામો પ્રશ્ન એ થાય છે કે, પરિપકવજ્ઞાન --અથવા જેમે સંપૂર્ણજ્ઞાન--કહેવાય તેતો, તેમને ઇ. સ. પૂ. ૫૪૩ (અથવા અન્ય મતે ઇ. સ. પૂ. ૫૪૧ માં પોતાની ૫૯ વર્ષની ઉમરે) માં પ્રાપ્ત થયું છે. તો પોતાની ૩૬ વર્ષથી ૫૯ વર્ષની ઉમર થઇ તેની વચ્ચેના ૨૩ વર્ષના અંતરમાં, જ્યાં સુધી પોતાને સંપૂર્ણજ્ઞાનની પ્રાપ્તિ થઇ નહોતી ત્યાં સુધી શા માટે પ્રતિબોધ આપતા રહ્યા ! પ્રતિબોધ જો આપવો ઉચિત માન્યો હતો તો, પ્રથમના સાત વર્ષ શા માટે પ્રમાદિપણે અથવા નિર્પેક્ષ રહ્યા ? તથાપિ જો તે સાત વર્ષમાં પ્રતિબોધ આપ્યોજ હોય તો, પોતાના અપૂર્ણ જ્ઞાનને લીધે, તે પ્રતિબોધ--અથવા પોતાના ધર્મની જે પ્રરૂપણા પોતે કરી હોય તેમાં કયાંય પણ દોષોત્પત્તિનો સંભવ ખરો કે નહીં ! જો સંભવ હોય તો, મહાત્મા બુદ્ધ જેવા આદિ સંચાલક પુરૂષ તેવું ન્યૂનપણું ચલાવી લ્યે ખરા કે ! આવા અનેક પ્રશ્નોની પરંપરા ઉદભવે છે. ને તે દરેક પ્રશ્નોત્તર વદતોવ્યાઘાત જેવા થઇ જાય છે.

અત્ર જૈન ધર્મનો એક સિદ્ધાંત (Hypothesis) યાદ આવે છે. તે એમ છે કે, કોઇ તીર્થંકર પોતાની છદ્મસ્થ અવસ્થામાં (એટલે જ્યાં સુધી પોતાને જ્ઞાનપ્રાપ્તિ થઇ ન હોય ત્યાં સુધી) કદી પ્રતિબોધ કરતા જ નથી.[૭૦] અને જ્યારે પ્રતિબોધ કરતાજ નથી ત્યારે તેમને શિષ્ય હોયજ કયાંથી? એટલે જે કેટલાક વિદ્વાનો આજીવિક મતના સ્થાપક મંખલી પુત્ર ગોશાળાને મહાવીરના શિષ્ય તરીકે ઓળખાવે છે[૭૧] તેઓ ખરી વસ્તુસ્થિતિ શું હોઇ શકે, તે આ સિદ્ધાંત ઉપરથી સમજી શકશે.

ગોશાળાનો મેળાપ મહાવીરે દીક્ષા લીધી તે બાદ ત્રીજા વર્ષથી થયો હતો અને પછીના છ વર્ષ સુધી તે તેમની સાથે ફર્યો હતો: દરમ્યાન મહાવીરે તો મૌનવૃત્તજ લીધું હતું એટલે ગોશાળાને કાંઇ પણ ઉપદેશ રૂપે બોલે તે અસંભવીત હતું; પણ ગોશાળાને પોતાને, મહાવીરની સાથે વિહાર કરતાં કરતાં, અનેક સુખ સગવડ મળતી હતી તેથી પોતે મહાવીરના શિષ્ય છે એમ જનતાને જાહેર કરતો હતો.

બાકી મહાવીરે કોઇ દીવસ ગોશાળાને શિષ્ય તરીકે સ્વીકારેલજ નથી. વળી તેઓ તેને શિષ્ય બનાવે પણ શી રીતે? કારણ કે પોતે કૈવલ્યજ્ઞાનને પામેલા નહીં હોવાથી (સર્વજ્ઞ થયેલ નહીં હોવાથી) પોતાની પ્રરૂપણા શાસ્ત્ર વિરૂદ્ધ થઇ જવાની તેમને હમેશાં ભીતિ રહ્યાં કરે? અને આ સિદ્ધાંત કાંઇક બુદ્ધિગમ્ય તથા યુકિતસંયુકત હોઇ સત્ય પણ દેખાય છે. એટલે ઉપર જે આપણે વદતોવ્યાઘાત જેવા પ્રશ્નોની પરંપરા ઉભી થતી જોઇ ગયા છીએ તેને આ જૈન સિદ્ધાંતની કસોટીથી તપાસી જોઇએ છીએ તો સહજ બોલાઇ જવાય છે કે જૈન સિદ્ધાંતમાં સત્યાંશ ભરેલું છે.

(૭૦) જુઓ પૃ. ૫. ટી. ૭.

(૭૧) ક. સુ. ટી. પૃ. ૮૯ "ગોશાળે ભગવાનને કહ્યું કે હું તમારો શિષ્ય છું આવા શબ્દો છે." મહાવીર પોતે મૌનધારી છે તે તો બોલતાજ નથી ગોશાળો પોતાની મેળે બધું બોલ લોલ કરે છે. વળી પૃ. ૨૨ માં "આભાસ માત્ર રૂપ થયેલા શિષ્ય ગોસલે" આવા શબ્દો છે.

(૭૨) આ આખું પ્રકરણ વિસ્તાર પૂર્વક સમ્રાટ પ્રિયદર્શિનનાં જીવન અધિકારે આપણે ચર્ચીશું: અત્યારે એટલુંજ જણાવીશું કે, મથુરાના સ્તૂપને સઘળા પાશ્ચાત્ય વિદ્વાનોએ જૈન ધર્મનો હોવાનો સ્વીકાર્યો છે.

**પ્રશ્ન (૪)** બુદ્ધ ભગવાનના બે શિષ્યોનાં નામ જલાયન તથા શારિપુત્ર જણાવાયાં છે. બૌધ ગ્રંથો આ બંને સાધુપુરૂષોને પોતાના અનુયાયી લેખે છે. જ્યારે જૈન ગ્રંથો પોતાના સાધુ લેખે છે. આ વાતનો નિવેડો લાવવા માટે આપણે ગ્રંથોનો આધાર કોરે મૂકીને, શિલાલેખનો કોઇ પુરાવો મળી આવે છે કે કેમ તે તપાસીએ. સર કનિંગહામ સાહેબના ધી ભિલ્સાટોપ્સ નામક ગ્રંથમાં, સાંચી સ્તૂપોનું વર્ણન કરવામાં આવ્યું છે. અને તેમાં કેટલાકમાંથી જે પત્થર-મંજુષો જડી આવ્યા છે તેના ઉપર આ સાધુપુરૂષોનાં નામો કોતરાયેલ નજરે પડ્યાનું લખાણ છે. હવે જો આ સાંચી સ્તૂપો-ધી ભીલ્સા ટોપ્સ-જૈન ધર્મનાજ હોવાનું સિદ્ધ થઇ જાય તો(૭૨) પછી જલાયન અને શારિપુત્ર પણ જૈન સાધુજ હતા એમ આપોઆપ પૂરવાર થઇ ગયું કહેવાય. (આ માટે વળી આગળ જુઓ) અને શિલાલેખના પુરાવા કરતાં કોઇ વિશેષ પ્રબળ પુરાવાની તો જરૂર ગણાયજ નહીં એટલે ઉપરોકત સાધુપુરૂષો જૈન હતા. એમ નિશંકપણે કહી શકાશે.

**પ્રશ્ન (૫)** જેમ ઉપર પૃ. ૧૭ માં, તથા મહારાજ બિંબિસારનો કયો ધર્મ હતો તેનો ઉકેલ કરવામાં, (જુઓ પુ. ૧. પૃ. ૨૫૪) જૈન સિદ્ધાંત અથવા નિયમની મદદ આપણને ઉપયોગી થઇ પડી હતી તેમ તેના બીજા કેટલાક નિયમો પણ મદદરૂપ થવા વકી છે. તેમનું એક સૂત્ર એવું છે કે, તેઓ જેમને શલાકા પુરૂષ-મહાપુરૂષ-ગણે છે (જેવાકે, વાસુદેવ, પ્રતિવાસુદેવ, બળભદ્ર-રામ, ચક્રવર્તિ, અને તીર્થંકર) તેમાંના કોઇ વર્ગના પુરૂષ એકજ ક્ષેત્રમાં એકજ સમયે એકથી વધારેની સંખ્યામાં હોઇજ ન શકે. તો પછી, એ પ્રશ્ન થાય છે કે, મહાવીર અને શાકયકુમાર-જેમને બુદ્ધ ભગવાનના નામથી ઓળખવામાં આવે છે, તે બન્ને જો સમાન પદવીના પુરૂષો હોય તો એકજ સમયે જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં કેમ ઉત્પન હોઇ શકે ? અને એટલું તો ચોક્કસ છે કે, જેમ જૈનમતાનુયાયીઓ મહાવીરનું સન્માન કરે છે તેટલુંજ સન્માન બૌધમતાનુયાયીઓ ભગવાન બુદ્ધનું કરે છે. તો પછી શું સિદ્ધાંત ખોટો કે બંનેનો એક સરખો દરજ્જો નથી એમ ગણવું ?

વળી ઔર વિશેષ એક નિયમને અંગે પ્રશ્ન ઉભો થાય છે. તે એમ છે કે, પાછલા તીર્થંકરના જે જે સાધુ વિદ્યમાન હોય તે સર્વે, વર્તમાન તીર્થંકરના સાધુ તરીકે પોતાને ઓળખાવતા થઇ જાય છે. હવે જેમ આપણે ઉપર પ્રશ્ન ૪ તથા ૫-માં જોઇ ગયા છીએ, તેમ જૈન કથનોમાં જો સત્યાંશ

તો પછી તેનીજ પ્રતિકૃતિ જેવો જે સાંચી સ્તુપ છે (વસ્તુઓની કોતરણી, નકશી, કારીગરી, સ્થાપત્ય, વિગેરે આબેહુબ મળતું જ છે) તેને શા માટે જૈન સ્તૂપ ન કહેવો. તે વાંચક વર્ગને વિચારવા સોંપુ છું. આ સ્તૂપોમાં રાજા ચંદ્રગુપ્ત, તથા રાજા હાલ શાલિવાહનનાં નામો છે, કે જે રાજાઓ જૈન તરીકે સિધ્ધ થયા છે. તે હકીકત પણ બતાવે છે કે, સાંચીના સ્તૂપો જૈન ધર્મનાજ છે.

(૭૩) આવા સિધ્ધાંતોને જો કોઇ કાળે અપવાદ નીકળવાનો હોય તો તેવું ભવિષ્ય કથન પણ જૈન સૂત્રમાં સૂચવાય છે: આવા અપવાદી બનાવોને તેમની રૂઢ ભાષામાં "અચ્છેરૂ" શબ્દ કહીને ઓળખાવે છે: તેવાં નવ અચ્છેરાં થવાનું જણાવ્યું છે ( જુઓ નીચેની ગાથા ) જેમાં પ્રસ્તુત કથનને લગતું અચ્છેરૂં પાંચમું છે. આ નિયમને અનુસરીને જો બુધ્ધદેવ અને મહાવીર બન્નેનાં અસ્તિત્વ એક સાથેજ થવાનાં હોત તો, તેનો પણ ઉલ્લેખ કરવામાં આવતેજ. પણ તેમ થયું નથી એટલે અહીં પ્રશ્ન ઉભો કરવો પડયો છે.

અચ્છેરાંની નોંધ માટે કલ્પ. સુ. સુ. ટી. પૃ. ૨૧ જુઓ.

**उवसग्ग गब्भहरणं इत्थीतित्थं अभाविआ परिसा ।**
**कण्हस्स अवरकंका, अवयरणं चंद्रसुराणं ॥१॥**
**हरिवंस कुलुप्पत्ती, चमरुप्पाओ, अट्ठसय सिद्धा ।**
**असंजयाणपुआ, दसविअण तेणकालेण ॥२॥**

આમાં દશ અચ્છેરાનાં નામ લખ્યાં છે. બીજા સાથે આપણે અહીં સંબંધ નથી એટલે તે છોડી દઇએ. પણ કૃષ્ણનામના વાસુદેવનું અપરંકકા નગરીએ જવાનું અચ્છેરૂં અપવાદ રૂપે પાંચમું લખ્યું છે. એટલે કે, અપરકંકામાં એક વાસુદેવ છે ત્યાં બીજા વાસુદેવ કૃષ્ણ તેની હૈયાતીમાં જઇ શકેનહીં પણ અપ-

ભરેલું છે તો તો, સાધુ બુદ્ધકીર્તિ વિગેરે પાર્શ્વનાથના સંતાનીઆજ કહેવાય, તથા જેવું મહાવીરને કેવળ-જ્ઞાન ઉત્પન્ન થયું (ઇ.સ.પૂ. ૫૫૬)ને તે અર્હનપદથી વિભૂષિત થયા કે, પ્રથમ તકે, પાર્શ્વનાથના સર્વે વિદ્યમાન સાધુઓ મહાવીરના શિષ્યો તરીકે૭૪ પોતાને જાહેર કરી દે. જ્યારે આપણને ઇતિ-હાસ તો શીખવે છે કે, બુદ્ધ પોતે ઇ. સ. પૂ. ૫૬૫ થી એટલે કે મહાવીર અર્હન થયા તે પૂર્વે નવ વર્ષથી જુદાજ મતનો ઉપદેશ કરવા મંડી પડયા હતા. પણ મહાવીરને કેવળજ્ઞાન થવાનુંજ છે અને તે છેલ્લા તીર્થંકર થવાના જ છે એટલી તો સર્વ કોઇ સાધુ-કે શ્રાવકને જાણ હતી જ. એટલે જો પોતે જૈન સાધુ તરીકે ચાલુ રહે તો, મહાવીરને પોતાના ગુરૂ તરીકે તેમણે સ્વીકારવા પડેજ. આ બધી વસ્તુસ્થિતિ ટાળવા કાજે તો, તેમના પંથનો પલટો થયો નહીં હોય ને ? જો કે આમ બનવાનું કાંઇજ પ્રયોજન નથી. કારણ કે દરેકજણને પોતપોતાના મતાનુસાર વર્તવાની છૂટ હોય છે, એટલે બુદ્ધ ભગવાને પોતે પોતાના અભિપ્રાય મુજબ પોતાના મતની પ્રરૂપણા કરી હોય તે વ્યાજબી દીસે છે.૭૫ પણ જેવું તેમને પણ કેવળજ્ઞાન ઉપજ્યું એટલે કે, પોતે સર્વજ્ઞ થયા (ઇ. સ. પૂ. ૫૪૧) એટલે તેમને પણ સર્વ વસ્તુઓના દ્રવ્ય, ગુણ, પર્યાયનું ભૂત વર્તમાન તેમજ ભવિષ્યકાળ સંબંધી સંપૂર્ણજ્ઞાન પ્રાપ્ત થયું કહેવાયજ. અને આવું સર્વજ્ઞપણું-પછી તે જૈન મતવાળાનો સાધુ હોય કે બૌદ્ધ મતનો હોય કે ચાહે તો અન્યેતર મતનો હોય, પણ તે સર્વેને એકજ પ્રકારનું જ્ઞાન હોય, તેમના જ્ઞાનમાં કિંચિત્ પણ ફેરફાર હોઇ શકે નહીં. એટલે બુદ્ધભગવાનનું સર્વજ્ઞપણું અને મહાવીરનું સર્વજ્ઞપણું-તે બેની જ્ઞાન કોટીમાં ભેદ હોઇજ ન શકે. તો પછી બન્નેની ધર્મપ્રરૂપણા નિરાળી પણ કેમ હોઇ શકે ! કે પછી બુદ્ધ ભગવાનને ખરી રીતે જોતાં પોતાને તો સર્વજ્ઞ-પણું પ્રાપ્ત થવાને લીધે મતમતાંતર જેવું કાંઇ રહ્યુંજ નહોતું. પણ તેમના અનુયાયીઓએજ એમને એમ ચલાવ્યે રાખ્યું હતું ? આ પાછલા અનુમાનને ટેકારૂપ થઇ પડે તેવો બનાવ પણ ઇતિહાસ પુરો પાડે છે. બુદ્ધભિક્ષુઓની જે પ્રથમ મહાસભા એકત્રિત થઇ છે તે ભગવાનબુદ્ધના વિદ્ય-માનપણામાં નથીજ મળી પણ તેમનો દેહવિલય થયા પશ્ચાત તુરતમાંજ મળી છે. તો તેમના સાધુઓને તેમના વિદ્યમાનપણામાં તેમનીજ કૃપા અથવા નિવાહમાં અને અમીછાયામાં મળવાને શું બાધા હતી? ઉલટું તેઓ રાગદ્વેષથી પર થઇ ગયેલા હોવાને લીધે, તેમને ખરે માર્ગેજ દોરવી જાત.

અથવા એમ કહેવામાં આવે કે તેમના વિદ્ય-માનપણામાં તો કોઇ પણ જાતનો મતભેદ કે શંકા ઉપસ્થિત થવાનું કારણ નહોતું રહેતું અને તેથીજ બૌદ્ધધર્મની મહાસભાનું પ્રથમ અધિવેશન તેમની ઉપસ્થિતિમાં ભરાયું નહોતું ! તો વળી પ્રશ્ન ઉદ્ભવે છે કે, શું બુદ્ધદેવ મોક્ષે પધાર્યા કે ટૂંક સમયમાંજ તેમના શિષ્યોમાં આપસ આપસ

વાદ રૂપે જવાના છે આ પ્રમાણે તે અપવાદ ગણાવ્યો છે.

(૭૪) અને આ પ્રમાણે બન્યું પણ છેજ. વધારે આઘે ન જતાં, મહાવીરના સમયનોજ બનાવ લેઇએ: કોશળપતિ રાજા પ્રસેનજીતના ગુરૂ, કેશિમુનિ, જે પાર્શ્વનાથના સંતા-નીયા, હતા તેમણે તુરતજ, ગૌતમ ગણધર (મહાવીરના પટ્ટ શિષ્ય) ને મળી, કેટલાક આચારવિચારનો ફડચો કરી, પોતે સર્વે મહાવીરના શિષ્ય છીએ એમ જાહેર કરી, તેમની સમાચારી પાળવા મંડયા હતા.

(૭૫) બૌદ્ધધર્મમાં ચાર अणुव्रत પ્રરૂપ્યા છે ( જુઓ Asoka by Bhandarker P. 127 ) જ્યારે, રાજા-પ્રિયદર્શિનના ( ત્રીજો સ્તંભલેખ ) સમયે પાંચ આશ્રવો છે ( આ પ્રરૂપણા મહાવીરની છે ) પણ પાર્શ્વ-નાથની ( અથવા બીજાથી, ત્રેવીસ તીર્થંકર સુધીના દરેકની) પ્રરૂપણા ચાર આશ્રવોનીજ છે: અને ઉપર જણાવ્યા પ્રમાણે બુધ્ધકીર્તિએ પાર્શ્વનાથના તીર્થમાં દીક્ષા લીધી હતી એટલે પોતે પણ ચાર અનુ-વ્રતો પાળ્યા હતા: અને તે સંસ્કાર પોતે ધર્મપલટો કર્યા છતાં, પોતાનામાં ટકી રહ્યો હોય એમ માની

મતભેદ વધી જવા પામ્યો હતો કે શિથિલાચાર પ્રવેશ થવા પામ્યો હતો કે તેમને નિયમો ઠરાવવા અને સંઘનું સંગઠન કરીલેવા જરૂર પડી હતી? તો શું તેમનું બંધારણ એવું કાચાપાયાનું હતું કે શું તેમનો ભિક્ષુવર્ગ અંદર અંદર સમજી શકે તેવો નહોતો, કે ભગવાન બુદ્ધદેવ જીવંત હતા ત્યાં સુધી બધું દંભી જીવન ચાલ્યા કરતું હતું ? આ બધી વસ્તુસ્થિતિ એકજ વાત ઉપર લઇ જાય છે કે, બુદ્ધ દેવના મોક્ષ પામ્યા પછી જે સ્થિતિ જણાવાતી રહી છે તે યથા સ્વરૂપે લખાઇ નથી અને તેથીજ પ્રશ્નો અને શંકા ઉદ્દભવે તેવી પરિસ્થિતિ ઉભી કરી દેવાઇ છે. વળી કહેવાય છે કે ભગવાન બુદ્ધ, પોતાની જીંદગી દરમ્યાન પણ, કોઇ કાળે મહાવીરને રૂબરૂમાં મળ્યા નથી. તો આમાં પણ તેમના અનુયાયીઓ કારણ રૂપ હશે કે! ગમે તેમ હો, પણ વસ્તુસ્થિતિ ઇતિહાસના પાને જે લખાઇ છે તે પ્રમાણે વંચાય છે. તેમાં સુધારો કરવા ધાર્યો હોત તો તે વખતેજ થઇ શકત. હવે તો તેનાં ફળ ભોગવવાંજ રહ્યાં ગણાય.

ઉપરના પાંચમા પ્રશ્નની ચર્ચા કરતાં એક મુદ્દો એવો ઉપસ્થિત થઇ ગયો છે કે ગૌતમબુદ્ધ અને શ્રી મહાવીર, તે બેના જ્ઞાન વચ્ચે કે દરજ્જા વિશે કાંઇક ન્યૂનાધિકપણું હોવાની શંકા-ફાવે તો તેમની જીવંત અવસ્થામાં તે સ્થિતિ હોય કે તે બન્નેના નિર્વાણ પામ્યા બાદ તેમના અનુયાયીઓએ ચલાવેલ હોય અથવા વર્તમાનકાળે પ્રાપ્ત થતા હેવાલ ઉપરથી તેમ દીસી આવતું હોય; આ પ્રમાણે ગમે તે કારણને લીધે બનવા પામ્યું હોય, પણ શંકા-ઉભી થાય છે તો ખરીજ. એટલે વળી તેના ઉકેલ માટે, ઉપાય શોધવા તરફ પ્રયાસ કરવો પડે છે. બૌદ્ધ દર્શનમાં તેવો સિદ્ધાંત હશે કે નહીં તેની માહિતી નથી, પણ જૈન દર્શનમાં તો એમ પ્રતિપાદન થયેલું છે કે, પ્રભાવિક પુરૂષો જ્યારે માતાના ઉદરમાં ગર્ભરૂપે આવે છે, ત્યારે માતાને કેટલાંક સ્વપ્નાં આવે છે. અને તેવાં સ્વપ્નાંની સંખ્યા ગર્ભમાં આવતા તે પુરૂષોના દરજ્જા પ્રમાણમાં એક થી માંડીને ચૌદ[76] સુધી આવે છે. અને તેનો નિયમ આ પ્રમાણે ઠરાવેલ છે.[77] સાધારણ મંડલિક રાજા જ્યારે ગર્ભમાં આવે ત્યારે તેની માતાને એક સ્વપ્નું આવે. પ્રતિવાસુદેવ દરજ્જાનો જીવ જ્યારે આવે ત્યારે ચાર સ્વપ્નાં આવે. વાસુદેવ દરજ્જાનો જીવ હોય તો નવ સ્વપ્નાં આવે, અને રાજકીય પ્રકરણે ચક્રવર્તી રાજા કે ધર્મની બાબતમાં ચક્રવર્તી (એટલે જેને જૈન આમ્નાય તીર્થંકરના નામથી સંબોધે છે તે) નો જીવ હોય તો ચૌદ સ્વપ્નાં દેખે છે. જૈન મતના દરેક સાંપ્રદાયિક ધાર્મિક ગ્રંથમાં ( પ્રાચીન કે અર્વાચીન ) તેમના દરેક પ્રભાવિક પુરૂષનાં જીવન સંબંધી ઉલ્લેખ કરતી વખતે આ વાત સ્પષ્ટ પણે જણાવાતી રહી છે. એટલે તે હકીકત વિષે જૈનધર્મ પાળતી પ્રજાની માન્યતામાં લેશમાત્ર ભેદ નથી. હવે બુદ્ધ ગૌતમ જ્યારે તેમની માતાની કુક્ષિમાં ઉત્પન્ન થયા ત્યારે, માતાજીને સ્વપ્નાં આવ્યાં હતાં કે કેમ અને આવ્યાં હતાં તો તેની સંખ્યા કેટલી હતી તે કોઇ પ્રાચીન બૌદ્ધ ગ્રંથમાં જણાવાયું દેખાતું નથી. પણ અર્વાચીન સાહિત્યોમાં એક હકીકત એમ જરૂર નજરે પડે છે, કે તેમની માતા માયાદેવીએ એક શ્વેત હસ્તિ પોતાના ઉદરમાં પ્રવેશ કરતો સ્વપ્નામાં જોયો હતો.[78] તે સિવાય બીજું કોઇ સ્વપ્નું આવ્યું હોય એમ જરા પણ ઉલ્લેખ થયો નથી. જ્યારે મહાવીરની માતાને ચૌદ સ્વપ્નાં આવ્યાનું જણાવાયું છે. તો આવાં સિદ્ધાંતિક નિયમો આપણને શું અનુમાન ઉપર લઇ જાય છે ?

---

શકાય જો આમજ હોય તો જૈન ગ્રંથની માન્યતાને, (જુઓ ટી. ૧૨ નું વૃક્ષ) આમ સ્વતંત્ર રીતે ટેકો મળ્યો કહેવાય. (તથા જૈનધર્મમાંથી બૌધ્ધધર્મનો ઉદ્દભવ થયો છે તેપણ મજબૂત થાય છે )

(૭૬) જૈન ધર્મમાં, દિગંબર સંપ્રદાય જે છે તે, ચૌદને બદલે સોળ સ્વપ્નાં આવ્યાનું લખે છે.

(૭૭) આવાપ્રાભાવિક પુરૂષોની સંખ્યા ૬૩ ની માને છે. જુઓ પુ. ૧ લું પૃ. ૪૬ ટી. ૧૦ દેવ. લાલ. કલ્પસૂત્ર (સુબોધિકા સાથે) પૃ. ૬૬ જુઓ.

(૭૮) ઉપરમાં જુઓ ટી. નં. ૪૪

બુદ્ધ ભગવાનના જીવનના બનાવોની ઉપર ટપકે કાંઇક નોંધ લીધા પછી, હવે તેમનો ધર્મ ભરતખંડમાં કેવો ફાલ્યો ફુલ્યો હતો. (ઇ. સ. પૂ. ૩૭૦ સુધી) તેનું જરા નિરીક્ષણ કરી લઇએ. તેમના જીવનકાળે જે રાજ્યતંત્રો અસ્તિત્વ ધરાવતાં હતાં જેવાં કે મગધ, કોશલ, કાશી, કૌશાંબી, તક્ષિલા, અવંતિ, સિંધ-સૌવીર.—તે સર્વેના સિક્કાઓ જોતાં એમ સ્પષ્ટ થાય છે કે, કોઇ રાજ્યે તે ધર્મનો (બૌદ્ધમતને)૭૯ સ્વીકાર કર્યો નહોતો, પણ તેઓ તો સર્વે જૈન ધર્મ માનનારા હતા. વળી એતો સ્વભાવિક છેજ કે જે ધર્મને રાજ્યનો આશ્રય મળે છે તે ધર્મ, જોત જોતામાં એકદમ ત્વરાથી વિસ્તાર પામે છે. આથી એમ પણ નથી સમજવાનું કે તે બુદ્ધ ધર્મને રાજ્યાશ્રય નહોતો માટે તેના માનનારા જુજ હતા અથવા તો તેના પ્રચારને જરા (વૃદ્ધત્વ) લાગી હતી; પણ એટલું તો ખરૂં કે, તેણે બહુ પ્રગતિ કરી નહોતી; તેમ જે કોઇ તેમનામાં મુખ્ય મુખ્ય આચાર્યો હતા, તેમનામાં અંદર અંદર મતભેદ ઉભો થતાં, આચારમાં ઘણી શિથિલતા આવી ગઇ હતી. તે એટલે સુધી કે, બુદ્ધના પરિનિર્વાણ પછી લગભગ ૧૦૦ વર્ષે એટલે કે મગધપતિ મહારાજા મહાપદ્મ ઉર્ફે નંદ બીજાના રાજ્ય અમલે, અગીઆરમું વર્ષ પૂરૂં થઇને પંદર દીવસ ગયા હતા ત્યાંજ તેમના ભિક્ષુકોની-સાધુઓની બીજી મહાસભા એકત્રીત કરીને સુધારા કરી લેવા પડ્યા હતા. વળી તે મતના આચાર્યો પ્રખર જ્ઞાની અને મહાપ્રભાવશાળી હોવા છતાં, રાજ્યધર્મ જૈન ધર્મ હોવાથી, તેમના બૌદ્ધ ધર્મને ઘણું ખમવું પડયું હતું; એટલે પ્રચારનો વિસ્તાર થવાને બદલે અને પોતાનું સંખ્યાબળ વધવાને બદલે, ધીમે ધીમે તેમને મગધ પ્રાંત ત્યજીને, ભરત ખંડના દક્ષિણ તરફ ખસી જવું પડયું હતું. અને ક્રમે ક્રમે સિંહલદ્વીપમાંજ મુખ્યસ્થાન જમાવવું પડયું હતું. મહાપદ્મ પછી પણ જે જે રાજાઓ મગધની ગાદીએ આવતા ગયા, તે સર્વે જૈનમતાનુયાયીઓજ હતા—જે હકીકત તેમના સિક્કા ઉપરથી નિર્વિવાદ રીતે માલુમ પડે છે—એટલે તેમના તરફથી પણ તેને ટેકાની તો આશા ક્યાંથીજ રાખી શકાય? પણ જૈન ધર્મ હમેશાં અહિંસામય હોવાથી, સામાની લાગણીને માન આપીને વર્તાવ ચલાવનારા હોવાથી, તેને નડતર કે આડખીલીરૂપ થઇ પડે તેવાં કોઇ પગલાં રાજ્ય તરફથી ભરવામાં આવતાં નહોતાં. એટલે રાજ્યના ટેકા વિહુણા જોકે બે અઢી સદી જેટલો લાંબો કાળ વ્યતીત થઇ ગયો હતો છતાં, તે પોતાનું અસ્તિત્વ નામશેષ પણ ભરતખંડમાં ટકાવી રહ્યો હતો. તેવામાં મગધની લગામ-તે ધર્મના એક રીતે કહીએ તો ભાગ્યવિધાતા જેવા-સમ્રાટ અશોક

**ભરત ખંડમાં બૌદ્ધ ધર્મનો વિસ્તાર**

(૭૯) ખરી રીતે કહીએ તો, બૌદ્ધ ધર્મના સ્વતંત્ર ચિન્હો શું હતાં તે કહી શકાતું નથી: બાકી હોવા તો જોઇએજ એમ જરૂર કહી શકાય: પણ સંભવિત છે કે, જે કાંઇ હશે તે બહુ નજીવા ફેરવાળા હશે.

જો કોઇ સ્વતંત્ર બૌદ્ધધર્મી રાજાનો જેમ કે અશોક સમ્રાટનો-સિક્કો નિશ્ચય રીતે કહી શકાય તેવો મળી જાય તો જરૂર આ વિષય ઉપર વિશેષ પ્રકાશ પડે: ખરૂં છે કે સિંહલદ્વીપમાંથી મળી આવે અને ત્યાં બૌદ્ધધર્મની પ્રખરતાને લીધે તે વિશેષ આધારભૂત થઇ પડવા સંભવ પણ ખરો: પણ એટલું ધ્યાનમાં રાખવાનું કે, જેમ હિંદમાં ઇ. સ. પૂ. ૩૨૭ બાદ પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગને લીધે, ધાર્મિક ચિન્હો કોતરવાનું ધીમે ધીમે કમી થતું જતું હતું, તેમ સિંહલદેશમાં પણ થાયજ: માટે ત્યાં પણ પ્રાચીન સમયના સિક્કા જડી આવે તોજ વધારે વિશ્વસનીય અનુમાન બાંધી શકાય.

વર્ધનના હાથમાં આવી[૮૦] તે પ્રથમ તો બાપિકા ધર્મનો-જૈન ધર્મનો-અનુસરનાર હતો, પણ જ્યારથી તિષ્યરક્ષિતા નામે અતિ લાવણ્યમયી રાણીનું પાણિગ્રહણ કર્યું ત્યારથી, તેણીનો કાબુ તેના ઉપર વધતો ચાલ્યો. પરિણામે તેણે જૈન ધર્મનો ત્યાગ કરી બૌદ્ધમત સ્વીકાર્યો હતો. રાજ્યાશ્રય મળવાથી અશોકના સમયમાં બૌદ્ધ ધર્મને પાણી સિંચન મળ્યું હતું. વળી તિષ્યરક્ષિતાના પુત્ર-પુત્રીએ બૌદ્ધ મતમાં દીક્ષા લેવાથી તેને ઓર વિશેષ જોમ મળ્યું હતું. આ પ્રસંગને વિશેષ ઉજવળ કરી બતાવવા રાજ્ય તરફથી, બૌદ્ધ મહાસભાનું ત્રીજું અધિવેશન, પાટલીપુત્રે ભરાવવાની ગોઠવણ થઇ હતી. (ઇ. સ. પૂ. ૩૧૩= અશોકના રાજ્ય અમલમાં ૧૭ માં વર્ષે ) તેમાં, સિંહલદ્વીપથી પણ પ્રતિનિધિઓને પધારવા આમંત્રણ મોકલાયેલું. આ આમંત્રણને માન આપી, સિંહલદ્વીપના બૌદ્ધ-વિહારો તરફથી અનેક ભિક્ષુક અને નેતાઓ[૮૧] પોતાના સમુદાય સાથે, પાટલીપુત્ર દરબારે આવી પહોંચ્યા હતા: આ સંમેલનનો સમારંભ લગભગ નવ માસ ચાલ્યો હતો. અને જે પ્રતિનિધિઓ સિંહલદ્વીપથી આવેલ તેઓ પાછા વળતાં, એમ ગોઠવણ કરવામાં ફતેહમંદ થયા હતા કે, રાજા અશોકવર્ધને બૌદ્ધ ધર્મની જાહોજલાલી વધારવા, એક વગનું મહામંડળ, પોતાના નવદીક્ષિત કુમાર અને કુમારીના નેતૃત્વ[૮૨] નીચે, સિંહલદ્વીપ મોકલવું. આ સમયે દક્ષિણ ભારત વર્ષનો બધો મુલક આંધ્રપતિ ચોથો રાજા, શતકરણી પહેલા-વદસતશ્રી વિલિવયકુરવસિષ્ઠપુત્રના આધિપત્યમાં હતો, અને તે પોતે જૈન ધર્મી હતો,[૮૩] એટલે તેનો રાજ્યપટ ચીરીને તે બૌદ્ધધર્મનું મહામંડળ ધામધૂમપૂર્વક તેમાંથી પસાર થાય તે અસંભવિત લાગવાથી, સમ્રાટ અશોક વર્ધને પોતાના રાજ્યની અંતિમ હદથી[૮૪]—હાલની

---

(૮૦) આ સમય પછીનું જે કાંઇ લખાણ આ પારિગ્રાફમાં કે પરિચ્છેદમાં લખવામાં આવે, તેને આવી રીતે સ્થાન અત્ર આપી ન શકાય ( કેમ કે આ પરિચ્છેદમાં ઇ. સ. પૂ. ૩૭૨ =નંદવંશની સમાપ્તિ થઇ ત્યાં સુધી )નુંજ વર્ણન કરવાનું છે: પણ હવે પછી કોઇ ધર્મપ્રચારક કે તેમના ધર્મના વિવેચન કરવા માટે સ્વતંત્ર પરિચ્છેદ લખવાની આવશ્યકતા રહી નથી. તેમ જે કાંઇ થોડુંઘણું જણાવવાનું હોય તે એક લેખક તરીકે જણાવવું તો રહેજ, માટે અત્રે તેવી હકીકત, સાથે સાથે પ્રસંગ હોવાને લીધે, જોડી દેવી પડી છે, કે જેથી તેને લગતો ખ્યાલ આવી જાય.

(૮૧) આ આમંત્રિત શ્રમણજનોને, બૌદ્ધ મીશનરીઓના નામથી ઓળખાવવાનો પ્રયાસ કેટલાક વિદ્વાનોએ કર્યો છે, પણ તે મિથ્યા છે: કેમકે આ કાંઇ ધર્મ પ્રચાર માટે મોકલેલ, ધર્માધિકારીઓ નહોતા, તેમજ તેઓ કાંઈ સમ્રાટ અશોક પાસે પણ આવ્યા નહોતા: તેતો પાટલીપુત્રની મહાસભાની ચર્ચામાં ભાગ લેવા આવેલ, સિંહલદ્વીપના માત્ર પ્રતિનિધિઓજ હતા.

આ ઠેકાણે મહારાજા અશોક અને મહારાજા પ્રિયદર્શિનના સમયમાં જે ધર્મ પ્રચારકો મોકલાયા હતાં તથા નવા લેખો ઉભા કરવામાં આવ્યા હતાં તેની તુલના કરવાનું બની શકે માટે થોડીક હકીકત ઉતારીએ,

| અશોક | પ્રિયદર્શિન |
|---|---|
| (૧) સિંહલદ્વીપના સાધુઓએ પાટલીપુત્ર શહેરે બૌદ્ધધર્મની ત્રીજી મહાસભામાં પોતાના પ્રતિનિધિઓ તરીકે (અશોક દરબારે) કેટલાકને મોકલાવ્યા હતા. | (૧) પ્રિયદર્શને પોતેજ પોતાના તરફથી દૂર દૂર દેશોમાં ધર્મનો પ્રચાર કરવા માટે મોકલ્યા હતા. અશોકની પેઠે પોતાના રાજ્યમાં કોઇને બોલાવવામાં આવ્યા ન હતા. |
| (૨) સ્તંભ લખો ઉભા કર્યાં હશે, પણ અત્યારે કોઇ હૈયાત દેખાતા નથી. જ્યારે તે ઉભા કરાયા હશે ત્યારે પણ બહુ મોટા કદના તો નહીં જ હોય. | (૨) અત્યારે પણ મોજુદ આપણે જોઇએ છીએ અને ઊંચાઇમાં વીસ અને ત્રીસ ફુટથી પણ વધારે છે. |
| (૩) ખડક લેખ એક પણ કરાવેલ નથી | (૩) જોઇએ તેટલા નજરે પડે છે. |
| (૪) ખુદ તેમના ધર્મના મહાન ભકત હુંએન શાંગ જેવા પ્રવાસીએ પણ જે સ્તભલેખોનું વર્ણન કરી બતાવ્યું છે. તેનાં સ્થળો હાલ જે ખડક તથા સ્તભ લેખો મળી આવ્યા છે તેનાં સ્થાન કે સંખ્યાની સાથે મેળ ખાતા દેખાતાં નથી. | (૪) જુઓ સામા આસનમાંનું જ લખાણ: અને તેમાં દર્શાવેલ તેમનાં વર્ણન, માપ, ઉંચાઇ વિગેરેની સાથે હાલના મોજુદ સ્તંભ લેખોની સ્થિતિ સરખાવો. |

એટલે સમજાશે કે જે કલ્પનાઓ હાલનો વિદ્વાન

ગોદાવરી નદીના મુખ પાસેથી—સમુદ્રમાર્ગે પ્રયાણ કરી જાય તેવી ગોઠવણ કરીને તે કાર્યક્રમ તેણે પાર ઉતરાવ્યો હતો. અશોકના સમયે જે કાંઇ બૌદ્ધધર્મ ઉપર તેજનું કિરણ ઝળકતું પામ્યું હતું, તે પાછું તેના રાજ્યનો અંત આવતાં ફરી એક વાર નિસ્તેજ થઇ ગયું: અને ભારતવર્ષને અનુલક્ષીને કહેવું પડશે કે સિંહલદ્વીપમાંજ તેને ગોંધાઇ રહેવું પડયું હતું. આવી સ્થિતિ તેને લગભગ આઠેક સદી સુધી અનુભવવી પડી હતી અને પાછો પુનરુદ્ધાર પામી ભારતવર્ષમાં પગદંડો સ્થાપવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું.

**ભારતખંડની બહાર બૌદ્ધ ધર્મનો પ્રસાર.**

ઉપર જોઇ ગયા છીએ તેમ ભારતવર્ષમાં બૌદ્ધધર્મને, પોતાના હરીફ જૈન ધર્મનીસાથે સખ્ત હરીફાઇમાં તેની સત્તા—જોર—પ્રચાર કાર્ય માટે ઉતરવું પડયું હતું. અને તેમાં તે ફાવી શકયો નહોતો. પણ ઉલટું તેને એક ખૂણામાંજ ભરાઇ જવું પડયું હતું.[૮૫] જ્યારે બીજી દિશામાં પુરપાટ વિસ્તાર કરવાને તેને મોકળો રસ્તો મળી જવાથી તેનો બદલો વળી રહ્યો હતો. વાત એમ બની હતી કે જૈન ધર્મના સાધુઓ—અને શ્રમણોને હંમેશાં પાદ વિહારજ કલ્પી શકે છે, તેમજ આહારને અંગે અનેક પ્રતિબંધ હોવાને લીધે મુશ્કેલીઓ પડે છે. તેથી જે પ્રદેશમાં સુખેથી નિર્વાહ ન કરી શકાય તેવાં સ્થળોમાં તેઓ વિહાર કરવા તત્પર થતાજ નથી. આથી કરીને તેમનો ઉપદેશ પ્રદેશ બહુ વિશાળ રહેતો નથી. જ્યારે બૌદ્ધધર્મી ભિક્ષુકોને, તેમાંના ઘણા પ્રતિબંધોનો[૮૬] સર્વથા અભાવ હોવાથી, ગમે ત્યાં વિહાર કરવાને સુલભતા થઇ પડે છે. જેથી નવાનવા તેમજ દૂર-દૂરના પ્રદેશોમાં જઇ ત્યાં થાણું જમાવી—વિહારો—મઠ—સ્થાપીને પોતાના ધર્મનો ઉપદેશ કરવા મંડી શકાય છે. આવા કુદરતી સંજોગોથી પ્રાપ્ત થતો લાભ, લેવાને તેઓ જરાપણ ચુકયા નહીં. અને ભારતવર્ષની ઉત્તર હદ ઓળંગી[૮૭], નેપાળમાં થઇ તીબેટ[૮૮] તેમજ ચીન તરફ પોતાનો ધર્મનો પ્રચાર કરવાનું ક્ષેત્ર પસંદ કરી લીધું હતું. જ્યારે બીજી બાજુ જે સમુદાય સિંહલદ્વીપ તરફ ઉતર્યો હતો, તેણે પોતાનો બાહુ, પૂર્વ દિશાએ સીયામ પીનાંગ તેમજ તેથી જરા આગળ વધીને સુમાત્રાજાવા તરફ લંબાવ્યો હતો. આમ હિંદની બહાર પોતાનો પગ

---

વર્ગ ખડકલેખ વિષે દોરી બતાવ્યાં કરે છે તે કોને લાગુ પડી શકે ? અશોકને કે પ્રિયદર્શિનને ? (એક હકીકત અત્રે જણાવી દેવા જરૂર છે કે વિદ્વાન વર્ગ અશોક અને પ્રિયદર્શિનને એકજ વ્યક્તિ ધારી બેઠા છે પણ તે તેમ નથી. બંને જુદીજ વ્યક્તિઓ છે. અશોક બૌદ્ધ ધર્મી છે. જ્યારે પ્રિયદર્શિન છે તે જૈન ધર્મી છે તથા અશોકનો પૌત્ર અને ઉત્તરાધિકારી હોઇ, તેના મરણબાદ ગાદીએ બેઠો છે. એટલે અશોકનું રાજ્ય બંધ થતાં પ્રિયદર્શિનનું રાજ્ય થયું કહેવાય અને તેથી તે બંનેનો સમય પણ ભિન્ન જ કહેવાય—આ વિષય તેમના વૃત્તાંતે વિસ્તારપૂર્વક હકીકત અને પુરાવા સાથે સમજાવાશે

(૮૨) જુઓ તેના વર્ણનમાં.

(૮૩) જુઓ સિકકા આંક નં. ૫૮તથા ટી. નં. ૮૭.

(૮૪) જુઓ અશોકવર્ધનના સામ્રાજ્યનો નકશો

(૮૫) સરખાવો પુ. ૧ માં, પ્રસ્તાવનાવાળું પૃ. ૩૦ ઉપરનું અંગ્રેજી લખાણ.

(૮૬) તેમાંના કેટલાક નિયમો માટે ઉપર પૃ. ૧૪ જુઓ.

(૮૭) "ભારત વર્ષની હદ ઓળંગી." એમ લખ્યું છે તે માત્ર એટલાજ પૂરતું કે તેવું અનુમાન સહેલાઇથી કરી શકાય તેમ છે. બાકીતો જ્યાં બૌદ્ધ ધર્મનું થાણુંજ, તે સમયે મગધ દેશ કે નેપાલ દેશમાં નહોતું ત્યાં હદ ઓળંગી જવાની વાતજ શી રીતે હોઇ શકે ? (વિશેષ માટે જુઓ નીચેની ટીકા ૮૮).

મગધમાં થઇને નેપાલ રસ્તે તિબેટમાં જવાનો માર્ગ સૂતર હતો. અને તેમ કહેવાય પણ ખરો. જોકે સમ્રાટ અશોકના સમયે બૌધ ધર્મની જાહોજલાલી હતી ખરી પણ તેમનું થાણું તો સિંહલદ્વીપમાં હતું એમ કહી શકાય (તે માટે તેમનું જીવન ચરીત્ર જુઓ) સિંહલદ્વીપ સુધી જવાનો સર્વ માર્ગ પ્રદેશ જૈન સત્તાધારી રાજાઓથી રોકાઇ પડયો હતો. જ્યારે તેમણે જે માર્ગ ધર્મ પ્રચાર માટે ગ્રહણ કરેલ ઉપર બતાવ્યો છે તે પ્રદેશમાં કોઇની સત્તા નહોતી અને હોય તો પણ તેટલી બધી આર્ય-સંસ્કૃતિની અસરથી રંગાયલી નહોતી. એટલે આ ધર્મ પ્રચારકોના ઉપદેશ તેમને બહુ સહેલાઇથી હૃદયમાં ઉતરી ગયો હતો.

મજબૂત કરવામાં તેમને કોઇ બીજો પ્રતિપક્ષી પણ નહોતો, તેમજ તેમણે જૈનધર્મમાંથી પ્રેરણા[૮૯] મેળવેલ હોઇને તેના સારા સારા તથા સમાન્ય થઇ પડે તેવા અંશોથી[૯૦] તેઓ વાકેફગાર હતાજ. એટલે, તેવા દૂરના અનાર્ય દેશોમાં આર્ય સંસ્કૃતિનો ધર્મ ફેલાવવાને ઉલટી તેમને વધારે ને વધારે સફળતા પ્રાપ્ત થતી ગઇ. જેથી જે ઓસાર-ઓટ-તેમને હિંદમાં સહન કરવી પડી હતી તેના કરતાં અનેક ગણો અધિક જુવાળ હિંદના બહારના પૂર્વ દેશોમાં તેમણે મેળવી લીધો. અને એમ થઇ પડયું કે, ધર્મની જન્મભૂમિ હિંદ હોવા છતાં, ત્યાં તે કેવળ અવશેષ રૂપેજ રહ્યા. પણ ઉલટું તેનું બચપણ કહો કે જુવાની જે કહો તે બધું પૂર્વ એશીઆમાંજ હોય તેમ કાયમનું થઇ રહ્યું, અને તે અદ્યાપિ પર્યંત નભી રહેલું આપણે નીહાળીએ છીએ.

આ પ્રમાણે તે સમયના ત્રણ ધર્મમાંના એકની કેટલીક શોધ માગતી ઐતિહાસિક બાજુ રજુ કરી ગયા. હવે તેમાંના બીજા જૈન ધર્મ વિશે કાંઇક લખીશુ અને છેવટે ત્રીજા ધર્મ વિષે-વૈદિક મત વિષે-લખીશું.

**જૈન ધર્મ વિશે**

જૈન ધર્મના છેલ્લા એટલે ચોવીસમા તીર્થંકર મહાવીરનો જન્મ વિદેહ દેશની રાજધાની વૈશાલી ( વિશાળા ) નગરીના ત્રણ પરા માંના ક્ષત્રિયકુંડગ્રામ નામના એક ભાગમાં[૯૧] થયો હતો. તેમણે પોતે ૩૦ વર્ષની ઉમરે દીક્ષા લઇ, બાર વર્ષ ઉત્કૃષ્ટ તપશ્ચર્યા કરી હતી અને જ્યારે તેમને કૈવલ્ય જ્ઞાનની પ્રાપ્તિ થઇ[૯૨] ત્યારે ગૌતમ ગોત્રના ત્રણ ભાઇઓ-વસુભૂતિ બ્રાહ્મણની પૃથ્વી નામે સ્ત્રીના પેટે જન્મેલ—ઇંદ્રભૂતિ[૯૩] વાયુભૂતિ અને અગ્નિભૂતિ તથા તેમના જેવાજ પ્રખર જ્ઞાનધારી બીજા આઠ મહા પંડિતો મળી કુલ અગીઆર વૈદિક બ્રાહ્મણો પોતાના ૪૪૦૦ શિષ્યો સાથે પશુયજ્ઞ આદરી બેઠા હતા. તેમને પ્રતિબોધી તેમના મનમાં વેદપ્રણીત ધર્મની જે જે શંકાઓ પેસી ગઇ હતી ( આ સર્વે અગિયારોને જુદી જુદી શંકાઓ હતી પણ, પોતે અજ્ઞાન ગણાઇ જવાની બીકથી પોતાની શંકાનું નીવારણ કરવા માટે પ્રકટપણે કોઇ એક બીજાને પોતપોતાની અંદર પ્રકાશ કરી શકતા નહોતા ) તે સર્વેનું, વણ પૂછ્યે પોતાના જ્ઞાનથી તેમની શંકાઓ જાણી લઇને સંતોષકારક સમાધાન કરી, પોતાના મુખ્ય શિષ્યો તરીકે તેમને જૈન ધર્મની દીક્ષા આપી હતી. આ અગિયારે પુરુષો મહાવિદ્વાન હતા. વળી વેદ ધર્મના ઉંડા અભ્યાસી હતા, એટલે તેમણે તુલનાત્મક દૃષ્ટિએ, જૈન ધર્મમાં આવ્યા બાદ અભ્યાસ કરી, જૈન ધર્મના પ્રચારને અતી વેગ આપ્યો હતો, ને જુદા જુદા દેશોમાં પોતે વિહાર કરી તેમજ

(૮૮) સમ્રાટ પ્રિયદર્શિનનું વૃત્તાંત સરખાવો.

વધારે સંભવ તો સિંહલદ્વીપમાંથી દરિયા રસ્તે થઇને એક સમુહ જાવા સુમાત્રા તરફ ઉતર્યો હશે અને બીજો સમુહ હિંદીચીનમાં ઉતરીને બ્રહ્મદેશ તથા ચીન તરફ લંબાયો હશે: અને આ બીજા ટોળાએ પોતાના કેંદ્રસ્થાન તરીકે આ સર્વ પ્રદેશના મધ્યસ્થાન એવા ટિબેટને પસંદ કરી લીધો હશે.

(૮૯) બુધ્ધકીર્તિ પ્રથમ જૈન સાધુ હતા એટલે જૈન સિદ્ધાંતોથી તેમજ તેના ઉગ્ર રહસ્યથી ઘણે અંશે જાણીતા થઇ ગયા હતાજ. સરખાવો પૃ. ૧૪ અને ટી નં. ૭૫ ની હકીકત.

(૯૦) સરખાવો પ્રિયદર્શિન વૃત્તાંતે વર્ણવેલું જૈન ધર્મનું સ્યાદ્વાદપણું અને તેની સાથે વિશ્વ ધર્મનો સંબંધ કેમ હોઇ શકે તેનું વર્ણન.

(૯૧) આ માટે જુઓ જૈ. ધ. પ્રકાશ ૧૯૮૫ નો ફાગણ અંક પૃ. ૨૬૧ થી ૨૮૮ તથા આ પુસ્તક પૃ. ૧૨ અને ૧૩ ઉપરનો કોઠો.

(૯૨) જૈન મતનો એક સિદ્ધાંત છે. કે, કૈવલ્યજ્ઞાન થાય ત્યાં સુધી ઉપદેશ આપી ન શકે તે માટે જુઓ ઉપરમાં પૃ. ૧૭ તથા ટીકા. નં. ૭૧.

(૯૩) આથી કરીને સૌથી મોટા ગૌતમ ઇંદ્રભૂતિએ જ્યારે જૈન દીક્ષા લીધી ત્યારે તેમને ગૌતમના સાધારણ નામથીજ ઓળખવા માંડયા છે: ઈતિહાસકારોને આ નામ બહુજ જાણીતું છે: અને તેને લીધેજ પ્રાચીન શોધકો આ ગૌતમને અને બૌદ્ધધર્મના આદિપ્રચારક ગૌતમ

પોતાના શિષ્યોને મોકલી, તે સમયના સર્વે મુખ્ય મુખ્ય ગણાતા મોટા રાજ્યોને[૯૪] રાજધર્મ તરીકે સ્વીકાર[૯૫] કરાવ્યો હતો.

**વર્તમાન સર્વ બંધારણનું ઘડતર કોણે કર્યું કહી શકાય?**

જ્યારે મહાવીરને કૈવલ્ય પ્રગટ થયું હતું, ત્યારે તેમને એમ પણ દીર્ઘ દિવ્ય ચક્ષુથી માલૂમ પડયુ હતું કે, આ વર્તમાન ચોથો આરો સંપૂર્ણ થતાં પંચમ આરો બેસશે કે અવસર્પિણિ કાળનું મહાત્મ્ય[૯૬] પ્રકટ રૂપે દેખાવા માંડશે, ધીમે ધીમે દુષ્કાળો પડવા શરૂ થશે, લોકોને આજીવિકાનાં સાધનો મેળવવાને પ્રયાસો આદરવા પડશે તથા સંસારમાં અને રાજ્યમાં વ્યવસ્થા તેમજ બંદોબસ્ત જાળવવાની જરૂર ઉભી થશેજ. આવા લોકકલ્યાણની ભાવનાના વિચારોથી પુ. ૧ માં જણાવી ગયા પ્રમાણે[૯૭] રાજા શ્રેણિક અને મહામંત્રીશ્વર અભયકુમાર દ્વારા સામાજીક ક્ષેત્રોની બંધારણ પૂર્વક વ્યવસ્થા કરાવી દીધી હતી. જેનાં પરિણામ વિશે પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ ઉચ્ચ અભિપ્રાય દર્શાવ્યો છે[૯૮].

રાજા શ્રેણિકે સૌથી મહત્વનો સામાજીક ફેરફાર તો એ કર્યો કે દરેક કાર્યની શ્રેણી પાડી, તે કાર્યની ઉપયોગિતાના પ્રમાણોમાં પ્રતિનીધી[૯૯] ચુંટવાની સત્તા આપી અને આવા ચુંટીકાઢેલા પ્રતિનિધિઓની[૧૦૦]એક મોટી પરિષદ ભરી, તે જે નિર્ણયો આપે તે પ્રમાણે રાજ્યે પોતાના કર્મચારિઓદ્વારા રાજતંત્ર ચલાવવાનું ધોરણ ઠરાવ્યું. આ પ્રમાણે તેમનાં ધંધાનુસાર રાજા બિંબિસારે બધા પ્રજાજનનું વર્ગીકરણ કરી, તે તે વર્ગની મંડળીઓ (શ્રેણિ=guilds) બાંધી આપી. તેથી તેમનું નામ maker of guilds=શ્રેણીક પડયું છે. જૈન ગ્રંથકારો પોતાની હમેશની આદત મુજબ કોઇ પણ વ્યકિતને જો તેના કરેલા કાર્યને લઇને કે જીવન વૃત્તાંતના કોઇ બનાવને અંગે કાંઇક ઉપનામ મળી ગયું હોય તો, તેને સંબોધવાને હમેશાં, તેના ખરા નામને બદલે આવા ઉપનામ કહેતાં બિરૂદનોજ ઉપયોગ કરે છે. આ કારણથી રાજા બિંબસારનું નામ બૌદ્ધ ગ્રંથોમાં ભલે બિંબિસારજ દેખાશે, છતાં જૈન ગ્રંથોમાં તો મુખ્યતઃ શ્રેણિકજ લખાયલુ નજરે પડે છે.

---

મુખ્ય ને એકજ વ્યકિત તરીકે ગણી લેઇ (કારણ કે બંને સમકાલિનજ છે) કેટલીક ભૂલો ખાઇ ગયા હતા.

(૯૪) ઉત્તરહિંદમાં સોળ મહારાજ્યો જે પ્રકરણોમાં વર્ણવી બતાવ્યાં છે તે ત્રીજું પ્રકરણ જુઓ.

(૯૫) જુઓ કો. એ. ઇ. માં જુદા જુદા દેશના સિકકા ચિત્રોઃ જેમાં દરેકમાં જૈન ધર્મનાં ચિન્હોને, પોતાના રાજ્યના સાંકેતિક ચિન્હ તરીકે તેમણે ચીતરી બતાવ્યાં છે (જુઓ આ પુસ્તકમાં સિકકાનું પ્રકરણ)

(૯૬) જુઓ પુ. ૧ ના પ્રથમના બે પરિચ્છેદ.

(૯૭) જુઓ પુ ૧ લું. પૃ. ૨૬૭.

(૯૮) જુઓ આ પરિચ્છેદે આગળ ઉપર.

(૯૯) આગલા પ્રકરણોમાં ગ્રામિન શ્રેષ્ઠિન્, ગૃપહતિ ઈત્યાદિ જે શબ્દો વપરાયા છે તે, આ પ્રમાણેના નાના મોટા સમુહના પ્રતિનિધિઓજ છે (આથી સમજાશે કે તેણે ખરા Republic state ની પધ્ધતિ દાખલ કરાવી છે.)

(૧૦૦) જે "પૌરજન" કહેવાતા. અને હાલના મ્યુનીસીપલ કોરપોરેશન જેવા બંધારણવાળી તેમની સભા હતીઃ રાજા બિંબિસારના સમયે જે પાંચસો મંત્રિઓ હતા તથા તે સર્વેના મુખ્ય મંત્રી તરીકે, પોતાના કુંવર અભયને નિયુક્ત કર્યોહ તો. (જુઓ પુ. ૧. પૃ. ૨૭૦) તે પણ આવીજ સભાનું સૂચન કરનારો છેઃ આ સભાના દરેક સભ્યની મંત્રણા થતી અને તેથી તેઓને "મંત્રી" નું ઉપનામ સાધારણ રીતે અપાતું (હાલના જેમ Minister અર્થમાં નહીં પણ Corporator ના અર્થ-માં;એટલે કે જેની સાથે મંત્રણા કરવામાં આવે છે તેવા મંત્રસચીવ અથવા કાઉન્સીલર તરીકે, પણ મિનિસ્ટર અથવા કર્મસચીવ (executive) તરીકે નહી.

વળી હાલની જે રાજપદ્ધતિ ચાલી આવે છે તેનાપણુ મૂળ ઉત્પાદક-સાંપ્રત વિદ્વાનો કે રાજદ્વારી નેતાઓ માને કે ન માને, તોપણુ ઐતિહાસિક શોધ તરીકેનો સ્વીકાર કરવોજ પડશે કે-શ્રી મહાવીર છે. ને તેથીજ તે પદ્ધત્તિમાં ક્ષેત્ર તથા કાળને અનુસરીને થોડા ઘણા અંહી તહીં જે ફેરફાર કરવા પડયા છે, તે સિવાયનું મૂળ તેનું ખોખું તો એમને એમ જળવાઇજ રહ્યું છે. જેમ રાજકીય પ્રકરણમાં બન્યું છે તેમજ ધાર્મિક પ્રકરણનું પણ સમજી લેવું. અમે પોતે આ બાબત કાંઇ પણ બોલીએ તે કદાચ આત્મશ્લાધા જેવું ગણાઇ જાય, માટે એક તટસ્થ અંગ્રેજ લેખક અને પુરાતત્ત્વવિશારદ વિદ્વાનના તથા અન્ય સમર્થ જર્મન વિવેચક અને સમાલોચકના[૧૦૧] એમ મળી બે જણના પોતાનાજ શબ્દોનાં અવતરણ અત્રે કરીશું. તે ઉપરથી જોઇ શકાશે કે મહાવીર પ્રણીત જૈન ધર્મ ઠેઠ સર્જન કાળથી, કાળના અને રાજ્યના કેટલાય કારમા હથોડા પડયા છતાં, કેવી રીતે તેને તેજ સ્વરૂપમાં અદ્યાપિ પર્યંત ઉતરી આવ્યો છે. જ્યારે બીજા ધર્મના જન્મદાતા તેવા જ્ઞાન ધારક ન હોવાથી તેનું બંધારણ ખામી[૧૦૨]વાળું ઘડાયું છે અને આયંદે તેની સાથે તે ધર્મ પણ તેના જન્મ પ્રદેશમાં પહેલાની માફક ફૂલવાને બદલે વિનાશને પામ્યો છે એમ સાથે સાથે સમજાશે.

---

(૧૦૧)C. H. I. P. 169–on the evidence of Proc. of the A. S. B. 1898 P. 53 says–Dr. Hoernle is no doubt right in maintaining that this good organisation of the Jain lay community (જોકે અહીંતો માત્ર સંઘની જ હકીકત પ્રો. હોર્નલે કરી છે પણ અત્રે જાણી લેવું જોઇએ કે સંઘનું બંધારણ તેમજ અન્ય સામાજીક બંધારણો પણ મહાવીરે જ ઘડેલ છે) must have been a factor of the greatest importance to the church, during the whole of its existence and may have been one of the main reasons why the Jain religion continued to keep its position in India, while its far more important rival Buddhism was entirely swept away by the Brahamanic reaction. As Prof. Jacobi has pointed out that there is no reason to doubt that the religious life of the Jain community is now substantially the same as it was two thousand years ago. It must be confessed from this, that an absolute refusal to admit changes has been the strongest safeguard of the Jains- કે. હી. ઈ પૃ. ૧૬૯

( રૉ. એશિયાટીક સોસાયટી ઑફ બેંગોલની ૧૮૯૮ સાલની વાર્ષિક સભાના કામકાજનો જે હેવાલ પ્રગટ થયો છે તેના પ્રમુખે કરેલ ભાષણમાંથી પૃ. ૫૩ ના આધારે જણાવે છે કે ):—

ડૉ. હોર્નલનું મંતવ્ય નિસંદેહપણે સત્ય છે કે, જૈનધર્મ જે કારણોને લીધે અત્યાર સુધી ટકી રહ્યો છે તેમાં ઉત્કૃષ્ટપણે કારણરૂપ તો, તે સંપ્રદાયના શ્રાવકોનું રૂડું બંધારણ જ છે. તેમજ જનધર્મ પોતાનું મહત્ત્વ જે હિંદુસ્તાનમાં જાળવી રહ્યો છે તેનું મુખ્ય કારણ પણ તેજ છે. જ્યારે તેનો માનનીય હરીફ જે બૌધ્ધધર્મ હતો તેનું તો બ્રાહ્મણધર્મની અસરને લીધે જડમૂળ ઉખડી ગયું છે. પ્રો. જેકોબીએ જેમ સાબિત કરી આપ્યું છે અને તેમાં જરાએ શંકા લાવવાનું કારણ નથી તેમ, જૈન સંપ્રદાયના શ્રાવકોનું ધાર્મિક જીવન બે હજાર વર્ષ પૂર્વે જે પ્રમાણે હતું, તેવુંને તેવું જ અત્યારે પણ દરેક મુખ્ય બાબતમાં ચાલ્યું આવે છે. અને આ ઉપરથી જરૂર સ્વિકારવું જ રહે છે, કે તે બંધારણમાં કિંચિત પણ ફેરફાર કરવાની જૈનોએ જે ધસીને ના પાડી છે તેનુંજ આ પરિણામ છે. (જો કે અહીં તો ધાર્મિક બંધારણની જ માત્ર ચર્ચા કરેલ છે અને અભિપ્રાય દાખવેલ છે જ્યારે અન્યક્ષેત્રી તપાસ નથી કરેલ. પણ જેમ ભારતનો પ્રાચીન ઇતિહાસ જે અંધારામાં પડી રહેલ

આ બંધારણ અનુસાર દરેક રાજ્ય, સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય તરીકેજ અસ્તિત્વ ધરાવતું હતું, અને કાળ દેવની દુષ્ટ અસર મનુષ્યજાતિ ઉપર જ્યાં સુધી નહોતી પડી, ત્યાં સુધીતો કોઇ પણ રાજ્ય જ્યારે બીજા ઉપર

**ગણતંત્રની શિષ્ટતા અને તે સમયના સિક્કાઓ**

હુમલો[૧૦૩] લઇ જઇ, પોતાના હરીફને પરાસ્ત કરતું ત્યારે, તેના મુલકને પોતાના રાજ્યમાં ભેળવી ન લેતાં માત્ર એવી શરતોજ કરાવતું કે જેથી, વિજેતા પક્ષના ઉચ્ચપણાનો સ્વીકાર ગણાય. આ કારણથીજ તે સમયના કોઇ પણ રાજ્યના સિક્કા ઉપર, કોઇની તાબેદારી બતાવનારૂં અંશ માત્ર પણ ચિન્હ દેખાતું નથી. જો કે આપણે જાણીએ છીએ કે તે રાજ્ય બીજાનું ખંડિયું હતું છતાં.[૧૦૪] માત્ર તેઓ પોત પોતાનાં ધાર્મિક ચિન્હોજ સિકકાઓ ઉપર obverse સવળી [૧૦૫] બાજુ કોતરતા અને દેશદેશના સિકકાઓથી પોતાના જુદા તરી આવે માટે, પ્રાંતીય કે પોતાના વંશની કાંઇક વિશિષ્ટતા સિક્કાની અવળી reverse બાજુ ઉપર કોતરતાઃ પછી જેમ જેમ જમાનો આગળ વધતો ગયો ને જમીન મેળવવાનો[૧૦૬]–છતાંય સ્વાહા કરી જઇને પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાનો તો નહીં જ-લોભ પ્રદિપ્ત થતો ગયો એટલે લશ્કરની[૧૦૭] ગોઠવણ કરવી પડી, તેની રચના થઇ. આયુધ્ધો અને શસ્ત્રો સજાયાં [૧૦૮] છતાં હાલના જેવાં પ્રાણઘાતક શસ્ત્રો[૧૦૯] નહોતાંજ નિર્માયાં. આટઆટલું છતાંએ રાજકર્તાઓને પોતાના નામની કે–અંગત કીર્તિની–નહોતી પડી કે જેથી તેઓ પોતાના નામાદિ સિક્કા ઉપર કોતરે. જે કાંઇ તેમણે ફેરફાર કર્યો તે એટલોજ કે સવળી ઉપર જે ધાર્મિક ચિન્હ કોતરતાં તેને બદલે, ( અહીંથી અભિમાને પેસારો કરવા માંડયો ગણાશે ) તે બાજુએ પોતાનાં જાત-વંશ–કે પ્રાંતનું ચિન્હ દાખલ કર્યાં અને ધાર્મિક ચિન્હ કોતરવાનું અવળી બાજુ ઉપર લઇ ગયા. એટલે કે અત્યારસુધી જે સવળી ઉપર હતું તે

---

અને હવે તેને બહાર લાવવાના પ્રયાસ થઇ રહેલ છે, તેમ બાકીના ક્ષેત્રો વિશે પણ ક્રમેક્રમે હકીકત બહાર આવીને ધાર્મિક ક્ષેત્ર વિષેના અભિપ્રાય જેવો અભિપ્રાય બંધાતો જશે. વળી સરખાવો. પૃ. ૩ ની હકીકત.

(૧૦૨) સરખાવો પૃ. ૧૭ ઉપર પ્ર. ૩ ની અને પૃ. ૧૮ ઉપર પ્ર. ૫ ની હકીકત.

(૧૦૩) આ સમયે હુમલાનું કારણ મુખ્યતા એ શ્રીમેળવવા પૂરતુંજ દેખાતું: જમીન મેળવવાનો લોભ તે સમયે નહોતો. (જુઓ પુ. ૧. પૃ. ૭નું લખાણ તથા ટી.નં. ૧૧).

(૧૦૪) કો. એ. ઇ. પટ ૨-૩ માં જુઓ તક્ષિલાના સિકકાઓ. તે દેશ પ્રથમ પુલુસાકીને તાબે હતો ને પછી કેટલાયની સત્તા તેના ઉપર ફરી ગઇ છે: ઓદંબર, કુલુંદ, આયુધ્ધા; પાંચાલ, મથુરા, અયોધ્યા, વિગેરેના સિકકાઓ જુઓ ( પટ નં. ૪ થી ૯ સુધી ) આ બધા કોશલપતિને તાબે હતા છતાં કોઇ ઉપર ધાર્મિક ચિન્હ અને પ્રાંતિય સાંકેતિક ચિન્હ સિવાય, એક બીજાને તાબે ગયા હોય તેવું કોઇ ચિન્હ કોતરાયું દેખાતું નથીજ.

(૧૦૫) સિક્કાઓમાં મુખ્ય બાજુ હમેશાં obverse ગણાય: ને reverse, ગૌણ કહેવાય: તેથી જે વસ્તુ obverse ઉપર અંકિત થઇ હોય તેની પ્રાધાન્યતા છે એમ સમજી શકાય.

(૧૦૬) ઉદયનભટ્ટે ઠેઠ સિંહલદ્વીપ સુધી જીત મેળવી હતી, છતાં દરેક રાજ્ય સ્વતંત્ર રીતે વહીવટ ચલાવતું હતું.

(૧૦૭) નંદિવર્ધન ઉર્ફે નંદ પહેલાથી સંગઠિત રીતે લશ્કરી કવાયત વિગેરે દાખલ થયું લાગે છે. જોકે તેનું બીજ ઉદયન ભટ્ટથી રોપાયું હશે.

(૧૦૮) પુરાણાં હથીઆરો, પત્થરનાં લાકડાનાં કે, જલદી બુઠાં થઇ જાય તેવી ધાતુનાં હતાં.

(૧૦૯) વધારે તેજદાર શસ્ત્રોની શરૂઆત ચંદ્રગુપ્તના કે કદાચ તેની પહેલાના, નવમા નંદના સમયથી થઇ લાગે છે. ( પુ. ૧ લું પૃ. ૩૬૫ માં શકડાળ મંત્રીએ, પોતાના ઘરમાં શસ્ત્રો ઘડાવવા માંડ્યા એમ જે હકીકત છે તે સાથે સરખાવો.) બાકી વિશેષ પ્રકારેલશ્કરી સંગઠન અને હથીઆરનું સરજન, જ્યારથી હિંદને યવન પ્રજાનો સંસર્ગ થયો (Alexander the Great ના સમયે

અવળી બાજુ ઉપર લઇ ગયા અને જે અવળી ઉપર હતું તે સવળી ઉપર લઇ ગયા.[૧૧૦] અને તે ઉપરાંત પોતાના યશોગાન ગાતા કે જીવનના બનાવોની નોંધ આપતાં કેટલાક ચિત્રો બતાવવાં મંડયા.[૧૧૧] છતાંએ પોતાના માનીતા જૈન ધર્મની કયાંય અવગણના કરવામાં આવતી નહોતી. તે તો પૂર્વમાં મગધ અને પશ્ચિમે સિંધ-સૌવીર, ઉત્તરે પંજાબ ( તક્ષીલા ) અને દક્ષિણે સિંહલદ્વીપ (અનુરૂધ્ધપુર)[૧૧૨] સુધી એમ ચારે દિશાએ[૧૧૩] પૂરજોસથી ફેલાયલો હતોજ.

આ બધાં સ્વતંત્ર રાજ્યો, પોત પોતાનો વહિવટ સ્વતંત્ર રીતે જોકે ચલાવ્યે જતા હતા, છતાં તેમને અનેકની સાથે અથડામણુમાં આવીને લડાઇમાં ઉતરવું તો પડતુંજ હતું, તે આપણે ઉપરના ઐતિહાસિક પાનાં ઉથલાવવાથી જોઇ શકયા છીએ, તો પણ તેઓ દરેક પોત પોતાનો ધર્મ—જૈનધર્મ—પાળ્યેજ જતા હતા, તેમાં કાંઇ પણ બાધા આવતી નહોતી. એટલે જે કેટલાકો એમ આક્ષેપ કર્યા કરે છે કે, જૈન ધર્મ પાળનારાઓ અહિંસામય હોઇને શત્રુ સામે શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ કરવામાં પાછી પાની કર્યે જાય છે[૧૧૪] અને તેથી રાજ્યની અવનતિ થઇ જાય છે[૧૧૫] તે કેવો બીન પાયાદાર છે. હવે તે સમજાશે. તેમજ રાજકીય કારણોમાં જૈનધર્મની અહિંસાના તત્વનું કાંઇ સ્થાનજ હોઇ ન શકે[૧૧૬] તેમ જે કેટલાકનું માનવું થઇ પડયું છે, તે પણ સમજાશે. નહીંતો આ રાજાઓ જે ધર્મની બાબતમાં પરમ ભકતપણે વળગી રહેનાર હતા તે રાજકીય ક્ષેત્રમાં તદ્દન નાલાયક પૂરવાર થઇ ગયા હોત અને તેમનાં રાજ્યોનો નાશ થઇ ગયો હોત.

**કુદરત સાથે સંસાર વ્યવહારનો સંબંધ.** અવાર નવાર, કુદરતના કાયદાની અને કાળદેવની સત્તા વિશેની હકીકતો આપણે પુ. પહેલામાં તેમજ આ પરિચ્છેદમાં કરી ગયા છીએ. છતાં તેની વિશેષપણે ખાત્રી કરાવવા કેટલાક ઐતિહાસિક દૃષ્ટાંતો ટાંકીશું.

---

કાંઇક; બાકી મેગેસ્થાનીઝનો હાથ પાટલીપુત્ર દરબારમાં થયો ને મહાન અધિકારીઓ નીમાયા ) ત્યારથી વિશેષ

(૧૧૦) સરખાવો આંધ્ર સિક્કાની સવળી અવળી બાજુઓ તથા કોશંબી અને તક્ષીલાના કેટલાક મૌર્યવંશી ચંદ્રગુપ્તના સિકકાઓ.

(૧૧૧) નવમા નંદને પંચ દિવ્યથી રાજ્ય મળેલું છે તે બનાવનારૂં સિકકા ચિત્ર તથા નંદિવર્ધને કોશંબીનું રાજ્ય પોતાનામાં ભેળવી લીધું (નાવારસ કોઇરાજા ગુજરી જતો ત્યારેજ માત્ર તેમનું રાજ્ય બીજા રાજ્યમાં ભેળવી દેવામાં આવતું—આ માટે જુઓ વત્સનો ઇતિહાસ પૃ. ૨૧૮: ઉજ્જઇનીનો ઇતિહાસ પૃ. ૨૧૮: અંગ દેશનો ઇતિહાસ પૃ. ૩૧૪) તે સમયનો સિકકો જુઓ.

(૧૧૨) જુઓ પુ. ૧ પૃ. ૩૦૬, ૩૧૨.

(૧૧૩) તે તે દેશના સિકકા ઉપર જૈન ધર્મના ચિન્હો જોવાથી ખાત્રી કરી શકાશે.

(૧૧૪) જેણે ઈતિહાસનો અભ્યાસ કર્યો હોય તે તો એવું કહીજ ન શકે કેમકે પ્રાચીન કાળમાં ઉદયન ભટ્ટ, નંદિવર્ધન જેવાના દાખલા પડયા છે. તેમજ મધ્ય કાળમાં કુમારપાળ, વસ્તુપાળ તેજપાળ, સૌરાષ્ટ્રના યોધ્ધા સુજ્જન મંત્રી વીગેરેના દાખલાઓ ગવાહી પુરતા અદ્યાપિ જળવાઈ રહ્યા છે.

(૧૧૫) મૌર્ય સામ્રાજ્યની પડતી થવાનું મુખ્ય કારણ તેના મહાન સમ્રાટ પ્રિયદર્શિન (અત્યાર સુધી બૌધ્ધ ધર્મી અશોકને ગણ્યો છે જ્યારે હું તેને જૈન ધર્મી સમ્રાટ સંપ્રતિ પુરવાર કરી રહ્યો છું) ની ધર્મનીતિ જણાવે છે. પણ તે કેટલું ખોટું છે તે પ્રિયદર્શિનનું જીવન આલેખીશું ત્યારે આપણે ચર્ચીશું. જેથીવાચક વર્ગની ખાત્રી થશે.

(૧૧૬) સાંપ્રતકાળમાં ભારતમાં જે સ્વદેશ પ્રેમની જાગૃતિ અથવા ચળવળ મ ગાંધીજીએ ઉપાડી છે તેનું મૂળબીજ આ જૈન ધર્મની અહિંસા જ છે.

બૌદ્ધધર્મના અને બ્રાહ્મણ ધર્મના જે બનાવો બન્યા નોંધાયા છે તેનો થોડોક ખ્યાલ આપીશું, કે જેથી જૈન ગ્રંથમાં લખાયલ-કથન વિશે કાંઇ સંબંધ છે કે કેમ તે તપાસવું સગવડતા ભર્યું થશે; બૌદ્ધ ધર્મને લગતો જે બનાવ છે તેને સંક્ષિપ્તમાં તેમના સાધુ સંતનું બીજુ સંમેલન[૧૧૭] કહીશું અને બ્રાહ્મણ ધર્મનો જે બનાવ છે તે યુધિષ્ઠિર સંવતનું બંધ થવું અને કળિયુગ સંવતસરનો પ્રારંભ[૧૧૮] થયો છે તેને ઓળખાવીશું. ત્રણે ધર્મની આ પ્રમાણે સ્થિતિ પ્રવર્તી રહી હતી, તે વખતે ઉત્તર ભારતમાં, મગધપતિ મહારાજા, બીજાનંદ ઉર્ફે મહાપદ્મનું રાજ્ય પ્રવર્તતું હતું (તેમના રાજ્યનું ૧૧મું વરસ પૂરૂં થઇ ગયું હતું ને બારમું શરૂ થયું હતું.)

જેમ જેમ કાળ વ્યતીત થતો જતો હતો, તેમ તેમ હવે પ્રજાના શરીરનાં બંધારણમાં ઘણોજ ફેર પડવા મંડયો હતો. અને અત્યારસુધી જે શ્રુત (શાસ્ત્ર) જ્ઞાન યાદશક્તિને આધારે કંઠસ્થ રહ્યું હતું તેની પણ ક્ષતિ થતી જતી હોવાથી, જ્ઞાનને ટકાવી રાખવા, તેમજ તેને મૂર્તસ્વરૂપ આપવાનુ[૧૧૯] વિચાર ઉપર લેવાનું ઠર્યું હતું. તે પાર ઉતારવાનું માન, ધાર્મિક ગ્રંથો માટે કલિંગપતિ ચક્રવર્તી મહારાજા ખારવેલને ફાળે[૧૨૦] જાય છે, જ્યારે સામાજીક અને સર્વ સાધારણ જન કલ્યાણના ઉપકાર માટે પાર ઉતારવાનું માન, નવમા નંદ ઉર્ફે મહાનંદને ફાળે જાય છે.[૧૨૧] પહેલાએ (ચક્રવર્તિ ખારવેલે) ધાર્મિક ગ્રંથોની પ્રતો લખાવી લીધી, અને બીજાએ પોતાની રાજધાની પાટલીપુત્ર પાસે, નહીં બહુ નજીકમાં તેમ નહીં બહુ દૂરે, નાલંદા ગામે મહાવિદ્યાપીઠની સ્થાપના કરી. તેમાં જુદા જુદા વિષયોના નિષ્ણાત આચાર્યો તરીકે પોતે જે મિત્ર-ત્રિપુટીને પંજાબમાંથી ઉપાડી લાવ્યો હતો તેમને સ્થાપિત કરી, સામાન્ય જનતામાં વિદ્યાજ્ઞાનનો પ્રચાર કરાવ્યો હતો.

જેમ જ્ઞાનની બાબતમાં પાંચમા આરાની અસર પ્રગટપણે દેખા આપી રહી હતી તેમ બીજાં ક્ષેત્રો પણ કાંઇ વિમુક્ત રહ્યાં નહોતાંજ: દુષ્કાળો પણ સંખ્યામાં, તેમજ તેની તીવ્રતામાં દિવસાનુદિવસ વધ્યા જતા હતા, જેથી રાજ્યને લોકકલ્યાણના માર્ગો યોજવા પડતા હતા: પહેલા નંદરાજાને જે ગંગા નદીમાંથી પોતાના મગધરાજ્યે નહેર કરવી પડી હતી.[૧૨૨] (અત્યાર સુધી દુષ્કાળ નિવારણ માટે

(૧૧૭) જેને લગતો ઇસારો પુ ૧ માં નંદ બીજાના રાજ્યે કરી ગયા છીએ. તથા આ પરિચ્છેદમાં બૌધ્ધધર્મ વિષેના વિવેચનમાં પણ જણાવાયું છે.

(૧૧૮) આ બનાવ આપણે સ્પષ્ટપણે લખવાનું પ્રયોજન ઉભું થયું નથી. પણ પુ. ૧માં નવમાનંદે પૃથ્વીને ફરીને નક્ષત્રીય કરવાનો પ્રયાસ કર્યો હતો તે હકીકતને અને ઇ. ક. માં કલિયુગ સંવત્સરની સ્થાપ્ના કેમ થઇ તે હકીકતને સાથે જોડવાથી બરાબર સમજી શકાશે.

(૧૧૯) આ સમયથી લેખનકળાનો પ્રારંભ થયો ખરી રીતે કહી શકાય એમ મારૂં માનવું થાય છે. સિક્કાઓમાં પણ નામ જો વાંચવામાં આવ્યા હોય તો, પ્રથમવાર અહીંથીજ શરૂ થાય છે. (જુઓ કૌશાંબીના, નંદવંશી રાજાના અને મગધપતિના સિક્કા.) તથા નીચેની ટી. નં. ૧૨૧.

(૧૨૦) જુઓ હાથીગુંફા શિલાલેખ.

(૧૨૧) જુઓ તેના રાજ્યના વર્ણનમાં વિદ્યાપીઠની સ્થાપના થઇ છે તે હકીકત. તેમજ પાણિનિ મહાશયનું વ્યાકરણ પણ તેજ અરસામાં રચાયું ગણવું: ને ચાણાક્યજીએ પોતાનું અર્થશાસ્ત્ર રચવાના વિચાર પણ કદાચ તે અરસામાંજ ગોઠવ્યા કહી શકાય.પણ પોતાનું જીવન વેરની વસુલાત લેવાના કાર્યમાં તુરત જોડાવાથી, તેને ખોળંબે નાંખવું પડયું હોય અને પછી ચંદ્રગુપ્તના રાજ્યે પુરોહિતપણે રહીને પછી પ્રકાશમાં મુકયું હોય.

(૧૨૨) જુઓ હાથીગુંફા શિલા લેખ: મારૂં એમ અનુમાન છે કે આ દુષ્કાળ. મ. સં. ૬૦: ઈ, પુ. ૪૨૭ બાદ પડયો હોવો જોઇએ. જુઓ પૃ. ૧. પૃ. ૪૦૧ ની સમયાવાલીમાં-૪૬૨ ની સાલ વાળું લખાણ.

જાહેર કરાવાઇ હોય તો તેનો પ્રથમમાં પ્રથમ દષ્ટાંત ઇતિહાસમાં આજ નીકળી આવે છે.) ને તેમાંથી શાખા કાઢી ચક્રવર્તિ મહારાજા ખારવેલે પોતાના કલિંગ પ્રાંત માટે લંબાવી હતી. તે ઘટના આપણે ઉપર વર્ણવાયલી હકીકતની યાદ તાજી કરાવી આપે છે.

જેમ દુષ્કાળ પડવા શરૂ થયા હતા, તેમ આજીવિકાના અને શરીર સંરક્ષણના પદાર્થો મેળવવાની ઉપાધિમાં પણ વધારો થવા માંડયો હતો. એટલે નાના નાના નેસડા અને ગામોમાં કે ઝુંપડામાં છુટા છવાયા જે લોકો પડી રહેતા હતા, તેમણે ધીમેધીમે સંગઠીત બની પોતપોતાનો વ્યવહાર સચવાય તે પ્રમાણમાં વસતિસ્થાનો બનાવ્યાં. ઝાડી જંગલો ને અરણ્યો જે ચારે તરફ વિસ્તૃતપણે નજરે પડી રહ્યાં હતાં તેમાં પણ સારી રીતે કાપ મૂકી, ઉઘાડી જગ્યાઓ કરવા માંડી (બે હેતુ સચવાયાઃ વસતિનાં સ્થાન પૂરાં પડયાં તેમ દુષ્કાળની તાત્કાળિક અસરમાંથી કેટલેક અંશે મુક્તિ પણ મળી.) જો કે પરિણામે તો જેમ જેમ વનરાજી કપાતી ગઇ તેમ તેમ વર્ષા કમી થઇ અને આયંદે દુષ્કાળ વિશેષ પ્રમાણમાં ઉતરી આવવા લાગ્યા. આ પ્રમાણે મનુષ્ય જીવનના દરેક વ્યવહારમાં બનતું થતું ચાલ્યું એમ સમજી લેવું.[૧૨૩]

અત્યાર સુધી જે વિદ્યા, શિષ્યો સંપૂર્ણપણે આચાર્યો મારફત સંપાદીત કરી શકતા ને યાદ રાખી શકતા, તેમાં પાછા ખતરા પડવા મંડયા અને ગમે તેવા જીવતોડ પ્રયત્ન છતાં, સંપૂર્ણપણે તેઓ વિદ્યા પ્રાપ્ત કરી શકતાજ નહોતાઃ પ્રથમ એક વખત આચાર્યજી જે બોલી જતા તે શિષ્યને યાદ રહી જતું અને પછી આજ્ઞા મળતાં કડકડ બોલી જતાં, તે જ્ઞાન હવે કાળના પ્રભાવે વિશેષ સમય બોલી ગયા બાદજ યાદીમાં સ્થિરતા પકડતુંઃ આની સાબિતી જૈન ગ્રંથમાં, મહારાજા મહાનંદના મહાઅમાત્ય શકટાળની સાત પુત્રીઓના જીવનવૃતાંતમાંથી મળી આવે છે.[૧૨૪] તે સાતે બહેનો જ્યારે સંસારીપણે વર્તતી હતી ત્યારે તેમના પિતાજીની આજ્ઞાનુસાર, આચાર્ય કાત્યાયન-વરરૂચિના રચેલા શ્લોક એક બહેન પછી બીજીએ એમ ઉત્તરો ઉત્તર ક્રમવાર બોલી બતાવ્યા હતા. જ્ઞાનલોપ-અને સ્મરણશક્તિના વિધ્વંસનો કાંઇ અહીંથીજ અટકાવ થયો હતો એમ નહોતુંજ; તે તો વિશેષ આગળ વધ્યેજ જતો હતો, ને ઉપરના મહામંત્રી શકટાળના પુત્ર સ્થૂલભદ્રજીના સમયે સંપૂર્ણશ્રુતજ્ઞાન જે અર્થસહિત જળવાયલું રહ્યું[૧૨૫] હતું તેમાં ન્યૂનતા શરૂ થઇ ગઇ હતી. (છેલ્લામાં છેલ્લા શ્રુત કેવળી-પુસ્તકના કે સ્મરણશક્તિના આધારે ટકાવી રાખેલ, પણ અર્થ સહિત, સંપૂર્ણ જ્ઞાનના ધારક-આ સ્થૂલભદ્રજીના કાકા ગુરૂ શ્રી ભદ્રબાહુસ્વામિ[૧૨૬] હતા, કે જેમના પાસે શ્રી સંઘની આજ્ઞાથી સ્થૂલભદ્રજી નેપાલદેશમાં વિદ્યાભ્યાસ માટે ગયા હતા; આ બધો પ્રસંગ અહીં પ્રસ્તુત નથી એટલે મૂકી દઇશું) તે સમયે બે મોટા દુષ્કાળો, માત્ર પાંચ સાત વરસનાંજ આંતરે પડયા હતા પહેલો મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તના

---

(૧૨૩) વાચક વર્ગને આ બધી સ્થિતિનું કારણ જો એમ જણાવવામાં આવે કે, આ અવસર્પિણ કાળનુંજ મહાત્મ્ય છે, ને જેમ જૈનગ્રંથોમાં યથા પ્રકારે ભવિષ્ય ભાખ્યું છે તેમ બન્યે જાય છે, તો તેમને તે કથન એકદમ માનનીય નહીં થાય. પણ જ્યાં નજરોનજર વસ્તુસ્થિતિ સાક્ષીજ પુરતી ઉભી રહેતી હોય ત્યાં, તેને માન્યા સિવાય બીજો ઇલાજ શું? આ વિષેની ચર્ચા પુ. ૧ ના પ્રથમના બે પરિચ્છેદમાં કરી છે. તે જુઓ.

(૧૨૪) જુઓ પુ. ૧ પૃ. ૩૬૨ નું ટી. ૪૩. માં આ બનાવને લગતી હકીકત.

(૧૨૫) સરખાવો. પૃ. ૪ ટી. નં. ૭.

(૧૨૬) ચંદ્રગુપ્ત મૌર્યે દીક્ષા લીધી ત્યારે તેમના ગુરૂ તરીકે પણ આજ ભદ્રબાહુ હતા: દક્ષિણમાં શ્રવણ બેલગોલ તરફ વિહાર કરીને ગયા હતા તે પણ આજ

રાજ્યની શરૂઆતમાં[૧૨૭] ને બીજો તેમના રાજ્યના અંતે.[૧૨૮] તેમાંયે બીજો વધારે ભયંકર હતો. તે સમયના આચાર્ય શ્રી ભદ્રબાહુ સ્વામિની આગેવાની નીચે ઘણા શ્રમણોએ મગધદેશ છોડી, દક્ષિણ તરફ વિહાર કર્યો હતો. કારણ ત્યાં વિશેષ પર્વત તથા જંગલોને લઇને વરસાદ પાણી સારાં હતાં. આ બીજો દુષ્કાળ લગભગ બાર વર્ષ ચાલ્યો હતો. તેને અંતે કેટલાક શ્રમણો-સાધુઓ જ્યારે પાછા મગધ તરફ આવ્યા, ત્યારે તેમના જે સોબતીઓ દુષ્કાળ વખતે મગધમાંજ રહ્યા હતા, તેઓ પૂર્ણપણે ખોરાક નહીં મળવાથી[૧૨૯] શરીરે કૃશ થઇ ગયેલ અને પરિણામે માનસિક શકિતમાં પણ કમી થઇ ગયેલ દેખ્યા. એટલે જ્ઞાનની શકિત અટકવવા જેટલું જ્ઞાન મોજુદ હોય તેને સંગ્રહીત કરી લેવા, સ્થૂલભદ્રજીએ પાટલીપુત્રમાં, પોતાના નેતૃત્વપણામાં સર્વે સાધુ સમુદાયને એકઠો કર્યો[૧૩૦] અને જેટલું જ્ઞાન જળવાઇ રહ્યુ હતું તેને શુદ્ધ સ્વરૂપમાં નીતારી પુસ્તકરૂપે ગોઠવી દીધું.

**લેખનકળા અને વ્યાકરણનો પ્રારંભ.**

લેખન કળાની જરૂરીઆત ખરી રીતે મ. સં. ૬૦=ઇ. સ. પૂ. ૪૬૭ માં નંદિ વર્ધન પહેલાના અમલ દરમ્યાન ઉભી થવા માંડી હતી. પ્રથમ તો તે થોડા થોડા શબ્દોમાં પ્રદર્શિત થવા માંડી હતી (નંદવંશના અને આંધ્રવંશના પ્રારંભના સિક્કાઓમાં જુઓ.) પણ વિશેષ અને વેગભર્યો આવિષ્કારતો, ખારવેલે હાથીગુંફા નો લેખ કોતરાવ્યો (મ. સં. ૧૧૧=ઇ સ.પૂ.૪૧૬) તથા તેણે પુસ્તકો લખાવ્યાં (મ. સં. ૧૧૨ ઇ. પૂ. ૪૧૫) તે બાદજ થયો કહેવાય. કારણ કે પુસ્તક લખવામાં[૧૩૧] લેખન કળાની વિશેષ જરૂરીઆત પડેજ. એટલે તે અરસામાં નાલંદાની વિદ્યાપીઠમાં જે આચાર્ય-ત્રિપુટી હતી તેમાંના સર્વેથી મોટા પાણિનિએ, લેખન શૈલીમાં જેની સર્વોપરી જરૂરીઆત ગણાય તેવા

---

મહાપુરૂષ હતા. તેમની પટ્ટાવલી આ પ્રમાણે છે:—

શ્રી મહાવીર
|
(૧) સુધર્મા ( મ. સં. ૧ થી ૧૨ )
|
(૨) જંબુ ( ૧૨ થી ૨૦ )
|
(૩) પ્રભવ ( ૨૦ થી ૭૫ )
|
(૪) શય્યંભવ ( ૭૫ થી ૯૮ )
|
(૫) યશોભદ્ર ( ૯૮ થી ૧૪૮ )
|
(૬) (અ) સંભુતિ ( ૧૪૮ થી ૧૫૬ )
(આ) ભદ્રબાહુ ( ૧૫૬ થી ૧૭૦ )
|
(૭) સ્થૂલભદ્ર ૧૭૦ થી ૨૧૫ )
|
(૮) (અ) મહાગિરિ ( ૨૧૫ થી ૨૪૯ )
|
(આ) સુહસ્તિ ( ૨૪૯ થી ૨૯૨ ) સમ્રાટ પ્રિયદર્શિનના ગુરૂ

(૧૨૭) જુઓ તેના જીવનચરિત્રે.

(૧૨૮) જુઓ ઉપર ની દલીલો; તથા ઉપરનું ટી. ૧૨૬.

(૧૨૯) સરખાવો આગળ ઉપર, રાજા ચંદ્રગુપ્તના થાળમાંથી બે સિદ્ધ પુરૂષો ભોજન જમી જતા હતા તેનું વર્ણન:

(૧૩૦) પાટલીપુત્રમાં એકઠા થયા માટે તેને જૈન ગ્રંથોમાં "પાટલીપુત્ર વાચના" તરીકે ઓળખાવાય છે. બૌધ્ધધર્મમાં પણ ધર્મોધ્ધારના જીવનમાં આવીજ રીતે પ્રાણ પુરવા માટે સંમેલનો થયાં છે.

આ પુસ્તકોનું પુનઃસર્જન એક સમયે રાજા ખારવેલે કર્યું હતું એમ અનુમાન કરીએ તો ખોટું નથી (જુઓ હાથીગુંફાના લેખની સમજુતી-રાજા ખારવેલ ચરિત્રે)

(૧૩૧) લેખનકળા માટેના સાહિત્યમાં મુખ્યભાગે હજુ કુદરતી સાધનોનોજ ઉપયોગ થતો હતો. છતાં એમ માનવાને મજબૂત કારણ છે કે, જેમ વકતવ્ય મોટું તેમ એકલા શિલા કે ઇંટ કે પટ જેવા સાધનથી કામ પતાવી ન શકાય એટલે તાડપત્ર. ભોજપત્ર, કેળપત્ર કે તેવાંજ લાંબા ચોડા પત્રવાળાં ઝાડનાં પાનનો

નિયમો રચી વ્યાકરણમાં ગુંથણી કરી અને અનેક વિદ્યાર્થીઓ તે શાખામાં તૈયાર કરવા માંડયા. પછી તો ધીમે ધીમે રાજકીય દફતરોમાં, હુકમોમાં આજ્ઞાપત્રિકામાં પણ લેખન પદ્ધતિનો વિશેષ ને વિશેષ ઉપયોગ થતાં એકદમ તેને ગતિ મળી. પત્રવ્યવહાર પણ વધી પડયો અને અન્ય પ્રજાના અરસપરસના વિચારો જાણી લઇ આપલે કરવાનું સાધન ઉભું થયું. એપીઆઓ દ્વારા ટપાલો ચાલવા માંડી. ને ભરતખંડની કીર્તિ જે માત્ર તેની ઉત્તરે પાર્વતિય હદમાં અને દક્ષિણે સામુદ્રિક તટની સાથેજ અફળાઇ રહી સંકુચિત સ્વરૂપમાં ગોંધાઇ રહી હતી, તેની પાંખો બહુજ વિસ્તૃત થઇ. આ કીર્તિની મધુર ભૂરકીઓ યવનોના કાને પહોંચતાં તેઓ ચમકયા. અને ગમે તેમ થાય તો પણ એક વખત ભરતખંડ તો નીહાળવો જોઇએ. એવા રમ્ય સ્વપ્નાં તેઓના હૃદયમાં સેવાતાં થયાં. તેટલામાં યવનાધિપતિ અલેકઝાંડરને બધા પ્રકારે કાંઇક અનુકુળતા સાંપડી ગઇ ને તેણે પરદેશી તરીકે ભરતખંડ ઉપર સૌથી પ્રથમ પગ મૂકયો. તે કેટલેક દરજ્જે ફાવ્યો પણ ખરો. પણ પોતાનો મુલક છોડયાને લાંબો વખત થઇ ગયેલ, જેથી લશ્કરમાં અસંતોષે ઘર કરવા માંડયું હતું અને તેનું જોર વૃધ્ધિંગત થતાં, પોતાના કેટલાક સરદારોને પાછળ મૂકી, હિંદની કેટલીક સંસ્કૃતિ લઇને[૧૩૨] તે પાછો પોતાના દેશ ફર્યો. તેની પીઠ ફરી કે, તેના સરદારો અંદર અંદર વઢવા મંડયા. તેમજ હિંદુ સરદારોની પણ તેજ સ્થિતિ થઇ; આ બધાં ભાંજગડમાં, લગભગ ૨૦–૨૫ વરસ વહી ગયા અને અવાર નવાર યવનાધિપતિઓ હિંદ ઉપર આવી ગયા હતા. તો પણ છેવટે તેમના સરદાર સેલ્યુકસ નીકેટોરને ઈ. સ. પૂ. ૩૦૪=મ. સં. ૨૨૩ માં હિંદી સમ્રાટ અશોકવર્ધન સાથે તહ કરવી પડી;[૧૩૩] તેમાં એક શરત એ પણ હતી કે તેણે પોતાની કુંવરી હિંદી સમ્રાટને પરણાવવી. આ લગ્નગ્રંથીથી, પૂર્વ અને પશ્ચિમના લોહીનું મિશ્રણ વધ્યું,[૧૩૪] અંદરો અંદર ભાઇચારો વધવા માંડયો, રાજકીય કારભારમાં પણ માણસોની ભરતી થવા માંડી. એટલે લેખનકળા વધારે ને વધારે સ્થિર થતી ગઇ. તેના પરિપાક તરીકે આપણે સુદર્શન તળાવની પ્રશસ્તિ તેમજ સમ્રાટ પ્રિયદર્શિનના અનેક ખડક તથા શિલાલેખો સાક્ષાત નજરે અદ્યાપિ પર્યંત નીરખતા રહ્યા છીએ.

પણ એથી એમ સમજવાનું નથી કે આ સમય પહેલાં લેખન કળા કે લિપી જેવું કાંઇ હતુંજ નહીં. બન્ને અસ્તિત્વ તો ધરાવતાંજ, પણ સામાન્ય જનતાને તેનો ઉપયોગ કરવાની આવશ્યકતા પડતી નહોતીજઃ કેમકે, બધું કામ સ્મરણશકિતથીજ લેવામાં આવતું હતું. પણ જ્યારે રાજ તરફથી કોઇ મોટું એવું દાન કરવામાં આવતું કે જેની ઘોષણા લાંબા સમય સુધી જળવાઇ રહેવાની સંભાવના દેખાતી હોય અથવા પ્રજામાંની કોઇ ધનાઢય વ્યક્તિ, દેવમંદિર બનાવતું કે

---

ઉપયોગ શરૂ કરેલ હશે. સરખાવો પુ. ૧ લું પૃ. ૧૩૭માં ભાષા, લીપી, અને લેખન વિદ્યાવાળી હકીકત.

(૧૩૨) ખરી રીતે આ સમયથી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનું મિશ્રણ થવા માંડયું એમ કહી શકાયઃ વળી જુવો નીચેનું ટી. ૧૩૪.

(૧૩૩) તેની સરતો માટે જુઓ આશોકવર્ધનનું ચરિત્ર.

(૧૩૪) અત્રે જોકે " મિશ્રણ વધ્યું " એમ જણાવ્યું છે. પણ ખરી રીતે તો અંહીથીજ મિશ્રણની શરૂઆત થવા માંડી કહીએ તો બસ છે.

અત્યાર સુધી વિદ્વાનોની માન્યતા એમ છે કે, ચંદ્રગુપ્તે (જેને સેંડ્રેકોટસ ઠરાવાયો છે) સૌથી પ્રથમ અહીંદી રાણી સાથે લગ્ન કર્યું હતું તથા સુદર્શન તળાવની પ્રશસ્તિમાં પલ્લવ સરદારની જે હકીકત છે તેને પલ્હવ જાતિનો ઠરાવી દીધો છે. આ બે હકીકતના આધારે ચંદ્રગુપ્તના સમયથી લોહીનું મિશ્રણ થયાનું મનાયું છે. પણ સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત નથી તથા પલ્લવ તે પલ્હવ જાતિ નથી તેમ અહિંદી પણ નથી; પણ તે તો લીચ્છવી ક્ષત્રિયનો એક પેટા વિભાગ છે. એમ આ પુસ્તકમાં સાબિત કરાયેલું છે (જુઓ પુ. ૧લું પૃ. ૩૦૬ ૩૧૩, ૩૭૭)

પ્રજા કલ્યાણને માટે દાન દેવું, ત્યારે ભાંગી તુટી (વ્યાકરણના કોઇ નિયમ જાળવ્યા વિના, શબ્દો તેમજ વાકય રચી કાઢયાં હોય તેવી) લિપિમાં તે કોતરવામાં આવતું: તે સમયે શાહી, કે તાડપત્ર જેવું કાંઇ જણાયુંજ નહોતું (Necessity is the mother of invention ) જેથી શિલાલેખો, શિલાપટો, તામ્રપટ કે ધટ્ટલેખો જેવાં સાધન સામગ્રીથી તે સર્વ સંગ્રહીત કરી રખાતું. આગલા વખતના કોઇ તાડપત્રી પુરાવા નથી મળતા તેનું પ્રાય:કારણજ આ પ્રમાણે છે.

આ બધા સમય પર્યંત,—અશોકવર્ધનના રાજ્યના અંત સુધી—જૈન ધર્મનો વિસ્તાર તેના બીજા બે ભારતીય હરીફ દર્શનો કરતાં, ઘણો ગુણો જામી ગયો હતો. બલ્કે એમ કહીએ કે, અન્ય દર્શનનું અસ્તિત્વપણુંજ નહોતું તેવી સ્થિતિ પ્રવર્તી રહી હતી, એમ કહીએ તો પણ અતિશયોક્તિ કે આત્મશ્લાઘા જેવું નહોતુંજ. આ સ્થિતિ પ્રાપ્ત થવામાં, કાંઇ રાજ્યકર્તાઓ તરફથી પ્રજાને કે તેના આશ્રિત ખંડિયા રાજ્યો ઉપર, કોઇ જાતની દમનનીતિ વપરાતી કે અન્યદર્શનીય ઉપર કોઇ પ્રકારની અસહિષ્ણુતા વાપરવામાં આવતી તેવું હતું જ નહીં. દરેકને સ્વતંત્રપણે વર્તવાની છૂટ હતી. આ હકીકત માટે સિક્કાઇ ( of coins ) પુરાવા જે અટળ અને નકકર—સંગીન સત્ય તરીકે કહેવાય છે, તે સિવાય બીજા કયા વિશેષ માનનીય ગણવા ? જ્યારે એક રાજ્ય બીજા ઉપર જીત મેળવતું ત્યારે તેનું પોતાનું ઉપરીપણું છે તેટલા પૂરતુંજ પોતાના ધર્મનું (તે પણ ધર્મનુંજ, નહીં કે રાજ્યનું,) સાંકેતિક ચિન્હ તે આશ્રિત રાજ્યના સિક્કામાં દાખલ કરાવતું. આ હકીકત વિશેષ પ્રકારે ખુલાસાવાર સમજી શકાય માટે, સિક્કાનું પ્રકરણ જોવા વિનંતિ કરીએ છીએ.

આમ છતાં કાંઇ બૌધધર્મ કે વૈદિક ધર્મનો તદ્દન લોપજ થઇ ગયો હતો તેમ તો નહોતુંજ—તે માટે નીચે આપણે પાછું આલેખન કરીશું—અવારનવાર તે પોતાની જાહોજલાલી થોડો સમય બતાવીને પાછો સંતાઇ જતો, તેમાંય બૌધધર્મ સમ્રાટ અશોકવર્ધનના રાજ્યકાળે તેના કિર્તિશિખરે પહોંચ્યો હતો[૧૩૫] અને વૈદિક ધર્મ શુંગવંશી[૧૩૬] રાજ્ય અમલે તેજ અવસ્થાને પ્રાપ્ત થયો હતો.

**બ્રાહ્મણ અથવા વૈદિક ધર્મનું સનાતનપણું.**

આપણા આ પુસ્તકના વર્ણનની સીમા—મર્યાદા ઇ. સ. પૂ. ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીના એક હજાર વર્ષની ઠરાવી છે તેમાં ઇ. સ. પૂ. ની છઠ્ઠી શતાબ્દિ ચાલતી હતી ત્યારે બૌધ્ધધર્મના આદ્ય પ્રણેતા શ્રીબુદ્ધ દેવનું પ્રાગટય થયું અને ઉમરે આવતાં તેમણે નવીન ધર્મ પ્રવર્તાવ્યો. એટલે તેની સ્થાપના આપણી મર્યાદાના સમય દરમ્યાન થઇ કહેવાય. આ ઉપરાંત માત્ર બીજા બે ધર્મો, જે તે સમયે અસ્તિત્વ ધરાવતા હતા અને જેમાં અનેક પ્રજાજન ભળ્યા હતા તે વૈદિક અને જૈન ધર્મો હતા. આ બન્ને ધર્મો પોતપોતાને સનાતની એટલે શાશ્વત અથવા પ્રાચીન કાળથી ચાલી આવતા જણાવતા હતા. તેમાંથી કયો પહેલો હતો તેનો નિશ્ચય કરવો તે આપણું કામ નથી કેમકે તે આપણી કાળ મર્યાદા બહારનો વિષય છે. એટલે અહિંતો તે બન્ને સનાતન કાળથી ચાલ્યા આવતા હતા તેટલુંજ સમજાવીને આગળ ચાલીશું.

---

એટલે વિદ્વાનોની માન્યતાના બન્ને આધારો નિર્મૂળ થઇ જાય છે. તેથી અમે પ્રતિવાદન કરેલી આ હકીકત જ્યાંસુધી સર્વમાન્ય થઇ ન જાય ત્યાં સુધી 'મિશ્રણ વધ્યૂં' તે વાક્યનો પ્રયોગ કરવો રહે છે.

(૧૩૫) જુઓ તેના રાજ્યના વર્ણનમાં.

(૧૩૬) જેનું બ્યાન હવે પછી કરવામાં આવશે.

આ સનાતન બે ધર્મોમાંથી એક જે જૈનધર્મ કહેવાતો, તેના ચોવીસમા પ્રણેતા શ્રીમહાવીર હતા. તે તેમજ તે ધર્મને લગતી અન્ય કેટલીક ઐતિહાસિક બાબતો આપણે ઉપર કહી ગયા છીએ. જ્યારે શ્રી મહાવીરને ચોવીસમા પ્રવર્તક ગણવામાં આવે છે ત્યારે તે પૂર્વે બીજા ત્રેવીસ થઇ ગયા હતા એમ સ્વભાવિક રીતે સમજી શકાય છે. અને આ સર્વે, તે ધર્મના સંચાલકો હોવાથી, તે ધર્મના તે તે કાળે પ્રણેતા કહી શકાય. અથવા તો તેમનું વ્યક્તિગત નામ આપીને, તેમના ધર્મનો જ્યાં ને ત્યાં ઉલ્લેખ પણ કરી શકાય. આજ પ્રમાણે ગૌતમબુદ્ધને પણ બૌધ્ધધર્મના આદ્ય સંચાલક કે પ્રણેતા કહી શકાય છે. જ્યારે વૈદિક ધર્મના કોઇ પ્રણેતા કે આદ્ય પુરૂષ ન હોવાથી, પણ સમુહબદ્ધ રૂષિ મુનિઓ કથિત તે ધર્મને ગણાતો હોવાથી, તેને અ પૌરૂષેય=અ+પોરૂષેયઃ અ એટલે નહીં, અને પૌરૂષેય એટલે કોઇ વ્યક્તિગત પુરૂષનો બનાવેલ; જે ધર્મ અમુક વ્યક્તિનો બનાવેલ, પ્રરૂપેલ, પ્રચારિત ન કહી શકાય તેવો તે ધર્મ કહેવાય છે. તેમાં સર્વ વસ્તુના કર્તા, હર્તા, તથા સકળપણે નિયામક તરીકે ઇશ્વર અથવા પરમેશ્વરને માનવામાં આવે છે. આ પ્રમાણે જ્યારે તેને અપૌરૂષેય મનાયો છે, ત્યારે જૈન અને બૌદ્ધ ધર્મના પ્રવર્તકો વિષે, આપણે જેમ ઉપરમાં કેટલીક હકીકતો લખી શકયા છીએ, તેમ આ વૈદિક ધર્મ વિશે તો કાંઇ પણ લખી શકાયજ નહીં તે સ્પષ્ટ છે.

પણ ઐતિહાસિક દૃષ્ટિથી કાંઇક અંશે સામાન્ય પણે જણાવી શકાય કે, તે ધર્મ જૈન ધર્મની માફક કાળ જૂનો, પુરાણો અને સનાતન હોઇ, બન્ને એક બીજાના સહચારી તરીકે, ચાલ્યાજ આવે છે. અલબત્ત કાળના મહાત્મ્યને લીધે, અનેક વખત એક બીજાને અંદર અંદર સંઘર્ષણ થયાજ કર્યું હતું અને થયાંજ કરતું રહેશે. પણ બન્નેમાં સ્થિતિ સ્થાપકતાના અંશો ન્યૂનાધિકપણે સમાવિષ્ટ થયેલ હોવાથી, બન્નેને સારાસારી ચાલી આવતી રહેવાની જ. જો કે અવારનવાર બ્રાહ્મણ ધર્મને પણ જૈન ધર્મ ઉપર સરસાઇ મળી જતી હતી જ, છતાં મુખ્યત્વે કરીને જૈન ધર્મનો—એટલે કે તે ધર્મના સિદ્ધાંતોની યથાર્થતાનો– હાથ ઉપર વાટેજ રહેતો.

આ સત્યકથન ઉચ્ચારતાં અમારા હૃદયમાં જરા ક્ષોભ અનુભવવો પડે છે ખરો. જોકે વાચક વર્ગની ખાતરી માટે પ્રથમ આપણે તેજ વૈદિક ધર્મના અનુયાયી અને ઇતિહાસના એક લેખક મહાશયના શબ્દોથી ( આ માટે જુઓ પુસ્તક પહેલાની પ્રશસ્તિમાં પૃ. ૩૦ અને ૩૧ માં ટાંકેલા ઇંગ્રેજી ભાષાના અવતરણો ) માં જણાવીશું કે વૈદિક મત વિશેષપણે લોકઆરાધ્ય હતો. આ પ્રમાણે અન્ય ધર્મોની સરખામણીમાં, વૈદિક ધર્મના સિદ્ધાંતોની સરસાઇ સિદ્ધ થઇ કહેવાય. પણ એક તટસ્થધર્મી અને વર્તમાનકાળના સમર્થ ઇંગ્રેજ ઇતિહાસકાર મિ. વિન્સેંટ સ્મિથનું[૧૩૮] કહેવું જુદું થાય તે કહે છે કે[૧૩૭] The association of the idea of duty with caste is dropped by Asoka ( અહિં પ્રિયદર્શિન કહેવાનો આશય છે, કેમકે સમ્રાટ પ્રિયદર્શિનના ખડક લેખોનું વર્ણન કરતાં આ વાકય ગ્રંથકારે લખ્યું છે. ) and two virtues, namely respect for the sanctity of animal life and reverence to parents, superiors and elders are given a place, far more important than that assigned to them in Hindu teaching "–" જાતિ ( અહીંવર્ણ કહેવાનો હેતુ છે ) સાથે[૧૩૯] સેવા ધર્મ જોડાયલો છે

(૧૩૭) જુઓ Rulers of India નામની ગ્રંથમાળામાં અશોક નામના પુસ્તકમાં પૃ. ૩૦ નું લખાણ.

(૧૩૮) મિ. વિન્સેંટ સ્મિથ આ વાકયમાંના જે બે સદ્‌ગુણોનો ઉલ્લેખ કરે છે તે હિંદુધર્મના કોઇ

તે હકીકત, અશોકે-અમાન્ય ઠરાવી છે અને એ સદ્ગુણોને, જેવા કે પ્રાણીમાત્ર તરફની અહિંસક વૃત્તિને અને માતા પિતા, વડીલ અને મુરબ્બી જનો તરફના વિનય તથા પૂજ્યભાવને--હિંદુ-ધર્મના ઉપદેશમાં જે સ્થાન અપાયું છે તેના કરતાં (અશોકે) અતિ ઉપયોગી લેખ્યા છે," અત્ર એટલું જણાવવાનું કે વર્તમાન વિદ્વાનો, અશોક અને પ્રિયદર્શિનને એકજ વ્યક્તિ તરીકે માને છે અને તેથીજ ઉપરના વાક્યમાં, એક બીજાનાં નામ પરસ્પર વાપર્યાં છે. પણ ખરી રીતે તે બન્ને વ્યક્તિઓજ ભિન્ન છે. તેમ તે બન્નેના ધર્મો પણ ભિન્ન છે. તેમાં મહારાજા પ્રિયદર્શિન તે જૈનધર્મી રાજા હતો.[૧૪૦] એટલે ઉપરના વાક્યમાં હિંદુધર્મ કરતાં[૧૪૧] પ્રિયદર્શિનના ધર્મની જે શ્રેષ્ટતા વિદ્વાન લેખકે બતાવી છે તે, અશોકના બૌધધર્મને નહીં, પણ પ્રિયદર્શિનના જૈન ધર્મને અર્પણ થાય છે એમ સમજવું રહે છે. કદાચ વાચકને આ સ્થાને તે વાત એકદમ સ્વીકાર્ય નહીં થાય, પણ બીજું એક ઐતિહાસિક સત્ય તેમની વિચારણા માટે રજુ કરીશું કે જેથી તેઓ આ કથનની સત્યતાનું તોલન કરી શકશે. ઉપર અનેક ઠેકાણે બતાવી આપ્યું છે[૧૪૨] તેમજ જૈન સાહિત્યમાં સિદ્ધ થએલી હકીકત છે કે, વૈદિક ધર્મના ઉંડા અભ્યાસી અને ધુરંધર ગણાતા આચાર્યોએ[૧૪૩] જૈન દર્શનનો તુલનાત્મક ગવેષણાથી અભ્યાસ કરી, તેની શ્રેષ્ઠતા લાગતાં, મૂળ ધર્મનો ત્યાગ કરી, જૈનધર્મની દીક્ષા લીધી હતી એટલું જ નહીં, પણ તે ધર્મના પ્રણેતા શ્રી મહાવીરની પરંપરાએ તેના પટ્ટધરો[૧૪૪] બની, તે ધર્મને વિશ્વવ્યાપી બનાવવામાં પોતાનો ઉજ્વળ હિસ્સો પુરાવ્યો છે. અરે લાંબે દૂર ન જતાં, જે સમ્રાટ પ્રિયદર્શિનના ખડક લેખોએ સકળ જગત ને મુગ્ધ કરી નાખ્યા છે તે સમ્રાટના પૂજ્યગુરુ મહારાજ ખુદ પોતે જ બ્રાહ્મણ ધર્મી હતા. પ્રધાનપદે બ્રાહ્મણોની સ્થાપના થયેલી આમ જે દેખાય છે તેમાં બહુધા કારણભૂત અનુમાન એ કાઢી શકાય છે કે મૂળે બ્રાહ્મણોનું જીવન કર્તવ્ય અધ્યયન જ ગણાય છે. એટલે તેઓનું લક્ષ, જ્ઞાન મેળવવા તરફ વિશેષ પ્રકારે હોય જ. અને જેમ વિશેષ જ્ઞાન તેમ તે જ્ઞાનધારકોને સારૂં નરસું

---

તેમના અભ્યાસના પરિણામ રૂપ નથી. પણ સમ્રાટ પ્રિયદર્શિનના અનેક લેખનાં વાંચન અને મનન ઉપરથી તારવી કાઢેલ સારરૂપે છે. એટલે અહીં તેમણે તે સારમાંનાં બે તત્ત્વોને હિંદુધર્મનાં તત્ત્વો સાથે સરખાવ્યાં છે તે સમુચિત નથી. ઉલટું તે સમયે પ્રવર્તી રહેલ હિંદુધર્મમાં Sanctity of animal life = પ્રાણી જીવનની પવિત્રતા જળવાઇ રહેવાને બદલે જોખમાઇ રહેલીજ દેખાતી હતી, કેમકે પશુયજ્ઞો પૂર બહારમાં ચાલી રહેલ હોવાથી કુદરતે મહાપુરૂષોનાં નિષ્ક્રમણો (પુ. ૧ લું પૃ. ૬; તથા ઉપરમાં પૃ. ૨ થી ૬ ની હકીકત તથા તેનાં ટીપણો જુઓ) સર્જ્યાં હતાં અને ત્યારથીજ લોકવ્યવહારમાં પલટો થવા માંડયો હતો.

અમારૂં આ કથન સત્ય છે કે નહીં, તે માટે આ પારિગ્રાફમાંનીજ આગળ દર્શાવેલી હકીકત વાંચો અને વિચારો.

(૧૩૯) કેમકે તે વખતે, જેને હાલમાં જ્ઞાતિ કહેવાય છે તેવી સંસ્થાજ નહોતીઃ પણ જેમ અનેક ઠેકાણે બન્યું છે તેમ, વર્તમાન લેખકોએ પ્રાચીનકાળની સ્થિતિનું વર્ણન કરતાં, વર્ણ અને જ્ઞાતિ તે બે શબ્દનો તફાવત લક્ષમાં રાખ્યા વિના, એક બીજાના સ્થાને વાપર્યે રાખ્યો છે. (જુઓ પુ ૧ લું. પૃ. ૨૫,૨૯ તથા ૨૭૦ ની હકીકત)

(૧૪૦) આ બધી હકીકતોના સ્પષ્ટ પ્રતિપાદન માટે, તેના વર્ણને જુઓ.

(૧૪૧) સરખાવો ઉપરના ટી. નં. ૧૩૯ નું લખાણ.

(૧૪૨) હકીકત માટે જુઓ પુ. ૧ લું પૃ. ૩૨

(૧૪૩) દષ્ટાંતો માટે, ટી. નં. ૬ જુઓ.

(૧૪૪) વાચક વર્ગની જીજ્ઞાસાવૃત્તિ સંતોષવા આવા દષ્ટાંતો જણાવીશું.

શ્રી મહાવીરના અગિયાર ગણધર કહેવાય છે તે ૧૧ નો શિષ્ય પરિવાર ૪૪૦૦ હતો. તે સર્વપ્રાયઃ વૈદિક ધર્માનુયાયી પ્રથમ હતા પણ પછીથી જૈનધર્મ એમણે અંગિકાર કર્યો હતો. તેમાંના મુખ્ય ત્રણ, ઇંદ્રભૂતિ, અગ્નિભૂતિ અને વાયુ ભૂતિ-નામના ત્રણ સગા ભાઇઓ હતા, જેમાંના

તપાસી તુલના કરી, વિશેષ કયું સારૂં તેની પરીક્ષા કરવાની તક વિશેષ પ્રમાણમાં મળતી રહે. આવાં કારણથી બ્રાહ્મણધર્મી વ્યક્તિઓમાંથી આચાર્યોની સંખ્યા જૈન ધર્મને સારા પ્રમાણમાં મળી આવી હશે.

ઉપરમાં જૈન ધર્મની શ્રેષ્ઠતાની વાતો કરી નાખી છે. પણ તેથી એમ નથી સમજવાનું કે વૈદિક-ધર્મે સામાન્ય પ્રજાજન ઉપર કોઇ પ્રકારનો કાબુ મેળવ્યો જ નહોતો. ઉલટું મહાવીરના જીવનકાળમાં તેમની પૂર્વાવસ્થાના સમયે વૈદિકધર્માનુસાર અનેક વિધિવિધાનો તથા પશુયજ્ઞો થઇ રહ્યા હતા. પણ રાજ્યસત્તા બધી અથવા તો મુખ્યતાએ, જૈનધર્મી હોવાથી, તેના ઉપર અંકુશ ઠીક ઠીક જળવાઇ રહ્યો હતો. પણ જ્યારથી મહાવીરને કેવળ જ્ઞાન ઉપજ્યું (ઇ. સ. પૂ. ૫૫૬) અને તે સમયના મહાસમર્થ વૈદિકધર્મના જ્ઞાતા-ઇંદ્રભૂતિ, વાયુભૂતિ અને અગ્નિ-ભૂતિ નામે ગૌતમગોત્રી ત્રણ સગા ભાઇઓને તથા બીજા આઠ એમ મળી અગિયાર જણાને તેમના ૪૪૦૦ (ચુમાળીસસો) શિષ્યો સાથે દીક્ષા આપી અને તે અગીયારે મુખ્ય પંડિતોને પોતાના ગણધરપદે સ્થાપ્યા ત્યારથી તો તે ધર્મ ઉપર સખ્ત પ્રહાર પડયો હતો. તે પ્રહારને બૌદ્ધધર્મે વળી વધારે મજબૂત બનાવ્યો હતો. તે કાળથી આરંભીને મૌર્યવંશી અશોકવર્ધનના સમય સુધી તે નહીવંત્ જેવો બની ગયો હતો. સમ્રાટ અશોકના વખતમાં બૌદ્ધધર્મનું વર્ણન લખતાં જણાવીશું તે પ્રમાણે તે ધર્મને ખૂબ-ખૂબ ગતિ મળી હતી એટલે તે સમયે વૈદિક તેમજ જૈનમત એમ બંને ઢંકાઇ ગયા હતા. પણ વળી સમ્રાટ પ્રિયદર્શિન ગાદીએ આવતાં, તેણે ફરી બાપુકા ધર્મને ટેકો આપી સજીવન કર્યો હતો. જ્યારે વૈદિક ધર્મને તો પોતાની નિર્બળ અવસ્થામાં જ દિવસો ગુજારવા રહ્યા હતા. પણ કુદરતી નિયમ છે કે, જેની ચડતી છે તેની પડતી થાય જ. કેમકે ચડી ચડીને ઠેઠ ઉંચામાં ઉંચી ભૂમિકાએ પહોંચ્યા પછી, અને ચઢવાની ભૂમિકા બાકી ન હોવાથી, કાં તો તેને ત્યાંને ત્યાં સ્થિર રહેવું પડે અથવા તો નીચે ઉતરવું જ જોઇએ. પણ સ્થિરતા ધારણ કરવી અને ટકાવી રાખવી તે અતિ કઠિન છે. એટલે પછી એકજ માર્ગ રહે કે શ્રેષ્ઠતા ભોગવનારે નીચે ઉતરવું જ જોઇએ. તે પ્રમાણે જૈનધર્મ અને બૌદ્ધધર્મ એમ બંનેને પીછે હઠ કરવી પડી હતી. તે એટલે સુધી કે મૌર્યવંશ ખતમ થતાં જ હિંદના સમ્રાટપદે જે શુંગવંશી રાજાઓનો અમલ શરૂ થયો હતો, અને જે આખોય વંશ ૧૧૨ વર્ષ સુધી ટકી રહ્યો હતો તેમનો રાજ્ય અમલ તપતો રહ્યો ત્યાં સુધી તો વૈદિક ધર્મ સર્વોપરિ બની ગયો હતો. તેમાંયે તેના પ્રથમ ભાગમાં, ઇતિહાસ પ્રસિદ્ધ પેલા મહાસમર્થ વૈયાકરણી અને મહાભાષ્યના લેખક પતંજલી મહા-શયની દોરવણી તે વંશના આદિ રાજા પુષ્યમિત્ર, અગ્નિમિત્રાદિને મળી રહી હતી, ત્યાંસુધી તો તે ધર્મ

---

મોટા ઇંદ્રભુતિ જૈનધર્મના ગૌતમ સ્વામી તરીકે (ટૂંક નામ ગૌતમ) ઇતિહાસના અભ્યાસીને જાણીતા છે. આ ગૌતમ અને બૌધ્ધધર્મના આદ્યપ્રણેતા ગૌતમબુધ્ધ એકજ સમયે થયા હોવાથી વિદ્વાનોએ એકજ વ્યક્તિ તરીકે માની લીધા હતા. જુઓ ઉપરમાં ટીપ ૯૩.

ઉપર ટી. નં. ૧૨૬ માં જે શ્રીમહાવીરની પટ્ટાવલી આપી છે તેમાંથી નં. ૨ અને ૩ સિવાયના સર્વે વૈદિક બ્રાહ્મણો જ છે.

તે સમયે તેમજ તે બાદ પણ અનેક વૈદિક આચાર્યોએ જૈનધર્મ ગ્રહણ કર્યાના દાખલા જૈન સાહિત્યમાં ઢગલા બંધ મોજુદ છે. અહીં તેવાં નામ આપવાં અસ્થાને કહી શકાય.

પાટ પરંપરા સિવાયના અધિકારે નિયુકત થએલ વ્યક્તિઓમાં (૧) ચાણક્ય ઉર્ફે કૌટલ્ય, (૨) વરાહમિહિર જે મહાન જ્યોતિષશાસ્ત્રી ગણાય છે અને જે ભદ્રબાહુ સ્વામિ નામના જૈનાચાર્યના સંસારી પક્ષે વડીલ બંધુ થતા હતા તેમની ગણના કરી શકાય (આ વરાહમિહિર જયોતિષીનો સમય મ. સં. ૧૫૦-ઇ. સ. પૂ. ૩૭૭ ગણી શકાય જયારે એક બીજા વરાહમિહિર જેમને વેદાનુયાયી માન્યા છે તે તો ઈસવીની પાંચમી કે છઠ્ઠી સદીમાં થયા સંભવે છે.

ના બંને હરીફો (બૌદ્ધ અને જૈન) નહીંવત્ તો શું પણ મૃતઃપ્રાય બની ગયા હતા અને તેમના આચાર્યો અને પ્રખર અનુયાયીઓની કાં તો કત્લ કરી નાખવામાં આવી હતી અથવા તો તેઓજ આપ મેળે જેમનાથી ખસી શકાય તેવું હતું તેઓ (બૌધ્ધાચાર્યોને વિહારનો બહુ પ્રતિબંધ ન હોવાથી ) હિંદ ભૂમિનો જ ત્યાગ કરી ગયા હતા અને જેઓને લાંબા વિહારની અડચણો ભોગવવી પડતી હતી તેવા મુખ્યત્વે જૈન સાધુઓ શુંગવંશી સમ્રાટના મુલકની હદ છોડી નિકટના રાજ્યોમાં જઇ વસી રહ્યા હતા.

આ પ્રકારની વૈદિક ધર્મની જે બોલબાલા થઇ રહી હતી તે શુંગવંશના સમયે બનવા પામી હતી. અને આ પુસ્તકમાં તો કેવળ મૌર્યવંશ અદૃશ્ય થયો ત્યાં સુધીનું જ વર્ણન છે. એટલે વૈદિક ધર્મને લગતો વિશેષ અધિકાર ત્રીજા પુસ્તકમાં લખીશું.

અહીં આ પરિચ્છેદ આપણે ખતમ કરીશું. પણ તે પહેલાં પ્રકૃતિના એક નિયમ ઉપર વાચક વર્ગનું ધ્યાન ખેંચવાની આવશ્યકતા દેખાય છે. તો જણાવવાનું કે Involution અને Evolution, ચઢતી અને પડતી, પ્રવૃત્તિ અને નિવૃત્તિ એમ આ બધાં યુગ્મો, અચળ અનુક્રમમાં ગાડાનાં પૈડાનાં આરાની પેઠે એક પછી એક આવ્યાંજ કરે છે. તે બધા સિદ્ધાંતો ( શાસ્ત્રકથિત કે વૈજ્ઞાને પુરવાર કરી આપેલ ) સાચાજ હોય તો જેમ સારા વિશ્વભરમાં જૈન અને વૈદિક એમ બેજ મત મૂળે પ્રથમ હતા, અને વર્તમાનકાળના સર્વે મતમતાંતરો તે બેમાંથી જ, ડાળ પાંખડાં તરીકે તે સમયબાદ પ્રકટ થવા પામ્યા છે, તેમ તે સર્વ પાછા તે બેમાંજ અંતર્ગત થઇ જવાં જોઇએ, અથવા થઇ જશે અને વળી એક કાળે તે બે ધર્મો જ પોતાનું સનાતનપણું ધારણ કરશે.

# પરિશિષ્ટ

આ પુસ્તકના વાંચનથી વાચકવર્ગને એક પ્રકારનો ખ્યાલ બંધાતો જતો હશે કે, અત્યાર સુધી મનાતી આવી રહેલી અનેક બાબતોમાં અમારૂં મંતવ્ય જુદું પડી જતું દેખાય છે. તેવી બાબતોમાં આ એક વિશેષપણે તરી આવતી સમજાશે કે, જે હકીકતો, વર્ણનો, માન્યતાઓ બૌદ્ધ ધર્મને લગતી ગણાઇ છે તે સર્વે, બલ્કે તેમાંનો વિશેષ મોટો ભાગ તે ધર્મનો નથીજ. પણ તે ધર્મના આદ્ય પુરૂષ બુદ્ધદેવે પોતાની સન્યસ્થ અવસ્થાના પ્રથમ ભાગમાં જે જૈન ધર્મની દીક્ષા લઇ કાંઇક અનુભવ લીધો હતો, અને જે ધર્મનાં કેટલાંક તત્ત્વોમાંથી અનુકુળ લાગ્યાં તે ગ્રહણ કરી તેના પાયા ઉપર પોતાનો નૂતન ધર્મ પ્રવર્તાવ્યો હતો, તે અસલના જૈન ધર્મને લગતાં છે, એમ અમને વિશેષ સંભવિત લાગવાથી તે પ્રમાણે પ્રતિપાદન કરતા રહ્યા છીએ. અને તેમ કરવાનાં અનેકાનેક કારણો અમને મળ્યાં છે. જેમાંનાં કેટલાંક યથા સમયે બતાવાયાં છે તેમજ પ્રસંગોપાત વર્ણવવામાં આવશેજ. છતાં જ્યારે આ પરિચ્છેદમાં તે સમયે પ્રવર્તી રહેલા ત્રણે ધર્મોની કેટલીક ઐતિહાસિક બાજુ વાચક વર્ગની વિચારણા માટે રજુ કરવામાં આવી છે, ત્યારે જે કેટલીક હકીકતો અપરોક્ષ રીતે ઇતિહાસના ઘડતર ઉપર પોતાની અસર ઉપજાવી રહી છે, તેઓનો વિશેષ પણે નહીં તો ટૂંકમાં પણ અત્ર ખ્યાલ આપવો ઉપયોગી લેખાશે. એમ સમજી સ્મૃતિપટ ઉપર જે થોડાક મુદ્દા તરી આવે છે. તેનું લીસ્ટ આપીએ છીએ. જો કે તેમાં કેટલીક તો એવી પણ દલીલો જણાશે કે તેના ઉત્તર આપવા જતાં, અનેક પ્રકારે તેના પડઘા પડીને તે લીસ્ટ લાંબું ને લાંબું વધી જાય

( अ ) શિલાલેખ, સિક્કાલેખ, તથા[1] ચિત્રોનાં દશ્ય ઉપરથી નીપજતા મુદ્દાઓ.

( ૧ ) સંચી વિગેરે સ્તૂપો, ભારહુત સ્તૂપના નમુના પ્રમાણેજ છે. એટલે તે સર્વ એક ધર્મના હોવા જોઇએ. તેમાં સંચીના એક સ્તૂપમાં સમ્રાટ ચંદ્રગુપ્તે મોટી રકમનું દાન કર્યું હતું એમ લખ્યું છે. એટલે તે તેના ધર્મનો હોવાની વિશેષપણે માન્યતા બંધાય અને ચંદ્રગુપ્ત તો જૈન ધર્મ પાળતો હતો એમ અનેક પુરાવાથી સાબિત થયું છે ( વળી જુઓ તેના વર્ણને ) તો સિદ્ધવચનાનુસાર By rule of Axioms બધા સ્તૂપો જૈન ધર્મના ગણી શકાય.

( ૨ ) કેટલાક સિક્કા ઉપરનાં ચિન્હો, ત્રિરત્ન, ચૈત્ય, બોધિવૃક્ષ વિગેરે બૌદ્ધ ધર્મનાં કહેવાય છે. છતાં સર કનિંગહામ જેવો પ્રખર નિષ્ણાત એમ વદે છે કે, તે સિક્કાઓ બૌદ્ધ ધર્મના નથીજ. ( તે શબ્દો મૂળે આ પ્રમાણે[2] છે–The coins themselves do not present any traces of Buddhism except the Bodhi tree, and the combined symbols of the Tri-ratna, and Dharma-chakra. But neither do they show any special traces of Brahamanism, except in the names of siva and vayu–જ્યારે બૌદ્ધનાયે નથી, તેમ બ્રાહ્મણ ધર્મનાયે નથી, તો પછી કયા ધર્મના હોઇ શકે તે તુરત અનુમાન કરી લેવાય તેમ છે. તો પછી વિચારો કે તે ચિન્હોને બૌદ્ધ ધર્મનાં કેમ કહેવાય? અને જો ન કહેવાય, તો તે આધારે દોરેલાં બધાં અનુમાનો વ્યાજબી કહેવાય ખરાં ?

( ૩ ) પ્રથમ તો એજ પ્રશ્ન થાય છે કે આવાં ચિન્હો બૌધ્ધ ધર્મનાંજ છે એમ કહેવાને આપણી પાસે શું સાધનો છે ?

( ૪ ) શું તેમનાં પુરાણાં પુસ્તકોમાં આ ચિન્હો વિશે કાંઇ પણ ઉલ્લેખ છે કે, માત્ર અર્વાચીન ગ્રંથોમાંજ છે. ( જુઓ અજાતશત્રુના વૃત્તાંતમાં પૃ. ૨૯૧ ઉપર લલિત વિસ્તર ગ્રંથ વિશેનું લખાણ ).

( ૫ ) સંચી સ્તૂપનો ગેઇટ, ( દરવાજો, તેનું તોરણ વિગેરે ) ભારહુત સ્તૂપનો ગેઇટ અને મથુરાનું તોરણ ( જુઓ પુ. ૧ લુ પૃ. ૧૯૬ ઉપર ) આકૃતિ નં. ૩૧, ૩૨, ૩૩, ૩૪ ) આ ત્રણે એકજ નમુના પ્રમાણે કોતરેલ છે. કિંચિત પણ ભિન્નતા માલુમ પડતી નથી. તોપછી તેમાંના એકને–મથુરાના તોરણને-જૈન ધર્મનો કહેવો, અને બાકીના બેને બૌદ્ધના કહેવા તેનું કાંઇ કારણ છે ?

( ૬ ) તથાગત બુદ્ધદેવના ચિન્હ તરીકે હમેશાં તેમની મૂર્તિજ કોતરાવાય છે ( જુઓ બુ. ઇ. પૃ. ૧૫ તથા પુ. ૧ લું પૃ. ૨૯૮–૩૦૫' ૨૭,૫૩ ટીકા નં ૨૭ પણ ક્યાંય તેમનાં ચરણ કે પાદચિન્હ કોતરાયાં હોવાનું લખ્યું જણાયું નથી. જ્યારે અજાતશત્રુ પીલર ( ભારહુત સ્તૂપની પ્લેટ નં. ૧૬, ૧૭ જુઓ ) માં તો માત્ર પાદચિન્હજ છે. આથી એમ શું ફલિતાર્થ નથી થતો કે તે સ્તંભ બૌદ્ધ ધર્મનો નથી ?[3]

( ૭ ) વળી રાજા અજાતશત્રુ ( જુઓ પુ. ૧ લું તેના જીવન ચરિત્રે ) બૌદ્ધ ધર્મી નથી પણ જૈન ધર્મી છે એમ સાબિત કરી બતાવાયું છે. તો શું ભારહુત સ્તૂપમાં તેણે भगवतो वंदते अजातशत्रु ' આવા સ્પષ્ટ શબ્દો જે કોતરાવેલ છે તે કયા ધર્મના હોઇ શકે?

( ૮ ) જેમ અજાતશત્રુનો સ્તંભ છે તેમ કોશળપતિ રાજા પ્રસેનજિતનો સ્તંભ પણ આ

( ૧ ) આ માટેનું કેટલુંક વિવેચન સિક્કાનાં ચિન્હોને લગતું હોવાથી તે પ્રકરણમાં આલેખવામાં આવશે.

( ૨ ) જુઓ કો. એ. ઇ. પૃ. ૯૧. તથા સિકકા પરિચ્છેદમાં તેને લગતું વિવેચન જુઓ. વળી ઉપરની ટીકા નં. ૧ જુઓ.

( ૩ )જુઓ નીચેની દલીલો નં.૭,૯ વિગેરે. તેમાં વિદ્યા

ભારહુત સ્તૂપના સ્થળે ખડો કરાયલો છે. આ રાજા પણ જૈનધર્મી હોવાનું તથા તેમાંનાં દશ્યો પણ જૈન ધર્મના પુસ્તકમાં વર્ણવાયલા અમુક પ્રસંગોની મહત્ત્વતા દર્શાવવા કોતરાયલાં હોવાનું કહેવાયું છે તો પછી કયા ધર્મના તે સ્તંભો હોઇ શકે ?

( ૯ ) સંચીના સ્તૂપમાં જેમ ચંદ્રગુપ્તે દાન કર્યાનો લેખ છે, તેમ અંધ્રપતિ રાજા શાલિવાહનનું નામ પણ છે. શું શાલિવાહન કે તેના વંશના કોઈ રાજાએ કદાપી બૌદ્ધધર્મ અંગિકાર કર્યો હતો ? તેમ તે ધર્મના કોઇ પ્રાચીન કે અર્વાચીન ગ્રંથમાંથી હકીકત નીકળે છે ખરી ? નહીંજ. પણ ઉલટું જૈન સાહિત્યમાં તો સાફસાફ જણાવ્યું છે કે રાજા હાલ શાલિવાહને સૌરાષ્ટમાં આવેલ શત્રુંજય પર્વતની યાત્રા કરી હતી. અને આર્ય ખપુટ નામે આચાર્યના નેતૃત્વ નીચે તે તીર્થને લગતા જીર્ણોદ્ધારની અમુક ક્રિયા પણ કરાવી હતી. (જુઓ ચોથા ભાગમાં તેના જીવન ચરિત્રે) આ પ્રમાણે શિલાલેખને સાહિત્ય ગ્રંથોનું સમર્થન મળે છે, ત્યારે શું સાર ઉપર આવવું રહે તે સ્વયં વિચાર કરી લેશો.

( ૧૦ ) જે સ્તંભ લેખો વર્તમાનકાળે મૌજુદ છે તેમાંના મોટા ભાગ ઉપર ટોચે સિંહાકૃતિ અલંકૃત કરેલી છે. ( એકાદ બે ઉપર તેવી આકૃતિ નથી. પણ બહુધા તે સિંહાકૃતિ કોઇને કોઈ કારણે તે ઉપરથી કાંતો ઉતારી લેવામાં આવી હોય કે કાંતો કુદરતી આફતોએ તેને દૂર કરી નાખી હોય એમ માલૂમ પડતું દેખાય છે[૪]). શું બૌધ્ધ સાહિત્યમાં આ વિશે કયાંય ઉલ્લેખ છે ખરો ? કે બૌધ્ધધર્મમાં સિંહનું કાંઈ મહાત્મ્ય કે મહત્ત્વ દર્શાવાયું છે ? ઉલટું જૈનધર્મમાં તેમના ચરમ તીર્થંકર શ્રી મહાવીરની ઓળખનું તે લંછન– ચિન્હ ( Symbol ) ગણવામાં આવ્યું છે.[૫] જે હકીકત જગપ્રસિદ્ધ છે.

(૧૧) નિગ્લિવ અને રૂમીન્ડીઆઇના સ્તંભલેખો ઉપર પણ સિંહાકૃતિ છે, તેનો અર્થ શું છે ? તે લેખોમાં ' બુદ્ધ ' અને ' જાત ' શબ્દો વપરાયા છે તેના અર્થ શું કરવામાં આવ્યા છે ને શું ગેર સમજુતિ ઉભી થઇ છે તથા તેના અર્થ[૬] ખરી રીતે શું કરવાના છે ? શું બૌદ્ધ સાહિત્યમાં આ સ્થાનો વિશે કાંઈ જણાવાયું છે ?

(૧૨) ધર્મચક્ર, ચૈત્ય વિગેરેનાં ચિન્હો, પંજાબ, કાશ્મિર આદિના મુલકોમાં પણ છે. તો શું ત્યાં તથાગત ગયા હતા, કે તેમના જીવન પ્રસંગમાંનો કોઇ બનાવ તે સ્થાન ઉપર થયો હોવાનું કયાંય ( અર્વાચીન ગ્રંથની વાત કરવાની નથી. પ્રાચીન ગ્રંથનોજ સવાલ અહીં છે ) જણાવાયું છે ?

(૧૩) સંચી પ્રદેશમાંના કેટલાક સ્તૂપોમાં, પત્થરના અનેક કરંડકો નજરે પડયા છે. અને તેમાંના લગભગ દરેક ઉપર, અક્ષરો કોતરાયલા દશ્યમાન થાય છે. તે ઉપરથી સમજાય છે કે તે કોઇ મહાત્માઓની વિભુતિઓ–રક્ષાઓ છે. તે અક્ષરોનો ઉકેલ કરતાં, બૌદ્ધાચાર્યો હોવાનું સાબિત કરવા માટે વિદ્વાનોને પ્રયાસ કરવામાં અનેક મુશ્કેલીઓ વેઠવી પડે છે. તેનું કારણ શું ? જો બૌદ્ધાચાર્યોનાંજ તે નામો[૭] હોય તો આવી સ્થિતિ થાય ખરી ?

(૧૪) જેવી રચના ભારહુત અને સંચી સ્તૂપની

---

વિશારદનો મત ટાંકી બતાવ્યો છે.

(૪) છતાંય કદાચ તેવી આકૃતિ નજ હોય તો એમાં કારણ શું હોઇ શકે તે માટે જુઓ પ્રિયદર્શિનનું ચરિત્ર.

( ૫ ) આ સ્તંભ લેખના મથાળે સિંહાકૃતિ શા માટે મૂકવામાં આવી છે તેના કારણ માટે થોડુંક વિવેચન પ્રિયદર્શિનના વૃત્તાંતે કરવામાં આવશે. જ્યારે વિસ્તાર પૂર્વક હકીકત, અમારા તરફથી બહાર પડનાર મહાવીર ચરિત્ર નામના ગ્રંથમાંથી જુઓ.

( ૬ ) તેના અર્થ માટે જુઓ અમારા તરફથી બહાર પડનાર, સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર.

( ૭ ) તે નામોના અર્થ ઉકેલ માટે સમ્રાટ પ્રિયદર્શિનનું તથા શ્રી મહાવીરનું જીવન ચરિત્ર નામે અમારાં બન્ને પુસ્તકો ( આ પુસ્તકો તૈયાર થતાં જાય છે ધીમે ધીમે પ્રસિધ્ધિને પામશે ) જુઓ.

છે,[૮] તેવીજ રચના ધનકટક પ્રદેશના અમરાવતી સ્તૂપની[૯] અને અફગાનિસ્તાનમાં આવેલ માણિક્યાલ સ્તૂપની છે. વળી અફગાનિસ્તાન અને પેશાવર તરફના શિલાલેખમાં તો જૈન ધર્મના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનો ઉલ્લેખ સુદ્ધાંત પણ થયેલ છે. આ બધી સ્થિતિ શું સૂચવે છે? શું બૌદ્ધધર્મમાં પાર્શ્વનાથ નામની કોઇ વ્યકિત થઇ છે? કે તેમના કોઇ ગ્રંથમાં માણિક્યાલ અથવા અમરાવતીના સ્તૂપનું નામ સરખુંયે ઉચ્ચારાયું છે?

(૧૫) બીજું આઘું રહ્યું. પણ આ સ્તૂપોની જે વિશિષ્ટતાઓ નજરે દેખાય છે તેમાંની એકપણનું વર્ણન બૌદ્ધધર્મી કોઇ પ્રાચીન સાહિત્ય ગ્રંથમાં આ લેખાયલું છે?

(૧૬) મિ. હ્યુએન શાંગ જેવો ઇતિહાસ પ્રેમી અને બૌદ્ધધર્મનો અઠંગ અભ્યાસી જેણે તે ધર્મની ખાસખાસ વિશિષ્ટતાઓ જાણવા માટેજ હિંદની મુસાફરીનો શ્રમ ઉપાડયો હતો. તેણે પોતાની મુસાફરીનું વર્ણન સ્વભાષામાં લખ્યું છે અને તેના અનુવાદો અનેક ભાષામાં જેમ થયા છે તેમ ઇંગ્રેજીમાં પણ કરાયા છે. તેમાંનો એક અનુવાદ વર્તમાનકાળે વિદ્વાનોમાં અતિ માનનીય મનાતો આવ્યો છે તેના કર્તા રેવરંડ એસ. બીલ છે. તેનાં બે પુસ્તકો છે. તેનું નામ રેકર્ડ્ઝ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ છે. આ પુસ્તકના બંને ભાગોમાં સમ્રાટ અશોકે ઉભા કરાવેલ તેમજ બૌદ્ધધર્મને લગતા અનેક સ્તંભોની ઉંચાઇનું વર્ણન કરાયું છે. બહુધા કોઇની ઉંચાઇ મોટી બતાવાઇ નથી. બલ્કે કેટલાક સ્તંભોની ઉંચાઇતો માત્ર નામની જ હોવા છતાં તે મુસાફરે તેનું વર્ણન કરવાનું જતું કર્યું નથી. તો શું આ ધર્મપ્રત્યે આટલી મોટી ધગશ ધરાવનાર તે સજ્જન, નાની નાની વસ્તુનું વર્ણન કરી શકે અને તેનાથી અનેક ગુણી મોટી અને ભવ્ય વસ્તુને પોતાના વર્ણનમાંથી બકાત રાખે ખરો? કે તેવાનો હેવાલ તો અલંકારિક ભાષામાં આપે અને તે ધર્મની કીર્તિ જગઆશકારા બનાવી મૂકે? આ વસ્તુસ્થિતિ શું એમ નથી સૂચવતી કે આ સર્વ સ્તંભો તે બૌદ્ધધર્મના નથી પણ અન્ય ધર્મના જ છે?

(૧૭) અન્ય પ્રદેશના સ્તૂપો અને સ્તંભોની હકીકત એક વખત દૂર રાખો. પણ આ સાંચી સ્તૂપોવાળો અવંતિનો પ્રદેશ કે જ્યાં સર્વ કરતાં વિશેષ પ્રમાણમાં સ્તૂપો આવી રહેલ છે, બલ્કે તે પ્રદેશને સ્તૂપ પ્રદેશના નામથી ઓળખાવી શકાય તેમ છે. ત્યાંનું વર્ણન કરતાં મિ. હ્યુએનશાંગે, નાના નાના મૌજુદ સ્તૂપોનાં વર્ણન તથા વિનાશ પામેલા સ્તૂપોના ઇસારા પણ કર્યા છે. જ્યારે અદ્યાપિ પર્યંત પણ પોતાનું અસ્તિત્વ સાબિત કરી રહેલા, દોઢસોથી એકસો એંસી ફીટ પહોળા અને એંસી નેવું ફીટ ઉંચા તેવા, અનેક સ્તૂપોમાંના એકેનું વર્ણન કે નામનો ઇસારો સુધ્ધાંત પણ તે મુસાફર મહાશયે કર્યો નથી. શું આ બધાં મકાનો તેના સમયબાદ ઉભાં કરાયાં હશે? કે તેના સમયે દટાઇ ગયાં હશે અને પાછળથી જ નજરે પડે તેવી સ્થિતિમાં ઉઘાડાં કરાયાં હશે? આ બેમાંથી કોઇપણ સ્થિતિ હોત તો જરૂર તેવી કોઇક હકીકત ઇતિહાસનાં પૃષ્ઠે ચડયા વિના રહી જાત નહીં, એમ સામાન્ય બુદ્ધિ કહે છે. તો પછી આમ વર્ણન મૂકી દેવાયાનું કારણ શું હોવા સંભવ છે?

(૧૮) આટલી મોટી સખ્યામાં સ્તૂપો જે પ્રદેશમાં આવી રહેલા છે તે વિષે બૌદ્ધધર્મી ઐતિહાસિક ગ્રંથો, જેવાં કે મહાવંશ, દીપવંશ કાંઈ બોલે છે કે મૌન સેવે છે? અને જો કાંઇ લખેલ નીકળે છે, તો તેમાં કયા પ્રકારનું મહાત્મ્ય ગાઇ બતાવ્યું છે?

(૧૯) હિંદ બહારના બ્રહ્મદેશના અને સિંહલદ્વીપના બૌદ્ધ મંદિરો, જે પાગોડાના નામથી ઓળખાય છે તેની આકૃતિઓ અને નકશીકામ, શું હિંદની અંદર આવેલ કોઇ બૌદ્ધ મંદિરો કે સ્મારકો (દાખલા તરીકે અવંતિના કે ધનકટકના) સાથે

(૮) આ ચારે સ્તૂપોની રચના એકજ પ્રકારની છે કે નહિ, તે માટે જુઓ પુ. ૧ લું પૃ. ૧૯૬.

(૯) આ પ્રદેશ અને આ સ્તૂપનાં વર્ણન માટે જુઓ પુ. ૧ લું પૃ. ૧૫૧ થી આગળ.

સામ્યપણું ધરાવે છે? ધાન્યકટકના અમરાવતી સ્તૂપમાં, ઘોડા, હાથી, સિંહ[૧૦] છે તેમ (જેમ હાલનાં જૈન મંદિરોની દીવાલમાં ચિત્રેલ કે કોતરેલ હોય છે તેમ) કોઇ બૌદ્ધ મંદિરોમાં કોતરાયાં છે ખરાં?

(૨૦) ભારહુત સ્તૂપનાં દ્રશ્યોમાં અનેક જાતક કથાઓનાં ચિત્રો બતાવાયાં છે. આ વર્ણનો વિષે તે ગ્રંથના કર્તા સર અલેકઝાંડર કનિંગહામ જેવા વિદ્વાનોએ નોંધ કરી છે કે, બૌદ્ધ ગ્રંથોમાં લગભગ પાંચસો ઉપરાંતની સખ્યામાં જાતક કથાઓ છે, છતાં આ સ્તૂપોનાં દ્રશ્યો ઉકેલતાં માત્ર દશબાર ગણી ગાંઠી સંખ્યાનો જ ઉકેલ કરાયો છે. તેમાં પણ અનેક રીતે મારી મચડીને ભાવાર્થ બેસારવા પડયા છે અને તે પણ કાંઇ જેવા તેવાના હાથથી નહીં, પણ બૌદ્ધધર્મના તે સમયે જે પ્રખર અભ્યાસી ગણાતા હતા, તેવા એક બૌદ્ધાચાર્યના મુખથી ઉચ્ચારાયલા, તે શબ્દો છે. આ સ્થિતિ શાને આભારી કહી શકાય?

(૨૧) આ ભારહુત સ્તૂપનાં દ્રસ્યોમાં એક માતા માયાદેવીના સ્વપ્નનું છે. અને વિદ્વાનોએ એમ ઠરાવ્યું છે કે, માતા માયાદેવી તે બુદ્ધદેવની જનેતા છેઃ અને જ્યારે બુદ્ધદેવ ગર્ભમાં આવ્યા ત્યારે જે સ્વપ્ન આવેલું તેનો ચિતાર અહીં આપ્યો છે. ઠીક! તો પ્રશ્ન એ થાય છે કે ગૌતમબુદ્ધની માતાનું નામ યશોધરા હતું કે માયાદેવી (કયા પ્રાચીન ગ્રંથમાં આવું નામ છે?) માતાજીને સ્વપ્નું આવે, તે દ્રશ્ય જ્યાં બૌદ્ધનો જન્મ સ્થાન હોય ત્યાં વિશેષપણે બંધ બેસતું ગણાય કે અન્ય સ્થાને? શું આ ભારહુત સ્થાને તેમનો જન્મ થયો હતો? અથવા ભલે ગૌતમબુદ્ધના જીવન પ્રસંગો વર્ણવતાં તેવા કોઇ પ્રસંગના સ્થાન ઉપર તે ચિત્ર રજુ કરવામાં આવ્યું હોયઃ પણ આ સ્થળે તેમના જીવનનો કોઇ પ્રસંગ બન્યો હતો એમ કોઇ ગ્રંથમાંથી બતાવી શકાય તેમ છે?

(૨૨) ભારહુત, સંચી અને મથુરામાં સ્તૂપો ઉભા કરાયા છે. ત્યાં ગૌતમબુદ્ધ પોતાના જીવનકાળમાં કોઇ વખત ગયા હોવાનું, કે તે સ્થાન ઉપર બૌધ્ધ ધર્મના કોઇ બનાવ બન્યા હોવાનું, કોઇ પ્રાચીન ગ્રંથમાં નોંધાયું છે ખરૂં? નથીજ. તો આવાં પ્રચંડકાય સ્મારકો તે સ્થાને શા માટે ઉભાં કરવામાં આવ્યાં? અને જે ભગવાન બુધ્ધ દેવની જીવનચર્યાનાં સ્થાનો છે તે કોરાકાટ કેમ પડયાં રહ્યાં?

(૨૩) ગૌતમબુધ્ધે પંજાબ તરફ વિહાર કર્યાની સાક્ષી કોઇ પ્રાચીન ગ્રંથ પૂરે છે? જો નહી, તો તક્ષશિલામાં બધો ધર્મપ્રચાર શી રીતે થઇ ગયો? કહો કે, તે ધર્મના સ્થવીરો ત્યાં ગયા હતા, તો તેમનો સમય અને તક્ષશિલામાંથી મળી આવતા અવશેષોનો સમય, તે બંને શું સંગત થાય છે?

ઉપરતો માત્ર ત્રેવીસ, દલીલો જ આપી છે. તેવી અનેક રજુ કરી શકાય તેમ છે. તેમ તે તેવીસમાંથી પણ અનેક પેટા પ્રશ્નો ઉભા થઇ શકે તેમ છે. તે સર્વનો વિચાર કરવામાં આવે તો આખું એક પુસ્તક જ ઉભું થઇ જાય તેમ છે. એટલે થોડીક દલીલોજ વાચક વર્ગના વિચાર માટે અત્રે દર્શાવી છે. પણ તેને લગતાં જે વર્ણનો અનેક ઠેકાણે વાંચવામાં આવે છે અને તે ઉપરથી કેટલાક વિચારવા લાયક મુદ્દાઓ ઉભા થાય છે. તેમાંના થોડાક વાંચક વર્ગ પાસે ધરીશું.

(આ)[૧૧] (૧) સર્વ ખડક લેખો અને સ્તંભ લેખો સમ્રાટ પ્રિયદર્શિનનાં છે ખરાં પણ પ્રિયદર્શિન તે

(૧૦) જુઓ પુ. ૧લું આકૃતિ નં. ૩૨ તથા ગંગા માસિકનો ૧૯૩૩ નો જાન્યુઆરી અંક, જે પુરાતત્વનો ખાસ અંક છે તેના પૃ. ૯૭ ઉપર આ ચિત્રો બતાવ્યાં છે. જે વિષે મદ્રાસ ગવર્મેન્ટનો કોમ્યુનીક ૧૯૩૧ ના ડીસેંબરમાં પ્રસિધ્ધ થયો હતો. ઉપરના માસિકમાં પૃ. ૧૭૬,૧૭૭ આકૃતિ નં. ૧૪૨ થી ૧૪૬ પાગાડોનાં ચિત્રો છે તે પૃ. ૯૭ ની આકૃતિ સાથે સરખાવો.

(૧૧) આ સર્વમાં "દેવાનાંપ્રિય" એવો શબ્દ

અશોક જ છે એમ કહેવાને શું કારણો છે! કોઇ બૌદ્ધ ગ્રંથમાં અશોકનું નામ પ્રિયદર્શિન હોવાનું જણાવાયું નથી ત્યાં તો સ્પષ્ટપણે અશોક શબ્દ જ લખાયો છે. હા, કેટલાક સિંહાલીઝ સાહિત્ય ગ્રંથોમાં, દેવાનાંપ્રિય[૧૨] કે પ્રિયદર્શન[૧૩] એવો શબ્દ પ્રયોગ કવચિત માલૂમ પડે છે. પણ તેતો **સામાન્યપણે** કરાયો છે. નહીં કે અશોક અને પ્રિયદર્શિનના વિશેષ નામ તરીકે; મતલબ કે તે શબ્દ વિશેષણપણે (adjective તરીકે)વપરાયો છે. વિશેષનામ તરીકે (proper noun નથી) નહીં જ. ઉલટું પ્રિયદર્શિન અને અશોક બંને ભિન્ન ભિન્ન વ્યકિતઓ જ છે. એમ આપણે જોઇ ગયા છીએ[૧૪] અને વળી તેનું વૃત્તાંત લખતી વેળાએ તેની ચર્ચા કરીશું[૧૫]

(૨) પ્રિયદર્શિન બૌદ્ધ ધર્મી રાજા હતો તેમ શા ઉપરથી કહો છો ? (ઉપરમાં નં. ૧૧ વાળી દલીલ સરખાવો) પ્રિયદર્શિને કોતરાવેલ સહસ્રામનો ખડક લેખ છે તેમાં ૨૫૬ નો આંક આવે છે તેના અર્થનો[૧૬] ખરો ઉકેલ હજુ સુધી હાથ લાગ્યો નથી. પણ મારૂં મંતવ્ય તે આંક, શ્રીમહાવીરના સંવત[૧૭] હોવાનું થતું જાય છે. જો તે પ્રમાણે સાબિત રખાય તો પછી પ્રિયદર્શિનને બૌદ્ધધર્મી કહેવાય કે જૈનધર્મી ! શું એક સમ્રાટ પોતે જે ધર્મ પાળતો હોય તેના સંવતનો ઉપયોગ કરે કે અન્ય ધર્મનો !

(૩) કહે છે કે, જ્યાં સુધી 'મસ્કિ' નામના સ્થળનો ખડક લેખ નહોતો મળી આવ્યો ત્યાં સુધી અશોક અને પ્રિયદર્શિન તે એકજ છે કે જુદા જુદા તે વિશે વિદ્વાનો સંમત થયા નહોતા. પણ મસ્કિના લેખમાં **अशोकस्स** શબ્દ સ્પષ્ટપણે દેખાય છે એટલે હવે શંકાનું જરા પણ સ્થાન રહેતું નથી. ખરી વાત છે કે, આ લેખમાં **अशोकस्स** શબ્દ છે. પણ આ વિદ્વાનોને નમ્રપણે પૂછવાનું કે, વાકયમાં તો અશોક શબ્દનો પ્રયોગ પ્રથમા વિભક્તિમાં થયેલ છે. એટલે કે, તે શબ્દ કર્તા તરીકે લેખવાનો છે જ્યારે **अशोकस्स** શબ્દ તો છઠ્ઠી વિભક્તિનો શબ્દ છે.[૧૮] તો શું છઠ્ઠી વિભક્તિનો શબ્દ કોઇ કાર્યનો કર્તા થઇ શકે ખરો ? (વ્યાકરણનો આ નિયમ તેમની માન્યતાને બાધકર્તા ગણાય.) તેમ બીજી મુશ્કેલી એ છે કે **अशोकस्स** શબ્દ પછી થોડીક જગ્યા ખાલી છે ત્યાં કયા શબ્દ ગોઠવવા ધારો છો.? મારી માન્યતા એમ છે કે, આ ખાલી જગ્યામાં જે શબ્દ હોય તેજ, કર્તા તરીકે એટલે કે પ્રથમા વિભકિતના શબ્દ તરીકે હોવો જોઇએ. અને તે શબ્દ કાંતો **पौत्र** અથવા **अनुज** કે **वंशज** (ગાદીએ આવનાર એવા ભાવાર્થનો કોઇ પણ શબ્દ) હોવા સંભવ છે. એટલે આખું વાકય **अशोकस्सपौत्र** એમ વાંચી શકાય. અને તેનેજ ખડક લેખના કોતરાવનાર તરીકે લેખવો રહે છે. મતલબ કે, આ બે વાંધાને લીધે પણ મસ્કિના ખડકલેખ

વપરાયો છે અને તે શબ્દનો અર્થ દેવોને પ્રિય' એમ કરવો રહે છે. તે ગણત્રીથી આ હકીકત રજુકરવામાં આવે છે.

કુ. સુ. ટી. ૪૭ માં દેવાનુપ્રિયે કહેતાં 'સરળ છે સ્વભાવ જેનો' એવો અર્થ કરવામાં આવ્યો છે.

(૧૨) દેવાનાં પ્રિય=દેવનાં પ્રિય એવા અર્થમાં વપરાયો લાગે છે. વળી વિશેષ સ્પષ્ટ અર્થ માટે ઉપરનું ટીપણ નં. ૧૧ જુઓ.

(૧૩) પ્રિયદર્શન છે. પ્રિયદર્શિન નથી. છતાં ધારો કે પ્રિયદર્શન છે તોપણ તે કોઇ વ્યક્તિના ગુણવાચક શબ્દ તરીકે વપરાયું કહેવાય છે. આ શબ્દનો ખરો અર્થ શું હોઇ શકે તે માટે પ્રિયદર્શિનના વૃતાંતે જુઓ.

(૧૪) જુઓ પુ. ૧ લું પૃ. ૯, તથા પૃ. ૮૪ ટી. ૩૭.

(૧૫) જુઓ પ્રિયદર્શિનના વર્ણનમાં, આ ગ્રંથમાં આગળ ઉપર. વિશેષપણે મારા તરફથી બહાર પડનાર પ્રિયદર્શિનના જીવનચરિત્રના પુસ્તકમાં.

(૧૬) વિદ્વાનોએ. ૨૫૬ રાત્રીનો અર્થ કર્યો છે.

(૧૭) તે માટે જુઓ પ્રિયદર્શિન ચરિત્રના પુસ્તકમાં

(૧૮) વ્યાકરણના આ નિયમ અને ખુબી તરફ દિ. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સાહેબે મારૂં ધ્યાન પ્રથમ દોર્યું હતું તે માટે તેમનો ઉપકાર માનું છું.

ઉપરથી ઠરાવાતી માન્યતા માટે વિચાર કરવો રહે છે એટલે કે તે માન્યતાથી અશોક તેજ પ્રિયદર્શિન હોવાનું ઠરાવી શકાતું નથી

(૪) અજાતશત્રુ રાજાને બૌદ્ધધર્મી હોવાનું અર્વાચીન ગ્રંથો સ્વીકારે છે. અને તેના આધાર તરીકે સાતપણી ગુફાવાળું સ્થાન તે રાજાએ પોતાના રાજ્ય ખર્ચે બંધાવી આપી તે ધર્મને દાનમાં દીધાનું જણાવે છે. જોકે દાન દેવા માત્રથીજ કોઇ દાતા અને તેમાં પણ રાજ્યકર્તા, તે ધર્મનો અનુયાયી હોવાનું સર્વથા માની શકાય નહીં. બહુ બહુતો દાતાની તે ધર્મપ્રત્યે સહાનુભૂતિ, સહિષ્ણુતા, અથવા બહુ તો અભિરૂચિ માન્ય રાખી શકાય. છતાં એક બારગી, તે માટેનું વધારે પડતું અનુમાન ગ્રહણ કરી લ્યો, તોપણ પ્રશ્ન એમ છે કે, અર્વાચીન ગ્રંથમાં જેમ આ હકીકત જણાવાઇ છે, તેમ કોઈ પ્રાચીન બૌદ્ધ ગ્રંથોમાં દેખાય છે ખરી ? ઉલટું શિલાલેખી પુરાવાથી અને જૈન સાહિત્ય ગ્રંથોથી તો તેને જૈન હોવાનું સાબિત કરાયું છે. પછી તેને કયા ધર્મનો માનવો ?

(૫) જ્યાં જ્યાં સ્તૂપો સ્તંભો કે શિલા–ખડકો વિગેરેમાં લેખો કોતરાવેલ અત્યારે નજરે પડે છે. ત્યાં ત્યાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કરાયો હોવાનું, કે તે ધર્મના ઐતિહાસિક બનાવો બન્યા હોવાનું, કે તથાગત બુદ્ધ દેવના જીવન રહસ્યમાંનું કોઇ કાર્ય નીપજ્યાનું કોઇ પ્રાચીન ગ્રંથમાં જણાવાયું છે ?

(૬) બૌદ્ધધર્મના સ્થાપકનું નામ બુદ્ધદેવ જે ઠરાવાયું છે તે નામ કયાંથી આવ્યું? તેમનું સંસારિક નામ તો સિદ્ધાર્થ ગૌતમ હતું.તેમનાં નામ કે ગોત્ર કુળ કે કોઇ ઓળખની વસ્તુનું નામજ બુદ્ધ નથી. (ઉપર વર્ણવેલ પાંચ પ્રશ્નો જુઓ). તો પછી બુદ્ધ ગૌતમ એમ કહેવાને તમારી પાસે શું પુરાવો છે !

(૭) બુદ્ધ તથાગતથીજ બૌદ્ધધર્મની ઉત્પતિ અને પ્રચાર થયો માનો છો. એટલે તેમણે ધર્મની સ્થાપ્ના કરી તે પૂર્વે, તે ધર્મનું નામ કે નિશાન પણ નહોતુંજ. જ્યારે બીજી બાજુ તથાગતના પાંચ પૂર્વભવની કથાઓ અને બનાવો વર્ણવાય છે, તો આ પૂર્વભવને કયા ધર્મની જાતક કથાઓ કહેવી ? જે ધર્મ અસ્તિત્વમાં પણ નહોતો તેની કે અન્ય ધર્મની ? અને અન્ય ધર્મની કહો તો કયા ધર્મની ? જાતક કથામાં તથાગતનો જીવાત્મા પૂર્વભવમાં પશુપણે હોવાનું જણાવાય છે. હવે જો તે પશુજીવનના શરીરને પણ, ધર્મના પ્રણેતા તરીકે ગણાવો. તો તે ધર્મનો આદિ તો તેમના તે તે ભવથી શરૂ થઇ ગયો હતો એમ ગણવું રહે છે. જ્યારે એક બાજુ બુદ્ધ તથાગતનેજ તે ધર્મના આદિપુરૂષ તરીકે લેખાવાય છે. ત્યારે બીજી બાજુ તેને જૂના સમયથી ચાલ્યો આવતો ગણાવો છો. આ પ્રમાણે વદતોવ્યાઘાતના દોષ દરેક રીતે આવી ઉભા રહે છે.

(૮) ઉપર નં. ૭ ની દલીલના કેટલાક મુદ્દા ઉપરથી એમ કહેવા માગતા હો કે, તેમણે ચલાવેલ ધર્મ તદ્દન નવીન પણ નહોતો, તેમ જૂનો પણ નહોતો. પણ જૂના અને નવીન ઉપજાવી કાઢેલ સિદ્ધાંતોના મિશ્રણ ઉપર રચાયો હતો. તો પછી પ્રશ્ન એમ ઉદ્દભવે છે કે જે જૂના ધર્મના સિદ્ધાંતમાંથી દોહન કરીને પોતે ધર્મ પ્રવર્તાવ્યો તે જૂનો ધર્મ કયો ! તે જૂના ધર્મના સિદ્ધાંતનું પઠન પાઠન કર્યું ક્યારે ?(આ જાતની પ્રશ્નપરંપરા શું આપણને જૈન સાહિત્ય ગ્રંથમાંથી મળી આવતી હકીકતની[૧૯] સત્યાસત્યતા વિચારવાના પ્રશ્ન ઉપર દોરી નથી જતી !

(૯)તક્ષશિલા નગરીના નામની ઉત્પત્તિ વિશે

(૧૯) જુઓ ઉપરમાં ટી. નં. ૬૦ ની હકીકત તથા ટી. ૧૨.

બૌદ્ધ સાહિત્યમાં એમ જણાવાયું છે કે, તથાગતનો જીવ કોઈક પૂર્વભવમાં મનુષ્ય[૨૦] તરીકે ઉપન્યો હતો. અને અમુક સંયોગોમાં તેમણે પોતાનું શિર–એક ભૂખ્યા વ્યાઘ્રને સંતોષવા આગળ ધર્યું હતું ( અથવા કાપીને ઉતારી આપ્યું હતું ) સંજોગ અને સ્થિતિ ગમે તે હતાં, તે ઉપર વિવેચન કરવાનું નથી. પણ એટલું નક્કી છે કે તેમણે પોતાના આત્માનું બલિદાન આપ્યું હતુંજ. હવે જો આ બનાવને તક્ષશિલાના નામની ઉત્પત્તિ સાથે જોડવામાં આવે તો તે નગરીનું અસ્તિત્વ, બુદ્ધ તથાગતના જન્મ પહેલાં કેટલાય કાળે થઈ ગયું હતું એમજ સ્વીકારવું પડે. અને બુદ્ધ તથાગતના જન્મથી સ્વીકારો તો, પૂર્વભવ સંબંધી વર્ણવાયલી હકીકત ખોટી ઠરે છે. આ બન્ને હકીકત તેમને તો માન્ય નથી. વળી તક્ષશિલા નામ તો બહુ પ્રાચીન સમયથી ચાલ્યું આવતું હોય એમ જૈન અને વૈદિક ગ્રંથો ઉપરથી દેખાય છે. આ પ્રમાણે બૌદ્ધ ગ્રંથોમાંથી બહાર પડતો જે કોઈ માર્ગ ગ્રહણ કરો તે તેમનીજ સામે ખડો થઈને આવી ઉભો રહે છે.

(૧૦) જેમ તક્ષશિલા વિશે મુશ્કેલીઓ છે. તેમ શ્રાવસ્તિના જ્યેષ્ઠવન વિશે પણ છે. અલબત તેના પ્રકારમાં ફેર છે. કોઈ પ્રાચીન ગ્રંથમાં તે હકીકત જણાવાઈ લાગતી નથી. પણ બધાં અનુમાનો ભારહુત સ્તૂપ અને ભીલ્સા ટોપ્સનાં વર્ણનાત્મક ગ્રંથો બહાર પડી ગયા પછી, ઉપજાવી કાઢેલાં દેખાય છે.

(૧૧) ઉપરના કથનની ખાત્રી જોઈતી હોય તો, તેમાં વર્ણવાયલા કૌડિન્ય અને શ્રુધ્ન ગોત્રી પુરુષોના સંબંધો જોડી કાઢવાને કેટ કેટલી તાણાતાણ ને મારમચડી કરવી પડી છે તે પ્રકરણ વાંચવાથી જણાશે. અને આવી સ્થિતિ ઉપજાવ્યાં છતાં પણ સંતોષકારક નિર્ણય તો બંધાઈ શકાતા જ નથી. આ દશાજ આપણને કાંઈક એવા અનુમાન ઉપર લઈ જાય છે કે, ક્યાંક મૂળ પાયામાંજ ખામી રહી ગઈ છે.

(૧૨) જેમ નં. ૧૧ માં જણાવ્યા પ્રમાણે મુશ્કેલી દેખાય છે તેમ, અશોકના શિલાલેખો માની લેતાં પણ થાય છે. તેમાં વર્ણવાયલી અનેક હકીકતો સાથે[૨૧] ખુદ બૌદ્ધગ્રંથોમાં આલેખેલા અશોકવર્ધનના જીવનના વર્ણન સાથે[૨૨] પણ મેળ ખાતો જણાતો નથી. આ સ્થિતિ પણ નં. ૧૧ ની દલીલના અંતમાં જણાવ્યા પ્રમાણેના અનુમાન ઉપર લઈ જાય છે.

(૧૩) જેમ હિંદી સાધનો ઉપરથી અથડામણી થતી નજરે પડે છે તેમ યુરોપી–ગ્રીક ગ્રંથો ઉપરથી પણ તેવીજ સ્થિતિનો સામનો કરવો રહે છે. આ માટે મી. સ્ટ્રેબો અને મી. મેગેસ્થેનીઝના કથન ઉપરથી, મિ. ક્રેન્ડલ નામના વિદ્વાને જે અનુવાદ લખ્યો છે તેમાંના એક મોટા પેરેગ્રાફ ઉપર વાચકનું ધ્યાન દોરૂં છું. તે ફકરો તથા તેનાં ઉપરનાં ટીપણ અને માન્યતામાં થતા હેરફેર માટે અશોકવર્ધનના વૃત્તાંતમાં ચર્ચા કરીશું. જો કે આ હકીકતને બૌદ્ધધર્મી ઠરાવેલી વસ્તુઓ સાથે સીધો સંબંધ તો નથીજ, પણ કાંઈક અંશે તે પ્રશ્નને સ્પર્શે છે તેથીજ અહીં ઉલ્લેખ કરી લીધો છે.

ઉપર જણાવી ગયેલી ત્રેવીસ અને તેર એમ મળી કુલ છત્રીસ દલીલોમાંથી કેટલીક શિલાલેખી છે. કેટલીક સિક્કાને અને ચિત્રો ( શિલ્પ ) ને લગતી છે, તેમ કેટલીક વર્ણનાત્મક પણ છે. સિવાય કેટલીએ અંહી નહીં દર્શાવેલી, પણ પ્રસંગોપાત ઇતિહાસ-

(૨૦) ઉપરની દલીલ ૭ માં તો જે પાંચ પૂર્વ ભવનું વર્ણનઆવે છે, તેનાં અર્ધ ભવો પશુ તરીકેનાજ ગણાવ્યા સમજાય છે એમાં મનુષ્યભવ કોઇ નથી. એટલે માનવું રહે છે આ હકીકત વળી તેની પણ પૂર્વકાળે બની ગઇ હશે.

(૨૧) આવાં દષ્ટાંતો પ્રસંગોપાત પ્રિયદર્શિનનાં વૃત્તાંતમાં જણાવ્યા છે.

( ૨૨ ) આવાં દષ્ટાંતો અશોકવર્ધનના વૃત્તાંતમાં જણાવ્યા છે.

ના આલેખનમાં જણાવવામાં આવી છે. આ પ્રમાણે જ્યાંને ત્યાં મેળ મેળવવાને કાં તો તાણાતાણ કરવી પડે છે અને કાં તો ગલ્લાંતલ્લાં કરી ભીનું સંકેલી આગળ વધવું પડે છે. તો પ્રશ્ન એજ રહે છે કે. આમ ખોટો કદાગ્રહ ધરી રાખવો શા માટે? ચેલી ઉક્તિ છે, કે જો એક ભૂલ કરાય અને તેને વળગી રહેવામાં આવે તો, ભૂલોની પરંપરા વધ્યેજ જાય છે. A single fault turns into two. જેથી વાચકને વિનંતિ કે, તેણે પૂર્વબદ્ધ માન્યતાને હાલ તુરત તો ત્યજી દેવી, અને જેમ જેમ વસ્તુ-સ્થિતિ રજુ થતી જાય તેમ તેમ તેણે તટસ્થપણે, તેનો તોલ કરતા જવો.





# દ્વિતીય પરિચ્છેદ.

## સિક્કાઓ—Coins

**ટૂંકસારઃ**—સિક્કાની ઉત્પત્તિ અને તેનો હેતુ—તેનાવિષે પરચુરણ માહિતી—તેના થયેલ ક્રમિક વિકાસની સમજૂતિ—સિક્કાના પ્રકાર અને બનાવટ—તેના સમય નક્કી કરવા વિશેનું બનાવેલું કાંઇક ધોરણ—તેને લગતી અન્ય વિશેષ માહિતી—તેની બે બાજુઓની તપાસ તથા તે વિષેની સામાન્ય સમજ—તેના ઉપર કોતરવામાં આવતાં ધાર્મિક ચિન્હો—તે ચિન્હોના સમજાવેલ ભાવાર્થ—આવાં ચિન્હો કોતરવાનો શું હેતુ હતો તે સંબંધી વિદ્વાનોએ બાંધેલી અટકળો અને તે ઉપર પાડેલ અન્ય પ્રકાશ—સ્થળ, દેશ, વંશ કે અન્ય વિશિષ્ટ પ્રસંગો સાથે તેનો સંબંધ હોઇ શકે કે કેમ, તે મુદ્દાઓની લીધેલી તપાસ.

**સામાન્ય હેતુ અને ઉત્પત્તિ**

દરેક પ્રજાએ, પોતાની હમેશની જરૂરીઆતી વસ્તુ ખરીદવાને, તથા અન્ય લેવડ દેવડ કરવાને તેમજ વેપાર માટેના સોદાની આપ લે કરવાને, અરે કહો કે સર્વ પ્રકારનો વ્યવહાર સાચવવાને અને સગવડતાથી તેનો અમલ કરી શકાય માટે, અમુક પ્રકારનું સાધન વસાવવુંજ જોઇએ. જેમ એક પ્રાંતની કે દેશની પ્રજાનું હોય, તેમજ આંતર દેશીય અને આંતર પ્રજાવિશેના વ્યવહારનું પણ સમજવું. સાંપ્રતકાળે તે જાતના સઘળા વ્યવહાર સાચવવાને સિક્કાઓ, તથા કાગળ ઉપર છાપેલી નોટો પ્રબળપણે ઉપયોગમાં લેવાય છે. તેમ ટપાલની ટિકિટોનો પણ ઉપયોગ કરી શકાય છે, પણ તે બહુ જુજ સંજોગોમાંજ અને કેવળ મર્યાદિતપણેજ. એટલે પ્રધાનપણે તો સિક્કાઓને અને નોટોનેજ વ્યવહારના સાધન તરીકે લેખવા પડશે.

જેમ સાંપ્રતકાળે આ બે વસ્તુઓનો ઉપયોગ કરાય છે, તેમ જે સમયનો ઇતિહાસ આપણે આ ગ્રંથમાં ઉતાર્યો છે, તે સમયે પણ આ બન્ને વસ્તુઓને જ સાધન તરીકે ઉપયોગમાં લેવાતી હતી, કે એકનેજ અથવા તો તે સિવાય કોઇ અન્ય વસ્તુનો પણ આશ્રય લેવાતો હતો, કે કેમ તે જોવું રહે છે. જ્યાંસુધી પુરાવા અને ઇતિહાસ પ્રાપ્ત થાય છે ત્યાંસુધી તો કાગળની નોટો તે કાળે વપરાશમાં આવી હોય તેમ દીસી આવતું નથી. પણ સિક્કા તો અસલના જમાનાથી પ્રચલિત હોય એમ દેખાઇજ આવે છે. સિક્કાઓ ઉપરાંત એક બીજી વસ્તુ પણ વપરાશમાં હતી, એમ જૈન ગ્રંથ ઉપરથી માની લેવાને કારણ મળે છે. તેમ ઇરાની ઇતિહાસ[1] પણ તે હકીકતને સ્વતંત્ર રીતે સમર્થન આપે છે. એટલે તે સ્થિતિને સત્ય વસ્તુ તરીકે આપણે સ્વીકારવી રહે છે. અને તે એ કે, સોનાની રજ—Golden dust—અથવા જૈન સાહિત્યમાં જેને તેજંતુરી તરીકે આળખાવી છે તે. આમે આપણે સમજી શકીએ છીએ કે અતિ કિંમતી ધાતુને, લેવડ દેવડ પ્રસંગે, અમુક મુલ્યનું ધોરણ નક્કી કરવા માટે તેનું અમુક પ્રમાણ ઠરાવી શકાયજ. પછી જે રહે છે તે એટલુંજ કે તેટલા પ્રમાણને, માપી શકાય તેમ ઠરાવવું, કે તોળી શકાય તેમ ઠરાવવું, કે તે પ્રમાણ પૂરતું અમુક સ્વરૂપ આપીને તેનું એક બિબું ઢાળી કાઢવું; અને પછી તેવાં બિબાંથી ચાલુ વ્યવહાર કર્યે જવો.

અતી પ્રાચીન સમયે એટલે ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકાની અધવચ સુધી કોઇ ધાતુનાં બિબાંના આકાર પડાયા હોય, એમ દેખાતું નથી. એટલે તે સમયે માત્ર તેજંતુરીનો[2] છુટી વસ્તુ તરીકેજ—ઉપયોગ કરાતો હશે. પછી તે અમુક માપથી ભરીને લેવાતી દેવાતી હોવી જોઇએ. પણ પાછળથી જરૂર પડતાં અમુક ધાતુનાં બિબાં પડાયાં હશે. કયારથી આમ બનવા પામ્યું હશે તે માટે નિશ્ચિતપણે કહેવાને આપણે સામર્થ્ય ધરાવતા નથી પણ શિશુનાગવંશના[3] સિક્કા મળી આવે છે તે ઉપરથી એમ અનુમાન કરી શકાય છે, કે જ્યારથી રાજા બિંબિસારે બધો વ્યવહાર સાચવવાને શ્રેણિઓ રચી કાઢી, અને પોતાના શ્રેણિક નામને ધન્ય કરી આપ્યું, ત્યારથી આ બિબાં-કે જેને આપણે હાલ સિક્કાના નામથી ઓળખીએ છીએ, તેને પડાવવાનું પણ તેનાજ મસ્તિકમાંથી જ ઉદ્દભવ્યું હશે. એટલે કે તેના સમયથી સિક્કાની ઉત્પત્તિ થઇ છે એમ હાલતો

(૧) જુઓ સાઇરસ અને ડેરીઅસ શહેનશાહ વિષે પુ ૧ લું પૃ. ૯, ૨૬૪, ૭૨.

(૨) જુઓ પુ. ૧ લું પૃ. ૧૩૪.

(૩) કો. આં. રે. પટ નં. ૮ નં. ૨૦૭, ૨૦૮ E. G. P. I. (હું આ સિક્કાને શિશુનાગ વંશે ઠરાવું છું તે માટે તે સિક્કાનું વર્ણન આ પ્રકરણમાં આગળ જુઓ)

માનવું પડે છે.

ઉપરમાં કહી ગયા કે, સિક્કા જેવી વસ્તુ ઈ. સ. પૂ. ની છઠ્ઠી સદીમાંથી દાખલ થઈ હોય એમ માનવાને પુરાવા પ્રાપ્ત થાય છે. તો તે પહેલાં વ્યવહાર કેમ ચાલતો હતો તે પણ આપણે જાણવુંજ રહે છે. કેમકે પુસ્તકના લેખનની આદિ મર્યાદા આપણે ઈ. સ. પૂ.ની નવમી સદી આંકી છે. જો કે તે માટેના અનુમાન ખેંચવાને આપણે સપ્રમાણ સાધન ધરાવતા નથી, પણ એક વિદ્વાને[૪] જે માન્યતા રજુ કરી છે, તે સર્વાંશે બુદ્ધિગમ્ય લાગે છે. એટલે તે પ્રમાણે સ્થિતિ હતી એમ માની લઇ હાલ તો સંતોષ ધરીશું. તેમની માન્યતા તેમના શબ્દોમાંજ પ્રથમ રજુ કરીશ. "પૂર્વકાળમાં, પશુ તેજ ધન લેખાતું હતું. એટલે સ્વભાવિક છે કે ધનનું મુલ્ય આંકવામાં, બળદ અને ગાયના આંકનો ઉપયોગ કરવામાં આવતો હતો. તે સમયે, યુરોપમાં તેમજ હિંદમાં, લેવડ દેવડના કામમાં, અને ઉંચા પ્રકારના હિસાબની ગણત્રીમાં ગાયને લેખતાઃ અને નાની ખરીદીના હિસાબની ગણત્રીમાં, બીજી વસ્તુનો ઉપયોગ કરતા. આ વસ્તુઓ જુદી જુદી પ્રજાઓમાં વિધવિધ પ્રકારની હતી. જેવી કે, કોડીઓ,[૫] કીડિઆં,[૬] ચપ્પુ ઇત્યાદિ. વળી જ્યાં તાંબું અને લોઢું જાણીતાં થઇ ગયાં હતાં[૭] ત્યાં તે ધાતુના સળીયા (લઠ્ઠા) વપરાશમાં લેવાતા હતા." આ શબ્દો ઉપરથી સમજાય છે કે, નાની કિંમતની વસ્તુના મૂલ્યઅંકનમાં, તુચ્છ વસ્તુઓ તથા તાંબું અને લોઢા જેવી ધાતુ વપરાતી. જ્યારે મોટી અને મૂલ્યવાન વસ્તુની કિંમત, આટલી ગાય[૮] કે આટલા બળદ એવા શબ્દના સંબોધનથી આંકવામાં આવતી હતી. એટલે કે વસ્તુના અદલા બદલામાં–લેવડ દેવડમાં વસ્તુઓજ વપરાતી (જેને ઇંગ્રેજીમાં Bartering કહેવાય છે) ધાતુના સિક્કા જેવી કે કાગળની નોટ જેવી વસ્તુ નહોતીજ.

જ્યાંસુધી લેવડ દેવડ ટૂંક ક્ષેત્રમાં અને તે પણ મર્યાદિતપણે કરવાની હોય ત્યાંસુધી તો વસ્તુનો અદલો બદલો કરી લેવામાં બહુ વાંધો પડતો હોય એમ લાગતું નહોતું. પણ જ્યારે દૂર દૂર દેશમાં વ્યાપારીઓ અને સાર્થવાહો પોતાના માલ અને કરિયાણાઓ વેચતા જતા, ત્યારે તો વસ્તુના ક્રય વિક્રયમાં, આ પ્રથા બહુ મુશ્કેલીવાળી

(૪) જુઓ The Heritage of India Series ગ્રંથમાળાનું Coins of India નામનું પુસ્તક કર્તા C. J. Brown M. A, Printed 1922 P. 13. Wealth in those early times being computed in cattle, it was only natural, the ox or cow should be employed for this purpose. In Europe then, and also in India, the cow stood as the higher unit of barter (barter =exchange in kind). At the lower end of the scale, for smaller purchases stood another unit, which took various forms among different peopels. shells, beads, knives and where those matals were discovered, bars of copper and iron.

(૫) હજુપણ કેટલાંક ગામડાંઓ કે જ્યાં પાશ્ચાત્ય વિદ્યાનો સ્પર્શ પ્રબળપણે થયો નથી, ત્યાં ઘરગથ્થુ વસ્તુની ખરીદીમાં,પ્રજા કોડીનો ઉપયોગ કરે છે. પચાસ વર્ષ પહેલાં આ પ્રથા ઘણે ઠેકાણે જોવામાં આવતી હતી. આ ગ્રંથના લેખકને પોતાનો જાતિ અનુભવ પણ આ બાબતમાં છે.

(૬) કેટલેક ઠેકાણે, મોતીના કીડિયાં વપરાય છે તેમ બદામ (ખાવાની બદામ જે આવે છે તે જાતની, પણ અંદર મીજ ન હોય તેવી ખોટી. ખાલી.) પણ વપરાતી હતી. ઘણાં પ્રદેશનાં ગામડાંમાં હજુ, વસ્તુની ખરીદીમાં ઘઉં, બાજરો, જુવાર આદિ અનાજનો ઉપયોગ કરવામાં આવે છે.

(૭) આ ઉપરથી જણાશે કે, તે સમયે આ ધાતુઓ વપરાશમાં તો આવી ગઇ જ હતી.

(૮) જૈન ગ્રંથમાં, શ્રી મહાવીરના ભકતોમાં અગિયાર શ્રાવકની ગણત્રી લેખાય છે. અને તે દરેકની ઋદ્ધિ બતાવતાં, અમુક શ્રાવક પાસે આટલી સંખ્યામાં ગોકુળ

માલુમ પડતી. એટલે કાં તો મુલ્યના બદલામાં રત્ન, હીરા, માણેક, મોતી જેવી વસ્તુઓ જેવી બહુ કિંમતને લીધે નાના પ્રમાણમાં લેવાથી કાર્ય સરી શકે, તેવી ચીજો ગ્રહણ કરતા અથવા બહુ તો પોતાના મુલકમાં જે વસ્તુઓ ન મળી શકે તેવી હોય, તો તેના કદ કે જથ્થાનો વિચાર કર્યા વિના પણ તે લઇ લેતા. એટલે કે વસ્તુની લેવડ દેવડ તો અદલાબદલા તરીકે જ થતી, પણ મૂળમાં જે પશુ જ માત્ર સાધન તરીકે હતાં, તેના સ્થાને કિંમતી વસ્તુઓએ પણ ફાળો ભરવા માંડયો. આ રીતિપણ ધીમે ધીમે અગવડતારૂપ થતી દેખાવાથી તેમાં સુધારો કરી કેવળ ધાતુનો જ ઉપયોગ થવા માંડયો.

ધાતુના બે વર્ગ પાડવામાં આવ્યા હતા. એક વર્ગ બહુ મુલ્યવાનનો અને બીજો સામાન્ય મૂલ્યનો. સામાન્ય મૂલ્યવાળી ધાતુના પણ સિક્કા તો નહોતા જ. બહુ બહુ તો તેના ટુકડા, સળીયા કે ગઠ્ઠા કરીને વાપરતા. જ્યારે કિંમતી ધાતુ-સોનું અને રૂપુ-માં વપરાશ કરવાની જરૂર પડતી, ત્યારે કાં તો ગાળીને ચોખ્ખી કરેલી ધાતુનો ઉપયોગ કરતા અથવા તો તે કિંમતી ધાતુના ખનિજ કે કાચા પદાર્થનો ઉપયોગ પણ કરતા. જો કે આવા ખનિજ પદાર્થનો ઉપયોગ, જ્યાં કેવળ અઢળક પ્રમાણમાં કિંમત ગણવાની હોય ત્યાં કરાતો હશે એમ સમજાય છે. આગળ વધતાં વધતાં તેમાં પણ પાછી અગવડતા લાગવાથી, આ ધાતુઓ પછી મૂલ્યવતી હોય કે ન પણ હોય, તોયે તેના સિક્કા પાડવા તરફ લક્ષ ગયું અને આવા સિક્કાઓ પ્રથમવાર રાજા બિંબિસાર,-શ્રેણિકના સમયમાં ચાલુ થયા હોય એમ માનવાને કારણ મળે છે. જેમ અત્યારે વેપારીઓ હુંડી પત્રીઓ લખીને દેશ પરદેશ સાથે વ્યવહાર ચલાવે છે, તેમ તે વખતે તેમણે સિક્કાઓનું ચલણ હાથ ધર્યું[૯] દેખાય છે. પણ આવું ચલણ વ્યક્તિગત વેપારી તરીકે તેમણે નહીં ચલાવતાં, પ્રત્યેક ધંધાદારીની જે શ્રેણિઓ રાજા શ્રેણિકે રચી દીધી હતી, તેવી શ્રેણિના મંડળો[૯] પોત પોતા તરફથી પોતાના સિક્કાઓ પડાવતા અને ચલાવતા. એટલે આવા સિક્કાઓ રાજા શ્રેણિકના સમયથી જ જો કે ચાલુ થયા હતા, છતાં તેમાં રાજ્યસત્તાએ હાથ નાખ્યો હશે કે કેમ, કે તેણે તો માત્ર વ્યાપારીઓને પ્રેરણાજ પાઇ હશે, તે કહી શકાતું નથી. પણ એટલું તો ચોક્કસ થાય છે કે, ધીમે ધીમે તે સત્તા કેવળ રાજ્યે[૧૦] સ્વ અધિકારમાંજ રાખી લીધી હતી. આ પ્રમાણે સિક્કાની ઉત્પત્તિ ટુંકમાં કહી શકાય.

હતાં એમ જણાવાયું છે. તે હકીકત આ વાતની સાક્ષી પૂરે છે.

(૯) કો. ઇ. બ્રા. પૃ. ૧૫. સંભવિત છે કે જેમ લિડિયામાં તેમજ હિંદમાં, સૌથી પ્રથમ સિક્કાઓ ખરેખર તો સોના રૂપાના ઘાટ ઘડનારા સોનીઓએ, અથવા તો વ્યાપારી લોકોની શ્રેણિઓએ પાડયા હતા. તેથી સહજ અનુમાન બાંધી શકાય છે કે, હાથની ચિઠ્ઠી અથવા કાગળની હુંડીઓનું પરિવર્તન થઇને પંચ માર્કડ સિક્કાઓ થયા હશે. તેમજ મૂળે તો વ્યક્તિગત વેપારી કે તેમની મંડળીએ સિક્કાઓ પાડયા હશે, અને પાછળથી રાજ્યના કાબુ તળે તે આવ્યા હશે. વળી જે વ્યાપારી મંડળ કે મંડળો તે કાઢતા; તેમજ જે જે મંડળીઓ કે સમુહોના હાથ તળેથી તે પસાર થતા, તે સર્વે પોતપોતાની મહોર તે ઉપર લગાડતા. It seems probable that in India as in Lydia, coins were first actually struck by goldsmiths or silver smiths or perhaps by communial guilds ( seni )—It may perpaps therefore be conjectured that the 'Punch-marked' piece was a natural developement of the paper-hundi or note of hand; that the coins had originally been struck by private merchants and guilds and had subsequently passed under royal control that they at first bore the seal of the merchant or gild or combination of gilds,

**સિક્કાના પ્રકાર** સિક્કા પાડવાનું શરૂ થયું ત્યારથી અત્યાર સુધીમાં તેના કેટલા પ્રકાર થયા છે અને તેનો વિકાસ કેમ થવા પામ્યો છે તેની થોડીક માહિતી આપવી અત્ર જરૂરની છે. કેમકે તે ઉપરથી અમુક સિક્કાના સમયનો નિર્ણય આપણે કરી શકીએ છીએ.

જે ધાતુના પ્રથમ લાટા કે સળીયા વાપરવાનું જણાવી ગયા છીએ, તેનાં પતરાં લઇને ચોખંડા કે ગોળ કટકા બનાવતા.[11] અને આવા કટકાને જેમ રેલ્વેની કે ટ્રામ્વેની ટિકિટોને અમુક જાતના પક્કડના બે પાંખીઆ વચ્ચે દબાવીને પંચ કરવામાં આવે છે તેમ પંચ કરતા. મોટાભાગે આવા પક્કડની એક પાંખમાંજ અક્ષરો હોવાથી સ્વભાવિક રીતે પંચમાર્ક્ડ સિક્કાઓમાં એક બાજુ અક્ષરો હોય છે અને બીજી બાજુ કોરી હોય છે.[12] પક્કડમાં દબાવવામાં આવતા ધાતુના પતરાને, પહેલાં તપાવવામાં આવતો કે કેમ તે કયાંય જણાવાયું નથી. પણ તેવા સિક્કા ઉપરની છાપ જોતાં દેખાય છે કે તેવા પતરાના કટકાને તપાવાતો તો હશેજ. નહીં તો પક્કડના પાંખાના કેવળ દબાણથી તેવી છાપ ઉઠી શકે નહીં. પણ આ પ્રમાણે પ્રત્યેક વખતે ક્રિયા કરવાનું મુશ્કેલી ભર્યું લાગવાથી, ધાતુનો રસ કરીને માટીમાં બનાવી રાખેલ ખામણાં કે બિબાં આકારના ખાડામાં રેડીને, સિક્કાઓ બનાવવા માંડયા. પછી જ્યારે રસ ઠરી જતો, ત્યારે માટી કાઢી નાંખી, જો રસનો કોઇ ભાગ બે બિબાં વચ્ચે ચોંટી ગએલ દેખાય, તો તે કાપી નાંખતા, અને કોઇ કોઇ વખત એમને એમ પણ તે રહી જતો. આવા બે બે સિક્કાનાં જોડકાં અત્યારે પણ નજરે પડે છે.[13] વળી આ રીતમાં સુધારો કરી, ધાતુના કટકાને તપાવીને, જ્યાં ગરમ હોય ત્યાંજ, તેના ઉપર અડી–એડી મારીને સિક્કા બનાવવા શરૂ કર્યા, આ પ્રમાણે બનાવાતા સિક્કામાં છાપ ઘણી સારી ને ઉંડી ઉઠતી. અને તે પણ પંચમાર્ક્ડ સિક્કાની માફક એક બાજુએજ મુખ્યતયા છપાતા. જો કે બે તરફ પણ ઘણા છપાતા હોવાનું નજરે પડે છે. વળી જેમ જેમ કાળ આગળ વધતો ગયો તેમ તેમ, તે રીતમાં પણ સુધારો કરીને, જેમ હાલ ટંકશાળ સ્થાપીને પાડવામાં આવે છે તે પ્રમાણે સિક્કા પાડવાની ગોઠવણ થઇ ગઇ દેખાય છે. આ પ્રમાણે સિક્કાની ચાર જાત અત્યારે માલૂમ પડે છે. તેનાં નામ

(૧) પંચ માર્ક્ડ[14] = Punch–marked.

along with the seals of other gilds or communities, who accepted them.

(૧૦) અમુક વજનની ધાતુજ ચલાવવી કે સ્વીકારેલ વજનના અને મેળવણીના નાના નાના કટકા તેમાંથી બનાવી, તેના ઉપર હુકમત ચલાવતી સત્તા ની મહોર મારીને ચલાવવા, તે બધું સમજી શકાય તેવું સહેલું છે.

(૧૧) સંસ્કૃત લેખકો પંચમાર્ક્ડ સિકકાને પુરાણા (જુના) અથવા ધર્ણા (પુરાણા, પર્ણ, કે ઘર્ણ ઇત્યાદિ), કહે છે. આ સિકકઓ, બહુજ ઓછું રૂપું હોય તેવી મિશ્ર કરેલી ધાતુના કે કવચિત્ તાંબાના ચપટા પણ ચોખંડા અથવા ગોળ કટકાજ હોય છે: હથોડા વડે ટીપીટીપીને સપાટ કરેલ ધાતુના પતરામાંથી અમુક વજનના કટકા કાપી કાઢે છે. અને પછી તેના ઉપર ભિન્ન ભિન્ન અડીઓ મારીને છાપ ઉઠાવી હોય છે.

(૧૨) કો. ઇં. બ્રા. પૃ. ૧૫:–એકદમ પ્રાચીન સિકકાઓમાં અવળી બાજુ કોરીજ હોય છે.

(૧૩) કો. ઇં. બ્રા. પૃ. ૧૮:–જોઇતા આકારના પાસેપાસે બે ખાડા પાડી, તેને જોડી દઈ, તેમાં તપાવેલ ધાતુનો રસ રેડી સિકકા પાડવાની રીત હિંદમાં અતિ પ્રાચીન સમયથી ચાલી આવતી હોવી જોઇએ. કેટલીક વખત, રસ ઢાળવામાં, આવા ઘણા ખાડા સાથેસાથે જોડી દેવામાં આવતા. તેના પરિણામે છૂટા નહીં પાડેલ અનેક સિકકાઓ વારંવાર મળી આવે છે: આવા સિકકાઓ મોટે ભાગે નામ વિનાનાજ હોય છે.

(૧૪) આના દષ્ટાંતો માટે જુઓ કો. એ. ઇં. માં

(૨) ઢાળેલ[૧૫] = Cast coins.

(૩) અડી મારેલ[૧૬] = Die-struck.

(૪) ટંકશાળમાં પાડેલા[૧૭]= Minted coins

પંચમાર્કડ અને અડી મારેલમાં તફાવત એ પ્રકારે હોય છે. (૧) કેટલીકવાર પંચમાર્કડમાં ધાતુ બરાબર તપાવેલ નથી હોતી, તેથી પકડના એ ચીપીઆ વચ્ચે બરાબર દાબ ન લાગવાથી છાપ એકધારી ઉઠતી નથી તેમ (૨) જો ધાતુ તપાવેલી હોય તોયે, કેટલીકવાર પકડના ચીપીઆમાં કોતરેલાં ચિન્હો—અક્ષરો ઘસાઇ ગયેલ હોય કે છેકછાક થઈ ગયેલ હોય, તોયે છાપ બરાબર ઉઠતી નથી.

જ્યારે અડી મારેલ સિક્કામાં, ધાતુ પણ બરાબર તપેલી હોય છે તેમજ અડી ઉપરનાં અક્ષરો, ચિન્હો વિગેરે સાફ હોવાથી, તેની છાપ બરાબર સિક્કામાં ઉઠી આવે છે.

બાકી બન્નેમાં છાપ મારવાનાં ધોરણ તો એકજ નિયમ ઉપર રચાયલાં છે.

આ પ્રમાણે સિક્કાનો ક્રમિક વિકાસ થયો હશે, એમ સ્થિતિ અને સંજોગ જોતાં અનુમાન કરી શકાય છે. એટલે એકજ પ્રદેશના અને એકજ રાજ્યવંશના જો સિક્કા હોય તો તો તેના સમયની અટકળ બાંધવાને, તે અતિ કાર્ય સાધક થઇ પડે છે. પણ દરેક રાજ્યનાં અને દરેક પ્રદેશનાં સાધનો કાંઇ એક સરખાંજ હોતાં નથી. એટલેજ એક પ્રદેશના એકજ પ્રકારના સિક્કાનો સમય, તેવાજ પ્રકારના પણ અન્ય પ્રદેશના સિક્કાના સમયથી ભિન્ન પડી જાય છે. જો કે આવા સંયોગોમાં સમયનો નિર્ણય, વર્ષનો એકદમ ચોક્કસ આંક માંડીને આપણે નથી કહી શકતા, છતાંયે બહુજ થોડા વર્ષની મર્યાદાના તફાવતમાં રહીને—તેની, અટકળ તો જરૂર બાંધી શકાય છે ખરીજ.

**સિક્કાના સમય પરત્વે કાંઇક માહિતી.**

તે સમયે મગધ સામ્રાજ્યની સત્તા ફુલફુલાં જામેલી હતી, એટલે તેમના સિક્કાઓને દૃષ્ટિ સમીપ રાખીને જો ઉપરના ચારે પ્રકારના સિક્કાઓના સમયની મર્યાદા[૧૮] આપણે નક્કી કરી શકાય તો, આપણને તે ઘણી માર્ગદર્શક થઇ પડશે.

(૧) પંચ માર્કડ—તે તો વ્યાપારી મંડળોએ, અને શ્રેણિઓએ પાડેલ હોવાથી, તેને આવા મંડળોની રચનાના કાળેજ ઉભા થયેલ કહી શકાશે. અને આ પુસ્તકના પહેલા ભાગમાં જણાવી ગયા પ્રમાણે, આવી વેપારી શ્રેણિઓની રચના રાજા શ્રેણિકેજ કરેલ હોવાથી, તેના સમયનો આરંભ તેના રાજ્ય અમલ દરમ્યાનથી થયેલ (એટલે કે ઇ. સ. પૂ. ૫૫૬ બાદ શ્રેણિઓની રચના કરાઇ છે માટે તે સાલ પછીથી) કહેવો પડશે, એટલે કે, સર્વ સિક્કાઓમાં પ્રાચીનતમ સમય આ પંચ માર્કડનોજ કહી[૧૯] શકાય.

એરન પ્રાંતના સિક્કાઓ.

(૧૫) આના દૃષ્ટાંતો માટે જુઓ સિક્કાપટ નં. ૧ માં સિક્કા નં. ૧,૨.

(૧૬) આના દૃષ્ટાંતો માટે જુઓ સિક્કાપટ નં. ૧ માં સિક્કા નં. ૪.

(૧૭) આના દૃષ્ટાંતો માટે જુઓ સિક્કાપટ નં. ૧ માં સિક્કા નં. ૬ થી બધા આગળના.

(૧૮) આ વર્ણનમાં જે જે સમય મર્યાદાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે ને આવશે, તે મારી ગણત્રી પ્રમાણે છે એમ સમજવું. અલબત્ત તેમ કરવાને તે તે સિક્કા નીચે કારણો અને સમજૂતિ આપવામાં આવ્યાં છે જ; તેમ અત્યાર સુધી વિદ્વાનોએ તે તે સિક્કાઓનો જે સમય બાંધ્યો છે તે પણ સાથે સાથે દર્શાવાયો છે; જેથી વાચકને બંને હકીકતની તુલના કરવાનું સુગમ થઇ પડે.

(૧૯) કો. ઇં. બ્રા. પૃ. ૧૬:—પંચ માર્કડ સિક્કાઓની ઉત્પત્તિ દેશી બનાવટ પ્રમાણે થએલી છે.

C. J. B. P. 16:—Punch marked coins are indigenous in origin.

(૨) ઢાળેલ-પ્રકારના સિક્કાઓ કૌશંબીના રાજ્ય પ્રદેશમાંથી વિશેષ પ્રમાણમાં મળી આવ્યા છે. અને તે નંદવંશી મગધપતિઓની સત્તા, વત્સ-કૌશંબી દેશ ઉપર જામી હતી તે બાદનો ઠરાવી શકાય છે. એટલે ઇ. સ. પૂ. ૪૭૨ અથવા તે અરસામાં[૨૦] ઢાળેલ સિક્કાનો પ્રચાર થવા માંડયાનું કહી શકાશે.

(૩) અડી મારેલ—(Die-struck)[૨૧] તક્ષિલાના પ્રદેશમાંથી આ પ્રકારના સિક્કાઓ મળી આવે છે અને તેમને મૌર્યવંશી સમ્રાટ પ્રિયદર્શિનના હોવાનું ઠરાવાય છે. અને પ્રિયદર્શિનનો સમય ઇ. સ. પૂ. ૨૯૦ થી[૨૨] શરૂ થાય છે એટલે આ પ્રકારના સિક્કાનો અંદાજી કાળ તે અરસાની લગોલગ ઠરાવવો વ્યાજબી કહેવાશે.

(૪) અને ટંકશાળમાં સિક્કા પાડવાની રીત ગર્દભીલ વંશી રાજા વિક્રમાદિત્ય શકારિના સમયથી ઠરાવીએ છીએ એટલે તેનો સમય ઇ. સ. પૂ. ૫૭ ના અરસામાં કહી શકાશે.

આ પ્રમાણે ચારે પ્રકારના સિક્કાનો સમય અંદાજીપણે કહી શકાય તેમ છે. પણ ઉપરમાં જણાવેલ ભિન્ન ભિન્ન પ્રદેશનાં સાધનોની હકીકત ભિન્ન ભિન્ન હોવાને લીધે જે કાંઇ અનુમાન બાંધવામાં ફેરફાર અનુભવવો પડે છે, તે સ્થિતિ તો, જ્યાં સુધી પાકા નિર્ણય ઉપર આવવાનાં સાધનો મળી ન શકે ત્યાં સુધી રહેવાનીજ. એટલે કે, ઉપરમાં આપણે જે સમય માટેની મર્યાદા દોરી બતાવી છે તે અંદાજીજ સમજવી અને તેને અપવાદ પણ રહેવાનાજ.

**સિક્કાને લગતો અન્ય માહિતી.** ઉપરમાં તો, સિક્કાની ઉત્પત્તિ શા કારણે અને કેમ થઇ, તથા તેનો ક્રમિક વિકાસ કેવી રીતે થવા પામ્યો હતો, તેનું વિવેચન ટુંકમાં કરી બતાવ્યું છે. તે ઉપરાંત બીજી ઘણીએ બાબતો તેના વિશે જાણવી રહે છે. જેમકે સિક્કાઓ કઇ કઇ ધાતુમાં પાડવામાં આવતા હતા, તથા તેઓની કીંમત, કદ, આકાર, વિગેરે કેમ ગોઠવવામાં આવતાં હતા, તથા તેના ઉપર કઇ ભાષામાં શું લખાણ કોતરાતું, તેમજ તેના ઉપર જુદા જુદા સમયે, જુદા જુદા પ્રદેશમાં કયાં અન્ય સાંકેતિક ચિન્હો કોતરાતાં હતાં તે સર્વેની સમજણ આપવા માંડીએ તો તે એક સ્વતંત્ર પુસ્તક ભરાઇ જાય. અત્રે આ પુસ્તકનો હેતુ તેવી મતલબની સર્વ સાહિતી આપવાનો કાંઇ છે નહીં; એટલે માત્ર આપણી મતલબ પૂરતુંજ ટૂંકમાં વિવેચન

(૨૦) કો. ઇં. બ્રા. પૃ. ૧૮:-તાંબાની બનાવટના પ્રાચીન સિક્કાઓમાંના કેટલાક ઇ. સ. પૂ. પાંચમી સદીના છે અને ઢાળેલા છે,-પૃ. ૧૯ વળી કૌશાંબી, અયોધ્યા, મથુરા વિગેરેનાં રાજ્યોએ ઇ. સ. પૂ ની ત્રીજી સદીના અંતમાં ઢાળેલ તાંબાના સિક્કા પણ આપણી નજરે પડે છે.

C. J. B. P. 18:-The earliest of these copper coins, some of which may be as early as the fifth century B. C. were cast. -P. 19.We find such cast coins being issued at the close of the third century by kingdoms of Kaushambi, Ayodhya and Mathura.

(૨૧) જુઓ નીચેની ટીકા નં. ૨૨.

(૨૨) કો. ઇ. બ્રા. પૃ. ૧૮:-સિક્કાનું બીબું પાડીને, તે ઉપરથી બનાવેલ સિક્કા પ્રથમમાં પ્રથમ ઇ. સ. પૂ. ૪ થી સદીની આખરના છે (મારી ગણત્રી ત્રીજી સદીની થાય છે). તેમાંના કેટલાક સિંહની છાપવાળા, તક્ષીલામાં પડાયા છે અને ત્યાં તે પુષ્કળ મળે છે.--પૃ. ૧૯:-આ પ્રકારના સિક્કા પાડવાની રીત અજાયબ હતી. પ્રથમ તપાવેલ ધાતુ ઉપર તેની અડી મારવામાં આવતી, કે જેથી તેની છાપ અડીમાં હોય તે પ્રમાણે, સિક્કા ઉપર ઉંડા ચોરસ આકારની પડી જતી.

C. J. B. P. 18:—The earliest die-struck coins with a device of the coin only, have been assigned to the end of the 4th century B. C. (મારી ગણત્રી ત્રીજી century થાય છે). Some of these with a lion device, were certainly struck at Taxilla where they are chiefly found.-P. 19-The method of striking these early coins was peculiar,

કરીશું. બાકી વિશેષ જ્ઞાન મેળવનાર ઇચ્છુકોએ, તે બાબતના સ્વતંત્ર પુસ્તકો[૨૩] વાંચી જોવાં.

**સિક્કાની બે બાજુ તથા તે પરત્વેની સામાન્ય સમજ**

દરેક સિક્કાની બે બાજુ હોય છે. એકને સવળી બાજુ અને બીજીને અવળી બાજુ કહી શકાય; અથવા વિશેષ પ્રચલિત શબ્દોમાં જો કહીએ તો સવળી (Obverse)[૨૪] બાજુને "છાપ" એટલે મ્હોરાવાળી ( કારણ કે તે બાજુએ સાંપ્રતકાળે કોઇ વ્યક્તિનો ચહેરો ચિતરવામાં આવે છે માટે ) કહેવાય છે ને અવળીને ( Reverse ) "કાંટા" એટલે સિક્કાને લગતી બીજી માહિતી આપતી કહેવાય છે; એટલે હાલમાં સવળી અને અવળી ને એકંદરે "છાપ-કાંટા" તરીકે ઓળખવામાં આવે છે. આમાં સવળી બાજુ તે વિશેષ મહત્ત્વની અને અવળીને ઓછી મહત્ત્વની ગણાય છે. આ સમજુતી આગળ ઉપર આપણને ઘણી બાબતોનાં અનુમાનો બાંધવામાં તથા તે ઉપરથી પાકા નિર્ણય ઉપર આવવાને ઉપયોગી થતી જણાશે. કેમકે એકને એકજ બીના કેટલીક વખત કોઇ કોઇ સિક્કાની સવળી બાજુ ઉપર નજરે પડેલી દેખાશે તેમ તેજ બીના વળી અવળી બાજુ ઉપર પણ કેટલીક વખતે દેખાશે. તેવા પ્રસંગે સવળી બાજુ ઉપર આલેખાયલી તેજ પ્રકારની બીનાની મહત્ત્વતા અવળી બાજુ છપાયલી તેજ હકીકતની મહત્ત્વતા કરતાં વિશેષ આંકવી પડશે. તે ઉપરથી તે હકીકત તે સિક્કાના સમય ઉપર કે, તે રાજાના સ્વતંત્રપણા વિશે અથવા અર્ધ સ્વતંત્રપણા વિશે કે તદ્દન ખંડિયાપણા વિશે પ્રકાશ પાડનારી નીવડશે અને તે ઉપ-રથી રાજદ્વારી સ્થિતિનો નિર્ણય પણ કરી શકાશે.

એકદમ પ્રાચીન કાળે રાજાઓ પોતાના નામની પ્રસિદ્ધિ માટે બહુ હોંસ ધરાવતા નહીં, તેથી જેમ હાલમાં સિક્કાની સવળી બાજુએ દરેક દેશનો રાજા પોતાનું મ્હોરૂં ચિતરાવે છે, તેમ પ્રાચીન સમયે કરવામાં આવતું નહોતું. પણ તેઓને પોતાનાં નામો કરતાં, પોતાના વંશનું, દેશનું કે ગોત્રનું અભિમાન વિશેષ પણે રહેતું હોવાથી, તેની મતલબનાં અર્થસૂચક ચિહ્નો સવળી બાજુ કોતરતાં, અને અવળી બાજુએ, પોતે કયા ધર્મના હતા તે દર્શાવતા.[૨૫] હાલની માફક, સાલ કે સિક્કાની કિંમત, કે દેશનું નામ તેવું કાંઇ પણ જણાવતાં નહીં. પછી જેમ જેમ જમાનો આગળ વધતો ગયો. તેમ તેમ વિચારોમાં ફેરફાર થતા ગયા,

in that the die was impressed on the metal when hot, so that a deep square incuse, which contains the device, appears on the coin.

(૨૩) તેમાંનાં એક બે નાં નામ નીચે છે, Cat. of Coins of Andhra Dynasty by Dr. Rapson (intro from clxv to ccviii) તથા Coins of Ant. India by Sir A Cunningham.

(૨૪) C. A. R. Pref. XV P. 14. where one side of a coin tends to be convex, that is to say when the type has been impressed from the lower die which was fixed on the anvil, it is called obverse: when on the other hand, it tends to be incuse, that is to say, when it bears the impression of the upper die which was fixed on to the punch, it is called reverse.

કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૫ પારા ૧૪:-જ્યારે સિક્કાની એક બાજુ ઉપસેલી હોય છે એટલે કે, એરણ ઉપર ગોઠવેલી અડીથી તેના ઉપર છાપ ઉઠાડવામાં આવે છે, તે બાજુને સવળી કહેવાય છે. પણ તેનાથી બીજી રીતે એટલે કે છાપ ઉંડી હોય અને ઉપરની અડીથી તે છાપ ઉઠાડવામાં આવી હોય છે, તો તેને અવળી બાજુની કહેવાય છે.

(૨૫) જુઓ નાગવંશી અને શિશુનાગવંશી સિક્કાઓ (આંક નં. ૪૪ થી ૪૬ સુધીના).

અને વ્યક્તિત્વને માન આપવાનું વલણ પ્રવેશવા માંડયું. એટલે રાજાઓએ પોતાનાં નામ કે ગોત્ર અથવા બિરૂદ લખવાની રીત દાખલ કરી દેખાય છે[૨૬] છતાં કોઇએ પોતાનું મ્હોરૂં તો દાખલ નહોતુંજ કર્યું. પણ જ્યારથી હિંદની બહારના શાસકોનો સંસર્ગ હિંદમાં થવા માંડયો, ત્યારથી આ રૂઢીનો[૨૭] પ્રવેશ થવા માંડયો દેખાય છે. તેમાં પણ અવંતિ દેશ, તે સારાએ ભારતવર્ષનું નાક ગણાતું હતું. એટલે તે દેશ ઉપર શાસક તરીકે રાજા નહપાણ (ઇ.સ. પૂ. ૧૧૪) આવ્યો ત્યારે પ્રથમવાર તેણે પોતાનું મ્હોરૂં અંકિત કરાવ્યું. તે પહેલાં અન્ય પરદેશી શાસકો થયા હતા ખરા (જેવાકે ડિમેટ્રીઅસ, મિનેન્ડર અરે નહપાણનો પિતા ભૂમક સુદ્ધાંએ પણ રાજ્ય તો કર્યું જ છે.)[૨૮] પણ કોઇએ અવંતિ ઉપર હકુમત ભોગવી નહોતી, એટલે તેઓ તે સમયની ચાલી આવતી પ્રણાલિકાનેજ વળગી રહ્યા હતા. તેમ આ પરદેશી શાસકો પોતપોતાના દેશીય ઇલકાબોજ ધારણ કરીને રાજ્યાસને બિરાજતા. જ્યારે નહપાણે તો જેમ સિક્કામાં પોતાનું મ્હોરૂં કોતરાવીને નવી પદ્ધતિ શરૂ કરી હતી, તેમ શાસક તરીકે પોતાના વતનના ઇલકાબનો–મહાક્ષત્રપ તરીકેનો–પણ ત્યાગ કરીને એક હિંદિને શોભતું તદ્દન સ્વદેશી એવું "રાજા" નામનું બિરૂદજ ધારણ કર્યું હતું.[૨૯] આ પ્રમાણે તેણે અનેક રીતે સિક્કાને લગતી ચાલી આવતી પ્રણાલિકાનો ભંગ કર્યો હતો. જોકે તેણે પોતાનું નામ બદલીને નહપાણને બદલે નભોવાહન, કે નરવાહન ધારણ કર્યું હતું, એમ કેટલાક સાહિત્ય ઉપરથી સમજાય છે ખરૂં. તો પણ કોઇ સિક્કા ઉપર કે શિલાલેખમાં તે નામ તેણે અંકિત કર્યું હોય એમ હજુ સુધી નજરે પડતું નથી. બાકી તેણે અનેક દિશામાં ફેરફારકર્યા હતા તે ચોકકસ છે. અને તેના અમલનો અંત આવતાં[૩૦] (ઇ. સ. પૂ. ૭૪) પાછો હિંદી રાજાનો અમલ અવંતિ ઉપર થયો કે ફરીને એકવાર પાછી જૂની પદ્ધતિ પ્રમાણે સિક્કા બહાર પાડવા મંડાયા હતા. તે પાછા ઠેઠ ચષ્ઠણ જ્યારથી અવંતિપતિ બન્યો[૩૧] ત્યારથી મહાક્ષત્રપ અને ક્ષત્રપના મહોરા સાથેના સિક્કા બહાર પડવા શરૂ થયા હતા. ચષ્ઠણનો પિતા અવંતિપતિ નહોતો તેમ તે સ્વતંત્રપણે શાસક પણ નહોતો તેથી (એટલે મહાક્ષત્રપના પદે બિરાજેલ નહોતો તેથી)

(૨૬) જુઓ આંધ્રદેશના તેમજ નંદવંશના સિક્કાઓ.

(૨૭) કો. ઇ. બ્રા. પૃ. ૨૫:–આ પધ્ધતિ એટલે કે, મોઢાનો ચહેરો તથા ગ્રીક ભાષાના શબ્દો લખવાની પ્રથા–ઇન્ડો ગ્રીક રાજાઓએ હિંદી સિક્કામાં દાખલ કરી છે. અને તેનું અનુકરણ આઠેક સદી સુધી ચાલ્યા કર્યું છે.

C. J. B. P. 25. These models, the Indo-Greek kings introduced, Greek types and among them the portrait-head, into Indian coinage and their example was followed for eight centuries.

(૨૮) એટલે આ પરદેશી રાજાઓએ તો, પોતાના દેશની રૂઢી પ્રમાણે પોતાના સિક્કા ઉપર પોતાનું મ્હોરૂં ચિતરાવ્યું છેઃ પણ કોઇ હિંદી રાજાએ પોતાનું મ્હોરૂં કોતરાવ્યું નથી, એમ મારૂં કહેવું છે.

જો કોઇ હિંદી રાજાએ પ્રથમમાં પ્રથમ મહોરૂં કોતરાવ્યું હોય તો તે રાજા નહપાણજ હતો. અને તે પણ અવંતિપતિ બન્યા પછીજ, નહીં કે તે પહેલાં.

(૨૯) જુઓ તેના રાજ્યનું વર્ણન.

(૩૦) આ બધાના સમય વિશે તેમનાં વર્ણન જુઓ અને તેઓએ શું શું ફેરફારો કર્યા હતા તે તેમનાં સિક્કાચિત્રો ઉપરથી જોઇ શકાશે.

(૩૧) અવંતિ પતિ સિવાયના કુશાનવંશી રાજાઓના સિક્કામાં પણ તેમના ચહેરાઓ પાડવામાં આવ્યા છે. અત્યારે આપણે અવંતિપતિઓની વાત કરીએ છીએ. એટલે તેમને આ હકીકત લાગુ પડતી નથી. તેમ બીજી બાજુ આ કુશાનવંશી રાજાઓ મૂળે તો પરદેશીજ હતા એટલે પણ તેઓ પોતાનાં મહોરાં પડાવતા હતા. જેથી

તેના સિક્કાપણ નથી. અને સિક્કા નથી એટલે મહોરૂં પાડયાનો સવાલજ ઉદ્‌ભવતો નથી. જો કે ચષ્ઠણવંશનો સમય આપણા પુસ્તકની કાળ મર્યાદા બહારનો છે છતાં વર્ણનના પ્રસંગનો અનુસંધાન કાળ હોઇને આટલો અંગુલિનિર્દેશ કરવો પડયો છે.

સવળી બાજુ ઉપરના ચિત્રની બાબતમાં, જેટલું અટપટાપણું છે, તેટલું અવળી બાજુ વિશે નથીજ. કારણ કે તે બાજુ મુખ્યપણે તો રાજકર્તાના ધર્મસૂચક સાંકેતિક ચિન્હો કોતરવાની પ્રથાજ ઠેઠ ઇ. સ. પૂ. ની છઠ્ઠી સદીથી માંડીને ઇ. સ. ની પહેલી સદી સુધી ચાલતી આવેલી જળવાઇ રહી છે. જે કાંઇ થોડો ઘણો ફેરફાર જોવામાં આવતો દેખાય છે, તે પ્રથાનો નથી, પણ તે તે ચિન્હોની રૂપ-રેખાનો અને અન્ય હકીકત દર્શાવવા પૂરતોજ. તેમ પ્રાચીન સમયે રાજાઓનાં વંશદર્શક જે ચિન્હો સવળી બાજુએ આળેખાતાં,તે મહોરાવાળા સિક્કાઓ પડાતા થયા ત્યારથી તે અવળી બાજુએ દાખલ કરાયાં છે. તેમજ સાલદર્શક આંકડાઓ જે પાછળથી કોતરવાનું દાખલ કરાયું છે તે તો સવળી બાજુએજ મુખ્યત્વે કરીને કોતરાયા છે એટલે અવળી બાજુએ બહુ મોટા અગત્યના ફેરફાર થયાનું નજરે પડતું નથી.

તેમ કેટલાક સિક્કામાં એકજ બાજુ ઉપર લખાણ હોવાનું[32] પણ માલુમ પડે છે. જ્યારે બીજી બાજુ તદ્દન કોરી હોય છે. પણ આવા દાખલા બહુજ જૂજ છે એટલે તેને માટે નોંધ લીધા ઉપરાંત વિશેષ વિવેચન કરવા જરૂર રહેતી નથી.

અલબત્ત આ પ્રમાણે બન્ને બાજુની સ્થિતિ મુખ્યપણે પ્રવર્તે છે. છતાં જેમ હાલમાં પણ બને આવે છે કે, કોઇ વિશિષ્ટ પ્રસંગ કોઇ રાજકર્તાના સમયે બનવા પામે છે તો તેના સ્મરણ માટે ખાસ સિક્કા પડાય છે તેમ તે સમયે પણ બનવા પામ્યુ હોય તેવું માલુમ પડે છે, ( જુઓ નંદિવર્ધન અથવા નંદ પહેલાના તથા મહાનંદ ઉર્ફે નવમ નંદના સિક્કા ) આવા વિશિષ્ટ પ્રસંગની માહિતી તે તે સિક્કાનું વર્ણન કરતાં આપવામાં આવશે.

સિક્કાઓ મુખ્યત્વે કરીને બે જાતના હોય છે,

**ધાતુ તથા ધાર્મિક ચિન્હો** — મૂલ્યવાન સિક્કાઓ જે હોય તે ચાંદિ અને[33] સુવર્ણમાંથી બનાવેલ હોય છે જ્યારે સાધારણ મૂલ્ય દર્શક હોય છે તે તો તાંબુ, કાંસુ, સીસુ, કે અન્ય ધાતુના હોય છે, પછી સર્વાંશે તે એકજ ધાતુના હોય કે, એક બે ધાતુના મિશ્રણથી બનાવેલ ધાતુના પણ હોય. પોટીન તેમજ એક તદ્દન નવીન ધાતુના[34] પણ બનાવાયા છે,

ધાર્મિક ચિન્હ બાબતમાં જણાવવાનું કે જેમ વર્તમાન કાળે ભારત વર્ષમાં ઘણા ધર્મ પાળવામાં આવતા દેખાય છે તેમ તે સમયે સ્થિતિ નહોતી. તે સમયે તો કેવળ ત્રણ ધર્મજ હતા. વૈદિક, બૌદ્ધ અને જૈન. તેમાં પણ જે સોળ રાજ્યોનાં વર્ણન

હિંદી પદ્ધતિ તેને કહેવાય નહીં.

(૩૨) આવા સિકકાઓ મુખ્યપણે પંચમાર્કડ જાતના જ છે ( જુઓ ઉપરમાં પૃ. ૫૧ વાળું વિવેચન. )

(૩૩) સિક્કાશાસ્ત્રીઓએ, પ્રત્યેક સિકકો કઇ ધાતુનો છે તેનું વર્ણન કરવાને, નીચે પ્રમાણે ટૂંકાક્ષરી સંજ્ઞા ધારણ કરી છે.

તાંબુ Copper=Æ

સોનું Gold=A. 𝔄

રૂપું Silver=A. R. 𝔄ℜ

સીસું Lead=or L. 𝔏

૩૪ ઇં. કો. આ પૃ. ૨૧ રૂપું અને તાંબું વિવિધ પ્રમાણમાં ભેળવવાથી, બીલન અથવા પોટીન નામની

આપણે હિંદમાં રાજ્યકર્તા તરીકે કરી ગયા છીએ, તેમાંના સર્વ દેશના સર્વ કાળના રાજાઓ મુખ્ય અવૈદિક સંપ્રદાયના હતા. તેથી અવૈદિક ચિન્હના સિક્કા બહુલતામાં નજરે પડે.

તે સ્વભાવિક છે. બાકી રહ્યા બૌધ અને જૈન-ધર્મ: આ બન્ને ધર્મોનાં ચિન્હોમાં વાસ્તવતાએ કેટલો ફેર હશે તે કહેવાને હું પોતે તો અશકતજ છું. પણ બૌધ્ધધર્મનું મૂળ શોધવા જઇએ તો તેની ઉત્પત્તિ પણ જૈન ધર્મમાંથીજ છે [૩૫] એટલે બન્ને ધર્મની સામ્યતા પણ એટલે બધે દરજ્જે એક બીજાની લગોલગ આવીને ઉભી રહે છે કે ખાસ ભેદ જ્યાં સુધી આપણે ન જાણતા હોઇએ ત્યાં સુધી, એક બીજાને છૂટા પાડવાનું કાર્ય દુષ્કર છે. તેમ બૌદ્ધ ધર્મ પાળનારા રાજાઓની નામાવળી તપાસીશું તો, પ્રાચીનકાળે અશોક મૌર્યસમ્રાટ સિવાય અન્ય કોઇ રાજા તે ધર્મનુયાયી તરીકે બહાર પડી ગયેલ નજરે દેખાતો જ નથી. એટલે મારી માન્યતા મુજબ સઘળા રાજકર્તાનો ધર્મ પ્રાચીન સમયે, એક બે અપવાદ સિવાય જૈન ધર્મજ હતો અને તેથી તેવા દરેકે દરેકના સિક્કામાં જે ધાર્મિક-સાંકેતિક ચિન્હો આપણે જોઇએ છીએ તે જૈનધર્મનાં જ છે. પછી તેનો ભાવાર્થ-હાર્દ-જૈનધર્મનો ગમે તે વિશિષ્ઠ અર્થ સૂચવતું હોય. અલબત્ત આ સ્થળે મારે ખેદપૂર્વક નોંધ કરવીજ રહે છે કે, વિદ્વાનોએ જે બૌધધર્મનાં ચિન્હો તરીકે ઓળખાવ્યાં છે[૩૬] તે જૈન ધર્મ વિષે તેમનું અજાણપણું હોવાને લીધે જ બનવા પામ્યું છે. છતાં બનવા જોગ છે કે, અશોક સમ્રાટ જેવાના સમયના સિક્કા જો મળી જાય તો, આ બધા મત ભેદનો સમાધાનપૂર્વક નિવેડો આવી જાય.

હવે ધાર્મિક ચિન્હોમાંનાં કેટલાકનું વર્ણન સંક્ષિપ્તમાં જણાવીશ.

(૧-૨) સિંહ અને સર્પ (નાગ)નું ચિન્હ-જૈન ધર્મીએ પોતાના ધર્મ પ્રવર્તકોની સંખ્યા ૨૪ની ગણવે છે. તેમાં ૨૩ મા પાર્શ્વનાથ છે અને ૨૪ મા એટલે છેલ્લા મહાવીર છે. ધર્મ પ્રવર્તકોને ઓળખવાને સાંકેતિક ચિન્હ હોય છે. શ્રી પાર્શ્વ-નાથનું ચિન્હ સર્પ છે અને શ્રી મહાવીરનું સિંહ છે. એટલે સિંહનું ચિન્હ એમ સૂચવે છે કે, તે શ્રી મહાવીરના ધર્મનો અનુયાયી છે. અને નાગનું ચિન્હ એમ સૂચવે છે કે તે શ્રી પાર્શ્વનાથનો અનુ-યાયી છે.

જૈનધર્મનો એક એવો નિયમ છે કે જ્યાં સુધી ધર્મ પ્રવર્તકને કૈવલ્યજ્ઞાન-વિશ્વવ્યાપી જ્ઞાન, જેને બૌદ્ધધર્મમાં નિર્વાણ કહેવામાં આવે છે તે-ઉત્પન્ન થયું નથી હોતું, ત્યાં સુધી તે કોઇને બોધ પણ દેતા નથી. તેમ પોતાના કોઇ પણ અનુયાયી (સાધુ સાધ્વી શ્રાવક કે શ્રાવિકા એમ ચતુર્વિધ સંઘમાંથી એક અંગ પણ) સ્થાપન કરતા નથી.[૩૭] એટલે તે કાળ સુધીનો ચતુર્વિધ સંઘ જે હોય તે, પૂર્વના પ્રવર્તકનો અનુયાયીજ ગણાય. એટલે કે, શ્રી મહાવીરને ઇ. સ. પૂ. ૫૫૬ માં જ્ઞાનપ્રાપ્તિ થઇ છે, તે સમય બાદજ તેમને અર્હન્ નામથી ઓળખી શકાય. અને તે સમયથીજ તેમના સંઘની સ્થાપના થઇ ગણાય. બાકી તે પૂર્વેના સઘળા સાધુ સાધ્વી શ્રાવક કે શ્રાવિકા જે હોય તે, તે

ધાતુ બને છે. આંધ્રદેશના લગભગ સઘળા સિક્કાઓ બીલન ધાતુના કે સીસાનાજ બનેલ છે. અને તે સિક્કાઓની બન્ને બાજુએ બ્રાહ્મિ લિપિના અક્ષરોથી અંકિત છે.

Bilon or Polin is a mixture of silver and copper in varying proportion; most Andhra coins are either of Billon or lead with Brahmi legends on both obverse and reverse.

(૩૫) જુઓ પૃ. ૪ ટી. ૩ ની હકીકત તથા મૂળ લખાણ.

(૩૬) આ મુદ્દા ઉપર આગળ સ્વતંત્ર પારાગ્રાફમાં વર્ણન કરીશું તે જુઓ.

(૩૭) જુઓ ઉપરમાં પૃ. ૩ ટી. ૩ ની હકીકત.

સમય સુધી સર્વે શ્રી પાર્શ્વનાથનાજ સંઘ તરીકે ઓળખી શકાય. અને ત્યાર પછી તે સર્વે શ્રી મહાવીરના ભકતજન તરીકે ગણાતા થાય. એટલે જે રાજકર્તાઓએ ઇ. સ. પૂ. ૫૫૬ પહેલા સિકકા પડ'વ્યા હોય તે ઉપર પાર્શ્વનાથનું ચિન્હ જે નાગ અથવા છે તે કોતરાવે[૩૮] અને તે બાદ શ્રી મહાવીરનું ચિન્હ જે સિંહ છે તે કોતરાવે. (જુઓકો. એ. ઇં. ૫૮ નં. ૩ અંક ૧ તથા સારનાથનો સ્થંભ ઇત્યાદિ.)

(૩) એક ઉપર એક એમ શગ ચડાવીને ટેકરો બનાવાય, તેવી રીતે આ આકૃતિ થાય છે. તે દરેક નાની મોટી આકૃતિના જુદા જુદા અર્થ થઇ શકે છે, તેમાં સિક્કા બનાવનારે શું હેતુ ધ્યાનમાં રાખ્યા હશે તે નક્કી કહી શકાતું નથી. પણ તે સર્વે જૈનધર્મની કેટલીક વિશિષ્ટતા સૂચક તો છે છેને છેજ.

ત્રણ ઢગલી હોય તો તે રત્નત્રય થઇ શકે (નીચે જુઓ).

છ ઢગલી હોય તો—ષટ્ દર્શન સૂચવે છે (જો કે તે સમયે છ દર્શન હતાં કે કેમ તે માહિતી નથી) અને તે અર્થ એમ થાય છે કે, જૈનધર્મને જે દૃષ્ટિએ છ દર્શન જુએ તે દૃષ્ટિએ તે દરેકને પોતાના દર્શનનું ભાન કરાવી શકે છે. એટલે કે, જે અપેક્ષાથી જુએ તે અપેક્ષાએ, જૈનધર્મમાં પોતાના દર્શનનો સમાવેશ થતો તે જોઇ શકે છે; મતલબ કે જૈનધર્મ તે વિશ્વધર્મરૂપે હોઇ શકવાનું સત્વાળું સામર્થ્ય ધરાવે છે. અથવા ઢગલીના ત્રણ માળ તે ધર્મના ત્રણ મુખ્ય પ્રસ્તાર સૂચવે છે.

દશ ઢગલી હોય તો તે ચાર પંક્તિ ઉપરાઉપરી ગોઠવવાથી થાય છે અને તે ચારનો અર્થ એમ કરી શકાય છે કે, ધર્મપ્રવર્તક જ્યારે ધર્મોપદેશ દે છે ત્યારે, તેમની બેસવાની જગ્યાએ, દેવલોકના દેવો, સમવસરણ રચે છે. તે સમવસરણને ત્રણ ગઢ હોય છે. તે ત્રણે ગઢમાં જુદી જુદી પર્ષદા[૩૯] બેસે છે. તે ત્રણે ગઢ અને પર્ષદા એક એકથી ઉચ્ચ સ્થાને આવી રહેલ છે અને સર્વથી ઉપરી સ્થાને ધર્મપ્રવર્તક બેસી દેશના આપે છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ સૂચવતું આ દશ ઢગલીનું ચિન્હ છે.

અને ત્રણ, છ અને દશ ઢગલીને સમગ્રપણે જો[૪૦] વિચારાય તો જૈનધર્મમાં જેને મેરૂપર્વત કહે છે અને જેને સમસ્ત પૃથ્વિનું મધ્યબિંદુ ગણવામાં આવે છે, તે સૂચવે છે. એટલે તે સર્વે પ્રકારના ઢગને પ્રથમ દૃષ્ટિએ પર્વતની ઉપમા તરીકે લેખવા. અને ઢગની શ્રેણિ (બે, ત્રણ, કે ચાર) ની સંખ્યા પ્રમાણે વિચારાય તો મેરૂપર્વતની ચૂલિકાઓ[૪૧] ગણવી એમ સૂચવે છે. અને પર્વત જેમ અચળ અને અડગ મનાય છે તેમ, જે વસ્તુઓ ઉપર તેવાં ચિન્હ કરાવાય તે વસ્તુ, યાવચ્ચંદ્ર દિવાકરૌપણે કાળની સામે ટક્કર ઝીલતી વિદ્યમંતી રહે એમ નિર્દેશ કરવાનો હેતુ રહેલો હોય છે.

(૪) આ ચિન્હો ત્રિ–રત્નનાં છે, જેને રત્નત્રય કહેવાય છે. તેને જૈન-

---

(૩૮) સરખાવો પૃ. ૧૯ ઉપરનું લખાણ તથા તે પાનાનું ટીપણ નં. ૭૪.

(૩૯) હાલના વિદ્વાનોએ આ ચિન્હને સંઘસૂચક સંજ્ઞા હોવાનું માન્યું છે. અને તે પણ એક રીતે યથાયોગ્યજ છે.

તેમ તે ચિન્હને "ચૈત્ય" નામથી ઓળખાવે છે: શા કારણથી આ નામ તેમણે આપ્યું હશે તે જણાવ્યું નથી.

(૪૦) હવે સમગ્રપણે વિચારતાં એટલે કે તેના પ્રસ્તર (જેને ઇંગ્રેજીમાં Tier કહે છે તે) ની સંસ્થાનો વિચાર કરતાં; તેને અનુક્રમે બે, ત્રણ અને ચાર પ્રસ્તર–શ્રેણિઓ છે. તે બે, ત્રણ અને ચાર સંજ્ઞાના પણ જૂદા જૂદા અર્થ થઇ શકે છે. આ બધી જૈનતત્ત્વમાંના પ્રકાર–ભેદ બતાવનારી નિશાનીઓ છે. તે વિષય ઇતિહાસનો નથી એટલે તેનું વિવેચન કરવાનું અત્રે યોગ્ય કહેવાય નહીં.

(૪૧) ચૂલિકાનો અર્થ નીચે પ્રમાણે છે: આખા પર્વત ઉપર તળેટીથી શિખર ઉપર જતાં, ત્રણ વિભાગ પડે

ધર્મમાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર નામથી ઓળખાવાય છે. જેમ રત્નથી મન ચિંતિત વસ્તુની પ્રાપ્તિ થાય છે તેમ આ ત્રણ રત્નનો પ્રભાવ પણ એવો માનવામાં આવે છે કે, જો તે ત્રણનું આરાધન-(ઉપાસના)-યથાયોગ્ય રીતે કરવામાં આવે તો મનવાંચ્છિત કામના પૂર્ણ થઈ જાય.

(૫) 卐 卍 સ્વસ્તિક છે. આમાં ચાર લીટીઓ ઉભી અને ચાર લીટીઓ આડી, એક બીજાને અડકાડેલી છે. આ આખી આકૃતિને હિંદુ ધર્મમાં સ્વસ્તિકના નામથી ઓળખાવાય છે. તેનો શબ્દાર્થ કરવામાં આવે તો સુ+અસ્તિ+ક:[૪૨] એમ થાય છે એટલે કે, સુ = સારી + અસ્તિ = સ્થિતિ + અને ક=કરનાર એટલે આખાયે શબ્દનો ભાવાર્થ કરીએ તો, સારી સ્થિતિનું કરનાર અથવા મંગળકારી એમ અર્થ થાય છે. સંસ્કૃતની ડીક્ષનેરી જોતાં આ અર્થ તો જાણે સામાન્ય રીતે બતાવ્યો છે. બાકી તેનો સુવાચ્ય અર્થ કે વપરાશ હિંદુ ધર્મમાં બહુત્વે કરીને નથી પણ બૌધ્ધધર્મમાં તેનો વપરાશ છે એમ જણાવ્યું છે. જ્યારે બૌધ્ધધર્મ અને જૈનધર્મને કેવી સામ્યતા છે તે આપણે પૃ. ૫ ઉપર જણાવી ગયા છીએ: કહેવાની મતલબ એ છે કે, ખરી રીતે સ્વસ્તિકનું ચિન્હ મૂળે જૈનધર્મવાળાઓનું જ છે. પણ વૈદિક અને જૈન ધર્માનુયાયીઓ, પરાપૂર્વથી સાથેસાથેજ ભારતવર્ષમાં વસવાટ કરી રહ્યા છે; એટલે કેટલાક રીતરીવાજો અને પૃથાઓ, વૈદિકધર્મવાળાની જૈનધર્મવાળાઓએ અપનાવી લીધી છે, તેમ કેટલીક જૈનધર્મવાળાની વૈદિકમતાનુયાયીઓએ પણ પોતાનામાં સમાવિષ્ટ કરી દીધેલી છે. તે પ્રમાણે આ ચિન્હ વિષે પણ બન્યું છે.

આ ચિન્હોનો શું અર્થ હોઇ શકે તેની ચર્ચા ઇન્ડીઅન એન્ટિકવેરીના જૂના અંકોમાં ઘણી સારી રીતે કરવામાં આવી છે. જેને તે જાણવાની ઇચ્છા હોય તેમણે તે તે અંકો જોવાની તસ્દી લેવી. પણ તેમાં જે વિધવિધ રીતિએ તેનો ઉકેલ કરી બતાવ્યો છે તેમાં કોઇએ જૈનધર્મરીતિ અનુસાર વિવેચન કરેલું જણાતું નથી. (ખેદની વાત છે કે, જૈનમતવાળાઓ કદિ પણ આવી બાબતમાં રસ લેતા નથી. રસ લેવો તો કદાચ એક બાજુ રહ્યો, પણ જો ચર્ચા થતી હોય તો, તેમાં પણ તદ્દન ઉપેક્ષા વૃતિ ધરાવતા રહે છે અને પરિણામે તેમના ધર્મને લાભ થવાને બદલે હાની થાય છે જે તેઓ ટગરટગર જોયાં કરે છે). એટલે જૈનધર્મ પ્રમાણે તેનો શું અર્થ થાય છે તેજ આપણે તો અત્રે જણાવવું રહે છે. દરેક જીવને ચાર ગતિમાં ઉત્પન્ન થવાનું તે ધર્મ માને છે. તેનાં નામ-દેવ, મનુષ્ય તિર્યંચ અને નારકી: આ ચાર ગતિસૂચક તે ચાર ઉભા પાંખાં છે અને આડી ચાર નાની લીટી છે તે, ચારે ગતિના જીવને તે બંધનકારક છે એમ સૂચન કરે છે; એટલે કે, તે ચાર ગતિમાં જીવને ભ્રમણ કરવું પડે છે, એમ તેનો અર્થ બતાવવા પૂરતું છે. અને તે આખા ચિત્રને મધ્યબિંદુમાં પરોવીને જેમ ગતિમાન કરવાથી ચકકર ચકકર ફર્યાં કરે છે. તેવીજ રીતે ચારે ગતિના સર્વે જીવોથી ભરપૂર એવું આ આખું વિશ્વ ફર્યાં જ કરે છે એમ ભાવાર્થ બતાવાય છે.

✤ ✚ આવું ચિન્હ તે પણ સ્વસ્તિકનું અર્ધસ્વરૂપ છે. તેમ + આચિન્હ પણ એક રીતે તેનુંજ સ્વરૂપ છે; અથવા બીજી રીતે તે પદ્મ સરોવરના અર્થમાં પણ ગણી શકાય છે. અને પંજાબ કે કાશ્મિર દેશ, કેજ્યાં આવાં સરોવર વિશેષ સંખ્યામાં અસ્તિ ધરાવતાં હતાં, તે સ્થળ બતાવવા અર્થે પણ કદાચ આ ચિન્હ વાપરવામાં આવ્યું હોય.

(૬) ¥ આવાં ચિન્હને વિદ્વાનોએ, Tree without railing and Tree with railing[૪૩] તરીકે ઓળખાવ્યાં છે. જ્યારે ખરી

છ અને તે ત્રણ વિભાગને ચૂલિકા કહેવાય છે.

(૪૨) કો. આં રૈ.પ્રસ્તાવના પૃ. ૧૪૫ પારા ૧૪૭.

(૪૩) કારવાર જીલ્લામાંથી મળી આવેલા ચુટુકાનંદ અને મૂળાનંદના સિક્કામાંના આવા ચિત્રને Pearse-

રીતે તેને જૈનધર્મમાં, ધ્વજ અથવા ઇંદ્ર-ધ્વજ તરીકે ઓળખાવાય છે. વચ્ચે જે આવી | ઉભી લીટી છે તે ધ્વજદંડ સૂચવે છે અને બન્ને બાજુએ તીરછાં જે પાંખાં બતાવ્યાં છે તે ધ્વજાઓ છે, જ્યારે ઇંદ્રધ્વજમાં જે નીચે બેઠક છે તે ધ્વજદંડને સ્થિર રાખવા માટે કેમ જાણે લાકડાનું ચોકઠું બનાવ્યું હોય નહીં તેમ ચિતર્યું છે. વર્તમાન કાળે જૈન લોકોના ધાર્મિક વરઘોડા જે નીકળે છે તેના મુખરિ ભાગે ધર્મધ્વજ રખાય છે. અને તેવા ધ્વજદંડને કાષ્ટના હાથી કે અશ્વ ઉપર ગોઠવી, મજુરદ્વારા ચાલણ ગાડીની માફક ખેંચતો જે દેખાડવામાં આવે છે તે, આ મૂળ ચિન્હોના સ્મારક તરીકે જળવાઇ રહ્યું છે. વળી તે માટેની સમજુતી એમ છે કે જ્યારે તીર્થ—ધર્મ પ્રવર્તકને કૈવલ્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે, દેવરચિત જે આઠ પ્રાતિહાર્ય[૪૪] ઉત્પન્ન થાય છે તે આઠમાંનું એક પ્રાતિહાર્ય આ ઇંદ્રધ્વજ પણ છે. તેમજ જો ઇંદ્ર-ધ્વજને બદલે બોધિવૃક્ષનું ચિન્હ તેને લેખવા માંગીએ તો, તેને પણ આઠ પ્રાતિહાર્યમાંનું એક લેખવામાં આવે છે,

(૭) ચક્ર, ધર્મચક્ર: ઉપરના પારિગ્રાફમાં જે આઠ પ્રતિહાર્યની વાત કહી છે અને જેનાં નામ ટીપણ (૪૪) માં લખી જણાવ્યાં છે તેમાંનું આ પણ એક પ્રાતિહાર્યજ છે. વિદ્વાનોએ પણ તેને ધર્મચક્ર કહીને સંબોધ્યું છે તેમ જૈનધર્મમાં પણ તેજ નામથી તેને ઓળખાવે છે. તે એવો હાર્દ સૂચવે છે કે, જેમ એક ચક્રવર્તિ રાજા, સર્વ સંસારી રાજાઓમાં ઉત્તમોત્તમ પદે બિરાજે છે અને તેની ઋધ્ધિ તથા પરાક્રમ સૂચવતું ચક્ર, જ્યાં જ્યાં તે જાય ત્યાં ત્યાં તેની આગળ પ્રતિહારી તરીકે ચાલતુંજ જાય છે.[૪૫] તેમ, ધર્મપ્રવર્તક અથવા તીર્થપ્રવર્તક–ધર્મચક્રવર્તિનું ચક્રવર્તિપણું બતાવતું આ ધર્મચક્ર છે. તે પણ તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં આગળ ચાલે છે.

(૮) આ ચિન્હોને વિદ્વાનોએ Moon–ચંદ્ર કહીને ઓળખાવ્યાં છે, જ્યારે જૈન-ધર્મવાળાઓ, તેને મોક્ષના સ્થાન (જેને રૂઢ શબ્દમાં સિધ્ધશિલા કહે છે) સૂચક ગણે છે. જેમ ચંદ્રની જ્યોતિ, શાંતિકારક અને ઉજ્વળ છે તેમ આ સ્થાન પણ કાયમની શાંતિ આપનાર છે એવી ભાવના સૂચવે છે.

તે જ્યારે ✱ (જે સૂર્ય સૂચવે છે) આવા ચિન્હ યુક્ત હોય ત્યારે તેને સૂર્યચંદ્ર બતાવનારૂં ગણાય છે અને તેનો અર્થ, જ્યાં સુધી સૂર્ય ચંદ્રનું તેજ પ્રકાશિત રહે ત્યાં સુધી, એટલે કે સાહિત્યક ભાષામાં જેને

---

ભાલા તરીકે વર્ણવ્યો છે (જુઓ સિક્કા નં. ૪૭ થી ૫૦).

(૪૪) પ્રતિહારી એટલે પાસે ને પાસે સેવકની માફક રહ્યાં કરે તે, ચોકીદાર, અથવા દંડ ઝાલીને આગળ ચાલનાર આવો અર્થ પણ થાય છે.

અને પ્રતિહાર–પ્રતિહારી ઉપરથી આ પ્રતિહાર્ય શબ્દ યોજાયો છે; તેનો અર્થ પણ તેજ સ્વરૂપમાં થાય છે; મતલબ કે, જેમ પ્રતિહારી હમેશાં સાનિધ્યમાં રહે છે તેમ જે વસ્તુઓ દરેક ધર્મપ્રવર્તક—કૈવલ્યજ્ઞાન ધારકની સમીપે હાજર રહ્યાંજ કરે તે સર્વ વસ્તુઓને પ્રાતિહાર્ય તરીકે, જૈન દર્શનમાં વર્ણવ્યાં છે.

આવાં દેવરચિત આઠ પ્રાતિહાર્ય કહ્યાં છે જેનાં નામ આ પ્રમાણે છે:–૧અશોકવૃક્ષ, ૨ ફૂલનીવૃષ્ટિ, ૩ દિવ્યધ્વનિ, ૪ ચામર, ૫ સિંહાસન, ૬ ભામંડળ, ૭ દુદુંભી અને ૮ છત્ર.

(૪૫) આ ચક્ર-પ્રતિહારીની જેમ સૂચવાતી હાલ જે વસ્તુ આગળ ધરાતી રહી છે તે, રાજદંડ છે: અને દરેક રાજકર્તા પોતાની હકૂમતમાં હરવા ફરવા નીકળે છે ત્યારે, તેને પોતાની આગળ ચાલતો રાખે છે.

આવું ચક્ર તક્ષશિલા દેશનું ચિન્હ હોઇને તે દેશને તેજ નામથી ઓળખાવે છે. વળી તક્ષશિલા નગરી પોતે એક તીર્થસ્થાન હોવાથી તેને પણ ધર્મચક્ર તીર્થ અથવા ચક્રતીર્થના નામથી સંબોધાય છે ( જુઓ ભાગ ૪ થો).

પ્રવૃત્તચક્ર-કોને કહેવાય તે માટે પુ. ૧ લું પૃ. ૧૭૦. તથા હાથીગુંફાના શિલાલેખની સમજૂતિ ત્રીજા

"યાવચ્ચંદ્ર દિવાકરૌ" કહેવાય છે તે સમય સુધી –મતલબ કે સદૈવ, હમેશાં–એમ કહેવાનો ભાવાર્થ છે. આવાં ચિન્હો, ચષ્ઠણવંશી ક્ષત્રપોના સિક્કાઓ-માં[૪૬] કોતરેલ છે.

(૯) ♉ એને વિદ્વાનો Taurine symbol ના નામથી અને જેને Nandipada (The foot-print of Nandi–a bull)તરીકે ઓળખાવે છે. તે કાંઇ ખાસ અન્ય અર્થસૂચક ચિન્હ નથીજ પણ જેમ એક વસ્તુને જુદા જુદા પ્રદેશમાં જુદી જુદી રીતે ચિતરી બતાવાય છે તેવી રીતે "ત્રિરત્ન" અથવા રત્નત્રયના ચિન્હ તરીકે જે ચિત્રોની સમજ આપી છે તેનાંજ માટેનાં આ ચિત્રો પણ હોય એમ સમજાય છે. જેમ આ બે ચિત્રોનું છે તેમ અન્ય પણ કેટલાંક એવાં ચિત્રો છે કે જેને પણ ભિન્ન ભિન્ન દેશની પ્રચલિત પધ્ધતિ પૂર્વક ચિત્રાયેલાંજ ગણી શકાય.

**ચિન્હો અને તે કોતરવાના હેતુઓ**

સિક્કાઓ ઉપર જે અનેક ચિત્રો છાપવામાં આવ્યાં છે તેમાંનાં કેટલાંક ધાર્મિક તત્ત્વનું સૂચન કરનારાં છે એમ આપણે ઉપરનાં પાનાં-માં જણાવી ગયા છીએ. તે ઉપરાંત બીજી પણ કેટલીક નિશાનીઓ, સંખ્યાબંધ સિક્કામાં નજરે પડે છે. એટલે સહજ અનુમાન કરી શકાય કે તે નિશાની-ઓને, કાંઇક સામાન્ય નિયમ લાગુ પાડીને ચિતરવામાં આવેલી હોવી જોઇએ. જો કે, મિ. રેપ્સનનું એમ માનવું છે કે[૪૭], "Very little is known as to the meaning of the symbols which often occur as adjuncts to the main type of Indian coins" પણ પાછું લખે છે કે "Many of them were probably religious in origin and may have been used as sectarian marks"–આ બધાં વર્ણનથી એમ સમજાય છે કે, તેઓ સાહેબે ઉપરના ઉદ્‌ગારો તો જે ચિન્હો આપણે ઉપર વર્ણવી ગયા છીએ તેને અનુલક્ષીને જ કાઢયા હોવા જોઇએ. છતાં આપણે તે હેતુ સ્વીકારી લઇને પણ તેમના મંતવ્યમાં એટલો જરૂર ભારપૂર્વક સુધારોજ કરવો રહે છે કે, તે બધાં ચિન્હો કાંઇને કાંઇ હેતુપૂર્વકજ કોતરાયાં છે. જેમ તેનાથી ધાર્મિક મત દર્શાવાય છે તેમ અન્ય ઘણી રાજકીય માહિતી[૪૮] પણ તેનાથી સમજાવવા પ્રયત્ન કરેલો છે. આ પારિગ્રાફમાં આપણે તેવીજ માહીતિનું વર્ણન ટૂંકમાં આપવાનું રહે છે,

મિ. રેપ્સન એક ઠેકાણે લખે છે કે.[૪૯] The origin and significance of Indian coin–types are often obscure but it seems possible to determine sometimes whether their use was local, dynastic or personal–that is to say whether they were intended to denote some particular locality, some particular family of rulers or some particular ruler. ખરી વાત છે

ભાગમાં જુઓ.

(૪૬) જુઓ સિક્કાચીત્રે પટ નં. ૨ માં અંક નં. ૪૨. તથા સમજૂતિ માટે આગળના પૃષ્ઠ ઉપરનું વર્ણન.

(૪૭) કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૭૪ પારા. ૧૪૭ હિંદના સિક્કાઓની મુખ્ય જાતોમાં વારંવાર જે જાતનાં ચિન્હો નજરે પડે છે, તેના રહસ્યની ભાળ ભાગ્યેજ જાણવામાં આવી છે—

તેમાંનો ઘણો ભાગ તો ધાર્મિક પ્રકારનો દેખાય છે અને તેથી કદાચ સાંપ્રદાયિક તત્વ તરીકે તે વપરાયા હશે.

(૪૮) આવી રાજકીય માહીતિ પ્રત્યેક સિક્કાનું વર્ણન કરતાં, તે તે સ્થાને લખવામાં આવી છે. તે વાંચવાથી આ કથનની ખાત્રી થશે.

(૪૯) કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૬૦-૬૫ પારા ૧૩૯-જોકે હિંદી સિક્કાઓની બનાવટનાં મૂળ તથા ઉદ્દેશ મુખ્યત્વે અંધારામાંજ છે છતાં એમ માનવાને કારણ છે કે, તે સર્વે સ્થાન, વંશ તથા વ્યકિત સૂચક હશે. એટલે

કે, હિંદની સંસ્કૃતિ, પાશ્ચાત્ય સંસ્કૃતિથી ભિન્ન છે, એટલે બન્નેનાં માનસમાં ફેર હોયજ: અને તેથી પણ કેટલીક ગુંચવણ ઉભી થાયજ. તેમ પ્રાચીન સમયે સાધનો અત્યારના કરતાં ટાંચાં અને અવ્યસ્થિત હોવાથી, તેમજ તેનો વિકાસ થયેલ ન હોવાથી, સિકકા-ચિત્રો આલેખવામાં કાંઇક સ્ખલના પણ થવા પામી હોય તે દેખીતુંજ છે. પણ તેથી often obscure જેવો આક્ષેપ તો નજ લાગુ પાડી શકાય. બાકી જ્યાંસુધી આપણે તે તે વસ્તુના બનાવનારના આશયોનો ઉદ્દેશ સમજી ન શકીએ ત્યાંસુધી, તેમને દોષ દેવાના કરતાં, આપણા જ્ઞાનના અધુરાપણાનો અથવા આપણી બુધ્ધિની મંદતાનોજ દોષ કાઢવો તે વિશેષ વ્યાજબી ગણાય. પણ જ્યારે તેજ ગ્રંથકાર પાછલા વાકયે કબૂલ કરે છે કે, તેનો ઉપયોગ, સ્થાનપરત્વે, વંશપરત્વે કે વ્યકિતપરત્વે કરવામાં આવ્યો હોય એમ નિર્ણય કરવાનું સંભવિત થાય છે, ત્યારે તેના કથનમાં ઘણું સત્ય સમાયલું છે એમ આપણને નીચેના લખાણ ઉપરથી પણ દેખાઇઆવે છે.

પ્રથમ આપણે સ્થાન પરત્વેની હકીકતનો વિચાર કરીશુઃ—તક્ષીલા દેશના સિકકા ઉપર ધર્મચક્ર કોતરેલું દેખાય છે. પછી રાજા ગમે તે હોય. આ તક્ષીલા દેશનું નામ તો તે દેશની રાજધાની તક્ષીલા નગરી હતી તેથી આપણે નામ આપ્યું છે. બાકી ખરી રીતે તે દેશને **કંબોજ રાષ્ટ્ર** કહેવાતો અને તેમાં **ગાંધાર** એટલે હાલનો પંજાબ દેશ તથા **કંબોજ** કહેતાં અફગાનિસ્થાનવાળો ભાગ પણ સમાઇ જતો હતો. આ કંબોજ રાષ્ટ્રના અનેક સિકકાઓ ઉપર ધર્મચક્ર ચિતરાયું છે. (જુઓ કો. એ. ઇં. પટ ૩ આંક ૧૩) અને ત્યાં તો રાજકર્તાનું રાજ્ય હતું; પણ ભૂમક જેવો ક્ષત્રપ કે જેને પંજાબના રાજ્યની હકૂમત સાથે સંબંધ નહોતો છતાં તેણે પોતાના સિકકામાં તે ધર્મચક્ર બતાવ્યું છે તે (જુઓ પટ ૨ આકૃતિ ૩૫-૩૬) પોતાનું જન્મસ્થાન કે ધર્મ સૂચવવા માટેજ હોય એમ સમજાય છે.

બીજો દૃષ્ટાંત—જેને વિદ્વાનો Ujjain symbol તરીકે ઓળખાવે છે અથવા જેને cross and balls પણ કહેવાય છે તે પૂરો પાડે છે. ઉજૈની ઉપર કેટલાએ રાજકર્તા અને રાજવંશની હકૂમત તો ચાલી ગઇ છે, છતાં તેમાંના લગભગ સઘળાએ તે ચિન્હ વાપર્યાંજ કર્યું છે. એટલે કે તે ચિન્હ કેવળ સ્થાન પરત્વેજ વપરાતું માલૂમ પડ્યું છે.

વત્સદેશ—જેનું રાજપાટ કૌશાંબી નગર હતું. તેના રાજકર્તાઓનો વંશ, ગમે તે હોય છતાં તેમનો દેશ વત્સ કહેવાતો હોવાથી, વત્સ-વાછરડું એટલે નાનો બળદ[૫૦] તેમના સિક્કા ઉપર કોતરી બતાવ્યો છે (જુઓ તે દેશના સિક્કા કો. એ. ઇં. પટ નં. ૫ તથા આ પુસ્તકે. પટ ૨-૩)

આયુધ્યે દેશના વતની (કો. એ. ઇં, પટ નં. ૬) યુદ્ધમાં પંકાતા હોઇને, શુરવીર યોધ્ધાનું ચિન્હ રાખ્યું છે. કોશળ દેશમાં તાલવૃક્ષો વિશેષ હોવાથી તાલવૃક્ષ તેમણે રાખ્યું છે (આ પુસ્તકે પટ નં. ૧ આકૃતિ નં. ૧૪) તેમ ઋષભદેવ—આદિ-

કે, તે અમુક સ્થાન બતાવવા માટે, કે અમુક વંશના તે રાજાઓ હતા તે દર્શાવવા માટે કે, એ અમુક રાજાનાજ છે એમ નિર્દેશ કરવા પૂરતા પણ હોય.

(૫૦) જેને વિદ્વાનોએ Bull=નંદી કહ્યો છે; અને નંદી તે શૈવધર્મનું લક્ષણ છે તે અનુસાર, તે રાજકર્તાને શૈવધર્મી માન્યો છે. પણ ખરી રીતે તેમ નથીજ.

તેમ તે નંદી=વૃષભ; તો જૈન ધર્મના આદિપ્રવર્તક શ્રીરૂષભદેવજીનું પણ ચિન્હ છે. તેને શિવધર્મ સાથે સંબંધ નથીજ. કદાચ શિવધર્મ તરીકે તે ચિન્હનો વપરાશ હતો એમ માની લઇએ તો, પ્રશ્ન એમ થાય છે કે તે સમયે શિવધર્મ હૈયાત હતો કે, પછી શંકરાચાર્યની ઉત્પત્તિ ઇ. સ. ના ૯ મા સૈકામાં થઇ ત્યારથી તેની આદિ કહેવાય. જો વૈદિક ધર્મને શૈવધર્મ તરીકે ગણો તો પછી વિષ્ણુધર્મને પણ વૈદિકમાં કેમ ન ગણી શકો. તેની આદિ તો ઇ. સ. ની પંદરમી સદીમાં થઇ હતી એમ ચોખ્ખું કહેવાય છે, આમ હિંદુધર્મના બે મુખ્ય ભાગ-શૈવધર્મ અને

નાથ—ની તે જન્મભૂમિ, શાસનભૂમિ વિગેરે હતી અને તેમનું લંછન—સાંકેતિક ચિન્હ—વૃષભ હતું તેની યાદિ માટે, કોશલના સિક્કામાં ક્વચિત વૃષભ—બળદનું ચિન્હ પણ નજરે પડે છે (કો. એ. ઇ, પટ ૯ આકૃતિ નં. ૭, ૧૨, ૧૪: આ પુસ્તકે આંક નં. ૧૪-૧૮) પાંચાલદેશ તે સતી દ્રૌપદીના પિતાનો પ્રદેશ છે અને દ્રૌપદીજીના ભરથાર પાંચ પાંડવો હતા. તેની યાદી આપતું ચિન્હ, તેઓએ એક ચોધ્ધો રાખી અનેક માથાં બતાવીને પૂરૂં પાડયું છે (જુઓ કો. એ. ઇ. પટ નં. ૭) જ્યારે કુલિંદ દેશ (હસ્તિનાપુરીની આસપાસનો દેશ) તે જૈનધર્મના સોળમાં તીર્થંકર શાંતિનાથની જન્મભૂમિ તથા રાજપાટની ભૂમિ હતી અને તેમનું લંછન, હરિણ હતું, તેથી તે પ્રદેશના સિક્કામાં હરિણની આકૃતિ આલેખાયલી નજરે પડે છે (જુઓ કો. એ. ઇ. પટ નં. ૫ આકૃતિ, ૧, ૨, ૩ વિ.)

સ્થળ પરત્વે આટલું વર્ણન કર્યા બાદ હવે વંશ પરત્વે થોડુંક વિવેચન કરીશું. અને તે બાદ વ્યક્તિગત વિશિષ્ટતાના દૃષ્ટાંતો રજુ કરીશું.

શિશુનાગ વંશના બે વિભાગ છે, મોટો અને નાનો. મોટા શિશુનાગવાળા રાજાઓએ બે મોટા[૫૧] નાગ પોતાના વંશના ચિન્હ માટે પસંદ કર્યા લાગે છે (જુઓ કો.એ. ઇં. પટ ૮ આંક નં. ૨૦૭-૨૦૮: સિક્કા નં. ૪૪થી ૪૬) જ્યારે નાના શિશુનાગવંશ કે જેને નંદવંશ તરીકે ઓળખાવાય છે તેના રાજાઓએ, બે નાના નાગ ચિતરવાનું યોગ્ય ધાર્યું છે. (જુઓ સિક્કો નં. ૪૫) મૌર્યવંશી રાજાઓએ ક્ષત્રિય પણું બતાવતું અશ્વનું ચિન્હ પસંદ કર્યું છે. અને પોતે મૌર્યવંશી હોવાથી, મૌર્ય (મોર) ની કલગીનું ચિન્હ તે અશ્વને માથે બેસાડ્યું છે (જુઓ કો. એ. ઇં. પટ ૫ નં. ૧૦૫-૧૦૬; પટ ૬ આ. નં. ૧૪૮, G P. 6). આંધ્રપતિઓએ પોતાની ઉત્પત્તિ શુદ્રજાતિમાંથી[૫૨] (જુઓ તેમના વંશનો ઇતિહાસ) થયેલ હોવાથી તેમણે પોતાના વંશચિન્હ તરીકે તીરકામઠું પસંદ કર્યું છે. પાર્થિઅન (ઇરાન દેશની પ્રજા) લોકો સૂર્યના ઉપાસક હોવાથી સૂર્યનું ચિન્હ સાચવી રાખ્યું છે: જ્યારે ચષ્ઠણના વંશની[૫૩] હુણ પ્રજાનું સ્થાન હિમાલયની ઉત્તરનો પ્રદેશ હોવાથી, તેમજ તેમનામાં પડોશની ઇરાની પ્રજાનું મિશ્રણ થયેલ હોવાથી તથા અસલમાં,

જૈનધર્મની સિધ્ધશિલા રૂપી ચિન્હનો સ્થાન

પ્રદેશ કે જેને મેરૂપર્વત કહેવાય છે તે ભૂમિના હાલના (એશીઆઇ તુર્કસ્થાન) તેઓ રહીશ હોવાથી

તેમણે તે બે ચિન્હોનો યોગ કરી

સૂર્ય અને ચંદ્ર[૫૪] (Star and Crescent

વિષ્ણુધર્મ—વચ્ચે ભેદ રાખવાનું કારણ શું!

(૫૧) આ કારણ પણ એક છે તેમ બીજું કારણ ઉપર પૃ. ૫ માં આપણે જણાવી ગયા છીએ તેમ કદાચ પોતે શ્રી પાર્શ્વનાથના અનુયાયી છે તે સૂચવવા માટે પણ હોય.

(૫૨) શુદ્રજાતિ એટલે, બાપ તો મહાપદ્મ નંદ ક્ષત્રિયજ હતો પણ જેમ મહાનંદની માતા શુદ્રાણી હતી તેમ શ્રીમુખ આંધ્રપતિની મા પણ તીર કામઠાં વાપરનારી -ભીલ કે વાઘરી કહેવાય છે તે જાતિની હતી એમ સમજાય છે( જુઓ તે વંશની ઉત્પત્તિનો ઇતિહાસ ) કરવર જાતિની ( જુઓ પુસ્તક ચોથું.)

(૫૩) જો કે ચષ્ઠણનો વંશ આપણા કાળક્ષેત્રની ગણનામાં નથી આવતો છતાં અહીં તેનો ઉલ્લેખ કરવો પડે છે તેનાં કેટલાંક વિશિષ્ટ કારણો છે:

કેટલાક સિક્કાઓને (કુશાનવંશી રાજાઓના) વંશના ગણી લેવામાં આવ્યાં છે પણ વાસ્તવિક રીતે તે સિક્કાઓ તે વંશની હૈયાતિ થઇ તે પહેલાં ત્રણથી ચાર સદી પૂર્વેના હોવા સંભવ છે. અને તે મારૂં અનુમાન સાચુંજ પડયું તો, તે સર્વે સિક્કાઓ, જે કાળનો ઇતિહાસ મેં આ પુસ્તકમાં આલેખવાનો વિચાર સેવ્યો છે તે કાળનાજ ગણાય, માટે ચષ્ઠણવંશી સિક્કાની અત્રે યાદ આપવી પડે છે.

(૫૪) જુઓ ચષ્ઠણના સિક્કાઓ (કો. આં. રે. પટ

or the Sun & the Moon) ધારણ કર્યાં છે[૫૫] (જુઓ કો. આં. રે. પટ ૯-૧૦ અને તે પછીના સિક્કાઓ: આ પુસ્તકે પટ નં. ૨ આંક નં. ૪૨).

ગર્દભીલવંશી રાજાઓએ, ગર્દભનું ચિન્હ સાચવી રાખ્યું છે; કેમકે તે વંશના સ્થાપક દર્પણ-રાજાને ગર્દભીવિદ્યા વરી હતી અને તે ઉપરથી પોતાના વંશનું નામ પણ તેણે ગર્દભીલવંશ પાડયું હતું (જુઓ કો આં રે. પટ ૮, આકૃતિ ૨૦૯ E, ૨૧૦ E; આ પુસ્તકે પટ ૨ આંક ૩૮-૩૯.).

ઉજ્જૈનીનું ચિન્હ જો અવળી બાજુ ઉપર હોય તો એમ સૂચવે છે કે, તે અવંતિપતિને તાબે હતા, પણ સવળી બાજુએ પોતાના વંશના રાજ્ય ચિન્હ તરીકેજ હોય (તેમ અવંતિપતિનું બીજું કોઇ ચિન્હ નજ હોય તો) તો એમ સમજાય છે કે, તેઓ પોતે સ્વતંત્ર તો હતા પણ સાથેસાથે ઉજ્જૈનીની આણમાં પણ હતા. એટલે જેને અર્ધસ્વતંત્ર Semi-independent કહીએ તેવા.મતલબ કે તે સમયે ચોખા ગણતંત્ર રાજ્ય જેવો, કે મિશ્રિત ગણતંત્ર રાજ્ય જેવો વહીવટ ચાલતો હતો એમ સમજવું.

અને સવળી બાજુએ ઉજ્જૈનીનું ચિન્હ હોય તો સ્પષ્ટપણે તેઓ ઉજ્જૈનીને તાબે હતા એમ સૂચવે છે. આથી સમજવું કે, સવળી બાજુના ચિત્રનું મહત્ત્વ વિશેષ અને અવળીનું મહત્ત્વ ઓછું છે. આથી કરીને મિ. રેપ્સન (CAR Intro clxvi para 139.) જે લખે છે કે, Horse type to the Elephant seems to have depended on the will of the sovereign or of the mint authorities ઘોડાના બદલે જે હાથીનો ફેરફાર કરવામાં આવ્યો છે તે, તેના સમ્રાટ અથવા ટંકશાળના અધિકારીની ઇચ્છા ઉપર અવલંબાયમાન હોય એમ સમજાય છે, તે સાચું ઠરતું નથી. પણ અશ્વમાંથી હાથીનો જે ફેરફાર થયો છે તે એમ બતાવે છે કે, અશ્વ (કલગીવાળો એટલે ચંદ્રગુપ્ત કે બિંદુસાર (જુઓ સિક્કા નં. ૬૭-૭૧) ના ઉપરીપણામાંથી, હાથી એટલે પ્રિયદર્શિનના તાબામાં આવ્યા હતા. મતલબ કે સમયનું અંતર બતાવે છે, નહીં કે રાજાની કે ટંકશાળના કાર્યવાહકોના મનતરંગ.

તેમ 'રાજા" શબ્દ તે મોટી સત્તાદર્શક પદવી છે. જ્યારે એકેલો "શ્રી" કાંઇક સામાન્ય સત્તાદર્શક ચિન્હ છે. અને છેવટે "રાજા" થી તો ન્યૂન પદજ બતાવે છે. જેમકે મહારથી (સિક્કો નં. ૩૭) કેવળ "શ્રી"જ લખે છે: જ્યારે અંધ્ર-પ્રતિઓ "રાજા" લખે છે. તેમ "રાજા અને શ્રી" બન્ને ભેગા વપરાયા હોય તો, "રાજા" કરતાં અધિક પદ સૂચવનારૂં સમજવું.

હવે વ્યક્તિગત વિશિષ્ટતાના દ્રષ્ટાંતનો ઉલ્લેખ

૯-૧૦) વિગેરે. કદાચ આ ચિન્હો ધારણ કરી તેમનો ઇરાદો એમ પણ બતાવવાનો હોય કે, જેમ સૂર્ય ચંદ્ર -(यावत् चंद्रदिवाकरौ) લૌકિક ભાષામાં વપરાય છે. એટલે કે જ્યાંસુધી સૂર્યચંદ્ર પ્રકાશમાન રહે ત્યાંસુધી, અમારૂં રાજ્ય પણ તપતું રહો.

મુસલમાની ધર્મમાં ☪ આ પ્રમાણે ચિન્હ લખવાને બદલે ☪ કે આડું લખવાની પ્રથા ચાલે છે. તો શું તે ધર્મને પણ જૈનધર્મ સાથે સંબંધ હતો એમ સૂચવવા પુરતું હશે કે! બાકી જૈનધર્મનો ઇતિહાસ જોતાં તો એમ માલૂમ પડે છે કે, અરબસ્તાનમાં ઇ. સ. પૂ. ની પહેલી સદીમાં જૈનધર્મવાળાનું રાજ્ય ચાલતું હતું અને પ્રજામાંનો મોટો ભાગ જૈનધર્માનુયાયીજ હતો. જ્યારે ઇસ્લામી ધર્મની સ્થાપના ઇ. સ. ૬૧૧ માં થઇ છે એટલે સંભવિત છે કે, તે સમય પહેલાં ત્યાં પ્રાચીન હિંદીધર્મજ મનાતો હશે, અને તે ઉપરપ્રમાણે સ્થિતિ પણ હોવા સંભવ છે (જુઓ ચોથા ભાગે લખાણ તથા તેનાં ટીપણો.)

(૫૫) આ ચષ્ડણવંશવાળા હુણપ્રજા હોવાનું આપણે

કરીએ:-શિશુનાગવંશી ઉદયન કે જેને ઉદયાશ્વ અથવા ઉદયન ભટ્ટ ( ભટ્ટ = યોધ્ધો) કહેવાય છે તેને લશ્કરનો બહુ શોખ હોવાથી, પોતે **અશ્વ**નું ચિન્હ ધારણ કર્યું હોય એમ સમજાય છે જુઓ (આંક નં. ૬૮ તથા ૭૧) તેમજ નંદિવર્ધન અથવા નંદ પહેલો પણ લશ્કરી ખવાસનો માણસ હોઇ પોતાને તેવા લેબાસમાં ચીતરી બતાવ્યો છે ( જુઓ કો. એ. ઇં પટ. ૫ આ. ૮: આ પુસ્તકે આકૃતિ નં. ૨૭). તેમજ મહાનંદ ઉર્ફે નવમા નંદને, હાથણીએ શીરપર કળસ ઢોળવાથી મગધપતિ બન્યો હતો તે પ્રસંગની યાદી તરીકે તેણે તે દેખાવ ચીતરાવ્યો છે (જુઓ કો. એ. ઇં. પટ ૫. આકૃતિ ૯: આ પુસ્તકે આંક નં. ૨૯).[૫૬] તેમ રાજા પ્રિયદર્શિન જ્યારે માતાના ગર્ભમાં આવ્યો ત્યારે, તેની માતાએ હસ્તિને આકાશતળમાંથી ઉતરતો અને અને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો હતો,[૫૭] તે બનાવના સંસ્મરણ તરીકે, પોતાની સંજ્ઞા તરીકે તેણે હસ્તિની પસંદગી કરી છે. તે ચિન્હ જેમ તેણે પોતે કોતરેલ ખડકલેખોમાં[૫૮] ઉતારેલ છે તેમ પોતાના સિક્કામાં પણ ઉતારેલ છે. આવા સિક્કાઓ તો અનેક સંખ્યામાં આપણને (કો. એ. ઇં. તથા કો. આં. રે ) ચિત્રપટના પાને પાને મળી આવે છે; કેમકે સમ્રાટ પ્રિયદર્શિનનું રાજ્ય અતિ વિસ્તૃતપણે પથરાયલું હતું અને ભારતવર્ષના લગભગ સર્વે દેશના રાજાઓ તેની આણમાં હતા. સિક્કા ઉપર જો તલવાર અને ઢાલ જેવું ચિત્ર હોય તો (જુઓ કો. એ. ઇં. પટ ૧૦ નં. ૧ થી ૫; આ પુસ્તકે નં. ૨૮)તે ચંડપ્રદ્યોતનો હોય એમ સમજાય છે. કેમકે તે લશ્કરી તુમાખનો માણસ હોઇ તેનું નામ પણ તે આધારેજ પ્રસિધ્ધિને પામ્યું છે.

જેમ આ પ્રમાણે વ્યકિતગત વિશિષ્ટતાના દૃષ્ટાંતો છે તેમ સ્થળની વિશિષ્ટતાના ઉદાહરણો પણ છે. તેમાં ખાસ કરીને બે સ્થળના સિક્કાઓ સૌથી વિશેષ ધ્યાન ખેંચનારા છે. જે બન્નેને આપણે ઉપર પૃ. ૬૧ માં જણાવી પણ ગયા છીએ. એક તક્ષીલાનો અને બીજો ઉજ્જૈનીનો. ઉજ્જૈની શહેર તે આર્યપ્રજાના જ્યોતિષશાસ્ત્રની ગણત્રીએ, અક્ષાંશ-રેખાંશનો પ્રારંભ કરવાનું મુખ્ય સ્થાન હોઇને તેના સિક્કા ઉપર વેધશાળાનું ચિન્હ અંકિત કરવામાં આવ્યું છે.[૫૯] અત્યારે પણ વેધશાળા (observatory) ના શિખરી ભાગ

---

સાબિત કરીશું. પણ મિ રેપ્સન પોતાના કો. આં. રે. પુસ્તકની પ્રસ્તાવનામાં પૃ. ૧૧૩ પારા ૯૨ માં લખે છે કે:-તારો અને બીજ જે સૂર્યચંદ્રની નિશાનીરૂપ છે તે પાર્થિઅન પ્રજાના સિક્કાઓમાં નજરે પડે છે. અને તે માટે ચષ્ઠણવંશી રાજાઓનું મૂળ પાર્થિઅન હોવાનું વિશેષપણે સંભવિત છે. Star and crescent the symbols of the sun & the moon occur on Parthian coins & hence Parthian origin is extremely probable in Chasthan family.

(૫૬) નં. ૧૫ અને ૧૭, બન્ને સિક્કાઓ તો કૌશાંબીના: છે પણ તે દેશ નંદવંશની હકૂમતમાં ગયા બાદના છે: તેથીજ તેમાંથી વત્સ = Bull નું ચિન્હ અદૃશ્ય થયું છે. તેમજ આ દશ્યો મગધપતિઓના વિશિષ્ટ પ્રસંગોનાં કોતરાયાં છે.

વર્તમાનકાળે પણ અમુક વિશિષ્ટ પ્રસંગોની યાદી સાચવવા, ખાસ ખાસ પગલાં ભરવામાં આવે છે. જેમ લડાઇની યાદિમાં તથા જ્યુબીલીના પ્રસંગ સૂચવવા પોસ્ટલ સ્ટાંપ્સ થોડાક વખત માટે કઢાય છે તેમ.

(૫૭) આ હકીકત માટે જુઓ પ્રિયદર્શિનના જીવન ચરિત્રે.

(૫૮) પ્રિયદર્શિનના મોટા ખડક લેખોના અંત ભાગમાં, પોતાની સહી કરવાને બદલે સંજ્ઞાસૂચક હાથીનુ ચિન્હ મૂકયું છે.

(૫૯) C. A. I. p 94:-much of its ( cross and balls વિશે લખતાં કહે છે ) importance was derived from its selection by the Hindu astrologers as their first meridian or starting point for measures of longitude.

કો. એ. ઇ. પૃ. ૯૪ આ પ્રકારનાં ચિન્હ માટે જણાવે

ઉપર વાયુગતિ સૂચક આવું ચિન્હ જેને ઇંગ્રેજીમાં weather-cock કહે છે તે-ગોઠવેલું આપણે નીહાળી રહ્યા છીએ. તેનું મૂળ કારણ કદાચ એમ પણ હોય કે પ્રાચીન પધ્ધતિનું અનુકરણ અર્વાચીન કાળે કરવામાં આવ્યું હોય.

આ પ્રમાણે અનેક હેતુ પૂર્વક રાજકર્તાઓએ, પોતાના રાજવંશી ચિન્હો મુકરર કરી સિક્કા ઉપર છાપ્યાં છે. જે જે રાજાઓ તદ્દન સ્વતંત્ર હતા તે તે પોતાનાં ચિન્હો, સવળા ભાગ ( obverse ) ઉપર રાખતા અને અવળા ભાગ ઉપર પોતાના ધર્મનાં ચિન્હો પાડતા : પણ જો એક રાજા પોતે, કોઇ બીજા રાજાની આણામાં હોય તો, જે રાજાની આણમાં તે પોતે હોય તે રાજાનું ચિન્હ સવળા ભાગ ઉપર કોતરતો અને પોતાના વંશનાં ચિન્હો વિગેરે અવળી બાજુ ઉપર કોતરાવતો (આંધ્રવંશી સિક્કા ઉપર આનાં અનેક ઉદાહરણો માલૂમ પડી આવે છે. જેનું વર્ણન આપણે પ્રત્યેક સિક્કાની હકીકત લખતાં કરીશું). આવો રવૈયો સામાન્ય હતો એમ અમારા નિરીક્ષણમાં આવ્યું છે.

વંશનાં અને ધર્મનાં ચિન્હ થોડાક સમય સુધી તો છપાતાં ચાલ્યાં આવ્યાં છે. પછી કેટલેક કાળે રાજાઓએ પોતપોતાનાં નામ પણ દાખલ કર્યાં છે.

આ પ્રમાણે સિક્કા ઉપરનાં લક્ષણોનું સામાન્ય વર્ણન કર્યું છે. બાકી જે કાંઈ ખાસ હશે તે તે સિક્કાને લગતી હકીકત લખતાં જણાવીશું.

સિક્કાને લગતાં પુસ્તકો તો અનેક લખાયાં છે. પણ મેં અહીં વર્ણન કરવામાં બે ત્રણ પુસ્તકનોજ મુખ્યપણે આધાર લીધો છે. અને તેમ કરવામાં મુખ્ય હેતુ એ છે કે, તે પુસ્તકો સુલભ્ય છે, પ્રમાણભૂત છે, તેમજ તેમાં વર્ણવાયલા સિક્કાઓમાં આ પુસ્તકની કાળ મર્યાદામાં આવેલ રાજકર્તાના સિક્કાનું વર્ણન ઠીકઠીક પ્રમાણમાં કરવામાં આવ્યું છે. એટલે તેના વર્ણન ઉપરથી, જે કાંઇ મેં મારા અનુમાનો રજુ કર્યાં છે તેઓથી પરિચિત થનારને અન્ય પુસ્તક માંહેલી હકીકત ઉપર, વિચારણા અને ગવેષણા કરવાને માર્ગસૂચક થઇ પડશે, એમ મારા મનમાં દેખાય છે. જો કે તે બે પુસ્તકોની કેટલીક શૈલીને વળગી તો રહ્યો છું જ પણ વર્ણન કરવામાં, તે બન્નેમાંથી કોઇની પદ્ધતિને જેમ ને તેમ અત્રે ન ઉતારતાં, તુલનાત્મક અભ્યાસીને ઉપયોગી થઈ પડે તે પ્રમાણે ગુંથણી કરીને આસનો ગોઠવ્યાં છે. મારો પ્રયાસ ધારેલ હેતુ બર લાવવામાં સફળ થાઓ એમ ઇચ્છું છું.

જે બે પુસ્તકના આધાર આ ગ્રંથમાં લીધા છે તેનં નામ સર અલેઝાંડર કનિંગહામ કૃત કોઇન્સ ઑફ એન્શન્ટ ઇંડીઆ ( ટૂંકાક્ષર-કો. એ. ઈ. ) અને ઇ. જે. રેપ્સન કૃત કોઇન્સ ઑફ ધી આંધ્ર ડીનેસ્ટી. (ટૂંકાક્ષરી નામ :કો. આં. રે ) છે તેમ એક ત્રીજા પુસ્તકનો આધાર પણ લીધો છે. જો કે તે બહુ જુજ પ્રમાણનોજ છે. તેનું નામ સી. જે. બ્રાઉન કૃત કોઇન્સ ઑફ એન્શન્ટ ઇંડિઆ (ટૂંકાક્ષરી નામઃ સી. જે. બી. )

**ચિન્હો વિશે વિશેષ વિચારણા.**

ઉપરમાં આપણે સિક્કામાં આવતાં અનેક ચિન્હો સંબંધી ઉલ્લેખ કરી ગયા છીએ. તેમાં એમ પણ જણાવી ગયા છીએ કે કેટલાંક ચિન્હો તો, જે સ્થળમાંથી તે મળી આવ્યાં છે તે દર્શાવનારાં છે, જ્યારે કેટલાંક તે કયા રાજવંશના અમલમાં પાડવામાં આવ્યાં છે, એમ બતાવનારાં છે. જ્યારે કેટલાંક અમુક વ્યકિતનાંજ છે એમ સૂચવે છે. આ પ્રકારમાંનાં જેમ કેટલાંક વિશિષ્ટતા સૂચક છે તેમ કેટલાંક સામાન્ય સ્થિતિ બતાવનારાં પણ છે. આ છેલ્લા પ્રકારનાં ચિન્હોનો સમાવેશ ધાર્મિક વર્ગનાં ચિન્હમાં કરી શકાય છે. કયાં ચિન્હ કયા ધર્મનાં છે તે મિ. રેપ્સન સાહેબના

છ કેઃ-તેની પ્રખ્યાતી મુખ્ય અંશે તો હિંદુ જ્યોતિર્ધરોએ રેખાંશની રેષા ગણવાનું તે સ્થાનેથી ઠરાવ્યું ત્યારથી થઇ છે.

જણાવવા પ્રમાણે નિશ્ચિતપણે કહી શકાય તેમ નથી. પણ દિવસાનુદિવસ જેમ વિજ્ઞાનની દરેક શાખામાં શોધખોળ થતી જાય છે અને પ્રગતિ કર્યે જવાય છે, તેમ આ વિષયમાં પણ તેવું કાંઇ નોંધવા યોગ્ય રજુ કરી શકાય તેમ છે કે કેમ તે આપણે તપાસીએ.

આપણને આ પ્રશ્ન ભલે મુંઝવનારો તો છે જ, પણ વર્તમાનકાળે જેમ ધર્મની સંખ્યા અનેક ગણી વધી ગઇ છે, તેમ સદભાગ્યે પ્રાચીન સમયે નહોતુંજ, પણ અવારનવાર નોંધ લેતા ગયા છીએ તેમ, પ્રથમ માત્ર એજ ધર્મ હતા અને પાછળથી એકનો વધારો થઇ તેની સંખ્યા ત્રણની થવા પામી હતી.

જેમ શિલાલેખના પુરાવા અટળ, સચોટ અને સજ્જડ માનવામાં આવે છે તેમ સિક્કાના પુરાવા પણ તેજ કોટિના ગણાય છે. બલ્કે સિક્કાની બાબતમાં કેટલાક નિયમોપૂર્વક કામ લેવાતું રહે છે; અને તે નિયમો જાણીતા થયેલા હોવાથી તેના ઉપર વિશેષ વિશ્વાસ બેસી શકે છે, જ્યારે શિલાલેખમાં તો માત્ર તેના ઉપર કોતરેલ લિપિના ઉકેલ ઉપરજ આધાર રખાતો હોવાથી તેમજ અન્ય અનેકવિધ મુશ્કેલીઓ તેમાં આવી પડતી હોવાથી, તેમાંથી ઉદ્‌ભવતા ફાયદા અલ્પાંસે ગરજ સારે છે. અને કેટલીક વખત તો કાંઇ ફળદાયી પરિણામ નીપજે તે પહેલાં અનેક પ્રકારે હતાશ પમાડનારા પણ નીવડે છે. એટલે શિલાલેખના કરતાં સિક્કા ચિન્હો ઉપરથી આવેલાં પરિણામ, પ્રમાણમાં સૂતર છે ઉપરાંત વધારે વજનદાર પણ છે. છતાં એક બીજાંનાં પૂરક તરીકે પણ ગરજ સારનારાં નીવડે છે.

શિલાલેખમાં માત્ર લિપિનો ઉકેલ કરવાનો હોય છે, જ્યારે સિક્કામાં તો લિપિનો પણ ઉકેલ કરવાનો હોય છે તેમ ચિન્હોની સમજ પણ લેવાની હોય છે. તેટલે દરજ્જે સિક્કાનો અભ્યાસ, વિશેષ ઉંડો પરિચય અને વિચારણા માંગે છે. વળી સિક્કામાંનાં કેટલાંક ચિત્રો-ચિન્હો કે દસ્યો હોય છે તે ઇતિહાસમાંનાં કેટલાક બનાવની માહિતીને દોરવનારાં નીવડે છે. તેમ કેટલાંક શિલ્પકામની સાથે સંબંધ ધરાવતાં પણ હોય છે. એટલે આ પ્રકારે સર્વ શાખામાં માહિતી ધરાવનારને તે વિશેષ ઉપકારક થઇ પડે છે. ત્યારે શિલાલેખમાં તેટલું બધું અટપટાપણું નથી હોતું. આપણે અહીં, તે બેમાંથી કોણ વિશેષ ઉપકારક છે તે વિષયની ચર્ચા કરવા બેઠા નથીઃ પણ આટલો ઉલ્લેખ કરવાની એટલા માટે જરૂર પડી છે કે, સિક્કા-ચિત્રોનો અભ્યાસ પણ ઇતિહાસમાંના અનેક અણઉકેલ કોયડાનો સ્પષ્ટપણે અને નિશ્ચયપૂર્વક નિચોડ લાવી શકે છે. છતાં પ્રાચીન શોધ ખોળના વર્તમાનકાળના અભ્યાસકો શિલાલેખના વાંચન, અભ્યાસ કે તે ઉપરથી નીકળતા સાર માટે જેટલું ધ્યાન દીધાં કરે છે તેના કરતાં અનેક અંશે ન્યૂનપણે સિક્કા તરફ પોતાનું લક્ષ આપ્યા કરે છે અને તેથી કેટલાંક ઉપયોગી થઈ પડે તેવાં તત્ત્વો એમને એમ પ્રકાશમાં આવ્યા વિના પડ્યાં રહ્યાં છે.

આટલી પ્રસ્તાવના કર્યા પછી આપણે મૂળ મુદ્દા ઉપર આવી જઇએ.

આપણે જોકે અહીં તો ધાર્મિક ચિન્હો વિશે સમજૂતિ લઈ, બની શકે તેટલો નિશ્ચયપૂર્વક નિરધાર કરી લેવાનો છે, છતાં કેટલાક સમયે સિક્કાનાં ચિન્હો સાથે સ્થાપત્યનાં તેમજ શિલ્પનાં દસ્યોનો અભ્યાસ પણ સરખાવવો પડે છે એટલે પ્રસંગ આવતાં તેવા પ્રકારનો ઉલ્લેખ પણ કરવો પડશેજ.

સિક્કામાં જ્યાં જ્યાં ચિન્હોની સાથે લિપિબદ્ધ વાક્ય, શબ્દ કે અક્ષર હોય છે ત્યાં તો કામ અતિ સહેલ થઇ પડે છે. પણ જ્યાં કેવળ ચિન્હોજ હોય છે ત્યાંનું કાર્ય તેવું સહેલું નથીજ; અને આપણે આગળ કહી ગયા છીએ કે, પાશ્ચાત્ય દેશથી ચડાઇ લઇ આવનારાનો સંયોગ હિંદી પ્રજાને થવા પામ્યો, તે પૂર્વે લિપિના અક્ષરોએ સિક્કા ઉપર દેખાવ પણ દીધો નહોતો. અને તેવો પ્રસંગ પ્રથમમાં પ્રથમ ઇ. સ. પૂ. ૧૮૦ ના અરસામાં બેકટ્રીઅન શહેનશાહ ડિમેટ્રીઅસ અને તે બાદ તુરતજ તેના

સરદાર મિનેન્ડરનું આવાગમન થયું, ત્યારથી થયો છે. એટલે તે પૂર્વેના સિક્કાનોજ અહીં આપણે વિશેષપણે વિચાર કરવો પડશે એમ સમજાય છે; જો કે ઇ. સ. પૂ. ૧૮૦ પછીના સિક્કા વિશેનું જ્ઞાન પણ આપણા અનુમાનોને નિશ્ચયમાં ફેરવી નાંખવા માટે, તેમજ કેટલીક બાબતોમાં સરખામણી કરવા અને કસોટીએ કસી જોવા માટે, ઉપયોગી તો થશેજ.

આ પ્રમાણે સમયની મર્યાદા બાંધવાથી હવે આપણું કામ કેટલેક દરજ્જે વિશેષ સુગમતાવાળું થઇ પડવા સંભવ છે. વળી પહેલા પુસ્તકમાં તે સમયના સોળ મોટાં રાજ્યો વિશેની ચર્ચા કરી ગયા છીએ એટલે તે સંબંધી કેટલુંક જ્ઞાન અને પરિચય પણ મેળવી શકયા છીએ. તે ઉપરથી સમજાય છે કે, સિક્કા ઉપરનાં ચિન્હોમાં, હિંદના ઠેઠ ઉત્તરમાંથી શરૂ કરીએ તો તક્ષીલા, પછી મથુરા, તે બાદ કૌશાંબી, અવંતિ, મગધ અને પછી દક્ષિણ હિંદના આંધ્ર દેશના સિક્કાએ નજર તળે કાઢી જવા પડશે તેમજ સ્થાપત્ય અને શિલ્પના નમુનાઓમાં સાંચી, ભારહુત, અને મથુરાના સ્તૂપો, હાથીગુંફા તથા ખંડગિરિ અને ઉદયગિરિની ગુફાઓ, દક્ષિણમાં અમરાવતીના સ્તૂપો વિગેરે નીહાળી જવા પડશે. આ સર્વેનું તારણ કરી જોતાં, જે વીસથી પચીસ જાતનાં ચિન્હોનું વર્ણન આપણે ઉ રનાં પૃષ્ઠોમાં કરી ગયા છીએ, તે સિવાય અન્ય કોઈ દૃષ્ટિએ પડતાં નથી. એટલે તે બાબત વિશેષ સમય ન ગાળતાં હવે એકદમ તેની ખાત્રી કરી લેવા તરફજ મંડી પડીએ.

સિક્કા હમેશાં લેવડદેવડ કરવાનાં અને વ્યાપારનાં કામમાંજ વપરાય છે. પૂર્વના સમયે કાગળની ચિઠીપત્રીથી કામ લેવાયા કરાતું. પણ જ્યારથી સિક્કા હસ્તિમાં આવ્યા ત્યારથી તે પ્રકાર ઉપર અંકુશ મૂકાયો હતોઃ પણપ છી ક્રમેક્રમે, જ્યારથી રાજસત્તા જેવું બંધારણ નક્કી થઇ ગયું, ત્યારથી તો સિક્કા પણ રાજ્યની માલિકીની મત્તા અને ગિરાસ થઇ ગયા; અને જે જે રાજ્યધર્મ હોય તે તે ધર્મનાં ચિન્હ, સિક્કા ઉપર પણ ચિતરવાં પડ્યાં. પહેલા પુસ્તકમાં સોળે રાજ્યોનું વર્ણન ટૂંકમાં કહી ગયા છીએ. તેમાં પુરવાર કરાયું છે કે, ઇ. સ. પૂ. ૧૮૦ ના સમય સુધી સર્વત્ર જૈન ધર્મના રાજાઓનોજ અધિકાર જમા થયો હતો; સિવાય કે બે ત્રણ થોડા થોડા વર્ષના અપવાદ બાદ કરતાં —અને તેવા અપવાદમાં—બૌદ્ધ ધર્મી સમ્રાટ અશોક મગધપતિનો આશરે ચાલીસ વર્ષનો, અને આખા શુંગવંશી અમલના સવાસો વર્ષના (અથવા મતાંતરે ૯૦ વર્ષના) ગાળાનો વૈદિક મતાનુયાયીનો સમય ગણવાનો રહે છે. તેમાં પણ આ બે સમયના કોઇ સિક્કા હજુ શોધી કઢાયા હોય એમ જાણમાં નથી—કદાચ જડી પણ આવે, અથવા જડ્યા હોય, પણ તેની સમજ અન્ય પ્રકારે ગોઠવી દેવાથી બીજાના ગણી લેવાતા હોય-તોતો પછી જે કોઇ સિક્કા પ્રાચીન સમયના અત્યારે મળી આવે છે તે સર્વે (By way of elimination=ચર્ચા કરી બકાત કરતાં જવાની પદ્ધતિ અનુસાર) કેવળ જૈન ધર્મનાજ ઠરી શકે એમ આ ઉપરથી અનુમાન ઉપર જવું પડે છે. જ્યારે વિદ્વાનો તો લગભગ તે સર્વેને બૌદ્ધધર્મી હોવાનું જણાવ્યા કરે છે. ત્યારે શું વિદ્વાનોએ ભૂલ ખાધી છે કે, આપણે જે રાજ્યસત્તા વિશેની સ્થિતિનો ચિતાર પ્રથમ ભાગમાં આપી ગયા છીએ તે અન્યથા છે. અમારો આધિન મત એમ છે કે, બેમાંથી એક પણ આડે રસ્તે ઉતરી નથી પડ્યા. બન્ને સત્યપૂર્ણ છે. દોષ જે છે તે પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં જણાવી ગયા પ્રમાણે જૈનધર્મ પાળતી પ્રજાનોજ છે; કેમકે જ્યારે બીજા બે ધર્મવાળાએ પોતાના જ્ઞાનભંડાર વિદ્વાનોના અભ્યાસ માટે ઉઘાડા મુકયા ત્યારે જૈન ધર્મીઓએ તેમનાં દ્વાર ઉલટાં બંધ કરી દીધાં. એટલે વિદ્વાનોતો પોતાના હાથમાં જે જે સાધનો આવી પડ્યાં તે આધારેજ અનુમાનો અને નિર્ણયો બાંધીને રજુ કરતા ગયા. આ પ્રમાણે વસ્તુસ્થિતિ બનવા પામી છે. એટલે હવે તો જે થઇ રહ્યું છે તેમાં બનતો સુધારો કરવો તેટલુંજ આવશ્યક છે.

ઇતિહાસના અભ્યાસ માટેની અનેક શાખાઓ છે. તેમાંની દરેક શાખામાં અનેક વિદ્વાનો ઘૂમ્યા છે ને ઘૂમે પણ છે. પણ આપણા કાર્યને અંગે અત્રે સિક્કાશાસ્ત્રીના કે શિલ્પ અને સ્થાપત્ય વિદ્યાના અભ્યાસકોના વિચારો ઉપર ગવેષણા કરવી રહે છે. તેમાંના લગભગ સર્વેએ એકજ જાતનો અભિપ્રાય આપ્યો છે. એક વિદ્વાને તે સર્વને એકઠા કરી સમસ્તનો સાર કાઢી બતાવ્યો છે. તેમાંથી જે વિશેષ ઉપયોગી અને સ્પષ્ટપણે મંતવ્ય રજુ કરનારા છે તેટલા પૂરતા મૂળ શબ્દો ટાંકી બતાવીએ. જેથી આપણા વાચકવર્ગ માટે તે મહાશયના શબ્દો અહીં ઉતારીશું.

J. N. I. P. 247:-The principal sculptures of both the Buddhas and Jainas are so nearly identical[૬૦] that it is not always easy for the casual observer to distinguish what belongs to the one and what to the other and it requires some experience to do this readily. બૌધ્ધ અને જૈન સંપ્રદાયના મુખ્ય શિલ્પકામો એટલાં બધાં તાદશ છે[૬૦] કે સાધારણ નિરીક્ષકને તો, કયું બૌધ્ધનું છે અને કયું જૈનનું છે એમ પારખી કાઢવાને સર્વથા સૂતર નથીઃ તેમ કરવાને તો કેટલાક અનુભવની જરૂર પડે છે. આમ જણાવીને પછી જોકે ઓરીસાની ગુંફા વિશે પોતાના વિચાર જણાવ્યા છે. પણ તે સર્વ સામાન્ય છે એમ જણાઇ આવ્યા વિના રહેતા નથી. તેજ ગ્રંથમાં પૃ. ૨૪૮ ઉપર જણાવ્યું છે કે "The first thing that strikes are the caves s[૬૧] of Orissa: though anomalous[૬૨]-most of them are Jainas,.... . goes without saying : on examination however, no remains are found which could be clearly attributable to Buddhism.[૬૩] No. Dagoba, [૬૪]no

(૬૦) ખરી રીતે તો એક બીજા તાદશ છેજ નહીં. પણ જે સર્વ વિદ્વાનોને દેખાયાં કરે છે તેનું મુખ્ય કારણ તે સર્વે જૈનધર્મનાં હોવા છ i તેમને તેમણે બૌધ્ધધર્મનાં ધારી લીધાં છેઃ જ્યારે કેટલાક જૈનધર્મનાં છે તે તેમણે જૈન તરીકે પ્રથમથી પીછાણી લીધાં છે. પછી જ્યારે, પહેલા પ્રકારનાં અને આ બીજા પ્રકારનાંને સરખાવવાનો પ્રસંગ આવે ત્યારે તેમને એક બીજાં તાદશજ લાગે તેમાં નવાઇ શી ? છતાં અનુભવની જરૂરીઆતની તેઓ વાતો, કરે છે તેનું કારણ શું છે, તે માટે જુઓ નીચે ટીપણ નં. ૭૧.

(૬૧) અહીં તો રાણીગુંફા, ગણેશગુંફા ઇત્યાદિ નાની ગુંફાઓનાં વર્ણન કરતાં આ હકીકત જણાવી છે. પણ ખંડગિરિ અને ઉદયગિરિમાંની સર્વથી મોટી જે હાથીગુંફા છે, તેનું વર્ણન જ્યારે કલિંગદેશ ઉપર રાજકર્તા ચેદિવંશની હકીકતે ચોથા ભાગમાં કરીશું. ત્યારે તે હકીકત જણાવીશું, તે ત્યાંથી જોઇ લેવી.

(૬૨) ગુફાઓ નામ વિનાની છે. છતાં તે વિશે નિશ્ચયપૂર્વક અભિપ્રાય જ્યારે બાંધી શકાય છે ત્યારે તેમ કરવાને કાંઇ વિશિષ્ટ સંજોગો હોવા જોઇએજ તે ચોખ્ખું છે. અને તેટલે દરજ્જે તે વિશેષ માનનીય થઇ પડતું કહેવાય.

(૬૩) આ વાકયથી એમ માનવાને કારણ મળે છે કે, તે તે લેખકોના મત પ્રમાણે આ પ્રકારનાં ચિન્હો તો ખાસ બૌધ્ધ ધર્મનાંજ કહી શકાયઃ અને જ્યાં જ્યાં તે ચિન્હો ન હોય ત્યાં ત્યાં, તે બૌદ્ધધર્મની વસ્તુઓ નથી. એમજ ધારી લેવું પડે.

(૬૪) ડાગોબા એટલે બૌદ્ધધર્મીઓનું મંદિરઃ આવાં મંદિર, બ્રહ્મદેશ, સુમાત્રા, જાવા અને સિંહલદ્વીપ, જાપાન આદિ દેશોમાં ઘણાં સંખ્યામાં નજરે પડે છે. ત્યાં અન્ય ધર્મીઓનાં મંદિર ન હોવાથી તે તુરત ઓળખાઇ આવે છે. તેમજ ત્યાં બીજા કોઇ ધર્મે પગ પેસારો કરેલો ન હોવાથી, ચોખ્ખા બૌદ્ધધર્મી મંદિર કેવાં હોઇ શકે તેનો સરસ રીતે ખ્યાલ પણ આવી જાય છે.

Buddha,[૬૫] or Boddhisattava, no scene distinctively traceable to Buddhist legends,[૬૬]........Trisulas[૬૭] open or pointed, stupas,[૬૮] swastikas,[૬૯] barred railings, [૭૦] railed trees,[૭૧] wheels, the goddess shri are found, but they are as common to Jainism as to other religions. Furthermore, this is a fact generally accepted by competent scholars, antiquarians and archaeologists like O' malley, Monmohan Chakravarty, Bloch., Fergusson, Smith, Coomaraswamy and others,"

સૌથી પહેલું ધ્યાન ઓરીસા પ્રાંતમાં આવી રહેલી ગુફાઓ[૬૧] તરફ દોરાય છે. જોકે તેમાં કોઇ પ્રકારનાં નામો નથી[૬૨] કોતર્યાં:-પણ મોટા ભાગે સર્વ જૈનધર્મવાળાની છે......એમ કહ્યા વિના ચાલતું નથી. છતાં તેમનું નિરીક્ષણ કરતાં, તેમાં કોઇ એવાં અવશેષો માલૂમ પડતાં નથી કે તેને સ્પષ્ટપણે બૌધ્ધધર્મનાં હોવાનું[૬૩] જણાવી શકાય. તેમાં નથી ડાગોબા,[૬૪] કે નથી બુધ્ધ[૬૫] અથવા બોધિસત્ત્વની મૂર્તિ, કે નથી બૌધ્ધદંતકથામાંની કોઇ વસ્તુનું સ્પષ્ટ આલેખતું દશ્ય[૬૬]......(જોકે) ઉઘાડાં અથવા અણિદાર ત્રિશુળો,[૬૭] સ્તૂપો,[૬૮] સ્વસ્તિકો,[૬૯] સળીયાવાળા કઠેરાઓ,[૭૦] જાળી સહિત વૃક્ષો,[૭૧] (ધર્મ) ચક્રો, શ્રીદેવી (લક્ષ્મીદેવી) નાં ચિત્રો છે, પણ તે તો જૈનધર્મનાં તેમજ અન્ય ધર્મનાં પણ ચિન્હો ગણાય છે. વળી વિશેષમાં ઓ-માલી મનમોહન ચક્રવર્તી, બ્લોક, ફરગ્યુસન, સ્મિથ, કુમારાસ્વામિ અને અન્ય મહાશયો કે જેઓ પ્રખર અભ્યાસીઓ, નિષ્ણાત પ્રાચ્યવિદ્યાશાસ્ત્રીઓ, તથા

---

(૬૫) બુદ્ધ પરિનિર્વાણ પામ્યા પછીની અવસ્થાને બુદ્ધ કહેવાય છે અને તે પૂર્વેની અવસ્થાને બોધિસત્ત્વ કહેવાય છે. આટલોજ તે બે શબ્દના અર્થમાં ફેર છે. નહીં તો બન્ને શબ્દો શ્રીગૌતમ બુદ્ધ-બુદ્ધ ભગવાન માટેજ વપરાય છે.—આ ઉપરથી એમ પણ સ્પષ્ટ થાય છે કે, બૌદ્ધ લોકો શ્રીબુદ્ધ ભગવાનના પ્રતિબિંબની મૂર્તિનીજ સ્થાપના કરી પૂજે છે. નહીં કે તેમના ચરણ કમળ કે પાદચિન્હની. જ્યારે જૈન સંપ્રદાયમાં ચરણ-યુગલની અને પાદચિન્હને પણ પૂજનીક ગણ્યાં છે. (સરખાવો પુ. ૧ લું પૃ. ૨૯૮ ઉપરનું વિવેચન).

(૬૬) આવી દંતકથાઓ તે અનેક છે. તેમાં જાતક કથા નામે ઓળખાતી આખ્યાયિકાઓ મુખ્યપણે છે. તેવી આશરે ૫૦૦-૫૫૦ ની સંખ્યામાં લેખાય છે (જુઓ ભારહુત સ્તૂપ નામે પુસ્તકમાંનાં દશ્યોનો ઉકેલ લખતાં કરેલું તેમનું વર્ણન) ભારહુત સ્તૂપમાંનાં ચિત્રોનો ઉકેલ કરતાં માત્ર ૧૨ થી ૧૫ જાતક કથાને બંધ બેસતી હકીકતજ કોતરાયલી દેખાય છે. તેમાંય કેટલીકને તો મારી મચડીને બેસારવી પડે છે. અને તે પણ તે ધર્મના અતિ નિષ્ણાત ગણાતા આચાર્ય મહાશયના મુખમાંથી ઉચ્ચારાયલા શબ્દો છે. એટલે આ ભારહુત સ્તૂપને કેટલા અંશે બૌદ્ધ ધર્મના હોવાનું માની શકાય તે વાચકો પોતેજ ખ્યાલ કરી લેશે.

(૬૭) ત્રિશુળની નિશાની જૈન ધર્મમાં હોવાનું જણાયું નથી લાગતું. પણ શૈવ ધર્મમાં છે. અને તે તો વૈદિકમતનો શાખાધર્મ લેખાય છે વળી તેની ઉત્પત્તિ ઇ. સ. ની કેટલીક સદી બાદ થઇ સમજાય છે. બૌદ્ધ ધર્મમાં હોવાનું આ વિદ્વાનોનાં મતથી સ્વીકારી લેવું પડશે બાકી કેટલે દરજ્જે આ ચિહ્ન દરેક ધર્મને માનનીય હતું તેની તપાસ માંગે છે.

(૬૮) આવા પ્રકારનાં સ્તૂપોનાં નામ તથા હકીકત માટે જુઓ ભાગ૧ લો. પૃ. ૩૧૨ ટી. ૭૮ ની હકીકત: તથા પૃ. ૭૧ ઉપર ડૉકટર બ્યુલ્હરના વિચાર ઇંગ્રેજીમાં જે ટાંકયા છે તે સરખાવો: અહીં સ્તૂપોની વાત કરી છે.

(૬૯) જો કે સામાન્ય માન્યતા એમ છે કે તે, વૈદિક ધર્મનું પણ ચિન્હ છે પણ ડીક્ષનેરી જોતાં તે કેવળ જૈન ધર્મનુંજ ચિન્હ હોવાનું ધરાય છે.

(૭૦) જુઓ ઉપરમાં પૃ. ૬૮ નું વિવેચન તથા નીચેનું ટી. નં. ૭૧ જુઓ.

(૭૧) જુઓ જૈ. નો. ઇ. પૃ. ૨૦૭ નું ટી. નં. ૨. તથા સરખાવો ઉપરમાં ટી. નં. ૬૭ની હકીકત તથા તેને

સંશોધકો ગણાય છે તે સર્વેએ આ વાતનો સામાન્ય રીતે સત્ય તરીકે સ્વીકાર પણ કર્યો છે. [૭૨] એટલે કે આ સર્વ વિદ્વાનોની માન્યતા પ્રમાણે, ત્રિશુલ વિગેરે ચિન્હો કેવળ જૈન ધર્મનાંજ છે. પણ તેજ વિદ્વાનોના મૂળ શબ્દો તપાસીએ છીએ ત્યારે તો તે ચિન્હો કેવળ જૈન ધર્મનાંજ હોવાનું તેઓ સ્વીકારતા લાગે છે. ગેર સમજૂતિ ન થાય માટે તેમના શબ્દો અક્ષરે અક્ષર ઉતારીશું. મિ. ચક્રવર્તી કહે છે કે "After having examined the caves carefully during my visit I have come to the conclusion, so far as the present data are available, they should be ascribed to the Jainas and not to the Buddhists. ત્યાંની મારી મુલાકાત[૭૩] દરમ્યાન તે ગુફાઓ મેં કાળજીપૂર્વક તપાસી છે. અને વર્તમાનકાળે જે જે સામગ્રી ઉપલબ્ધ થાય છે તે સર્વે ઉપરથી હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે તે ગુફાઓ બૌદ્ધધર્મની નહીં, પણ જૈન ધર્મનીજ કહી શકાય." જ્યારે મિ. બ્લોકના શબ્દો આ પ્રમાણે છે.[૭૪] "that the caves contain nothing Buddhistic, but apparently all belong to the Jainas." મજકુર ગુફાઓમાં કાંઈપણ બૌદ્ધધર્મને લગતું છેજ નહીં. પણ નરી દેખીતી રીતે તે સર્વે જૈન સંપ્રદાયીજ હોવાનું લાગે છે."[૭૫] વળી મિ. ફરગ્યુસનના શબ્દો તે ઉપર ઓર પ્રકાશ પાડનાર સમજાય છે. તે કહે છે કે[૭૬] "Till comparatively recently they were mistaken for Buddhist but this they clearly never were: સરખામણીમાં હજી હમણાં સુધી તે સર્વે (ચિન્હો) ને બૌદ્ધધર્મી માનવામાં આવતાં હતાં. પણ ખરી રીતે કદી તેમ હતુંજ નહીં" એટલે કે તેમના અભિપ્રાય પ્રમાણે તો પ્રથમથી પણ, ભૂલ થાપ ખાવા જેવું આમાં હતુંજ નહીં. આ પ્રમાણે તે તે શાખાના પ્રખર અભ્યાસિઓના શબ્દો ચોખ્ખે ચોખ્ખા છે. પછી આપણે કોઇ જાતની શંકા રાખવાનું સ્થાન રહે છે ખરૂં ?

કોઇ એમ પણ પ્રશ્ન ઉઠાવશે કે, આ તો માત્ર ઓરિસ્સા પ્રાંતની ગુફાઓ વિશેજ વિદ્વાનોનું વકતવ્ય થયું. તે માટે અમારે વાંધો નથી. ભલે તે ગુફાઓ કેવળ જૈન ધર્મવાળાનીજ હોય, તેથી કાંઇ ભારત વર્ષમાંની સર્વ વસ્તુઓ તે એકલા ધર્મની નથી થઇ ચૂકતી. તો તે પ્રશ્ન ઉઠાવનારને એટલોજ જવાબ આપીશું કે, અહીં ગુફાઓની વાત છે ખરી, પણ વિદ્વાનોએ જે મંતવ્ય બાંધ્યું છે, તેનાં કારણ પણ તેઓએ જણાવ્યાં છેઃ અને તે માટે તેઓએ ઉપર પ્રમાણે સર્વ ચિન્હોનાં નામો પણ પૃથક પૃથક ફોડ પાડીને જણાવ્યાં છે. એટલે કે તેમનો અભિપ્રાય જે થયો છે તે કેવળ તે ગુફાઓને આશ્રીનેજ છે, એમ નથી. પણ ઉપરનાં જે ચિન્હો તેમણે નામ પાડી બતાવ્યાં છે તે ચિન્હોને અંગે છે. મતલબ કે, જ્યાં જ્યાં તેવાં ચિન્હો નજરે પડે, ત્યાં ત્યાં તે સર્વે વસ્તુઓ કેવળ જૈનધર્મનીજ છે એમ સ્વીકારી લેવું એવો મત તેઓ રજુ કરે છે.

વળી ડૉ. બ્યુલર નામના વિદ્વાન[૭૭] સ્વતંત્ર રીતે

---

લગતું લખાણ.

(૭૨) નં. ૬૯ ના ટીપણ પ્રમાણે અંહી સમજી લેવું.

(૭૩) અહીં જો કે એમ જણાવ્યું છે કે તે સર્વેએ સામાન્ય રીતે સ્વીકાર કર્યો છે, એટલે કે આ ચિન્હો સામાન્ય રીતે, સર્વ ધર્મનાં હોવાનું તેઓ સ્વીકારે છે. પણ જ્યારે તેમાંનાં કેટલાકનાં અસલ શબ્દો વાંચીએ છીએ ત્યારે તો એમજ સ્પષ્ટપણે ધ્વનિ નીકળે છે કે, તેઓનો અભિપ્રાય સર્વ ધર્મનાં તે ચિન્હો હોવાનો નથી, પણ કેવળ એકલા જૈન ધર્મનાંજ તે ચિન્હો છે.

(૭૪) જુઓ જૈ. નો. ઈ. પૃ. ૨૪૮ માં ટીપણ નં. ૩

(૭૫) પોતે જાતે જઇને જોઇ છે એમ કહે છે. નહીં કે માત્ર વર્ણન વાંચીનેજ મત બાંધ્યો છે.

(૭૬) જૈ. નો. ઇ. પૃ. ૨૪૮ માં ટી. નં. ૪ જુઓ

(૭૭) જૈ. નો. ઇં. પૃ. ૨૪૮ માં ટીપણ નં. ૫ જુઓ.

આ સર્વ ચિન્હો વિશે જણાવતાં લખે છે કે:--"It would be surprising if the worship of stupas, of sacred trees, of the wheel of the law, and so forth, more or less distinct traces of which are found with all sects, as well as their representations in sculptures, were due to one sect alone, instead of being heir-looms handed down from remote times before the beginning of the historical period of India. આશ્ચર્યકારક બીના એ છે કે, સ્તૂપની, (બોધિ) વૃક્ષોની તથા ચક્ર વિગેરેની પૂજાની, સ્પષ્ટ જેવી નિશાનીઓ ઓછા વધતા પ્રમાણમાં સર્વ ધર્મમાં માલૂમ પડે છે. તે પૂજા તથા તેને લગતાં શિલ્પમાંનાં દસ્યો, હિંદના ઐતિહાસિક યુગની આદિ થઇ તે પહેલાં ઘણા પ્રાચીનકાળથી (સર્વ ધર્મના) વારસામાં ઉતરી આવવાને બદલે તે એકજ ધર્મનાં હોવાનું દેખાય છે"--એટલે કે તેમનું માનવું પણ ઉપરના વિદ્વાનોની માફક આ પ્રકારનાં ચિન્હો સર્વધર્મનાં સામાન્યપણે હોય એમ થતું હતું, પણ હવે તેમની માન્યતા ફરી ગઇ છે. અને તે એકજ ધર્મનાં (જૈન ધર્મનાં) હોવાની થઇ છે.

આ બધા વિદ્વાનોનાં વચનોથી વાચક મહાશયને અમુક નિર્ણય ઉપર આવવાનું સતર થઇ પડયું હશે એમ અમારૂં માનવું થાય છે. છતાં હજુ કોઇ જાતના વિચાર હચુપચુ રહી જતા હોય, કે મનમાં શંકા ઉદ્દભવતી હોય, તો આ પુસ્તકના પ્રથમ પરિચ્છેદના અંતે, પરિશિષ્ટમાં અનેક દલીલો, ચાવીઓ તથા પ્રશ્નોત્તરરૂપે માર્ગો-લગભગ ત્રણ ડઝનની સંખ્યામાં-બતાવ્યાં છે તેનો ઉપયોગ તેમણે કરી લેવો અને પછી પોતાને જે ઠીક લાગે તે છેવટના નિર્ણય ઉપર જવું.

ચક્ર ☸ વિશે જે. નો. ઇં. પૃ. ૧૮૦ ટી.

**કેટલાંક ખાસ ચિન્હોની વિશિષ્ટતા**

૪ માં લખેલ છે કે. [૭૮] ચક્રનું ચિન્હ જૈનોમાં ધર્મપ્રચાર-વિસ્તાર દર્શક નિશાની છે.[૭૯] આ હકીકતને મથુરાના જૈન સ્તૂપોમાં ચક્ર મળી આવેલ છે તે વાતથી ટેકો મળે છે (સરખાવો પુ. ૩ માં ચક્રવર્તી ખારવેલના વર્ણને હાથીગુંફાના શિલાલેખમાં પંક્તિ ૧૪ થી ૧૭ ની હકીકત) આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે, મથુરાના જૈન સ્તૂપોમાં જે ચક્રનું ચિન્હ છે તે જૈનધર્મ સૂચક છે. વળી પૃ. ૬૧ માં જણાવી ગયા પ્રમાણે તે ગાંધાર દેશીય સિક્કા ઉપર પણ કોતરવામાં આવતું હતું તે સ્થિતિ પણ એમજ બતાવે છે કે, તે સમયના ગાંધારપતિઓ-તક્ષિલાપતિઓ પણ જૈનધર્મ પાળનારા હતા (જુઓ તક્ષિલાના તથા મથુરાના સિક્કાઓ).

ચૈત્ય આ શબ્દનો સાદો અર્થ તો, મંદિર થાય છે. પણ જેમ હાલમાં મંદિરો એકલાં સ્થાપત્યના નમુના તરીકે જ ઉભાં કરવામાં આવે છે તેમ તે સમતે નહોતું. તે સમયે ચૈત્ય શબ્દની વ્યાખ્યા જે પ્રમાણે કરાતી હતી તે પ્રો. હોર્નેલના

(૭૮) J. N. I, p. 180 f. n. 4:-Amongst the Jains, also chakra symbolised the the spread of religion. This is confirmed by the representation of the wheel found at the Jaina stupa at Mathura (cf Hathigumpha Inscription L. 14 to 17. Vol III. King Kharvela's life).

(૭૯) જુઓ, પૃ. ૫૯ ઉપર તેનું વર્ણન તથા સરખાવો ટી. ૪૪ ની હકીકત: તથા પુ. ૨ પૃ. ૧૭૦ નું ટી નં. ૫૬.

શબ્દોમાં[૮૦] આપણે અહીં જણાવીશું "such establishment consists of a park or garden enclosing a temple and rows of cells for the accommodation of monks, sometimes also a stupa or sepuchral momument. The whole complex is not unusually called a caitya—આવાં નામવાળી જગ્યામાં (મૂખ્યપણે) બગીચાનો કે ઉદ્યાનનો સમાવેશ થાય છેઃ વળી તેની અંદર એક મંદિર તેમજ કેટલીક ઓરડીઓ-ઝુંપડીઓની અલગાર પણ હોય છે જેમાં તે સંપ્રદાયના સાધુઓ વસવાટ કરી શકે છે. ઉપરાંત કવચિત્ તેમાં સ્તૂપ અથવા સમાધિસ્તંભ પણ હોય છે. આ સમગ્ર ઇમારતને અલૌકિકરીતે 'ચૈત્ય' ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે." એટલે કે ચૈત્ય તે માત્ર એકલું મંદિર જ નહીં, પણ તે મંદિર જે બગીચામાં ઊભું કરાયું હોય તે, તથા તેની આસપાસ તે પંથના સાધુઓને રહેવાને માટે જે ઓરડાઓ બનાવાયા હોય તે, તેમજ કોઇ વખતે તેની અંદર (પૂજા નિમિત્તે) કોઇ સ્તૂપ અથવા સમાધિસ્તંભ બનાવાયો હોય તે સર્વ વસ્તુનો સમગ્રપણે તેમાં સમાવેશ થઇ શકે છે. આ ચિત્રોમાં જે કેટલેક ઠેકાણે ચૈત્યને tree (બગીચો અથવા તેનાં ઝાડ-વૃક્ષ દર્શાવતું ચિન્હ) with railing (બગીચાની વાડ) or without railing (વાડ વિનાનું) કોતરવામાં આવે છે. તેનો ગૂઢ અર્થ આ ઉપરથી વાચકના કાંઇક ખ્યાલમાં આવશે. વળી ચૈત્ય વિશે ડૉ. હોર્નેલ જણાવે છે કે[૮૧] The caitya of Naya clan was called Duipalas and it was kept up for the accommodation of the monks of Parswanath's order, to whom the Naya clan professed allegiance In Kollaga the Naya clan kept up a religious establishment doubtless similar to those, still existing in the present day. There is one near Calcutta, in the Manaiktala suburb—નાય જાતિ (સંસ્કૃત નામ 'જ્ઞાત' જે ક્ષત્રિય જાતિમાં[૮૨] જૈનના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર ઉત્પન્ન થયા હતા તે) ના ચૈત્યનું નામ દૂઇપલાસ હતું અને તે શ્રી પાર્શ્વનાથના સ્થવીરોના ઉતારા માટે હતું. જ્ઞાતક્ષત્રિયો શ્રી પાર્શ્વનાથના ભકત હતા.[૮૩] કોલ્લાગમાં પણ આ જ્ઞાત ક્ષત્રિયોનું આવું ધાર્મિક એક ચૈત્ય હતું. કલકત્તાના માણિકતોલામાંના[૮૪] અત્યારે અસ્તિત્વ ધરાવતા ચૈત્યને આબેહુબ રીતે તે મળતું આવે છે. મતલબ કે, આ ચૈત્યનું વર્ણન કરતાં ડૉ. હાર્નેલ જેવો વિદ્વાન, જૈનધર્મને લગતું વિવેચન કર્યા કરે છે પણ કયાંય બૌધ્ધધર્મને લગતો એક શબ્દ વટીક ઉચ્ચારતો નથી. સારાંશ કહેવાનો એ થાય છે કે, ચૈત્ય તે ધાર્મિક ચિન્હ છે અને તે પણ જૈનધર્મનું જ છે.

**મોહનજાડોરાનાં સીલ વિષે**

વિશ્વવિખ્યાત મોહનજાડોરાના ખોદકામમાંથી મળી આવેલ કેટલાક સીલને લગતી હકીકત અત્ર જણાવવા ઇચ્છા થાય છે. જો કે તે જાતના સિક્કા હજુ માલૂમ પડયા નથી તેમ સીલ અને સિક્કા તે બન્ને વસ્તુઓ પણ જૂદીજ છે. છતાં તે વસ્તુ ભવિષ્યમાં કોઇક રીતે માર્ગદર્શક નીવડવા વક્કી છે એટલે આ લખાણ.

(૮૦) પ્રોસીડીંગ્સ ઑફ ધી એશિયાટીક સોસાયટી ઑફ બેંગોલ. ૧૮૯૮ પૃ. ૪૦: તથા જૈ. નો.ઇ. પૃ. ૧૦૬.

(૮૧) તેજ પુસ્તક જુઓ.

(૮૨) જુઓ પૃ. ૧૩ ટી. ૫૪ ની હકીકત તથા તેનું લખાણ.

(૮૩) સરખાવો પૃ. ૫૬ નું લખાણ તથા તેને લગતી ટી. ૩૭, ૩૮ ની હકીકત.

(૮૪) ત્યારે તો આ માણિકતોલાના સ્થાનવાળો ભાગ

હકીકત કદાચ ઉપયોગી થ ય તેવી ધારણાથી અહીં રજુ કરૂં છું. રા. બ. ડા. એસ. કૃષ્ણ-સ્વામિ આયંગર જણાવે[૮૫] છે કે " મોહનજાડારો કી ખોદાઇમેં મિલી હૂઈ ચીજોં મેં સબસે મહત્ત્વ-પૂર્ણ સીલે ઔર મુહરે હૈ | -કઇ સીલોપર સીંગે-વાલે કિસી વિચિત્ર પશુકા ચિત્ર હૈ | ઇસકુ કોઇ હરિણ, કોઈ બૈલ માનતે હૈ કિંતુ-ઇસ ચિત્રકો ભારત વર્ષીય **गदहा** માના હૈ. વળી જૈ. નૉ. ઈ. પૃ. ૯૨ માં વિદ્વાન લેખક[૮૬] જણાવે છે કે "સૌવીરપતિ ઉદયન તે રાજાઓમાં ગોધ્ધા સમાન હતો"-આ વાક્ય પ્રયોગ ઉપરથી સમજાય છે કે, સિંધુ-સૌવીરપતિ રાજા ઉદયન ( જુઓ પુ. ૧ પૃ. ૨૨૨ થી ૨૩૦ નું વર્ણન ) મહા પરાક્રમી રાજા હતો અને જ્યારે તેના રાજ્યની હદમાંથી[૮૭] ગોદ્ધા-ગેંડા-કે સિંગ જેવાં પ્રાણીના સીલો અનેક સંખ્યામાં મળી આવે છે ત્યારે તે પશુનું ચિન્હ, કાંતો તે ઉદયન રાજાના વંશનું અથવા તો તે જે ધર્મ પાળતો હતો તે જૈન ધર્મના[૮૮] કોઇ તીર્થંકરનું[૮૯] નામ સૂચવતું ચિન્હ હોય. મારો આધિન મત એમ થાય છે કે, જેમ વત્સ તે કૌશંબીનું, ચક્ર તે તક્ષિલાનું, ઇત્યાદિ ઇત્યાદિ[૯૦] સ્થળદર્શક ચિન્હો છે. તેમ આ ગેંડો ( Rhinoceros ) તે સિંધુ દેશનું સાંકેતિક સ્થળદર્શક ચિન્હ હોવું જોઇએ.

આ સ્થળ વિશે જ્યારે અત્ર ઇસારો થયો છે ત્યારે તેની પ્રાચીનતાના સમય વિશે પણ બે બોલ જણાવી લઇએ. ઉપર જણાવી ગયેલ વિદ્વાન ડૉ. આયંગર સાહેબ લખે છે કે, ઇસ લીયે ( મોહનજાડોરાના ખોદકામમાં સાત પ્રસ્તર દેખાયા છે અને દરેક પ્રસ્તરનું આયુષ્ય અઢીસો અઢીસો વરસનું ગણીને અનુમાન દોર્યું છે ) મોહન-જાડારોકી સભ્યતા ઇસાસે લગભગ ૩૨૫૦ સે ૨૭૫૦ વર્ષ પૂર્વ કે બીચકે હૂઈ ( એટલે કે ઇ. સ. પૂ. ૨૭૫૦ થી ૩૨૫૦ અથવા ઇ. સ. પૂ. ત્રણ હજાર વર્ષના અંદાજની થઇ. ) મેં પણ પુ. ૧ પૃ. ૨૨૮માં તે હેતુને મળતીજ વસ્તુસ્થિતિ પ્રતિપાદન કરેલી છે કે તે શહેરનો ઇ. સ. પૂ. ૫૩૪માં નાશ થયો તે પૂર્વે પણ કમમાં કમ બે હજાર વર્ષથી ( બે હજાર+૫૩૪=ઇ. સ. પૂ. ૨૫૩૪ થયા ) જાહોજલાલી ભોગવતું તે શહેરને કલ્પી લેવામાં વાંધો નથી.

એક વાત યાદ રાખવાની છે કે, વિદ્વાનોએ આના સમયનો જે અંદાજ કાઢી બતાવ્યો છે તે, આર્યસંસ્કૃતિ ઉપરથી તથા હથિયારો, જે વસ્તુઓ-માંથી બનાવાતા હતા તે ઉપરથી તારવી કાઢેલા અનેક યુગોના સમય આદિ, આનુમાનિક સમય-વાળી વસ્તુઓના નિદર્શન ઉપરથી જણાવેલ છે કે જે સમય કાંઈ સ્પષ્ટપણે-મક્કમતાથી આટલાજ કાળનો હતો એમ કોઇથી કહી શકાયજ નહીં: એટલે વિદ્વાનોએ અનુમાનથી બાંધેલ સમય જે ઇ. સ. પૂ. બેથી અઢી હજારનો જણાવ્યો છે તેમાં કેટલુંક ગાબડું પડી પણ જાય અને ઇ. સ. પૂ. બે હજારને બદલે ઓછો સમય પણ ઠરાવી શકાય. જ્યારે મેં જે નિરધાર બાંધ્યો છે તે, નિર્ણીત બતાવી આપેલ સાલ ઉપર રચાયો છે, મતલબ કે, અમુક સાલનો પાયો લઇને તે ઉપરથી બાંધેલ નિર્ણય તે કાંઇક વિશેષ વજનદાર ગણાય. છતાં મેં જે જણાવ્યું છે કે તે નગરીની જાહોજલાલી, તેનો નાશ થયો તે પહેલાં કેટલીયે સદીઓથી ચાલી આવતી હોવી જોઇએ. આવાં સ્પષ્ટ એકરાર પછી આ વિષયના સમય વિશે મારો ચોક્કસ મતજ બંધાઈ ગયો છે એમ તો કોઇ[૯૧] કહી નહીંજ શકે. હમેશાં સંશોધનના વિષયજ એવા હોય છે. મેં તો વાચક વર્ગના વિચાર માટે એક સ્થિતિ રજુ કરી દીધી છે.

બહુ પુરાણા સમયનો કહી શકાશે.

(૮૫) જુઓ ઉત્તર હિંદમાંથી પ્રગટ થતા, ગંગા નામના માસિકનો. ૧૯૩૩ નો જાન્યુઆરીનો ખાસ પુરાતત્ત્વ અંક પૃ. ૫૧ થી આગળ.

(૮૬) Udayana, the bull of kings of Sauvira.

(૮૭) હાલના મોહનજાડેરાવાળું તે સ્થળ અસલમાં આ સૌવીરપતિ ઉદયનનું રાજનગર હતું (જુઓ પુ. ૧ પૃ. ૨૨૨ થી આગળ ).

(૮૮) જુઓ પુ. ૧ પૃ. ૨૨૫.

(૮૯) જુઓ પરિચ્છેદ ત્રીજો, જૈનધર્મના તીર્થંકરોનાં લંછન ઉતાર્યાં છે તે નં. ૨ ટીપ્પણવાળી હકીકત.

(૯૦) જુઓ પૃ. ૬૧ ઉપરની બે કોલમમાં આપેલ હકીકત.

(૯૧) મુંબઈથી પ્રસિદ્ધ થતા સાપ્તાહિક ગુજરાતી પત્રમાં તા ૪-૮-૧૯૩૫ પૃ. ૧૧૩૭ ઉપર શ્રી. પ્ર. ગિ. મહેતા તરફથી ચર્ચા ઉપસ્થિત થઇ છે તે તરફ વાચકવર્ગનું ધ્યાન ખેંચવા રજા લઉ છું.



# તૃતીય પરિચ્છેદ



## સિક્કાઓ (ચાલુ)

**ટૂંક માહિતી:**—લગભગ ૧૦૦ સિક્કાઓના વિભાગ પાડીને ચિત્ર સહિત પાંચ ચિત્રપટ્ટમાં કરેલી રજુઆત-રજુ કરેલા સિક્કાઓ તો માત્ર દૃષ્ટાંત રૂપેજ આગળ ધરવામાં આવ્યા છે—બાકી તે તે પ્રકારના અનેક સંખ્યામાં જ્યાં ને ત્યાં મળી આવે છે—ચિત્રની હકીકતને છ આસનમાં ગોઠવી તેનું કરેલ વર્ણન-તે ઉપરથી પ્રત્યેકની હકીકત, કયા કયા પુસ્તકોમાંથી મળે છે તે સંબંધી વિદ્વાનોએ ઉચ્ચારેલો મત તથા સમય, તેમજ તેમના મંતવ્યથી, કયા કારણથી, ને કેટલે દરજ્જે, મારા વિચારો જુદા પડે છે, તેનાં દાખલા, દલીલો આપી કરેલી ચર્ચા-દરેક સિક્કાની સવળી, અવળી બાજુ ઉપર કોતરેલ ચિત્રો, અક્ષરો, ચિન્હો વિગેરેનું વર્ણન-તથા તે ઉપર પાડતો પ્રકાશ-અને તે ઉપરથી બાંધી આપેલ નિર્ણયો; તથા તેમનો સમય-સાથે સાથે નાની નાની વિગતોની કરેલ ચર્ચા વિગેરે—

# સિક્કાઓ ને લગતું વર્ણન તથા માહિતી.

| અનુક્રમ નંબર | સિકકા ઉપરનું અન્ય લેખકોએ કરેલું વર્ણન | કયાંથી જડે છે તથા કયા પુસ્તકમાં તેનું વર્ણન છે તથા કોનો સિકકો છે વિગેરે |
|---|---|---|
| ૧ | બે નંગ જોડકે છે. ઢાળમાંથી કાઢયા ત્યારથી એમજ જડેલ મળી આવ્યા છે. તેના ઉપર હાથી અને ચૈત્ય છે. તે ઉત્તર હિંદમાં ચારે તરફથી મળી આવે છે. | ઢાળેલા સિક્કાનો નમુનો બતાવવા રજુ કર્યો છે. જુઓ કો. એ. ઈં. નં. ૨૪-૨૫ |
| ૨ | કોઈ ઉપર વૃષભ તો કોઈ ઉપર સિંહ અને દંડ હોય છે. | કવચિત પંજાબમાંથી મળે છે. જુઓ કો. એ. ઈં. નં. ૨૬-૨૭ |
| ૩ | પં. જયસ્વાલે આ સિક્કામાં **સંપ્રતિ** શબ્દનો ઉકેલ કરી તેને જૈન સમ્રાટ સંપ્રતિનો[1] ઠરાવ્યો હતો (જુઓ મોડર્ન રીવ્યુ. ૧૯૩૩ ઓકટોબર). | કો. એ. ઈં. નં. ૨૦; જ. બી. ઓ. રી. સો.ના ૧૯૩૫ના અંક નં. ૩ ના પુસ્તકમાં તેમણે સમ્રાટ સંપ્રતિનો સિક્કો હોયાનુ સાબિત કર્યું છે. |
| ૪-૫ | સિક્કાની બન્ને બાજુ ચિત્રો છે. એક બાજુ સિંહ અને બીજી બાજુ હાથી: ( કો. એ. ઈ. પૃ. ૬૨ ) આ જાતના સિક્કા એકલા પંજાબમાંજ નહીં પણ કાબુલના પ્રદેશમાં પણ પુષ્કળ મળી આવે છે. નં. ૫ નો સિક્કો કાશ્મિરમાં બરાહ મૂળની સામે ઉશ્કર ગામના સ્તૂપમાંથી મળી આવ્યો હતો. | આમાં સિંહ છે તે જૈન ધર્મના તીર્થંકર શ્રી મહાવીરનું ચિન્હ છે.[2] અને હાથી છે તે મૌર્ય સમ્રાટ પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિનું[3] ચિન્હ છે. આ સિક્કો બતાવે છે કે, રાજા પ્રિયદર્શિન પોતે જૈન ધર્મી હતો. તેમજ તેનું રાજ્ય ઉત્તર હિંદમાં મથુરા, પંજાબ, કાશ્મિર અને કાબુલ સુધી પણ પથરાયલું હતું. |

(૧) સંપ્રતિ રાજા પોતે જૈનધર્મનો પરમ ભકત હતો. તે ઇતિહાસમાં પ્રિયદર્શિન તરીકે પ્રખ્યાત થયો છે. આ સર્વ અધિકાર તેના વર્ણનમાં આગળ ઉપર જુઓ.

(૨) જૈનધર્મના ૨૪ તીર્થંકરો થયા હોવાનું મનાય છે. અને તે સર્વેને ઓળખાવનારાં ખાસ ચિન્હ હોય છે. તેને જૈનધર્મવાળાની પરિભાષામાં 'લંછન' કહેવાય છે. તે લંછન નીચે પ્રમાણે છે (૧ વૃષભ. ૨ હાથી. ૩ ઘોડો. ૪ વાંદરો. ૫ ક્રૌંચપક્ષી. ૬ પદ્મકમળ. ૭ સ્વસ્તિક. ૮ ચંદ્રમા ૯ મગરમચ્છ. ૧૦ વત્સ. ૧૧ ગેંડો : કોઇ તલવાર પણ કહે છે. ૧૨ પાડો. ૧૩ સુઅર. ૧૪ સીંચાણો (બાજ). ૧૫ વજ્ર. ૧૬ હરિણ. ૧૭ બોકડો. ૧૮ નંદાવર્ત્ત. ૧૯ કળશ. ૨૦ કાચબો. ૨૧ કમળ. ૨૨ શંખ. ૨૩ સર્પ. અને ૨૪ સિંહ. અત્ર શ્રીમહાવીરને લગતી હકીકત છે. એટલે તેમનું લંછન જે સિંહ છે તે હકીકત આ સિકકાના વર્ણનમાં લેવાની છે. વિશેષ વર્ણન તથા સમજૂતિ માટે પ્રિયદર્શિનના વૃત્તાંતે જુઓ.

(૩) પ્રિયદર્શિનનું બીજું નામ સંપ્રતિ છે અને તેનું ચિન્હ હાથી છે તે બાબત, તેના અધિકાર તળે વર્ણન લખીશું.

| અનુક્રમ નંબર | સિક્કા ઉપરનું અન્ય લેખકોએ કરેલું વર્ણન | ક્યાંથી જડી આવે છે | કયા પુસ્તકમાં તેને લગતું વર્ણન છે |
|---|---|---|---|
| ૬-૧૧ | સિક્કાના ચિત્રમાં કાંઇ વિશેષ નથી. પણ તે સર્વ ઢાળેલ દેખાય છે. તથા તે રાજાઓ કયો ધર્મ પાળતા હતા, તે બતાવવા માટે રજુ કર્યા છે. નં. ૭, ૮ માં **अप्रतिहत चक्रस राजुबुलस** શબ્દો છે જ્યારે નં. ૬, ૧૧ માં **महाक्षतपस सौडासस** શબ્દો છે અને નં. ૫, ૧૦ માં **हगान हगामस** શબ્દો છે. એટલે કે આ સર્વ સિક્કા તે તે નામધારી ક્ષત્રપો, રાજુબુલ, સૌડાસ, હગામ[૪] અને હગામસના છે. | મથુરા | કો. એ. ઇ. ૫ટ નં. ૮ આંક નં. ૨, ૩, ૪, ૫, ૬ અને ૭<br>—<br>કે. હી. ઇ. ૫ટ નં. ૭ આંક નં. ૨૪ પૃ. ૫૮૯ (નં. ૯ ના સિક્કા માટે). |

(૪) આમનાં નામ હગાન તેમજ હગામાષ પણ અનુક્રમે ગણાવાયાં છે.
(૫) આ સમયની ગણના માટે ઉપરમાં પૃ. ૫૧-૫૨ ની હકીકત જુઓ.
(૬) પ્રિયદર્શિનના વૃત્તાંતે જુઓ.
(૭) જુઓ તેમના વૃત્તાંતે. ભાગ ત્રીજામાં.
(૮) જુઓ ઉપરનું ટીપ્પણ નં. ૪.
(૯) ઉપરમાં પૃ. ૫૮ નું લખાણ તથા ટી. નં. ૬૯ ની સમજૂતિ જુઓ.
(૧૦) ઉપરની ટી. ૯ જુઓ; તથા વિશેષ અધિકાર આ પરિચ્છેદના અંતે જોડેલ છે.

કોનો સિક્કો છે તે માટે અનુમાન કરવા યોગ્ય દલીલો તથા તે ઉપરથી બંધાતો નિર્ણય | મારી ગણત્રીથી તેનો અંદાજી સમય

સિક્કાની બનાવટ ઉપરથી સમયની ગણના[૫] કેટલેક દરજ્જે કરી શકાય તેમ છે. પંચ કરેલ સિક્કાનો સમય સામાન્ય રીતે ઇ. સ. પૂ. છઠ્ઠી કે પાંચમી સદીનો, ઢાળેલ સિકકાનો ઇ. સ. પૂ. પાંચમી અને ચોથી સદીનો ગણાય છે; અને તે બાદ સમ્રાટ પ્રિયદર્શિનના રાજ્યે ટંકશાળો[૬] નીકળી હોય એમ સંભવે છે. જેથી મુદ્રિત સિક્કાનો સમય ઇ. સ. પૂ. ૩૦૩ પછીનો કહી શકાય. એટલે આ નિયમો પ્રમાણે તો એ સર્વે સિક્કાઓ ઢાળેલા હોવાથી તેમનો સમય ઇ. સ. પૂ. ૩૦૦ પહેલાનો ઠરાવી શકાય; પણ તેમાંના લેખના શબ્દો ઉપરથી તે, ક્ષત્રપ હગામ, હગામસ, રાજુવુલ વિગેરેના છે એમ સ્પષ્ટ સમજાય છે અને આ ક્ષત્રપોનો સમય નિશ્ચયપૂર્વક[૭] ઇ. સ. પૂ. ની બીજીથી પ્રથમ સદીનો ઠરાવાય છે. એટલે આ સિકકાઓ ભલે ઢાળેલા છે, છતાં જ્યારે તેનો સમય ઇ. સ. પૂ. બીજી સદીનો ઠરે છે ત્યારે એમ જ અનુમાન ઠરાવી શકાય કે, ઉપરના નિયમો[૮] અવંતિ દેશ જેવા સુધરેલા દેશનેજ લાગુ પાડવાના છે. અને મથુરા જેવો દેશ, જ્યાં ટંકશાળો મોડેથી ઉઘડી હશે ત્યાં તો અવંતિ કરતાં પણ લાંબા સમય સુધી ઢાળેલ સિક્કાજ પાડવાનું ચાલુ રખાયું હશે. | ઇ. સ. પૂ. ૧૨૫ થી ૭૫

ધર્મની બાબતમાં જણાવવાનું કે:—સિક્કામાં જે સ્વસ્તિકનું ચિન્હ[૯] છે તે જૈન ધર્મનું ચિન્હ[૧૦] ગણાય છે. વળી મથુરાના લાયન કેપીટલ પીલર નામે ઓળખાતા સ્તંભની પ્રતિષ્ઠા[૧૧] ક્ષત્રપ રાજુવુલના સમયે તેની પટરાણીએ કરાવી છે. તે પ્રસંગ ઉપર મહાક્ષત્રપ ભૂમકને તેણે આમંત્રણ આપ્યું છે. પણ તે પોતે ઉપસ્થિત થઈ નહી શકવાથી તેના પ્રતિનિધિ તરીકે તેણે ક્ષત્રપ નહપાણને ત્યાં મોકલ્યો છે. અને તે ક્ષત્રપ હોવા છતાં ( મહાક્ષત્રપથી તો નાનોજ ગણાય છતાં ) તેને અધ્યક્ષસ્થાન અપાયું છે. આ સર્વ હકીકતથી એમ સાબિત થાય છે કે, મથુરાના ક્ષત્રપો, ભૂમક તથા નહપાણ તે સર્વે એકજ ધર્માનુયાયી[૧૨] હોવા જોઇએ. તેમજ ભૂમક અને નહપાણ તે બન્નેનો સંબંધ અતિ નિકટપણે હોવો જોઇએ.[૧૩] નહીં તો તે પોતાના પ્રતિનિધિ તરીકે તેને મોકલે નહીં. વળી નહપાણ પોતે ક્ષત્રપ દરજ્જે હોવા છતાં જે અધ્યક્ષસ્થાને બિરાજીત થયો છે તે એમ બતાવે છે કે, જે મહાક્ષત્રપ ભૂમકના પ્રતિનિધિ તરીકે તે મથુરા ગયો હતો

(૧૧) આ બધી હકીકતના હેવાલ માટે એપીગ્રાફિકા ઇન્ડીકા પુ. ૮. પૃ. ૩૯ વિગેરે વાંચો.

(૧૨) આ પ્રતિષ્ઠાનો પ્રસંગ ધાર્મિક ગણાય. અને તેવે પ્રસગે જે એકત્રિત થઇ શકે તે બનતા સુધી સર્વે સહધર્મીજ હોય એમ મુખ્યપણે અનુમાન બાંધી શકાય. સામાજીક કે વ્યવહારિક પ્રસંગે અનેક ધર્મના પુરૂષો મળી શકે ખરા, પણ ધાર્મિક પ્રસંગની હકીકત સર્વથા ભિન્નજ લેખી શકાય.

(૧૩) તે બેને કેવો નિકટ સંબંધ હતો તે આપણે તેમના વૃત્તાંતે સાબિત કરેલ છે. તે માટે આગળ ઉપર પુ. ત્રીજો ભાગ જુઓ.

| | | | |
|---|---|---|---|
| ૧૨–૧૩ | કો. એ. ઈ ના ચિત્રપટમાં સિકકા તો ઘણા આપ્યા છે. પણ અહીં બે નંગજ માત્ર નમુના તરીકે રજુ કર્યા છે. તેમાંના કેટલાક ઉપર, સ્વસ્તિક, ત્રિરત્ન, ચક્ર વિગેરે છે (જેમકે નં. ૨, ૩, ૧૯) તેમ કેટલાયે ઉપર વૃષભ, ચક્ર, હાથી, લક્ષ્મી, ત્રિરત્ન, ઇત્યાદિ પણ છે ( જેમકે નં. ૭, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, અને ૧૭ ) | અયોધ્યા પ્રાંત | કો. એ. ઇં. પટ નં. ૯ આકૃતિ નં. ૨. ૩. |

(૧૪) નહપાણ પોતે તો ક્ષત્રપ હતો, એટલે મહાક્ષત્રપ રાજુવુલના કરતાં તેનો દરજ્જો નાનો હતો. પણ તે ભૂમક મહાક્ષત્રપનો પ્રતિનિધિ હતો. અને પ્રતિનિધિને તેના મૂળ પુરૂષ જેટલુંજ હમેશાં સન્માન અપાય છે. તેથી નહપાણનું માન વધારે ઉચ્ચકોટીનું આ પ્રસંગે ગણવામાં આવ્યું છે.

(૧૫) એ. ઇં. પુ. ૮ મું વાંચી જોવાથી ખાત્રી થશે.

(૧૬) ક્ષત્રપ અને મહાક્ષત્રપ શબ્દજ કહી બતાવે છે કે તેમની પેદાશ હિંદમાંની નથી. હિંદની બહારના જે હોય તે પરદેશી કહેવાય તે હિસાબે, આ શબ્દ અહીં વપરાયો છે: તેઓ કયા દેશના હતા તે હકીકત તેમનાં જીવન લખતાં સાબિત કરી છે.

(૧૭) અહીં જાતિ એટલે Caste જ્ઞાતિ=જ્ઞા ધાતુ ઉપરથી, to know=જાણવું, એમ નથી લેવાનું, પણ Birth =જા ધાતુ ઉપરથી, જન્મવું to be born, એમ લેવાનો છે. હિંદમાં પણ Caste જેવી સંસ્થા

તેનું માન તે સર્વે ક્ષત્રપોમાં કાંઇક ઉચ્ચ કોટિનું ગણાતું હોવું જોઇએ.[૧૪] મથુરા લાયન કેપીટલ પીલર જૈન ધર્મી હોવાનું વિદ્વાનોએ[૧૫] સ્વીકાર્યું છે. અને તેમાં સ્વસ્તિકનું ચિન્હ હોવાથી, આપણે સ્વસ્તિકની બાબતમાં ઉપર જે લખી ગયા છીએ તેને સમર્થન મળે છે. આ ઉપરથી એમ પણ સાબિત થાય છે કે, આ સર્વે ક્ષત્રપો અને મહાક્ષત્રપો પરદેશી[૧૬] હોવા છતાં તેમણે જૈન ધર્મજ અપનાવેલ હોવો જોઇએ. તેમજ આ સર્વે ક્ષત્રપો એકજ દેશમાંથી ઉતરી આવેલા અથવા તો કદાચ એકજ જાતિના[૧૭] પણ ( by birth ) હોય. તેમ અનુમાન દોરી શકાય.

આ સર્વે સિક્કાઓ અત્રે નિષેધાત્મક સાબિતીઓ ( Negative proofs ) માટે રજુ કરવામાં આવ્યા છે. એટલે કે વિદ્વાનો, આ સર્વ ચિન્હોને બૌધ્ધધર્મનાં હોવાનું લેખતા રહ્યા છે,[૧૯] પણ તેમનું માનવું ભૂલ ભરેલું છે. આ માટે મૂળ ગ્રંથના લેખક, સર કનિંગહામ જેવા નિષ્ણાત ગણાતા અને એક સત્તા સમાન લેખાતા પુરૂષના શબ્દો પણ ખાત્રી આપે છે. તેમણે પૃ. ૯૧ માં જણાવ્યું છે કે, The coins do not themselves present any traces of Buddhism except the Bodhi-tree and the combined symbols of Tri-ratna and Dharma-Chakra = ખુદ "સિક્કામાં તો બૌધ્ધધર્મને લગતી કોઇ નિશાનીઓ નથીજ, સિવાય કે, બોધિવૃક્ષ, ત્રિરત્ન, અને ધર્મચક્રનું સંયુકત ચિન્હ": આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, તેમને પોતાને પણ શંકા ઉદ્દભવે છે કે આ સિક્કામાં વૃક્ષ, ત્રિરત્ન, અને ધર્મચક્ર જેવાં બૌધ્ધધર્મનાં ગણાતાં ચિન્હો ભલે છે છતાં અન્ય કોઇ એવી સ્વતંત્ર નિશાનીઓ તેમના જોવામાં આવી નથી કે જેથી તેને બૌધ્ધધર્મનાં ઠરાવી શકાય. ખરી રીતે આ ચિન્હો બૌધ્ધધર્મનાં સ્વતંત્રરીતે છેજ નહીં. તે તો જૈનધર્મનાં છે.[૨૦] અને તેથીજ આ ચિન્હો તે સર્વ સિક્કાઓ ઉપર હોવા છતાં, તે બૌધ્ધધર્મનાં નથી એમ સર કનિંગહામને ઉચ્ચારવું પડયું છે. ત્યારે હવે તે શું સૂચવે છે? અમારૂં માનવું એમ છે કે જે વૃષભ[૨૧] છે તે, જૈનધર્મના ચોવીસ તીર્થંકરો માંહેલા પ્રથમ રૂષભદેવનું અથવા જૈનધર્મના પ્રથમ પ્રવર્ત્તક શ્રી આદિનાથનું ચિન્હ છે.[૨૨] અને તેમનો

ઇ. સ. પૂ.[૧૮] છઠ્ઠી સદી

તે સમયે નહોતી, તો પછી હિંદબહારના પરદેશમાં કે જ્યાં અત્યારે પણ Caste જેવી સ્થિતિ વર્તતી નથી ત્યાં તે પ્રાચીન સમયે તો તેની આશાજ શી રીતે બાંધી શકાય?

(૧૮) ઉપર નં. ૫ ટીપણ જુઓ.

(૧૯) બૌધ્ધ ધર્મનાં કોઇ ચિન્હ હોઇ શકે કે નહીં, તેજ હજુ તો કોઇ બૌદ્ધ સાહિત્ય ગ્રંથમાંથી જાણી શકાયું નથી. તેના જ કોઇ ચિન્હ હોઇ શકે કે કેમ તે પણ શંકાસ્પદ છે ( જુઓ પૃ ૧૩ ટી. ૪૯ ) એટલે બૌદ્ધધર્મનાં હોવાનું જે જણાવાતું રહ્યું છે તે શબ્દપ્રયોગ પણ આધાર વિનાનો જ છે, એમ જાણવું.

(૨૦) જુઓ ઉપરમાં પૃ. ૧૮ તથા ૬૯ નું વર્ણન.

(૨૧) વિદ્વાનોએ આ વૃષભને નંદી ઠરાવીને શૈવધર્મનું ચિન્હ ગણાવ્યું છે. પણ વાસ્તવિક રીતે તે જૈનધર્મનું છે એમ હવે વાચકને સમજાશે.

(૨૨) જુઓ ઉપરની ટી. નં. ૨

| | | | |
|---|---|---|---|
| ૧૪ | સવળી બાજુ—તાડના વૃક્ષની સામે જમણી દિશાએ મોર છે.<br>અવળી ,, —**आर्यमितस** શબ્દો છે: તથા ડાબી દિશાએ એક સ્તંભની સામે વૃષભ છે | અયોધ્યા | કે. હી. ઇ. પટ નં ૫, આંક નં. ૧૧ ( તાંબાનો સિક્કો છે ) |
| ૧૫ | સવળી બાજુ યોધ્યો છે અને [-] **सत मितस** અક્ષરો લખેલ છે.<br>અવળી બાજુ-ચૈત્ય વિગેરે. | કૌશાંબી | કો. એ. ઈ પટ નં. ૫ આકૃતિ ૮ |

(૨૩) જુઓ ક. સૂ. સુ. ટી. પૃ. ૧૧૭ અત્ર વાચકનું ધ્યાન નીચેની બાબત ઉપર દોરવામાં આવે છે કે પ્રાચીન સમયની બે ત્રણ નગરી વીશે તેઓ વિકલ્પમાં કે વિચારમાં આવી ન પડે કેમકે તે નગરીઓનાં નામો એક બીજાને મળતાં આવી જાય છે. ( સરખાવો પુ. ૧ પૃ. ૧૮૩ ).

(અ) વિશાખા નગરી એટલે અયોધ્યા અને તે અયોધ્યા દેશની રાજધાની સમજવી: તેમ તે નગરીને શ્વેતાંબી પણ કહેવાય છે.

(આ) વૈશાળી નગરી તે, વિદેહ દેશની રાજધાની છે, કે જ્યાં મિથિલાપતિ ચેટક રાજાની રાજધાની હતી અને જ્યાં શ્રી મહાવીરનો જન્મ થયો હતો. આ ઉપરથી સમજાશે કે, વિશાખા અને વૈશાળી બન્ને જુદી નગરીઓ છે. ( જે નગરીનો વિસ્તાર બહુ લાંબો ચોડો એટલે વિશાળ હોય તેજ વિશાળા નગરી કહેવાય. આ પ્રમાણે ઉજ્જૈની નગરીનું નામ વિશાળા નગરી પડ્યું છે: જુઓ પુ. ૧ પૃ. ૧૮૩ ).

(ઇ) કૌશાંબી—તે વત્સ દેશની રાજધાની હતી અને તેનું સ્થાન હાલના અલ્હાબાદ પાસે પૂર્વ

રાજ્ય પ્રદેશ અયોધ્યાપ્રાંત ( વિશાખા નગરી, અથવા બીજું નામ વિનિતા નગરી[૨૩] ) હોવાથી, આ અયોધ્યા પ્રાંતના સર્વ સિક્કાઓ ઉપર વૃષભનું ચિન્હ આલેખવામાં આવેલું છે. તેમ વળી તે રાજાઓ પણ તેમનાજ વંશના–કુળના એટલે કે ઇક્ષ્વાકુ વંશના (કોશળપતિ રાજા પ્રસેનજિત[૨૪] વિગેરે) હતા એમ પણ આ ઉપરથી બતાવાય છે. વળી વિશેષમાં તેઓ જૈનધર્મ પાળતા હતા[૨૫] તેથી તે ધર્મનાં ચિન્હો સિક્કાઓ ઉપર તેમણે કોતરાવ્યાં છે. ( વત્સ–નંદી, જેને ઇંગ્રેજીમાં Bull કહેવાય છે તેને દેખાવમાં વૃષભ કહી શકાય અને આ ઉપરથી તે કોશળ દેશનું ચિન્હ ઠરે છે: વળી આગળ ઉપર સિક્કા નં. ૧૪ ની હકીકત જુઓ. તેમાં વત્સદેશ અથવા કૌશંબી રાજ્યનું તે ચિન્હ કહેવાયું છે એટલે કે વત્સ તે કૌશાંબી તેમજ કોશળ, એમ બન્ને દેશનાં ચિન્હ તરીકે વપરાયો દેખાય છે ).

વૃષભ માટેની સમજૂતી સારૂ ઉપરના સિકકા નં. ૧૩ નું વર્ણન જુઓ. અહીં જે ખાસ એક બાબત ઉપર લક્ષ ખેંચવું રહે છે તે એકે, કે. હી. ઇના લેખકને આ સિકકામાં વત્સ ( Bull )ને–નંદી હોવા છતાં તેને અયોધ્યા પ્રાંતનો એટલે કોશળ દેશનો કહેવો પડ્યો છે. મતલબ કે વિદ્વાનો વત્સ અથવા નંદીને માત્ર કૌશાંબી દેશનું જ ચિન્હ હોવાનું જે લેખતા રહ્યા છે તે તેમ નથી. તે ચિન્હ કોશળ દેશનું પણ ગણાય છે ( ઉપર નં. ૧૩ માંનું લખાણ સરખાવો. ) ઇ. સ. પૂ. પાંચમી સદી

મૂળ ગ્રંથમાં સવળી બાજુના ચિત્રનું વર્ણન કરતાં અશ્વ હોવાનું લખ્યું છે. જ્યારે બારીક નજરે જોતાં તેમ દેખાતું નથી. આમ થવાનું કારણ, ચિત્ર બરાબર ન ઉઠવાને લીધે પણ હોય, અથવા તો ઉઠયું હોય તો, તેના બારીક કદને લીધે ઓળખવામાં ભૂલ થઇ ગઇ હોય. અને તેથી નંદીના ચિત્રને અશ્વ પણ માની લીધો હોય. ઇ. સ. પૂ. ૪૧૭ થી ૧૫

અત્ર મારા ખ્યાલમાં, અશ્વ નથી પણ યોદ્ધો જણાય છે. એટલે વત્સ=નંદી, જે કૌશાંબીનું ચિન્હ સાધારણ રીતે[૨૬] મનાય છે તે નથી. પણ વત્સ દેશ ઉપર, શતાનિક રાજાના વંશની સત્તા બંધ પડયા પછી, મગધપતિ નંદિવર્ધનની સત્તા સ્થાપન થયા બાદ, નંદિવર્ધન પોતે યોદ્ધારૂપે ઉભો છે, એમ બતાવ્યું છે. નંદિવર્ધનની સત્તા કૌશાંબી

સમયે હતું ( શ્વેતાંબી અને કૌશાંબી જુદા છે : જુઓ ઉપર વિશાખા શબ્દે ).

(૩) શ્રાવસ્તિ—હાલમાં હિમાલયની તળેટીમાં, જ્યાંથી ગંગાનદી વહે છે ત્યાં આગળ તેનું સ્થળ હતું. આ સ્થાનમાં ગોશાળા મંખલીપુત્રનો જન્મ તથા મરણ થયાં હતાં. તથા શ્રી મહાવીરને ઉપસર્ગ નડયો હતો. તથા બૌદ્ધ સાહિત્યનું જ્યેષ્ઠવન આ નગરીમાં આવેલું હતું. ( શ્રાવસ્તિ અને શ્વેતાંબિકા નગરીઓ જુદી છે. જુઓ ઉપર વિશાખા શબ્દે ) શ્રાવસ્તિને ચંદ્રિકાપુરી અથવા ચંદ્રપુરી પણ કહેવાય છે.

(૨૪) આ કોશળપતિ વિશે પુ. ૧ પૃ. ૯૦ જુઓ: તેમને પણ ઇક્ષ્વાકુ વંશના ગણાવ્યા છે.

(૨૫) જુઓ પુ. ૧ પૃ. ૮૦ નું વર્ણન: જ્યાં બૌદ્ધ ધર્મી રાજા પસાદિને ધર્મનું પરિવર્તન કરાવરાવી કેશિ નામના મુનિએ જૈન ધર્મી બનાવ્યો છે.

(૨૬) જુઓ ઉપરમાં નં. ૧૩ અને ૧૪ ની હકીકત; નંદિ જેમ કોશંબીનું ચિન્હ છે તેમ કોશળ દેશનું પણ છે.

| | | | |
|---|---|---|---|
| ૧૫ આ | સવળી—લક્ષ્મીદેવી, કમળ ઉપર; અને બાજુમાં હાથી ઉભા રહી કળશના પાણીથી અભિષેક કરતા દેખાય છે. અવળી—ધાર્મિક ચિન્હો છે. | કૌશાંબી | કો. એ. ઈ. ૫૮ નં. ૫ આકૃતિ ૯ |
| ૧૬ | સિક્કાના ચિત્રમાં કાંઇ વિશેષ નથી. પણ તેમાં લખેલ નામ માટેજ અત્ર તે લેવામાં આવેલ છે. આ રાજાઓને શુંગવંશી જે ધારી લેવામાં આવેલ છે, તે પ્રમાણે તેઓ નથીજ. | કૌશાંબી | કો. એ. ઇ. ૫૮ ૫ આકૃતિ નં. ૧૦ થી ૧૮ સુધી. |

(૨૭) જુઓ પુ. ૧ પૃ. ૩૮૩ ની હકીકત.

(૨૮) સિકકા ઉપરના શબ્દો ( તે માટે બીજું કોલમ જુઓ ) પણ આ ઉકેલને ટેકો આપે છે.

(૨૯) આ યુક્તિ કેવા પ્રકારની હતી અને તેનો ઉપયોગ કેમ કરાયો હતો તે માટે જુઓ પુ. ૧ પૃ. ૩૫૩ નું વિવેચન.

(૩૦) વિદ્વાનોએ જેને લક્ષ્મીદેવી કહી છે ( જુઓ આસન બીજું ) તે દેવી નથી પણ પુરૂષ છે. અને આ પુરૂષ છે તેજ રાજા મહાનંદ હોવાનું સૂચવે છે.

(૩૧) જુઓ ઉપરની ટીકા ૨૭ ની હકીકત. તથા તેને લગતું સિક્કા ઉપરનું વિવેચન.

(૩૨) જુઓ પુ. ૧ પૃ. ૧૧૬ થી આગળમાં, લખેલ રાજા ઉદયનનો હેવાલ.

અને ઉજ્જૈન ઉપર, મ. સં. ૬૦=ઇ. સ. પૂ. ૪૬૭ માં થઇ છે.[૨૭] (પાછળથી જણાયું છે કે સિકકાના અક્ષરોનો ઉકેલ ' બૃહસ્પત મિતસ ' તરીકે[૨૮] કરાયો છે )

મહાનંદ ઉર્ફે નવમાનંદને, ગાદી માટે શોધી કાઢવામાં જે યુક્તિનો[૨૯] ઉપયોગ કરવો પડયો હતો તે પ્રસંગની યાદ આપે છે. લક્ષ્મીદેવીને[૩૦]બદલે પુરૂષ બેઠો છે. અને હાથીઓ તેના ઉપર કળશથી અભિષેક કરતા દેખાય છે. તે મગધપતિ હતો. અને મગધપતિનું રાજ્ય કૌશાંબી તેમજ અવંતી ઉપર કયારનું સ્થાપિત[૩૧] થઇ ગયું હતું, એટલેજ ક્યારનોયે તેમનો સિક્કો ત્યાં ચાલુ થઇ ગયો હતો. તેમ ઉદયન વત્સપતિના રાજ્યની સમાપ્તિ[૩૨] થઇ જવાથી તેનું ચિન્હ જે "નંદી" હતું[૩૩] તેનો અહીં અભાવ જોવામાં આવે છે. મગધપતિ તથા વત્સપતિ બન્ને જૈન ધર્મી હોવાથી,[૩૪] અવળી બાજુ તો તેના તેજ ધાર્મિક ચિન્હો[૩૫] જળવાઇ રહેલાં નજરે પડે છે. ઇ. સ. પૂ. ૪૧૪ થી ૩૭૨

નં. ૧૦ માં **સુદેવ;** ૧૧, ૧૨ અને ૧૩ માં **બહસ્પતિમિત્ર;** ૧૪ માં **અશ્વઘાષ;** ૧૫, ૧૬ માં **જેઠમિત્ર;** ૧૮ માં **ધનદેવ**નાં નામો છે. ( દેવ શબ્દ, રાજન-રાજાના અર્થમાં વાપર્યો છે. જેમ મુદ્રારાક્ષસમાં ચંદ્રગુપ્તને દેવન્ શબ્દથી સંબોધ્યો છે તેમ ) આ બધા રાજાને[૩૬] **શુંગ** વંશી તરીકે લેખવામાં આવ્યા છે. પણ મારૂં માનવું તેમ થતું નથી. કારણ કે (૧) શુંગવંશી પુષ્યમિત્ર અને અગ્નિમિત્રની માફક આ સર્વેનાં નામમાં અંત્યાક્ષર "મિત્ર" નથી. (૨) શુંગવંશીઓ બ્રાહ્મણ ધર્મના છે, જ્યારે આ ચિત્રોમાં ચૈત્ય વિગેરે જૈન ધર્મનાં ચિન્હો છે એટલે કે આ રાજાઓ વૈદિક મતાનુસારી નથી. (૩) શુંગવંશના સમયે ટંકશાળો અવંતીમાં સ્થાપિત થઇ ગઇ હતી તેથી સિકકાને છાપવામાં આવતા હતા, જ્યારે આ બધા સિકકા ઢાળેલા છે. (૪) શુંગવંશી સિક્કામાં હમેશાં ઉજ્જૈનનું ચિન્હ હોય છે જ્યારે આમાં તો તેવું કોઇ ચિન્હજ નથી — મારો ખ્યાલ એમ છે કે આ સિક્કાઓ નવનંદમાંના, બીજાથી આઠમા સુધીનાનો કૌશાંબીપતિ તરીકેનો અધિકાર સૂચવે છે. તેમાં બૃહસ્પતિમિત્ર તે પ્રખ્યાત હાથીગુંફામાં લખેલ અને રાજા ખારવેલે હરાવેલ, આઠમો નંદ સમજવો. બાકીનાં નામો નંદત્રીજાથી સાતમાનંદ સુધીના સમજવા.[૩૭] ઇ. સ. પૂ. ૪૨૭ થી ૪૧૭

(૩૩) ઉપરમાં આંક નં. ૧૩ નો સિક્કો જુઓ તથા ઉપરનું ટી. નં. ૨૬ જુઓ.

(૩૪) આ બન્ને વંશના રાજાઓ કયો ધર્મ પાળતા હતા તે જાણવા માટે પુસ્તક પહેલામાં તેના વંશની હકીકત જુઓ. આ ઉપરથી વાચકને ખાત્રી થાશે કે, રાજાઓ કયો ધર્મ પાળતા હતા તથા આ ચિન્હો કયા ધર્મના હોઈ શકે (જુઓ પૃ. ૫૫ થી આગળ ) તે સર્વ હકીકત જે અમે આ પુસ્તકના વર્ણનમાં કહી બતાવી છે તે માત્ર કલ્પિત કે ઉપજાવી કાઢેલ નથી પણ સિક્કાચિત્રના આધારે સાબિત કરી શકાય તેવી છે.

(૩૫) ઉપરની ટીકા નં. ૩૪ જુઓ.

(૩૬) આ બધા રાજાઓને મેં નંદવંશી ઠરાવ્યા છે ( જુઓ પુ. ૧ લું પૃ. ૩૨૪ તથા ૩૪૭. )

(૩૭) ઉપરની ટીકા ૩૬ જુઓ.

| | | | |
|---|---|---|---|
| ૧૭ | | કૌશાંબી | કો. એ. ઈ. પટ ૫ આકૃતિ નં. ૧૧ |
| ૧૮ | સવળી–વત્સ, જમણી બાજુ ચૈત્યની સામે, તેની ઉપર ચિન્હ છે.<br>અવળી–'બહસિમિત્રસ' શબ્દો છે તથા વૃક્ષ અને બન્ને બાજુ ચિન્હો છે. | કૌશાંબી | કે. હી. ઈ. પટ ૫ આ. નં. ૨ (પૃ. ૫૩૮) તાંબાનો સિક્કો છે. |
| ૧૯–૨૦ | (સવળી) ખાંધવાળો વત્સ તથા ચતુષ્કોણ આકારે ફરતાં ટપકાં છે.<br>(અવળી) ચૈત્ય છે તથા સૂર્ય–ચંદ્રના ચિન્હ છે. ( જેને અંગ્રેજીમાં star and crescent કહે છે ) તથા ચતુષ્કોણ આકારે ફરતાં ટપકાં છે. | | કો. આં. રે. પટ ૧૨, આકૃતિ ૩૨૬–૨૭ તાંબાના ચોખંડા. સિક્કા છે. |
| ૨૧–૨૨ | સવળી—હાથીનું ચિહ્ન છે. ઉપર ચંદ્ર છે. અને ગોળાકારે મીંડાં છે.<br>અવળી—ચૈત્ય છે તથા સૂર્ય ચંદ્ર છે. તથા નીચે વાંકી લીંટી છે. | કો. આં. રે. પટ ૧. આકૃતિ ૪૦૨થી ૪૨૦ ( પોટીનના ) | |
| ૨૩–૨૪ | સવળી—વત્સનું ચિહ્ન છે.<br>અવળી—ચૈત્ય છે તથા સૂર્ય અને ચંદ્ર છે: કેટલાક ઉપર સાલના આંકડાઓ છે. ( બીજાં કાંઇ ખાસ ઓળખ કે ચિહ્ન નથી. ) | કો. આં. રે. પટ ૧૭ આકૃતિ ૮૮૯થી ૯૦૩ સીસાના છે અને ચોખંડા છે. | |

(૩૮) મોં સામે જોઇ રહેલો વત્સ હોવાનું વિદ્વાનોએ જણાવ્યું છે. પણ બારીક નજરે નિહાળતાં તે ઘેટા ( ram ) જેવું દેખાય છે. ( તેના ખુલાસા માટે નીચે ટી. નં. ૬૦ નું લખાણ તથા હકીકત જુઓ. )

ઉપરના નં. ૧૬ વાળા સિક્કાનું લખાણ છે તે અહીં પણ લાગુ પડે છે એમ સમજી તે વાંચી લેવું. સદર

ઉપરના સિકકા નં. ૧૬, ૧૭ વાળું વિવેચન અહીં પણ લાગુ પડે છે. ઇ. સ. પૂ. ૪૧૭ થી ૪૧૫

ચષ્ઠણવંશી ક્ષત્રપોના અન્ય સિકકાઓ ઉપર, સ્ટાર અને ક્રેસંટ ( સૂર્ય-ચંદ્રના જેવી ) ની જે નિશાનીઓ છે તેના જેવી આ સિકકાઓ ઉપર નિશાનીઓ હોવાથી, તે પણ ચષ્ઠણવંશનાજ હોવા જોઇએ એમ કલ્પના કરી બેસારી છે. બાકી તે સિકકાઓની માફક આ સિકકામાં સાલ પણ નથી, તેમ નામ પણ નથી, તેમ રાજાનું મોઢું પણ નથી. પણ તેને બદલે મુખ સામે જોઇ રહેલા વત્સની નિશાની છે.[૩૮] મતલબ કે કેવળ કલ્પના કરીનેજ ચષ્ઠણવંશના ઠરાવાયા છે અમારા વિચારો માટે નીચેના સિક્કા નં. ૨૩-૨૪ જુઓ. નીચેના સિક્કા નં. ૨૩-૨૪ જુઓ

આમાં પણ નં. ૧૯, ૨૦ ની માફક કોઇ સાલ, નામ, કે મહોરૂં પણ નથી. કેવળ સૂર્યચંદ્રની નિશાનીઓ હોવાથી તેમને ચષ્ઠણવંશના[૩૯] માની લીધા છેઃ નં. ૧૯ અને ૨૦ કરતાં આમાં ફેર એ છે કે, તેમાં વત્સ-વૃષભ છે જ્યારે આમાં તે સ્થાને હાથી છે.... અમારા વિચારો માટે નં. ૨૩-૨૪ ના સિક્કા જુઓ. નીચેના સિક્કા નં. ૨૩-૨૪ જુઓ.

આ બધાનું વિવેચન કરવામાં બીજા આસનમાંની ત્રણ હકીકતો આપણે વિચારવી રહે છે (૧) ધાતુ (૨) નામ અને સાલ તથા (૩) અન્ય જે કાંઈ સમજૂતિ કે ચિહ્ન હોય તે. એક પછી એક તે સ્થિતિનો વિચાર કરીએ. (૧) ધાતુ—આખા વંશના સર્વે સિક્કા જે મહોરોવાળા મળી આવ્યા છે તે તો સર્વે રૂપાનાજ છે. કોઇ પણ બીજી ધાતુના નથી. એટલે આ ૧૦ સિક્કા અપવાદ રૂપેજ છે. તેમાંયે પોટીનના (૩૮) જે છે તે ગોળાકારે છે. જ્યારે તાંબાના અને સીસાના મળીને (૨૨) છે તે સર્વે ચોખંડા છે. એટલે ધાતુની, આકારની તથા સંખ્યાની દૃષ્ટિથી જોતાં તાંબાના તેમજ સીસાના તદ્દન અપવાદ રૂપે દેખાય છે. જ્યારે પોટીન વિશે હજુ વિચાર કરવો રહે છે ખરોઃ (૨) નામ અને સાલ—

(૩૯) વિદ્વાનોએ આ સૂર્યચંદ્રની નિશાનીઓને ચષ્ઠણવંશી રાજાઓનું વંશદર્શક ચિહ્ન ગણ્યું છે. પણ તે તેમ નથી તે તો માત્ર ધાર્મિક ચિહ્ન જ છે. તે આપણે પુરવાર કરીશું. તે માટે જુઓ સિક્કા નં. ૨૩-૨૪ ઉપરના વિવેચનમાં રજુ કરેલી દલીલો અને બતાવી આપેલા નિર્ણયો ( નીચેની ટીકા નં. ૫૮ નું મૂળ લખાણ પૃ. ૮૯ ઉપર જુઓ. )

(૨૩-૨૪ ચાલુ)

| | | | ધાતુ | નામ | સાલ | અન્ય હકીકત |
|---|---|---|---|---|---|---|
| પ. નં. ૧૦ આ.નં. | ૨૬૫થી૨૬૯ | ૫ | તાંબાના છે | જયદામન | નથી | સ્વામી[૪૦] રાજ્ઞોક્ષત્રપ શબ્દ છે |
| નં. ૧૦ | ૨૬૪ | ૧ | ,, | ચષ્ઠણ નામ હોવા વિશે શંકા બતાવી છે | નથી | |
| નં. ૧૧ | ૨૯૩-૪ | ૨ | પોટીન | જીવદામન | શંકાસ્પદ ૧૧૯ ગોઠવી છે | નં. ૨૯૪માં શંકાસ્પદ સાલનો આંક છે; પુષ્કર અને અજમેર પાસેથી મળે છે |
| નં. ૧૧,૧૨ | ૩૨૪–૨૫ | ૨ | પોટીન | જીવદામન | ૧૧૪ કે ૧૧૯ | પુષ્કર અને ઉજ્જૈનમાંથી મળી આવે છે |
| નં. ૧૨ | ૩૨૬–૨૭ | ૨ | તાંબાના અને ચોખંડા છે. | નથી | નથી | વત્સનું ચિહ્ન છે |
| નં. ૧૨ | ૩૭૪થી૭૬ | ૩ | પોટીન | નથી | ૧૩૧ થી ૧૩૩ | હાથીનું ચિહ્ન છે |
| નં. ૧૩ | ૪૦૨થી૪૨૦ | ૧૯ | પોટીન | નથી | નથી | સદર |
| નં. ૧૩ | ૪૬૧થી૭૧ | ૧૧ | પોટીન | નથી | નથી | સદર |
| નં. ૧૭ | ૮૮૯થી૯૦૩ | ૧૫ | સીસાના છે અને ચોખંડાં છે. | નથી | સાલ છે | વત્સનું ચિહ્ન છે |
| | કુલ નંગ | ૬૦ | | | | |

ઉપરના સિક્કા આંક ૧૯–૨૦ માંના બે નંગ, ૨૧–૨૨ માંના ઓગણીસ નંગ, અને આ ૨૩–૨૪ માંના પંદર મળી છત્રીસ નંગ જ અત્રે દર્શાવ્યા છે. પણ તે તો માત્ર નમુના તરીકેજ ચૂંટીને બતાવ્યા છે, જ્યારે મૂળ પુસ્તકમાં આવા પ્રકારના લગભગ સાઠ એકસઠ સિક્કા વર્ણવ્યા છે. ટૂંકામાં તે સર્વેની નોંધ ઉપર પ્રમાણે સમજી લેવી રહે છે.

(૪૦) આ અધિકારના દરજ્જા વિશેની ચર્ચા ચોથા ભાગને અંતે ચષ્ઠણવંશની હકીકતમાં કરી છે તે જુઓ.

(૪૧) આ આઠે સિક્કાનું વિગતવાર વર્ણન જોવું હોય તો, કો આં. રે તપાસો. તેમાં જે માન્યતા દર્શાવવામાં આવી છે તે જ અત્યારે પણ વિદ્વાનોમાં પ્રચલિત છે એમ ધારીને તેનો આધાર મેં લીધો છે અને તે ઉપર અહીં ચર્ચા કરી છે, એમ સમજવું.

(૪૨) સમય નિર્ણય કરવાને ભાષાલિપિજ્ઞાનનું તત્ત્વ અતિ અગત્યનો ભાગ ભજવે છે એમ તો જરૂર કહેવું જ પડશે. છતાં તેમાં પણ સ્ખલના તો રહેલી જ છે; એટલે સર્વથાપણે તેના આધાર ઉપર જ નિશ્ચિતપણે મદાર બાંધી શકાય નહીં (આવી સ્ખલના કેટલેક ઠેકાણે થવા પામી છે તેના છૂટાં છવાયાં દૃષ્ટાંતો આ પુસ્તકના ભાગોમાં ટાંકી બતાવવામાં આવ્યા પણ છે. એક દૃષ્ટાંત આ ચાલુ વિવેચનમાંનું કદાચ ટાંકી શકાશે.)

(૪૩) ઉપરની ટીકા નં. ૪૨ માં લખેલી સ્ખલના માટેના દૃષ્ટાંતોની હકીકત સરખાવો: અને જુઓ કે, તે કથન

૬૦ માંથી[૪૧] માત્ર આઠ ઉપરજ નામ છે. અને તે આઠમાં પણ, પાંચ તો તાંબાના છે અને તેને ઉપર પ્રમાણે અપવાદ રૂપ ગણાય તો, માત્ર ચાર પોટીનના ઉપરજ નામ હોવાનું ઠરે (એક તાંબાનો છે ખરો પણ તે ઉપર નામ ચષ્ઠણ હોવાનું કલ્પી લીધું છેઃ એટલે કે શંકામય છે. જેથી તે અત્ર મેં ગણ્યો નથી. જો ગણીએ તો, આઠને બદલે નવની સંખ્યા નામવાળી થાય): અને નામ હોવાથી તે ક્ષત્રપ હોવાનો મજબૂત પુરાવો ગણી શકાય ખરોઃ (૩) અન્ય સમજૂતિ બાબત વિચારતાં—૬૦ માંથી ઉપરના ૯ સિવાય, ૫૧ માં તો નામે પણ નથી, તેમ સાલે પણ નથી; માત્ર ત્રણમાં કાંઇક સાલ જેવું છે ખરૂં. જો કે તે પણ અનુમાનથી બેસતી કરી લીધી છે. એટલે વજનદાર ન ગણાય. છતાં સાલ, જે ભાષા અને લિપિમાં લખાયલી છે તે લિપિનો ઇજારો એકલા ચષ્ઠણવંશેજ લીધો હતો એમ તો નજ કહી શકાય. ભાષા—લિપિ તે તો એવી ચીજ છે કે ગમે તે દેશનો અને કુળનો માણસ હોય, તે પણ તે વાપરી શકે છે. બહુ ત્યારે લિપિના અક્ષરોથી સમય નિર્ણય[૪૨] કરી શકાય ખરો. પણ અહીં તો આપણે તેના કર્તાના વંશનોજ વિચાર કરવાનો છે; એટલે આ બાબત, તે સર્વ સિક્કાઓ ચષ્ઠણવંશી ઠરાવવામાં તદ્દન વિરૂદ્ધ પક્ષે[૪૩] ઉભા રહે છેઃ—આ સિવાય અન્ય ચિહ્નો જે છપાયાં છે તે વિચારીએઃ—સૂર્ય, ચંદ્ર અને ચૈત્યનાં ચિહ્ન ઉપરથીજ જો તે ચષ્ઠણવંશના ઠરાવવામાં આવે તો તો પછી તે ઉપર વત્સ અને હાથી પણ છે; કે જેને અનુક્રમે કૌશંબીપતિના[૪૪] અને મહારાજા પ્રિયદર્શિનનાં ચિહ્ન તરીકે લેખવામાં આવ્યાં છે; તો તે સિક્કાઓ તેમના છે એમ શા માટે ન માની શકાય? બીજું, જે સૂર્યચંદ્રનાં ચિહ્ન છે તે પણ, સર્વે એક ધાર્યાં નથીજ. તેમાં પણ અનેક ક્ષત્રપોએ કાંઇ ને કાંઇ સુધારા વધારા કર્યાંજ કર્યાં છે; તો શા માટે તે ચિહ્નને કેવળ વંશદર્શક ચિહ્નજ માની લેવું જોઇએ? વળી દરેકે દરેક ક્ષત્રપે આ ચિહ્નો ઉપરાંત પોતાનાં મહોરાં, સિક્કાની એક બાજુએ ચિતર્યાંજ[૪૫] છે, તો તેજ ક્ષત્રપોએ શા માટે આ સિક્કા ઉપર પોતાનાં મહોરાં ન ચિતર્યાં અને કેવળ સૂર્યચંદ્રનાંજ ચિહ્નો ચિતરીને સંતોષ પકડયો? આમે ક્ષત્રપો મૂળ વતની તો હિંદ બહારનાજ[૪૬] છે. અને તેથી તેમને પરદેશી કહી શકીએ તેમ છે. અને પરદેશી પ્રજાના સઘળા[૪૭] શાસકોએ (તેમાં પણ ખાસ કરીને અવંતિ પતિઓએ[૪૮]) પોતાનાં મહોરાં તો પડાવ્યાંજ[૪૯] છે. એટલે આ વસ્તુ સ્થિતિનો વિચાર

સમર્થનમાં જાય છે કે વિરોધ પક્ષી ઠરે છે.

(૪૪) વત્સનું ચિહ્ન મુખ્યપણે કૌશંબીનું લેખાય છે. માટે અહીં તેનું નામ જ લખ્યું છે. બાકી તો તે અયોધ્યા પ્રાંતનું પણ ગણી શકાય છે તે માટે જુઓ ઉપરનો સિક્કા નં. ૧૨-૧૩.

(૪૫) આ કથનની સત્યતા માટે કો. આં. રે. માં લગભગ અઢીસો સિક્કાઓ જે રજુ થયા છે તે સર્વે તપાસી જુઓ.

(૪૬) તેમના વતન સંબંધી હકીકત ત્રીજા પુસ્તકમાં પરદેશી આક્રમણકારો વાળો પરિચ્છેદ જુઓ.

(૪૭) આમની સંખ્યા તથા વિશેષ હકીકત માટે પુ. ૩ જુઓ.

(૪૮) નીચેની ટીકા નં. ૪૯ જુઓ.

(૪૯) પરદેશી આક્રમણકારોમાં હિંદનીજ ભૂમિમાં વસવાટ કરી રહ્યા હોય તેમાં સૌથી પ્રથમ ડીમેટ્રીઅસ છે. તેણે પોતાનું મહોરૂં કોતરાવ્યું છે. પણ તે અવંતિપતિ નહોતોઃ તેની પછી મિનેન્ડર અને ક્ષત્રપ ભૂમક

થયા. તે પણ અવંતિપતિ થયા નથી. પણ તે બાદ નહપાણ આવ્યો તે પરદેશી શાસકોમાં અવંતિપતિ થનાર સૌથી પ્રથમ છે. એટલે તે હકીકતનો અહીં ઉલ્લેખ કરીને ભાર મૂકવો પડયો છે. ( જુઓ ઉપરમાં પૃ. ૫૪ નું વર્ણન ): નહપાણ પછી પણ પરદેશી શાસક, અવંતિપતિ હોય કે ન હોય તો પણ, મહોરું તો પડાવતાજ (આ બન્ને પ્રકારના દૃષ્ટાંતો માટે ચષ્ઠણવંશી સિક્કાઓ જુઓ); જ્યારે હીંદી રાજાએ અવંતિપતિ બનતાં મહોરું પડાવ્યું હોય તો પ્રથમમાં પ્રથમ તેવો દૃષ્ટાંત શાતકરણી ગૌતમીપુત્રે જ બેસાર્યો કહી શકાય. ( જુઓ સિક્કો નં. ૭૬ ) તે બાદ મહોરું પાડવાના નિયમનું ધોરણ કોઇ રીતે સાચવવામાં આવ્યું નથી. એમ કહીએ તો ખોટું નહીં ગણાય.

(૫૦) કેમકે તે પરદેશી શાસકો હતા. અને પરદેશી શાસકોએ તો, ચાહે તો અવંતિપતિ હોય કે ન હોય, તોપણ દરેકે પોતાનું મહોરું ચિતરાવ્યુંજ છે. ઉપરની ટીકા નં ૪૯ જુઓ: વળી કુશાનવંશી સિક્કાઓ તપાસો.

(૫૧) સવળી બાજુ ઉપર જે ચિન્હો હોય તેની મુખ્યતા કેવી ગણાય. અને અવળી બાજુવાળાંની ગૌણતા ગણાય

કરતાં, મ્હોરૂં તો ક્ષત્રપવંશી સિક્કા હોવા માટે આવશ્યકમાં આવશ્યક વસ્તુજ[૫૦] ગણાવી જોઇએ છેઃ તેમ ઘડીભર માનો કે, તે સિક્કાઓ ક્ષત્રપવંશી હતા પણ વત્સ ( કૌશાંબી-પતિ ) અને હાથી ( સમ્રાટ પ્રિયદર્શિન ) ને તેઓ તાબેદાર હોવાથી ( કેમકે આ ચિહ્નો બધાં સવળી બાજુ ઉપર[૫૧] છે, જ્યારે તેમના વંશદર્શક ચિહ્નો, સૂર્ય અને ચંદ્ર અવળી બાજુ ઉપર પાડેલાં છે. તેમાં સવળી બાજુ મુખ્ય અને અવળી બાજુ તે ગૌણ ગણાય; તે મુદ્દાની વિચારણાથી—તેમને તાબેદાર અથવા ખંડિયા ગણો તો ) તેમનાં ચિહ્ન તેઓએ સવળી બાજુ રાખ્યાં છે. આવી જો દલીલ લાવો તો, તો આખા ચષ્ઠણવંશનો સમયજ બદલવો રહે છે; કેમકે ચષ્ઠણના સમયનો પ્રારંભ ઇ. સ. ની પહેલી સદીના અંતમાં છે[૫૨] જ્યારે વત્સ અને હાથીવાળા સમ્રાટો તો ઇ. સ. પૂ. ની ત્રીજી સદીમાં થઇ ગયા છે. સાર એ થયો કે, ચિહ્નોની દૃષ્ટિએ આ કોઇ પણ સિક્કો ચષ્ઠણવંશી ઠરાવી શકાય તેમ નથીજ.[૫૩]

આ પ્રમાણે, ધાતુ—નામ તથા સાલ, અને અન્ય ચિહ્નોરૂપી સમજૂતિ—એમ ત્રણે પ્રકારે વિચારતાં, તે ચષ્ઠણવંશી હોવાનું ઠરાવી શકાતું નથી. માત્ર જે ચાર સિકકા ઉપર જયદામનનું નામ છે અને ચાર ઉપર જીવદામન તથા રૂદ્રસિંહનાં નામ છે, તેજ તે વંશના સિક્કા હોવાના પુરાવા રૂપે ગણાય ખરા. તેમાં પણ આ આઠમાંથી તાંબાના ચાર, તો અપવાદરૂપે બાદ કરવા જેવા છે. પછી તો, કેવળ ચાર જે રહ્યા અને જે પોટીનના છે, તે વિશેજ વિચાર કરવો રહે છે; કે, તે ધાતુ તે સમયે હતી ખરી કે—આ બાબતમાં તો એટલોજ ખુલ્લાસો હજુ ગોઠની શકીએ કે, પોટીન ધાતુ, ઇ. સ. ની સદીમાં લગભગ[૫૪] અદૃશ્ય થઇ ગઇ હશેજ ( અથવા સિક્કા માટે બિનજરૂરી પૂરવાર થઇ હશે ) પણ જે ક્ષત્રપોના ચાર સિક્કાઓ મળી આવ્યા છે તેમનાં મનમાં એમ વસી આવ્યું હોય કે, ભલે ધાતુ જૂના સમયની છે ખરી, પણ જો તે ઉપર આપણું નામ પાડીને પણ તેનો પ્રચાર કરાતો હોય તો કરીએ, જેથી પ્રાચીનતા પણ સચવાય છે, તેમ આપણું નામ પણ સચવાય છે, તેમ વળી પૂર્વના સમ્રાટ જેવા[૫૫] અમે પણ પરાક્રમી હતા, તેમ દુનિયાને બતાવી પણ શકાય છે. આવા ત્રિવિધ હેતુથી અખતરો કરવા માંડયો હોય; પણ પરિણામે લાભ નહિ દેખ્યો હોય એટલે વિચાર માંડી વાળ્યો હોય.

તે હકીકત માટે પૃ. ૫૩ જુઓ

(૫૨) વિદ્વાનો આ વંશનો પ્રારંભ ઇ. સ. ૭૮ માં થયો હોવાનું ઠરાવતા જાય છે, માટે મેં અહીં પહેલી સદીનો અંત એવા શબ્દ લખ્યા છે. બાકી મારા વિચાર પ્રમાણે તેમાં ફેરફાર કરવાની જરૂરીઆત છે. તે હકીકત પુ. ૪થાના અંતમાં જણાવવામાં આવી છે. તેનાં કારણો વિગેરે ત્યાં જુઓ.

(૫૩) ઉપરનાં ટી. ૪૨-૪૩ માં જે સ્ખલના હોવાનો ઉલ્લેખ કરાયો છે. તેનું આ દૃષ્ટાંત સમજવું. જોકે આ તો ચિહ્ન માટેની માન્યતાનુંજ છે : પણ તે આધારે તેમજ લિપિના આધારે, તે આંક ઉપરની સંખ્યાના ઉકેલમાં પણ સ્ખલના થવા પામ્યાનું સંભવિત છે ( જુઓ આ સિક્કાઓની હકીકતનું આગળ ચાલતું વર્ણન ) તેથી સ્ખલનાના મૂળ કારણ તરીકે લેખીનેજ મેં અહીં તેનો નિર્દેશ કર્યો છે,

(૫૪) જુઓ નીચેની ટી. નં. ૫૭.

(૫૫) આ હેતુ કોઇ ઠેકાણે સધાયો છે કે કેમ તે માટે આ પુસ્તકને અંતે સુદર્શન તળાવના પરિશિષ્ટમાં

તેની પ્રશસ્તિ વિશેની સમજૂતિ જુઓ.

(૫૬) જુઓ કો. આં. રે. પુસ્તક તથા નીચેના સિક્કા નં. ૩૩ અને ૩૪ ની હકીકત.

(૫૭) આ કથનમાં સુધારો કરવાનુ હજુ કાંઈક ક્ષેત્ર છે. જુઓ ઉપરની ટીકા નં. ૫૪ વાળું મૂળ લખાણ.

(૫૮) ઉપરની ટી. નં. ૫૬ જુઓ.

(૫૯) ઉપરની ટીકા નં. ૫૩ સરખાવો.

આમ દરેકે દરેક બાબતનો વિચાર કરતાં આ સાઠે સિક્કા (આઠ નવ જે નામવાળા છે તે સિવાય બાકીના ૫૧–૫૨ ) ચષ્ઠણુવંશના ઠરતા નથી. અને જો તે મત કબૂલ રખાયો તો, જેમ અત્યારે ધારવામાં આવે છે કે, ક્ષત્રપોના સિક્કા ત્રણ વર્ગમાં ગોઠવી શકાય તેમ છે;[૫૬] તેને બદલે હવે, એકજ વર્ગમાં તે સર્વેને નોંધી શકાય તેવા છે, એમ ઠરે છે. અને તે એ કે, તે દરેકે પોતાનું મહોરૂં પાડયુંજ છે અને દરેકે સાલ પણ આપી છેજ. ( જે થોડાક ઉપર સાલ નથી પાડવામાં આવી તે ચષ્ઠણ અને ભ્મોતિષ્કના છે. આ બાબતનો ખુલાસો, પુસ્તકના ચોથા ભાગના અંતે આ ક્ષત્રપના સંવત વિશે જે પરિશિષ્ટ લખાયું છે તેમાં આપેલ છે તે જોઇ લેવો. )

એટલે સાર એ નીકળ્યો કે, પોટીનના સર્વે સિક્કાઓ ઇ. સ. પૂ. ના સમયના[૫૭] છે. તેમાં વત્સનાં ચિહ્નવાળા કૌશંબીના અને હાથીનાં ચિહ્નવાળા તે સમ્રાટ પ્રિયદર્શિનના છે: અને જે સૂર્યચંદ્રનાં ચિન્હો છે તે ધાર્મિક ચિન્હ તરીકેજ વપરાયાં દેખાય છે.[૫૮] પણ જેમ ચષ્ઠણુવંશીઓએ પોતાનાં મહોરાંવાળા સિક્કાઓ ઉપર, તે ચિન્હોને ( સૂર્ય અને ચંદ્રને ) પોતાનાં વંશદર્શક તરીકે કોતરાવ્યાનું લેખાવાયું છે તેમ તે વંશદર્શક નથી.[૫૯]

હવે, એક પ્રશ્ન જે ઉપસ્થિત થાય છે તે સાલ સંબંધીજ છે. સાઠમાંથી નવ તો નામવાળા છે, એટલે તે વિશે તો કાંઇ વિચારવુંજ રહેતું નથી. બાકી રહ્યા ૫૧: તેમાં વત્સના ૧૭ (૩૨૬–૨૭ તાંબાના બે; અને ૮૮૯ થી ૯૦૩=૧૫ નંગ સીસાના, કુલ મળી ૧૭) છે; એટલે બાકીના ૩૪ રહ્યા તે હાથીના છે; અને પોટીનના છે: પ્રથમ વત્સનાં ચિન્હવાળા વિચારીએ: તેમાં ૩૨૬–૨૭ માં વત્સ નથી પણ તે પ્રાણી સામે ચહેરે ઉભું હોવાથી ઘેટાં જેવું[૬૦] દેખાય છે. એટલે પણ તે જુદા પડે છે. તેમ, તે ઉપર સાલ પણ નથી, એટલે તે વિશે કાંઇ વિચારવા જેવું રહેતું નથી. બાકી સીસાના જે પંદર નંગ છે, તેના ઉપર વત્સ છે; અને સાલ ૨૮૦ થી ૨૯૪ છે.[૬૧] હવે જો હાથીના સિક્કા વિચારીએ છીએ તો નં. ૩૭૪ થી ૭૬ ઉપર ૧૩૧ થી ૧૩૯ ની સાલ, અને નં. ૪૦૨ થી ૪૨૦ ઉપર ૧૪૭ થી ૧૫૮ ની[૬૨] સાલ છે. જ્યારે નં. ૪૬૦ થી ૪૭૧ સુધીના સિક્કાઓ ઉપર તો સાલજ નથી. એટલે તે હાથીના સિક્કાઓ ઉપર ૧૩૧ થી ૧૫૮ સુધીની સાલો છે એમ થયું. હવે તે સમયે કયો રાજા હતો કે જેના સિક્કાઓ તે હોઇ શકે તે વિચારવું રહે છે.

તે સમયે ઇસુનો સંવત્સરતો હતોજ નહીં, એટલે આ આંક કયા હિંદી સંવત્સરનો હતો તે શોધવું રહે છે. સંવત્સરની ચર્ચા કરતાં, તેના પરિચ્છેદમાં જણાવ્યું છે કે[૬૩] તે

(૬૦) ઉપર સિક્કા નં. ૧૯, ૨૦ માં જુઓ.
(૬૧) આની સમજ માટે આગળ જુઓ.
(૬૨) કો. એ. ઇ. પૃ. ૯૮ ઉપર તેની સાલ ૧૪૭ અને ૧૬૨ લખી છે.
(૬૩) જુઓ ત્રીજા પુસ્તકમાં સંવત્સરની ગણનાવાળા પરિચ્છેદમાં.

(૬૪) આ આંક વિશેની સમજૂતિ બાબત હજુ સર્વે વિદ્વાનો સંમત થયા નથી. મેં મારો મત જે બંધાયો છે તેને આધારે આ કથન લખ્યું. છે. તેની દલીલો અને ચર્ચા માટે સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર જે હું લખી રહ્યો છું તે જોવા ભલામણ છે.

(૬૫) આ સાલ માટે તેના જીવનચરિત્રે આ પુસ્તકમાં આગળ ઉપર જુઓ.

(૬૬) જુઓ ઉપરનું ટીપ્પણ (૬૨) સરખાવો ઉપરની ટી નં. ૪૨, ૪૩, ૫૩ તથા ૬૨ ની હકીકત તથા તે દરેકનાં મૂળ લખાણ.

(૬૭) ઉપરની ટીકા નં. ૪૨, ૪૩, ૫૩, અને ૬૨ માં જે સ્ખલનાની વાત કરી છે તેનો બીજો દૃષ્ટાંત આ ગણી શકાય વળી નીચેની કા. નં. ૬૮ જુઓ.

સર્વે રાજાઓ મહાવીર સંવતને માનતા હતા, કેમકે તેઓ જૈનધર્માનુયાયી હતા ( જુઓ પ્રિયદર્શિનનો સહસ્રમનો ખડક લેખ, જેમાં ૨૫૬ નો આંક[૬૪] લખાયો પણ છે ) તેમ ચૈત્ય વિગેરે નિશાનીઓ પણ જૈનધર્મવાળાની છે ( જુઓ સિક્કાનાં ચિન્હોની સમજનું વર્ણન ); એટલે નક્કી થઇ શકે ખરું કે, આ આંક સંખ્યા મહાવીરના સંવતની કદાચ હોય. હવે જો વત્સ દેશના સિક્કામાં ૨૮૦ થી ૨૯૪ ની સાલ લઇએ, તો તે સમયે પ્રિયદર્શિનનું રાજ્ય (મ. સં. ૨૩૭ થી ૨૯૦=૫૩ વર્ષ સુધીનું[૬૫]) આવે છે. જ્યારે હાથીવાળામાં જે આંક ૧૩૧ થી ૧૫૮ નો ઉકેલાયો છે તે ૨૩૧ થી ૨૫૮ લેવાય તોજ પ્રિયદર્શિનનો સમય આવી શકે. જ્યારે હાથીનું ચિન્હ છે ત્યારે તેટલું તો નિશંકજ છે, કે તે સમ્રાટ પ્રિયદર્શિનજ છે. એટલે તે બધો મેળ ક્યારે મળે, કે જે શતકની આંક સંખ્યામાં ૧ નો આંકડો છે. તે સ્થાને ૨ નો આંકડો મૂકાય તોજ. અને ભાષાલિપિ વિશારદોના ઉકેલમાં આવી સ્ખલનાઓ[૬૬] તો ઘણી વેળા થઇ જાય છે, તે દેખીતું છે. એટલે મુખ્યત્વે એજ અનુમાન ઉપર આવવું રહે છે કે, શતકવાળો આંકડો બગડોજ હશે. અને તોજ હાથીનું ચિન્હ=પ્રિયદર્શિનના સમય સાથે બેસતું ગણાશે. તેવીજ રીતે દશકનો આંક જે નં. ૩૭૪-૭૫ માં ત્રણનો છે તે ચારનો હોવા સંભવ છે.[૬૭] આ બધી સંભવિતતા, અક્ષરના જરાજરા જેટલા વળાંકના અંગે, જુદા જુદા અર્થ થઇ જાય છે, તે જોતાં બધી સુવિચાર્ય છે.[૬૮] એટલેજ હું એવા ખુલાસા ઉપર આવું છું, કે તે બધા સિક્કા સમ્રાટ પ્રિયદર્શિનના સંભવે છે; અને તે સર્વેની સાલ મ. સં. ૨૩૯ થી ૨૫૮ સુધીની છે. એટલે કે તેનો પોતાનો રાજ્યાભિષેક થયા બાદ, ત્રીજા વર્ષથી માંડીને બાવીસમા[૬૯] વર્ષ સુધીમાં પડાયા હોય, જે વર્ષોમાં તેના જીવનના અન્ય પ્રસંગોની ઘટના બની હોવાનું પણ સંભવિત મનાય છે.

જો ઉપરનાં બધાં અનુમાનો અને દલીલો સાચાં ઠરે તો, તે સંવતના આંક મહાવીર સંવતના ઠરે. એટલે વળી એ વધુ પુરાવો થયો કહેવાશે કે, મ. સં. જેમ ખડક લેખોમાં[૭૦] વપરાયો છે, તેમ સિક્કા ઉપર પણ વપરાયો છે. એટલે કે મ. સં. ને પણ રાજદ્વારી તવારીખની નોંધ કરવામાં ઉપયોગમાં લીધો હોવાનું કહી શકાશે[૭૧] (મ. સં. ૨૪૭ માં પ્રિયદર્શિને આઠ વ્રત લીધાં છે; અને ૨૬૨ માં બધા શિલાલેખો લખ્યા છે તેની યાદીમાં આ સિક્કાઓ પાડ્યા હશે કે ? આ હકીકત તેનું જીવન ચરિત્ર લખતી વખતે વિચારીશું )

(૬૮) પ્રાચીન અક્ષરોમાંના, ઉભા આડા કે તીરછા લીટાના લીધે કે તેમાંના કોઇનો વળાંક જરાક લાંબો ટૂંકો કે આડો કરવામાં આવે તો તેના ઉકેલમાં કેટલો ફેરફાર થઇ જાય છે તે વિષય ભાષાલિપિ વિશારદોનો છે અહીંતો તેમાં થતી સ્ખલનાના સંભવિતપણાનો ઇસારો કર્યો છે. અને તેના દૃષ્ટાંત તરીકે ટીકા નં. ૪૨, ૪૩, ૫૩, અને ૬૨ ની હકીકત રજુ કરી છે.

(૬૯) ઉપરના ટીપ્પણમાં જણાવ્યા પ્રમાણે, જો તે આંક ૨૯૨ ઠરે, તો બાવીસને બદલે છવીસ વર્ષો ગણવા પડશે.

(૭૦) ઉપરની ટીકા નં. ૬૪ ની હકીકત જુઓ. હાથીગુંફાનો લેખ પણ આ જાતનો પુરાવો આવે છે. તેમાં ૧૦૩ નો આંક છે, તે પણ મ. સં. છે, તેની ચર્ચા ખારવેલ ચક્રવર્તીના ચરિત્રે જુઓ.

(૭૧) રાજદ્વારી એટલે માટે કે, રાજા નંદિવર્ધન, ચક્રવર્તી ખારવેલ અને સમ્રાટ પ્રિયદર્શિન-એમ ત્રણે ભૂપાલોએ

| | | | |
|---|---|---|---|
| ૨૫ | અવંતિ દેશના સિક્કાનું જે ખાસ ચિહ્ન છે તે બતાવ્યું છે. વિદ્વાનોએ આ નિશાનીને "Cross and Ball" તરીકે જણાવી છે. હાલમાં વેધશાળા (observatory)ના મકાનો ઉપર વાયુની ગતિ દર્શાવવાને આવી નિશાની મૂકવામાં આવે છે. જેને સાદી ભાષામાં wind-cock (પવનનો કુકડો-મરઘો) તરીકે ઓળખાવાય છે. તેની થોડીક સમજૂતિ ઉપરમાં પૃ. ૬૪ આપી છે. | | |
| ૨૬ | (સવળી) ખુંધવાળો વત્સ ડાબી બાજુ. યોધ્ધો જમણી બાજુ.<br>(અવળી) ચૈત્ય, ચક્ર, સ્વસ્તિક વિગેરે. | કોશાંબી | કો. એ. ઈ. ૫; નં. ૭ પૃ. ૭૩. |
| ૨૭-૩૦ | ખાસ સિક્કા માટે રજુ કરેલ નથી. પણ જે કેટલાક સિક્કાઓમાં યોધ્ધો ચિતર્યો છે તથા ઉજૈનીનું | | કો. એ. ઇ. ૧૦; નં. ૧ થી ૧૦ સુધી. |

તે આંકનો ઉપયોગ રાજકીય બનાવોનું વર્ણન કરતાં કર્યો છે.

(૭૨) કેવલજ્ઞાન પ્રાપ્ત થતાં આઠ પ્રાતિહાર્યની ઉત્પત્તિ થાય છે. તેમાં ધર્મચક્ર પણ એક છે. જુઓ પૃ. ૫૯ ટી. ૪૪.

આમાં વત્સ દેખાતો નથી પણ કદાચ કૌશાંબી દેશમાંથી સિક્કો મળી આવવાને લીધે તેના ચિત્રને વત્સ હોવાનું કલ્પી લીધું હશે એમ સમજાય છે. બાકી બારીકાઇથી જોતાં, તે યોધ્ધો હોવાનું જણાય છે. તેમાં ચૈત્ય સ્વસ્તિક વિગેરે હોવાથી જૈનધર્મી રાજાનું રાજ્ય સૂચવે છે; અને ચક્ર છે તે એમ બતાવે છે કે શ્રી મહાવીરને ધર્મચક્ર[૭૨] પ્રગટ થયા બાદ (ઇ. સ. પૂ. ૫૫૬) અથવા તે પ્રસંગની[૭૩] યાદમાં તે સિક્કો પાડવામાં આવ્યો છે. | ઇ. સ. પૂ. ૫૫૬ થી ૪૬૭ સુધીના ૯૦ વર્ષના ગાળાનો.

અવંતિની નિશાની કાંઇ ખાસ તો જણાતી નથી. એટલે અવંતિનો ઠરાવતાં જરા સંકોચ લાગે છે ખરો. પણ ઉપર પ્રમાણે જો ઇ. સ. પૂ. ૫૫૬ ની યાદગિરીમાં તે પાડવામાં આવ્યો હોય તો તે ચંડપ્રદ્યોતના સમયનો કહેવાય. અને કૌશંબીની હદમાંથી જડયો છે એટલે ત્યાં ચંડપ્રદ્યોતનું રાજ્ય તો નહોતું જ, પણ વેપાર વ્યવહાર, અવંતિ સાથે કૌશંબીનો ચાલતો હોવાથી એકના સિક્કા બીજાના પ્રદેશમાં ગયા હોય એમ ખુશીથી માની શકાય. આમ હોય તો તેનો સમય ઇ. સ. પૂ. ૫૫૬ બાદ તુરતનો જ ગણાય. અથવા છેલ્લો અવંતિપતિ મણિપ્રભ તે કૌશંબિપતિ પણ હતો અને તેના સમયનો ઠરાવાય તો ઇ. સ. પૂ. ૪૮૭ થી ૪૬૭ નો કહેવાય. પણ યોધ્ધાનું ચિત્ર છે એટલે મણિપ્રભ કરતાં ચંડપ્રદ્યોતનો હોવાનું અનુમાન વધારે બંધબેસતું ગણાય.

એક બીજી વસ્તુસ્થિતિ પણ સંભવે છે. કૌશંબી દેશ છે અને યોધ્ધો છે, એટલે મગધપતિ નંદ પહેલાએ ઉર્ફે નંદિવર્ધને ઇ. સ. પૂ. ૪૬૭ માં તે દેશ મગધ સાથે ભેળવી દીધો હતો.[૭૪] ત્યારનો ઠરાવી શકાય. અને નંદિવર્ધન પોતે લશ્કરી તાલીમ પામેલ માણસ હોઇને, પોતાને યોધ્ધા તરીકે લેખાવે તે ખોટું પણ નથી.

આ સર્વે સિક્કાઓ ઢાળેલ છે. એટલે ઇ.સ.પૂ. પાંચમી કે છઠ્ઠી સદીના ગણાય : યોદ્ધો, તલવાર અને ઢાલ સાથે ઉભેલ છે એટલે તે ચંડપ્રદ્યોત હોય એમ સમજાું | ઇ. સ. પૂ. છઠી અને પાંચમી સદીના.

(૭૩) પુ. ૧ પૃ. ૩૯૭ ની સાલવારીમાં ઇ. સ. પૂ. ૫૫૬ જુઓ.
(૭૪) પુ. ૧ પૃ. ૪૦૦ જુઓ.

| | | | |
|---|---|---|---|
| | ચિન્હ છે, તેમજ કેટલાકમાં પંલોઠીવાળીને દેવની મૂર્તિ બેસારેલ છે, અને તે મૂર્તિની નીચે પાદમાં સર્પનું ચિહ્ન છે. તેની સમજૂતિ માટે રજુ કરવામાં આવ્યા છે. | | |
| ૩૧-૩૨ | ( સવળી બાજુ ) ઉભેલો વત્સ, તેના ઉપર નંદીપદ્મ.<br>અવળી બાજુ—ઉજ્જૈનનું ચિહ્ન અને વૃક્ષ. | | કો. આં. રે. ૮; નં. ૨૨૧ થી ૨૨૭ પૃ. ૫૫ |
| ૩૩-૩૪ | આ બધા સિક્કા ઉજ્જૈનીના છે. ( કો. એ. ઈ. નં. ૨૧ માં ૧૪૭ ની સાલ અને નં. ૨૨ માં ૧૬૨ ની સાલ લખ્યાનું જણાવે છે ) પણ એક બાજુ હાથીની છાપ છે એટલે તે મહારાજા પ્રિયદર્શિનના સમયના છે. છતાં તેમને ક્ષત્રપવંશી રાજાઓના સમયના ગણાવાય છે. તેવી જ રીતે કો. આં. રે. માં પણ લખ્યું છે. | | |
| ૩૫-૩૬ | સવળી બાજુ—ઉપર અણી બતાવતું તીરકામઠું, વજ્ર અને લેખમાં " છહરદસ છત્રપસ ભૂમકસ ( ખરોષ્ટી ભાષા ) " આવા શબ્દો છે.<br>અવળી—સ્તંભની ટોંચે સિંહ, પંજો ઉછાળતો, | અજમેરની પાસેથી | કો. આં. રે. ૯; નં. ૨૩૭-૩૮ પૃ. ૬૩. |

(૭૫) કો. આં. રે. માં ક્ષત્રપોના સિક્કાનું વર્ણન જુઓ.
(૭૬) પુ. ૧ પૃ. ૩૫૭-૫૮ જુઓ.

છું : પલાંઠીબદ્ધ મૂર્તિ અને નીચે સર્પ છે એટલે જૈન ધર્મના ત્રેવીસમા પ્રવર્ત્તક શ્રી પાર્શ્વનાથ સમજવા પૂરતું હોય. અને કેટલાકમાં ચૈત્ય, સ્વસ્તિક, રત્નમય વિગેરે છે, એટલે રાજાઓનો ધર્મ જૈન હોવાનું બતાવે છે.

અથવા બીજી રીતે પણ અનુમાન કરી શકાય છે કે :—

જે માણસ રાજદંડ Sun-standard પોતાના જમણા હાથમાં ઝાલીને ઉભો છે, તે નંદિવર્ધન પોતે યોદ્ધાના લેબાસમાં ઉભો છે અને ઉજ્જૈનીનું ચિહ્ન છે. એટલે ઉજ્જૈની પણ મગધને તાબે હતું એમ સૂચવ્યું. એટલે તેની સાલ ઇ. સ. પૂ. ૪૬૭–૪૫૪; અને તેમ ન ગણતાં જો, પલાંઠી આકારે જે આકૃતિ છે તે લક્ષ્મીદેવીની ગણો અને પલાંઠી નીચે જે સર્પ છે તે નાગવંશની નિશાની ગણો તો આ બધા સિક્કા, મહાનંદ ઉર્ફે નવમા નંદના થયા. અને ઉજ્જૈન ચિહ્નનો અર્થ, ઉપરમાં નંદિવર્ધનની પેઠે સમજવાનો; આ પ્રમાણે લેતાં આ બધા સિક્કાનો સમય ઇ. સ. પૂ. ૪૧૪ થી ૩૭૨ સુધીનો ગણાય.

| | |
|---|---|
| વત્સ એટલે કૌશાંબીપતિ : નંદિપદ્મ, વૃક્ષ વિગેરે જૈન સંપ્રદાય સૂચવે છે : અને ઉજ્જૈન ચિહ્ન એટલે અવંતિપતિ હતો એમ બતાવે છે. એટલે વત્સપતિ ઉદયનના મરણ બાદ જે મણિપ્રભ ગાદીએ આવ્યો હતો અને જેણે કૌશાંબી અને અવંતિ એમ બન્ને દેશ ઉપર રાજ્ય ચલાવ્યું હતું તેના સમયનો થયો. | ઇ. સ. પૂ. ૪૬૦ પહેલાંનો અથવા તે અને ઇ. સ. પૂ. ૪૯૦ વચ્ચેનો. |
| સિક્કાના નિષ્ણાતોએ એવું ધોરણ ઠરાવ્યું છે કે, ક્ષત્રપોએ ત્રણ જાતના સિક્કા પાડ્યા છે.[૭૫] એકમાં પોતાનું મહોરૂં અને સાલ પડાવ્યાં છે. બીજા પોટીન ધાતુના છે; વળી તેમાં મહોરૂં નથી પણ હાથીની કે વત્સની છાપ છે અને સાલ પણ છે. અને ત્રીજી જાતમાં, નામે નથી તેમ કોઇ જાતની સાલે નથી : હવે આ બધા સિક્કાઓમાં એક બાજુએ ક્ષત્રપવંશની નિશાની જે સૂર્ય ચંદ્રની લેખાઈ છે તે તથા ચૈત્ય કોતરેલ છે. માટે તે સર્વે સિક્કા ક્ષત્રપવંશના હોવાનું માની લીધું છે. અમારા મત પ્રમાણે આ માન્યતામાં સુધારો કરવાની જરૂરીયાત દેખાય છે. તેથી આ સિક્કાઓનું વિવેચન અત્ર હાથ ધર્યું છે. ઉપર પણ તેવા જ બીજા સિક્કાઓ (જુઓ નં. ૨૩–૨૪) ઉતાર્યા છે. એટલે તે સર્વેનું વિવેચન એકી સાથે વાંચી જોવું. | |
| નામ છે એટલે તે બાબતમાં તો, શંકા ઉઠાવવી જ રહેતી નથી. વજ્ર (ધર્મચક્ર) વિગેરે હોવાથી ધર્મ પણ જૈન બતાવ્યો. વળી તેનું સ્થાન, ગાંધાર અને કંબોજ રાષ્ટ્ર પણ બતાવે છે. ( પાણિનિ વૈયાકરણી વિગેરે આ સ્થાનના[૭૬] જ હોવાથી ખરોષ્ઠી ભાષા વાપરતા હતા) વળી લિપિ ખરોષ્ઠી હોવાથી[૭૭] પંજાબ અને તેની પશ્ચિમે અફગાનિસ્તાનવાળા પ્રદેશના વતની પણ બતાવે છે. તેમજ ક્ષહરાટ જાતિનું સ્થળ[૭૮] ત્યાં હોય | ઇ. સ. પૂ. ૧૫૪ થી ૧૧૪ સુધી. |

(૭૭) પુ. ૧ પૃ. ૩૯ અને ૩૫૭ જુઓ.

(૭૮) પુ. ૩ માં ક્ષહરાટ પ્રજાનો ઇતિહાસ લખતાં આ હકીકત જણાવવામાં આવશે.

| | | | |
|---|---|---|---|
| | અને સામે ધર્મચક્ર : અને બ્રાહ્મિ લિપિમાં ભાંગ્યો તુટયો લેખ છે. | | |
| ૩૭ | ( સવળી ) રાજાનું મહોરૂં. ગ્રીક લિપિમાં **राञो क्षहराटस नहपाणस**<br>( અવળી ) તીર, અણીનીચે; વજ્ર અને બ્રાહ્મિ-લિપિમાં ઉપરનો લેખ. | જોગલ થંબી સંગ્રહ તેમજ અજમેર જીલ્લો. | કો. આં. રે. ૯; નં. ૨૪૩ પૃ. ૬૫ |
| -૩૯ | ( સવળી બાજુ ) સિંહ કૂદકા મારતો, તેના ઉપર સ્વસ્તિક અને કિનારી ઉપર ટપકાં ટપકાં છે.<br>અવળી બાજુ—ઉજ્જૈનીનું ચિહ્ન અને કિનારીએ ટપકાં ટપકાં છે. | | કો. આં. રે. ૮; આકૃતિ નં. ૨૦૯-૨૧૦ પૃ. ૫૪ |

(૭૯) ઉપરમાં સિક્કા નં. ૬ થી ૧૧ નું વર્ણન પૃ. ૭૭ ઉપર જુઓ.

(૮૦) પુ. ૧ પૃ. ૩૭ જુઓ.

(૮૧) ઉપર પૃ. ૫૪ જુઓ.

તેમ પણ સિદ્ધ કરે છે. વળી Lion capital છે ( સિંહ સ્તંભ ) એટલે શ્રીમહાવીરનો ભક્ત છે તેમજ, પેલા પ્રખ્યાત મથુરાના સ્તંભોવાળા ક્ષત્રપ રાજુવુલ અને ભૂમક એક જ જાતિના[૭૯] હોવાનું પુરવાર કરે છે. અને જ્યારે રાજુવુલની રાણીએ તે સ્તંભની પ્રતિષ્ઠા કરી ત્યારે આમંત્રણ કર્યું હતું, તેનું કારણ પણ હવે સમજાય છે. વળી ભૂમકને અથવા તેની ગેરહાજરીમાં તેના પ્રતિનિધિ નહપાણને પ્રમુખ નીમ્યો હતો તે બતાવે છે કે, રાજુવુલ કરતાં ભૂમકનું સ્થાન કાંઇક ઉચ્ચું હતું. વળી બ્રાહ્મિ લિપિના અક્ષરો છે તે હિંદ અને ભારતનું સંધાણ બતાવે છે, અરે કહો કે, બ્રાહ્મિનું મૂળ સ્થાન કંબોજ દેશ ધારવામાં[૮૦] આવે છે, તે વાત સત્ય છે એમ પણ સિદ્ધ કરે છે : અને મહોરૂં નથી તે એમ બતાવે છે કે, ભૂમકને યવન પ્રદેશના અધિપતિઓ ( ડિમેટ્રીઅસ અને મિનેન્ડર ) ની અસર તેના જીવન ઉપર બહુ જોરથી પડી નહોતી[૮૧] : તેમ સવળી બાજુ તેનું નામ છે. એટલે તે સ્વતંત્ર[૮૨] હતો એમ સૂચવે છે.

મહોરૂં છે, એટલે પરદેશી પ્રજાની અસર કહેવાય. વજ્ર, તીર વિગેરે છે એટલે ભૂમકનો વંશ, અને ક્ષહરાટ પ્રજા થઇ : બ્રાહ્મિ લિપિ એટલે હિંદ સાથેનો પરિચય સમજવો. બાકી ક્ષત્રપ શબ્દ નથી તે બતાવે છે કે, પોતે સ્વતંત્ર થયો હતો; અને રાજા[૮૩] શબ્દ છે એટલે અવંતિપતિ થયો હતો એમ બતાવે છેઃ અને અવંતિ-ઉજૈનીની મહત્ત્વતા હિંદીઓમાં વિશેષ હતી એમ પણ સૂચવ્યું : ધાર્મિક ચિહ્નો અત્યાર સુધી જે ચીતરવામાં આવતાં હતાં તેને નહપાણના સમયે લગભગ દેશવટો મળ્યો છે એટલે તેનું માનસ કાંઇક અભિમાની અને અધ્યાત્મ તરફથી જડવાડ તરફ વળેલ હતું, તે સ્થિતિ સૂચવે છે. જો કે તે પ્રજોપયોગી કામો જે કાંઇ કરી શકયો છે તે તેના જમાઈ રૂષભદત્તની ધાર્મિક વલણને અંગેજ[૮૪] સમજવું. ઇ. સ. પૂ. ૭૫ થી ૧૧૫ સુધી.

( Nahapana, unlike Bhumaka is always called a Raja. = Avantipati. )

સિંહને બદલે ઘોડાને વિશેષ મળતું તે પ્રાણી હોય એમ દેખાય છે. ચોખ્ખો ઘોડો પણ કહી શકાય નહીં; કેમકે ચિત્રમાં પૂછડું છે તે ઘોડાનું નથી; તેમ તે ગર્દભ પણ નથી, કેમકે તેનું તો પૂંછ ટૂંક હોય છે. તેમ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ગર્દભ કૂદકો પણ મારી શકતો નથી. એટલે કદાચ શૂરવીરતા બતાવવા પૂરતું જ તે પ્રાણીને આવી વિચિત્ર રીતે બતાવવામાં આવ્યું હોય, તેમ કાંઇક પ્રગતિકારક અવસ્થા પણ બતાવવાનો હેતુ હોય. એટલે કે, ગર્દભ તે ગર્દભીલ વંશ અને શૂરવીરતા તથા પ્રગતિ બતાવતો ઇ. સ. પૂ. ૭૦ થી ઇ. સ. ૩= ૭૩ વર્ષ સુધીના અંતરના.

(૮૨) જુઓ ઉપરમાં પૃ. ૫૩ ની હકીકત.

(૮૩) જુઓ ઉપર પૃ. ૫૪ ની હકીકત.

(૮૪) જુઓ ત્રીજા પુસ્તકમાં તેના વૃતાંતે.

| | | | |
|---|---|---|---|
| ૪૦ | | | કો. એ. ઇ. ૫; નં. ૧૧ |
| ૪૧ | | | કે. હી. ઇ. |
| ૪૨ | સવળી—ગ્રીક લિપિના અક્ષરોમાં કોઈ ખાસ લેખ ઉકેલાતો નથી. રાજાનું મ્હોરૂં જમણી બાજુએ છે.<br>અવળી—ચૈત્ય છે. તેની ઉપર ચંદ્ર છે. નીચે વાંકી લીટી છે: ડાબી બાજુ ચંદ્ર, જમણે સૂર્ય, અને બ્રાહ્મિ લિપિમાં " **राज्ञो, महाक्षत्रपस घषमोतिक पुत्र [ स ] चष्टनस**[૮૮] " આવા શબ્દો લખેલ છે. | | કો. આં. રે. ૧૦; નં. જે. બી. ( રૂપાનો છે. ) |
| ૪૩ | સવળી—જમણી બાજુ મોંવાળું, અને બખતરની ટોપી પહેરેલ રાજાનું મ્હોરૂં છે.<br>અવળી—જમણે કુકડો અને તેની ઉપર ગ્રીક ભાષામાં Sophuton શબ્દ મળ્યા છે (Caduceus). | | કો. એ. બ્રા. ૨; નં. ૧ ( રૂપાનો છે ) પૃ. ૨૩. |
| ૪૪ અને ૪૬ | સવળી—ઉભેલ સિંહ સવળી બાજુ; એકમાં નંદિપદ્મ છે.<br>અવળી—મોટા બે નાગ. | આંધ્ર દેશ. | કો. આ. રે. ૮; G. P. I. તથા નં. ૨૦૭ પૃ. ૫૩ |

(૮૫) ત્રીજા પુસ્તકે તેને લગતી હકીકત જુઓ.

(૮૬) જુઓ ત્રીજા પુસ્તકે તેનું જીવન વૃત્તાંત.

(૮૭) જુઓ ત્રીજા પુસ્તકે તેનું વર્ણન.

| | |
|---|---|
| તેનો રાજવંશ – જેને ગર્દભીલવંશ[૮૫] કહેવાય છે તે હોય. સ્વસ્તિક તે જૈનધર્મ અને ઉજૈન ચિહ્ન તે અવંતિપતિ સમજવા. વળી તેનું તદ્દન સ્વતંત્રપણું પણ સૂચવે છે. એટલે મારા ખ્યાલ પ્રમાણે રાજા વિક્રમાદિત્ય[૮૬] શકારિ કે તેના પિતા દર્પણ ગર્દભીલના આ સિક્કા હોવા સંભવે છે. ( સરખાવો કો. આં. રે. પટ ૧ માં આંક નં. ૯–૧૧ ના ચિત્રો જેને લગતી હકીકત નીચેના સિક્કા નં. ૮૨, ૮૩ માં આપી છે. ) | |
| આંક નં. ૧૮ નું ચિત્ર જુઓ : નં. ૧૮ વાળું કે. હી. ઈ. નું છે જ્યારે આ નં. ૪૦ નું ચિત્ર છે તે કો. એ. ઈ. માંથી લીધું છે. બન્ને એક જ છે. તેને લગતી માહિતી માટે નં. ૧૬–૧૭ ના સિક્કાનું વર્ણન વાંચો. | |
| ક્ષહરાટ મિનેન્ડર[૮૭]નો સિક્કો છે. તેના ચહેરાનો પરિચય કરાવવા પૂરતોજ હેતુ છે. બાકી સિક્કાના લેખમાં કે ચિત્રમાં કાંઇ નોંધવા જેવું દેખાતું નથી. | ઇ. સ. પૂ. ૧૫૫. |
| મહાક્ષત્રપ ઘ્સમોતિકના પુત્ર ચષ્ટણનો છે એમ સ્પષ્ટ નિર્દેષ કરેલ છે. એટલે હવે સ્પષ્ટીકરણની જરૂર રહેતી નથી. | ઇ. સ. પૂ. ૧૨૫ |
| સોફાઇટસ, જેને સૌભૂતિ કહેવાય છે તે રાજાનો આ સિક્કો છે. સૌભૂતિ રાજા ઇતિહાસમાં પોતાના ટૂંકા નામથી--આંભિરાજા[૮૯]ના નામથી–પ્રખ્યાત થયેલ છે. | ઇ. સ. પૂ. ૩૨૭ થી ૩૨૦. |
| નામ કે કોઇ બીજી નિશાની નથી. એટલે આંધ્રદેશ ઉપર શ્રીમુખ આંધ્રપતિની સત્તા થઈ તે પહેલાંના સમયનો ઠરે છે. અને મોટા બે નાગ છે એટલે શિશુનાગ વંશી[૯૦] ઠરી શકે. તેમાં કૂણિકના રાજ્ય અમલ સુધી તો આંધ્ર ઉપર કોઇની સત્તા નહોતી, એટલે તે બાદના સમયનો જ તે ઠરી શકે. એટલે કાંતો ઉદયાશ્વભટ્ટનો અને કાંતો અનુરૂદ્ધ–મુંદના સમયનો કહી શકાય. | ઇ. સ. પૂ. ૪૯૬ થી ૪૭૨ સુધી. |

(૮૮) ચોથા પુસ્તકે તેને લગતી હકીકત જુઓ.

(૮૯) જુઓ પુ. ૧ પૃ. ૧૦૧

(૯૦) ઉપર પૃ. ૬૨ નો પહેલા કોલમની હકીકત જુઓ.

| | | | |
|---|---|---|---|
| ૪૫ | સવળી બાજુ—૭ આર્કાનું ચૈત્ય. <br> અવળી બાજુ—બે મોટા નાગ | આંધ્ર દેશ. | કો. આં. રે. ૮; નં. ૨૦૮ પૃ. ૫૩ |
| ૪૭-૪૮ | સવળી—ઉભો વત્સ, લેખમાં **सद्दकन कळलाय महारटीस.** <br> અવળી—વૃક્ષ, બે આર્કાનું ચૈત્ય અને ઉપર મોટું આર્કું. નીચે વાંકી લીંટી અને સૌથી ઉપર ચંદ્ર. <br> નં. ૪૭, ૪૮, ૪૯, ૫૦, તથા ૫૧ અને ૫૨, નાં લખાણ ભેગાં વાંચવાં. | ચિત્તલદૂર્ગ જીલ્લો ( મૈસુર રાજ્ય ) | કો. આં. રે. ૮ નં. ૨૩૩-૩૪ પૃ. ૫૭. |
| ૪૯-૫૦ | સવળી બાજુ—ચૈત્ય, પહેલાં તેની ચાર કમાન ઉપર ત્રણ કમાન અને તેના ઉપર એક મોટી કમાન—લેખમાં **राञो धुटुकव्रनंदस कलानंदस.** | કારવાર જીલ્લો. | કો. આં. રે. ૮ નં. G. P. 2; ૨૩૫ પૃ. ૪૯ |

(૯૧) સરખાવો પૃ. ૨૪-૨૫ નું વર્ણન તથા ટી. ૯૪-૯૫ ની હકીકત.

(૯૨) જુઓ પુ. ૧ પૃ. ૩૮૫ તથા તેની ટીકા નં ૩૯ ની હકીકત.

(૯૩) પુ. ૧ પૃ. ૧૫૭, ૧૬૦, ૩૪૮, ૩૮૮, ઇત્યાદિ.

નં. ૪૪, ૪૬ પ્રમાણે મગધપતિનો જ ઠરે, અને તે પણ ઉદયન કે અનુરૂદ્ધ-મુંદનાજ સમયનો. નં. ૪૪, ૪૫ અને ૪૬ ત્રણે કદાચ એકજ ભૂપતિના પણ હોય. પણ ભિન્ન ભિન્ન સ્થળ પરત્વે તેટલો ફેર રખાયો હોય કે પછી જુદા જ સત્તાધારી હોય. ઇ. સ. પૂ. ૪૯૬ થી ૪૭૨ સુધી.

બધાં ચિહ્નો છે તે જૈન ધર્મી હોવાનું બતાવે છે.[૯૧] વત્સ છે કે વત્સ પતિને તાબે હોય અથવા તેની પાસેના જીલ્લામાં તેની સત્તા હોય અને ઢાળેલ સિક્કા જેવો છે એટલે તેનું પુરાણુ પણ બતાવે છે. **મહારઠીસ** નામ છે તે રાણી નામ નિકાના પિતાના સમયની યાદ[૯૨] આપે છે. તેમ આ સિક્કાઓ પણ અંધ્રપતિ પહેલા અને બીજાના જેવા જ બધી રીતે મળતા આવે છે. વળી વાંકી લીટી છે તે નંદ વંશની પણ યાદ આપે છે. આ બધી સ્થિતિનો મેળ કયારે બાઝે, કે જો આપણે તેને, નંદ વંશી બીજાના રાજ્ય અમલનો અંત આવતાં, જે મગધ સામ્રાજ્યમાં બખેડા થવા માંડ્યા હતા,[૯૩] અને કેટલાંય નાનાં મોટાં રાજ્યો સ્વતંત્ર થવાં મંડી પડ્યાં હતાં તે સમયનો ગણીએ તોજ : તે વખતે જેમ શ્રીમુખ અંધ્રપતિએ દક્ષિણમાં પોતાનો સ્વતંત્ર વંશ[૯૪] સ્થાપ્યો તેમ આ મહારથીઓ મૂળે વત્સ દેશના વતની ( રાણી નાગનિકાના પિતાની જેમ ) કદાચ હોય; વળી નંદ પહેલાના સમયથી વત્સ દેશ મગધપતિના હવાલામાં ગયો હતો જ. એટલે પાછળથી, ત્રીજાથી આઠમા નંદના સમયે તેઓ-મહારથીઓ બળવો કરી, દક્ષિણમાં ( શ્રીમુખના રાજ્યની પણ દક્ષિણે ) ચાલી ગયેલ હોય અને મૈસુર જીલ્લામાં થાણું જમાવેલ હોય. મહારઠી અને અંધ્રવંશી ( પહેલા બીજા )ઓ એ સગપણની ગાંઠ પણ આ વખતે જ બાંધી દીધી હોવી જોઇએ ( અંધ્રપતિ બીજે અને રાણી નાગનિકા કે જે મહારઠીની પુત્રી હતી ) તે આ સગપણની ગાંઠના પુરાવા તરીકે ગણવાં. વળી આંધ્રપતિના સિક્કા ઉપર ઉજ્જૈનીનું ચિહ્ન છે. જ્યારે મહારથીના કે મૂળાનંદના સિક્કા ઉપર તે ચિહ્ન નથી. તે બતાવે છે કે આંધ્રપતિ પરતંત્ર ખંડિયા હતા. Ujjain symbol to be distinctive emblem of the Satavahanas - the Andhras proper, as opposed to the Andhra - bhrityas[૯૫] ( C. A. R. Intro - clxviii. para. 140 )= ઉજ્જૈનીનું ચિહ્ન તે સતવહન અથવા અંધ્રપતિઓનું ખાસ ઓળખનું જ ચિહ્ન છે; અને તે અંધ્રભૃત્યોનાં ચિહ્નથી જુદું જ છે ( કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૬૮ પારિ. ૧૪૦ ). ઇ. સ. પૂ. ૪૨૦ ના અરસાનો

વિશેષ ઇતિહાસ માટે નીચેના સિક્કા નં. ૪૯, ૫૦ ની હકીકત વાંચો.

આ સિક્કાઓ પણ ઉપરના નં. ૩૭ પ્રમાણે જ પોતાની ઉત્પત્તિ સૂચવે છે. માત્ર સ્થાનમાં ચિત્તલદૂર્ગ જીલ્લાની પશ્ચિમનો પ્રદેશ સમજવો. બાકી આંધ્ર, મહારઠી અને આ ધુટુકડાનંદનો વંશ, તે ત્રણે લગભગ એક સમયે જ ઉદ્‌ભવ્યા ગણવા.[૯૬] જો કે ત્રણે એક ઇ. સ. પૂ. ૪૨૦ ની આસપાસનો સમય.

(૯૪) પુ. ૧ પૃ. ૩૫૦ જુઓ.

(૯૫) આંધ્ર અને આંધ્રભૃત્ય વચ્ચેના તફાવત માટે જુઓ પુ. ૪: તથા પુ. ૧ પૃ. ૧૫૪, ૩૯૦.

(૯૬) સરખાવો હકીકત પુ. ૧ પૃ. ૩૮૫-૬ તથા તેની ટીકા નં. ૩૭, ૩૮ તથા પૃ. ૩૦૬ ની ટીકા નં. ૫૫.

| | | | |
|---|---|---|---|
| | અવળી—વૃક્ષ તથા નંદિપદ અને સ્વસ્તિક. | | |
| ૫૧–૫૨ | બધું ઉપરના નં. ૪૯–૫૦ પ્રમાણે-માત્ર લેખમાં જ ફેર છે. તેમાં **राजो मुलानंद** છે. | કારવાર જીલ્લો. | કો. આં. રે. ૮ G. P. 4 અને ૨૩૬ પૃ. ૬૦ |
| ૫૩–૫૪ | સવળી બાજુ—ઉભેલ ઘોડો, ઉપર "અમુક પ્રકારનું ચિહ્ન" તથા બીજી ગોળાકૃતિ અને લેખ છે, પણ બરાબર ઉકેલી શકાતો નથી.<br>અવળી બાજુ — ઉજ્જૈનીનું ચિહ્ન છે. તેના વર્તુળમાં મીંડું છે. | કડપ્પા જીલ્લો ( મદ્રાસ ઇલાકો ) | કો. આં. રે. ૫ નં. ૧૦૫–૧૧૧ પૃ. ૨૫ તથા કો. એ. ઇં. ૧૨ નં. ૧૦ |

(૯૭) ઉપરની ટીકા જુઓ.

(૯૮) જુઓ નીચેની ટીકા ૧૦૨ વાળું મૂળ લખાણ તથા તેની હકીકત. તથા પુ. ૧ પૃ. ૩૯૦ જે શબ્દો લખ્યા છે તે. આંધ્રપતિ શ્રીમુખ પોતાનો (મહાનંદનો) ભાઇ થતો હતો. તથા પુ. ૧ પૃ. ૩૪૨–૪૪ નું લખાણ વાંચો.

(૯૯) પુ. ૧ પૃ. ૩૫૭ તથા ૩૮૫: તેમજ ઉપરની ટીકા નં. ૯૬ ની વિગત સરખાવો.

(૧૦૦) દક્ષિણનો જે રાષ્ટ્રવંશ ગાદીપતિ બનવા પામ્યો હતો, તે મૂળમાંતો આ મહારથીના વંશજો હોવાનું વિશેષ સંભવિત છે.

(૧૦૧) આ પલ્લવવંશી રાજાઓનું સ્થાન વર્તમાનકાળે બેલારી અને કડપ્પાજીલ્લા વાળી ભૂમિમાં હતું એમ કહી શકાય: વિદ્વાનોએ આ પલ્લવ શબ્દને પહલ્વ ઠરાવી દીધાથી, કેવો અનર્થ થવા પામ્યો છે, તે આપણે પુ. ૩ માં પરદેશી આક્રમણકારો વિશેની હકીકત આલેખતાં જણાવીશું. વળી આ પુ. ૨ ના અંતે સુદર્શન તળાવની પ્રશસ્તિ વિશે, જે પરિશિષ્ટ જોડયું છે તે વાચી જુઓ અને તેની હકીકત સરખાવો.

| | |
|---|---|
| બીજાથી સ્વતંત્ર હતા. પણ તે બધાનું મૂળ તો નંદવંશ જ લેખવો[૯૭] રહે છે. દક્ષિણ ભરતમાં જે ત્રીજી ક્ષત્રિયો[૯૮] આવ્યા હોય કે જૈન ધર્મ સ્થિર થયો હોય તે બધાનું મૂળ અહીંથી જ ગણવું રહે છે. જો કે, તે પહેલાં ઉદયન શિશુનાગ અને અનુરૂદ્ધ-મુંદ વિગેરેના સમયમાં[૯૯] પણ, તે ક્ષત્રિયો બધા આ ભૂમિ ઉપર આવ્યા તો હતા જ; પણ પોતાનું સંસ્થાન જમાવીને થાણા સ્થાપી, જો પડ્યા હોય તો, તે આ લોકો જ પ્રથમ ગણાય. અને દક્ષિણમાં જે જૈનધર્મ દાખલ થયો, તે પણ આમનાથી જ. એટલે જૈનધર્મી રાજાઓ જેવા કે, કદંબપતિ, મહારથી ( રાષ્ટ્રકુટવંશી )[૧૦૦]. પલ્લવ રાજાઓ[૧૦૧], ઇત્યાદિ, ઇત્યાદિ; તે બધાનાં મૂળ અહીંથી જ ગણવા અને તે પણ સંત્રીજિ-લિચ્છવી ક્ષત્રિયમાંથી શાખા તરીકે[૧૦૨] નીકળેલ હોવાથી, અને ચંદ્રગુપ્ત મૌર્ય પણ તેજ સંત્રીજ્ઞિની શાખાનો[૧૦૩] હોવાથી, તેણે જ્યારે દક્ષિણ ઉપર ચડાઇ કરેલી, ત્યારે સર્વે એકજ લોહીના હોવાથી, એક બીજાને મદદરૂપ થઈ પડ્યા હતા. વળી જુઓ નં. ૫૧-૫૨ ને લગતું વર્ણન. | |
| નં. ૪૯, ૫૦ પ્રમાણે જ બધો ઇતિહાસ સમજી લેવો. પછી ધુટુકડાનંદ અને આ મૂળાનંદ બન્ને એક પછી એક ગાદીપતિ થયા હોય કે, બંનેના મુલક પાસે પાસે હોય, એટલું જ ગનીમત સમજવું. પણ રાઓ શબ્દ છે એટલે તે તદ્દન સ્વતંત્ર થયા હશે. પણ કોઇના ખંડિયા નહીં હોય એમ સમજાય છે. વળી સવળી કે અવળી બાજુમાં એવી કોઈ નિશાની પણ નથી કે જેથી તેમને કોઇના તાબેદાર ગણી શકાય. | ઇ. સ. પૂ. ૪૨૦ ની આસપાસ. |
| વિદ્વાનોની માન્યતા એમ છે કે, લેખમાં જે **रिति** શબ્દો ઉકેલાય છે. તેથી હારિતિપુત્ર **विष्णुकंड**નો સિક્કો હશે. જ્યારે મારૂં એમ માનવું છે કે, ઘોડા ઉપર મોરની કલગી છે. એટલે તે મૌર્યવંશી રાજાનું સાર્વભૌમત્વ[૧૦૪] સ્વીકારનાર ચિહ્ન કહી શકાશે; અને તેનું પ્રાપ્તિસ્થાન મદ્રાસ ઇલાકો છે[૧૦૫] એટલે તો ચંદ્રગુપ્ત કે બિંદુસારના રાજ્યનો વિસ્તાર ત્યાંસુધી બતાવે છે. તેમ પ્રિયદર્શિનનો તે સિક્કો નથી જ, કેમકે તેના ઉપર | ઇ. સ. પૂ. ૩૫૮ થી ૩૪૪ સુધીના ૧૪ વર્ષના ગાળાનો. |

તથા ઉપરના પૃ. ૩૨નું લખાણતથા ટીકા નં. ૧૩૪ ની હકીકત સાથે સરખાવો.

(૧૦૨) પૃ. ૩૨ ની ટીકા નં. ૧૩૪ જુઓ.

(૧૦૩) ચંદ્રગુપ્તના વર્ણને તેની ઉત્પત્તિ તથા નવમા નંદ સાથેના સંબંધવાળું લખાણ વાંચી જુઓ. ઉપરની ટીકા ૧૦૨ જુઓ.

(૧૦૪) મૌર્યવંશનું સાર્વભૌમત્વ પણ હોય, અથવા તેમાંથી ઉદ્ભવેલ શાખા બતાવવા પૂરતું હોય: **પલ્લવવંશી રાજાઓ કદાચ મૌર્યવંશમાંથી જ ઉત્પન્ન થયેલ શાખાના હોય? સુદર્શન તળાવની પ્રશસ્તિમાં જે પલ્લવ સૂબાની હકીકત છે, તે આ પ્રશ્ન ઉપર કદાચ પ્રકાશ પાડનારી પણ નીવડે. સરખાવો ઉપરની** ટી. નં. ૧૦૧.

(૧૦૫) ઉપરની ટી. ૧૦૧ માં પલ્લવ જાતિનું ભૂમિસ્થાન મેં જણાવ્યું છે તે હકીકત સાથે સરખાવો. અત્યાર સુધી મારી જે માન્યતા છે કે પલ્લવ જાતિ તે નંદવંશની શાખા છે; પણ હવે વધારે સંભવિત એમ લાગે છે કે

| | | | |
|---|---|---|---|
| ૫૫ | સવળી—અચોક્કસ.<br>અવળી—ઉભેલ સિંહ, જમણી બાજુએ અક્ષરો છે પણ તે વાંચી શકાતા નથી. | કો. આં. રે. ૧ઃ નં. ૧૪ (પૃ. ૫) | ગોદાવરી જીલ્લો |
| ૫૬ | સવળી—ચાર આકાંનું ચૈત્ય, ઉપર સ્વસ્તિક સાથે વૃક્ષ અને ટપકાં ટપકાં.<br>અવળી—તીરકામઠું, તેમાં તીરની અણી ઉંચી અને લેખમાં **रञ गतमिय पुतस विळिवायकुरस.** | મહારાષ્ટ્ર (કોલ્હાપુર) | કો. આં. રે. ૩ નં. ૪૭ પૃ. ૧૩ |
| ૫૭ | સવળી બાજુ—તીરકામઠું છે: તીરની અણી ઉંચી છે. ૧૧૨ અને લેખ-**रानो वासिदिपुतस** | કો, એ. ઇ. ૧૨ઃ નં. ૧, ૨ પૃ. ૧૦૯ | આંધ્ર દેશ કૃષ્ણા અને ગોદાવરી જીલ્લો |

તે તો મૌર્યવંશમાંથી ઉતરી આવેલી શાખા હશે. (નીચેની ટીકા નં. ૧૦૭ જુઓ.)

(૧૦૬) જુઓ બિંદુસાર રાજ્યે તેની હકીકત.

(૧૦૭) સર કનિંગહામે કયા કારણથી ઇન્ડોપાર્થિઅન તેને ગણ્યું હશે તેનો ફોડ તેમણે કયાંય પાડયો નથી. પણ તે શબ્દથી આપણી માન્યતા ઉપર ઓર પ્રકાશ પડે છે. તે એમકે, પલ્હવજાતિને ઇતિહાસકારોએ ઈન્ડોપાર્થીઅન જણાવી છે. અને આપણે પલ્હવને પલ્લવ તરીકે લેખવાનું સૂચવ્યું છે ( જુઓ ઉપરમાં પૃ. ૩૨ ટી. ૧૩૪ ) એટલે કે સર કનિંગહામના જે પલ્હવ, તે આપણે પલ્લવ ગણી, અહીંના સિકકાઓને પલ્લવ સરદારના લેખવા. અને તેમ કરવાથી આ સિક્કાની બધી હકીકત જે આપણે જણાવી છે, તેનો મેળ બાઝી જાય છે. હવે આપણે પલ્લવને મૌર્યક્ષત્રિયની શાખા તરીકેજ ઓળખાવીશું ( સરખાવો ઉપરની ટી. ૧૦૫ )

| | |
|---|---|
| હાથીની કોઇ જાતની નિશાની સુદ્ધાં પણ નથી. જો બિંદુસારના સમયનો હોય, તોયે તેનો સમય, તેના રાજ્ય અમલના પ્રથમના તેર વર્ષનો જ[૧૦૬] સમજવો; કેમકે પછી તો (પં. ચાણક્યનું મરણ થયા બાદ) આખા રાજ્યમાં અનેક બળવા ઉઠ્યા છે, અને મગધ સામ્રાજ્યમાંથી એક પછી એક દેશ સરી પડવા મંડ્યા છે. (સરખાવો નીચેના સિક્કા નં. ૬૭-૬૮) સર કનિંગહામે ઇન્ડોપાર્થિઅન[૧૦૭] રાજા અશ્વર્મનનું આ ચિહ્ન ગણાવ્યું છે, પણ આ સિક્કો પોતે મદ્રાસ ઇલાકામાંથી મળી આવ્યો છે, જ્યારે ઇન્ડોપાર્થિઅનોનું રાજ્ય તો ઉત્તર હિંદની દક્ષિણે આવવા જ પામ્યું નથી. એટલે તેમણે દોરેલું અનુમાન સમીચીન લાગતું નથી. (કડપ્પા જીલ્લામાંથી મળી આવ્યો છે એટલે કોઇ પલ્લવ રાજાનો પણ તે સિક્કો હોય.) | |
| સંભવિત છે કે ગૌતમીપુત્ર શ્રી યજ્ઞ શાતકરણી (અંધ્રપતિ બીજો) નો હશે. સિંહ છે તે પોતે શ્રી મહાવીરના ધર્મનો અનુયાયી હતો એમ સૂચવે છે. બાકી કોઇને તાબે પોતે હોય એમ સૂચવનારૂં કોઇ લક્ષણ તેમાં દેખાતું નથી. એટલે કે કદાચ તેના આખા રાજ્ય અમલે આવી સ્થિતિ જો કે નહીં હોય, પણ આ સિક્કો પડાવાયો તે સમયે તો તે સ્વતંત્ર હતો એમ જણાય છે. | ઇ. સ. પૂ. ૪૦૩ થી ૧૦૮ ૩૯૦ સુધી |
| કોઇ બીજા રાજાનું ચિહ્ન નથી. એટલે તે કોઇને તાબે હશે નહીં, એમ સૂચવે છે. તેમજ **વિળિવાયકુરસ** શબ્દ[૧૦૯] પણ, એમ જ બતાવે છે કે, તે વીરવલયધારક હશે (જુઓ નીચે નં. ૫૮) આ ગૌતમીપુત્ર તે બીજો આંધ્રપતિ, એટલે કે શ્રીમુખનો પુત્ર અને રાણી નાગનિકાનો પતિ સમજવો. તે પોતાના રાજ્યે પાછળના ૭ વર્ષ સુધી મગધપતિ મહાનંદનો ખંડિયો[૧૧૦] બન્યો હતો, એટલે તે પૂર્વેનો આ સિક્કો ગણવો રહે છે. કેમકે નંદવંશનું ચિહ્ન જે સર્પ છે, તે આ સિક્કામાં ક્યાંય[૧૧૧] દેખાતું નથી. | ઇ. સ. પૂ. ૪૦૩ થી ૩૯૦ સુધીના ૧૩ વર્ષના ગાળાનો. |
| આમાં નં. ૬૭, ૬૮ અને ૭૦ માફક **વિદ્દિવયકુરસ** છે એટલે, ચોથા આંધ્રપતિનો સિક્કો તો થયો જ. પણ તેમાં નં. ૬૭ ની માફક નથી કલગીવાળા | ઇ. સ. પૂ. ૩૪૬ |

(૧૦૮) જુઓ ચોથા ભાગમાં તેનું વૃત્તાંત.

(૧૦૯) નીચેની ટીકા નં. ૧૧૧ જુઓ.

(૧૧૦) જુઓ પૃ. ૧ પૃ. ૩૯૦ ની હકીકત.

(૧૧૧) સર્પનું ચિન્હ નથી એટલે નંદવંશથી સ્વતંત્ર ગણાય. અને તેથીજ તે "વિળિવય કુરસ" શબ્દ વાપરી શકે છે જુઓ ઉપરની ટીકા નં. ૧૦૯

(૧૧૨) આંધ્રપતિઓની ઉત્પત્તિ સૂચક પણ હોય : આંધ્રવંશના સ્થાપક, રાજા શ્રીમુખના વૃત્તાંતમાં (જુઓ પુ. ૪થું) તેની જનેતા, કોઈ પારધી કે શિકારીના કુટુંબની હોવાનું જણાવ્યું છે, તે હકીકતને આ ચિહ્નથી ટેકો મળે છે. વળી તીરકામઠાંનો જ્યારે ઉપયોગ કરવો પડે છે, ત્યારે તીરની અણી ઉંચી રાખવી પડે છે. તે આદર્શ પણ આ ચિત્રમાં સાચવવામાં આવ્યો હોય એમ સમજાય છે.

| | | | |
|---|---|---|---|
| | **વિદ્વિયયકુરસ** [૧૧૩]<br>અવળી બાજુ—મોટું ચૈત્ય અને વૃક્ષ.<br>( કનિંગહામના ગ્રંથમાં જે સવળી બાજુ ગણી છે તે રેપ્સનમાં અવળી ગણી છે. એમ અરસ-પરસ ફેર ગણેલ છે બાકી બધું વર્ણન બરાબર છે. ) | તથા<br>કો. આં. રે. ૨:<br>નં. ૧૭, ૧૮ | |
| ૫૮ | સવળી બાજુ—ચાર આકાંનું ચૈત્ય, તેની ઉપર ચંદ્ર તથા વૃક્ષ અને ટપકાં ટપકાંથી શણગારેલ છે. તે ઉપર સ્વસ્તિક છે.<br>અવળી બાજુ—તીરકામઠું : તીરની અણી ઉંચી | કો. આં. રે. ૧:<br>નં. ૧૪ (પૃ. ૫ ) | મહારાષ્ટ્ર કોલ્હાપુર[૧૨૮] |

(૧૧૩) આના અર્થ માટે જુઓ સિક્કા નં. ૫૮નું વર્ણન.

(૧૧૪) કલગીવાળો ઘોડો તે મૌર્યવંશનું ચિન્હ છે ( જુઓ આ પરિચ્છેદના અંતે " વધુ પ્રકાશ " વાળું જે લખાણ પાછળથી ઉમેરવું પડયું છે તે. )

(૧૧૫) નાગ એટલે શિશુનાગ વંશ. ( મોટો સાપ હોય તો મોટો શિશુનાગ વંશ, અને નાનો નાગ હોય તો નાના શિશુનાગ વંશ, જેનું ટૂંકું નામ નંદવંશ પણ કહેવાય છે ) જુઓ પુ. ૧ પૃ. ૨૦૮, ૩૧૭.

(૧૧૬) જુઓ પુ. ૪થું, તેનું જીવન ચરિત્ર.

(૧૧૭) આ સિક્કાના સમય ઉપરથી, સમ્રાટ ચંદ્રગુપ્તના રાજ્યની સાલ ઇ. સ. પૂ. ૩૭૨ જે ઠરાવી આપેલ છે, તેને સમર્થન મળે છે.

(૧૧૮) જુઓ આગળ ઉપર અશોકવર્ધનનું જીવન ચરિત્ર.

(૧૧૯) જુઓ અશોકવર્ધનનું ચરિત્ર.

(૧૨૦) જુઓ અશોકનું જીવન.

(૧૨૧) જુઓ અંધ્રપતિ ગોથાનું વૃત્તાંત.

ઘોડાનું ચિહ્ન[૧૧૪] કે નથી, નં. ૭૦ ની માફક નાગનું ચિહ્ન[૧૧૫] એટલે એમ અર્થ થયો કે, ચોથો અંધ્રપતિ તે સમયે, અંધ્રભૃત્ય–કોઇનો ખંડિયો–મટીને તદ્દન સ્વતંત્ર થયો હોવો જોઇએ.[૧૧૬] તેનું રાજ્ય ઇ. સ. પૂ. ૩૭૨ થી[૧૧૭] ૩૧૬ સુધી છે. અને તે સમયે, મૌર્યવંશી ચંદ્રગુપ્તના મરણ બાદ બિંદુસાર (ઇ. સ. પૂ. ૩૫૮ થી ૩૩૦) અને અશોક (ઇ. સ. પૂ. ૩૩૦ થી આગળ)નો રાજ્ય અમલ હતો. અને આપણે જાણીએ છીએ કે, અશોકની સત્તા દક્ષિણ ભરતમાંથી કમી થઇ ગઇ હતી જ.[૧૧૮] કેમકે તેને સિલોનમાં જે ઉપદેશકનું મંડળ, મહેંદ્રકુમારની આગેવાની નીચે મોકલવું પડયું[૧૧૯] હતું, તેને મહાનદીના મુખ પાસેથી એટલે કે, કટક શહેર અથવા તેની આસપાસના કોઇક બંદરેથી જ[૧૨૦] વિદાય દેવી પડી હતી. જો તેને તાબે જ દક્ષિણ ભરત હોત તો, તે ઠેઠ દક્ષિણમાં કન્યાકુમારી સુધી જઇને વિદાય દેત. એટલે સ્પષ્ટ થાય છે કે, દક્ષિણ ભરત તે સમયે સ્વતંત્ર રીતે અંધ્રપતિની સત્તામાં હતો: [૧૨૧] હવે પ્રશ્ન એ થાય છે કે તે સ્વતંત્ર થયો કયારે? બિંદુસાર ગાદીએ બેઠો ત્યારે, એટલે કે ચંદ્રગુપ્તના મરણ સમયે, તો મગધપતિની આણ ઠેઠ દક્ષિણ છેડા સુધી હતી જ.[૧૨૨] અને તેથી જ ચંદ્રગુપ્ત બેલગોલ તીર્થ સુધી[૧૨૩] જઇ શકયો છે. વળી આપણે જાણીએ પણ છીએ કે, બિંદુસાર નબળો હોઈ ચારે તરફ તેના રાજ્યમાં બળવા ને બખેડા જ થયાં કર્યાં છે.[૧૨૪] અને તે પણ જ્યાંસુધી ચાણકયના હાથમાં લગામ હતી ત્યાં સુધી તો[૧૨૫] બનવા પામ્યું સંભવતું નથી. એટલે તેણે ત્યાગ કર્યો[૧૨૬] તે સમય બાદનો જ સિક્કો પણ ઠરે. અને તે સમયે જ અંધ્રપતિ મગધથી સ્વતંત્ર થઈ ગયો હોવો જોઇએ.

થી [૧૨૭]૩૧૬ સુધી

વસિષ્ઠપુત્ર વિલિવયકુરસનો છે. આ રાજા ચોથો અંધ્રપતિ છે. અને વિલિવય શબ્દ એમ બતાવે છે કે તે પોતે વિલિવય (વીરવલય જેણે પહેર્યાં છે, એટલે કે વીરવલય ધારિત હતો અથવા જે પહેરવાને લાયક છે તેવો) સ્વતંત્ર હતો, તેમ કોઇનો તાબેદાર નહોતો. (સ્વસ્તિક છે એટલે કદાચ ખારવેલ ચક્રવર્તી કહેવાનો[૧૨૯]હેતુ હોય. જો તેમ

ઇ. સ. પૂ. ૪૨૬ થી ૪૦૩ સુધીનો

(૧૨૨) જુઓ ચંદ્રગુપ્ત રાજ્યના વિસ્તારનું વર્ણન.
(૧૨૩) જુઓ ચંદ્રગુપ્તનું વર્ણન: પુ. ૧ પૃ. ૩૮૫.
(૧૨૪) જુઓ બિંદુસારનું જીવન ચરિત્ર.
(૧૨૫) જુઓ બિંદુસાર રાજ્યે ચાણકયના અંત સંબંધી વિવેચન.
(૧૨૬) તેણે કયારે ત્યાગ કર્યો તે હકીકત માટે બિંદુસાર રાજ્યે ચાણકયના અંત સંબંધી વિવેચન જુઓ.
(૧૨૭) ઉપરની ટીકા નં. ૧૨૬ જુઓ તેમાંથી આ સમયની ખાત્રી મળશે.
(૧૨૮) અહીં સુધી તેના રાજ્યનો વિસ્તાર હતો (જુઓ ચોથા આંધ્રપતિનું જીવન ચરિત્ર.)
(૧૨૯) રાજા ખારવેલે કોતરાવેલ હાથીગુંફાના શિલાલેખમાં સ્વસ્તિકનું ચિહ્ન વપરાયું છે. અને જેમ સમ્રાટ પ્રિયદર્શિને પોતાના કેટલાક શિલાલેખોમાં, પોતાનું સાંકેતિક ચિહ્ન હાથીનો વપરાશ કર્યો છે, તેમ આ સ્વસ્તિકના ચિહ્નનો ઉદ્દેશ પણ તેવોજ હોય, એમ કાં ન ધારી શકાય? તે હેતુથી અત્રે લખાણમાં, સ્વસ્તિકની નિશાની એટલે ખારવેલ ચક્રવર્તીનું ચિહ્ન ગણાવ્યું છે. બાકી સ્વસ્તિક તે જૈનધર્મનું પણ ચિહ્ન છેજ.

| | | | |
|---|---|---|---|
| | બતાવી છે. અને અક્ષરમાં **रञा वासिठिपुत सविळिवायकुरस.** | | |
| ૫૯ | સવળી બાજુ—ઉપર નં. ૫૮ પ્રમાણે.<br>અવળી બાજુ—તે પણ નં. ૫૮ પ્રમાણે, પણ અક્ષરોમાં **रञो माढरिपुतस सिवळकुरस** છે. | કો. આં. રે. ૨: નં. ૨૨ પૃ. ૭ તથા કો. એ. ઈ. ૧૨: નં. ૧ માં છે. ફેર એટલો જ કે એક જેને સવળી બાજુ કહી છે તેનેબીજાએઅવળી કહી છે. | મહારાષ્ટ્ર (કોલ્હાપુર) |
| ૬૦ | સવળી બાજુ—ઉભી કરેલ પૂંછડીવાળો સિંહ, તથા વૃક્ષ: લેખ બરાબર ઉકેલી શકાતો નથી.<br>અવળી બાજુ—ત્રણ આકાંનું ચૈત્ય, બેવડી કિનારી ચારે તરફ છે અને ઉપર ચંદ્રાકાર તથા બિંદુઓ છે. | કો. આં. રે. ૩: નં. ૩૩ પૃ. ૧૦. | કૃષ્ણા અને ગોદાવરી જીલ્લો |
| ૬૧ | સવળી બાજુ—અચોક્કસ.<br>અવળી બાજુ—ઉભેલો હાથી, તેની નીચે નદીના આકારે ચિહ્ન છે અને તેમાં માછલી તરતી બતાવી છે. અને **रञा सूरसतूस्** આવા અક્ષરો છે. | કો. આં. રે. ૧: નં. ૧ પૃ. ૧. | માલવા તથા આંધ્રદેશ |
| ૬૨ | સવળી—ઉભેલો હાથી, વૃક્ષ તથા ત્રણ આર્કો-વાળું ચૈત્ય : નીચે નદી તથા તરતી માછલીઓ. | કો. આં. રે. ૧: ૨ પૃ. ૧. | માલવા |

(૧૩૦) જુઓ તેનું જીવન ચરિત્ર. પુ. ૪થું : ચુટુકાનંદ અને મૂળાનંદને શ્રીમુખની સાથે કાંઇક લોહી સંબંધી હોય તો ( સરખાવો તેમના સિક્કા નં. ૪૯, ૫૦. )

(૧૩૧) જુઓ અશોકનું જીવન ચરિત્ર તથા સરખાવો ટીકા નં. ૧૧૮, ૧૧૯, ૧૨૦, ૧૨૧ નાં અસલ લખાણ.

(૧૩૨) આ સમયને અશોકના રાજ્ય અમલના સમય સાથે સરખાવો : આખા આંધ્રવંશની વંશાવળી જે મેં ઉપજાવી કાઢી છે ( જુઓ પુ. ૪થું ) તે પણ આવા સિક્કાઈ પુરાવા ઉપરથીજ અને તે સર્વેના પરસ્પર આધાર અને પ્રમાણ મેળવીનેજ ઘડવામાં આવી છે એમ વાચકને ખાત્રી થશે.

(૧૩૩) પુ. ૪માં આંધ્રવંશની નામાવળી જુઓ.

(૧૩૪) નાના ઘાટનો લેખ રાણી નાગનિકાનો છે, અને તેણે પોતાના અલ્પવયસ્ક બાળકની વતી રાજકારભાર હાથ લીધાનું જણાયું છે વળી તે મહારથીની પુત્રી છે આ બધી હકીકત આંધ્રપતિ ત્રીજાને લાગુ પાડે છે : પણ તે વખતે સમ્રાટ પ્રિયદર્શિનની હૈયાતીજ નહોતી. જ્યારે સિક્કામાં હાથી=પ્રિયદર્શિનની નિશાની

| | |
|---|---|
| હોય તો તે ખારવેલનો ખંડિયો ઠરે; સરખાવો નં. ૫૬ ) વિલિવય તે શ્રીમુખ, પ્રથમ અંધ્રપતિ સમજવો; અને વિદિવ્ય-વદસતશ્રી હોય, તો ચોથો અંધ્રપતિ, રાણી નાગનિકાનો પુત્ર સમજવો-શ્રીમુખે કદાચ એકદમ પ્રથમથી કોલ્હાપુરના પ્રદેશમાં ગાદી સ્થાપી હોવી[130]જોઇએ, એમ આ ઉપરથી સમજાય છે ( જુઓ સિક્કા નં. ૬૭-૬૮ ) | |
| માઢરીપુત્ર શાતકરણી શીવલકુરસનો છે. અને તે પાંચમો આંધ્રપતિ સમજાય છે. અશોકવર્ધન મૌર્યના સમયે, આ આંધ્રપતિ તદ્દન સ્વતંત્ર હતો. મૌર્ય સમ્રાટના ઇતિહાસ ઉપરથી સમજાય છે કે, અશોકવર્ધન જ્યારે પાટલિપુત્રમાં હતો, તેનો પુત્ર કુણાલ ઉજ્જૈનીમાં અંધત્વ પામ્યો હતો અને સમ્રાટ પ્રિયદર્શિનનો જન્મ થયો પણ નહોતો ( એટલે કે મ. સં ૨૨૩=ઇ. સ. પૂ. ૩૦૪ ) ત્યારે ઉજ્જૈની લગભગ ન ધણિયાતું[134] હોઇ, આ આંધ્રપતિ દક્ષિણમાં સ્વતંત્ર બની બેઠો હોય. | ઇ. સ. પૂ. ૩૧૮ થી ૨૯૯ [131] સુધી ( મ. સં. ૨૦૯ થી ૨૧૮ ) ૧૯ વર્ષનો ગાળો. |
| સંભવિત છે કે **શકસદ** અથવા **શકસેન**નો હોય. કદાચ તેથી મોડા સમયનો હોય તો **માઢરિપુત શકસેન**નો હોય. માત્ર સિંહજ છે. એટલે જૈનધર્મી હોવાનું તથા તદ્દન સ્વતંત્ર હોવાનું સાબિત થાય છે. અને સિક્કો પોતે દેખાય છે પણ પ્રાચીન સમયનો, એટલે પાંચમા[132]આંધ્રપતિ માઢરિપુત્રનો તે સંભવે છે. | ઇ. સ. પૂ. ૩૧૮ થી [133] ૨૯૯ સુધી; =૧૯ વર્ષના |
| તેને નાનાઘાટના શિલાલેખવાળા શ્રી શાતકરણીનો[134]ધારવામાં આવે છે. પણ મારી સમજ પ્રમાણે સાતમા શાતકરણીનો છે. અવળી બાજુ હાથી છે અને સવળી બાજુ કાંઇ નથી ( ભલે અચોક્કસ છે, પણ હાથી તો નથીજ ને ) તેજ બતાવે છે કે તે સ્વતંત્ર અવસ્થા ભોગવતો હોવો જોઇએ. અને તે તેના વૃત્તાંત ઉપરથી જોઇ શકાય છે કે, સમ્રાટ પ્રિયદર્શિનના મરણ પછીજ તે સ્વતંત્ર થઇ શકયો છે. | ઇ. સ. પૂ. ૨૩૬ થી ૨૨૫ સુધી વધારે સંભવ ૨૨૯ થી ૨૨૫ |
| સવળી બાજુ હાથી છે તે બતાવે છે કે, સમ્રાટ પ્રિયદર્શિનનું સાર્વ[135]ભૌમત્વ તે સમયે હતું; અને સિક્કો શ્રી શાતકરણી રાજાનો છે, એટલે કે તે શાતકરણી રાજા ખંડિયો[136] | ઇ. સ. પૂ. ૨૮૧ |

છે. આ સર્વ હકીકતથી સમજાય છે કે સિક્કો ત્રીજા-ચોથા આંધ્રપતિનો નથી પણ સાતમા આંધ્રપતિનો છે. પ્રિયદર્શિનના સમયે શાતકરણી અંધ્રપતિના તાબે કલિંગ હતો તેમ તેના ઉપર ચડાઇ કરીને બે વખત હરાવ્યો હતો છતાં જતો કર્યો હતો આ બધી હકીકત ઇતિહાસના અભ્યાસીને શિલાલેખોથી જાણીતી છે, એટલે અહીં તે જણાવતો નથી: પણ પુ. ૪ માં અંધ્રપતિ ૬ અને ૭ ના જીવન વૃત્તાંતે જુઓ. અત્ર તો ઇસારો કરવાનું કારણ એટલુંજ કે તે સર્વ હકીકત પ્રબળ આધાર ઉપરજ રચાઇ છે તેટલું વાચક વર્ગના ખ્યાલમાં રહે.

(૧૩૫) કલિંગદેશ પ્રિયદર્શિને જીતી લીધા બાદ તુરતનો છે, જેથી સાર્વભૌમત્વ પ્રાપ્તિ બાદનો ગણાય. કલિંગની જીત ઇ. સ. પૂ. ૨૮૦ ની છે. એટલે તે પછીનો ગણ્યો છે.

(૧૩૬) કલિંગદેશના ધૌલી અને જાગૌડાના શિલાલેખમાં આ હકીકત સારી રીતે જણાવવામાં આવી છે. જુઓ શાતકરણી આંધ્રપતિ ૭ માના જીવન ચરિત્રે જુઓ ઉપરની ટીકા નં. ૧૩૪.

| | | | |
|---|---|---|---|
| | અવળી—ઉભેલ માણસ અને ડાબી બાજુએ ઉજ્જૈનનું ચિહ્ન અને **रञो सिरि सातस**નો લેખ છે. | | |
| ૬૩ | સવળી-હાથી ઉંચી સુંઢવાળો અને લેખમાં **सिरिकन्ह**[૧૩૮] **सातकनिस** અવળી-ઉજ્જૈનીનું ચિન્હ અને દરેક વર્તુળમાં મીંડું છે. | ચંદા જીલ્લો તથા મધ્યહિંદ | કો. આં. રે. ૭: નં. ૧૮૦ પૃ. ૪૮ |
| ૬૪ | સવળી બાજુ-ઉભો હાથી અને લેખ **रञो गौतमीपुतस सिरि यञ सातकनिस** અવળી બાજુ-ઉજ્જૈનીનું ચિન્હ. | | કો. આં. રે. ૭: નં. ૧૬૪ પૃ. ૪૧ |
| ૬૫ | સવળી-ઉંચી કરેલી સુંઢ સાથે ઉભેલ હાથી. તેના ઉપર શંખ ( કદાચ ત્રિરત્નનું ચિન્હ પણ કહી શકાય ) અને ઉજ્જૈનનું ચિન્હઃ લેખના શબ્દ ઉકેલી શકાતા નથી. અવળી-વૃક્ષ. વ્યવસ્થિત રીતે સામ સામે ખૂણેથી રેખા દોરી તેના વિભાગ પાડેલ છે. અને દરેક વિભાગમાં ટપકાં કરેલ છે. | પશ્ચિમહિંદ | કો. આં. રે. ૪: નં. ૫૯ પૃ. ૧૭ |
| ૬૬ | સવળી બાજુ-ઉંચી કરેલ સુંઢવાળો હાથીઃ લેખ બરાબર સ્પષ્ટ નથી. અવળી-ઉજ્જૈનીનું ચિન્હ, અને વર્તુળમાં મીંડું છે. | આંધ્ર દેશ કૃષ્ણા અને ગોદાવરી જીલ્લો | કો. આં. રે. ૭: નં. ૧૮૩ પૃ. ૪૯ |
| ૬૭-૬૮ | સવળી-ઉભેલ ઘોડો છે તથા લેખ '**रञो सिरि चद सतिस**' હોવાનું લખે છે. પણ આધારમાં, કો. એ.ઇં ૧૨; નં. ૧૪ લખ્યું છે. જ્યારે તે પુસ્તકમાં જોતાં | આંધ્ર દેશ કૃષ્ણા અને ગોદાવરી જીલ્લો | કો. આં. રે. ૬: નં. ૧૨૭ પૃ. ૩૨ |

(૧૩૭) જુઓ ઉપરનું ટી. નં. ૧૩૫.
(૧૩૮) આ નામ, માત્ર આ સિક્કા ઉપરથીજ જણાયું છે. તે સિવાય અન્યત્ર ક્યાંય વાંચવામાં આવ્યું નથી.
(૧૩૯) ઉપરની ટી. નં. ૧૩૬ જુઓ.
(૧૪૦) જુઓ ઉપરની ટીકા નં. ૧૩૮

| | |
|---|---|
| હતો. અને તે પણ માળવામાં સમ્રાટ પ્રિયદર્શિનનું રાજ્ય ચક્રવર્તી તરીકે પ્રવર્તમાન હતું ત્યારે જ. હિસાબ ગણતાં આ શાતકરણી તે સાતમો અંધ્રપતિ સમજાય છે. (પ્રિયદર્શિન ના મરણ પહેલાંનોઃ આ નં. ૬૨ નો સિક્કો નં. ૬૧ ની પહેલાંના સમયનો સમજવો). | થી ૧૩૭ ૨૩૬ સુધીનો. |
| હાથી છે અને સવલી બાજુએ છે, એટલે પ્રિયદર્શિનને તાબે હોય એમ સૂચવે છે. બાકી ઉજૈનીનું ચિન્હ છે, તે અવંતિપતિ-પ્રિયદર્શિન સૂચવે છે. ધૌલી-જાગૌડા ખડકલેખમાં જે એમ સૂચવાયું છે કે, તે રાજા પોતાનો અંગત સગો હોવાથી એ વખત[139] જતો કરવામાં આવ્યો હતો. તે ખડકલેખ પ્રિયદર્શિનનો છે અને આ સિક્કો તે બે પ્રસંગોમાંનો એક પ્રસંગ સૂચવે છે. એટલે છઠ્ઠા અંધ્રપતિનો ઠરે છે. બીજા અંધ્રપતિનું નામ પણ કૃષ્ણ છે ખરૂં, પણ તે સમયે પ્રિયદર્શિનનું અસ્તિત્વ જ નહોતું; એટલે છઠ્ઠો અંધ્રપતિ સાબિત થાય છે. તેમ જ તેનું નામ કૃષ્ણ હશે એમ પણ આ ઉપરથી ફલિત થાય છે.[140] | ઇ. સ. પૂ. ૨૮૫ થી ૨૮૧ ના ૪ વર્ષનો ગાળો. |
| ચોખ્ખું નામ છે, એટલે ગૌતમીપુત્ર યજ્ઞશ્રી સાતકરણીનો છે. પણ હાથી છે એટલે સમ્રાટ પ્રિયદર્શિનનો ખંડિયો હતો, એમ બતાવ્યું અને વળી હાથી છે તે સવળી બાજુએ જ છે. એટલે ઇ. સ. પૂ. ૨૮૫ થી ૨૮૧ સુધીના સમયનો અને છઠ્ઠા અંધ્રપતિનો[141] ઠર્યો. | ઇ. સ. પૂ. ૨૮૫ થી ૨૨૧=૪ વર્ષ સુધીના ગાળાનો |
| જે પ્રમાણેના અક્ષરો છે તે પ્રમાણેના અન્ય સિક્કાઓ જોતાં **राञोसिरि सा (तकनीस)** હોવાનું અનુમાન કરાય છે. વળી સવળી બાજુ હાથી છે એટલે, સાર્વભૌમત્વ પ્રિયદર્શિનનું હતું એમ સૂચવે છે. અને અપરાંત જીલ્લામાંથી મળી આવ્યો છે એટલે તે જીલ્લા ઉપર શાતકરણીની સત્તા હતી એમ ઠરે છે. સાતમો શાતકરણી હશે એમ સંભવે છે. [ ગૌતમીપુત્ર શાતકરણીનો પણ હોય, એમ અનુમાન પણ દોરાય છે ( ગમે તેમ પણ નહપાણના સમય પૂર્વેનો [142] તો છેજ. ) ] | ઇ. સ. પૂ. ૨૮૧ થી ૨૩૬ સુધી |
| નં ૬૩ પ્રમાણે સમજી લેવું. | ઇ. સ. પૂ. ૨૮૫ થી ૨૮૧ |
| રાણી નાગનિકાના લેખથી જાણીએ છીએ, કે તેના પુત્ર વદસતશ્રી તરફથી તેણી રાજકારભાર ચલાવતી હતી.[143] અને સિક્કામાં ઘોડો અને કલગી છે, એટલે મૌર્યવંશી રાજા ચંદ્રગુપ્ત જે સમયે અવંતિપતિ હતો, તે સમયનો[144] સિક્કો થયો. ( અથવા | ઇ. સ. પૂ. ૩૭૦ થી ૩૪૬ સુધીનો |

(૧૪૧) જુઓ ઉપરની ટી. નં. ૧૩૪.

(૧૪૨) તેના સમય માટે જુઓ પુ. ૩.

(૧૪૩) જુઓ તેનું ચરિત્ર તથા આંધ્રવંશની વંશાવળી.

(૧૪૪) જુઓ તેનું વૃત્તાંત.

| | | | |
|---|---|---|---|
| | તો તેમાં **वद्सतस** શબ્દો હોવાનું લખેલ છે.<br>અવળી-ઉજ્જૈનીનું ચિન્હ અને વર્તુળમાં મીંડું છે | | કો. એ. ઈં. ૧૨ :<br>નં. ૧૪ |
| ૬૯ | સવળી-ચૈત્ય અને સર્પ. અક્ષરો અધુરા છે. પણ **[ राज्ञ गो-तमीपुत्तस सि ] रि यज्ञ सतक-निस** વંચાય છે.<br>અવળી-ઉજ્જૈનીનું ચિહ્ન. | | કો. એ. ઈં. ૧૨ :<br>નં. ૧૨ તાંબાનો |
| ૭૦ | સવળી-ચૈત્ય છે અને નીચે નાગ છે. અને લેખમાં નં. ૬૭, ૬૮ પ્રમાણે. | નં. ૬૭, ૬૮<br>પ્રમાણે | કો. એ. ઈં. ૧૨ :<br>નં. ૧૩ (પૃ. ૧૧૦) |
| ૭૧ | સવળી-ઉભેલ ઘોડાનું મોં જમણી બાજુ, ઉપર ચંદ્ર અને લેખ **राज्ञो गोतमीपुतस सिरियज्ञ सातकनिस**<br>અવળી-ઉજ્જૈનીનું ચિહ્ન અને વર્તુળમાં મીંડું છે | ઉપર પ્રમાણે | કો. આં. રે. ૬ :<br>૧૪૮, G.P.6.<br>પૃ. ૩૮ |

(૧૪૫) હવે આંધ્રભૃત્ય નો અર્થ બરાબર સમજ પડશે, કેમકે એક વખત તેઓ નંદવંશના ભૃત્ય હોય છે અને બીજી વખતે મૌર્યવંશના હોય છે : એટલે પોતે આંધ્રપતિ તો એમને એમ કાયમ રહ્યા, પણ જેની તાબેદારી તેઓએ સ્વીકારી, તે નૃપતિઓ ફર્યા : અને તેથી જ્યારે તેઓ સ્વતંત્ર થતા ત્યારે "ભૃત્ય:" શબ્દ નીકળી જતો અને પાછા ખંડિયા ( ગણતંત્ર જેવું રાજ્ય હતું : નહીં કે એક રાજ્ય સત્તા ધારી : આ કારણને લીધે પણ ભૃત્ય : શબ્દ વપરાયો હોય ) જેવા થઇ જતા ત્યારે "ભૃત્ય:" શબ્દ જોડવામાં આવતો: પણ

| | |
|---|---|
| બિંદુસારનો સમય પણ થઇ શકે ) એટલે ચોથા આંધ્રપતિ તરીકેનો થયો ( આ ઉપરથી સમજાય છે, કે વિદિવયકુરસ તે ચોથા આંધ્રપતિનું, અને વિલિવયકુરસ તે પ્રથમ આંધ્રપતિ શ્રીમુખનું, બિરૂદ હશે. જુઓ ઉપરમાં સિક્કા નં. ૫૮ની હકીકત ) ( સમય માટે સરખાવો નં. ૭૦; તેમ નં. ૬૭ થી ૭૨ સુધીના છએ સિક્કાના સમય પરત્વે જુઓ નં. ૭૨નું લખાણ ). | |
| ચૈત્ય તે જૈન ધર્મ સૂચવે છે. અને સર્પ તે નંદવંશ છે. સવળી બાજુએ છે એટલે નંદવંશનું ઉપરીપણું બતાવે છે. અવળી બાજુ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણી છે એટલે તેની તાબેદારી સ્થિતિ સૂચવી. મતલબ કે આ સિક્કો અંધ્રપતિ બીજા ગૌતમીપુત્ર યજ્ઞશ્રી–રાણીનાગનિકાના પતિ–નો છે. અને તેનો સમય જ્યારે તે નવમાનંદનો ખંડિયો હતો, ત્યારનો છે એમ સમજવું. ( સરખાવો નીચેના નં. ૭૧–૭૨ ) | ઇ. સ. પૂ. ૩૭૨ પહેલાં નો; ૩૭૨ થી ૩૮૬ સુધીનો (જુઓ નં. ૭૨) |
| આ સિક્કો પણ થયો તો ચોથા આંધ્રપતિનો જ. પણ સવળી બાજુએ નાગ છે એટલે નંદવંશ (નાના નાગવંશને તાબે જે સમયે આંધ્ર દેશ હતો, તે સમયનો આ સિક્કો ગણવો એમ આશય છે) નું સ્વામિત્વ સ્વીકારે છે. જ્યારે નં. ૬૭, ૬૮માં કલગીવાળો ઘોડો હોવાથી મૌર્યવંશ નું સ્વામિત્વ સ્વીકાર્યું ગણાય; જેને આપણે આંધ્રભૃત્ય તરીકે[૧૪૫] ઓળખીએ છીએ. એટલે એમ થયું કે યજ્ઞશ્રી ગૌતમીપુત્રના મરણ બાદ રાણી નાગનિકાએ રાજ્યની લગામ હાથમાં લીધી કે તુરત, તેણીના કાકાજી શ્રીકૃષ્ણ વસિષ્ઠપુત્રે[૧૪૬] રાજ્ય ઝુંટવી લીધું હતું, તે સમયનો આ સિક્કો થયો; અને તે સમયે મહાનંદનું જ રાજ્ય ચાલતું હતું. એટલે આ સિક્કો માત્ર એક વરસ દિવસના ગાળામાંજ[૧૪૭] પડાયો હોય એમ થયું. ( સરખાવો સિક્કો નં. ૭૩ ) | ઇ. સ. પૂ. ૩૭૦ મ. સં. ૧૫૭ |
| બીજી બધી સ્થિતિ ઉપરના સિક્કા નં. ૬૯ પ્રમાણે સમજી લેવી. માત્ર ત્યાં સર્પ છે એટલે નંદવંશનો તે ખંડિયો બતાવાયો છે; જ્યારે અહીં, ઉભેલ ઘોડો એટલે ચંદ્રગુપ્ત મૌર્યનો ખંડિયો બતાવ્યો છે. એટલે નં. ૬૯ નો સિક્કો ઇ. સ. પૂ. ૩૭૨ નો ગણાય; અને આ નં. ૭૧ ૭૨ ઇ. સ. પૂ. ૩૭૨ પછીના કહેવાય. ( સરખાવો ઉપરનો નં. ૬૯ ) ( એટલે નં. ૬૭, ૬૮, ૭૦ આ ત્રણે, એકજ રાજાના. પણ સમયનો અનુક્રમ જુઓ, તો પ્રથમ નં. ૭૦ અને પછી ૬૭, ૬૮ જાણવા: જ્યારે નંબર ૬૯, ૭૧, એકજ રાજાના પણ ૬૭, ૬૮. ૭૦ ની પહેલાના. અને સમયના અનુક્રમમાં પ્રથમ નં. ૬૯ અને પછી | ઇ. સ. પૂ. ૩૭૧ નો જ |

વિદ્વાનોએ જે તેનો અર્થ એમ બેસાર્યો છે કે " આંધ્રપતિ । ભૃત્ય :" એમ નહીં : જુઓ પુ. ૧ પૃ. ૧૫૪ ટી. ૧૩ ; પુ. ૧ પૃ. ૩૯૦ ટી. નં. ૪૭.

(૧૪૬) જુઓ તેનું જીવન ચરિત્ર.

(૧૪૭) જુઓ તેનું જીવન ચરિત્ર.

| | | | |
|---|---|---|---|
| ૭૩ | સવળી–ઉંચી સૂંઢવાળો હાથી છે અને લેખ, **सिरी पुळुमावीस**[१४८] નો છે.<br>અવળી–ઉજ્જૈનનું ચિહ્ન, તેની ઉપર ચંદ્રાકાર, અને દરેક વલયના મધ્યે એકેક બિંદુ છે. | મધ્ય હિંદ ચંદા જીલ્લો | કો. આં. રે. પ. નં. ૯૦ પૃ. ૨૧ |
| ૭૪ | સવળી બાજુ–ત્રણ આર્કોનું ચૈત્યઃ નીચે વાંકી લીટીઓ અને લેખ **रांञा [वासिठि पुतस, सिरि] पुळुमाविस.**<br>અવળી–ઉજ્જૈનનું ચિહ્ન, અને દરેક કુંડાળામાં એકેક બિંદુ છે અને બે બે ગોળ વળય છે. | આંધ્ર દેશ કૃષ્ણા અને ગોદાવરી જીલ્લો | કો. આં. રે. પ. નં. ૮૮, ૮૯ પૃ. ૨૦ |
| ૭૫ | સવળી–ત્રણ કમાનનું ચૈત્ય, દરેક કમાનમાં મીંડું: તેની નીચે વાંકી લીટી અને લેખ–**राञो गोतमीपुतससिरिसातकनिस.**<br>અવળી–ઉજ્જૈની ચિહ્ન, ઉપર ચંદ્ર, વર્તુળાકારમાં મીંડું [ અને નહપાણના મહોરા ઉપર ફરીને ઉપરનો લેખ[૧૫૦] છપાવ્યો છે જેથી મહોરૂં ઓળખી શકાતું નથી. ] | નાશિક જીલ્લો જોગલથંબી સંગ્રહ | કો. આં. રે. ૯. નં. ૨૫૩ પૃ. ૬૮ |

(૧૪૮) જેમ ગૌતમીપુત્ર, વસિષ્ઠપુત્ર વિગેરે શબ્દો વારંવાર વપરાયા છે. તેમ પુળુમાવી શબ્દ પણ વપરાયો છે. એટલે તેને ઓળખી કાઢવા જરા મુશ્કેલ પડે છે. હજુ એટલું સારૂં છે કે પુળુમાવીની સાથે, કોઇ કોઇ વખત પહેલો, બીજો અને સંખ્યાવાચક શબ્દ પણ હોય છે.

(૧૪૯) વલયાકારમાં બિંદુ નહોતાં અને પછી થવા માંડયા, એટલે જેમ નહપાણે મહોરૂં દાખલ કર્યું છે; અને જુદી પ્રથા પાડી છે, તેમ ઉજ્જૈનના ચિહ્નમાં પણ "મીંડું" ઉમેરીને નવી ભાત પાડી હોય, એમ સમજાય છે. આ મારૂં અનુમાન છે.

(૧૫૦) આવી રીતે એક મહોરા ઉપર-કે એક પ્રકારના છાપા ઉપર-બીજી જાતની છાપ મારવાનો આ પ્રથમજ દષ્ટાંત કહી શકાય. તેમાં એવો આશય સમજી શકાય છે કે, પ્રથમ જેની છાપ હોય તેના ઉપર બીજી છાપ મારનાર વ્યક્તિ, રાજકીય નજરે પોતાની વિશિષ્ટતા બતાવવા પૂરતો હોય. અથવા અંતરની દ્વેષભરી લાગણીસૂચક પણ હોય.

(૧૫૧) રાણી બળશ્રીને બદલે જૈન સાહિત્યમાં "રાણા બળશ્રી" લખાયું છે. વિશેષ હકીકત માટે જુઓ પુ. ૪ તેનું જીવન ચરિત્ર.

| | |
|---|---|
| ૭૧, ૭૨, જાણવાઃ જ્યારે છએનો અનુક્રમ આ પ્રમાણે :-૬૯, ૭૧, ૭૨, ૭૦ અને ૬૭, ૬૮ એમ જાણવા ). | |
| નહપાણના સમય પૂર્વેનો ઠરશેઃઅને હાથી છે એટલે પ્રિયદર્શિનનો ખંડિયો ઠરે છે. એટલે સાતમો અંધ્રપતિ વસિષ્ઠ પુત્ર શાતકરણી પુળુમાવી ઠરાવી શકાય. ઉપરના સિક્કા નં. ૬૫ માફક. પણ સ્થળ જુદું છે માટે ફેરફાર પડ્યો. | ઇ. સ. પૂ. ૨૮૧ થી ૨૩૬ સુધીનો |
| ઉપરના નં. ૬૫ નોજ જો ઠરે તો, જુદા સ્થળનો હોય એમ બની શકે ખરૂંઃઅને તેથી નં. ૬૫ પશ્ચિમ હિંદનો હતો, જ્યારે આ પૂર્વ હિંદનો ગણાય. અને તે સમયે તે, પ્રિયદર્શિનને તાબે નહીં હોય એમ કહેવું પડે, કેમકે તાબે હોત તો, હાથીનું ચિહ્ન હોત; પણ તેના કરતાં વધારે સંભવિત તો એ છે કે, નં. ૧૭ મા આંધ્રપતિના સમયનો તેને કહેવો; અને વલયાકારમાં બિંદુઓ[૧૪૯] પણ છે એટલે, નહપાણના પછીના સમયનો પણ કહી શકાય છે. | ઇ. સ. પૂ. ૨૮૧ થી ૨૩૬ ?ઃ પણ વધારે સંભવિત ઇ. સ. પૂ. ૧૧૩ થી ૯૧ સુધીનો |
| ગૌતમીપુત્ર સાતકરણીનો સિક્કો છે; નહપાણ ઉપર, કે તેના વંશના નબીરા ઉપર પોતે મેળવેલ ફતેહનો (જુઓ રાણીશ્રી બળશ્રીનો[૧૫૧] નાશિકનો શિલાલેખ) પુરાવો આપે છે; સવળી બાજુ પોતાનું નામ છે, તે સ્વતંત્રતા સૂચક છે. અને અવળી બાજુ ઉજ્જૈનીનું ચિહ્ન છે, તે પોતે અવંતિપતિ બન્યાનું[૧૫૨] દેખાડી આપે છે; હવે સવાલ એ છે કે, ૧૮ મો અંધ્રપતિ સમજવો કે ૨૬ મો; અને ચૈત્ય વિગેરે બતાવે છે, કે તે જૈન ધર્મી હતો, એટલે ૧૮ નોજ સંભવે છે; કેમકે ૨૬મા થી વૈદિક ધર્મ રાજ્યધર્મ બન્યો હોય, એમ દંતકથાથી[૧૫૩] સમજાય છે ( સિક્કાના કે શિલાલેખના પુરાવા શોધવાની જરૂર ખરી ) વિશેષ અધિકાર નં. ૧૮ અંધ્રપતિના જીવન વૃત્તાંતે પુ. ૪થામાં જુઓ. | ઇ. સ. પૂ. ૧ |

(૧૫૨) મારૂં પોતાનું માનવું એમ થાય છે, કે પોતે તો અવંતિપતિ બન્યોજ નથી. પણ મૂળ નહપાણનો સિક્કો હતો; અને તે અવંતિપતિ થયો ત્યારબાદ પાડેલ એટલે, તેમાં અવંતિનું ચિહ્ન છે. બાકી આ ગૌતમીપુત્રે તો પોતે મેળવેલ ફતેહની યાદીમાં ( અથવા તે રાણીશ્રી બળશ્રીના ઉલ્લેખ પ્રમાણે, કુળને લાગેલ ખટો ધોઇ નાંખવા પૂરતો ) તેણે જે બાજુ નહપાણનો ચહેરો હતો તે બાજુ પોતાનું નામ કોતરાવ્યું અને બીજી બાજુમાં કાંઇ ખાસ વિરોધ કરવા જેવું ન લાગ્યું, બલ્કે પોતાની કીર્તિમાં વધારો થશે એમ લાગ્યું, તેથી એમને એમ રહેવા દીધું. આ અનુમાન એ ઉપરથી કરાય છે, કે આ પ્રકારના સિક્કાઓ માત્ર એવા સ્થાનેથીજ મળી આવે છે કે, જે ભૂમિ ઉપર નહપાણે રાજ્ય હકુમત ચલાવી હતી અને પાછળથી ગૌતમીપુત્રે પોતે પણ હકુમત ચલાવી છે. બાકી અવંતિ કે અન્ય પ્રદેશમાંથી જો આવા સિક્કા મળી આવ્યા હોત–અથવા મળી આવે-તો તો જરૂર તેને અવંતિપતિ તરીકે આપણે લેખવોજ રહેત. વળી અન્ય સ્થાનના આ ગૌતમી પુત્રના સિક્કા માટે જુઓ નીચેનો નં. ૭૬, ત્યાં પોતાના એકમાનીજ છાપ છે.

(૧૫૩) જુઓ તેનું જીવન ચરિત્ર.

| | | | |
|---|---|---|---|
| ૭૬ | સવળી બાજુ-મહોરૂં છે. લેખમાં **राञो गौतमी-पुतस सिरि यञ्ञ सातक निस**<br>અવળી બાજુ-ઉજ્જૈનીનું ચિહ્ન, ઉપર ચંદ્ર, ૭ આર્કાનું ચૈત્ય ઇત્યાદિ અને લેખમાં ઉપરનાજ શબ્દો પણ દક્ષિણ દેશની બ્રાહ્મિ લિપિમાં લખેલ છે. | સુરાષ્ટ્ર | કો. આં. રે. ૭. નં. E.L. અને J.B. પૃ. ૪૫ કો. એ. ઇ. ૧૨ નં ૪ |
| ૭૭ | જુઓ નં. ૫૮, ૫૯ ની હકીકત. | | કો. એ. ઇ. ૧૨ નં. ૧ તથા કો. આં. રે. ૨ નં. ૨૩ E |
| ૭૮ | ઉપરનો નં. ૫૬ જુઓ. | | કો. એ. ઈ. ૧૨ નં. ૬ કો. આં. રે. ૩ નં. ૪૭ E |
| ૭૯ | સવળી-ઉભેલો સિંહ, લેખ બરાબર ઉકેલાતો નથી પણ પ્રારંભમાં **सिरि** છે અને અંતમાં **सानिस** છે.<br>અવળી-ઉજ્જૈનીનું ચિહ્ન છે ને વર્તુળમાં મીંડું છે. | આંધ્ર દેશ કૃષ્ણા અને ગોદાવરી જીલ્લો | કો. આં. રે. ૫ નં. G. P. 2 પૃ. ૨૪ |
| ૮૦ | સવળી બાજુ-ચૈત્ય ઉપર ચંદ્ર, કમળ તથા શંખ અને નીચે વાંકી લીંટી. લેખમાં **राञो गौतमी पुतस सिरि यञ्ञ सातकनिस**.<br>અવળી બાજુ-ઉજ્જૈનીનું ચિહ્ન. | | કો. આં. રે. ૬ નં. ૧૩૨ પૃ. ૩૪ કો. એ. ઈ. ૧૨. નં. ૯. |
| ૮૧ | સવળી-બે સઢવાળું વહાણ,[૧૫૫] લેખ બરાબર ઉકેલી શકાય તેવો નથી. દેખીતી રીતે 'સિરિ પુળુમાવિસનો' હશે.<br>અવળી બાજુમાં-ઉજ્જૈનીનું ચિન્હ. | કારો માંડલ કિનારો | કો. આં. રે. ૫. નં. ૯૫ પૃ. ૨૨ |

(૧૫૫) ઉપર નં. ૧૫૨ ની ટીકા જુઓ એટલે નં. ૭૫ અને ૭૬ ના સિક્કાના તફાવત માલૂમ પડશે.

| | |
|---|---|
| મહોરૂં છે તે બતાવે છે, કે રાજા નહપાણનો સમસમયી છે અથવા તે અરસાના સમયનો છે. હાથી નથી એટલે પ્રિયદર્શિનના સમયનો નથીજ. અને સ્થાન સુરાષ્ટ્રનું[૧૫૫] છે એટલે, નં. ૧૮ અંધ્રપતિ ગૌતમીપુત્ર ઠરશે. ( અવળી બાજુની છાપ એવી રીતે ફરીને મારી છે કે લેખના અક્ષરો J. B. માં બરાબર વંચાતા પણ નથી ) કદાચ નં. ૨૬ મો પણ હોય, કેમકે તેણે નહપાણના સિક્કા ઉપર ફરીને પોતાની છાપ મારીને સિક્કા ચલાવેલ છે.<br><br>જે બાજુ કો. એ. ઈ. માં સવળી છે તે કો. આં. રે. માં અવળી લખી છેઃ તેટલા ફેરફાર સિવાય બીજું બધું બરાબર છે. | ઇ. સ. ૬૨ થી થી ૮૪ સુધી |
| વસિષ્ઠપુત્ર પુલુમાવિનો હશે એમ અનુમાન કરાય છે. ૧૭ મા આંધ્રપતિનો થયો કહેવાય. જ્યારે ભૂમક મહાક્ષત્રપ હતો. પણ અવંતિપતિ નહોતો, તેમજ નહપાણ અવંતિપતિ ( રાજાનું બિરૂદ ધારણ કર્યું તે સમય ) બન્યો, તે પહેલાંનો અંદાજ ગણાય. અને તે વખતે અંધ્રપતિ સ્વતંત્ર હતા. | ઇ. સ. પૂ. ૧૧૭ થી ૧૧૦ સુધી |
| સવળી બાજુ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી લખ્યું છે એટલે તે સ્વતંત્ર થયો. હવે જો તે બીજો આંધ્રપતિ ઠરે, તો તેનો સમય ઇ. સ. પૂ. ૪૦૩ થી ૩૯૦ ઠરી શકે; અને છઠ્ઠો આંધ્રપતિ ઠરાવાય, તો પછી સિક્કાનો સમય ઇ. સ. પૂ. ૨૯૯ થી ૨૮૫ સુધીના ૧૪ વર્ષના ગાળાનો ઠરાવી શકાય. | ઈ. સ. પૂ. ૨૯૯ થી ૨૮૫=૧૪ વર્ષ નો ગાળો |
| મી. ઇલીયટનું એમ માનવું છે કે, જે કુરૂમ્બરો અથવા પલ્લવાઝ જાતના રાજાઓ, કોરોમાંડલ કિનારાના ભૂપતિઓ હતા તેમના સમયનો છેઃ જ્યારે મારો અનુમાન એમ છે કે, અંધ્રપતિનોજ છે અને તેમનું રાજ્ય પણ કોરોમાંડલ ઉપર હતું જ, પણ સવાલ એ છે કે, સાતમાનો પણ ગણાય તેમ છે. અને ૧૭ મા અથવા ૨૭ મા આંધ્રપતિનો પણ કહી શકાય તેમ છેઃ જો કયાંય હાથીનું ચિહ્ન હોત તો તો, સાતમોજ ઠરત. એટલે હવે, જૂનોજ સિક્કો છે કે નવો, તેટલું જોવું રહે છેઃ જૂનો હોય તો સાતમા આંધ્રપતિનો ઠરેઃ અને નવો હોય તો, ૧૭ માનો કે ૨૭ માનો ઠરાવી શકાય. વધારે સંભવ ૨૭ માનો છે. | ઇ. સ. ૧૦૦ |

(૧૫૫) જેમ કેટલાંક ચિહ્નો સ્થાનિક વિશિષ્ટતાસૂચક છે ( જુઓ ઉપરમાં પૃ. ૬૧ અને આગળ. ) તેમ આ સિક્કો પણ દરિયાઇ સંબંધ સૂચવનારાં સ્થાનિક ચિહ્નરૂપે સમજવાં.

| | | | |
|---|---|---|---|
| ૮૨-૮૩ | સવળી-જમણી બાજુએ કૂદકા મારતો સિંહ, તેના ઉપર સ્વસ્તિકઃ ચતુષ્કોણ આકારે ટપકાં બ્રાહ્મિભાષામાં લેખ ઉંધા અક્ષરે છે અને ચેરાઇ ગયેલ છે. ( **राज्ञो सातकनिस** ).<br>અવળી-ઉજ્જૈનીનું ચિહ્ન, તેની ઉપરમાં નંદિપદ, જમણી બાજુ વૃક્ષ અને ચતુષ્કોણ આકારે ટપકાં. | | કો. આં. રે. ૧ નં. ૯ અને ૧૧ પૃ. ૪ ( પોટીન ) |
| ૮૪ | સવળી-ત્રણ આર્કોનું ચૈત્ય, નીચે વાંકી લીટી, અને લેખમાં **राञा वासिठपुतस सिवसिरि सातकनिस.**<br>અવળી-ઉજ્જૈનીનું ચિહ્ન છે. અને દરેક વર્તુળને બે કુંડાળાં છે તથા અંદર મીંડુ પણ છે. | આંધ્રદેશ કૃષ્ણા અને ગોદાવરી જીલ્લો | કો. આ રે. ૫ નં. ૧૧૫ પૃ. ૨૯ |
| ૮૫ | સવળી-જમણી બાજુએ, મુગટ સહિત રાજાનું મહોરૂં: તથા અશુદ્ધ ગ્રીક ભાષામાં Khoranon Zaoou Kozola આ પ્રમાણે શબ્દો છે.<br>અવળી-જમણી બાજુ ખુરશી ઉપર રાજા બેઠેલ છે તેની પૂંઠે ખરોષ્ઠી ભાષામાં લેખ છે. " Kaphasasa Sachadhrana Thitasa Keishanasa yiiasa ( coin ) of Kapsha, chief of the Kushanas, steadfast in the true law. | | કો. ઈ બ્રા. ૫૮ નં. ૨ આકૃ. ૧ ( તાંબાનો ) |
| ૮૬ | સવળી-પલોંઠીવાળી રાજા બેઠો છે: માથે કલગીવાળો મુગટ છે જમણા હાથમાં વજ્ર છે. ડાબી બાજુ અક્ષરો છે. ગ્રીક ભાષામાં Basileus Ooemo Kadaphises.<br>અવળી-પોઠીઆની પાસે તેજ મારતા શિવની મૂર્તિ (?) જમણા હાથમાં ત્રિશુળ, ડાબી બાજુ અક્ષરો ખરોષ્ઠીમાં Maharajasa Rajadhirajasa sarvaloga isvarasa Mahisvarasa Vima Kathphisasa tradara ( coin ) of the great king, the king of kings lord | | કો. ઇ. બ્રા. ૫૮ ૨ આકૃ ૩ (સોનાનો છે) |

| | |
|---|---|
| ઉપરના સિક્કા નં. ૩૮, ૩૯ સરખાવો; તે બન્ને ગોળાકારે છે, અને આ બે ચોખંડા છે. ત્યાં નામ નથી, અહીં નામ છેઃ એટલે જે નં. ૩૮, ૩૯ ગોળ છે તે, ગર્દભીલના સંભવે છે અને ચોખંડા છે તે ગર્દભીલના તાબે અંધ્રવંશીના હોય કે ગર્દભીલ વંશીને હરાવીને તુરતમાં જે શાતકરણી અવંતિપતિ બની બેઠો હતો તેના હોય. | ઈ. સ. પૂ. ૬૦થી ઈ. સ. ૩ સુધીના |
| વર્તુળમાં મીંડુ છે એટલે નહપાણના સમય પહેલાનો અને વસિષ્ઠ પુત્ર છે એટલે ૧૭મો આંધ્રપતિ થયો. ૨૫ મો આંધ્રપતિ પણ ઠરી શકે. પણ તે સમયે ગણતંત્રનો નાશ થઈ ગયો હતો, એટલે ખંડિયાપણું હોવા છતાં, સ્વતંત્રતાનો નાશ થઈ ગયેલ ગણાય, જેથી નં. ૧૭ મા આંધ્રપતિનોજ આ સિક્કો ઠરે છે. | ZDMG ૧૯૦૨ ના મત પ્રમાણે ઈ.સ. ૧૭૦ : મારા મત પ્રમાણે ઈ. સ. પૂ. ૧૨૭ થી ૧૧૦ સુધીનો |
| હકીકત સ્પષ્ટ છે, સમજાય તેવી છે, એટલે વિવેચનની જરૂર નથી. કડફસીઝ પહેલાનો છે. | સમયના આંક માટે ચોથા ભાગે તે વંશનો ઇતિહાસ જુઓ |
| વીમા કડફીસીઝ અથવા કડફીસીઝ બીજાનો સિક્કો છે. | સદર |

| | | | |
|---|---|---|---|
| | of the world, the mahesvar wima kathaphisis, the defender. | | |
| ૮૭ | (સવળી) તેજવાન રાજા ડાબી બાજુ મોં કરીને ઉભો છે. ડાબા હાથમાં ભાલો તથા ગ્રીક ભાષામાં Shaonaoshas Kaneshki Koshano (coin) of the king of kings Kanishka the Kushan.<br>(અવળી) બુદ્ધપુરૂષ, ડાબા હાથમાં ઝોળી લઇને ઉભો છે જમણી બાજુ કાંઇક ચિહ્ન છે ડાબી બાજુ ગ્રીક ભાષામાં Buddha શબ્દ છે. | | કો. ઈ. બ્રા. પટ ૨ આકૃ. ૪ (સોનાનો છે) |
| ૮૮ | સવળી—નં. ૮૭ પ્રમાણે પણ રાજાએ બખતર પહેર્યું છે. અને નામમાં Bosodeo લખ્યું છે.<br>અવળી—નંદી સાથે, અનેક મોં વાળા શિવ ઉભા છે ડાબા હાથમા ત્રિશુળ છે. જમણી બાજુ શબ્દો છે ડાબી બાજુ oesho અક્ષરો છે. | | કો. ઈ. બ્રા. પટ ૨ આ. નં. ૯ (સોનાનો છે) |
| ૮૯ | સવળી—નં. ૮૭ ની માફક લેખ, પણ Shao Kaneshki શબ્દો છે.<br>અવળી—નમ અને તેજસ્વી, ડાબી બાજુ દોડી જતા વાયુદેવઃ ડાબી બાજુ ચિહ્ન છેઃ જમણી બાજુ oado શબ્દો છે. | | કો. ઈ. બ્રા. પટ ૨ આકૃ. નં. ૬ (તાંબાનો છે) |
| ૯૦ | સવળી—પલાંઠી વાળીને રાજા બેસેલ છે. મોં ડાબી બાજુ છે. ડાબા હાથમાં લાકડી છે. જમણા હાથમાં રાજદંડ છે. અને નં. ૮૭ પ્રમાણે લેખના શબ્દો છે. પણ oēshki શબ્દ લખેલ છે.<br>અવળી—દાઢીવાળો યોધ્ધો, એક હાથમાં સિંહ-ચર્મ અને ડાંગ છે તથા ડાબા હાથમાં કાંઇક ફળ છેઃ ડાબી બાજુ અક્ષરો છે જમણી બાજુ Herakelo શબ્દ લખ્યા છે. | | કો. ઇ. બ્રા. પટ ૨ આકૃ. નં ૮ (સોનાનો છે) |

| | |
|---|---|
| કનિષ્ક પહેલાનો છે. | સદર |
| વાસુદેવનો સિક્કાનો છે. | સદર |
| કનિષ્ક બીજાનો સિક્કો છે. | સદર |
| હુવિષ્કનો સિક્કો છે. | સદર |

# વધુ પ્રકાશ

સિક્કાને લગતો આ પરિચ્છેદ છાપખાને જવાની તૈયારીમાં હતો તે અરસામાં જરનલ ઓફ ધી બિહાર એન્ડ ઓરિસ્સા રીસર્ચ સોસાઇટી પુ૦ ૨૦ અંક ૩-૪ ( ૧૯૩૪ સપ્ટેંબર-ડીસેમ્બર ) મારા વાંચવામાં આવ્યો. તેના પૃ૦ ૨૭૯ થી ૩૦૮ સુધી 'અર્લી સાઇન્ડ કૉઇન્સ ઓફ ઇન્ડીઆ' ( Early signed coins of India )ના શિર્ષકથી પંડિત જયસ્વાલજીએ એક નિબંધ લખ્યો છે. તેમાં મૌર્ય-વંશના અને શુંગવંશના કેટલાક સિક્કા ઉપર અભ્યાસપૂર્ણ અને અત્યાર સુધી પ્રસિદ્ધ નહીં થયેલ તેવી હકીકત બહાર પાડી સરસ પ્રકાશ પાડેલ છે. તે વાંચતાં અતિ આનંદ પ્રાપ્ત થયો. કેમકે, જે સઘળી હકીકત મેં સ્વમતિઅનુસાર સંશોધિત કરીને લગભગ ત્રણ ચાર વર્ષ ઉપર લખી રાખી હતી, તેને આ પ્રમાણે અણધારી રીતે પંડિતજી જેવા નિષ્ણાત પુરૂષની લેખિનીથી સમર્થન મળી રહ્યું છે. તેમાંનું વિવેચન નીચે ત્રણ ચાર સિક્કા સંબંધી ચિત્રો આપી ઉપરની ૯૦ સિક્કાની પદ્ધતિ પ્રમાણે જો કે વર્ણનના રૂપમાં આપ્યું છે : પણ તે સિવાય જે કેટલીક બાબત ઉપયોગી લાગી તે અત્રે રજુ કરૂં છું.

**પહેલી**:-જે સિક્કાનો આંક આપણે અહીં નં. ૯૩ આપ્યો છે તે બાબતમાં પંડિતજી પોતાના વિચાર જણાવતાં લખે છે કે,[1] I take the head to be that of the king, not of a Demon ( Cunningham & Smith ). I find no protruding tongue but a toothless mouth and a smiling face on the C.A.I. coin. The face there is of an old man of about 70 or above=કો. એ. ઇંના સિક્કામાં જે શિર છે તે રાજાનું મહોરૂં હોવાનું હું માનું છું. પણ (મિ. કનિંગહામ અને મિ. સ્મિથની ધારણા પ્રમાણે ) તે રાક્ષસનો ચહેરો નથી. દાંત વિનાના મહોંમાંથી જીભ બહાર નીકળતી હોય એમ દેખાય છે. અને તેનો ચહેરો હસતો છે. આશરે ૭૦ વર્ષના વૃદ્ધ[2] પુરૂષનો તે ચહેરો લાગે છે. આ પ્રમાણે તેમનું માનવું થયું છે. આજ પ્રકારના બીજા સિક્કા ઉપરનો લેખ ઉકેલતાં તેમાં સુભાગસે-શબ્દ હોવાથી, આ બન્ને સિક્કાને તેમણે રાજા સુભાગસેનના[3] ઠરાવ્યા છે. વળી આગળ જતાં પૃ ૨૮૪ ઉપર તેના સંબંધમાં લખે છે કે "He is to be identified with a Maurya prince in the neighbourhood of Gandhar-This Maurya prince was probably the ruler of Kashmir, who is named Jaloka in in the history of Kashmir"-તેને (સુભાગસેનને ) ગાંધારની નજીકના પ્રદેશવાળા મૌર્ય રાજકુમાર તરીકે ઓળખવો રહે છે અને, જેને કાશ્મિરના ઇતિહાસમાં જાલોક તરીકે ઓળખાવ્યો છે તેજ સોવસા આ મૌર્યરાજકુમાર છે." આ વાક્યના ઉલ્લેખ ઉપર અત્ર ખાસ ધ્યાન ખેંચવાનું પ્રયોજન તો એ છે કે, કુમાર સુભાગસેનને પંડિતજીએ પણ મૌર્યવંશી હોવાનું ધાર્યું છે. બાકી જાલોક (જાલૌક) અને કાશ્મિર સંબંધી વિગતો આપણે આગળ ઉપર[4] જણાવવાની છે એટલે અહીં તેની ચર્ચામાં ઉતરવાપણું રહેતું નથી.

(૧) જુઓ મજકુર પુસ્તક, પૃ. ૨૮૩

(૨) આ હકીકત અને મેં તૈયાર કરેલી હકીકત એક બીજાને કેટલી મળતી આવે છે, તે પુ. ૩ની આદિમાં સુભાગસેનના વૃત્તાંતથી જોઇ શકાશે.

(૩) ઉપરની ટીકા નં. ૨ જુઓ.

(૪) સુભાગસેનની હકીકત પુ. ૩ની આદિમાં

**બીજી**:—નં. ૯૧ અને ૯૨ના સિક્કામાં પોલા સ્વસ્તિકની વાત કરીને, ચૈત્ય અને તેના ઉપર ચંદ્ર હોવાની હકીકત જણાવી છે. આમાંથી "પોલા સ્વસ્તિક" વિષેની સમજૂતિ તો મેં તે સિક્કાના વર્ણનમાં જ કરવાનું યોગ્ય ધાર્યું છે, કેમકે તે માત્ર તેટલા સિક્કા પરત્વેના સંબંધની જ છે, જ્યારે "ચૈત્ય અને તેના ઉપર ચંદ્ર"–"Moon on the hill" વાળા શબ્દો આખા મૌર્યવંશને[૫] લગતા છે. તેથી તે સિક્કાના વર્ણન કરતાં વિશેષ મહત્ત્વના હોઇ અત્ર તેનું વિવેચન કરવા ધારૂં છું. પંડિતજી પૃ. ૨૮૪માં જણાવે છે કે "Moon on the hill (The most prominent Maurya-symbol)"–"ચૈત્ય ઉપર ચંદ્ર હોય તે મૌર્યવંશનાં સૌથી મહત્ત્વનાં સાંકેતિક ચિહ્નો છે." આ વિચાર તેમણે આખા નિબંધમાં અનેક વાર દર્શાવ્યો છે. કહેવાની મતલબ એ છે કે, "ચૈત્ય અને તેના ઉપરનો ચંદ્ર," તે મૌર્યવંશી સમ્રાટોએ ખાસ પોતાનાં ચિહ્ન તરીકે લેખાવ્યાં છે. અને આ કથનની ખાત્રી આપણને તે વંશના અનેક સિક્કાઓ (આ પ્રકરણમાં જેટલા જેટલા સિક્કા મૌર્યવંશના ઓળખાવી ચૂક્યા છે તે) જોવાથી મળી રહે છે. વળી આ ચિહ્નો જૈનધર્મનાં હોવાનું પણ સાબિત થાય છે,[૬] કેમ કે મૌર્યવંશી સઘળા સમ્રાટો–અશોક વર્ધન[૭] સિવાય, જોકે પ્રથમતો તે પણ જૈનધર્મીજ હતો પણ પાછળથી બૌદ્ધ ધર્મી થયો હતો,[૮]–તે જૈનધર્મ પાળનારા જ હતા.

જોકે દરેક વંશના રાજવીઓએ કોઇને કોઇ ધર્મ ચિહ્ન મનપસંદ રીતે ગોઠવ્યું છે, છતાં કહેવું પડશે કે, મૌર્યવંશી સમ્રાટોએ તે ગોઠવવામાં કાંઇ વિશિષ્ટ હેતુ ધ્યાનમાં રાખીને જ કામ લીધું છે. પછી તે તેમનામાં વિશેષ દઢપણે રહેલી ધર્મભાવનાને લીધે હોય, કે તેમની ધાર્મિક દોરવણી કરનાર ગુરૂકૃપા તરફનું ફળ હોય, તે કળી કાઢવું મુશ્કેલ છે. પણ તે ચિહ્ન પ્રથમપણે કોતરાવનાર, તે વંશના આદિપુરૂષ ચંદ્રગુપ્તને માનવો રહે છે; અને તેની ધર્મભાવનાનો[૯] ઇતિહાસ વિચારાય, તો તેનામાં તેવા પ્રકારના સંસ્કાર રેડનાર તેમના ગુરૂશ્રી ભદ્રબાહુસ્વામીને[૧૦] ગણવા જોઇએ : અને આ ગુરૂમહારાજનું પદ, જૈન જગતમાં જે પ્રમાણે મનાતું રહ્યું છે, તે સ્થિતિનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે તો એમ તુરત નજરમાંજ ઉતરી જાય છે, કે તે મહાત્માગુરૂમહારાજનો હાથ તે ચિહ્નની પસંદગી કરવામાં જરૂર હોવો જ જોઇએ.

તેનો અર્થ શું થાય છે તેનો ખ્યાલ, ધારૂં છું કે હાલની જૈનપ્રજાને બરાબર હશે તો ખરોજ, છતાં

---

આવશે. જ્યારે જાલૌકની હકીકત, જો આ પુસ્તકનું કદ મોટું નહીં થઇ જાય, તો અંતે પરિશિષ્ટોમાં આવશે, નહી તો તેનો ઉલ્લેખ પણ પુ. ૩ની આદિમાં આવશે.

(૫) વંશદર્શક ચિહ્ન તો "ઘોડા ઉપર કલગી" છે (જુઓ સિક્કા નં. ૭૧, ૭૨.) પણ આ Moon on the hill તે આ વંશના રાજાઓએ પોતાના ધાર્મિક ચિહ્ન તરીકે પસંદ કર્યું છે. (ચષ્ઠણ વંશી ક્ષત્રપોનાં ધાર્મિક ચિન્હ સાથે સરખાવો.)

(૬) જુઓ પૃ. ૫૭ થી ૬૦ સુધીનું વર્ણન તથા પૃ. ૩૭ થી ૪૫ સુધીમાં જે ત્રણેક ડઝન પ્રશ્ન કર્યા છે તેના ઉત્તર મેળવવામાં આ સર્વ ચિહ્નોનો ઉપયોગ કરો.

(૭-૮) આ હકીકત સમ્રાટ અશોકના વર્ણનમાં ચર્ચવામાં આવશે.

(૯) તેમણે જૈન દીક્ષા લીધી છે તે સુપ્રસિદ્ધ છે: વળી આ વિષય તેના જીવનચરિત્રે જોઇશું. આ ઉપરથી તેની ધર્મભાવનાનું માપ કાઢી શકાશે.

(૧૦) દક્ષિણના શ્રવણ બેલગોલ તીર્થે જે પ્રચંડ કાય મૂર્તિ છે તે ગોમટ સ્વામિ ઉર્ફે શ્રી ભદ્રબાહુ સ્વામિની ગણાય છે. વળી વિશેષ સમજૂતિ સમ્રાટ ચંદ્રગુપ્તના વર્ણનમાંથી મળી આવશે. શ્રી મહાવીરની કેટલામી પાટે તે થયા છે તે માટે પૃ. ૩૨ની ટીકા નં. ૧૨૬ જુઓ: આ શ્રી ભદ્રબાહુને જૈન લોકો છેલ્લા શ્રુત

હોય કે ન હોય, તો પણ ઇતર પ્રજાને–જ્ઞાનવૃદ્ધિ ખાતર, જણાવવાની જરૂર છેજ. કેમકે આવા પ્રશ્નો ઇન્ડીઅન એંટીકવેરી જેવા સર્વસામાન્ય પુસ્તકોમાં પણ, ઉલટભેર અને ખૂબ ઝીણવટથી ચર્ચાયા કરેછે.

દરેક જૈન પોતાના ઇષ્ટ દેવમંદિરે દર્શનાર્થે દિવસભરમાં એક વખત જવાના વિચારનો હોય છે, અને દિવસવેળાએ જો જાય છે તો મંદિરમાં જઇ લાકડાના એક બાજોઠ ઉપર, અક્ષત[૧૧] ચોખાવડે પ્રથમ સ્વસ્તિક બનાવી, તે ઉપર ત્રણ ઢગલી કરી, સૌથી ઉપર ચંદ્રાકાર જેવી નિશાની[૧૨] કરે છેઃ આમ કરવાનું રહસ્ય પણ છે. સ્વસ્તિકનો અર્થ (જુઓ પૃ ૫૮) સમજાવી ગયા છીએ કે, તેના ચાર મોટા પાંખા તે, જીવની ચાર ગતિ સૂચક છે. અને નાની લીટીઓ તે તેનું બંધન છે. અને ગતિ દર્શક ચારે લીટીનું સંગમ જે છે, ત્યાંથી પકડીને જો તે આકૃતિને ફેરવીએ તો સંસારનું ચક્ર ઘટમાળ પેઠે ફરતું છે એમ સમજૂતિ આપે છે. હવે સ્વસ્તિકની ઉપર જે ત્રણ ઢગલીઓ છે તે–જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપી રત્નત્રય છેઃ અને જે સૌથી ટોંચે ચંદ્રાકાર છે, તેને સિદ્ધશિલા[૧૩]મોક્ષ-મુક્તિનું સ્થાન કહે છે. એટલે આખી આકૃતિનું રહસ્ય એમ થાય છે કે, "સંસારની ચાર ગતિમાંથી, રત્નત્રયવડે, મારા જીવનો ઉદ્ધાર થઇને હું મુક્તિસ્થાનને પામું" આવી ઇચ્છા તે આકૃતિ રચનાર માણસ, પોતાના ઇષ્ટદેવ પાસે પ્રાર્થનારૂપે મૂક ભાવે વ્યક્ત કરે છે. આ પ્રમાણે બીજી બાબતની સમજૂતિ થઇ.

**ત્રીજીઃ**—વળી પંડિતજીએ ચર્ચા કરતાં પૃ. ૨૮૫ માં જણાવ્યું છે કે–" The occurrence of elephant which is almost a constant emblem on Maurya coins"= હાથીનું ચિત્ર મૌર્યવંશી સિક્કાઓ ઉપર હમેશનાં ચિહ્ન તરીકે છે. "એટલે કે, જેમ ઉપરના વર્ણનમાં

કેવળી તરીકે ઓળખે છે, અને તેમનું સ્થાન જૈન ધર્મના [illegible]ીરકાની પ્રજામાં ઘણું ઉંચું ગણાય છે

(૧૧) અક્ષત=જેની ક્ષતિ થયેલ નથી, એટલે અખંડ. ખંડિત નહી તેવા, ખરી રીતે જે ચોખાવડે આ આકૃતિ કરવાની છે તે અખંડીત ચોખા જોઇએ, પણ તેવા ચોખા છૂટા પાડવા મુશ્કેલ થઇ પડે, માટે હવે ચોખાનેજ – અક્ષત નામ આપી પોતાનું કાર્ય સિદ્ધ થઇ શકે એવી ગણત્રીએ કામ લેવાનું રહ્યું છે. જેમ અક્ષત ચોખાથી કામ લેવાનું છે, તેમ અક્ષત પદ ( જે સ્થાનેથી પાછી ક્ષતિ થવાની નથી એટલે જીવને–આ માને આ સંસારમાં જન્મ મરણના ચકાવામાં ફરીને પાછું પડવાનું નથી, તેવું સ્થાન તે અક્ષત પદ અથવા મોક્ષ)ની ઇચ્છા વ્યકત કરવાની ભાવના પણ તેમાં રહેલી છે.

(૧૨) આ બધાના ભાવાર્થ માટે ઉપર પૃ. ૫૬ થી ૬૦ જુઓ.

(૧૩) જે જીવો મુકિતને પામ્યા છે તેને જૈન

| | | | |
|---|---|---|---|
| ૯૧ | જ. બી. ઓ. રી. સો. પુ. ૨૦ આંક ૩૪ માં કેટલાક સિક્કાના ચિત્રો છે તેમાં પટ ૧ માં આકૃતિ નં. ૫ અને ૬ | ઉપરમાં સિક્કો નં. ૩ કો. એ. ઇ. ૨ નં. ૨૦ જ. બી. ઓ. રી. સો. ૧ નં. ૫૬ | |

(૧૫) મૌર્ય સમ્રાટ સંપ્રતિનું બીજુ નામ શું હતું અને ઇતિહાસમાં કયા નામથી તે પ્રસિદ્ધ થયો છે તે હકીકત માટે સમ્રાટ પ્રિયદર્શિનનું વૃત્તાંત જુઓ.

પહેલી અને બીજી ઉપયોગી બાબત તરીકે, ધાર્મિક ચિહ્નોમાં–Moon on the hill અને ઘોડા ઉપર કલગીને–મૌર્યવંશી ચિહ્નો આપણે બતાવી ચૂકયા છે, તેમ તેમણે વળી હાથીને પણ મૌર્યવંશના સિક્કાનું ત્રીજું ચિહ્ન લેખવ્યું છે. પણ હાથી જોકે મૌર્યવંશી ચિહ્ન છે ખરૂં. છતાં તે આખા વંશનું નથી જ; તે તો માત્ર સમ્રાટ પ્રિયદર્શિન પૂરતુંજ છે તે આપણે તેના સિક્કાની સમજૂતિ આપતાં સમજાવી ગયા છીએ. આ સ્થાને તેનો ઉલ્લેખ મારે એક ઉપયોગી બાબત તરીકે જે કરવો પડયો છે, તેમાં મુખ્ય મતલબ એ છે કે, વિદ્વાનોએ "હાથીના ચિહ્ન"ની માર્મિકતા અત્યાર સુધી પીછાનીજ નથી. તેની પ્રથમ જાહેરાત કરનાર તરીકે પંડિતજીનુંજ નામ ગણવું પડશે. જો કે તે જાહેરાત આજ છ વર્ષથી હું તો કરતો રહું છું.[૧૪] આ ઉપરથી વાચકને ખાત્રી મળશે કે, હાથીનું ચિહ્ન તે મૌર્યવંશના સમ્રાટ પ્રિયદર્શિનનું છે.

**ચોથો:**—જો કે પંડિતજીએ તો "Hollow-cross ( probably meaning all-India empire ) the moon-on-the hill and swastika" એમ કરીનેજ મજકુર પુસ્તકના પૃ. ૨૮૫ માં જણાવ્યું છે ( જુઓ નિચે સિક્કા નં. ૯૧–૯૨ ) પણ મારે જણાવવાનું કે, પેલો કે નક્કર સ્વસ્તિક હોય, કે પછી અડધો ( આડી નાની લીટી ન દોરી હોય તેવો ) હોય, કે આખો હોય, પણ મૌર્યવંશી સિક્કા ઉપર છે, એટલે તેને જૈન ધર્મનાં એક ચિહ્ન તરીકે લેખવોજ રહે છેઃ ( અને આપણે ઉપર પૃ. ૫૮ તેજ હકીકત પ્રતિપાદન કરેલી છે. )

આ પ્રમાણે ચાર નવીન હકીકતો રજુ કરી છે. હવે તે સિક્કાઓને લગતું વર્ણન આપું છું.

સંપ્રદાયમાં "સિદ્ધ" કહેવાય છે. તેમની માન્યતા પ્રમાણે, ત્યાં એક શિલા હોય છે તેને આશ્રીને આજીવો રહેલા છે: એટલે તે સ્થાનને સિદ્ધશિલા=મોક્ષ કહેવાય છે.

(૧૪) લાહોર મુકામે ઇ. સ. ૧૯૨૮માં ભરાયલી ઓલ ઇન્ડીયા ઓરીએંટલ ફીફથ કોન્ફરન્સ વખતે, પદચ્યુત મહારાજા અશોક=Emperor Asoka dislodged નામનો મેં નિબંધ લખેલ છે તે જુઓ: આ સમય પછી થોડાજ વખતે, ગુજરાતમાં નડીયાદ મુકામે "નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ" મળી હતી, તેમાં પણ ઉપરનો નિબંધ રજુ કર્યો હતો. વળી તે બાદ થોડા સમયે, ભાવનગરથી પ્રગટ થતા "જૈન" પત્રના રૌપ્ય મહોત્સવ અંકમાં પણ તે લેખ આપ્યો છે. તેમ હાલમાંજ કાશી શહેરથી પ્રગટ થતી "નાગરી પ્રચારિણી સભા"ની પત્રિકાના, સં. ૧૯૯૧ના શ્રાવણ માસના અંકમાં પૃ. ૧ થી ૬૭ સુધી ઉજૈનના કોઇ પં. સૂર્યનારાયણ વ્યાસે તે આખા લેખનો ( મારી પરવાનગી વિના કે ઉપકાર દર્શાવ્યા સિવાય ) હિંદીમાં અનુવાદ કરી બહાર પાડયો છે.

ઇ. સ. પૂ. ૨૮૯ થી ૨૩૬ સુધીના તેમાં પણ ખાસ કરીને ઇ. સ. પૂ. ૨૮૨ થી ૨૬૬ સુધીના

જ્યારે શબ્દો માલૂમ પડયા છે અને તેનો ઉકેલ કરાયો છે, ત્યારે તેના કર્તા વિશે હવે શંકા રહેતી જ નથી. તેમ તે સિક્કા ઉપર સ્વસ્તિક, ચૈત્ય અને ચંદ્રના ચિહ્નો છે એટલે તે આ સિક્કાથી પણ સાબિત થઇ શકે છે, કે તે રાજા સંપ્રતિના[૧૫] જ છે. અને તે જૈન ધર્મી[૧૬] હોવાથી તે ચિહ્નો પણ જૈનધર્મનાં જ છે, એમ આસાનીથી કહી શકાશે,[૧૭]

નં. ૬ વાળો સિક્કો જેને અહી આપણે નં. ૯૧ આપ્યો છે, તેમાં એક પોલો

(૧૬) તેનો ધર્મ શું હતો તે માટે સમ્રાટ પ્રિયદર્શિનનું વૃત્તાંત જુઓ.

(૧૭) આ ચિહ્નો જૈન ધર્મનાં છે તે માટે ઉપર પૃ. ૫૫ થી આગળનું વર્ણન જુઓ. તથા સિક્કા નં. ૯૦–૯૧

| | | | |
|---|---|---|---|
| | નં. ૫ માં સવળી-[रा] ञो संप્ર / અવળી-मौर्य / નં. ૬ માં સવળી-सवतिस / અવળી-मौर्य — ઉપરાંત બન્નેમાં સ્વસ્તિક ચૈત્ય અને ઉપર ચંદ્ર પણ છે. | | |
| ૯૨ | સવળી-ચૈત્ય અને બોધિવૃક્ષની વચ્ચે હાથી, તેના બન્ને કાન, માથાની બે બાજુ પથરાઇ રહ્યા છે. વચ્ચે સૂંઢ અને બે બાજુ દાંત લાંબા બતાવેલ છે: વળી હાથીના ચાર પગ પણ દર્શાવેલ છે: પોલો સ્વસ્તિક, ચૈત્ય અને ચંદ્ર. અવળી-કલગીવાળો ઘોડો: ચૈત્ય વિગેરે: અને લેખમાં हत्थार [ थ ] | કો. એ. ઇ ૩ નં. ૫. પૃ. ૬૨ જ. બી. ઓ. રી. સો. ૧ નં. ૧ | |
| ૯૩ | સવળી-કાન, નાક અને આંખ સાથે ચહેરો છે: રાક્ષસનું[૩૦] માથું હોવા સંભવ છે. કેમકે મોંમાંથી જીભ બહાર નીકળતી દેખાય છે અને તે બૌદ્ધ ધર્મનો વિરોધી હોવા સંભવ છે: માથા ઉપર કાંઇક અક્ષરો છે પણ ઉકેલી શકાતા નથી. અવળી-બોધી વૃક્ષ અને બન્ને બાજુ ચૈત્ય. | કો. એ. ઇ. ૩ નં. ૭ પૃ. ૬૩ જ. બી. ઓ. રી. સો. ૧ નં. ૭ | |

વચ્ચેની વધુ પ્રકાશવાળું વર્ણન જુઓ.

(૧૮) ઉપરમાં વધુ પ્રકાશવાળું વર્ણન જુઓ.

(૧૯) "જૈન સાહિત્ય" શબ્દ એટલા માટે અહીં દર્શાવ્યો છે કે આ સિક્કો સમ્રાટ સંપ્રતિનો છે અને પોતે જૈન ધર્માનુયાયી હતો, એટલે તેણે પોતાની માન્યતા પ્રમાણે અર્થ સમજીને તે ચિહ્ન કોતરાવ્યાં હોય: (જુઓ ટી. ૧૬).

(૨૦) જુઓ ક. સુ. સૂ. ટી. પૃ. ૧૮.

(૨૧) આ વિષય ભૂગોળનો છે તેમજ તે વિષેની જૈન માન્યતા સંબંધીનો છે. એટલે તેનો પરિચય અસંગત ગણાય તેથી લખીશું નહીં માત્ર ટૂંકમાં તેનો ખ્યાલ આપી દીધો છે.

(૨૨) સિક્કામાં ચક્રવર્તીપણાનું સૂચન છે: અને તેવી પદવી તેણે પોતાનો રાજ્યાભિષેક થયા પછી નવમા વર્ષ બાદ પ્રાપ્ત કરી હતી. અથવા તેણે રાજ્યાભિષેક બાદ ૨૬ વર્ષ સુધીમાં સર્વે શિલા અને ખડગ લેખો ચિતરાવ્યા હતા એટલે તે સમયની યાદમાં પણ હોય. જેથી આ બન્ને પ્રકારના બનાવોની અંતરીયાળના ગાળાને તેના સમય તરીકે ગણાવ્યો છે.

| | |
|---|---|
| સ્વસ્તિક છે. તેને પં. જયસ્વાલજીએ[૧૮] All-India empire=સમસ્ત હિંદનું સામ્રાજ્ય, એવો અર્થ કર્યો છે. જ્યારે જૈન[૧૯] સાહિત્યમાં તેનો અર્થ,[૨૦] ત્રણ સમુદ્રો અને ચોથો હિમવાન પર્વત, તે ચારેની[૨૧] અંદર ઐશ્વર્યપણાથી ઉત્પન્ન થાય તે. એટલે કે તે ચારેનો સ્વામી ગણવો એવો થાય છે. એટલે કે પંડિતજીની માન્યતા પ્રમાણે તો માત્ર એકલા હિંદના સામ્રાજ્યનો જ સમ્રાટ કહેવાય, જ્યારે જૈન સાહિત્યની માન્યતાએ, એકલા હિંદ કરતાં અનેક ગણી વિસ્તારની ભૂમિ અને સમુદ્રનો તે સમ્રાટ હતો. | |
| જે ધાર્મિક ચિહ્ન છે તે જૈન ધર્મ રાજા દશરથનો હતો એમ સૂચવે છે અને તે બરાબર છે એમ નાગાર્જુન ગુફાના શિલાલેખથી[૨૩] આપણને માહિતી પણ છે. સવળી બાજુ જે, હાથી છે[૨૪] તે એમ બતાવે છે કે તેને અને સમ્રાટ પ્રિયદર્શિનને સંબંધ છે.[૨૫] ઉપર અન્ય સિક્કા જે હાથીવાળા આપ્યા છે, તેમાં તે સવળી બાજુ હોવાથી, તે સિક્કાવાળા રાજાને હાથીના ખંડિયા તરીકે ગણ્યા છે. પણ અહીં હાથીને દાંતવાળો[૨૬] બતાવ્યો છે, એટલે કાંઇક જુદા જ અર્થમાં લેવાનો રહે છે. અને તેથી પ્રિયદર્શિન અને દશરથને એક સરખા દરજ્જાના અને સમસમયી ગણીશું.[૨૭] | ઇ. સ. પૂ. ૨૮૯ થી[૨૨] |
| કલગી ઘોડાનો અર્થ શું થઇ શકે છે તે માટે ઉપરના સિક્કા નં. ૬૭, ૬૮, ૭૧, ૭૨, વિગેરે જુઓ. | |
| પં. જયસ્વાલજી એમ જણાવે છે કે, આ ચહેરો રાક્ષસનો નથી. પણ મનુષ્યનો જ ચહેરો છે. તેની જીભ બહાર નથી નીકળતી, પણ દાંત વિનાના વૃદ્ધ પુરૂષનું જડબું હોવાથી[૨૯] તેવો દેખાવ જ લાગે છે. ઉલટું ચહેરો હસમુખો છે. મારી માન્યતા પણ તેમજ બંધાય છે. વળી આ જાતનો એક બીજો સિક્કો, પણ કાંઇક સ્પષ્ટ લેખવાળો પંડિતજીએ કલકત્તાના ઇમ્પીરીઅલ મ્યુઝીઅમમાં જોયો છે અને તેની અવળી બાજુએ " સુભાગસે " આવા શબ્દો છે જેથી આ સુભાગસેનના[૩૧] તેમણે ઠરાવ્યા છે. | ઇ. સ. પૂ. ૨૩૬ થી[૨૮]૨૨૬ સુધી |

(૨૩) તેમાં રાજા દશરથે આજીવિક મતના નિર્ગ્રંથ મુનિઓને દાન આપ્યાનો ઉલ્લેખ કરેલ છે.
(૨૪) હાથી વિષે પં. જયસ્વાલજીની શું માન્યતા છે, તે માટે ઉપરમાંનું વધુ પ્રકાશવાળું વર્ણન જુઓ.
(૨૫) દશરથ અને પ્રિયદર્શિનને શું અને કેવો સંબંધ હતો, તે બધું પ્રિયદર્શિનના વૃત્તાંતે તથા પુસ્તકના અંતે પરિશિષ્ટ જુઓ.
(૨૬) પ્રિયદર્શિનના તાબે જે રાજાઓ હતા, તેઓએ તેમાં હાથીને દાંત વિનાનો ચિતર્યો છે : જ્યારે દશરથના સિક્કામાં દંતૂશળ બતાવ્યા છે : તે સ્થિતિ અર્થસૂચક છે : અને એમ બતાવે છે કે, ભલે તે પ્રિયદર્શિન સમ્રાટની છાયામાં રહ્યો હતો, પણ કોઇ રીતે તાબેદાર કે ખંડિયા પણે તો નહોતો જ.
(૨૭) ઉપરની ટીકા નં. ૨૬ જુઓ.
(૨૮) આ સમયના નિર્ણય માટે રાજા દશરથવાળું પરિશિષ્ટ આ પુસ્તકના અંતમાં જુઓ.
(૨૯) જુઓ પૃ. ૧૨૪ માં આ સિક્કા વિશેના ટાંચણો.
(૩૦) જુઓ ટીપ્પણ નં. ૨૯.
(૩૧) આ સુભાગસેન કોણ હતો તથા તેનો સમય કયો, તે સર્વ અધિકાર માટે પુસ્તક ત્રીજાની શરૂઆતમાં

| | | | |
|---|---|---|---|
| ૯૪ | સવળી–બોધિવૃક્ષ અને ચૈત્ય : લેખ [ अ ] गिमितस.<br>અવળી–વૃષભ–નંદી ડાબી બાજુનું મ્હોં અને ચૈત્ય. આ સિક્કો ફરીને અહીં પાડવાનું ઉચિત ધાર્યું નથી. પણ નં. ૧૮ અને ૪૦ ના ચિત્રો જોઇ લેવાં. | કો. એ. ઇ. ૭ નં. ૧૬ પૃ. ૮૩ આ પુસ્તકે ઉપરનો સિક્કો નં. ૧૮, અને ૪૦ | પાંચાલ |
| ૯૫ | આ ત્રણે સિક્કાનાં વર્ણનો એક બીજાને મળતાં છે. પણ ચિત્રો બરાબર ઉઠેલાં નહીં હોવાથી મેળવવાં કઠિન છે, તેથી અત્રે આપ્યાં નથી : પણ કનિંગહામ સાહેબે જે પ્રમાણે લખ્યું છે, તે અંહી મૂળ પાયા તરીકે સ્વીકારીને ઉતારૂં છું.<br>નં.૧૦ { સવળી–ડાબી બાજુ હાથી; ચૈત્ય : લેખમાં શિવદત્તસ. અવળી–ચૈત્ય.<br>નં.૧૧ { સવળી–ઉપર પ્રમાણે. અવળી–ઉજ્જૈનીનું ચિહ્ન | કો. એ ઇ. ૯ આંક ૧૦, ૧૧ પૃ. ૯૩ કો. એ. ઈ. ૩ આંક ૬ પૃ. ૬૩ કે. હી. ઇ. ૨૩ આંક ૬૩ | અયોધ્યા |

તેનું જીવનચરિત્ર જુઓ.

(૩૨) નીચેની ટીકા નં. ૩૪ જુઓ.

અવળી બાજુ જે સંબોધી વૃક્ષ અને ચૈત્ય કર્નિંગહામ સાહેબ ઠરાવે છે, તેને બદલે હું તેને ત્રિશુળ ઠરાવું છું : આવાં ત્રિશુળ ચિહ્નો ઓરિસાની જૈન ગુફાઓમાં પણ મળી આવે છે. ( જુઓ ઉપરમાં પૃ, ૬૮ થી આગળનું વર્ણન ).

સઘળા વિદ્વાનોએ આ અગ્નિમિત્રને શુંગવંશી ઠરાવીને,[૩૨] આ સિક્કાને તે વંશના સિક્કા તરીકે લેખવી, અન્ય તેવાજ પ્રકારના સિક્કાને પણ તેજ વંશના ઠરાવવા તેઓ મથી રહ્યા છે[૩૩] પણ સિક્કા ઉપરનાં ચિહ્નો સંબંધી હવે આપણે વિશેષ માહિતી ધરાવતા થઇ ગયેલ હોવાથી, તે ચિહ્નોને જૈનધર્મી હોવાનું ઠરાવીએ છીએ. એટલે અગ્નિમિત્ર રાજા જૈનધર્મી થયો. જ્યારે શુંગવંશી રાજાઓ તો વૈદિક મતવાળા હતા ( જુઓ પુ. ૩ તે વંશનું વર્ણન ) એટલે આપણી માન્યતાને ટેકો મળે છે. આ અગ્નિમિત્ર રાજા કયા વંશનો હતો અને તેનો સમય શું હતો, તે માટે પુ. ૧ પૃ. ૩૪૭ થી ૩૫૦ જુઓ : તથા ઉપર નં. ૧૬ સિક્કાનું વર્ણન જુઓ. તેમાં જણાવેલ નામો પૈકી કોઇનું અગ્નિમિત્ર નામ નથી, પણ સુદેવ, ધનદેવ કે અશ્વઘોષમાંથી કોઇનું નામ કાં તે ન હોય, જેમ બૃહસ્પતિમિત્ર અને જેઠમિત્ર એ નામો છે તેમ આ અગ્નિમિત્રનું પણ સમજી લેવું. ( વળી સિક્કા નં. ૧૮ અને ૪૦ નું વર્ણન પણ સરખાવો ) | ઇ. સ. પૂ. ૪૨૭ થી ૪૧૭

કર્નિંગહામ સાહેબે લેખમાં ' શિવદત્તસ ' વાંચ્યુ છે. પણ મિ વિન્સેંટ સ્મિથે આ બાબત શંકા ઉઠાવી છે ( જુઓ કોઇન્સ ઇન્ડીઅન મ્યુઝીઅમ કલકત્તા નં. ૧૪૪ ) જ્યારે પં. જયસ્વાલજી નીચે પ્રમાણે તેનો ઉકેલ કરે છે. ( મૂળ શબ્દો માટે નીચે જુઓ ). | ઇ. સ. પૂ. થી ૨૩૦ આશરે

નં. ૧૦ માં **शालिसुक [ स ]**
નં. ૧૧ માં **शा [ लि ] सुक [·]**
} જો આ પ્રમાણેજ લેખના શબ્દો હોય તો તે સિક્કાઓ શાલિશુકના ઠરે છે. તેની ઓળખ અને સમય માટે આ પુસ્તકના અંતે તેને લગતું પરિશિષ્ટ જુઓ.

આ સિક્કાઓ વિશે પંડિત જયસ્વાલજીએ. જ. બી. ઓ. રી. સો. પુ. ૨૦ પૃ. ૨૮૭ નીચેના શબ્દોમાં પોતાના વિચારો જણાવ્યા છે:—" These two coins belong to Maurya Deva Series. They are intimately connected. The legend was read by Cunningham as Shivadatasa but the reading was doubted by V. Smith ( C. I. M. 144 ) ( આ વાક્યનો ગુજરાતી અનુવાદ ઉપરના વર્ણનમાં આપ્યો છે ).

(૩૩) જુઓ જ. બી ઓ. રી. સો. પુ. ૨૦ પટ ૨ આંક ૧-૨-૩ અને તેનું વર્ણન પૃ. ૨૯૮ થી આગળ,

[ નોટ:—સિક્કા પ્રકરણ અંહી ખલાસ થાય છે. અને તેમાંના સર્વ સિક્કાઓનો સમય લઇને વિચાર કરશો તો જણાશે કે, જે સમયનો ઇતિહાસ આલેખવાનો મારો પ્રયાસ છે તે સર્વ સમયમાં, આવી જતા સર્વવંશી રાજાઓના અને અદ્ય પ્રાપ્ત થતા સર્વ પ્રકારના વર્ગના–સિક્કાનો, તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે: અને તે ઉપર કોતરવામાં આવેલ ચિહ્નોની–વંશ દર્શક કે ધાર્મિક ઓળખનાં–ચર્ચા કરીને સમજૂતી પણ આપી છે. અને તે ઉપરથી મેં જે નિર્ણયો બાંધ્યા છે તે પણ સાથે સાથે જણાવ્યા છે તેમજ જ્યાં નિર્ણય નથી બંધાયો ત્યાં વાચક વર્ગના વિચાર તથા ચર્ચા માટે છોડી દીધું છે.

સર્વ પરિસ્થિતિ જોતાં, હવે વાચક વર્ગની ખાત્રી થશે કે થોડા અપવાદ સિવાય સર્વ ભૂપતિઓ, જૈન ધર્મ પાળનારા જ હતા. અને તેથી જ પુ૦ ૧ ના આમુખમાં મારે જણાવવું પડયું છે કે, મુખ્ય-પણે એક જૈન ધર્મની જ પ્રાચીન સમયે બોલબાલા હતી. આ કથનની સત્યતા વિશે શંકિત બનીને મારા પુસ્તક સંબંધી કોઇ અવલોકનકારે ઉતાવળમાં ને ઉતાવળમાં પોતાના તરફની કાંઇ પણ દલીલ આપ્યા વિના, તે મારા કથનને ધર્માંધપણાની અને અહંકારની ઉપમા આપી દીધી છે. ખેર, પણ હવે તે ભાઇની, તેમજ તેમના જેવા વિચાર ધરાવનાર અન્ય વાચક વર્ગની ખાત્રી થઇ હશે કે, મેં મારા જણાવેલા વિચારો અને નિર્ણયો, કપોળ કલ્પિત હકીકતના આધારે બાંધ્યા નથી, પણ શિલાલેખ અને સિક્કાઇ પુરાવા જેવા અચળ અને સજ્જડ ગણાતા પાયા ઉપર જ રચ્યા છે. ]



પટ નં. ૧

## નમુનાઓ




## મથુરા







## આયોધ્યા




મથુરા અયોધ્યા તથા કૌશાંબી

કોશાંબી (ચાલુ)




અવંતિ







અવંતિપતિ-ક્ષહરાટ




અવંતિપતિ-હિંદુ




મગધ-દેશ




પરચુરણ




કોશાંબી, અવંતી, મગધ તથા પરચુરણ.

દક્ષિણ હિંદ










આંધ્રદેશ







દક્ષિણ હિંદ - આંધ્ર દેશ.




આંધ્ર દેશ

## આંધ્ર-ચાલુ




## કુશાન વંશ




## આંધ્રદેશ તથા કુશાન વંશ



મૌર્યવંશી સિક્કાઓ



# ચતુર્થ પરિચ્છેદ

## મૌર્યવંશ

**ટૂંકસારઃ—**

મૌર્યવંશના સત્તાકાળનો-આદિથી અંતસુધીનો-નિર્ણયઃ વિધ વિધ ગ્રંથકારોએ આપેલ નામાવળીમાંથી, શુદ્ધ કરીને તારવી કાઢેલી ટીપ-તે વંશના સર્વ રાજાઓની સંખ્યા તથા તે પ્રત્યેકના રાજ્ય અમલનો કાળ—

મૌર્ય જાતિને કેટલાક શૂદ્ર અને કેટલાક ક્ષત્રિય માને છે. બન્ને પક્ષની દલીલો ઉપર કરેલ વિવાદ અને છેવટે તે વંશનાં બતાવી આપેલ મૂળ તથા ઉત્પત્તિ-નવમા નંદનો અને ચંદ્રગુપ્તનો પરસ્પર કેવો સંબંધ હોઇ શકે તેની દલીલો અને કારણો-અનેક પુરાવાથી પુરવાર કરી આપેલ ચંદ્રગુપ્તના રાજ્યકાળનો ( રાજાપદનો તેમજ સમ્રાટપદનો ) પાકો નિર્ણય-તેવીજ રીતે તેની ઉમરની અને આયુષ્યની બાંધી આપેલી હદ-ઉમર પરત્વે વિવિધ દષ્ટિબિંદુથી કરેલો ઉહાપોહ-જે હિંદી સમ્રાટને ગ્રીક ઇતિહાસવેત્તાઓએ સેંડ્રેકોટસ કહ્યો છે અને જેને ભારતીય ઇતિહાસજ્ઞોએ સમ્રાટ ચંદ્રગુપ્ત ઠરાવ્યો છે, તે હકીકતનો અનેક દલીલ અને પુરાવા આપી ઉઘાડો પાડેલ ભ્રમ-તે હકીકતથી હિંદી ઇતિહાસને થયેલ અક્ષમ્ય અન્યાય—

*———*

**તે વંશનો સત્તાકાળ**

આ મૌર્યપ્રજાની કઇ [1]જ્ઞાતિ છે તે બાબત આપણે તેના પ્રથમ સમ્રાટ ચંદ્રગુપ્તનું વર્ણન લખતી વખતે ઉલ્લેખ કરીશું, એટલે અત્રે તો તે વંશનો સત્તાકાળ કેટલો તથા તેમાં એકંદરે કેટલા રાજાઓ થયા તેનીજ માત્ર ચર્ચા કરીશું. જ્યારે પ્રત્યેક રાજવીનું રાજ્ય કેટલા સમય પર્યંત રહેવા પામ્યું હતું તે હકીકત, તો તેમના સ્વતંત્ર જીવન વૃત્તાંતની નીચે લખવાનું રાખીશું.

મૌર્યવંશનો આદિપુરૂષ ચંદ્રગુપ્ત છે. તેણે મગધના નંદવંશી છેલ્લા સમ્રાટ મહાનંદને હરાવીને મગધની ગાદી સર કરી હતી, તે આપણે રાજા મહાનંદનું વર્ણન લખતાં સાબિત કરી ગયા છીએ. તે સાથે એમ પણ જણાવી ગયા છીએ કે, મગધદેશ સર કર્યો, તે પહેલાં પોતે કોઇ અજ્ઞાત પ્રદેશ ઉપર સત્તા તો ભોગવતોજ હતો. એટલે ખરી રીતે સમ્રાટ ચંદ્રગુપ્તે મૌર્યવંશની સ્થાપના કર્યાનું જો પૂછવામાં આવે તો, તેણે મગધ સર કર્યું ત્યારથી નહીંજ, પણ તે પૂર્વે જે અજાણ્યા પ્રદેશમાં રહીને તેણે રાજધૂરા હાથ ધરી હતી, ત્યારથીજ તેની સ્થાપના થઇ ગણાય.[2] તે સાલ આપણે શોધવી રહે છે.

રાજા ચંદ્રગુપ્ત મ. સં. ૧૫૫=ઇ. સ. પૂ. ૩૭૨ માં મગધનો સમ્રાટ થયો હતો. એટલે મગધપતિ બનવાની સાથેજ તેને લગતા સર્વ પ્રદેશો તેની આણામાં આવી ચૂકયા ગણાય. આમાં અવંતિનો મુલક પણ હતોજ ( જુઓ નંદિવર્ધન ઉર્ફે નંદ પહેલાનું જીવનવૃત્તાંત, પુસ્તક પહેલામાં ) એટલે તે અવંતિપતિ પણ તેજ સાલમાં બન્યો હતો, એમ કહી શકાય.

પરિશિષ્ટપર્વ નામે જૈન ઐતિહાસિક ગ્રંથમાં અવંતિપતિઓની[3] જે નામાવળી આપી છે, તેમાં મૌર્યવંશનો સમુચ્ચય કાળ માત્ર અવંતિપતિ તરીકેનોજ સમજવાનો છે, નહીં કે તે વંશના સમસ્ત રાજકીય જીવનનો કાળ; તે તો માત્ર ૧૬૮ વર્ષનો જણાવાયો છે.[4] એટલે તે હિસાબે મ. સં. ૧૫૫+૧૬૮=૩૨૩ સુધી ( અથવા ઇ. સ. પૂ. ૩૭૨ થી ૨૦૪ સુધી ) ગણી શકાય. પણ પુરાણકારોએ તે કાળ ૧૩૭ વર્ષનો કહ્યો છે. અને સર્વે પુરાણોનાં કથનનું દોહન કરીને એક વિદ્વાન્ લેખકે[5] તેની નામાવળી પણ ગોઠવી કાઢી છે, જેની નકલ આ નીચે વાચકવર્ગની જાણ માટે હું રજુ કરૂં છું.

( ૧ ) ચંદ્રગુપ્ત — ઇ. સ. પૂ. ૩૨૨ થી ૨૯૮ = ૨૪
|
( ૨ ) બિંદુસાર ,, ૨૯૮ થી ૨૭૨ = ૨૬
|
( ૩ ) અશોકવર્ધન ,, ૨૭૨ થી ૨૩૨ = ૪૦
|
( ૪ ) કુણાલ (સુયશ) ,, ૨૩૨ થી ૨૨૪ = ૮

---

( ૧ ) વર્તમાનકાળે જે ભાવાર્થમાં આપણે આ શબ્દ વાપરીએ છીએ તે સ્વરૂપે લેવાનો નથી. અત્યારે જ્ઞાતિ એટલે caste ( એક પ્રકારનું વ્યવહારિક ક્ષેત્ર ) સમજીએ છીએ. જ્યારે તે વખતે જ્ઞાતિ એટલે તેમનું મૂળ, ઉત્પત્તિ ( જા ધાતુ ઉપરથી જન્મ થયો છે; જે વર્ગમાં જન્મે તે જાતિ કહેવાય ) કુળ, વંશ તે દર્શાવવા માટે વપરાતો હતો. વ્યવહારિક કાર્યને અંગે વાડા કે વિભાગ તે સમયે હતાજ નહીં, એટલે તે અર્થવાળો શબ્દપ્રયોગ હોઇ શકે પણ શી રીતે ? વિશેષ માટે જુઓ પ્રથમ વિભાગે પૃ. ૨૫ થી ૨૯ નું વિવેચન.

( ૨ ) આ માટે પાછળથી વિશેષ અભ્યાસને લીધે જે નિર્ણય ઉપર હું આવ્યો છું, તે માટે જુઓ તેના રાજ્યકાળ તથા આયુષ્યવાળા પારીગ્રાફની હકીકત.

( ૪ ) કુણાલ ( સુયશ ) [ જુઓ પૃ. ૧૩૪ પરથી ચાલુ ]

( ૫ ) દશરથ ( બંધુપાલિત )[૬]
૨૨૪ થી ૨૧૬ = ૮

( ૬ ) સંપ્રતિ ( ઇંદ્રપાલિત )
૨૧૬ થી ૨૦૭ = ૯

( ૭ ) શાલિશુક[૬] ૨૦૭ થી ૨૦૬ = ૧

( ૮ ) દેવવર્મા ૨૦૬ થી ૧૯૯ = ૭

( ૯ ) શતધનુષ ૧૯૯ થી ૧૯૧ = ૮　　( ૧૦ ) બૃહદ્રથ ૧૯૧ થી ૧૮૪ = ૭

આ પ્રમાણે ઇ. સ. પૂ. ૩૨૨ થી માંડીને ઇ. સ. પૂ. ૧૮૪ સુધીના ૧૩૮ વર્ષ ગણાવ્યા છે.

**તેમનો સમગ્રકાળ**

આ પ્રમાણે ૧૩૮ વર્ષનો જેમ એક રીતે મેળ કરી બતાવ્યો છે તેમ, મહાનંદની પુત્રી અને સમ્રાટ ચંદ્રગુપ્તની પટરાણીના પ્રથમ મિલન વખતેજ રથના ચક્રના જે નવ આરા ભગ્નાવસ્થિત થઇ ગયા[૭] હતા અને તે ઉપરથી એવું ભવિષ્ય ભંખાયું હતું, કે આ વંશમાં નવ રાજાઓ ગાદી ઉપર બિરાજમાન થાશે, તે કથન પણ સત્ય ઠરાવવાનો પ્રયાસ આદર્યો હોય એમ દેખાય છે. આમાં જૈન ગ્રંથનો મત પુરાણકારના મતથી જુદો પડતો દેખાય છે. છતાં જ્યારે આપણે પૂર્વથી ચાલી આવતા સર્વે મગધપતિઓનાં નામ તથા રાજ્ય-અમલની તારીખ સહિત હારબંધ અનુક્રમવાર ગોઠવીને સમ્રાટ ચંદ્રગુપ્તનું મગધની ગાદી ઉપર આવવું ઇ. સ. પૂ. ૩૭૨ = મ. સં. ૧૫૫ સાબિત કરી બતાવ્યું છે, ત્યારે તો પુરાણકારના મત પ્રમાણે ઇ. સ. પૂ. ૩૨૨ ( જુઓ ઉપર ચંદ્રગુપ્ત ૩૨૨ થી ૧૯૮ = ૨૪ ) ની જે સાલ લખાઇ છે તે અસત્યજ લેખવી રહે છે. અને જૈનગ્રંથનો મત સ્વીકારવો પડે છે.

જૈનગ્રંથ પ્રમાણે સમ્રાટ ચંદ્રગુપ્તનો રાજ્યકાળ ( અવંતિપતિ તરીકેનો ) ૧૫-૧૬ વર્ષનો લેખાય છે. જ્યારે પુરાણના મતે, રાજ્યકાળ ૨૪ વર્ષનો મૂકાયો છે. એટલે એમ માનવાને સ્વભાવિક મન લલચાય છે કે, બાકીના ૯ વર્ષનું જે અંતર રહે છે, તે કદાચ ચંદ્રગુપ્તે મૌર્યવંશની સ્થાપના કરી, તેનો સમય અને મગધપતિ બનવાના સમય વચ્ચેનો, નાનકડા પણ સ્વતંત્ર રાજવી તરીકેનો રાજ્યકાળ હોવો જોઇએ. એટલે ઉપરમાં આપણે જે અવંતિપતિ તરીકેનો મૌર્યવંશનો સમગ્રકાળ ૧૬૮ વર્ષનો ગણાવ્યો છે તેમાં મૌર્યવંશની સ્થાપનાવાળા આ નવ વર્ષ ઉમેરીએ તો આખાયે મૌર્યવંશનો રાજ્યકાળ ૧૬૮ + ૯ = ૧૭૭ વર્ષ ગણવો જોઇએ. એટલે તે હિસાબે મૌર્યવંશ એકંદરે મ. સં. ૧૪૬ થી ૩૨૩ = ઇ. સ. પૂ. ૩૮૧ થી ૨૦૪ = ૧૭૭ વર્ષ[૮] સુધી ચાલ્યો ગણવો રહે છે.

---

( ૩ ) પ્રથમ ભાગ. પૃ. ૨૦૭ તથા તેની ટી. નં. ૬૯

( ૪ ) જુઓ પુ. ૧. પૃ. ૨૧૦.

( ૫ ) મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ પૃ. ૬૬૧

( ૬ ) જુઓ આગળ.

( ૭ ) જુઓ આગળ.

( ૮ ) પુરાણકારનો મત જે ૧૩૭ વર્ષ ચાલ્યાનો છે, તે કોઇ રીતે આ ૧૭૬ વર્ષની સાથે ઘટાવી શકાતું નથી તેથી દીલગીર છું: ભલે આદિની સાલ બંનેમાં મળતી નથી, તેમ અંતની સાલ પણ બંનેમાં એક નથી આવતી. તેમ પુરાણમતે પુષ્યમિત્રના શુંગવંશનો સમય

**તેમની સંખ્યા** સમગ્ર રાજ્યકાળ તેમજ આદિ અને અંતની તારીખો, જ્યારે પુરાણકારના મંતવ્યથી આપણે નિરાળી જ ઠરાવવી પડી છે, ત્યારે એતો સ્વાભાવિકજ છે કે, પ્રત્યેક રાજપતિને ખાતે તેમણે નિર્મિત કરેલા વર્ષ તથા સમયની સાલ પણ ફેરવવાંજ પડશે.

આમાં પ્રથમના ચાર મહર્દ્ધિક સમ્રાટોના સમય આદિની ચર્ચા તો તેમના વૃત્તાંત નીચેજ કરવામાં આવશે. એટલે તે પ્રશ્ન અત્રે વર્જી દઇને, શેષ જે પાંચ નામધારી ભૂપતિઓ[૯] રહ્યા છે, તેને અંગેજ કાંઇ લખવા પ્રયત્ન કરીશું.

પ્રથમના ચારનાં નામ તો સુપ્રસિદ્ધજ છે. એટલે તેમનો માત્ર અનુક્રમ જ જણાવીએ: (૧) ચંદ્રગુપ્ત (૨) બિંદુસાર (૩) [૧૦]અશોકવર્ધન અને (૪) પ્રિયદર્શિન. આ પ્રિયદર્શિનનું મરણ મ. સં. ૨૯૦ = ઇ. સ. પૂ. ૨૩૭ માં થયું છે. (જે તેના વૃત્તાંતે જુઓ) અને વંશની સમાપ્તિ (જુઓ ઉપરનું પૃષ્ઠ) મ. સં. ૩૨૩ = ઇ. સ. પૂ. ૨૦૪માં છે. એટલે આ ૩૩ વર્ષના ગાળામાં બાકીના પાંચ રાજાનો અમલ ચાલ્યો છે એમ થયું. તેમાં પણ સૌથી છેલ્લા રાજા બૃહદ્રથને મારી નાંખીને, પુષ્ય મિત્રે શુંગવંશની સ્થાપ્ના કરી છે.[૧૧] એટલે તે નામ, નવમા ભૂપતિનું[૧૨] ચોક્કસ થયુંજ: જ્યારે મહારાજા પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિના યુવરાજનું નામ વૃષષેણ અથવા ઋષભષેણ[૧૩] હતું. એમ સ્પષ્ટ રીતે જણાયું છે. એટલે પ્રિયદર્શિનનો ઉત્તરાધિકારી પણ તેજ બન્યો હોય, એમ નિશ્ચયપણે કહી શકાય તેમ છે. જેથી તેનું નામ પાંચમા ભૂપતિ તરીકે સાબિત થયું. એટલે બાકી રહ્યા વચ્ચેનાં ત્રણ રાજાઓ નં. ૬, ૭ અને ૮ વાળાનાં નામો. આ નામોનો નિર્ણય કરવા માટે જુદા જુદા પૌરાણિક તેમજ બૌદ્ધગ્રંથોમાં તથા અન્ય વિદ્વાનોએ જે જે નામો ગણાવ્યાં છે, તે સર્વેમાંથી જે વિશેષપણાએ દર્શાવાયાં હોય, તે ઠરાવવાં પડશે: અને તેવાં ત્રણ નામો આ પ્રમાણે આવે છે. બૃહસ્પતિમિત્ર, દેવવર્મન અને પુષ્યધર્મા. પછી તેઓનો અનુક્રમ આ પ્રમાણેજ હોય, કે ઉલટા-

---

૧૧૨ વર્ષ છે; અને જૈનમત પ્રમાણે તે ૯૦ વર્ષનો છે. એટલે જે ૨૨ વર્ષ જૈનમતવાળાએ ઓછા આંકયાં છે તે પુષ્યમિત્રનો સૈન્યાધિપતિ તરીકેનો કાળ ગણી, મૌર્યવંશના રાજત્વકાળમાં આપણે ગણીએ, તો તેનો અંત, ઇ. સ. પૂ. ૧૮૪-૨૨ = ઇ. સ. પૂ. ૧૬૨ માં આવે; જ્યારે જૈનમત પ્રમાણે તે સાલ ઇ. સ. પૂ. ૨૦૩ છે. આમ કોઇ રીતે બે મતનો સમન્વય કરી શકાતો નથી.

માત્ર એકજ રીતે હજુ સંભવી શકે છે: કે જે આંક ૧૩૭ નો છે તમાંનો વચલો આંક જે "૩" નો છે, તે કોઇ લહીઆએ સરતચૂકથી "૭" ને બદલે "૩" લખી દીધો હોય કે, મૂળ પોથીના પત્રમાં "૭" અક્ષર ઉપર કૃમિછીદ્ર પડયું હોય તેને લીધે "૩" વંચાઇ ગયો હોય; ને તેથી ૧૭૭ ને બદલે ૧૩૭ લખાઇ જવાયું હોય. (પછી ૧૭૬ અને ૧૭૭ તે તો એકજ કહેવાય)

(૯) જો એકંદર નવ ભૂપતિ ગણો તો શેષ પાંચની અને દશ ભૂપતિ ગણો તો છની સંખ્યા સમજવી:

(૧૦) નં. ૩ વાળો અશોક અને નં. ૪ વાળો પ્રિયદર્શિન તે બન્ને પુરૂષો, જેમ અત્યાર સુધી મનાતું આવ્યું છે તેમ, એકજ વ્યક્તિ નથી પણ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે અને એકની પછી બીજો ગાદીએ આવેલ છે, તે બન્ને મુદ્દા અનેક પુરાવા સહિત, તે તે સમ્રાટોના વૃત્તાંત લખતી વખતે, સાબિત કર્યા છે ત્યાંથી જોઇ લેવા વિનંતિ છે.

(૧૧) શુંગ વંશની સ્થાપ્ના સાધારણ રીતે તો તે સમ્રાટપણે ગાદીએ બેસે ત્યારથી કહી શકાય. પણ પુરાણકારો એ તો, જ્યારથી તે સૈન્યપતિ બન્યો ત્યારથીજ શુંગવંશની સ્થાપ્ના માની છે; અને તેથીજ તેના ૨૨ વર્ષનો કાળ, શુંગવંશના રાજ્ય કાળમાં ગણ્યો છે: આ મુદ્દો વિચારમાં લેતાં, રાજા બહદરથને અંતિમ નૃપતિ ન ગણતાં, સંપ્રતિ સમ્રાટ પછી કોઇક કાળે માનવો પડશે (અને એમજ ખરી હકીકત છે: જુઓ આગળ.)

(૧૨) જુઓ ઉપરની ટીકા, (૧૧)

(૧૩) (જુઓ પુસ્તક ત્રીજામાં તેના વૃત્તાંતે)

સુલટી હોય, તે બહુ મહત્ત્વનું નથી. અને નવને બદલે જો દશની સંખ્યા કબૂલ રાખવામાં આવે તો છેલ્લો રાજા બૃહદરથ છે, તે પોતાના ભાઇ શતધન્વા પછી[૧૪] ગાદીએ આવ્યાનું જણાયું છે. એટલે તેને બૃહદરથ ઉપર તુરતજ ગોઠવીશું તો અસ્થાને નહીં ગણાય:

આ બધા રાજાઓનાં નામનો ક્રમ, ભલે સર્વે ગ્રંથકારોમાં ભિન્ન પડી જાય છે, છતાં એક ખૂબી એટલી જળવાઇ રહેલી તો દેખાય છે જ કે, પ્રત્યેક નરપતિનો રાજ્યકાળ, દરેકમાં લગભગ સરખોજ દેખાડવામાં આવ્યો છે. એટલે આપણે નીચે પ્રમાણે આખા વંશની વંશાવળી ગોઠવી દઇએ, તો તે લગભગ, બલ્કે સર્વથા સાચીજ છે એમ ઉચ્ચારવામાં કાંઇ સંકોચ રહેતો નથી.

| | મ. સં. | મ. સ.[૧૫] | ઇ. સ. પૂ. | ઇ. સ. પૂ. | વર્ષ. | |
|---|---|---|---|---|---|---|
| ( ૧ ) ચંદ્રગુપ્ત | | | | | | |
| રાજા | ૧૪૬ | ૧૫૪ | ૩૮૧– | ૩૭૩ | ૯ | ૨૪* |
| સમ્રાટ | ૧૫૪ | ૧૬૯ | ૩૭૩– | ૩૫૮ | ૧૫ | |
| ( ૨ ) બિંદુસાર | ૧૬૯- | ૧૯૭ | ૩૫૮– | ૩૩૦ | ૨૮* | |
| ( ૩ ) અશોકવર્ધન | ૧૯૭– | ૨૩૭ | ૩૩૦– | ૨૮૯– | ૪૧* | |
| ( ૪ ) પ્રિયદર્શિનઃસંપ્રતિ[૧૬] | ૨૩૭– | ૨૯૧ | ૨૮૯– | ૨૩૫ | ૫૪* | |
| ( ૫ ) વૃષભસેનઃ બૃહદરથ[૧૭] | ૨૯૧– | ૩૦૦ | ૨૩૫– | ૨૨૬ | ૯ | |

( ૧૪ ) જુઓ ઉપરમાં ઉતારેલી વંશાવળી.

( ૧૫ ) મ. સં. અને ઇ. સ. પૂ. : આ બે સંવત્સરોના આંકમાં, અવારનવાર એકની આંક સંખ્યા દર્શાવતા, બે આંકડા આવી જતા દેખાય છે: તેનું કારણ, જ્યાં તે બન્ને સંવત્સરોમાંનો એકનો અંત અને બીજાનો પ્રારંભ થતો હોય તે બે સમયની વચ્ચેનો કાળ આવે છે એમ સમજવું.

મ. સં. ની આદિ, કાર્તિક શુદ ૧ થી થાય છે જ્યારે ઇ. સ. પૂ. ( કે ઇ. સ. ) ની આદિ, જાન્યુઆરીની પહેલી તારીખથી થાય છે: કાર્તિક શુદ ૧ = લગભગ ઓકટોબર માસમાં આવે છે: એટલે ઓકટોબર, નવેંબર કે ડીસેંબર માસમાં જે બનાવ બન્યા હોય, તે દર્શાવવાના આંક માટે, વારાફરતી દરેક સંવતસરમાં બે આંક મૂકવા પડે. ફેર એટલો રહે કે, મ. સં. માં તે પ્રમાણે આંક મૂકવા હોય તો. Current year ( ચાલુ વર્ષ ) નો મૂકવો પડે: જ્યારે ઇ. સ. માં Past year. ( ગત વર્ષ )નો મૂકવો પડે: એટલે આ ત્રણ માસના ગાળામાં બનેલા બનાવની નોંધ લેતાં, ૫૨૮ નો તફાવત રહે. અને બાકીના નવ માસના બનાવ વખતે, ૫૨૭ નો ફેર રહેતો દેખાય.

( ૧૬ ) ૫ થી ૯ સુધીના રાજાઓની નામાવલી તથા તેના અનુક્રમવાળો વિષય અતિ ચર્ચાસ્પદ છે. થોડું ઘણું વિવેચન મારા વાંચવામાં આવ્યું પણ છે. અને કાંઇક નિર્ણય તૈયાર કરી પણ રાખ્યો છે. છતાં ત્રીજા પુસ્તકના પ્રારંભમાં " મૌર્ય સામ્રાજ્યની પડતી અને તેનાં કારણો "નો એક સ્વતંત્ર પરિચ્છેદ લખવાનો છે, તેમાં આ બાબત ફરીને હાથ ધરવાની છે. એટલે ત્યાં સુધીમાં જે કાંઇ અન્ય સાહિત્ય છપાઇને બહાર પડશે, તે સર્વેની સમાલોચના કરી, આ નામાવલીમાં કે અનુક્રમમાં જે ફેરફાર સંભવિત લાગશે તે ત્યાં જણાવવામાં આવશે.

( ૧૭ ) જુઓ ઉપરની ટીકા નં. ૧૧: ખરી રીતે, આ બૃહદરથને નં. ૫ ના સ્થાને મૂકવો પડશે: નં. ૬ માં જે બૃહસ્પતિમિત્રનું નામ લખ્યું છે તે તો નકામુંજ હોવા સંભવ છે: તે તો શુંગવંશી પુષ્યમિત્રને રાજા ખારવેલનો સમકાલિન માની, રાજા ખારવેલે મગધપતિ બૃહસ્પતિમિત્રને હરાવ્યાનું, હાથીગુંફાના લેખમાં જે જણાવ્યું છે તેને આધારે ઠરાવવામાં આવ્યું છે. કે જેથી, પુષ્યમિત્ર પણ બૃહસ્પતિમિત્રની પછી મગધની ગાદીએ આવ્યાનું ઠરાવી શકાય: પણ જ્યાં તે બધું અસંભવિત છે. (આ ચર્ચા પુષ્યમિત્ર તેમજ ખારવેલના વૃત્તાંતે અનેક દલીલોની ચર્ચાના અંતે આપણે સાબિત કર્યું છે ત્યાંથી જોઇ લેવું. ) ત્યાં પછી અત્ર, તે નામજ ઉડાડી નાંખવું યોગ્ય છે: એટલે બૃહદરથ કે જેને પુષ્યમિત્રે મારી નાંખ્યો છે, તે બૃહદરથને પ્રિયદર્શિનના પુત્ર વૃષભસેન ઉર્ફે બૃહદરથ તરીકે લેખીને તેને નં. ૫

| | મ. સં. | મ. સં. | ઇ. સ. પૂ. | ઇ. સ. પૂ. | વર્ષ. |
|---|---|---|---|---|---|
| ( ૬ ) દેવવર્મન | ૩૦૦– | ૩૦૭ | ૨૨૬– | ૨૧૯ | ૭ |
| ( ૭ ) પુષ્યધર્મા | ૩૦૭– | ૩૧૪ | ૨૧૯– | ૨૧૩ | ૭ |
| ( ૮ ) શતધન્વા | ૩૧૪– | ૩૨૧ | ૨૧૩– | ૨૦૬ | ૭ |
| ( ૯ ) બૃહસ્પતિમિત્ર[૧૮] | ૩૨૧– | ૩૨૩ | ૨૦૬– | ૨૦૪ | ૨ |
| | | | | | વર્ષ ૧૭૭ |

* ( આ ચારેનો રાજ્યકાળ ૨૩॥, ૨૭॥, ૪૦॥ અને ૫૩॥ વર્ષનો છેઃ પણ ગણત્રીમાં હંમેશાં પૂર્ણાંકની સંખ્યા બતાવવા રીવાજ છેઃ જેથી આપણે બતાવેલ સંખ્યાનો સરવાળો ૧૭૯ વર્ષ થાય છે. બાકી ખરી રીતે ૧૭૭ વર્ષનોજ રાજ્યકાળ ગણવાનો છે. )

હવે આપણે દરેક રાજકર્તા પુરૂષનું વૃત્તાંત લખવા ઉદ્યમ કરીશું.

### મૌર્યવંશ

**જાતિ**

આ વંશના સ્થાપક-મૂળ પુરૂષ ચંદ્રગુપ્ત સમ્રાટ કહેવાય છે. અને કહે છે કે તેમની માતાનું નામ " મુરા " હતું. તે ઉપરથી તેમણે પોતાના વંશનું નામ મૌર્ય પાડયું છે. પણ આ કથન સત્ય નથી લાગતું. કેમકે વ્યાકરણના નિયમાનુસાર મુરા ઉપરથી, બહુ બહુતો " મૌરા " થાય પણ " મૌર્ય " ન થઇ શકે. છતાંયે મુખ્ય વિરોધ તો એટલા ઉપરથીજ ઉઠે છે કે, કોઇ વ્યકિત પોતાના વંશની ઓળખ માતા ઉપરથી આપી શકે[૧૯] કે પોતાના પિતાના ગોત્ર, નામ આદિથી. કેટલાકનો મત એમ છે કે, મૌર્ય નામની એક ક્ષત્રિય જાતી હતી અને તે ઉપરથી મૌર્યવંશ નામ પડયું છે. અને આ કારણ વિશેષ સન્માનિત દેખાય છે. આગળ ઉપર આપણે

---

મો રાજા ઠરાવવો જોઇશે. અને પછી નં. ૫ અને નં. ૬ એમ બન્ને રાજાનો રાજ્યકાળ પાંચમાને હવાલે ગણવો પડશે. આમ કરવાથી આંક સંખ્યા, દશને બદલે નવ રહેશે. અને તેમ કરવાથી ચંદ્રગુપ્તની પટરાણી–મહાનંદની પુત્રીના રથચક્રના જે આઠ આરા ( જુઓ આગળ ) તૂટી ગયા હતા, તે ઉપરથી ઉભો થતો મુદ્દો–ભવિષ્યકથન પણ સચવાયું ગણાશે. અને દશમો જે બૃહદરથ ગણાવ્યો છે તેને બદલે કોઇ બીજું નામ મૂકવું પડશે. પણ તે જણાયું ન હોવાથી, હાલ તો બૃહસ્પતિમિત્રજ લખ્યું છે. હવે જો પુષ્યમિત્રે બૃહસ્પતિમિત્રને મારીને શુંગવંશ સ્થાપ્યાની હકીકતને કોઇ પ્રકારે ( ભલે કતિપય અંશે પણ ) ટેકો મળે તો, આપણે તે નામ આખરે સ્વીકારવુંજ પડશે જો કે તેમ થવા સંભવ નથીજ.

( ૧૮ ) પુ. ત્રીજાના પ્રથમ પરિચ્છેદમાં મૌર્યવંશની પડતીનાં કારણો સમજાવતાં, બૃહસ્પતિમિત્રને રાજા સુભાગસેનનો ભાઇ, પુત્ર, કે કોઇ અન્ય સંબંધી ગણવો, તે હકીકત ચર્ચી છે. તે સ્થિતિ સાથે અંહીંનું લખાણ સરખાવો. અત્ર તો એટલુંજ જણાવવું બસ થશે, કે બૃહસ્પતિમિત્ર નામનો કોઇ મૌર્યવંશી રાજાજ થયો નથી. આવા નામનો મૌર્યવંશી રાજા જે ઠરાવ્યો છે તે તો ઇતિહાસકારોની એક કલ્પનાનુંજ પરિણામ છે. પ્રખ્યાત હાથીગુંફાના લેખમાં ખારવેલ અને બૃહસ્પતિમિત્રની હકીકત આવે છે. તેમાંના આ બૃહસ્પતિમિત્રને પુષ્યમિત્ર ધારી લઇ, એક બીજાનો સમય ગોઠવી દીધો છે. પણ તેનો મૂળ પાયોજ જ્યાં કાચો છે ત્યાં તે ઉપરથી ઉપજાવી કાઢેલાં અનુમાનો કેટલાં સ્થિર કહી શકાય ( જુઓ ખારવેલ તથા પુષ્યમિત્રનાં વૃત્તાંતો )

( ૧૯ ) હા, હજુ માતાના ગોત્ર ઉપરથી પોતાને એકલાનેજ, એટલે કે વ્યક્તિગત તરીકે, ફલાણીનો પુત્ર એમ ઓળખાવી શકે, જેમ અનેક આંધ્રપતિના કિસ્સામાં બન્યું છે. પણ તેથી એમ નથી ઠરતું કે, પોતાના આખા વંશનું નામ, તે માતાના નામથી કે ગોત્રથી પાડે ( આંધ્રપતિઓએ પણ તે પ્રથાનો સ્વીકાર કર્યો નથી ).

સાબિત કરીશું.[૨૦] મૌર્ય ક્ષત્રિયો,[૨૧] તે સંવ્રીજી નામક ક્ષત્રિય સમુહના અનેક ભાગોમાંનો એક ભાગ હતો; કે જે સંવ્રીજી ક્ષત્રિયોનું મુખ્ય સ્થાન વિદેહ ( મિથિલાનગરી ) હતું ને જેના મુખ્ય નેતા ચેટક રાજા હતાઃ મહાપરિનિવ્વાણસૂત્તમાં પણ તેને ક્ષત્રિય જાતિનો કહ્યો છે.

**ઉત્પત્તિ**

ચંદ્રગુપ્તના જન્મ વિશે એમ કહેવાય છે કે, તેની માતા મુરા,[૨૨] તે નંદનવમાના કોઇ મયૂર-પોષકની પુત્રી હતીઃ તેના પિતાનું નામ [૨૩]અજ્ઞાત છે. જ્યારે તે ગર્ભમાં હતો. ત્યારે તેની માતાને ચંદ્રબિંબ, ગળી જવાનો

( ૨૦ ) J. N. I. P. 132 :—The Mahavamsha calls him a scion of the Moriya clan. In the Divyavadan, Bindusara, the son of Chandragupta, claims to be a kshatriya murdhabhishikta. In the same work, Asoka, the son of Bindusara calls himself a kshatriya ( Cowell & Neil Divyavadan p. 370 ) જૈ. નો. ઇ. પૃ. ૧૩૨ :—મહાવંશમાં તેને મોરિયાક્ષત્રિય જાતિનો પુરૂષ ગણ્યો છે : દિવ્યાવદાનમાં ચંદ્રગુપ્તનો પુત્ર બિંદુસાર પોતાને ક્ષત્રિય મૂર્ધભિષિક્ત ગણાવે છે. તે જ ગ્રંથમાં બિંદુસાર પુત્ર અશોક પોતાને ક્ષત્રિય તરીકે ઓળખાવે છે ( જુઓ કાવેલ અને નાઇલનું દિવ્યાવદાન પૃ ૩૭૦ )

તથા જુઓ આગળ ઉપર સમ્રાટ પ્રિયદર્શિનના વૃત્તાંતે, ખોટાનની જીત સંબંધી હકીકત.

Dr. Roy Chaudhari observes that Chandragupta belonged to a kshatriya community–viz–The Moriya ( Mauriya ) clan–ડૉ. રૉય ચૌધરી કહે છે કે, રાજા ચંદ્રગુપ્ત મોરીયા ( મૌર્ય ) જાતની ક્ષત્રિય કોમનો હતો. મૌખરી રજપુતો જેમણે ગ્વાલિયર ઉપર રાજ્ય કર્યું છે અને જેના વંશમાં યશોવર્ધન, આમ ( ચક્રાયુદ્ધ ) વિગેરે રાજાઓ થયા છે, તેમને અને આ મૌર્યવંશી ક્ષત્રિય જાતિને સંબંધ હોવા સંભવ છે. વળી સરખાવો પુ. ૧. પૃ. ૧૦૧ માં પંજાબપતિ રાજા આંભિનું વર્ણન.

( ૨૧ ) કો. એ. ઇ. પટ નં. ૧૨ જુઓઃ તેમાં રાજા ચંદ્રગુપ્ત અને બિંદુસારના સિક્કાઓ બતાવાયા છે ( આ પુસ્તકમાં સિક્કાચિત્રે આંક નં. ૭૧, ૭૨. ) તેમાં એક ક્ષત્રિયને છાજે તેવો ઘોડો અને માથે મોરના જેવી કલગી ચીતરી છેઃ જો તે ક્ષત્રિય ન હોત અને મોર કે મૌર્ય શબ્દની સાથે સંબંધ ધરાવતી ઉત્પતિ તેની હોત તો, તેમાં કેવળ મોર મયૂરનુંજ ચિહ્ન કોતરવાનો સંભવ હતો. એટલે ઘોડાના ચિહ્ન ઉપરથી તે ક્ષત્રિયોત્પન્ન એક વીર પુરૂષ હતો એમ કહી શકાશે.

( ૨૨ ) મુદ્રારાક્ષસ નાટક ઉપરથી દેખાય છે કે મહાપદ્મને બે રાણીઓ હતી. ( ૧ ) રત્નાવતી અને ( ૨ ) મુરા. મુરા તે શૂદ્ર જાતિની અને તેને પેટે ચંદ્રગુપ્તનો જન્મ–આ વાત સાચી માનવામાં વિરોધ એ આવે છે, કે મહાપદ્મનો પુત્ર તો મહાનંદ છે, અને તેનો જન્મ શૂદ્રાણીને પેટે છે ( જુઓ તેનું વર્ણન ) અને તેનું રાજ્ય ૪૩ વર્ષ ચાલ્યા બાદ ચંદ્રગુપ્ત થયો છે. એટલે મહાપદ્મ અને ચંદ્રગુપ્તની વચ્ચેજ તેટલો સમય ગયો કહેવાય. તો પછી તે બેને પિતા પુત્રનો સંબંધ કયાંથી કહી શકાય ?

હિંદુ પુરાણોમાં, મહાપદ્મ અને મહાનંદને, એક-બીજાનાં નામ સાથે એટલા બધા સેળભેળ કરી દીધા છે, કે એકની હકીકત બીજાની સાથે ભેળાઇ જાય છે. જેથી અનેક ગુંચવણો ઉભી થાય છે (જુઓ નીચેની ટી. ૨૩)

જેને આપણે મહાનંદ કહ્યો છે તેનું નામજ મહાપદ્મ ગણીને મુદ્રારાક્ષસનું કથન ઉપર પ્રમાણે કદાચ થયું હોય તો, ચંદ્રગુપ્ત તે નવમાનંદનો પુત્ર હતો એમ કહેવાનો ભાવાર્થ થાય છે. પણ નવમાનંદને અને ચંદ્રગુપ્તને પિતાપુત્રનો સંબંધજ હોઇ ન શકે, તે મુદ્દો આપણે પુ. ૧ પૃ. ૩૬૮ માં સાબિત કરી બતાવ્યો છે. એટલે તે હકીકત પણ ટકી શકતી નથી. ( વળી " નવમાનંદ સાથેનો તેનો સંબંધ " તે નીચે લખેલ પારિગ્રાફ વાંચો )

( ૨૩ ) તેના પિતાનું નામ મોહપાળ હતું (વિદ્યાપ્રસારક વર્ગનું જૈનતત્ત્વાદર્શ ભાગ બીજો પૃ. ૩૧૫) અને જો તે મહાનંદનો પુત્રજ હોત ( પુરાણકાર કે મુદ્રારાક્ષસના મત પ્રમાણે–જુઓ ઉપરની ટીકા ૨૨ ) તો મહાનંદના વંશનું નામ અને ચંદ્રગુપ્તના વંશનું નામ બન્ને એકજ ગણાત. હાલ જે ભિન્ન લેખવામાં આવે છે તેમ ન થાત. ( જુઓ 'નવમાનંદ સાથે તેનો

દોહલો ઉત્પન્ન થયો હતો. તે કોઇનાથી પૂર્ણ થતો નહોતો. જેથી દિવસાનુદિવસ બાઇ મુરા કૃષિત થતી ગઇ. અંતે એક ચાણક્ય નામના બ્રાહ્મણ પંડિતે તેનો દોહલો, એવી શરતે પૂર્ણ કર્યો કે, તે ગર્ભમાં રહેલ બાળક જો પુત્રરૂપે અવતરે, તો તે પુત્રને ઉમર લાયક થતાં પોતાની ઇચ્છા હોય, તો તેને (ચાણક્યને) પોતાને સોંપવો. સદ્ભાગ્યે પુત્રજ અવતર્યો અને ઉત્પન્ન થયેલ દોહલા અનુસાર ચંદ્રગુપ્ત[૨૪] નામ પાડયું.

આમાં મયૂરપોષક[૨૫] શબ્દથી, અને કોઈ અજ્ઞાત પિતાના સૂચનથી વાંચકના મનમાં, ચંદ્રગુપ્તના માતૃપક્ષના મોભા માટે કાંઇક હલકો મત બંધાય છે. તે એટલે સુધી કે, કેટલાક ગ્રંથકારોએ બાઈ મૂરાને શૂદ્ર જાતિની ચીતરી બતાવી છે. આમ કરવાનું કારણ ગમે તે હો. પણ અનુમાન જાય છે કે, નવમાનંદ પોતે શૂદ્રાણી પેટે ઉત્પન્ન થયેલ હતો; અને તેથી તેની પાછળ આવનારને-પછી વારસ હો, કે અન્યસબંધી હો કે અન્ય જ્ઞાતિજન હોય તેને-( એટલે અંહી ચંદ્રગુપ્તને ) તેના પુત્ર તરીકેજ અંકિત કર્યો. આ શૂદ્રાણી પેટે જન્મેલને-પછી સામાન્ય પુરૂષ હો કે રાજા હોય તો પણ તેને-( અંહી મહાનંદ ઉર્ફે નવમાનંદ સમજવો ). સમાજમાંથી ઉંચ પત્નિ મળેજ નહીં; તેવા મન કલ્પિત માન્યતાનુસાર એમ ઠરાવી દીધું, કે રાજા નવમાનંદ પણ શૂદ્ર જાતના કોઇ મયૂરપોષકની મુરા નામની દીકરીને પરણ્યો હતો અને તેણીથી આ ચંદ્રગુપ્તનો જન્મ થયેલ છે.[૨૬] અને આ માન્યતા અનુસાર ચંદ્રગુપ્ત તે નવમાનંદનો પુત્ર થાય. પણ જ્યારે આપણને એમ ખાત્રી થાશે કે મૌર્ય નામની તો કોઇ ઉચ્ચ ક્ષત્રિય જાતિ છે ત્યારે આપોઆપ આ બધાં અનુમાનો અને ભ્રાંતિઓ નષ્ટ થઇ જશે.

---

સંબંધ ' વાળો પારિ. આગળ ઉપર )

પિતાના નામ તરીકે મોહપાળને બદલે મોરપાળ હજુ હોઇ શકે ખરૂં. કેમકે મોરપાળનો અર્થ એમ થાય છે કે, મોરને પાળનાર તે મોરપાળ. પછી તે નવમાનંદના મોરખાતાનો ( તે વખતે રાજાઓ મોરનાં માંસને વધારે મહત્ત્વ આપતા હતા-જુઓ સમ્રાટ પ્રિયદર્શિનનો ખડક લેખ ) ઉપરી અધિકારી હોય, પણ જ્ઞાતિએ ક્ષત્રિય ન પણ હોય. છતાં તે રાજાના તાબે નોકર હોવાથી, તેને મયૂરપોષક કહી શકાય. તેવા પુરૂષની મુરા નામે સ્વરૂપવતી કન્યા હોય અને તેની સાથે રાજા મહાનંદ પરણ્યો હોય તેમ પણ બની શકે (જેમ મહાપદ્મ એ શૂદ્રાણી પરણ્યો હતો તેમ) અને તેણીના પેટે ચંદ્રગુપ્તનો જન્મ થયો હોય. આ સ્થિતિમાં ચંદ્રગુપ્તને ક્ષત્રિય પણ કહી શકાય, તેમ મુદ્રારાક્ષસમાં કહ્યા પ્રમાણે ( જુઓ નીચેની ટીકા ૨૬ ) વૃષલ પણ કહી શકાય. આ પ્રકારની કલ્પનાને પણ સ્થાન હોઇ શકતું નથી, કેમકે મૂળે ચંદ્રગુપ્ત અને નવમાનંદ વચ્ચે પિતા-પુત્રનો સંબંધજ ઘટી શકતો નથી, એટલે તે બાબતની દલીલોજ અસ્થાને છે.

કે. હી. ઇ. પૃ. ૪૭૦: નંદરાજાના કૌટુંબિક સંબંધથી હલકા કુળમાં ચંદ્રગુપ્તનો ઉદ્દભવ થયો મનાય છે. C. H. I. P. 470:-Chandragupta is represented as a lowborn connexion of family of Nanda

( ૨૪ ) ચંદ્રને ગુપ્ત-ઢાંકી રાખી, માત્ર તેનું બિંબ એક છિદ્રદ્વારા બતાવવામાં આવ્યું હતું. તેથી ચંદ્રગુપ્ત નામ પાડવામાં આવ્યું હોય એમ સંભવે છે.

( ૨૫ ) આગળના વખતમાં રાજાઓ મોર-મયૂરના માંસને બહુ પસંદ કરતા હતા. જુઓ પ્રિયદર્શિન સમ્રાટનો ખડકલેખ. જેથી મયૂરના ટોળાને ઉછેરતા: અને આવા મયૂર ટોળાનો ઉછેરનાર તે મયૂરપોષક કહેવાતો.

( ૨૬ ) ઇ. કો. ઇ. ની પ્રસ્તાવના પૃ. ૩૪ ટી. નં. ૧ તથા પૃ. ૨૯ ટી. ૩ માં પ્રોફેસર હુલ્ટઝ સાહેબે લખ્યું છે કે:-' According to Mudra-rakshasa, Chandragupta was a Vrisal ' i. e. a member of the sudra caste-મુદ્રારાક્ષસના કહેવા મુજબ ચંદ્રગુપ્ત વૃષલ એટલે શૂદ્ર જાતિનો છે. પણ વૃષલનો અર્થ આ પ્રમાણે થતો નથી. વૃષલ એટલે, મર્યાદિત સત્તાધિશ રાજા, એમ અર્થ કરવો રહે છે.

વળી આ શબ્દનો પ્રયોગ અંધ્રપતિ શ્રીમુખને માટે પણ કરાયો છે. જુઓ તેનું ચરિત્ર, ચોથા ભાગમાં: ત્યાં વૃષલોવહિ લખ્યું છે.

**નવમાનંદ સાથેનો તેનો સંબંધ**

કેટલાકનો અભિપ્રાય એમ થાય છે કે, ચંદ્રગુપ્ત તે નવમાનંદનો પુત્ર હતો.[૨૭] અને તેથીજ તે તેની પછી મગધ સમ્રાટ થયો છે. પણ તેમનો અનુમાન, મેં ઉપર જણાવ્યું તેમ, માત્ર પાછળ આવનાર–હોય, તે બહુધા પુત્ર તરીકેજ ગણાય તે પ્રકારની એક પ્રણાલી અનુસારજ છે. પણ નવમાનંદને અને ચંદ્રગુપ્ત મૌર્યને પિતા પુત્રનો[૨૮] ( કેટલાક તો વળી જાતજાતના અનુમાન દોર્યે જાય છે ) સંબંધ હોઇજ ન શકે તેનાં સવિશેષ દૃઢ કારણો છે. જેમકે (૧) ઉપર આપણને માલૂમ થયું છે કે, ચંદ્રગુપ્ત પોતે નંદરાજા ઉપર વિજય મેળવીને, પાટલિપુત્રમાં પ્રવેશ કરતો હતો ત્યારે, નંદરાજાની કન્યા ચંદ્રગુપ્ત ઉપર મોહિત થઈને તેને પરણી છે.[૨૯] જો નંદનો પુત્રજ ચંદ્રગુપ્ત હોય, તો તે નંદકન્યાને–એટલે પોતાની બહેનને–પરણી શકે ખરો ? કોઇ એમ પણ દલીલ લાવે કે, ચંદ્રગુપ્ત અને આ નંદકન્યાની જનેતાઓ જુદી હશે. પણ આવી ભ્રાંતિ ઉત્પન્ન કરનાર ભૂલી જતા દેખાય છે કે, લગ્નસંબંધ હમેશાં, ભિન્ન બીજ વચ્ચે ગોઠવાયછે. નહીં કે ભિન્ન ઉત્પાદક ભૂમિ[૩૦] વચ્ચે. અત્યારે પણ જે જે કોમ કે જ્ઞાતિમાં એકજ પિતૃપક્ષના તેમજ, એકદમ નજીકના કોઈ વરકન્યાનાં, લગ્ન ગોઠવાય છે, તેમાં પણ અમે નથી જાણતા કે, તેજ બાપથી ઉત્પન્ન થયેલાં બે કુમાર અને કુમારીનાં લગ્ન સંબંધ કરવામાં આવતા હોય. સારાંશ કે નંદકન્યા અને ચંદ્રગુપ્ત પોતે, જો નંદનાંજ સંતાનો હોય, પછી તે ભલે ગમે તે રાણીથી ઉત્પન્ન થયેલ હોય, તો પણ તે દંપતિ તરીકે તો નજ જોડાઇ શકે ! (૨) નવમાનંદનો વંશ તે નાગવંશ કહેવાય છે, જ્યારે ચંદ્રગુપ્તનો મૌર્યવંશ કહેવાય છે. એટલે બંને વંશની ભિન્નતાથી, તે બંને જુદા વંશનાજ ઠરે છે. ( ૩ ) નંદરાજાનો વંશ તે મલ્લનામક ક્ષત્રિય જાતિનો[૩૧] છે. જ્યારે ચંદ્રગુપ્તનો વંશ તે મૌર્યનામક ક્ષત્રિય જાતિનો છે, કે જે લિચ્છવી ક્ષત્રિયનો એક પેટાવિભાગ છે. ખરી વાત છે, કે તે બંને સંત્રીજીઓ છેજ અને તેથી ઉચ્ચ ક્ષત્રિય કુળોત્પન્ન ગણાયજ. મૌર્યજાતિ તે [૩૨]લિચ્છવીનો પેટાવિભાગછે. એમ આપણે સમ્રાટ પ્રિયદર્શિનના વર્ણનમાં સાબિત કરીશું. ( ૪ ) એટલું ચોક્કસજ છે કે બંને જુદી જુદી જ્ઞાતિના છે. અને તેથીજ નંદકન્યાને ચંદ્રગુપ્ત પરણેલ છે. પૂર્વે એક શિરસ્તો હતો કે,

( ૨૭ ) જુઓ પુ. ૧ લું પૃ. ૩૬૮: મૌ. સામ્રા. ઇતિ. પૃ. ૯૪ : -- ચંદ્રગુપ્ત અંતિમ નંદકા પૌત્ર થા ( ઢુંઢીરાજ ): ચંદ્રગુપ્તકો નંદકા પુત્ર સમજતા હૈં ( શ્રીધર ): કથા સરિતસાગર પ્રમાણે તે મહાપદ્મનંદનો પુત્ર થાય છે. ( તેજ પુસ્તકમાં પૃ. ૫૬૦ ) હમારી સંમતિમેં ચંદ્રગુપ્ત, સંપ્રતિકા હી દૂસરા નામ યા બિરૂદ થા

( ૨૮ ) ઉપરની ટીકાઓ નં. ૨૭ તથા નં. ૧૯ જુઓ.

( ૨૯ ) જુઓ આગળ.

( ૩૦ ) માતા તે ભૂમિરૂપ ગણાય અને પિતાનું વીર્ય તે બીજ રૂપ: એટલે કે, બાપ એકજ હોય પણ માતા જુદી હોય તોયે, બધાં ફરજંદો સગોત્રીયજ ગણાય: પણ મા એક હોય, અને પિતા જુદા જુદા હોય ( એટલે કે માતાએ પુનર્લગ્ન કર્યું હોય તો ) તો પ્રથમના પતિથી ઉત્પન્ન થયેલ પુત્રનું ગોત્ર જુદું ગણાય અને પુનર્લગ્ન બાદ પુત્ર થાય તેનું ગોત્ર જુદું ગણાય: અને આવા ભિન્ન ગોત્રીઓ વચ્ચે હજુ લગ્ન થઇ શકે (જોકે તેમ પણ નથીજ થતું કારણકે, તેવા પુત્ર અને પુત્રી–એકજ ઉદરમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી તેઓ સહોદર–સહોદરા ગણાય: તેથી તે બન્નેના લગ્નસંબંધનો નિષેધ ગણાય છે. )

( ૩૧ ) નંદરાજા તે શિશુનાગવંશી રાજા શ્રેણિકના પિત્રાઇ હોવાથી, તેનાજ કુળનો ઠરે: અને શ્રેણિક તો મલ્લ જાતિના હતા એમ આપણે ઠરાવી ગયા છીએ. એટલે નંદરાજા પણ મલ્લ જાતિના જ ક્ષત્રિય ઠર્યા.

( ૩૨ ) જુઓ સિક્કા નં. ૪૯, ૫૦ નું વર્ણન તથા ટીકાઓ રે. વે. વ. પુ. ૨ પૃ. ૧૩.

સંત્રીજી ક્ષત્રિયો સંત્રીજીમાંજ પરણી શકે, માત્ર તેના પેટાવિભાગી જાતોવાળા પોતપોતાની પેટાજાતિમાંજ ન પરણી શકે.[33] કારણ કે તેમ કરવામાં પિતૃ–ગોત્ર સંબંધને ધક્કો લાગે છેઃ સંત્રીજી ક્ષત્રિયમાં નવ મલ્લજાતિ અને નવ લિચ્છવીજાતિ મળીને અઢાર વિભાગો હતા એમ દેખાય છે.

**રાજ્યારંભ**

કોઇ ગ્રંથમાં, ચંદ્રગુપ્તના રાજ્યારંભની કે અંતની સાલ નોંધાયલી જણાતી નથી, પણ કેટલાક ઐતિહાસિક બનાવોના આધારે આપણે તે બધી સાલો સવળતાથી તારવી શકીએ તેમ છે જ. પ્રથમ તેનો વિચાર કરીશું.

(૧) બ્રાહ્મણ ધર્મના પૌરાણિક ગ્રંથોમાં જણાવ્યું છે કે,[34] " નંદ પહેલાના રાજ્યાભિષેક બાદ સો વર્ષે, ચંદ્રગુપ્ત મગધપતિ ( સમ્રાટ ) થયો હતો. " આમાં બે મુદ્દાની વિચારણા કરવી રહે છે. એક તો નંદ પહેલાના રાજ્યાભિષેકનો સમય, અને બીજો, ચંદ્રગુપ્તનું મગધપતિ થવુંઃ તેમાં પહેલો મુદ્દો, પુસ્તક પહેલામાં સાબિત કરી ગયા છીએ તે પ્રમાણે ઇ. સ. પૂ. ૪૭૨=મ. સં. ૫૫ છે. હવે બીજો મુદ્દો વિચારીએ. ચંદ્રગુપ્તે ચાણક્યની અને રાજા વક્રગ્રીવની મદદથી, મગધપતિ નવમાનંદને હરાવીને મગધની ગાદી મેળવી હતી, તે હકીકત પુ. ૧લામાં જણાવી ગયા છીએ, તેમ હવે પછી પણ તેનો ઉલ્લેખ કરવામાં આવશે. અને એટલું તો સ્વીકારવું જ પડશે કે, તેણે મગધ ઉપર આ પ્રમાણે ચડાઇ કરીને જીત મેળવી હતી તે પહેલાં તે અન્ય ભૂમિ ઉપર, નાના પ્રમાણમાં કાંઇક સત્તાધીશ તો હતો જ.[35] મતલબ કહેવાની એ છે કે, પોતે મગધપતિ થયો એટલે, મગધનો સમ્રાટ બન્યો તે પહેલાં કેટલાય વખતથી રાજા તરીકે તો તેની કારકિર્દી શરૂ થઇ જ હતી. જ્યારે અહીં જે બે બનાવ વચ્ચેનો આંતરો સો વર્ષ તરીકે પુરાણકારે બતાવ્યો છે, તે તેના મગધપતિ અથવા સમ્રાટ બનવાની તારીખ વચ્ચેનો છે, નહીં કે તે રાજપદે આવ્યો તે તારીખ વચ્ચેનો. એટલે પુરાણકારના કથન પ્રમાણે નંદ પહેલાના રાજ્યાભિષેકની સાલ ( ઇ. સ. પૂ. ૪૭૨ )માંથી સો વર્ષ બાદ કરતાં ઇ. સ. પૂ. ૩૭૨ આવે છે તે સાલમાં,[36] ચંદ્રગુપ્ત મગધપતિ બન્યો હતો એમ કહેવાનો ભાવાર્થ છે.

(૨) બુદ્ધ સંવત ( બુ. સં. ) ૧૬૨ માં રાજા ચંદ્રગુપ્ત ગાદીપતિ[37] બન્યો હતો એમ

---

( ૩૩ ) મહાવીરના પિતા સિદ્ધાર્થ રાજા જ્ઞાત જાતિના હતા. અને તેમના માતામહ ચેટકપતિ લિચ્છવી જાતિના હતાઃ આ જ્ઞાત જાતિ અને લિચ્છવી જાતિ બન્ને સંત્રીજી ક્ષત્રિયની શાખા હોઇને, તેમના પુત્રો અંદર અંદર લગ્નગ્રંથીથી જોડાઇ શકેઃ તેથીજ રાજા સિદ્ધાર્થ સાથે ચેટકપતિ રાજાની બહેન ત્રિશલાજીનો લગ્નસંબંધ થયો હતો. પણ એ બન્ને એકજ શાખાના હોત તો લગ્ન થઇ ન શકતઃ એટલેકે બન્ને જ્ઞાત જાતિના કે લિચ્છવી જાતિના હોત તો લગ્ન ન થઇ શકતઃ પણ ભિન્ન શાખાના હોવાથી પરણી શક્યા. ( જુઓ ઉપર પરિચ્છેદ બીજાની હકીકતમાં લગ્ન વિશેનું વિવેચન ).

( ૩૪ ) ઇ. એ. પુ. ૩૨ પૃ. ૨૩૧:—The Brahamin's Puranas state that, Chandragupta ascended the throne of Magadha (became emperor—આ કૌંસમાં લખેલ અક્ષરો મારી તરફના સમજવા ) 100 years after the accession of Nanda I.

( ૩૫ ) એટલે કે તે રાજા થયો તે સાલ પણ જુદી છે અને સમ્રાટ બન્યો તે સાલ પણ જુદી છે. બે બનાવની વચ્ચે લગભગ આઠથી નવ વરસનો અંતર છે તે આપણે આગળ જોઇશું ( જુઓ દલીલ નં. ૨ )

( ૩૬ ) અને આ સાલ બરાબર છે એમ આપણને ક્રમે ક્રમે માલૂમ પડતું જશે.

( ૩૭ ) ત્યાં Accession શબ્દ છે. Accession એટલે ગાદીએ બેસવું અને Coronation એટલે રાજ્યાભિષેક થવો એમ સમજવુંઃ પહેલી ક્રિયા તે તેનું સામાન્ય રાજપદે બિરાજવાનું સમજવું અને બીજી ક્રિયા તે મગધસમ્રાટ થયો તે સમજવી.

સિંહાલીઝ ક્રોનીકલ્સમાં જણાવાયું છે.[૩૮]

આપણે પ્રથમ પરિચ્છેદમાં સાબિત કરી ગયા છીએ કે, સિંહાલીઝ પ્રજા બુ. સં. ની ગણત્રી ઇ. સ. પૂ. ૫૪૩ થી ગણે છે. એટલે તે હિસાબે બુ. સં. ૧૬૨=ઇ. સ. પૂ. ૩૮૧ આવશે. ઉપરની પહેલી દલીલમાં આપણે જોઇ ગયા છીએ કે તે ઇ. સ. પૂ. ૩૭૨ માં મગધનો સમ્રાટ બન્યો હતો. અને ટી. નં. ૩૫ માં લખ્યું છે કે, સમ્રાટ અને રાજા બનવાની વચ્ચે આઠથી નવ વરસનું અંતર છે; અને એટલું તો વાસ્તવિક છે કે, કોઇ પણ વ્યક્તિ જ્યારે રાજા થાય ત્યારે પ્રથમ સાદો રાજા બને, અને પછી સમ્રાટ બનેઃ જેથી ઇ. સ. પૂ. ૩૭૨માં નવ વરસ ઉમેરતાં, ઇ. સ. પૂ. ૩૮૧ માં તે રાજા બન્યો હતો એમ સિદ્ધ થાય છે.

(૩) જનરલ કનિંગહામ સાહેબનું કહેવું એમ થાય છે કે,[૩૯] " બુદ્ધ સંવત ૧૬૨ માં ચંદ્રગુપ્તનું ગાદીપતિ બનવું થયું હતું; એમ ગણીને તેની સાલ જે ઇ. સ. પૂ. ૩૧૬ ઠરાવાય છે, તેમાં આશરે ૬૬ વર્ષની ભૂલ રહી જાય છે એટલું ચોકક્સ છે. એટલે કે, તેમના મત પ્રમાણે બુ. સં. ૧૬૨ બરાબર છે. પણ તેને ઈ. સ. પૂ. ૩૧૬ જે ઠરાવાય છે તેમાં ૬૬ વર્ષની ભૂલ છે. ૩૧૬ને બદલે ૩૧૬+૬૬=ઇ. સ. પૂ. ૩૮૨ જોઇએ એમ તેમનું કહેવું થાય છે.[૪૦] અને આપણી ગણત્રી પણ તેજ પ્રમાણે થાય છે[૪૧].

( ૪ ) મૌર્યવંશની સ્થાપ્ના બુ. સં. ૧૬૨ માં થઇ છે[૪૨]. મૌર્યવંશની સ્થાપ્ના એટલે, ચંદ્રગુપ્તે મગધપતિ તરીકે રાજ્યની લગામ હાથ ધરી એમ નહીં, પણ તેણે જ્યારથી નાનકડા રાજ્ય પ્રદેશ ઉપર રાજ્ય વહીવટ ચલાવવા માંડયો ત્યારથી જ તેની કારકિર્દી શરૂ થઇ ગણાયઃ તેમજ તેના વંશની સ્થાપ્ના પણ તેજ સમયથી થઇ કહેવાય; અને બુ. સં. ૧૬૨=ઇ. સ. પૂ. ( ૫૪૩–૧૬૨ )= ૩૮૧–૨ કહેવાય.[૪૩] આ પ્રમાણે બૌદ્ધ સાહિત્ય આધારે ઉપરની ચાર દલીલો તપાસી લીધી. હવે જૈન ગ્રંથો શું કહે છે તે તપાસીએ.

( ૫ ) જૈન સાહિત્ય પ્રમાણે[૪૪] ચંદ્રગુપ્ત રાજાએ મહાવીર નિર્વાણ પછી ૧૫૫ વર્ષે નંદવંશનો નાશ કર્યો હતો એમ હકીકત નીકળે છે. અને મહાવીર નિર્વાણ ઇ. સ. પૂ. ૫૨૭ માં ગણાય છે. એટલે તે હિસાબે ૫૨૭–૧૫૫=ઇ. સ. પૂ. ૩૭૨ ની સાલ થઇ, કે જ્યારે નંદવંશની સમાપ્તિ થઇ હતી અને ચંદ્રગુપ્ત મગધપતિ બન્યો હતો.

---

વળી આગળ ઉપર જુઓ તેના રાજ્યકાળ વિશેની હકીકતે.

( ૩૮ ) જુઓ ઇ. એ. પુ. ૩૭ પૃ. ૩૪૫.

( ૩૯ ) ઇં. કો. ઇં. ક. ની પ્રસ્તાવના પૃ. ૪ ' It seems certain that there is an error of about 66 years in the dates of Chandra gupta's accession A. B. 162, instead of B. C. 316.

( ૪૦ ) ઉપરની દલીલ બીજીમાં આપણે તેજ પ્રમાણે સાબિત કર્યું છે

( ૪૧ ) આ ઉપરથી એમ પણ સિદ્ધ થયું કે, બુ. સં. ૧૬૨ = ઇ. સ. પૂ. ૩૮૧ સમજવું એટલે બુ. સં. ની આદિ ઇ. સ. પૂ. ૧૬૨ + ૩૮૧ = ઇ. સ. પૂ. ૫૪૪-૪૩ માં થઇ ગણવી. ( સરખાવો પ્રથમ પરિચ્છેદ પૃ. ૯ ની હકીકત )

( ૪૨ ) ઇ. એ. પુ. ૩૨ પૃ. ૨૨૭

( ૪૩ ) જુઓ ઉપરની દલીલો નં. ૨. અને ૫.

( ૪૪ ) જુઓ પરિશિષ્ટ પર્વમાં સર્ગ ૮, ૩૩૯: વળી જુઓ પુ. ૧. પૃ. ૨૦૦ અને આગળની ચર્ચા: કે. હી. ઇં. પૃ. ૧૫૬ ( Hemchandra states that at this time 155 years had elapsed since the death of Mahavira )

ઇ. હી. ક્વૉ. પુ. ૫, સપ્ટેંબર ૧૯૨૯ પૃ. ૪૦૦ "एवं च श्रीमहावीर मुक्तेर्वर्ष शते गते पंचपंचाशदधिके चंद्रगुप्तो भवन् नृपः "

( ૬ ) શ્રવણુ બેલગોલના લેખ આધારે જણાય છે કે ચંદ્રગુપ્તના[૪૫] ગુરૂનું નામ શ્રી ભદ્રબાહુ હતું. અને જૈન મત પ્રમાણે ( બન્ને શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયની માન્યતા પ્રમાણે ) તેમનો ધર્મશાસનકાળ મ. સં. ૧૫૬ થી ( ઇ. સ. પૂ. ૩૭૧ ) ૧૭૦ સુધી ( ઇ. સ. પૂ. ૩૫૭ સુધી ) ૧૪ વર્ષનો[૪૬] ગણાય છે. એટલે સાર એ થયો કે, સમ્રાટ ચંદ્રગુપ્ત[૪૭] પણ તેમના સમકાલિન તરીકે તે અરસામાં જ ( ઇ. સં પૂ. ૩૭૧ થી ૩૫૭ સુધી ) હોઇ શકે; નહીં કે યવન શહેનશાહ અલેકઝાંડર ધી ગ્રેઇટ જ્યારે ઇ. સ. પૂ. ૩૨૭ માં હિંદ ઉપર ચડી આવ્યો, ત્યારે જે સેંડ્રેકોટસ નામની વ્યક્તિની–પૂર્વ હિંદના સમ્રાટની–તેણે મુલાકાત લેવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો અને તે સમ્રાટ સેંડ્રેકોટસને, જેમ વર્તમાન કાળના વિદ્વાનોએ મૌર્ય ચંદ્રગુપ્ત ઠરાવી દીધો છે અને તે આધારે તે સેંડ્રેકોટસ ઉર્ફે ચંદ્રગુપ્તનો સમય પણ ઇ. સ. પૂ. ૩૨૭ની આસપાસનો ગણાવવા તત્પર થયા છે તેમ. ( મતલબ કે સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત પણ નથી, તેમ ચંદ્રગુપ્તનો સમય ઇ. સ. પૂ. ૩૨૭ પણ નથી, પણ ઇ. સ. પૂ. ૩૭૨ નો છે. )

( ૭ ) જેમ નં. ૫ અને નં. ૬ની બન્ને દલીલો, જૈન સંપ્રદાયના બન્ને ફિરકા–શ્વેતાંબર દિગંબરને માન્ય રહે તેવા મુદ્દા લઇને ચર્ચા કરી છે. તેમ બન્નેને સંમત છે એવી ત્રીજી હકીકત આપણી આ ચર્ચાને સમર્થન આપે તેવી, અને ઐતિહાસિક દૃષ્ટિથી પુરવાર થયેલી છે, તેની અત્રે રજુ કરીશું.

પુસ્તક પહેલામાં, નવમાનંદ અથવા મહાનંદના વૃત્તાંતે જણાવી ગયા છીએ કે, તેનો મહામંત્રી નામે શકડાળ હતો. આ શકડાળને બે પુત્રો હતા. મોટાનું નામ સ્થૂલીભદ્ર અને નાનાનું નામ શ્રીયક. એકદા મહામંત્રી શકડાળ ઉપર

( ૪૫ ) આ ચંદ્રગુપ્ત અને ભદ્રબાહુનો સંબંધ શિષ્ય અને ગુરૂપણે કહેવાય: વળી દિગંબર સંપ્રદાયમાં, એકબીજા ભદ્રબાહુ થયા છે અને તેમના શિષ્ય નહીં પણ પ્રશિષ્યનું નામ ગુપ્તિચંદ્ર હતું: એટલે ઉપરના ગુરૂ શિષ્ય ( ભદ્રબાહુ અને ચંદ્રગુપ્ત )ને આ બીજા ( ભદ્રબાહુ અને ગુપ્તિચંદ્રને ) ઠરાવી દીધા છે. આ બાબત કેમ થવા પામી છે, તે આગળ ઉપર વળી કહેવાશે. હાલ તો નીચેની ટીકા નં. ૪૬ જુઓ.

( ૪૬ ) આ ભદ્રબાહુ તે તેજ છે કે, જે શ્રી મહાવીરની છઠ્ઠી પાટે થયા છે અને જેમને બન્ને સંપ્રદાય વાળાએ છેલ્લા શ્રુતકેવળી ગણાવ્યા છે. તેમનો સમય મ. સં. ૧૫૬ થી ૧૭૦ = ૧૪ વર્ષનો કહેવાય છે.

( ૪૭ ) પુ. ૧ લામાં જણાવી ગયા છીએ કે, નંદિવર્ધન પહેલાના સમયે, અવંતિનો પ્રદેશ ( મ. સં. ૬૦ = ઇ. સ. પૂ. ૪૬૭ માં ) મગધ સામ્રાજ્યનું એક અંગ બની ગયો હતો. અને ત્યારથી અવંતિ પ્રદેશ ઉપર, મગધ સમ્રાટની આણ ચાલી આવતી હતી નંદ પહેલાથી માંડીને નવમાનંદ સુધી તે નંદવંશી રાજ્ય અમલ તળે રહ્યો. અને પછી મગધ ઉપર મૌર્યવંશી રાજ્ય અમલ શરૂ થતાં, અવંતિ દેશ પણ મૌર્ય રાજાની સત્તામાં આવ્યો. એટલે ચંદ્રગુપ્ત મૌર્યની હકુમતમાં અવંતિ આવ્યો હતો. આ ચંદ્રગુપ્તે અને ચાણક્યે રાજકીય કારણોમાં જે અનેક ફેરફારો કર્યા છે, તેમાંનું એક એ પણ હતું, કે અવંતિમાં પોતાનો એક સૂબો અથવા તો રાજકુમારને નીમતા. બનવાજોગ છે કે ચંદ્રગુપ્તને પોતાના યુવરાજ બિંદુસારને અંહી સૂબા તરીકે નીમવાની ઇચ્છા થઇ હોય, પણ તેની નાની ઉમર અને નાજુક તબીયતને લીધે પોતેજ ત્યાં અવારનવાર જઇ આવવાનું રાખ્યું હતું. અને તેટલા માટે પોતાના નિવાસસ્થાન સારૂ, રાજમહેલ વિગેરે બનાવ્યા હતા.

વર્ષના અમુક વખતે ત્યાં તે રહેતો અને સૂતો: આવા કાળ દરમ્યાન એકદા તેને સોળ સ્વપ્નાં લાધ્યાં હતાં, જેનું નિરૂપણ તેણે પોતાના ગુરૂશ્રી ભદ્રબાહુસ્વામિ જે ત્યાં અવંતિમાં તે સમયે સ્થિત થયા હતા, તેમની પાસે નિવેદિત કર્યું હતું. ( એટલેજ શ્રીભદ્રબાહુ અને ચંદ્રગુપ્તનો મેળાપ અવંતિમાં થયો હતો ) સરખાવો ઉપરનું ટી. નં. ૪૫ ની હકીકત.

મુનિશ્રી કલ્યાણવિજયનું માનવું એમ છે કે (જુઓ "જૈનકાળગણના" નામનો તેમનો નિબંધ. ૧૯૮૭ માં છાપેલ પૃ. ૬૮ ) ભદ્રબાહુ અને ચંદ્રગુપ્ત સમકા-

રાજ્યદ્રોહી:હોવાનું, રાજા મહાનંદના કાનમાં વિષ રેડાયું હતું: અને તેના પ્રતિકાર માટે ખુદ અમાત્યે પોતેજ, પોતાનું મૃત્યુ, પોતાના પુત્ર શ્રીયકના હાથે વહોરી લીધું હતું. આ બધું વર્ણન ત્યાં આગળ વર્ણવી ગયા છીએ. તેનો સમય મ. સં. ૧૫૦ = ઇ. સ. પૂ. ૩૭૭ ઠરાવાયો છે. મહામંત્રી શકડાળનું મરણ થતાં, તે પદ ઉપર તેના જ્યેષ્ઠ પુત્ર સ્થૂલીભદ્રની નિમણુંક કરવાનું રાજા મહાનંદે કહેણુ મોકલ્યું હતું. પણ સ્થૂલીભદ્રે તે કહેણનો સ્વીકાર ન કરતાં, ઉલટું શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે[૪૮] જૈન સાધુપણું અંગીકાર કરી લીધું હતું. તે સમયે સ્થૂલીભદ્રની ઉમર ત્રીસ વર્ષની હતી.[૪૯]

આ ઉપરથી જોઇ શકાશે કે નવમો નંદ રાજા, શકડાળમંત્રી, સ્થૂલીભદ્રજી અને શ્રી ભદ્રબાહુ એમ ચારે વ્યક્તિઓ સમકાલિન પણે હતી. તેમ ઉપરની નં. ૬ ની દલીલ જણાવે છે કે, શ્રી ભદ્રબાહુ તે સમ્રાટ ચંદ્રગુપ્તના ગુરૂ હતા. તેમજ ઇતિહાસ પણ બાંગ પોકારીને જાહેર કરે છે કે,

---

લિન નથી. પણ તેમની ગણત્રી ચંદ્રગુપ્તનો સમય મ. સં. ૨૧૦ લેવાથી થયો છે. જ્યારે સમય તો ૧૫૫ છે એટલે તેમનું મંતવ્ય ફેરવવું રહે છે.

( ૪૮ ) મ. સં. ૧૫૦ = ઇ. સ. પૂ. ૩૭૭ માં આ બધા બનાવ બનવા પામ્યા છે. સ્થૂલીભદ્રની ઉમર તે વખતે ત્રીસ વર્ષની હતી. એટલે તેમનો જન્મ મ. સં. ૧૨૦ માં થયો હતો એમ થયું.

એમ પણ સિદ્ધ થયું કે, મ. સં. ૧૫૦ માં નવમાનંદનું રાજ્ય પ્રવર્તતું હતું, તથા શ્રી ભદ્રબાહુ સ્વામીનું શાસન પણ તે સમયે ચાલતું હતું.

આ બધા બનાવને ઇતિહાસનો ટેકો પણ મળે છે. એટલે તે સર્વને સત્યઘટના તરીકેજ સ્વીકારવી રહે છે.

( ૪૯ ) દિગંબર આમ્નાયના પુસ્તકોમાં પણ તેજ હકીકત વર્ણવેલી છે.

Studies of Jainism in South India Pt. II P. 3.:–Brahatkatha kosh by Harisena dtd. A. V. 931. says that, Bhadrabahu had the king Chandragupta as his disciple. So also Bhadrabahucharita by Ratnanandi of about 1450 A. V., repeated in Rajavali katha by Devchanda about 1800. ( મ. સં. ૯૩૧ માં હરિસેનના રચેલ બૃહદકથા કોષમાં જણાવ્યું છે કે, ભદ્રબાહુને ચંદ્રગુપ્ત નામનો શિષ્ય હતો: તેજ પ્રમાણે મ. સં. ૧૪૫૦ માં રત્નનંદીના રચેલ ભદ્રબાહુ ચરિતમાં હકીકત છે: અને પછી તેજ પ્રમાણે ૧૮૦૦ માં થયેલ દેવચંદ્ર રચિત રાજવલી કથામાં હકીકત નીકળે છે.)

ઇ. એ. પુ. ૨૧ પૃ. ૧૫૬ ૬૦ માં ડૉકટર ફ્લીટ જે એમ સમર્થન કરી રહ્યા છે કે, ભદ્રબાહુના શિષ્ય ચંદ્રગુપ્ત થયા છે, તે છેલ્લા શ્રુતકેવળી ભદ્રબાહુ નથી પણ બીજાજ ભદ્રબાહુ છે, અને આ બીજા ભદ્રબાહુનો સમય ઇ. સ. પૂ. ૫૩ થી ૩૧ સુધીનો છે. ( પણ આ માન્યતામાં ભૂલ છે. તે કેવી રીતે થવા પામી હશે તે વિશે મારૂં મંતવ્ય આ પ્રમાણે થાય છે. )

દિગંબર મત પ્રમાણે તેમના મતના સ્થાપક ગુપ્તિચંદ્ર, ઉર્ફે કુંદકુંદાચાર્ય ગણાય છે. અને તેમનો સમય મ. સં. ૬૦૯ = ઇ. સ. ૮૨-૩ નો કહ્યો છે. (ગુપ્તિચંદ્ર મુનિને, મુનિ ચંદ્રગુપ્ત પણ કહી શકાયજ) વળી આ કુંદકુંદાચાર્યના દાદાગુરૂ ( ગુરૂના ગુરૂ )નું નામ ભદ્રબાહુ હતું, અને કુંદકુંદાચાર્યનો સમય ઇ. સ. ૮૨ છે એટલે તેમના દાદા ગુરૂ ભદ્રબાહુનો સમય ઇ. સ. પૂ. ૩૧ નો કહેવામાં બાદ નથી આવતો: એટલે ઉપરના ગુપ્તિચંદ્ર મુનિ તેજ મૌર્યવંશી મુનિચંદ્ર ગુપ્ત માની લીધા, અને ગુપ્તિચંદ્રના દાદાગુરૂ ભદ્રબાહુને, મૌર્ય ચંદ્રગુપ્તના ગુરૂ ઠરાવી દીધા. ( એક તો ગુરૂને દાદાગુરૂ ઠરાવવા તે પણ ભૂલ અને ગુપ્તિચંદ્રને ચંદ્રગુપ્ત ઠરાવવા તે બીજી ભૂલ ) પણ તેથી એમ કયાં સિદ્ધ કરી શકાય છે કે સ્થૂલીભદ્રના ગુરૂ ભદ્રબાહુ શ્રુતકેવળી જે હતા તેજ, આ ગુપ્તિચંદ્રના દાદાગુરૂ ભદ્રબાહુ હતા. એવી રીતે બન્ને ભદ્રબાહુ જુદીજ વ્યકિતઓ છે. શ્રુતકેવળી ભદ્રબાહુ(પહેલા) નો સમય મ. સં. ૧૫૦ = ઇ. સ. પૂ. ૩૭૭ નો છે. જ્યારે ભદ્રબાહુ બીજા ( ગુપ્તિચંદ્રના દાદાગુરૂ )નો સમય મ. સં. ૬૦૦ = ઇ. સ. ૭૩ ની આસપાનો છે.

માત્ર નામના મળતાપણાને લીધેજ ડા. ફ્લીટ જેવા વિદ્વાને સમય ગોઠવવામાં ભૂલ કરી છે, અને તેને લીધે ગુપ્તિચંદ્ર ને મુનિ ચંદ્રગુપ્ત ઠરાવી દીધા છે ( વળી જુઓ આગળ ઉપર: તેમજ ઉપર નં. ૪૫ નું ટીપણ )

નવમા નંદ પછી, નંદ વંશનો નાશ કરીને (જુઓ ઉપરની દલીલ નં, ૧) ચંદ્રગુપ્ત મૌર્ય મગધનો સમ્રાટ બન્યો હતો. આ બધા મુદ્દાઓનો જો સમન્વય કરીશું તો ફલિતાર્થ એ જ આવશે કે, ઉપરના ચાર તેમજ ચંદ્રગુપ્ત મળીને, પાંચે પુરૂષો સમકાલિન પણે, અથવા બહુ બહુ તો પાંચ દશ વર્ષના નજીકમાં પ્રસિદ્ધપણે વિદ્યમાન હતા. એટલે સાબિત થયું ગણવું પડશે, કે સમ્રાટ ચંદ્રગુપ્તનો સમય ઈ. સ. પૂ. ૩૭૭ બાદ થોડા જ વર્ષમાં આરંભાયેલ હોવો જોઇએ. (નહીં કે વિદ્વાનોની માન્યતા પ્રમાણે ઇ. સ. પૂ, ૩૨૭ આસપાસનો)

(૮) જ. બી, રી. સો. પુ. ૧ પૃ. ૧૦૫ ના ટી. ૧૩૭ માં જણાવ્યું છે[૫૦] કેઃ—(જૈન ધર્મના) શ્વેતાંબર મત પ્રમાણે ચંદ્રગુપ્તનું ગાદીએ બેસવું, અને (આર્ય) સુહસ્તિનનું મરણ પામવું, તે બે બનાવની વચ્ચે ૧૦૯ થી ૧૧૦ વર્ષનું અંતર છે. (જુઓ, મિ. હરમન જેકોબીએ રચેલા પરિશિષ્ટ પર્વની પ્રસ્તાવનાનું પૃ. ૫) અને આ (આર્ય) સુહસ્તિન, જે સમ્રાટ સંપ્રતિના સમકાલિન હતા, તેમનો સમય શ્વેતાંબર મત પ્રમાણે. મ. સં. ૨૬૫ નો છે.

હવે જો આર્ય સુહસ્તિન, જે સમ્રાટ સંપ્રતિના ગુરૂ હોઇને તે બન્ને સમકાલિનપણે હતા. તેમનો સ્વર્ગકાલ ૨૬૫ લઇએ[૫૧] તો તેમાંથી ૧૦૯–૧૦ બાદ કરતાં ચંદ્રગુપ્તના રાજ્યાભિષેકની સાલ મ. સં. ૧૫૫ (૨૬૫–૧૧૦=૧૫૫) આવી રહે છે.

ઉપરની આઠ દલીલો પ્રમાણે બૌદ્ધમત, જૈનમત તેમજ અન્ય ઐતિહાસિક (વૈદિક પુરાણો સુદ્ધાંના) પુરાવાના આધારે સમ્રાટ ચંદ્રગુપ્તના રાજ્યકાળના પ્રારંભ સંબંધીની સાલો નીચે પ્રમાણે ગોઠવી શકાઇ ગણાશે.

(૧) મૌર્યવંશની સ્થાપના, અથવા ચંદ્રગુપ્તનું રાજા બનવું; મ. સં. ૧૪૬ (ઇ. સ. પૂ. ૩૮૧–૨) (ઉપરની દલીલ નં. ૨, ૩, ૪ માં સાબિત કરી ગયા પ્રમાણે)

(૨) રાજા ચંદ્રગુપ્તનું મગધના સમ્રાટ બનવું અને નંદ વંશનું ખતમ થવું; મ. સં. ૧૫૫=ઇ. સ. પૂ. ૩૭૨ (ઉપરની દલીલ નં. ૧, ૫, ૬, ૭ અને ૮ માં જણાવ્યા પ્રમાણે.)

**તેનો રાજ્ય કાળ તથા આયુષ્ય**

તેના રાજ્યના આરંભની તારીખો ગોઠવી લીધા પછી, તેનું રાજ્ય કેટલા વર્ષ ટક્યું તથા કયારે અને કેમ અંત આવ્યો તે હવે નક્કી કરીએ. અને તેનો નિર્ણય થઇ ગયો એટલે તેનું આયુષ્ય કેટલું હતું તથા તેની જીંદગીનો અંત કેમ આવ્યો, તથા તે બન્ને બનાવો એક જ સમયે બનવા પામ્યા હતા કે કેમ તે સર્વ આપો આપ સિદ્ધ થઇ જશે.

ચંદ્રગુપ્તે ૨૪ વર્ષ[૫૨] રાજ્ય કર્યું છે.

(૫૦) J. O. B. R. S. Vol. I. P. 104 f. n. 137. " The Swetambers count 110 or 109 years, between the accession of Chandragupta and death of Suhastin (vide Parisistha Parva by H. Jacobi pref. 95) The date for Suhastin, who was a contemporary of Samprati is given by the Swetambers as 268 A. M. (Mahavira Samvat)

(૫૧) અહીં 'લઇએ' શબ્દ લખીને, કાંઇક શંસય હોય એવો ભાવાર્થ ઉભો થતું, લખાણ કર્યું છે તેનો મુદ્દો એમ છે કે, શ્વેતાંબર સંપ્રદાયના કેટલાક ગ્રંથકારનું માનવું એમ થાય છે કે, આર્યસુહસ્તિનનું સ્વર્ગ ૨૯૦ માં થયું છે, જ્યારે કેટલાકનું માનવું ૨૬૫ નું થાયછે. તેમ દિગંબર સંપ્રદાયનું માનવું પણ ૨૬૫ નું થાયછે: અને વિશેષ ચિંતવન કરતાં જણાય છે કે દિગંબર મત વધારે ભરૂસાપાત્ર છે. (આ વિષય અહીંનો નથી એટલે તેની ચર્ચા કરી નથી. માત્ર પરિણામજ કહી દીધું છે.)

(૫૨) ઇ. કો. ઇ. પ્રસ્તાવના પૃ ૩૨. Dipwamsa, Mahavamsa and Samant Prasadika

એમ પુરાણ તથા બૌદ્ધગ્રંથ એકમતે વદે છે.[૫૩] જ્યારે જૈન ગ્રંથો અવંતિપતિઓની નામાવળીમાં મગધપતિ ચંદ્રગુપ્તને ૧૬ વર્ષ પર્યંત રાજ્ય પદે રહ્યાનું જણાવે છે. આ બન્ને હકીકત જોકે, દેખીતી રીતે મળતી નથી આવતી. બાકી બારીકીથી જો નિહાળીશું તો બન્ને સત્ય જ છે. તે આપણને નીચેની હકીકતથી ખાત્રી થશે. બૌદ્ધગ્રંથમાં લખેલ છે કે[૫૪] બુદ્ધના નિર્વાણ બાદ ૧૬૨-૩ વર્ષે ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો છે: હવે બૌદ્ધ પ્રજામાં બે સંવતો પ્રચલિત છે. એક સંવત નિર્વાણ કાળથી, એટલે કે જ્યારથી બુદ્ધ દેવને જ્ઞાન પ્રાપ્ત થયું ત્યારથી=ઇ. સ. પૂ. ૫૪૩-૪ થી ગણાય છે અને બીજો સંવત પરિનિર્વાણ કાળથી, એટલે કે જ્યારથી બુદ્ધદેવનું મરણ થયું છે ત્યારથી=ઇ. સ. પૂ. ૫૨૦ થી. હવે ૧૬૨ વર્ષને નિર્વાણ કાળની ગણનામાં જો લઇએ તો ઇ. સ. પૂ. ૫૪૩-૧૬૨=ઇ. સ. પૂ. ૩૮૧માં ગાદી પતિ થયો એમ ગણાય, અને ૨૪ વર્ષ[૫૫] રાજ્ય ભોગવ્યું છે એટલે ૩૮૨-૨૪=ઇ. સ. પૂ. ૩૫૮ માં રાજપદ છોડી દીધું કહેવાય, અને જો પરિનિર્વાણ કાળની ગણત્રીએ ૧૬૨નો આંક ઘટાવીએ તો, ઇ. સ. પૂ. ૫૨૦-૧૬૨=ઇ. સ. પૂ. ૩૫૮ની સાલ આવે; અને તે સાલમાં "Chandragupta flourished (or lived)=" ચંદ્રગુપ્ત થઇ ગયો" આમ શબ્દ છે, એટલે જેમ ઇતિહાસમાં વૃત્તાંત લખતાં અમુક રાજા અમુક સમયે થઇ ગયો, એવા શબ્દો, તે રાજાના મરણ થયાની સાલ તરીકે વપરાય છે તેમ, અહીં પણ, ઇ. સ. પૂર્વે ૩૫૮માં ચંદ્રગુપ્તનું મરણ થયું એમ કહેવાનો ગ્રંથકારનો આશય હોવો જોઇએ (જો કે ઇ. સ. પૂ.

---

by Buddhaghosh all allot 24 to Chandragupta and 28 years to Bindusara = દીપવંશ, મહાવંશ અને બુદ્ધઘોષની સમંત પ્રસાદિકા વિગેરે સર્વ (બૌદ્ધગ્રંથોમાં) માં ચંદ્રગુપ્તના ૨૪, અને બિંદુસારના ૨૮ વર્ષ ગણ્યા છે.

(૫૩) અશોક પૃ. ૨૦૬ ટી. ૧:-મિ. ટરમોર અને વીજેસિંહ, તે બન્નેએ તેનું રાજ્ય ૩૪ વર્ષ ગણ્યું છે પણ તે આંકમાં લહિઆની ભૂલ થયેલી દેખાય છે: Turmore and Wijesimha, both assign him 34 years' reign. The figure seems to be a copyst's blunder.

(૫૪) ઇ. એ. પુ. ૩૨. પૃ. ૨૩૧: ઉપરમાં ટી. નં. ૩૪, ૩૭, ૩૮ જુઓ.

(૫૫) અત્રે એક ખુલાસો કરવાની આવશ્યકતા ઉભી થાય છે.

એક વખત તેના રાજ્યનો અંત આપણે ઇ. સ. પૂ. ૩૫૮ માં ગણાવીએ છીએ અને બીજી વખત ઇ. સ. પૂ. ૩૫૭ માં ગણાવીએ છીએ. તે ફેર બે કારણથી આવે છે. (૧) તેનું રાજ્ય પૂરાં ૨૪ વર્ષ પણ નથી ચાલ્યું તેમ પૂરાં ૧૬ વર્ષ પણ નથી ચાલ્યું; પણ ત્રેવીસ વર્ષ ઉપરાંત છ આઠ માસ છે, તેમ ૧૫ વર્ષ ઉપરાંત ચારેક માસ છે: પણ એક રવૈયો એવો ચાલતો આવ્યો છે કે, પંદર વર્ષ ઉપર કાંઇ પણ અધિક સમય કહેવો હોય તો, તેને સોળ વર્ષ તરીકેજ સાદી ભાષામાં બોલવું પડે છે: તેવીજ રીતે ૨૩ વર્ષ ઉપરના કાળનું સમજી લેવું. (૨) ઇ. સ. ની ગણત્રી કરવાની હોય ત્યારે તો આંક ઉમેરવો કે બાદ કરવો તેની સહેલાઇ છે, પણ ઇ. સ. પૂ. ની ગણત્રીમાંતો પાછલા પગલે હઠવું પડે છે. તેથી જરા ગુંચવણ પડે છે. જેમ કે, ઇ. સ. ૧૦૦ ના નવેંબરમાં ૨૩ વર્ષ અને ચાર માસ ઉમેરવા હોય તો ઇ. સ. ૧૨૪ નો ફેબ્રુઆરી આવે, અને બાદ કરવા હોય તો ઇ. સ. ૭૬ નો જુલાઇ આવે: એટલે કે ૧૦૦+૨૪=૧૨૪; ૧૦૦-૨૪=૭૬ એમ ૨૪ નો આંક (૨૩ વર્ષ ઉપરનો સમય ૨૪ વર્ષ કહેવાય તે) તો જળવાઇ રહે છે. પણ ઇ. સ. પૂ. ની ગણનામાં તેમ નથી થતું. જો ઇ. સ. પૂ. ૧૦૦ ના નવેંબરમાં ૨૩ વર્ષ અને ચાર માસ ઉમેરવા હોય તો ઇ. સ. પૂ. ૭૭ પૂરો થઇને ઇ. સ. પૂ. ૭૬ નો એપ્રીલ આવશે. પણ જો બાદ કરવા હોય તો ઇ. સ. પૂ. ૧૨૩ નો મે આવશે. આ પ્રમાણે બન્ને બાજુ ૨૪ ના આંકને બદલે ત્રેવીસનો આંક દેખાઇ આવે છે.

તેથી, એક ગણત્રીએ જે ઇ. સ. પૂ. ૩૫૮ અને બીજી ગણત્રીએ ઇ. સ. પૂ. ૩૫૭ આવે છે તેનો ભેદ પણ તે પ્રમાણે સમજી લેવો. વળી વિશેષ સમજુતિ માટે નીચેનું ટીપ્પણ નં. ૭૨.

૩૫૮માં તેનું મરણ નથી થયું, પણ તેના રાજ્યનો અંત આવ્યો છે. એટલે ઐતિહાસિક દૃષ્ટિએ તો તેના રાજ્યનો અંત કે તેનું મરણ, તે બન્ને બનાવો એકજ અર્થમાં આવી શકે છે. ( એટલે ગમે તે રીતીએ ગણત્રી કરો, તો પણ કહેવાનો ભાવાર્થ એમ જ થયો કે, તે ઇ. સ. પૂ. ૩૮૨માં ગાદી પતિ થયો છે અને ઇ. સ. પૂ. ૩૫૮ માં તેના રાજ્યનો અંત આવ્યો છે. જે હકીકત આપણે ઉપરમાં પૃ. ૧૪૬ પ્રમાણે સાબિત કરી ગયા છીએ.

પણ પૌરાણિક અને બૌદ્ધ ગ્રંથોમાં લખ્યા પ્રમાણે ૨૪ વર્ષ રાજ્ય કર્યાને બદલ જૈન ગ્રંથોએ[૫૬] ૧૬ વર્ષ રાજ્ય કર્યાનું લખ્યું છે, તેનો હિસાબ કરીએ તો તે રાજગાદીએ આવ્યો તે દૃષ્ટિથી નથી લખાયું, પણ મગધપતિ તથા અવંતિપતિ તરીકે ભારત સમ્રાટ પોતે બન્યો હતો, તે દૃષ્ટિથી જ લખાયું છે. મતલબ કે ચંદ્રગુપ્તના સમ્રાટ પણાનો કાળ દર્શાવ્યો છે. અને તે તો આપણે જોઇ ગયા છીએ કે, મ. સં. ૧૫૫ માં=ઇ. સ. પૂ. ૩૭૨ માં નંદરાજાને હરાવ્યા પછી જ શરૂ થયો છે. જેથી ઇ. સ. પૂ. ૩૭૨ થી શરૂ થઇને ઇ. સ. પૂ. ૩૫૬[૫૭] સુધી લંબાતો હોવાથી સોળ વર્ષનોજ તે આવી રહે છે. હવે આ ઉપરથી સ્પષ્ટપણે સમજાયું હશે કે ચંદ્રગુપ્તનું રાજ્ય ૨૪ વર્ષ ચાલ્યું છે, એમ કહેવામાં ન તો પૌરાણિક કે બૌદ્ધ ગ્રંથકારો એ ગળતી કરી છે, તેમ સોળ વર્ષ રાજ્ય ચાલ્યું છે એમ લખવામાં ન તો જૈન ગ્રંથકારોએ ભૂલ કરી છે. સર્વ ગ્રંથકારોએ પોતપોતાની શૈલીએ ગણત્રી કરીને સ્ફોટ કરી બતાવ્યો છે. આ પ્રમાણે ચંદ્રગુપ્તના રાજ્યનો કાળ નક્કી થઇ ગયો. હવે તેનું મરણ ક્યારે નીપજ્યું હોવું જોઇએ તે સંબંધી પણ કાંઇક ચર્ચા કરવાની જરૂર રહે છે.

એક ગ્રંથકાર લખે છે કે, [૫૮]અશોકના દાદા, અને હિંદુસ્તાનના પહેલા ચક્રવર્તી સમ્રાટ ચંદ્રગુપ્તે,

( ૫૬ ) પરિશિષ્ટકારે તો અવંતિનું વર્ણન કરતાં માત્ર અવંતિપતિઓ કોણ અને ક્યાં સુધી થયા તેનોજ નિર્દેશ કર્યો છે, અને તે ગણત્રીથીજ ૧૬ નો આંક મૂક્યો ગણાય: એટલે કે અવંતિપતિ તરીકેનાં ૧૬ વર્ષ: અને અવંતિપતિ તો જ્યારે તે મગધપતિ થયો ત્યારથીજ ગણાય, માટે મગધ સમ્રાટ તરીકે તેનો રાજ્યકાળ ૧૬ વર્ષનો ગણવો પડે છે.

( ૫૭ ) ઉપરના પારિગ્રાફમાં આ હકીકત આપણે સાબિત કરી ગયા છીએ. તથા જુઓ ટીપ્પણ નં. ૭૨ તથા ઉપરનું ટીપ્પણ નં. ૫૬.

( ૫૮ ) એક ગ્રંથકાર લખે છે કે Chandragupta, grandfather of Asoka and first paramount sovereign of India, according to Jain tradition abdicated the throne in 297 B. C. (?) became a Jain ascetic & died 12 years later by voluntary starvation in Shravana Belagola in Mysore. જ્યારે એક બીજા ગ્રંથકાર લખે છે કે Chandragupta died 12 years, after doing penance on the Chandragiri hill, may be taken as a historical fact વળી તેજ ગ્રંથકાર Epi. Indi. VIII P. 171 by Dr. Fleet and Ind. Ant. XXI P. 156-નો આધાર ટાંકીને જણાવે છે કે, " Strongly supported ( that Chandragupta was a Jain ) by eminent scholars by Mr. Thomas and Lewis Rice. Chandrgupta abdicated his throne in favour of his son, very soon the Srutakevli died. " વળી Epigraph Karnaticaમાં પણ લખે છે કે " Tradition says that he lived for 12 years after the decease of Bhadrabahu. His death then occurred when he was about sixty two years of age, which seems more natural. " જ્યારે મિ. વિન્સેંટ સ્મિથ કે જે હિંદી ઇતિહાસનો એક પ્રખર અભ્યાસી અને સત્તાસમાન સંશોધક જણાય છે તે પોતાનું મંતવ્ય રજુ કરતાં જણાવે છે કે " In the 2nd Edition he ( author ) rejected the theory of Chandragupta's abdication of the throne but now at the time of compilation of this

જૈન દંતકથા પ્રમાણે ઇ. સ. પૂ. ૨૯૭ ( ? )માં ગાદીનો ત્યાગ કર્યો હતો, અને જૈન સાધુ થયા હતા. અને તે બાદ બાર વર્ષે, મહીસુર રાજ્યે શ્રવણબેલગોલમાં રાજીખુશીથી અનશનવ્રત પાળી મરણ પામ્યો હતો. જ્યારે એક બીજા ગ્રંથકાર લખે છે કે[૫૯] " ચંદ્રગિરિ પર્વત ઉપર બાર વર્ષ સુધી તપશ્ચર્યા કરીને ચંદ્રગુપ્ત મરણ પામ્યો " આ હકીકતને એક ઐતિહાસિક સત્ય તરીકે જ ગણવું રહે છે. વળી તેજ ગ્રંથકાર આગળ જતાં, એ. ઈ. પુ. ૮ પૃ. ૧૭૧ ઉપર ડૉ. ફ્લીટના લખાણનો અને ઇ. એ. પુ. ૨૧ પૃ. ૧૫૬ નો આધાર આપીને જણાવે છે કે [૬૦]" મિ. થોમ્સ અને મિ. લ્યુસ રાઇસ જેવા પ્રખ્યાત વિદ્વાનોએ વાતને ટેકો આપ્યો છે કે, ચદ્રગુપ્ત જૈનધર્મી હતો, તેણે ( ચંદ્રગુપ્તે ) પોતાના પુત્ર માટે ગાદીનો ત્યાગ કર્યો હતો-તે બાદ તુરતમાં જ, પેલા શ્રુત-કેવળી[૬૧] સ્વર્ગે સીધાવ્યા. " વળી એપીગ્રાફિકા કર્ણાટિકામાં પણ લખેલ છે કે[૬૨]" શ્રી ભદ્રબાહુના સ્વર્ગગમન પછી તે બાર વર્ષ સુધી જીવવા પામ્યો છે એમ દંત કથા કહે છે અને તે બાદ, પોતાની લગભગ ૬૦ વર્ષની ઉમરે તે મરણ પામ્યો છે. અને તે વિશેષ વાસ્તવિક દેખાય છે. "

જ્યારે મિ. વિન્સેંટસ્મિથ કે જે, હિંદી ઇતિહાસનો એક પ્રખર અભ્યાસી અને સત્તાસમાન સંશોધક ગણાય છે. તે પોતાનું મંતવ્ય રજુ કરતાં જણાવે છે કેઃ-[૬૩] " મેં પોતે ( આ ) પુસ્તકની બીજી આવૃત્તિમાં ચંદ્રગુપ્ત ( રાજા )ના ગાદી ત્યાગ વાળી હકીકતનો ઇન્કાર કર્યો છે. પણ આ ત્રીજી આવૃત્તિ લખતી વખતે, હું એમ માનવાને લલચાઉ છું કે, જે દંતકથા ( પ્રચલિત છે ) તે મુખ્ય મુદ્દામાં તો વિશેષ પણે માનનીય છે. એટલે કે, રાજા ચંદ્રગુપ્તે ખરેખર ગાદીનો ત્યાગ કર્યો હતો અને તે જૈન સાધુ બની ગયો હતો. મિ. લ્યુસ રાઇસે, મહીસુર અને કુર્ગના શિલાલેખ આધારે જણાવેલ હકીકત, જો કે નિશ્ચાયાત્મક-ગણવી રહે છે, છતાં મારી અત્યારની માન્યતા એમ બંધાઇ છે કે, દંતકથા જે છે તેનું મૂળ, નકકર હકીકત ઉપર રચાયલું છે. " બાર વર્ષ દુષ્કાળ પડવાનું ભદ્રબાહુ સ્વામીએ જે ભવિષ્ય કથન રાજા ચંદ્ર-ગુપ્તને કહી સંભળાવ્યું છે તેનું વર્ણન આપતાં વળી એક લેખક જણાવે છે કે, આ ભવિષ્ય કથનથી, આશરે બાર હજાર જૈનો દક્ષિણમાં આવ્યા હતા, જ્યાં ભદ્રબાહુ સાથે કેટલાયે સંલે-ખના[૬૪] કરીને સ્વર્ગે સીધાવ્યા હતા...રાજા

---

3rd Edition he says. " I am now disposed to believe that the tradition probably is true in its main outline and that Chandragupta really abdicated and became a Jain ascetic. Epigraphical support ( Mr. Lewis Rice, Mysore & Coorg, from the Inscription ) is far from conclusive. Nevertheless my present impression is that the tradition has a solid foundation on foot."

J. N. I. P. 135:— " As a result of this prophecy, a large body of Jains ( numbering about 12000 ) came to south, where several of them ( including Bhadrabahu ? ) died by the holy vow of Samlekhana. Chandragupta, who followed the Sangha, renouncing everything remained for twelve years at Belagola and finally himself died by the same rite."

( ૫૯ ) જૈ. સ. ઇ. ભાગ ૧. પૃ. ૨૧.

( ૬૦ ) ઉપરનું પુસ્તક ભા. ૧. પૃ. ૨૨.

( ૬૧ ) તેજ પુસ્તક ભા. ૧. પૃ. ૨૦.

( ૬૨ ) એ. ક. પુ. ૨ પૃ. ૪૧.

( ૬૩ ) અ. હી. ઇં. ૩ જી પૃ. ૧૪૬.

( ૬૪ ) સંલેખન, સંલેખણા = અનશનઃ કાંઇ ન ખાવું તેવું વ્રતઃ જૈનધર્મમાં પોતાની કાયાના નિર્વાહ માટે અન્ન ખાવાનો પણ ત્યાગ કરી, આત્મ ચિંતવન કરતાં કરતાં દેહમુકત થવું તેને અનશન વ્રત કહેવાય છે. આ

ચંદ્રગુપ્ત જે પોતાનું સર્વસ્વ છોડીને,[૬૫] ઉપરના સંઘ સાથે ગયો હતો તે બાર વરસ સુધી બેલગોલમાં રહ્યો હતો અને તે પણ, ઉપર પ્રમાણેની ધર્મક્રિયા કરીને દેવલોક પામ્યો હતો. વળી આ બાબત આગળ ઉપર કાંઇક અંશે ચર્ચવામાં આવશે ત્યાં જોવા વિનંતિ છે.

ભિન્ન ભિન્ન ગ્રંથકારોએ ઉપર પ્રમાણે ઉધ્ધૃત કરેલાં અવતરણોથી સમજાય છે કે તેઓ સર્વ એકજ નિરધાર ઉપર આવેલ છે કે, રાજા ચંદ્રગુપ્તે ગાદીનો ત્યાગ કર્યો છે. અને ગાદી ત્યાગ પછી લગભગ બાર વર્ષ પર્યંત જીવંત રહેવા પામ્યો છે અને સ્વર્ગગમન સમયે તેમની ઉમ્મર આશરે ૬૨ વર્ષની હતી. જ્યારે આ વિષયના આવા પારંગત અભ્યાસીઓ સર્વ સંમત થઇને એક નિર્ણય જાહેર કરે છે, ત્યારે આપણે પણ તેનો સ્વીકાર કરી લીધા વિના ચલાવી શકાય તેમ નથી.

સાર એ થયો કે, સમ્રાટ ચંદ્રગુપ્તના રાજ્ય અમલનો પ્રારંભ મ. સં. ૧૪૬=ઈ. સ. પૂ. ૩૮૧-૨ માં ( જુઓ પૃ. ૧૪૬ ), તેનું સમ્રાટ બનવું મ. સં. ૧૫૫=ઇ. સ. પૂ. ૩૭૨માં, તેના રાજ્યનો અંત તે બાદ સોળ વર્ષે એટલે મ. સં. ૧૭૦= ઇ. સ. પૂ. ૩૫૭માં અને તે બાદ વળી બાર વર્ષે એટલે મ. સં. ૧૮૨=ઇ. સ. પૂ. ૩૪૫ માં તેનું મરણ થયેલું ગણાશે.[૬૬]

ઉપર ટાંકેલા વિદ્વાનોની ગણત્રી મુજબ, રાજા ચંદ્રગુપ્તનું મરણ ૬૨ વર્ષની ઉમરે થવા પામ્યું હોય એમ તાત્પર્ય નીકળે

**તેની ઉમર**

છે. મુંબઇ સમાચાર નામે પત્રના ઇ. સ. ૧૯૨૩ ના દીપોત્સવી અંકના પૃ. ૧૯૭ માં વળી એક વિદ્વાન લેખકે તો સ્પષ્ટ શબ્દમાં વર્ણવી દીધું છે કે, " ચંદ્રગુપ્તે ૫૦ વર્ષની ઉમરે રાજનો ત્યાગ કરી જૈન ધર્મ અંગીકાર કર્યો હતો— ભદ્રબાહુએ અન્નનો ત્યાગ કરી, જ્યારે દેહ પાડયો ત્યારે ચંદ્રગુપ્ત તેની સાથે હતા. ૧૨ વર્ષ પછી ચંદ્રગુપ્ત પણ એજ અન્નત્યાગના વૃત્તથી દેવલોક પામ્યા. " આ પ્રમાણે સર્વ ઠેકાણેથી ઉચ્ચારાતા અભિપ્રાયો તપાસતાં, જોકે એક જ વિધાન તરવરી નીકળતું દેખાય છે. છતાં ગણિત શાસ્ત્રથી જો હિસાબ કરી તપાસીએ છીએ તો તેની ઉમર ઠરાવવામાં કાંઇક વિશેષપણે ઉદારતા દાખવી ગયા હોય એમ જણાય છે. ચાલો તે તપાસીએ.

હકીકત આ પ્રમાણે છે. તે પોતે જૈનધર્માનુયાયી હતો.[૬૭] નંદરાજાને હરાવીને મગધપતિ બનવાથી, અવંતિ પ્રદેશનું સ્વામિત્વ તેને પ્રાપ્ત થયું હતું. ત્યાં તેણે વિશિષ્ટ કારણોને લીધે[૬૮] રાજમહેલ બંધાવી, વર્ષનો કેટલોક ભાગ નિવાસ કરવાનું રાખ્યું હતું. એકદા પોતાને રાત્રીના સંખ્યાબંધ સ્વપ્નાં[૬૯] આવ્યાં, એટલે પ્રાતઃકાળે નિત્ય કર્મમાંથી પરવારી, તે સમયના ધુરંધર જૈનાચાર્ય અને ભગવાન મહાવીરની સીધી પાટપરંપરાએ ઉતરેલા છઠ્ઠા મહાપુરૂષ શ્રી ભદ્રબાહુ સ્વામી, જે છેલ્લા શ્રુતકેવળી[૭૦] ગણવામાં આવે છે. તે ઉજૈની શહેરની બહાર ઉપવનમાં બિરાજમાન થયા હતા તેમને વંદન કરવાને ગયો. સ્વપ્નાં આવ્યાંની સર્વે હકીકત યથાસ્થિત તેમણે ગુરૂ

---

વૃત્તનો આશરો મહાપુરૂષો પોતાના જીવનના અંતમાં લ્યે છે ને દેહમુક્ત થાય છે. તેમાં આત્મચિંતન કરતાં કરતાં, સર્વ પ્રકારના રાગદ્વેષાદિ કષાયોથી તથા સાંસારિક મોહમાયાથી અપર રહી, સ્વાનુભાવમાં રમણતા મેળવવાનો આશય હોવાથી, તે ક્રિયાને-અનશનવૃત્તથી મરણ પામવાની ક્રિયાને-અતિ ઉત્તમ કોટિની ગણેલી છે.

( ૬૫ ) સર્વસ્વ છોડીને ગયો હતો; એટલે એમજ સાર કાઢવો રહે છે કે, તે પોતાના યુવરાજને રાજકાજ સોંપી, દીક્ષા લઇ પોતે સંઘ સાથે ચાલી નીકળ્યો હતો:

( ૬૬ ) જુઓ નીચે ટીપણ નં. ૭૩.

( ૬૭ ) શે. એ. સો. ઍ. પુ. ૭ પૃ. ૪૧૧:- He was jaina=તે જૈન હતો.

( ૬૮ ) જે આગળ ઉપર આપણે જોઇ શકીશું. તથા જુઓ, પુ. ૧, પૃ. ૧૮૧.

મહારાજને કહી સંભળાવી.ગુરૂ મહારાજે પોતાના દૈવી જ્ઞાનથી તે ઉપર ઉહાપોહ કરી, અર્થનો વિચાર કરી, નિર્ણય સંભળાવ્યો કે, હે રાજા, મગધદેશ ઉપર:બારવર્ષી દુષ્કાળ બહુ નજીકના જ ભવિષ્યમાં પડશે. તેનાં પરિણામ અતિ ભયંકર આવશે. જ્ઞાનનો પણ એકદમ લોપ[૭૧] થશે અને તે સર્વે વિનાશક પરિણામો અવિરતપણે અટળપણે દૃશ્યમાન થાશે. માટે આત્મહિત ચિંતિત પુરૂષોએ, દક્ષિણ ભરતમાં ચાલ્યા જવું, કે જ્યાં સુકાળ પ્રવર્તતો રહેવાનો છે. આ ઉપરથી જે સાધુઓને ઉત્તર હિંદમાં રહેવાની પ્રબળપણે ઇચ્છા હતી તેમને રહેવા દઇ શ્રીભદ્રબાહુ દક્ષિણ ભરતખંડમાં મહીસુર રાજ્યે, શ્રવણ બેલગોલ નામે હાલ તીર્થ આવી રહ્યું છે, ત્યાંના ચંદ્રગિરિ પર્વત સમીપે આવ્યા–તેમની સાથે જ રાજા ચંદ્રગુપ્ત પણ દીક્ષા ગ્રહણ[૭૨] કરીને મુનિ વેષે ચાલી નીકળ્યો હતો. ત્યાં આવ્યા બાદ તે ચંદ્રગિરિ સમીપે, જ્ઞાન ધ્યાતાં, થોડા જ સમયમાં શ્રી ભદ્રબાહુ આચાર્ય સ્વર્ગે સીધાવ્યા હતા. આ સમયને જૈન ઇતિહાસકારોએ મ. સં. ૧૭૦=ઇ. સ. પૂ. ૩૫૭ ની સાલ અર્પી છે.

( ૬૯ ) દિગંબર મત પ્રમાણે આની સંખ્યા ૧૬ ની ગણવામાં આવે છે.

( ૭૦ ) શ્રુતકેવલી એટલે = વિશિષ્ટ પ્રકારે જેને જ્ઞાન ઉત્પન્ન થયું હોય છે તેવા કેવલી નહીં; પણ તેવા કેવલીના જેટલો, શ્રુતનો (શાસ્ત્રનો) જેને અભ્યાસ કર્યો છે તેવા જે હોય તે શ્રુતકેવલી કહેવાય: જે જ્ઞાનધર હોય તે કેવલી કહેવાય પણ જેને તેટલા અભ્યાસ પુરતું વાંચન હોય તેને શ્રુતકેવલી કહેવાય.

( ૭૧ ) આ ભવિષ્યવાણી કેટલા દરજ્જે સાચી નીવડી હતી તે માટે, રાજા ખારવેલની હાથીગુંફાના લેખમાંની, પંક્તિ ૧૭ મી સરખાવો.

( ૭૨ ) ચંદ્રગુપ્તના ગાદીત્યાગના સમય માટે મારૂં મંતવ્ય આ પ્રમાણે છે:-The jain chronology ( J. O. B. R. S. Vol I. P. 100 ) places the accession of Chandragupta in Nov 326/325 જ. ઓ. બી. રી. સો. પુ. ૧. પૃ. ૧૦૦ જૈનમત પ્રમાણે ચંદ્રગુપ્તનું રાજ્યારોહણ ૩૨૬-૩૨૫ ના નવેંબરમાં થયું છે. આમાં ઇ. સ. પૂ. ૩૨૬, ૨૫ ની સાલતો હવે ખોટીજ માની લેવી પડે છે. બાકી નવેંબર માસ સાચો હશેજ.

શ્રી ભદ્રબાહુએ દક્ષિણ દેશ તરફ પ્રયાણ કર્યું અને પોતાનો શિષ્ય પરિવાર વીખેરી નાંખીને Epi. Kar. II P. 37–38. Bhadrabahu sent all his disciples except Chandragupta to Chola & Pandia countries એ. કર્ણા. પુ. ૨ પૃ. ૩૭, ૩૮ માં જણાવ્યું છે કે:-ચંદ્રગુપ્ત સિવાયના પોતાના સર્વ શિષ્યોને ભદ્રબાહુએ ચોલા, અને પાંડય દેશમાં મોકલી દીધા. ( અહીંથી આ પ્રદેશમાં જૈનધર્મનો પ્રચાર વિશેષપણે થવા લાગ્યો છે. ) ચંદ્રગુપ્તમુનિ સાથે પોતે શ્રવણ બેલગોલ ગામે ગયા ને ત્યાં અનશન કરી સ્વર્ગે ગયા.

હવે જૈન મતનો એક એવો સિદ્ધાંત છે કે મુનિઓ વર્ષાઋતુમાં કયાંય વિહાર ન કરતાં એકજ સ્થાને ચાતુર્માસ રહે છે. એટલે શ્રી ભદ્રબાહુ પણ વર્ષાઋતુના પ્રારંભમાં (જુન જુલાઇ પહેલાં) ચંદ્રગિરિ આવી પહોચ્યા ને પછી સ્થિત થઇ, અનશન કરી દેહ ત્યાગ કર્યો. આ પ્રમાણે દક્ષિણમાં જ્યારે જુન પહેલાં આવ્યા, ત્યારે અવંતિમાંથી સતત વિહાર કરીને આવતાં પણ બે એક માસ તો લાગે જ. એટલે એપ્રીલ માસમાં વિહારનો પ્રારંભ કર્યો ગણાય. ઇ. સ. પૂ. ૩૫૭ કે, જ્યારે રાજા ચંદ્રગુપ્તે દીક્ષા ગ્રહણ કરી ગણવી રહે છે.

હવે તે હિસાબે દીક્ષાનો સમય ઇ. સ. પૂ. ૩૫૭ નો એપ્રીલ ગણીએ તો તેના રાજ્યારોહણનો કાળ ( ત્રેવીસ વર્ષને કાંઇક અધિક ગણીએ છીએ તેથી ) ૩૫૭+૨૩=ઇ. સ. પૂ. ૩૮૦ નો એપ્રીલ આવે. જ્યારે નવેંબરમાં રાજ્યાભિષેક ગણ્યો છે તો ત્રેવીસ વર્ષ ઉપરના છ માસ થશે. અને તેટલું પાછળ હઠતાં ઇ. સ. પૂ. ૩૮૧ નો નવેંબર આવશે; એટલે રાજ્યકાળ ૨૩ વર્ષ ઉપર છ માસ ચાલ્યો ગણવો રહે છે.

અને સમ્રાટ પણું પંદર વર્ષ ને ત્રણ ચાર માસ ગણાય છે તો, તેનો આરોહણકાળ, ઇ. સ. પૂ. ૩૭૦ ના જાન્યુઆરીનો અંતનો ગણાશે

રાજ્યા રોહણ-ઇ. સ પૂ. ૩૮૧ નવેંબર
સમ્રાટાભિષેક-૩૭૦ નો જાન્યુઆરી
ગાદીત્યાગ-ઇ. સ. પૂ. ૩૫૭ એપ્રીલ.

ઉપરની હકીકતથી સમજાશે કે, શ્રી ભદ્રબાહુનું સ્વર્ગ ઇ. સ. પૂ. ૩૫૭ માં થયું છે અને તે પહેલાં થોડા સમયે, રાજા ચંદ્રગુપ્તે દીક્ષા ગ્રહણ કરી છે. એટલે ઇ. સ. પૂ. ૩૫૮ ગણીએ; અને એપીગ્રાફિકા કર્ણાટિકા જેવા માનનીય પુસ્તકના આધારે,[૭૩] દીક્ષિત અવસ્થામાં મુનિ ચંદ્રગુપ્ત બાર વર્ષ જે જીવંત રહ્યા બતાવ્યા છે તે હિસાબે તેમનું સ્વર્ગ ગમન ઇ. સ. પૂ. ૩૫૮–૧૨ એટલે ઇ. સ. પૂ. ૩૪૫–૬=મ. સં. ૧૮૨ ગણવું રહે છે. હવે જ્યારે આટલું નક્કી થઇ ગયું એટલે અન્ય ઐતિહાસિક ઘટનાઓ સાથે જો તેનો સંબંધ જોડીશું, તો આપોઆપ તેમની ઉમર કેટલી હોઇ શકે તેનો ઉકેલ થઇ જશે.

જો મુનિ ચંદ્રગુપ્તનું મરણ મ. સં. ૧૮૧ માં ૬૨ વર્ષની ઉમ્મરે થયું ગણીએ તો તેમનો જન્મ મ. સં. ૧૧૯ માં થયો કહેવાય: અને નવમાનંદનું મગધાધિપતિ થઇ ગાદીએ બેસવું મ. સં. ૧૧૨ માં છે. એટલે કે, સમ્રાટ બન્યા પછી માત્ર સાત વર્ષે જ ચંદ્રગુપ્તનો જન્મ થયો ગણવો પડશે.

બીજી બાજુ આપણી પાસે એમ હકીકત પડી છે કે ચંદ્રગુપ્તના જન્મની સાથે પંડિત ચાણકયજીને સંબંધ છે. તે સમયે રાજા નવમાનંદના કનિષ્ઠ ( તૃતીય ) પુત્રના હાથે પંડિતજીનું અપમાન થવાથી, પંડિતજી ક્રોધાયમાન થઇ અમુક વ્રત લઇ મગધના રાજનગર પાટલિપુત્ર બહાર નીકળી ગયા છે. અને તે બાદ ચંદ્રગુપ્તનો જન્મ થયો છે. મતલબ એ થઇ કે, પંડિતજીનું અપમાનિત થવું તે બનાવનેજ મગધ સંવત ૧૧૯ કે ૧૧૮ માં=ઇ. સ. પૂ. ૨૦૮–૨૦૯ માં ગણવો પડશે.

ત્રીજી બાજુ એમ હકીકત છે કે, પંડિતજી વાળી ( વિદ્વાનોની ) ત્રીપુટિ, મૂળે તો પંજાબ ઇલાકાની–તે સમયની ગાંધાર દેશની–વસ્તી હતી પણ મહાનંદે તે દેશ જીતી લીધો, ત્યારે મગધ દેશમાં તેમને લાવવામાં આવ્યા હતા: ત્યાં તેમને વિદ્યા પ્રચારનું કાર્ય સોંપાયલું. અંતે તેઓ ત્રણે મહા ધુરંધર અને પ્રખર વિદ્યાદાતા થઇ નામના મેળવવા ભાગ્યશાળી થયા હતા. અને ત્યારબાદ પ્રસંગ ઉભો થતાં, રાજ દરબારે પંડિતજી ગયા છે અને ત્યાં અપમાન થવાનો પ્રસંગ બન્યો છે. તો શું એમ બનવા યોગ્ય છે કે, રાજામહાનંદે મ. સં. ૧૧૨ માં સમ્રાટ બની, કેવળ ૭ કે સાત વર્ષના ગાળામાં જ–મ. સં. ૧૧૮-૯ સુધીમાં જ–પંજાબ ઉપર ચડાઇ કરીને ઉપર પ્રમાણે વિદ્વાનોની ત્રિપુટી મગધમાં આણી તથા ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ સર્વે રાજ્યના ઉપાડયા ઉપડે નહીં તેવા રાજ્યસ્તંભ જેવા મહાપુરૂષો બની જવા પામ્યા ? નહીં જ. રાજ્યના માનીતા થવા જેવી સ્થિતિએ પહોંચવાને, પંજાબમાંથી મગધમાં આવ્યા બાદ પણ, કમમાં કમ દશેક વર્ષતો જોઇએ જ: જ્યારે પંજાબ ઉપરની ચડાઇ જ, મહારાજા નંદ ગાદી ઉપર સુરક્ષિત થયા પછી થોડા વર્ષ બાદ જ કરી શકયો છે.[૭૪] તો ઉપરની ઘટનાનો ( ચંદ્રગુપ્તના જન્મનો અને પંડિતજીના અપમાનિત થવાનો ) સમય મ. સં. ૧૧૯ કેમ ઘટી શકે ?

ચોથી બાજુ એમ પણ હકીકત છે કે રાજાનંદના

( ૭૩ ) ઉપરમાં પૃ. ૧૪૮ જુઓ તથા Studies in Jainism in S. India P. 23. "If he (Chandragupta) had died in the battle field or in the prime youth of life, mention would have been made of the fact. જૈ. સ. ઇં. પૃ. ૨૩:–જો ચંદ્રગુપ્ત રણસંગ્રામમાં કે યુવાવસ્થામાં મરણ પામ્યો હોત તો, તે બાબતની નોંધ કરવામાં આવી હોત" આ શબ્દો સાથે શ્રવણ બેલગોલનો લેખ વાંચવાથી સાબિત થાય છે કે તેણે દીક્ષાજ લીધી હતી.

( ૭૪ ) આ બનાવ મ. સં. ૧૨૨=ઇ. સ. પૂ. ૪૦૫ માં બન્યો હોવાનું આપણે નોંધ્યું છે. ( જુઓ પુ. ૧ લું પૃ. ૪૦૨ ની સમયાવલી ) એટલે અપમાનિત થવાનો પ્રસંગ તે પછી પણ કેટલાયે વર્ષે બનવા પામે એમ ગણવું રહેછે.

કનિષ્ઠ ( ત્રીજા ) પુત્રે પંડિતજીનું અપમાન કર્યું છે; હવે તે પુત્ર પણ તે સમયે અપમાન કરવા જેવી ઉમરનો તો હોવો જોઇએ જ ને ! અને સ્થિતિ પણ તેમજ હતી, કેમ કે જ્યેષ્ઠ કુમાર બારથી ચૌદની ઉમરનો હતો. મધ્યમ ૧૦ વર્ષનો અને કનિષ્ઠ સાતેક વર્ષની ઉમરનો હતો.[૭૫] વળી રાજા મહાનંદ સમ્રાટ બન્યો ત્યાં સુધી તો પરિણીત જીંદગીમાં હોઇ જ ન શકે-અને હતો પણ નહીં; ત્યાં સુધી તે કેવળ સાધારણ પંક્તિના એક શૂદ્રજન અથવા બહુ તો સામાન્ય રાજકુંવર તરીકે વિહરતો હતો. તેનું ભવિષ્ય તપાસીને જ કોઇ જ્યોતિર્ધરે પોતાની પુત્રીને પ્રથમ પરણાવી હતી—એટલે કે મ. સં. ૧૧૨ માં સમ્રાટ બન્યા પછી, રાણીઓ પરણ્યો હતો અને કાળ ક્રમે પુત્રરત્નોની સંપત્તિ સાંપડી હતી. આ પરિસ્થિતિમાં રાજ્ય પ્રાપ્તિ પછી સાત વર્ષના કાળમાં જ, ત્રણ પુત્રોની પ્રાપ્તિ થવી અને તેમાંય જ્યેષ્ઠ પુત્રની ઉમર ૧૪ વર્ષની થવી તે શું સંભવી શકે ? નહીં જ.

પાંચમી તરફ એમ હકીકત છે કે, ચંદ્રગુપ્ત ઉમર લાયક થયો કે તુરત જ પંડિતજી આવીને તેને તેડી ગયા છે. અને તેને અધ્યક્ષ સ્થાને સ્થાપી, તેની સરદારી તળે આસપાસના પ્રદેશમાં રંજાડ ઉભી કરી, લુંટફાટ મેળવવા માંડી છે. અને ચંદ્રગુપ્તને રાજા તરીકે સ્થાપ્યો છે. હવે ઇતિહાસના જ્ઞાન ઉપરથી આપણને માહિતી મળે છે કે, તે સમયે પુખ્ત ઉમર લગભગ ચૌદ વર્ષે[૭૬] ગણવામાં આવતી હતી. એટલે કે, ચંદ્રગુપ્તને રાજ્ય પ્રાપ્તિનો સમય જે આપણે ઉપર[૭૭] ઇ. સ. પૂ. ૩૮૧=મ. સં. ૧૪૬ માં ગણાવ્યો છે; તેના હિસાબે તેનો જન્મ મ. સં. ૧૩૨ ની લગભગ આવે છે, અને તે સાલ તો રાજા મહાનંદના રાજ્યકાળની ૨૦મી સાલ ગણાય, નહીં કે સાતમા આઠમા વર્ષની, એટલે કે મ. સં. ૧૧૯ની.

છઠ્ઠી બાજુ પંડિતજીનું મરણ ૮૨ વર્ષની ઉમરે થયું ગણાય છે.[૭૮] તેનો મેળ મેળવીએ તો પણ મ. સં. ૧૧૯ની સાલમાં એટલે રાજા મહાનંદ રાજ્યે પ્રથમના સાત આઠ વર્ષમાં ચંદ્રગુપ્તનો જન્મ ઘટાવી નથી શકાતો. પંડિતજીનું મરણ સમ્રાટ બિંદુસારના રાજ્યઅમલના લગભગ મધ્યકાળે થયું છે.[૭૯] એટલે કે બિંદુસારનો રાજ્ય અમલ ઇ. સ. પૂ. ૩૫૯ થી ૩૩૦ ગણાય છે. જેથી પંડિતજીનું મરણ ઇ. સ. પૂ. ૩૪૪ આશરે ગણવું રહે છે. અને ઇ. સ. પૂ. ૩૪૪ અથવા મ. સં. ૧૮૩માં તેમની ૮૨ વર્ષની ઉમર ગણતાં તેમનો જન્મ મ. સં. ૧૦૦ ની લગભગ આવે છે. હવે જો પંડિતજીનું અપમાનિત થવું અને ચંદ્રગુપ્તનો જન્મ થવો મ. સં. ૧૧૯માં લઇએ, તો તે સમયે પંડિતજીની ઉમર કેવળ ૧૯ વર્ષની જ થઇ. તો પ્રશ્ન એ થાય છે કે, મહાનંદના રાજ્યે પ્રતિષ્ઠા સંપાદન કરવાને જે દશબાર વર્ષ તેમને ગાળવા પડયા હોવા જોઇએ, તે ત્રણત્રીથી તો તેઓ કેવળ ચાર પાંચ વર્ષની ઉમરે જ મહાપંડિત બની મગધમાં આવવા જોઇએ ! તે શું સંભવિત છે ? નહીં જ.

આવી અનેક ઐતિહાસિક ઘટનાનો સમય જો વિચારીએ છીએ, તો સ્પષ્ટ તરી આવે છે કે રાજા ચંદ્રગુપ્તનો જન્મ મ. સં. ૧૧૯ માં થયો નથી જ, પણ મ. સં. ૧૨૯ ની આસપાસ થયાનું જો ગણીએ, તો જ બધી પરિસ્થિતિવાળા બનાવો (ઉપરના છ મુદ્દા વર્ણવ્યા છે તે) તથા તે

( ૭૫ ) જુઓ પુ. ૧ પૃ. ૩૯૦

( ૭૬ ) જુઓ રાજા પ્રિયદર્શિનનું દૃષ્ટાંત. જુઓ રાજા ખારવેલનું દૃષ્ટાંત: જુઓ જૈનતીર્થંકર મહાવીરનું દૃષ્ટાંત: જુઓ અશોકનું દૃષ્ટાંત: એમ અનેક દૃષ્ટાંતો રજુ કરી શકાશે જુઓ પુ. ૧. પૃ. ૩૧.

( ૭૭ ) જુઓ ઉપર ટી. નં. ૭૨.

( ૭૮ ) જુઓ આગળ ઉપર બિંદુસાર રાજ્યે,

( ૭૯ ) જુઓ તેમના જીવન વૃત્તાંતે,

ઉપરાંતના અન્ય અનેક પ્રસંગો[૮૦] બન્યા નોંધાયા છે, તે સર્વે બંધબેસતા આવી શકે છે. અને જો તે પ્રમાણે ગણાય તો જન્મ મ. સં. ૧૨૯ માં લેતાં, અને સ્વર્ગગમન મ. સં. ૧૮૧માં ગણતાં તેમની ઉમર ૫૨ વર્ષનીજ સ્વીકારવી પડશે. નહીં કે ૬૨ વર્ષની; અને સત્ય પણ તેજ પ્રમાણે છે. આ બધી ચર્ચા ઉપરથી એજ નિર્ણય ઉપર આવવું રહે છે કે, ( ૧ ) ચંદ્રગુપ્તનો જન્મ મ. સં. ૧૩૦=ઇ. સ. પૂ. ૩૯૭ ની આસપાસ થયો છે. ( ૨ ) તેનું મરણ મ. સં. ૧૮૨= ઇ. સ. પૂ. ૩૮૫માં થયું છે. ( ૩ ) તે વખતે તેની ઉમર ૫૨ વર્ષની હતી. ( ૪ ) અને બાર વર્ષ સુધી દીક્ષિત પણે, સાધુ તરીકે તે રહ્યો હોવાથી પોતાની ૪૦ વર્ષની ઉમરે તેણે ગાદી ત્યાગ કર્યો હતો ( ૫ ) તથા ૨૪ વર્ષ પર્યંત તેણે રાજ્ય કર્યું છે ( ૬ ) એટલે ૧૬ વર્ષની ઉમરે જ ગાદીપતિ બન્યો હતો અને ( ૭ ) રાજપદે આવ્યા પછી નવ વર્ષે એટલે ૨૫ વર્ષની ઉમરે, તે મગધ સામ્રાજ્યનો સ્વામી થયો હતો.

સમ્રાટ ચંદ્રગુપ્તના રાજ્ય કાળની તારીખો, હવે ઉપર પ્રમાણે નિર્વિવાદિત રીતે સાબિત થઇ ગઇ છે. એટલે હવે એક મુખ્ય બાબતનો નિર્દેશ કરવાની ખાસ જરૂરિયાત ઉભી થાય છે. અને તે એ છે કે, પ્રાચીન સમયે ઇ. સ. પૂ. ૩૨૭ માં ગ્રીક શહેનશાહ અલેક્ઝાંડરે હિંદ ઉપર ચડાઇ કરી તે વખતના હિંદી સમ્રાટનું નામ ગ્રીક ઇતિહાસકારોએ સેંડ્રેકોટસ આપ્યું છે. અને પાશ્ચાત્ય વિદ્વાનોએ, તેને ચંદ્રગુપ્ત ઠરાવી, ભારતદેશના આખા પ્રાચીન ઇતિહાસની રચના તે ઉપર કરી નાંખી છે. પણ તે સ્થિતિ સંભવિત છે કે કેમ? તે માટે ભિન્ન ભિન્ન ગ્રંથકારોનાં મંતવ્ય રજુ કરી, તેમની દલીલો તપાસી ખરૂં રહસ્ય તારવીએ. આ મુદ્દા ઉપર બહુ લંબાણ પૂર્વક વિવેચન થઇ જાય, તો પણ તેને ક્ષંતવ્ય ગણીશું. કેમકે, જ્યારે આખા ઇતિહાસની રચનાનો આધાર જ તે હકીકત ઉપર લેવાયો છે, અને તે હકીકત મૂળપાયામાં જ ખોટી પુરવાર થાય તેમ છે, તો પછી તે ઉપર રચેલો ઇતિહાસ પણ કેટલો પ્રમાણભૂત લેખી શકાશે?

**સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત ખરો કે?**

( ૧ ) ખરી રીતે તો જે સેંડ્રેકોટસ નામની વ્યક્તિને ઇ. સ. પૂ. ૩૨૭માં ઇતિહાસકારોએ મગધ સમ્રાટ માન્યો છે, તે ચંદ્રગુપ્ત નહોતો એમ આપણે ઉપરમાં, ગણિત શાસ્ત્રના આધારે આંકડા આપીને, ચંદ્રગુપ્તના રાજ્યની તારીખો નક્કી કરતાં સાબિત કરી ગયા છીએ. તેમાં તેનો રાજ્ય કાળ ઇ. સ. પૂ. ૩૭૨ થી ૩૪૮=૨૪ વર્ષનો બતાવ્યો છે અને તે બાદ બારેક વર્ષ સુધી, સાધુ પણે તે જીવંત રહીને ઇ. સ. પૂ. ૩૪૬માં મરણ પામ્યો છે. એટલે જ્યારે ઇ. સ. પૂ. ૩૨૭ માં અલેકઝાંડરે ચડાઈ કરી ત્યારે તો, ચંદ્રગુપ્તને ગાદી ત્યાગ કર્યાને ખાસાં ૩૦ વર્ષ, અને તેને મરણ પામ્યાને પણ અઢારેક વર્ષ પસાર થઇ ગયાં હતાં. પછી તે બન્નેને ( ચંદ્રગુપ્તને અને અલેકઝાંડરને ) સમકાલિન કહેવાય જ શી રીતે?

( ૨ ) એક લેખક[૮૧] જણાવ્યું છે કે "Between the fall of the Nandis and the accession of Chandragupta, the Jain works are absolutely silent on Alexander's invasion. = નંદી રાજાઓની પડતી અને ચંદ્રગુપ્તના રાજ્યારોહણ વચ્ચે, અલેકઝાંડરની ચડાઇ વિશે, જૈન ગ્રંથોમાં એકદમ મૌન સેવાયું છે" એટલે કે લેખક મહાશયને પોતાને જ શંકા થઇ છે કે, જો ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક થયો તે

( ૮૦ ) જેમાંનો એક પ્રસંગ મહારાજા બિંદુસારનું જીવન લખતાં, ચાણક્યજીની ઉમરનો પ્રશ્ન ચર્ચ્યો છે તે જુઓ.

( ૮૧ ) જુઓ ઇ. હી. ક્વૉ. પુ. ૫. ૧૯૨૯. પૃ. ૭

અરસામાં અલેકઝાંડરે હિંદ ઉપર આક્રમણ કર્યું હતું તો, ચંદ્રગુપ્ત જૈન હોવાથી જેમ તેના જીવન વિશે અન્ય હકીકતોનો ઉલ્લેખ તે ધર્મના સાહિત્ય ગ્રંથોમાં કરાયેલ છે તેમ, આ વિશે વધારે નહીં તો કાંઇક ઇસારો પણ કરત કે નહીં ? મતલબ કે, જ્યારે ઇસારો થયો જ નથી ત્યારે, તે સમયની આસપાસ અલેકઝાંડરની ચડાઇ થઇ જ નહીં હોય, એમ નિષેધસૂચક[૮૨] સાબિતી મળે છે. એટલે જૈન મતાનુસાર માનવું રહે છે કે અલેકઝાંડર અને ચંદ્રગુપ્ત એક બીજાના સમકાલિન પણે નહીં જ થયા હોય.

(૩) એક બીજા લેખક જણાવે છે કે,[૮૩] યદ્યપિ બ્રાહ્મણ ઔર બૌદ્ધો કે સાહિત્ય મેં સિકંદર કે આક્રમણકા કોઇ જીક્ર નહિ હૈ ! (ટીકા) આમાં તો, વળી જૈનગ્રંથની માફક નિષેધાત્મક ગોષ્ઠી ન કરતાં, સાફસાફ વાત સુણાવી દીધી છે કે, સિકંદર શાહની ચડાઇ જેવી કોઇ વસ્તુ જ બ્રાહ્મણ કે બૌદ્ધ સાહિત્યમાં નજરે પડતી નથી. કયાંથી માલૂમ પડે–જો સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત હોય તો તો, જૈન, બૌદ્ધ કે બ્રાહ્મણ પુસ્તકોમાંથી, કોઇમાં પણ અલેકઝાંડર વિશે કાંઇક ને કાંઇક ઇસારો હોય પણ ખરો. પણ જ્યાં ચંદ્રગુપ્તને બદલે, સેંડ્રેકોટસ એટલે અશોકવર્ધન થતો હોય, ત્યાં પછી તે બાબતનો નિર્દેશ પણ શી રીતે હોઇ શકે ? અને તે આવી રીતે એક સંપ્રદાયના નહીં, પણ ત્રણે ધર્મનાં પુસ્તકો જ્યાં એક બીજાને સંમત હોય, ત્યાં પછી શંકાસ્પદ રહે છે જ કયાં ?

આ પ્રમાણે તે સમયના સર્વ સાંપ્રદાયિક ગ્રંથો આ બાબત જ્યારે એકત્રિતપણે તે હકીકતનો નકાર ભણે છે ત્યારે, પાશ્ચાત્ય વિદ્વાનોએ જે હકીકતને આધારે સેંડ્રેકોટસને ચંદ્રગુપ્ત ઠરાવી દીધો છે, તે કયા સંજોગોમાં બનવા પામ્યું હશે, તે પણ આપણે તટસ્થ ભાવે તપાસી જોવું જ ઘટે છે.

વાત એમ બની હતી કે, અલેકઝાંડર ધી ગ્રેઇટે ઇ. સ. પૂ. ૩૨૭માં હિંદ ઉપર ચડાઇ કરેલી, તે વખતે હિંદના પૂર્વભાગનો સ્વામી જે હતો તેને ગ્રીકભાષામાં સેંડ્રેકોટસ કહેવાયો હતો. આ અલેકઝાંડર તો ઇ. સ. પૂ. ૩૨૩માં મરણ પામ્યો હતો અને તેને પુત્ર ન હોવાથી, તેના જમણા હાથ સમાન તેનો એક મુખ્ય સરદાર સેલ્યુકસ નિકેટોર કરીને હતો તે, અલેકઝાંડરના રાજ્યના એક મોટા ભાગ ઉપર રાજ્ય કરવા મંડયો હતો. તેણે પોતાના શેઠે અધૂરૂં મુકેલું કાર્ય–એટલે હિંદના અંદરના ભાગમાં પ્રવેશ કરવાનું કાર્ય–હાથ ધર્યું હતું. તે માટે કહે છે કે તેણે લગભગ અઢાર વર્ષમાં અગિયાર બાર વખત ચડાઇ કરી હતી. પણ ફાવ્યો નહોતો અને છેવટે હારીને ઇ. સ. પૂ. ૩૦૪માં તેણે પેલા સેંડ્રેકોટસ નામના હિંદી સમ્રાટ સાથે સલાહ કરી લીધી. આ સલાહ થઇ તે વખતે સેંડ્રેકોટસના રાજ્યનું ૨૬ મું વર્ષ[૮૪] ચાલતું હતું. તે સલાહની બીજી અનેક[૮૫] સરતોમાં એક એવી પણ હતી કે, સેલ્યુકસ નિકેટોરે પોતાની પુત્રીને સેંડ્રેકોટસ વેરે પરણાવવી. આ પ્રમાણે યવનકુંવરી, હિંદી સમ્રાટની રાણી બની હતી. આ રાણીને, હિંદ જેવા પરદેશી મુલકમાં અઘામું ન પડે તે હેતુથી કે પછી અન્ય રાજકીય કારણને લીધે હોય, પણ સેલ્યુકસે પોતાના એક એલચી નામે મેગેસ્થેનીઝને સેંડ્રેકોટસના દરબારમાં મોકલ્યો હતો. તે ઇ. સ. પૂ. ૩૦૨ થી ૨૮૮ સુધીના ચૌદ વર્ષ પર્યંત એલચી તરીકે

(૮૨) આવીજ બીજી નીષેધ પૂર્વક સાક્ષીઓ (Negative evidences) માટે આગળ ઉપર જુઓ.

(૮૩) જુઓ મૌ. સા. ઇતિ. પુ. ૩૫

(૮૪) ઇ. સ. પૂ. ૩૦૪ માં ૨૬ મું વર્ષ હોય, એટલે તે ઇ. સ. પૂ. ૩૩૦ માં ગાદીપતિ બન્યો હતો. એમ ગણવાનું છે. (જુઓ તેના વૃત્તાંતે)

(૮૫) બીજી શું શું સરતો હતી તે આપણે અશોકવર્ધનના વૃત્તાંતે જણાવીશું.

રહ્યો હતો ( જુઓ. મેગે. હિંદ. પૃ. ૪ ) આ મેગેસ્થેનીઝે હિંદ વિશે પોતાનો જાતિ અનુભવ છૂટાંછવાયાં વાકયોમાં એક નોંધપોથી રૂપે લખ્યો હતો.[૮૬] તે મેગેસ્થેનીસના મરણ બાદ સ્ટ્રેબો નામના વિદ્વાને, જે કાંઇ હાથ લાગ્યું (નોંધી રાખવા જેવું છે કે, મેગેસ્થેનીઝની મૂળ નોંધ પોથી[૮૭] તો સ્ટ્રેબોએ જોઇ પણ નથી ) તેની નોંધ કરી લીધી. તે સ્ટ્રેબોની નોંધ પણ બરાબર સચવાયલી રહી નથી. આમ ઉત્તરોત્તર એક બે વિદ્વાનોના માત્ર સ્મરણ પટની અધકચરી નોંધ ઉપરથી,[૮૮] મેગેસ્થેનીઝના સમય પછી, લગલગ પાંચ સદી બાદ થયેલ ટોલેમી નામના ગ્રીક વિદ્વાને પોતાની ભાષામાં એક પુસ્તક લખી કાઢયું છે. તેને પાશ્ચાત્ય વિદ્વાનોએ પ્રમાણભૂત માની, તેના અનુવાદો પોતપોતાની ભાષામાં કર્યા છે. જેમાંનો એક ઇંગ્રેજી ભાષામાં જે થયો છે, તેનું શબ્દે શબ્દ અવતરણ તથા ગુજરાતી અનુવાદ, વાંચક વર્ગની જીજ્ઞાસા સંતોષવા કરવાની જરૂરિયાત છે. પણ તેનાં વર્ણન, પરિચય તથા ટીપ્પણો અશોકવર્ધનના જીવન સાથે વધારે સંબંધ ધરાવતા હોઇ, ત્યાં લખવાનું મુલતવી રાખી અત્રે તો માત્ર તેમાંના જે શબ્દો ઉપરથી વિદ્વાનોએ અનુમાનો ખેંચ્યાં છે, તેમાં તેઓ કેટલા દરજ્જે વ્યાજબી છે, તેટલું જ બતાવીશું.

( ૪ ) સર કનિંગહામ જેવા પ્રખ્યાત વિદ્વાનના શબ્દો શું છે તે પ્રથમ લઇએ. તેઓ લખે છે કે:-[૮૯] " The happy identification of Chandragupta with the Sandracottus of the Greeks by Sir William [૯૦]James depends fully as much upon the similarity of their personal histories as upon positive identity of their names." સર વિલિયમ જેમ્સે, ગ્રીક ( ગ્રંથકારો ) ના સમજાશે.

( ૮૬ ) તેણે હિંદ વિશે જાતિ અનુભવથી પુસ્તક લખ્યું હતું, તે મળતું નથી. પણ ગ્રીક લેખકો એ તેમાંથી ઉતારા કર્યા છે તે હજુ મળી આવે છે ( મેગે. હિંદ પ્ર. ૫ ) જુઓ નીચેની ટી. ૮૭

( ૮૭ ) કે. હી. ઓ. પૃ. ૧૯૧:- The work of Megasthenes, written during the lifetime of Sandrocottus is lost. મેગેસ્થેનીઝે જે પુસ્તક સેંડ્રેકોટસની હૈયાતીમાં લખ્યું હતું તે તો ખોવાઇ ગયું હતું.

( ૮૮ ) ધ્યાન રાખવાનું છે કે, એક તો પ્રથમની મૂળ નોંધજ રહી નથી. (બીજું) બીજી વખતની નોંધ પણ અક્ષરસ: મળી નથી (ત્રીજું) જે કાંઇ નોંધ મળી અને લખાઇ છે તે, લગભગ પાંચસો વર્ષના આંતરે છે (ચોથું) લખાયું છે તે પણ સર્વથા લેખિત વસ્તુ ઉપરથી નથી, પણ કાંઇક દંતકથા ઉપરથી અને કાંઇક સ્મરણ પટ ઉપરથી: આ પ્રમાણે ખામીવાળું જે લખાણ હોય તે કેટલે દરજ્જે પ્રમાણિક ગણાય તે વાચકવર્ગ વિચારી શકે છે.

આટલુંજ નહીં, પણ હજુ બીજા કેટલાય અન્ય દોષો તેમાં રહેલા છે, તે આગળ વાંચન વાંચતાં વાંચતાં

( ૮૯ ) જુઓ, તેમણે રચેલું, ધી ભિલ્સા ટોપ્સ નામનું પુસ્તક પૃ. ૭૫.

( ૯૦ ) એક બીજી વિદુષી કર્ત્રીએ પણ આ પ્રમાણેજ ઉદ્‌ગાર કાઢયા છે. એટલે આ માન્યતા પ્રમાણેજ સર્વે ચાલ્યા છે એમ ખાત્રી થાય છે. તેણીના શબ્દો આ પ્રમાણે છે:-( Chronology by Mrs. Duff. P.-1 ):-" To Sir William James we owe the identification of Sandrokoptos of the Greek writers with Chandragupta whose date is B. C. 315. ( ક્રો. ઇ. પૃ. ૧ ) જે ચંદ્રગુપ્તનો સમય ઇ. સ. પૃ. ૩૧૫ છે તેજ, ગ્રીક લેખકોનો સેંડ્રોકોપ્ટોસ છે, એમ ખાત્રીપુર્વક જે ઓળખ અપાઇ છે, તે માટે આપણે સર વિલીયમ જેમ્સનો આભાર માનવો ઘટે છે. " ( શામાટે સર વિલીયમ જેમ્સ આ નિર્ણય ઉપર આવ્યા હતા, તે આ વાકયમાં જણાવ્યું નથી એટલે તે વિચારી શકતા નથી. પણ સર કનિંગહામના શબ્દોમાં તે કારણો જણાવાયાં છે એટલે તેની ચર્ચા ત્યાં કરી છે ).

સેંડ્રેકોટસની ચંદ્રગુપ્તની સાથે જે સરસ રીતે ઓળખાણ–તે બન્ને એક જ છે એમ–કરી બતાવી છે, તેનો સંપૂર્ણ આધાર તે બન્નેની વ્યક્તિગત ઇતિહાસની સાદશતા અને, તેમનાં નામની સીધી રીતની સામ્યતા–આ બે બાબત ઉપર, લેવાયો છે." એટલે કે સેંડ્રેકોટસને જે ચંદ્રગુપ્ત ઠરાવાયો છે તેમાં સર વિલિયમ જેમ્સે બે મુદ્દા ઉપર આધાર રાખ્યો છે, એમ સર કનિંગહામ સાહેબનું માનવું થાય છે. અને તે બે મુદ્દા આ પ્રમાણે ગણે છે. (૧) તે બન્નેનાં જીવનમાં સરખાપણું છે તથા (૨) તેમનાં નામના ઉચ્ચાર પણ મળતા આવે છે. હવે આ બન્ને મુદ્દા આપણે તપાસીએ. પ્રથમ તો બન્નેનાં જીવન વૃત્તાંતોના સરખાપણાનો પ્રશ્ન લઇએ; તેમના જીવનના કયા કયા બનાવો સર કનિંગહામે સરખા હોવાનું માન્યું છે, તે જો કે તેમણે જણાવ્યું નથી, એટલે આપણે નક્કીપણે તેના ગુણદોષ તપાસી શકતા નથી, પણ તેની કલ્પના જ માત્ર કરવી રહે છે. ધારીએ છીએ કે, સેંડ્રેકોટસનું જે વર્ણન તેમના જેવા વિદ્વાને ઇંગ્રેજી ફકરામાં કર્યું છે અને જેનું અવતરણ આપણે અશોકવર્ધનના વૃત્તાંતમાં કરવાના છીએ, એમ ઉપરમાં જણાવી પણ ગયા છીએ, તેમાં સમાયલા બયાન પરત્વેજ હશે. અને તેના ઉપરનો વિવાદ તો આપણે તે સ્થાને જ કરવાના છીએ, એટલે અત્રે તો માત્ર આટલો અંગુલિનિર્દેશ કરીને અટકીશું.

હવે બીજો મુદ્દો, જે બન્નેનાં નામની સામ્યતાનો છે તે તપાસીશું. બન્ને નામ વચ્ચે સામ્યતા છે એમ કહેવાનો ભાવાર્થ બે રીતે સમજી શકાય. (એક) તે બન્ને શબ્દનો અર્થ એક બીજાને મળતો હોય, અથવા (બીજી રીતે) તે બે નામનો ઉચ્ચાર કદાચ એક સરખો પણ લેખ્યો હોય. સેંડ્રેકોટસ તેમજ સેંડ્રોસીપ્ટસ કે તેવો કોઇ શબ્દ ગ્રીક ડીક્ષનેરીમાં ગોત્યો જડતો જ નથી. પણ તે શબ્દો કદાચ સમાસ થઇને બન્યા હોય એમ ગણી, સેંડ્રેકોટોસમાં સેંડ્રોસ અને કોટસ કે કોટોસ લઇએ; અથવા સેંડ્રોસીપ્ટસમાં સેંડ્રોસ અને સીપ્ટસ લઇએ તો લેખી શકાય. આવા શબ્દો પણ ગ્રીક શબ્દકોષમાં નથી. જે કાંઈ તેમાં મળી આવે છે, તે હજુ કોટોસ શબ્દ છે, જેનો અર્થ ઇંગ્રેજીમાં સેરીબેલમ ( cerebellum ) થાય છે અને ગુજરાતીમાં તેનો અર્થ કરીએ તો મનુષ્યના મસ્તકની ખોપરીની અંદર જે મગજ આવેલું છે તે. આ મગજના બે ભાગ વૈદક શાસ્ત્રમાં જણાવ્યા છે. આગળનો ભાગ મોટો છે તેને સેરીબ્રમ ( cerebrum ) કહેવાય છે અને પાછલો ભાગ નાનો છે તેને સેરીબેલમ ( cerebellum ) કહેવાય છે. જ્યારે સેંડ્રોસ નામનો, કે તેના જેવો કોઇ શબ્દ જ નથી મળતો. આ શબ્દની વ્યુત્પત્તિ માટે તજજ્ઞ બીજા એક બે વિદ્વાનોની સલાહ લીધી, તો તેઓ પણ તે વિશે કાંઇ પ્રકાશ પાડી શકયા નહીં. મતલબ કે અત્યારે આપણે તે શબ્દના અર્થમાં મળતાપણું હોવાનો પ્રશ્ન કોરે મૂકી રાખવો પડશે. હવે ઉચ્ચારની સામ્યતા વિશે વિચારીશું. દેખીતી રીતે તો સેંડ્રેકોટસ અને ચંદ્રગુપ્ત તે બેમાં સામ્યતા આપણને લાગતી નથીજ. છતાં પરભાષાના કઠિણ શબ્દોના ઉચ્ચારમાં જે મુશ્કેલી અને અગવડતા માણસને ખમવી પડે છે, તેનો વિચાર કરતાં પણ બેમાં એટલું બધું સામ્યપણું જેવું તો નથી જ લાગતું, કે એક શબ્દને બીજા શબ્દ તરીકે જ હોવાનું એકદમ છાતી ઠોકીને કહી દેવાય. છતાં કાંઇક મળતાપણું દેખાઇ આવે છે ખરૂં. પણ તેનો અર્થ એમ કરી ન જ શકાય કે, મૂળ ગ્રંથકારોનો આશય સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત કહેવાનો હોય. આ સંબંધમાં તે વિષયના કાંઇક અભ્યાસી એવા એક સજ્જનના[૯૧] વિચારો અત્રે જણાવવા ઉપયોગી ધારૂં છું. તેમનું

( ૯૧ ) આ સજ્જનનું નામ, ભાવનગર નિવાસી શ્રીયુત્ હીરાલાલ અમૃતલાલ શાહ, બી એ. છે. હાલ

અનુમાન એમ થાય છે કે, જો સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત ન હોય, પણ અન્ય વ્યક્તિ હોય તો તે ચંદ્રગુપ્તનો કોઇ વંશ જ હોવો જોઇએ અને સંસ્કૃત ભાષાના નિયમાનુસાર, જેમ કુરૂ રાજાના વંશજો કૌરવ કહેવાય, પાંડુરાજાના પાંડવ કહેવાય, દશરથના વંશજો દાશરથ કહેવાય, તેમ ચંદ્રગુપ્તના વંશજો ચાંદ્રગુપ્ત કહી શકાય. અને આવા પર-ભાષાના અટપટીઆ શબ્દનો ઉચ્ચાર,ગ્રીક વિદ્વાનોને બહુ ફાવતો ન આવ્યો હોય, એટલે ચાંદ્રગુપ્તને ચાંડ્રગોપ્ટ કરી નાંખી, ધીમે ધીમે અપભ્રંશ કરતાં, સેંડ્રેકોટસ ઠોકી બેસાર્યો હોય. ગમે તેમ થયું હોય, પણ સેંડ્રેકોટસ શબ્દનો મેળ, અર્થ કે ઉચ્ચાર ની એમ બન્નેમાંની કોઇ દષ્ટિએ જોતાં, ચંદ્રગુપ્ત શબ્દની સાથે બહુ ખાતો નથી જ.

( ૫ ) આપણા આ અનુમાનને કદાચ કોઇ ઉતાવળીયો તરીકે ગણી કાઢશે. પણ સર કનિંગહામ જેવા જ ઇતિહાસના અને શોધખોળના એક અઠંગ અભ્યાસી–મિ. વિન્સેંટ સ્મિથના શબ્દો ટાંકીશું. તો તેમની સ્થિતિ પણ આપણા જેવી જ થઇ પડી છે એમ જણાશે. તેમના શબ્દો આ પ્રમાણે છે:—[૯૨]When Alexander stopped at the Hyphasis he was informed by a native chieftain that the king of the Gangaridae and Prasii nations, on the banks of the Ganges was named, as nearly as Greeks could catch the unfamiliar sounds, Xandrames or Agrammes.[૯૩] In as much as the capital of the Prasii nation undoubtedly was Pataliputra, the reports made to Alexander, can have referred only to the King of Magadha, who must have been one of the Nandas, mentioned in a native tradition.[૯૪] The reigning king was alleged[૯૫] to be extremely unpopular owing to his wickedness and base origin.[૯૬] He was, it is said[૯૭] the son of a barber,[૯૮]who having become the paramour of the

---

તેઓ મુંબઇમાં નિવાસ કરી રહ્યા છે. કેળવણી પ્રસાદિત છે તેમ ધનિક પણ છે. એટલે આ વિષયમાં સારો વખત રોકી ઉંડાણમાં ઉતરવા જેવો અવકાશ ધરાવે છે: બહુ બહાર પડતા નથી. પણ તેઓ આ વિષયમાં અવાર નવાર જે કાંઇક લેખો લખી તથા આપી, કોઇક સોસાઇટીમાં મોટી રકમ આપી, આજીવન સભ્ય થયા છે. તે ઉપરથી, તે વિષય પરત્વે તેમના શોખનું માપ કાઢી શકાય છે:

( ૯૨ ) જુઓ વી. એ. સ્મિથની અ. હી. ઇં. ત્રીજી આવૃતિ પૃ. ૪૦

( ૯૩ ) જુઓ, આ તેમના અસલ શબ્દોમાં કયાંય નંદરાજાને લગતું (જુઓ નીચેની ટીકા નં. ૯૪ નું વિવેચન) કે સેંડ્રેકોટસ જેવું નામ છે ખરૂં ?

( ૯૪ ) કહો, તે રાજા નંદ હતો એમ નિશ્ચય પણે ઠરાવવા માટે આ શબ્દોમાં કયાંય પાયો છે ખરો ? બધું કલ્પનામયજ છે ને ? વળી આગળ તો જુઓ.

( ૯૫ ) Alleged = આમ કહેવાય છે, એમ લખ્યું છે પણ સાબિતજ હતું, એમ લખ્યું નથી તે ધ્યાનમાં રાખવું.

( ૯૬ ) extremely unpopular=તેનાં કારણો વિશે મૂળમાં કયાંય લખ્યું છે ખરૂં, કે પોતેજ કારણ બેસારી દીધાં છે. ખરી રીતે તો તે રાજા પોતે બહુ નબળા મનનો હતો અને તેથી તેના અધિકારીઓ પ્રજા ઉપર અસહ્ય જુલમ કરતા હતા અને પરિણામે રાજ્યમાં જ્યાં ને ત્યાં બળવા થયા કરતા હતા ( આ સ્થિતિ સમ્રાટ બિંદુસારના રાજ્યના ઉત્તરકાળમાં થઇ રહી હતી. તેનાં કારણ વિગેરે માટે બિંદુસારનું વર્ણન જુઓ ).

( ૯૭ ) It is said લખે છે, નહીં કે is proved

( ૯૮ ) barber થી માંડીને ઠેઠ royal family સુધીના શબ્દોનું લખાણ બધું તેમણે નંદરાજા

queen of the last legitimate sovereign, contrived the king's death and under pretence of acting as guardian to his sons, got them into his power and exterminated the royal family.[૯૯] After their extermination, he begat the son, who was reigning at the time of Alexander's campaign.[૧૦૦] and, who more worthy of his father's condition than his own, was odious and contemptible to his subjects.[૧૦૧]

આ ઈંગ્રેજી ફકરાનો અનુવાદ ગુજરાતી ભાષામાં પણ લખીએ; જેથી વાચકને મજકુર લેખકનું કથન સમજવામાં સુગમ પડે; " જ્યારે અલેકઝાંડર હાઇફેસીઝ ( ઝેલમ નદી ) પાસે પડાવ નાંખીને રોકાયો હતો, ત્યારે તેને એક હિંદી સરદારે આવીને એમ ખબર આપ્યા હતા, કે ગંગા નદીના તટ પ્રદેશમાં વસતી ગેંગેરીડી અને પ્રાસી પ્રજાના રાજાનું નામ ઝૅન્ડ્રમ્ઝ અથવા અગ્રમ્ઝ હતું.[૧૦૨] ( ગ્રીક પ્રજાને પોતાની ભાષાથી જે અપરિચિત શબ્દ હોય તેનો સારામાં સારી રીતે જે ઉચ્ચાર કરી શકાય, તે પ્રમાણે આ ઉચ્ચાર સમજવો—મતલબ કે ખરો શબ્દ શું હતો તે તો આ નથી જ) અને પ્રાસી પ્રજાનું પાટનગર નિર્વિવાદિત પણે પાટલિપુત્ર હતું. તેથી જે સમાચાર અલેકઝાંડરને મળ્યા હતા, તે મગધના રાજા સંબંધી જ હોઇ શકે. આ મગધનો રાજા, તે હિંદ પ્રજાની દંતકથા માંહેલા, નંદરાજામાંનો[૧૦૩] એક હોવો જોઇએ. કહેવાય છે કે,[૧૦૪] તે રાજા દુષ્ટ હતો તેમજ વ્યભિચારી સ્ત્રીના પેટે જન્મેલ હોવાથી[૧૦૫] પ્રજામાં અતિ અળખામણો થઇ પડયો હતો. વળી કહેવાય છે કે,[૧૦૬] હજામના પેટનો તે હતો.[૧૦૭] આ હજામ મરહુમ મગધપતિની રાણી સાથે યારીમાં હતો, એટલે તેણે રાજાનું ખૂન કરાવ્યું હતું.

વિશેનો ખ્યાલ રાખીનેજ કર્યે રાખ્યું દેખાય છે. બાકી મૂળ લખાણમાં તો કયાંય, આવા તો શું પણ આવા ભાવાર્થના શબ્દો પણ દેખાતા નથી ? પણ જ્યાં મૂળ આ યોજનાથી, એટલે કે નંદરાજાનું નામ નિશાનજ અસલ શબ્દોમાં લખાયું નથી, ( તેમાં તો xandrammos લખ્યું છે) ત્યાં પછી જે બધું લખાણ લખાય તેની કિંમત શું આંકવી ?

( ૯૯ ) એટલે તો એમ થયું કે, ખરા રાજકુમારોને મારી નાંખીને, તે હજામ પોતેજ, આખા રાજ્યનો માલિક બની બેઠો હતો ( વળી સરખાવો તેમનાજ શબ્દો વાળી હકીકત નીચેનું ટી. નં. ૧૦૦ )

( ૧૦૦ ) એટલે કે પાછળથી એક છોકરો જન્મ્યો હતો. તે ઉમર લાયક થઇને ગાદીએ બેઠો હતો. જે, અલેકઝાંડર હિંદ ઉપર આવ્યો ત્યારે રાજા પદે હતો. મતલબ એ થઇ કે, જે હજામ હતો તે પોતે તો ગાદીપતિ થયોજ નથી. (સરખાવો ઉપરના. ટી. નં. ૯૯ નું લખાણ ) પણ તેનો પુત્ર, ફાવેતો સાચો પુત્ર કે ફાવેતો તેની માસુક રાણી હતી તેણીના પેટનો–પણ એટલું તો સિદ્ધ થાય છે કે, જ્યારે અલેકઝાંડર આવ્યો હતો ત્યારે જે wicked = દુષ્ટ રાજાની વાત કરી ગયા અને જે હજામના પેટનો હતો, તેની તો હૈયાતી નહોતી જ. પણ તેનો પુત્ર હતો–એટલે કે જેને Xandrammes or Agrammes લખી ગયા છીએ તે નહોતો એમ ઠર્યું").

( ૧૦૧ ) કહો, આવા શબ્દો લખી કાઢવાનો કયાંય મેળ ખાય છે ખરો ? કે કાંઇ આધાર પણ બતાવાય છે ? કે માત્ર એક જણાએ કહેલ, એટલે તે મુદ્દો લક્ષમાં રાખીને ગતાનુગતિકની રીતિએજ લખાણ હંકાર્યે રાખ્યું છે.

( ૧૦૨ ) અહીંની સમજ માટે ઉપરની ટી. નં. ૯૨ વાંચો.

( ૧૦૩ ) આની સમજ માટે ઉપરનું ટી. નં. ૯૩ વાંચો.

( ૧૦૪ ) આ શબ્દની સમજ માટે ઉપર ટી. નં. ૯૪ ની ટીપણ વાંચો.

( ૧૦૫ ) આ ઉપરની ટીકા માટે ટી. નં. ૯૫ વાંચો.

( ૧૦૬ ) આ માટે ઉપરનું ટી. નં. ૯૬ વાંચો.

( ૧૦૭ ) આ માટે ઉપરનું ટી. નં. ૯૭ વાંચો,

અને તેના (મરહૂમ રાજાના) પુત્રને, તેમના વાલી તરીકે પોતાના કબજામાં રાખીને, રાજ કુટુંબનો નાશ કરી વાળ્યો હતો.[૧૦૮] (આ પ્રમાણે) નિકંદન કાઢી નાંખ્યા પછી, તેને એક પુત્ર થયો હતો, જે અલેકઝાંડર ચડી આવ્યો ત્યારે[૧૦૯] રાજ ચલાવતો હતો, અને તે પોતાના (કાંઇ ગુણદોષ) કરતાં પોતાના પિતાની સ્થિતિ (ગુણદોષ)ને લીધે પોતાની પ્રજામાં અપ્રિય અને તિરસ્કારણીય થઇ પડયો હતો."[૧૧૦]

ઉપર ટાંકેલા આખા પારિગ્રાફના શબ્દોથી તેમજ તે ઉપર ટીપણ રૂપે જે ટીકા કરી છે તે ઉપરથી, વાચકની ખાત્રી થઇ હશે કે, કયાંય નંદ રાજાનું કે સેંડ્રેકોટસનું નામ સુદ્ધાંયે દર્શાવાયું નથી. માત્ર આગળ પાછળની અધકચરી હકીકત, અને દંતકથાના આધારે, સ્વમત્યાનુસાર કલ્પનાજ ઉપજાવી કાઢી અનુમાન બાંધ્યે રાખ્યા છે. આ ઉપર કેટલો મદાર બાંધવો, તે અમે કહીએ તેના કરતાં વાચક પોતે વિચારી લેશે. છતાં એક બારગી માનો કે, ઉપરના ટાંકેલા ફકરામાંની ઉપજાવેલી સર્વ કલ્પના-વ્યભિચારણી રાણી, હજામની યારી, ઇત્યાદિ–પ્રમાણે જ બધી બિના સત્ય તરીકે બનવા પામી હતી, તો પણ તેમાં દર્શાવેલા xandrammes ને સેંડ્રેકોટસ અથવા ચંદ્રગુપ્ત માની લેવાને આધાર જ કયાં છે?

(૬) બીજી હસવા જેવી વાત ઉપર પણ વાચક વર્ગનું ધ્યાન દોરવું આવશ્યક લાગે છે. ધારો કે, તેમના મંતવ્ય પ્રમાણે અલેકઝાંડરને મળનાર, જેને તેમણે સેંડ્રેકોટસ કહ્યો છે તે ચંદ્રગુપ્ત જ હતો. અને આ સેંડ્રેકોટસ સાથે જ, અલેકઝાંડરના સરદાર સેલ્યુકસે પોતાની પુત્રીને પરણાવી હતી, તો તેમના કથન પ્રમાણે આ બનાવ જ્યારે બન્યો ત્યારે સેંડ્રેકોટસના રાજ્યનું છવીસમું વર્ષ ચાલતું હતું. હવે અહીં મુદ્દો તપાસો કે એક બાજુ એમ કહ્યું કે સેંડ્રેકોટસે એટલે ચંદ્રગુપ્તે માત્ર ચોવીસ વર્ષ જ રાજ્ય કર્યું છે. અને બીજી બાજુ એમ વળી કહે છે કે, તે સેંડ્રેકોટસને તેના રાજ્યના છવીસમા વર્ષે યવનરાજે કુંવરી પરણાવી. તો ચંદ્રગુપ્ત પોતાના મરણબાદ પાછો જીવતો થઇને બે વરસે શું પરણવા આવ્યો હતો? આ સ્થિતિ કેવી હાસ્યજનક કહેવાય?

(૭) એક વિદ્વાન લખે છે કે, "The account of Nanda IX, given by Purana and the Jains, is not quite identical with that given by Diodorus Siculus and Quintus Curtius of the monarch, who ruled at Patliputra, when Alexander the Great invaded the Punjab. The king was the predecessor of Chandragupta or Sandrocottus of the Greeks. જ્યારે અલેકઝાંડર ધી ગ્રેઇટે, પંજાબ ઉપર સ્વારી કરી ત્યારે પાટલિપુત્રમાં જે રાજા રાજ્ય કરતો હતો, તેનું વર્ણન ડિઓડોરસ સિકયુલસે અને કિન્ટસ કરટિઅસ નામના લેખકોએ કર્યું છે, તે વર્ણન પુરાણોમાં અને જૈન ગ્રંથોમાં લખાયેલ રાજા નવમાનંદના વર્ણન સાથે બિલકુલ મળતું નથી. તે રાજા ગ્રીક લેખકોના ચંદ્રગુપ્ત અથવા સેંડ્રેકોટસનો પુરોગામી હતો."

આ લેખકની માન્યતા વળી બીજાઓ કરતા જુદી જ પડે છે. તેના માનવા પ્રમાણે તો અલેકઝાંડર હિંદમાં આવ્યો ત્યારે સેંડ્રેકોટસ અથવા જેને વિદ્વાનોએ ચંદ્રગુપ્ત ઠરાવ્યો છે, તે ચંદ્રગુપ્તનો પુરોગામી એટલે નવમોનંદ, મગધપતિ હતો. મતલબ કે અલેકઝાંડર અને નવમોનંદ તે બે સમકાલિન હતા. અને સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત

(૧૦૮) આ માટે ઉપરનું ટી. નં. ૯૮ જુઓ.
(૧૦૯) આ માટે ઉપરનું ટી. નં. ૯૯ જુઓ.
(૧૧૦) આ માટે ઉપરની ટીકા નં. ૧૦૦ જુઓ.

તો અલેકઝાંડર પછી જ થયો છે. ગમે તે માન્યતા લ્યો. તેની સાથે આપણે બહુ નિસ્બત નથી. આપણે તો સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત ખરો કે કેમ, તેજ નક્કી કરવાનું છે. અને તે સાબિત નથી થતું, કેમ કે જ્યાં પુરાણકાર અને જૈન ગ્રંથોનું રાજા નંદનવમાનું વર્ણન જ પરદેશી લેખકોની સાથે બંધબેસતું થતું નથી, ત્યાં પછી, તે રાજાની પાછળ ગાદીએ આવનાર સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત કેમ ઠરી શકે ?

( ૮ ) મેગેસ્થેનીઝ તે સેંડ્રેકોટસના દરબારે એલચી તરીકે હતો. એટલું તો તેઓ પણ કહે છે જ: હવે જો સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત હોય તો, ચંદ્રગુપ્તનો પ્રધાન મહાઅમાત્ય--ચાણુકય, તે પણ મેગેસ્થેનીઝનો સમકાલિન કહેવાય જ ને ? એટલે કે, ચંદ્રગુપ્ત, ચાણુકય અને મેગેસ્થેનીઝ તે ત્રણે સમકાલિન કહેવાય. તો પછી જે રાજકીય સ્થિતિનું વર્ણન ચાણુકયજીના કથનમાં હોય, તેજ વસ્તુસ્થિતિ મેગેસ્થેનીઝના વર્ણનમાં હોવી જોઇએ. નહીં કે હેરફેરવાળી અથવા ઉલટાસુલટી. આગળ જતાં ચાણુકયના અર્થશાસ્ત્રમાંના કેટલાક ઉતારા આપણે કરીશું, તેમાંથી માલૂમ પડે છે કે તેમના સમયે માત્ર ચાર વર્ણ જ હતા. તેમણે જાતિ સંસ્થાનો ઉલ્લેખ સરખોયે કર્યો નથી. જ્યારે મેગેસ્થેનીઝનું કહેવું થાય છે, કે[૧૧૧] ' ભારત વર્ષકી સારી આબાદી સાત જાતિઓમેં બેંટી હૈ '--એટલે કે, વર્ણનદૃષ્ટિ એ જોતાં પણ સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત ઠરી શકતો નથી.

( ૯ ) એક બીજા વિદ્વાન મહાશયે[૧૧૨] તો વળી સાફસાફ શબ્દોમાં જણાવી દીધું છે, કે સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત હોઇ શકે જ નહીં, કેમકે જ્યાં ચંદ્રગુપ્તે કોઇ કાળે પંજાબની ભૂમિ ઉપર પગ જ મૂકયો નથી, ત્યાં તે, પંજાબમાં જઇને અલેકઝાંડરને મળ્યો હતો એમ શી રીતે માની શકાય ? તેના શબ્દો આ પ્રમાણે છેઃ-- " European scholars--without sufficient reason, from a so-called Greek synchronism, as recorded by Justin, Strabo and other Greek authors, who quoting the fragmentary and some what fabulous accounts of Megasthenes record of Sandracyptus or Sandracottus, as once visiting Alexander the Great, in his camp and then defeating Seleucus Nicator in about B. C. 310: and expelling the Greeks from the Punjab, which Chandragupta is never proved to have visited. મેગેસ્થેનીઝના ભાંગ્યા તૂટયા અને કલ્પિત લખાણ ઉપરથી, જસ્ટીન, સ્ટ્રેબો અને અન્ય ગ્રીક લેખકોએ[૧૧૩] એમ લખેલ છે કે, ગ્રીક ભાષામાં શબ્દના ઉચ્ચારનું મળતાપણું આવે છે, તે આધારે યુરોપી વિદ્વાનોએ પણ, વિશેષ કે સંપૂર્ણ ખાત્રી કર્યા વિના, જે એમ કહ્યું છે કે, સેંડ્રેકોટસે ( અથવા સેંડ્રેસીપ્ટસે ) અલેકઝાંડર ધી ગ્રેટની તેની છાવણીમાં એક વેળા મુલાકાત લીધી હતી. અને પછીથી આશરે ઇ. સ. પૂ. ૩૧૦માં સેલ્યુકસ નિકેટોરને હરાવીને, પંજાબમાંથી ગ્રીક લોકોને હાંકી કાઢયા હતા. પણ ચંદ્રગુપ્તે પંજાબ જોવાનું

( ૧૧૧ ) જુઓ તે અવતરણો વાળો ભાગ. તેમાં પૃ. ૩૮૨ માંનો ઉતારો.

( ૧૧૨ ) ઇં. એ. પુ. ૩૨ પૃ. ૨૩૨. તેના લેખક. ડીરેકટર જનરલ ઓફ આર્કીઓલોજીના આસીસ્ટંટ મિ. પી. સી. મુકરજી જેવા પ્રમાણભૂત વ્યક્તિ છે.

( ૧૧૩ ) આ બધી વાતનું મૂળ કેમ ઉભું થયું છે તે આપણે પૃ. ૧૫૬ ઉપર ટૂંકામાં જણાવ્યું છે. આપણા તે કથનમાં કેટલું સત્ય છે, તે આ ઉપરથી વાચકને ખાત્રી થશે.

હજુ સુધી કદી પુરવાર જ કરાયું નથી." આ લેખકે, સેંડ્રેકોટસનું નામ ચંદ્રગુપ્ત હોવાનું સ્પષ્ટ નથી લખ્યું. પણ સૌથી છેલ્લા વાકય ઉપરથી તેમના કથનનો તેવો ફલિતાર્થ સમજાય છે જ. પણ અહીં આપણે એટલી હકીકતની જ ભારપૂર્વક નોંધ લેવી રહે છે કે, જ્યારે ચંદ્રગુપ્તે પંજાબદેશનું મોંજ જોયું નથી, તો ત્યાં જઇને તે અલેકઝાંડરને મળ્યો હતો એમ શા આધારે માનવું ?

આ પ્રમાણે, અટળ ગણાતા અંકગણિતના આંકડા લઇને પણ આપણે સાબિત કર્યું છે કે, જે સેંડ્રેકોટસ ઇ. સ. પૂ. ૩૨૭ માં અલેકઝાંડર ધી ગ્રેઇટના સમયે મગધપતિ હતો તે ચંદ્રગુપ્ત નહોતો જ. તે ચંદ્રગુપ્ત તો કયારનોયે મરણ પામ્યો હતો. તેમજ વિદ્વાનોએ જે અનુમાનો ઉપર વિશ્વાસ રાખીને અમુક સ્થિતિ માની લીધી હતી, તેનો અસલ પુરાવો તેમજ લખાણ પણ તપાસી જોયાં; કે તે કોઇ રીતે વિશ્વાસપાત્ર નથી. એટલે આપણને એક જ નિશ્ચય ઉપર આવવું પડે છે કે, અત્યારસુધી આપણે સર્વેએ ખોટા સુંધાડ ઉપર જ દોરાયા કર્યું છે. વળી આ સંબંધી વિશેષ ઉહાપોહ અશોકવર્ધનનું જીવન ચરિત્ર લખતાં કરીશું એટલે વિશેષ ખાત્રી થશે.

હવે જ્યારે ભૂલ ભાંગી છે ત્યારે નવા સિદ્ધાંતો ઉપર આપણે તુરત જ વળી જવું જોઇએ, કે જેથી ખરો ઇતિહાસ પ્રકાશમાં આવે.



# પંચમ પરિચ્છેદ

## ચંદ્રગુપ્ત ( ચાલુ )

**ટૂંકસારઃ—**

ચાણક્યનો જન્મ તથા તેને લગતી અદ્ભૂત ઘટના—તેના જીવનમાં પ્રથમથી આખર સુધી બનેલ અનેક ઐતિહાસિક બનાવોનું કરેલ ટૂંકવર્ણન—અર્થશાસ્ત્ર રચવા માટે પ્રાપ્ત થયેલ સંયોગો—ચંદ્રગુપ્તને હિંદુશાસ્ત્રોમાં "વૃષલ" કહીને સંબોધ્યો છે તેનું કારણ—કૌટલ્ય નામ કેમ પડયું તેનો આખો ઇતિહાસ તથા તેમાં સમાયેલ ભેદનું રહસ્ય—ચાણકય, પાણિની અને વરરૂચીની ત્રિપુટીના જન્મ, પ્રદેશ, ગોત્ર વિગેરેની કરી આપેલ કોઠારૂપે સરખામણી—અર્થશાસ્ત્ર એટલે શું, તેમાં કયા કયા વિષયો આવી શકે તથા તેની મહત્તા કેટલી કહેવાય તે સર્વનો ટૂંકામાં આપેલો ખ્યાલ—બિંદુસારનો જન્મ કેવા સંજોગોમાં થયો હતો તેનું વર્ણન—સમ્રાટ ચંદ્રગુપ્તના જીવનના કેટલાક રંગો—તેના ધર્મ સંબંધી પ્રાથમિક હકીકત—ધર્મમાં દૃઢ બની, કેવી રીતે યાત્રાનો સંઘ કાઢયો હતો તથા તીર્થસ્થાન ઉપર સુદર્શન તળાવ શા કારણે બંધાવ્યું હતું, તેને લગતી તદ્દન નવીનજ માહિતી—તે તીર્થ શાશ્વતુ કહેવાય છે, છતાંયે તેના ઉપર કાળના કેવા કારમા હથોડા પડતા આવ્યા છે તેનું વર્ણન, અને તે ઉપરથી બંધાતાં અનુમાનો વડે, અત્યાર સુધી વિદ્વાનોએ બાંધેલ વિચારોથી કેવા ભિન્ન નિર્ણય ઉપર જવાય છે તેનાં દૃષ્ટાંતો—સુદર્શન તળાવની પ્રશસ્તિ ઉપરથી, વિદ્વાનો જે એમ માનતા આવ્યા છે કે, સમ્રાટ ચંદ્રગુપ્તે અહિંદી રાણી સાથે સૌથી પ્રથમ લગ્ન કર્યું હતું, તે બીનામાં સમાયલો અર્થ ભેદ—ચંદ્રગુપ્તે પોતે પાળતા ધર્મમાં ભજવેલ ભાગ—સામ્રાજ્યની રાજધાની કયા સ્થાને હિતકર કહેવાય તથા તેની મહત્ત્વતા ઉપર તેણે કરેલ વિચાર—તેનો અમલ કરવા આદરેલ યત્ન, પણ મળેલી નિષ્ફળતા—છતાં તે તરફ તેણે માંડેલ પગલાંમાં, તેના અનુજોએ કરેલી પૂર્તિ અને આયંદે મળેલી ફતેહ—પં. ચાણક્યનો ધર્મ તથા અન્ય નોંધવા લાયક બનાવો—ચંદ્રગુપ્તના રાજય વિસ્તારનો સંક્ષિપ્ત ચિતાર—ચંદ્રગુપ્તે કરેલ ગાદીત્યાગનું કારણ, તથા તેના શેષ જીવન ઉપર પાડેલ પ્રકાશ.

*———*

**ચાણક્ય અથવા કૌટલ્ય**

ચાણક્યનું નામ સમ્રાટ ચંદ્રગુપ્તના જીવન સાથે એટલું બધું તો ઓતપ્રોત થઇ ગયેલ છે કે, એકનું નામ જ્યાં આવે ત્યાં સહેજે જ બીજાનું પણ આવવું જોઇએ જ. તે બન્નેને કોઇ રીતે છૂટા પાડી શકાય જ નહીં. જેથી ચાણક્ય સંબંધી પણ જે કાંઇ જાણવામાં આવ્યું છે, તે અહીં ઉતારવું આવશ્યક ધાર્યું છે.

તેના જીવન વિશે લખતાં પહેલાં, તે કયા ધર્મનો અનુયાયી હોવો જોઇએ તેની કઇ ઝાંખી[1] કરી લેવી ઠીક પડશે.

અત્યાર સુધીના ઐતિહાસિક વેત્તાઓના મુખ્ય ભાગની માન્યતા એમ જ છે, કે તે વૈદિક મતાનુયાયી હતો. પણ કેટલાક ખંતીલા શોધકોએ હવે અર્ધ સત્તાવાર, સાબિત કર્યું છે કે, તે જૈન હોવાના પ્રમાણ વિશેષ ને વિશેષ મળતા જતા હોવાથી તે વિશેષતઃ જૈન મતાનુયાયી હોવા સંભવ છે. અમારૂં મંતવ્ય પણ તે જ છે, કેમ જે, ચાણક્ય જો પોતે વૈદિકમતી હોય, તો ચંદ્રગુપ્ત જેવા પોતાના શિષ્યને બીજા ધર્મમાં આસક્ત રહેવા દે ખરો કે ? અને ચંદ્રગુપ્ત તો જૈની જ છે. એમ આપણે સાબિત કરી ગયા છીએ. વળી આ બાબતમાં કેટલાય જૈન પુસ્તકોમાં ઉલ્લેખ મળી આવે છે, તેમજ આગળ જતાં સમ્રાટ ચંદ્રગુપ્તના પોતાના જીવન વૃત્તાંતમાંથી[2] આ હકીકતને પુષ્ટિ-કારક બનાવોની પણ આપણે ઝાંખી કરવાનું બની શકશે. વળી ચાણક્યજીના અર્થશાસ્ત્રમાં[3] પણ

(૧) તે કયા ધર્મને લગતો હતો, તેની ચર્ચા મુખ્યપણે આગળ ઉપર આવશે. અહીં તો માત્ર ઉલ્લેખ રૂપેજ કરીને આગળ વધીશું.

(૨) જુઓ આગળ ( તેનો પોતાનો ધર્મ ) તથા સુદર્શન તળાવ વિશેની હકીકત.

(૩) ઇ. એ. ૧૯૧૪ પૃ. ૧૭૬ ટી. નં. ૨:- પ્રૉ. જાલ કાર્પેન્ટીઅર કહે છે કે અર્થશાસ્ત્રમાં ખાસ એવા કોઇ કામને લગતા કે જૈનધર્મ સંબંધી શબ્દો નથી, સિવાય કે, પૃ. ૫૫ ઉપર અન્ય દેવદેવીઓનાં નામમાં અપરાજીત, જયંત અને વૈજયંતનાં નામો દેવાયાં છે. છતાં મારા મંતવ્ય પ્રમાણે તે બહુ અગત્યનાં ગણાય નહીં. (ભલે કાર્પેન્ટીઅર સાહેબનું અંતિમ મત ફેરફારવાળું થતું હશે, પણ તે શબ્દો જૈનસંપ્રદાયના છે એમતો પોતે કબૂલ કરે છેજ ). Ind. Ant. 1914 P. 176. f. n. 2:-Arthashastra contains absolutely nothing of sectarian or Jaina influence except perhaps the passage ( P. 55 ) where Aparajita, Jayanta, and Vaijayanta are spoken of amongst other gods. However this is in my opinion of no great importance.

વળી તેમણે આગળ ઉપર જણાવ્યું છે કે, (અર્થ શાસ્ત્રમાં પૃ. ૧૯૯ ઇત્યાદિમાં ) જે તીર્થંકર શબ્દ વાપર્યો છે તેનો અર્થ જૈનસાધુ થઇ શકે છે. પણ આપણે યાદ રાખવું જોઇએ કે, પાલીભાષાના શાસ્ત્રીય ગ્રંથોમાં, તીર્થિક, અથવા અન્ય તીર્થિક શબ્દનો અર્થ, અન્યદર્શન પ્રમાણે ભિક્ષુક-સાધુ-સંતપુરુષ થાય છે: "The Tirthanker mentioned on P. 199 etc. may denote a Jaina saint, but we must remember that Tirthika, Anya-tirthika is a title given to ascetics of various schools in the Pali Canon. (આપણું ટીપણ: આ ઠેકાણે પ્રોફેસર સાહેબે તીર્થંકર, તીર્થિક અને અન્યતીર્થિક શબ્દના અર્થ જે સમજાવ્યા છે તેમાંજ પ્રથમ તો ભૂલ છે. તેમની માન્યતા એમ દેખાય છે કે ત્રણે શબ્દોના અર્થ સાધુ, ભિક્ષુક, વૈરાગી, પરિવ્રાજક સંત, થાય છે. પણ તેમ નથી. કેમકે તીર્થંકર એટલે તીર્થં કરોતિ યઃ સઃ તીર્થંકરઃ એટલે કે જે તીર્થ પ્રવર્તાવે તે તીર્થંકર કહેવાય. જ્યારે તીર્થિક = તીર્થ+કઃ તીર્થિ એટલે તીર્થની મુલાકાત લેનાર તે, = તીર્થાળુ, યાત્રાળુ જેવો અર્થ થાય. તેમજ અન્ય તીર્થિક એટલે પણ અન્ય તીર્થની યાત્રા કરે તેવો, યાત્રાળુ એવા ભાવાર્થમાં થાય છે. ક્યાં, યાત્રા કરનાર યાત્રાળુ અને ક્યાં, યાત્રાનું જે સ્થાન એવું તીર્થ, તેને પ્રવર્તાવનાર એવો મહાત્મા પુરૂષ. એટલે કે કૌટલ્ય મહારાયે જે પૃ. ૧૯૯ માં તીર્થંકર શબ્દ વાપર્યો છે, તે પોતે જૈન મતાનુયાયી

એવા કેટલાય શબ્દો મૂળ પાઠ તરીકે ઉદ્ધરિત થયેલ છે, કે જેનો કર્તા જૈન હોયા સિવાય અન્ય હોઇ ન જ શકે, એમ નિર્વિવાદિત પણે કહી શકાય.

પુસ્તકના પ્રથમ ભાગે આપણે જણાવી ગયા છીએ કે, ચાણક્ય, વરરૂચી અને પાણિની આ ત્રણે બાળપણામાં સહાધ્યાયી હતા. અસલ તેઓ તક્ષીલા–તરફના ( હાલના પંજાબના ) વતની હતા. પણ તે દેશ જ્યારે નવમાનંદે–ધનનંદે–મહાનંદે જીતી લીધો, ત્યારે તેમની વિદ્યાકુશળતાને લીધે, તે ત્રણેને પોતાની સાથે મગધમાં લેતો આવ્યો હતો આ સમયે તેઓ બધા પોતાના જીવનની પ્રથમા વીશીમાં હતા. આમાંના ચાણક્યના જન્મ વિશે[૪] જૈન ગ્રંથમાં નીચે પ્રમાણે જણાવાયું છે.

ચાણક્ય જ્યારે તેના પિતા ચણક અને માતા ચણેશ્વરીના પેટે જન્મ્યો, ત્યારે મોંના ઉપલા જડબામાં તેને બે આગલા દાંત ( Incisor teeth કહેવાય છે તે ) હતા. પિતા ચણક કુશળ જ્યોતિષિ હતો. છતાં આનો અર્થ સમજી શક્યો નહીં. એટલે પોતાના ઘરની નિકટમાં, એક જૈન ઉપાશ્રયમાં આચાર્ય મહારાજ ઉતરેલ હતા, તેમની પાસે જઇ ખુલાસો મેળવ્યો:[૫] તેમણે કહ્યું કે, આ બાળક કોઇ મહાન રાજા થશે. પિતાએ વિચાર્યું કે, રાજપદ પામવાથી એવાં કુટિલ કૃત્યો પોતાના પુત્રને કરવાં પડશે કે જેના અંતે તે પુત્ર નરકાધિકારી થશે. એટલે પુત્ર ઉપરના પ્રેમને લીધે વિચાર થયો કે જો હું દાંત ઘસી નાંખું, તો રાજા થતો અટકે, તે ઉપરથી તેણે તેમ કર્યું. પાછા તેણે આચાર્ય મહારાજ પાસે જઇને સર્વ હકીકત નિવેદન કરી.

---

હોવાને લીધેજ સમજવો રહે છે ).

વળી જુઓ વાયુપુરાણ પ. ૩૭, ૩૨૪.

જ. ઓ. બિ. રી. સો. પુ. ૧. પૃ. ૮૮ (ટી.૮૧) માં પંડિત જાયસ્વાલજી જણાવે છે કે:—ચંદ્રગુપ્તને આરત અને કૌટિલ્યની મદદ હતી. અને કૌટિલ્ય તે વિશેષે કરીને આર્હત બ્રાહ્મણ હતો. ( અહીં આરત એટલે આર્હત કહેવાનો ભાવાર્થ સમજાય છે. અને આરત તેજ કૌટિલ્ય પણ હોય. તેમાં આર્હતનો અર્થ, અર્હનને ઇષ્ટદેવ તરીકે માનનારા તે આર્હન: એટલેકે જૈનધર્મી ) J. O. B. R. S. Vol I. P. 88 (f. n. 81) Chandragupta was helped by the Arattas and the Kautilya; the latter probably an Aratta Brahamin.

જે. નો. ઇ. પૃ. ૧૩૦:—મુદ્રારાક્ષસ નામે સંસ્કૃતમાં લખાયલ નાટકમાં ચંદ્રગુપ્તના રાજ્યારોહણની જે હકીકત લખાઇ છે, તેમાં જણાવ્યું છે કે, તે સમયની રાજ્યક્રાંતિમાં મુખ્ય હાથ ચાણક્યનો હતો. અને તે ચાણક્યે પોતાના મુખ્ય જાસુસ તરીકે જૈનનેજ રાખ્યો હતો. (જુઓ નરસિંહાચારનું પુસ્તક બીજું. પ્રસ્તાવના ૪૧: ઓ. હી. ઇ. પૃ. ૭૫: રાઇસ લ્યુઇસનું માઇસોર અને કુર્ગ. પૃ. ૮ ). J. N. E. P. 130–" The Sanskrit play Mudra-rakshasa which dramatises the story of Chandragupta's accession, and tells us that Chanakya who was the prime agent in the revolution, employs a Jaina as one of his chief emissaries. " ( Cf. Narsimhachar E. C. II. Int. p. 41 : Smith, Oxford History of India p. 75; Rice Lewis Mysore and Coorg p. 8. )

( ૪ ) જુઓ હેમચંદ્રનું પરિશિષ્ટ પર્વ સર્ગ ૮ શ્લોક ૧૯૪:-પિતા ચણી, માતા ચણેશ્વરી, ગામ ચણક, દેશ ગોલ્લ. આ પુસ્તકનો ઇંગ્રેજીમાં અનુવાદ હરમન જેકોબીએ કર્યો છે તેમાં જણાવે છે કે, Chanakya had all his teeth complete on being born ( about this incident of Chanakya's life ) Jacobi makes a note as follows, The same circumstance is told of Richard III.
" Teeth hadst thou in thy head when thou was born
To signify thou comst to bite the world."
ચાણક્ય જન્મ્યો ત્યારે તેના મોંમાં સર્વ દાંત મોજુદ હતા, આ પ્રમાણે ઇંગ્લાંડના રાજા રીચર્ડ ત્રીજાના બાબતમાં પણ બન્યું હતું.

( ૫ ) ચાણક્યના જન્મની આખ્યાયિકા માટે જુઓ પરિશિષ્ટ પર્વ સર્ગ ૮ મો.

આચાર્યજીએ કહ્યું કે, હવે તે સમ્રાટ નહીં થાય, પણ "સમ્રાટ સમાન" થશે. **यद्भावि तद्‌भविष्यति** એમ વિચારી, જેમ હતા તેમ દાંત રહેવા દીધા. કાળે કરીને માતા પિતાના મરણ બાદ વિધાત્રાની વૈચિત્ર્યતાથી આપણે જણાવી ગયા છીએ તે પ્રમાણે તેને મગધમાં આવવું પડયું હતું.

આ મૈત્ર–ત્રિક ક્રમાનુગતે સમ્રાટ મહાનંદના દરબારે બહુ માનપાન સાથે દિવસો ગાળતા હતા. એકદા મહાનંદના પુત્રે, પંડિત ચાણક્યનું ઘોર અપમાન કરવાથી, ગુસ્સામાં અમુક પ્રતિજ્ઞા[6] કરી, મગધની રાજધાની પાટલિપુત્રની બહાર નીકળી ગયો.

દેશાટનના આરંભે પ્રથમ મયૂરપોષકના નગરે જતાં, ત્યાંના મુખીની સગર્ભા પુત્રીને દોહદ ઉપન્યો હતો તે સંતોષ્યો. દોહદમાં એમ હતું કે, આકાશમાં ઉગેલો ચંદ્ર, તેણીને પીવાનું મન થયું હતું. તે કેમે કર્યો પૂર્ણ ન થવાથી પોતે ક્ષીણ દેહા થઇ ગઇ હતી. ત્યાં પંડિત ચાણક્યજીનું આગમન થયું. તેણે એવી સરત કરી કે, તે ગર્ભ જો પુત્ર રૂપે અવતરે તો ઉમર લાયક થતાં તે પુત્ર તેને અપર્ણ કરવો–આ કબૂલ હોય તો તે દોહદ પૂર્ણ કરે: સરત કબૂલ થતાં, એક પર્ણકુટી રચી, ઉપર છિદ્ર પાડયું; અને પર્ણકુટીમાં એક ખાટલી ઉપર તે સગર્ભાને બેસારી અને હાથમાં પાણી ભરેલી એક થાળી આપી. પર્ણકુટીના ઉપરના કાણામાંથી તે થાળીના પ્રવાહીમાં ચંદ્રબિંબ પડવા દીધું. અને તે પ્રતિબિંબને જોતી જોતી, તે બાઇને બધું પ્રવાહી પીવરાવી દીધું. આ પ્રમાણે બાઇને પોતાનો દોહદ પૂર્ણ થવાથી ઉલ્લાસ થયો અને પૂર્ણ સમયે તેણીને પુત્ર પ્રસવ્યો. દોહદ અનુસાર[7] તેનું નામ ચંદ્રગુપ્ત પાડયું. તે પુત્ર ક્રમે ક્રમે શિશુવય ટપાવી બાળવય પૂરી કરી, કુમારાવસ્થામાં પહોંચ્યો. અને ક્રિડા કરતો હતો ત્યાં પં. ચાણક્યે, પોતાના અપાયેલ કોલના પાલનાર્થે, તે કુમારને તેના માત પિતા પાસેથી માંગણી કરી; અને પોતાની સાથે લેઇ ગયો. આ વખતે પં. ચાણક્યની, ઉમર બીજી વીશી પૂર્ણ થવાની લગભગમાં હતી.

હવે ચાણક્યે, પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે ધ્યાન દોડાવવા માંડયું. તે કુમાર ચંદ્રગુપ્તને લઇને અનેક સ્થાને પરિભ્રમણ કરવા લાગ્યો. રસ્તામાં અનેક વખતે પ્રાણવિનાશક ઘટના બની જતી. પણ કર્મના બળે તે વટાવી બન્ને જીવંત નીકળી જતા. પાસે પૈસા નહતા તેમ માણસનું જોર પણ નહોતું. એટલે મારફાડ, લુંટફાટ, ચોરી કરી કરીને થોડું ઘણું મેળવ્યું. પછી મોટી ધાડો પાડી દેશ લુંટવા માંડયા. પણ કોઇ ચોખો કાર્યક્રમ ગોઠવીને, જેને ખરી લડાઇ કે વ્યુહ રચના કરી જીત મેળવી કહેવાય, તેવું કાંઇ કરતા નહીં. એકદા તે બન્ને એક નેસડા પાસે જઇ પહોંચ્યા. નેસડાની અંદર એક ડોસી અને તેનું બાળક એમ બે જણા હતા. બાળકને ઉની ઉની રાબ પીવા આપી હતી. બાળક તે રાબ, વાસણની કિનારીએથી ફૂંકી ફૂંકીને પીવાને બદલે, એકદમ વચ્ચેના ભાગમાં જીભ નાંખીને પીવાનું કરતો હતો. અને તેથી દાઝીને, રડયા કરતો હતો. એટલે ડોસીએ, મહેણામાં કહ્યું, "તું પણ પેલા ચાણક્ય જેવો જ રહ્યોને ! એટલે દાઝે જ તો !" વચ્ચમાંથી પીવાને બદલે કિનારીએથી ફૂંકી ફૂકીને પીએ, તો દઝાશે પણ નહીં અને બધી રાબ પી જવાશે.[8] આ મહેણું પાસે ઉભેલા ચાણક્યે સાંભળ્યું. તેથી તેનો ભેદ

(૬) માથાના વાળ છૂટા રાખવા માંડયા અને પ્રતિજ્ઞા કરી કે, જ્યારે રાજા મહાનંદના વંશનો ઉચ્છેદ કરીશ ત્યારેજ આ વાળની શિખા બાંધીશ. જુઓ પુ. ૧. મહાનંદનું વર્ણન.

(૭) જુઓ પૃ. ૧૪૦ ટી. નં. ૨૪.

(૮) સિંહલદ્વીપના એક મુખ્ય બનાવ ઉપર ટીકા કરતાં, એક આખ્યાયિકા કહેવામાં આવે છે. (જુઓ મહાવંશ. પૃ. ૧૨૩, ક્રોલંબો આવૃત્તિ. ૧૮૯૫ની) "કોઇ ગામડામાં, એક સ્રીના ઝુંપડાની સગડી પાસે ચંદ્રગુપ્ત વિસામો લેવા બેઠો હતો. ત્યારે તે બાઇએ

સમજવા તેણે ડોશીને પૂછ્યું કે, મા, તમે ચાણક્યને ઉદ્દેશીને શું કહ્યું ? ડોસીએ ખુલાસો કર્યો કે, ચાણક્ય નામે પંડિત છે. તે આ પ્રદેશમાં ભટકે છે. અને મોટા મગધપતિ સામે બાથ ભીડવી છે તેની વેતરણમાં તે, મગધપતિના રાજ્યની સીમાથી, એક પછી એક મુલક કબજે કરીને આગળ વધતો નથી, પણ વચમાંથી છૂટા છવાયાં ગામ કે શહેર ઉપર ધાડ પાડે છે. તે તેની મૂર્ખાઇ નથી શું ! જેમ આ બાળક દાઝયો તેમ તે પંડિત પણ દાઝે છે—પોતાના પ્રયત્નમાં પાછો પડે છે. આ ઘટતી ઉક્તિથી પં. ચાણક્ય પોતાની ભૂલ સમજી ગયો[૯] અને પછી પોતાની બધી બાજી ફરી ગોઠવી.

આ બધા સમય દરમ્યાન જો કે ચંદ્રગુપ્તના ભુજાબળથી અને પોતાની બુદ્ધિમતાથી ઘણો દેશ કબજે કરી લીધો હતો અને ચંદ્રગુપ્તને રાજા તરીકે પણ ઓળખાવી રહ્યો હતો. પણ તે કયો દેશ અને તેના રાજપાટનું સ્થાન કયું, તે હજુ નિશ્ચિત પણે કહી શકાય તેવી સાબિતીઓ જડતી[૧૦] નથી. પણ સંભવ છે કે, હાલના બિહાર પ્રાંતના પાશ્ચાત્ય પ્રદેશમાં જંગલી વિસ્તારમાં હશે. છતાં એટલું તો ભાર દઇને કહી શકાય છે કે, આ બધા સમયનો કાળ તો, લગભગ આઠ વર્ષથી કાંઇક અધિક જેટલો હતો જ.

હવે તેણે, પોતાના ક્રમની દીશા બદલી: પાસેનો પ્રદેશ જે બહુ જ ઝાડી અને જંગલો તથા પર્વતોથી ભરપુર હતો, અને જેને લીધે તેને પાર્વતીય[૧૧] પ્રદેશ કહેવાતો, તેના અધિપતિની સહાય લીધી—આ પાર્વતીય પ્રદેશ ઉપર કલિંગાધિપતિ મહાન્ ખારવેલના વંશજ વક્રગીવની[૧૨] તે સમયે

પોતાનાં બચ્ચાને ભાખરી શેકીને ખાવા આપી. તે બચ્ચું વચલો ભાગ ખાઇને, કિનારી એમને એમ રહેવા દેતો અને બીજી ભાખરી માંગતો હતો. ત્યારે બાઇ બોલી કે, આ છોકરાની રીતભાત તો, રાજ્ય મેળવવા માટે ચંદ્રગુપ્તની રીત જેવી છે. તે છોકરો બોલ્યો, હે માતાજી, હું શું કરૂં છું અને પેલા ચંદ્રગુપ્તે શું કર્યું હતું તે સમજાવો. તેણી બોલી, હે મારા વ્હાલા બચ્ચા, તું જેમ કોર કોર પડતી મૂકીને માત્ર ગર્ભજ ખાય છે, તેમ ચંદ્રગુપ્ત રાજ્ય મેળવવાની હોંસમાં—લોભમાં, સરહદ ઉપરથી હલ્લો કરીને, જેમ જેમ ગામ આવતાં જાય તેમ તેમ કબજે કરી લઇ આગળ વધવાને બદલે, એકદમ દેશની મધ્યમાં ધુસી ગયો હતો. જેથી તેનું લશ્કર ચારે તરફ ઘેરાઇ જઇને નાશ પામ્યું હતું. આ તેની મૂર્ખાઇ હતી.=An anecdote has been told of Chandragupta in the commentary on the great Chronicle of Ceylon ( see Mahavansha P. 123. Columbo Edi. 1895 ). In one of the villages a woman ( by whose hearth Chandragupta had taken refuge ) baked a chupathy and gave it to her child. He leaving the edges ate only the centre and throwing the edges away, asked for another cake. Then she said, the boy's conduct is like Chandragupta's attack on the kingdom. The boy said " Why mother ? what am I doing and what has Chandragupta done ? Thou, my dear, said she, throwing away the outside of the cake, eatest the middle only. So Chandragupta, in his ambition to be a monarch, without beginning from the frontiers and taking the town in order as he passed, has invaded the heart of the country, and his army is surrounded and destroyed. That was his folly.

( ૯ ) આ સમય સુધી ( પાછળથી જણાયું છે કે, આ સમય ઇ. સ. પૂ. ૩૭૨ અને ૩૮૧ વચ્ચેનો છે ). ચાણક્યજી અર્થશાસ્ત્રમાં ઉંડા ઉતર્યા નહીં હોય એમ સમજાય છે.

( ૧૦ ) વિશેષ વાંચનથી આ બાબતનો કાંઇક નિરધાર કરી શકયો છું. જુઓ આગળ ઉપર.

( ૧૧ ) જેનો સમાવેશ વંશદેશમાં થતો હતો જુઓ પુ. ૧. પૃ. ૧૪૦ ઉપરનું વર્ણન.

( ૧૨ ) હાથીગુંફા લેખમાં ખારવેલના આ ઉત્તરાધિકારીનું નામ સ્પષ્ટ આલેખાયલું છે: એટલે કે તદ્દન સત્ય વસ્તુજ છે.

આણુ પ્રવર્તતી હતી. (જુઓ પુ. ૧, પૃ. ૩૬૧) મૂળે આ કલિંગ પતિને, તે સમયના મગધપતિઓ ઉપર કેટલીયે પેઢીઓથી કાંઇક ઘર્ષણ તો ચાલ્યું જ આવતું હતું; એટલે અસૂયા જેવું હતું જ, તેમાં આ આઇતો લાભ મળવાથી, તે વખતના મગધપતિ ધનનંદની વિરૂદ્ધમાં, તેનો તે સહાયક થયો. સરત એવી થઇ કે,[૧૩] મગધ ઉપરની લડાઇથી જે લાભ મળે, તેનો અર્ધો હિસ્સો કલિંગપતિનો અને અર્ધો ચંદ્રગુપ્તનો–ઇ. સ. પૂ. ૩૭૨–મ. સં. ૧૫૫ માં આ ચડાઇ તેમણે સંયુક્ત બળથી કરી. અને મહાનંદને હરાવી,[૧૪] ચંદ્રગુપ્તને મગધની ગાદીએ બેસાર્યો.

પાટલિપુત્રના રાજ મહેલમાં ચંદ્રગુપ્ત, ચાણક્ય અને કલિંગપતિ લુંટનો હીસ્સો વહેંચવા એકત્રિત થયા ત્યારે એક અતિ લાવણ્યમયી વિષકન્યા જે મહાનંદના દરબારમાં હતી, તે કલિંગપતિની નજરે પડવાથી, રૂપથી મોહિત થયો. અને તેથી પોતાના હિસ્સામાં તે રૂપવતી કન્યાની માંગણી કરી.[૧૫] આ કન્યાના લક્ષણ પં. ચાણક્ય જાણતો હતો કે, આ કન્યાને જે સ્વેદ વળે છે તે વિષરૂપ છે. એટલે જો તેણીના પાણિગ્રહણ સમયે, તેને જે પુરૂષના હાથનો સ્પર્શ થશે, તેના અંગમાં તે વિષનો પ્રસાર થતાં, તત્કાળ જ તેનું મૃત્યુ નીપજશે. એટલે કલિંગપતિ તરફથી માંગણી થતાં જ, શઠ[૧૬] ચાણક્યે તક સાધી, ચંદ્રગુપ્તને ઇસારામાં સમજાવી દીધો. જો કે ચંદ્રગુપ્તનું પોતાનું મન, આવી અતુલ રૂપકન્યાના મોહમાં લપટાયું હતું, પણ ગુરૂ ચાણક્ય પાસે તે અવાક બની જતો હતો.

વિષકન્યા કલિંગપતિને અપાઇ અને પરિણામે ધાર્યા પ્રમાણે તત્કાળ મ. સં. ૧૫૫=ઇ. સ. પૂ. ૩૭૨ માં તે મૃત્યુને વશ થયો.[૧૭] એટલે ચંદ્રગુપ્તને એક કાંકરીએ બે સોગઠી માર્યાનું ફળ પ્રાપ્ત થયું. પોતે મગધપતિ પણ થયો, અને કલિંગપતિ જેવો મહા બળવાન પાડોશી નષ્ટ થતાં, પોતાને તે દેશ ઉપર સહજમાં વિજય મેળવવાનો માર્ગ ખુલ્લો થયો. દૈવ જ્યારે સાનુકૂળ હોય છે ત્યારે બધા પાસા સવળા જ પડે છે.

આવી રીતે ચંદ્રગુપ્ત નિષ્કંટક પણે મગધનો

---

(૧૩) જે. નો. ઇ. પૃ. ૧૩૧:—જો નંદરાજાને હરાવવામાં તે મદદ આપે તો નંદના મુલકનો અડધો ભાગ તેને આપવો. = Proposing him half of Nanda's country, if he would aid him to subdue Nanda ( J. N. I. P. 131 )

(૧૪) જ. બો. બ્રૅ. રો. એ સો. પુ. ૯, પૃ. ૧૫૪:—ચાણક્યે તેમને (રાજાનંદ અને તેના માણસોને ) દેશમાંથી કાઢી મૂકીને ચંદ્રગુપ્તને (ગાદી ઉપર) સ્થાપન કર્યો. = Chanakya having expelled them ( Nanda and his men ) established Chandragupta ( J. B. B. R. A. S. IX. P. 145 )

(૧૫) પરિશિષ્ટ પર્વ સર્ગ. ૮. ભાષાંતર પૃ. ૧૮૪ અને આગળ; નંદના રાજ્યની લુંટનો ભાગ પાડતાં, વિષકન્યા જે હતી તેને જોઇને પર્વતક લુબ્ધ થઇ જતાં તે કન્યાજ તેને આપી. લગ્ન કરી આપતાં, અગ્નિના તાપથી કન્યાને પરસેવો થવા માંડયો અને તે વિષરૂપી પરસેવો પર્વતક રાજાના શરીરમાં ધીમે ધીમે પ્રવેશ થતાં મૃત્યુ પામ્યો. એટલે ચંદ્રગુપ્ત પર્વતકના રાજ્યનો પણ સ્વામી થયો.

(૧૬) અંહીથી ચાણક્યમાં લુચ્ચાઇ અને કુટિલતાના અંશો અંકુરિત થતા જતા દેખાઇ આવે છે. પોતાના તરફથી જ પ્રથમ લુચ્ચાઇ કરવામાં આવે તો તેને હજુ શઠતા કહેવાય; પણ અહીં તો એક માણસે અમુક પગલાંનું સૂચન કર્યું છે અને તેમાં પોતાની સંમતિ આપી છે. એટલે આપણે શઠતાને બદલે બુદ્ધિચાતુર્ય કહેવું પડશે. વિદ્વાનોએ કૌટિલ્ય શબ્દ માની લઇ જે અર્થ ઉતાર્યો છે, તેને બંધબેસતો કરવા માટે શઠ શબ્દ ગોઠવાયો છે. બાકી તો તેનું નામ જ જ્યાં કૌટિલ્ય નથી પણ કૌટિલ્ય છે, ત્યાં પછી શઠતાની કે તેવા ગુણની પંડિતજીમાં કલ્પના કરી લેવી, તે અસ્થાને ગણાશે. (કૌટલ્ય શબ્દના ભેદ માટે આગળ ઉપર જુઓ.)

(૧૭) જુઓ ઉપરની ફુટનોટ. ૧૫ તથા જુઓ કલિંગદેશે વક્રગ્રીવનું વર્ણન.

સમ્રાટ થયો: અને ચાણક્યની પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ. એટલે મહાનંદને જીવતો મેલી દેવાની ચાણક્યે ચંદ્રગુપ્તને આજ્ઞા કરી અને પોતે રાજ નગરની બહાર અમુક વખત પડાવ નાંખી રહેવું, તથા શુભ મુહુર્તે સમ્રાટ તરીકે ગાદી ઉપર વિરાજીત થવા, નગર પ્રવેશ વાજતે ગાજતે કરવો એમ ઠરાવ્યું. બીજી બાજુ મહાનંદને ફરમાવી દીધું કે, જેટલું ધન[૧૮] લેવાય તેટલું લઇ, રથમાં બેસી રાજકુટુંબ સાથે મહેલનો ત્યાગ કરી ચાલ્યા જવું. ચંદ્રગુપ્તના નગર પ્રવેશના દિવસે અને મુહૂર્તે રાજા મહાનંદ પોતાની રાણી તથા પુત્રને રથમાં બેસારી, લઇ શકાય તેટલાં મૂલ્યવાન દાગીના લઇ બહાર નીકળ્યો. જે રસ્તેથી તે રથ નીકળ્યો તે જ રસ્તે, ચંદ્રગુપ્તનો રથ શુભ મુહૂર્તે, નગર પ્રવેશ માટે સામેથી ચાલ્યો આવતો હતો. બન્ને રથ સમીપ આવતાં, મહાનંદની રાજકન્યાએ ચંદ્રગુપ્તને નજરોનજર જોયો અને તેનું રૂપ, લાવણ્ય દેખી મુગ્ધ બની, તેણીએ તેને પરણવા ઇચ્છા બતાવી. ચંદ્રગુપ્તે ચાણક્ય સામું જોયું. ચાણક્યે ઇસારાથી "હા" કહી. રાજકન્યાએ બાપના રથથી ઉતરી ચંદ્રગુપ્તના રથ ઉપર આરૂઢ થવા પગ માંડયો: કે તુરત તે રથના ચક્રના આઠ આરા[૧૯] તૂટી ગયા. "પ્રથમ કવલે મક્ષિકા" જેવું બન્યું; અપશુકન થયું જાણી, ચંદ્રગુપ્તનું મન ખિન્ન તો થયું. અને રાજ કન્યાને છોડી દેવાના વિચાર તરફ ધસડાયો પણ ચતુર ચાણક્યે તુરત જ કાનમાં કહ્યું, કે આ અપશુકન નથી પણ મહાશુકન વંતુ છે. તારા વંશમાં હજુ આઠ પેઢી સુધી રાજ્ય સલામત રહેશે એમ આ બનાવ સાક્ષી આપે છે. એટલે પ્રસન્ન વદને ચંદ્રગુપ્તે, મહાનંદની કન્યાને પોતાના રથમાં ખેંચી લીધી અને પોતાની રાણી તરીકે સ્વીકાર કરી[૨૦] પોતે રાજમહેલમાં જઇ, મગધપતિ તરીકે આણુ ફેરવી દીધી.

આ પ્રમાણે ચંદ્રગુપ્ત રાજાને સમ્રાટ બનાવ્યા પછી, પં. ચાણક્યે રાજસુધારણા ઉપર ધ્યાન દોરાવ્યું. પણ તેમ કરવામાં તેની સૌથી દુર્ઘટ મુશ્કેલી પૈસાની જણાઇ. મૂળે ચંદ્રગુપ્ત તો નાનકડો રાજા જ હતો. એટલે દ્રવ્ય સંપત્તિ વિપુલ નહોતી. તેમાંય લડીલડીને દ્રવ્યના વ્યયને લીધે તે ધનહીન થઇ ગયો હતો. વળી ધનનંદને પણ જોઇએ તેટલું ધન ઉપાડી લઇ જવા છૂટી આપી હતી. એટલે પણ કંઇક અંશે, મગધનો ખજાનો ખાલી થઈ ગયો હતો. જો કે ધનનંદ પાસે તો અઢળક દ્રવ્ય હતું તે આપણે તેના રાજ્યાધિકાર વર્ણવતાં જોઇ ગયા છીએ, છતાં કુદરતે એક અસાધ્ય આફત, મગધ ઉપર તે વખતે મોકલી હતી તેમાં પણ મગધનું ઘણું ધન ચવાઇ ગયું હતું. તે આફત બાર વર્ષી [૨૧]દુષ્કાળ હતો: તેની અસર મનુષ્યની

---

(૧૮) કૌટલ્ય દ્રવ્યનો અતિ લોભી હોઇ, કુટ કપટ અને માયા સેવીને પણ દ્રવ્ય સંપાદન કરતો હોવાનું જે કેટલાક વિદ્વાનો જણાવી રહ્યા છે. તેઓ પણ આ હકીકતથી પોતાનો વિચાર, વિશેષ નહીં તો કેટલેક દરજ્જે તો જરૂર ફેરવશેજ.

(૧૯) કેટલાક નવ આરા ભાંગ્યાનું કહે છે: પણ સાધારણ રીતે, ચક્રને જે આરા હોય છે તે હમેશાં બેકીની સંખ્યામાંજ હોય છે, એકીની સંખ્યામાં નહીં: તેથી મેં આઠ લખ્યા છે. (પૃ ૧૩૮ ટી. નં. ૧૭) જો કે તે પણ સંભવીત નથી. કારણ કે, એક સ્રી ના શરીરનો એટલો બધો ભાર હોઇ ન શકે કે ચક્રના આરા ભાંગી જાય: પૂર્વજીર્ણ જો ચક્ર હોય તો બને ખરૂં, પણ તેવા રથ આવા શુભ પ્રસંગે વપરાય તે અશક્ય ઘટના છે. માત્ર લેખકોએ કલ્પીત અને ઉપજાવેલી કાઢેલી simili=તુલના સંભવે છે. (ચંદ્રગુપ્ત પછી આઠ એટલે કુલે નવ રાજા થશે એમ ફલિતાર્થ થયો.)

(૨૦) જુઓ ઉપર: પાનું. ૧૪૧.

(૨૧) (આ પરિચ્છેદે આગળ જુઓ) જૈન પુસ્તકોમાં બાર વર્ષી દુષ્કાળ લખાયો છે પણ કદાચ ઓછા સમયનો હશે: છતાં તેની અસર એવી કાતિલ હશે કે બાર વર્ષને પણ ભૂલાવી દે. આ દુષ્કાળનો સમય મ. સં. ૧૫૦ થી ૧૬૦ સુધી ગણી શકાય. (ઇ.સ. પૂ. ૩૭૭ થી ૩૬૭) જ્યારે બીજો દુષ્કાળ પડયો તે ખરેજ બાર વર્ષ પર્યંતનો હતો.

શરીર સંપત્તિ ઘસડી જવામાં તેમજ માનસિક સ્થિતિ હમેશને માટે નિર્બળ[૨૨] કરી નાખવા સુધી પણ થઇ હતી. આવા દુષ્કર સમયમાં દ્રવ્યનો સંગ્રહ કરવામાં પં. ચાણકયને બહુજ મુશ્કેલ કાર્ય થઇ પડયું હતું. ( આ બાબતનો કાંઇક અધિકાર આગળ આપણે જોઇશું ) પણ આવી સ્થિતિ કાંઇ હમેશાં નભી રહેતી નથી. દુષ્કાળ ફીટી સુકાળ થતાં, દ્રવ્ય સંગ્રહના સર્વે ચક્રો પં. ચાણકયે ગતિમાં મૂકી દીધા અને ત્યારથી તેણે રાજનીતિ ઘડવાનો પણ આરંભ કરી દીધોઃ જેના પરિણામે " અર્થશાસ્ત્ર " રચાયું. કે જે અર્થ-શાસ્ત્રના અનુસારે, તે પછી થનારા દરેક રાજનીતિજ્ઞે આશ્રય લઇને પોતપોતાની રાજ્યવ્યવસ્થા ઘડી કાઢી છે. જેથી કરીને પં. ચાણકયને આપણે ખરી રીતે વર્તમાન શું કે ભૂતકાળની સર્વ રાજ્યનીતિના બોધપાઠને લિખિત[૨૩] સ્વરૂપના મૂળ પુરૂષ તરીકે પણ ઓળખાવી શકીએ. આ રાજનીતિ રચવામાં તેણે શામ, દામ, ભેદ અને દંડ તે ચારે પ્રકારને અવકાશ આપવા માંડયો હતો.[૨૪] જો કે અત્યાર સુધી વ્યવહારમાં રાજનીતિના પ્રથમ બે પ્રકારની જ બહુળતા થતી હતી. પછી ચાણકયજીના સમયથા ભેદની વિશેષતા વધી; અને હવે તેમાં વધારો કરીને દંડની નવી નીતિ દાખલ કરી. તે એટલે સુધી કે ચાણકયજીએ, ઘણા ધનાઢય ગણાતા, નાના નાના શેઠ સાહુકારો, વેપારીઓ, વેશ્યાઓ, તથા અન્ય જ્ઞાતિજનોને કાંઇને કાંઇ બહાના તળે વાંક ગુન્હામાં આણી,[૨૫] અનેક યુક્તિ પ્રયુક્તિ કરી, નીચોવી નીચોવી અકથ્ય ધનસંગ્રહ કરી લીધો. આ કાર્યમાં જેમ જેમ તે ઉંડો ઉતરતો ગયો તેમ તેમ તેની તીવ્ર બુદ્ધિએ નવનવા રસ્તા શોધી કાઢયા. તેનો ઉપયોગ તેણે સંપૂર્ણ વિધાનસહિત અર્થશાસ્ત્ર રચી કાઢવામાં કર્યો. આ પ્રકારની પંડિત ચાણકયની અતુલ અને અસીમ બુદ્ધિના પરિપાકથી,–તેમ દુનિયાનું જ્ઞાન પણ તેને સારી રીતે મળી ચૂકયું હતું, કારણ કે તેની ઉમર અત્યારે વનમાં પેસી સારી રીતે આગળ વધી હતી તેથી–ઉદ્દ્ભવેલી વ્યવસ્થાને લીધે, આપણે હવેથી તેને પંડિત ચાણકયજીને બદલે મહારાજનીતિજ્ઞ[૨૬] પુરૂષ તરીકેના સર્વ સામાન્ય નામથીજ ઓળખીએ તો ખોટું નહીં ગણાય.

ચાણકયજીના જીવનના પૂર્વ ભાગ વિશે આટલું જણાવ્યા પછી, તેની જીંદગીનો ઉત્તરાર્દ્ધ

( ૨૨ ) આ સમયે સ્થૂળભદ્રજીને શ્રી સંઘની આજ્ઞાથી ચૌદ પૂર્વનું અધ્યયન કરવા, શ્રી ભદ્રબાહુના વડા ગુરૂભાઇ શ્રી સંભૂતવિજયની આજ્ઞાથી શ્રી ભદ્રબાહુ-સ્વામી પાસે, નેપાળ દેશમાં મોકલાવાયા હતા; અને તે બાદ દશ પૂર્વનો વિચ્છેદ થયો હતો તથા જૈનશાસ્ત્રા-નુસાર, શરીરના બાંધામાં પણ પરિવર્તન થઇ અમુક જાતનો લોપ થયો હતો. (ભદ્રબાહુ ચૌદ પૂર્વના જ્ઞાનયુક્ત હતા જ્યારે સ્થૂળભદ્ર દશ પૂર્વના અર્થ સાથે જ્ઞાનયુક્ત હતાઃ અને બાકીના ચાર પૂર્વ તો માત્ર મૂળ સૂત્ર તરીકેજ શીખી ગયા હતા. )

( ૨૩ ) કારણ કે, મૂળ કર્તા તથા તેના પ્રણેતા શ્રી મહાવીરના પ્રવચનદ્વારા, રાજા શ્રેણિક તથા તેના પુત્ર અભયકુમારનેજ કહી શકાય. ( જુઓ આ હકીકત માટે શ્રેણિકનું જીવનચરિત્ર ).

( ૨૪ ) શિક્ષાજીમાળા ગ્રંથાંક ૧૩૯. ચંદ્રગુપ્ત મૌર્ય. પૃ. ૩૦ઃ શામ, દામ, દંડ, અને ભેદ. આ ચાર સાધનોનો એક પછી એક ઉપયોગ કરવાનો ઉપદેશ ચંદ્રગુપ્તને ચાણકયે આપેલ હોય તે સ્વભાવિક છે.

( ૨૫ ) દાખલાઓ માટે જુઓ પરિશિષ્ટ પર્વ. એક બાજુ આ હકીકત નીકળે છે, ત્યારે બીજી બાજુ તેની શુદ્ધ ન્યાય પરાયણતા વિશે ઉલ્લેખ મળે છેઃ બેમાંથી કયું વિશેષ પ્રમાણસર કહેવાય તે શોધવું રહે છે. ( જુઓ આગળ ઉપર, અર્થશાસ્ત્રની મહત્તાવાળો પારિગ્રાફ ) જુઓ આગળ ઉપર.

( ૨૬ ) આ કારણને લીધેજ, અર્થશાસ્ત્રમાં સર્વ દેશીય વિષયોનો, વિધિવિધાન સહિત અને સંપૂર્ણ માહિતી સાથનો પરિચય, ચાણકય મહાશયે આપણને કરાવ્યો છેઃ અને તેનો રચિતકાળ મ. સં. ૧૬૦ = ઇ. સ. પૂ. ૩૬૭ ની આસપાસ, બલ્કે તે બાદ કહી શકાય ખરૂં પણ પૂર્વે તો નહીંજ,

ભાગ કૌટિલ્ય તરીકેનો આલેખવો બાકી રહે છેઃ તેમાંનો કેટલોક ભાગ જે સમ્રાટ ચંદ્રગુપ્તના પુરોહિત તરીકેનો તેમણે ગાળ્યો છે, તેનું પ્રતિબિંબ સમ્રાટ ચંદ્રગુપ્તના રાજ્ય અમલથીજ દેખાઇ આવે છે અને તે અર્થશાસ્ત્રના પુસ્તકમાં સમાવિષ્ટ છે. બાકી શેષજીવન, ચંદ્રગુપ્ત સમ્રાટ પછી સમ્રાટ બિંદુસારના રાજ્યઅમલે પુરૂં થાય છે. તેનું વૃતાંત આપણે સમ્રાટ બિંદુસારનો ઇતિહાસ લખતા કરીશું.

કેટલાક ગ્રંથકર્તાનું એમ માનવું છે કે, પંડિત ચાણક્યે પોતાના જીવનમાં ચંદ્રગુપ્તના મહાઅમાત્ય તરીકે અધિકાર ભોગવ્યો છે. પણ વિશેષ આધાર એમ મળે છે કે, ચાણક્યજીએ કે કૌટલ્યજીએ સર્વે અધિકાર એક મહાઅમાત્ય કરતાં પણ વિશેષ તો રાજપુરોહિત[૨૭] તરીકેજ ભોગવ્યો છે. અને અમાત્ય કે મહાઅમાત્ય પદ જેવું તેમની રાજનીતિમાં કોઇ પદજ રહેવા દીધું ન હોય, પણ ખાતાવાર ઉપરી અધિકારીઓની પરિષદ-સભા મેળવી મંત્રણાના યોગે થતા નિર્ણયો પ્રમાણે, તે તે ખાતાના અધિકારીઓ દ્વારાજ પાછો વહીવટ ચલાવાતો હોય, એમ વિશેષપણે જોઇ શકાય છે.[૨૮] એટલે પોતે તેમજ સમ્રાટ તો માત્ર તટસ્થ વ્યક્તિ તરીકે રાજકર્મચારિઓના અમલ ઉપર, નિરીક્ષક તરીકેજ રહેતા. જેથી સમ્રાટ ચંદ્રગુપ્તની ઘણીએ સત્તા નિરંકુશિત રહેવાને બદલે, વ્યવસ્થીત રીતે મર્યાદામાં લાવી મૂકાઇ હતી. જેના પરિણામે ચતુર કૌટલ્ય, પ્રસંગ પડતાં સમ્રાટ ચંદ્રગુપ્તને પણ દાબમાં રાખવા વ્યંગ ભાષામાં "વૃષલ" તરીકે સંબોધતો આપણે અર્થશાસ્ત્રમાં જોઇએ છીએ. આ ઉપરથી એમ પણ સ્પષ્ટ થાય છે કે, કેટલાક વિદ્વાનોએ "વૃષલ" = શૂદ્રઃ એમ જે અર્થ કરી ચંદ્રગુપ્તની જન્મદાતા કોઇ શૂદ્રાણી હતી એમ ઠેરવી દીધું છે તે ઘણું ભૂલભરેલું છે.[૨૯]

**કૌટલ્ય અર્થના ભેદ**

સાહિત્ય ગ્રંથોમાં વાત્સાયન, મલ્લનાગ, કૌટલ્ય, દ્રામિલ, પક્ષિલ-સ્વામિ, વિષ્ણુગુપ્ત, અંગુલ, ચાણક્ય, વિગેરે અનેક નામો[૩૦] અર્થશાસ્ત્ર ગ્રંથના પ્રખ્યાત કર્તાનાં ગણવામાં આવે છે, પણ ઇતિહા-

(૨૭) જુઓ શ્રી. સત્યકેતુ વિદ્યાલંકાર મહાશય રચિત મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ. ૧૯૩૦ અલ્હાબાદ પૃ. ૧૬૨. વળી આગળ હકીકત જુઓ.

(૨૮) ગણતંત્ર રાજ્યની પ્રથા બંધ કરી, કેંદ્રિત રાજ્યની સ્થાપ્ના કરવા-રાજાને અમુક હદમાંજ limited powers સત્તા આપીને, Council વહીવટની સ્થાપ્ના કરવા-તેની ઇચ્છા હતી. પણ તે ફાવ્યો નહોતો. (વિદિશાના પ્રદેશમાં સૂબો નીમાવાનું પણ અત્યારથીજ ચાલુ કરવામાં આવ્યું સમજાય છે) એટલે પ્રાંતિક અથવા ઇલાકેદાર સૂબાઓ નીમવાનું ઠરાવ્યું દેખાય છે. જે પ્રથા સમ્રાટ પ્રિયદર્શિનના સમયે એકદમ ફૂલીફાલી નીકળી હતી.

કૌ અ. જો. પૃ. ૩૯:-તેણે કોઇ ઠેકાણે અમર્યાદિત-રાજત્વનો બોધ કરેલ દેખાતો નથીજ. આ બતાવે છે કે, તે સરમુખત્યાર (Autocrat = એક વ્યક્તિના હાથમાં બધી સત્તા સોંપી દેવા જેવું રાજતંત્ર) નહોતો, તેમ કૌંસિલ વહિવટમાં પણ બહુ શ્રદ્ધાવંત નહોતો. તેજ પુ. પૃ. ૪૦:-તેના મતપ્રમાણે રાજાનું સ્વામિત્વ કે રાજત્વ નિરંકુશ નહોતું (એટલે અંકુશિત હતું). તે રાજા સર્વાધિકાર સંપન્ન નહોતો, તેનું રાજત્વ સહાય સાધ્ય હતું (રાજાનું કામ રક્ષા કરવાનું છે. કોઇ ચોરાઇ ગયેલ માલનો પત્તો ન લાગે, તો તેનાથી ત્રણ ગણી કિંમત રાજાને સ્વમિલ્કતમાંથી દંડ તરીકે ભરવી પડતી-અત્યારના ધોરણ સાથે સરખાવો) રાજાને પોતાને જે કાંઇ પ્રિય લાગે તેમાં પોતાનું હિત નથી. પરંતુ પ્રજાને જે પ્રિય હોય તેમાંજ તેનું હિત રહેલું છે (જુઓ અર્થશાસ્ત્રમાં અધિ. ૧; પ્રક. ૧૯; પૃ. ૫૪)

(૨૯) વૃષલ એટલે શૂદ્રજન્મવાળો એમ જે કેટલાક વિદ્વાનોએ અર્થ કર્યો છે (જુઓ પૃ. ૧૪૦ ટી. નં. ૨૯.) તેમ નહીં, પણ મર્યાદિત સત્તાધિકારવાળો એવો અર્થ કરવાનો છે.

(૩૦) જુઓ શ્રી સયાજીશાસન સાહિત્યમાળાનું

સમાં કેવળ ત્રણ નામથી જ તે ઓળખીતા થયા છે. તે ત્રણ નામ ચાણકય, કૌટલ્ય અને વિષ્ણુ-ગુપ્ત. આ ત્રણ વિશે થોડી સમજૂતિ આપવી જરૂરી ગણાશે.

ડૉ. રાજેંદ્રલાલ મિત્રના કહેવા પ્રમાણે,[31] જાવામાંથી બલિદ્વીપમાં કેટલાક હિંદુ આર્યો ગયેલ તેઓ પોતાની સાથે કામંદક કૃત નીતિસાર નામનો ગ્રંથ લેતા ગયલા. તેમાં ચાણકયને લગતી હકીકત છે, તેમાં તેનું નામ વિષ્ણુગુપ્ત જણાવ્યું છે. એટલું જ નહીં પણ તેને સુવિખ્યાત, ઋષિકુળમાં જન્મેલ, વિશ્રુત અને અપ્રતિ ગ્રાહક ( દાન દક્ષિણા ન લેનાર) બ્રાહ્મણ[32] તરીકે તેને વર્ણવેલ છે. આ ઉપરથી જણાય છે કે તેનું નામ વિષ્ણુ-ગુપ્ત હતું. સુદર્શન તળાવની પ્રશસ્તિ ઉપરથી[33] પણ આ વાતને પુષ્ટિ મળતી દેખાય છે, એટલે કે તેનું ખરૂં નામ વિષ્ણુગુપ્ત હોય તેમ લાગે છે.

બીજું નામ ચાણકય—પરિશિષ્ટ પર્વના ( જુઓ ઉપરમાં પૃ. ૧૬૫ ) આધારે તેના ગામનું નામ ચણક, તેના પિતાનું નામ ચણી[34] અને માતાનું નામ ચણેશ્વરી જણાવ્યું છે. અને સંસ્કૃત વ્યાકરણના નિયમ મુજબ, જેમ દશરથના વંશજો, દાશરથ, કુરૂના કૌરવ આદિ કહેવાય છે, તે નિયમાનુસાર તેના પિતાનું નામ ચણી છે તે ઉપરથી તેને ચાણે, કે ચાણય કે તેને જ ઉચ્ચારમાં મળતો આવે તેવો કોઇ શબ્દ લખાયો હોત. તેમ મુદ્રા રાક્ષસનાઉપોદ્ઘાતમાં[35] ઢુંઢિરાજે તેને, નીતિશાસ્ત્ર પ્રણેતા **यश्चणकस्तस्य नन्दनः**=ચણકનો પુત્ર જે લેખવ્યો છે, તે ઉપરથી જો તેનું નામ પાડવામાં આવ્યું હોય તો ચાણક લખાત. પણ જ્યારે તે પોતે પોતાનું નામ ચાણકય લખે છે, ત્યારે આપણી નજર તેના ગામનાં નામ ઉપર ફેરવવી રહે છે. તે નામ ચાણક છે. અને જેમ વિશાલી નગરીમાં રહેનાર મહાવીરને વૈશાલીય તરીકે સંબોધાય છે તેમ ચાણક ગામના રહીશને ચાણકય તરીકે ઓળખાવી શકાય જ. એટલે તે નિયમાનુસાર તેના જન્મનું જે ચણક ગામ હતું, તે ઉપરથી ચાણકય નામ ઘડાયું હોય એમ કહી શકાય. અને તે વાસ્તવિક પણ છેઃ મેં પુ. ૧ લા માં સર્વ ઠેકાણે ચાણાકય શબ્દનો પ્રયોગ કર્યો છે તે અશુદ્ધ છે એમ આ ઉપરથી સમજવું.

ત્રીજું નામ કૌટિલ્ય—ઉપરનાં બે નામનાં મૂળ શોધી કાઢવાનું જેટલું સહેલું થયું છે તેટલું આ ત્રીજા નામ વિશે બને તેમ નથી. છતાં પ્રયત્ન કરવામાં આવે તો કોઇ વસ્તુ અસાધ્ય ગણાતી નથી. સામાન્ય પણે એમ માન્યતા પ્રસરી રહેલી છે કે, ચાણકયની રાજનીતિ કુડકપટવાળી તથા છળ વાળી હતી અને તેવી રાજનીતિને ' કુટિલ ' શબ્દથી સંબોધી શકાય. એટલે તેવી નીતિના ગ્રહણ કરનારને, કુટિલ શબ્દ ઉપરથી વિશેષણ બનાવીને કૌટિલ્ય નામ પાડવામાં આવ્યું

" અર્થશાસ્ત્ર " નામનું પુસ્તક, શ્રીયુત જયસુખરાય જોશીપુરાએ લખેલું. પુષ્પ નં. ૧૮૭મું. તેની ઉપોદઘાત પૃ. ૧૮

( ૩૧ ) ઉપરનુંજ પુસ્તક પૃ. ૧૭ મું.

( ૩૨ ) 'અપ્રતિગ્રાહક બ્રાહ્મણ' આ શબ્દ અર્થ-સૂચક છે. પોતે બ્રાહ્મણકુળમાં જન્મેલ છે. પણ સામાન્ય રીતે બ્રાહ્મણોનો ધર્મ જે દાનદક્ષિણા લેવાનો છે તે છતાં ચાણકય પોતે તેનું કોઇ પ્રકારનું દાન લેતો નહોતો એમ કહેવાનો મર્મ છે. અને તે વિશિષ્ટ હેતુપૂર્વક વપરાયો છે, કારણકે તે જૈનધર્મ પાળતો હતો એટલે દાનગ્રહણ કરતો નહીં. અને તેથીજ તેને ઉપર પ્રમાણેનું વિશેષણ લગાડયું છે. એટલે કે, જન્મથી તે બ્રાહ્મણ હતો પણ ધર્મથી તે જૈન હતો.

( ૩૩ ) જુઓ ભાવનગર સ્ટેટના શિલાલેખો સંસ્કૃત અને પ્રાકૃત પ્રો. પિટરસનકૃતઃ તથા એપિગ્રાફિકા ઇન્ડિકા પુ. ૮ પૃ. ૩૨ઃ તથા આ પુસ્તકને અંતે પરિશિષ્ટ ' ક '--

( ૩૪ ) જુઓ ઉપરમાં પૃ. ૧૬૫નું લખાણઃ વળી જૈ. કૉ. ઇ. પૃ. ૧૩૨ઃ ટી. નં. ૮ Chanakya was a native of Chanak, a village of the Golla district: આવશ્યક સૂત્ર પૃ. ૧૩૩.

( ૩૫ ) જુઓ કૌ. અ. જો. ઉપોદ. પૃ. ૧૩૩ઃ

છે, આ પ્રમાણે જનતા માને છે. અને ડી. બા. કેશવલાલ હર્ષદ ધ્રુવે મુદ્રા રાક્ષસની પ્રસ્તાવનામાં બાણ કવિના કથન આધારે આ વાતને સમર્થન આપ્યું હોય એમ સમજાયછે.[૩૬] એટલે વિષ્ણુગુપ્તને કુટિલતાના ઉપદેશક રૂપે ગણાઇ જવાનો વારો આવી ગયો. પણ આ દલીલ સ્વીકારતાને બે રીતે વિરોધ આવે છે. પ્રથમ તો ચાણક્યે દર્શાવેલી રાજનીતિને કુટિલ કહેવામાં કાંઇ આધારભૂત પ્રમાણો છે કે કેમ, અને હોય તો યે. કુટિલ શબ્દ ઉપરથી કૌટિલ્ય શબ્દનો પ્રયોગ વાસ્તવિક છે કે કેમ ?

આપણે તે બન્ને રીતો તપાસીએ, તેની રાજનીતિ કુટિલ પ્રકારની કહી શકાય કે કેમ તે વિષય હવે પછીના "અર્થશાસ્ત્રની મહત્તા" વાળા પારિગ્રાફમાં ચર્ચવાના છીએ, એટલે ત્યાંથી જોઇ લેવા વિનંતિ છે. હવે રહ્યો બીજો પ્રકાર. આ શબ્દ સંબંધી, એક ગ્રંથકારે બહુ સારો પ્રકાશ પાડયો છે. તેમનાજ શબ્દોમાં જણાવી શું કે,[૩૭] જો કુટિલતા ઉપરથી કૌટિલ્ય નામ પડયું હોત તો, કુટિલતા તે ભાવ વાચક નામ છે. અને વ્યાકરણ નિયમ પ્રમાણે તેનું નામ "કૌટિલ્યમ્" નપુંસકલિંગ લખાત. પણ કયાંય તેમ લખાયું નથી. તેને તો પુલિંગ તરીકે "કૌટિલ્ય" જ લખે છે. તેમનો કહેવાનો તાત્પર્ય એ છે કે કૌટિલ્ય શબ્દ, તે કુટિલ કે કુટિલતા પ્રેરક કોઇ શબ્દ ઉપરથી રચાયો હોય એમ સંભવિત નથી જ. એટલે, આ બન્ને રીતની તપાસમાં એક પણ ટકી શકતી નથી. જેથી કરીને આપણે પણ તે કારણને નિર્મૂળ ગણી મૂકી દેવું પડે છે.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે, કૌટિલ્ય ( અથવા તે શબ્દ કોઇ અન્ય શબ્દનો અપભ્રંશ થઇ ગયો હોય તો તે ) શબ્દ આવ્યો કયાંથી ? જો કાંઇ પણ તેનો અર્થ જ થતો ન હોત, તો વિષ્ણુગુપ્ત પોતે પોતા માટે તે શબ્દ વાપરવાનું સાહજ કરત જ કેમ ? આમ કારણ દર્શાવી, અન્ય ગ્રંથકારના અભિપ્રાય આપી તે લેખક[૩૮] જણાવે છે, કે અભિધાન ચિંતામણીમાં 'કૌટિલ્ય'ને બદલે 'કૌટલ્ય' શબ્દ વાપર્યો છે. અને તેની વ્યુત્પત્તિ આ પ્રમાણે હેમચંદ્રે[૩૯] કરી છે "**कुटो**[૪૦] **घटः तं लान्ति कुटलाः । तेषां अपत्यं कौटल्यः** । વળી જણાવે છે કે, કામદંકની બનાવેલી નીતિસારની ઉપાધ્યાય નિરપેક્ષા નામની ટીકામાં પણ **कुटो घटः तं धान्यपूर्णं लान्ति स गृह्णन्ति इति कुटलाः । कुम्भी धान्यास्तेषां अपत्यं कौटल्यो विष्णुगुप्तः** ॥ ઉપરાંત લખે છે કે, નાનાર્થાર્ણવ સંક્ષેપમાં તેના કર્તા કેશવસ્વામિએ, તેનું 'કોટલ' નામનું ગોત્ર[૪૧] હોવાનું જણાવી 'કૌટિલ્ય'ને અશુદ્ધ

( ૩૬ ) કૌ. અ. જો. ઉપોદ્ઘાત પૃ ૨૧. "किंवा तेषां सांप्रतं येषामतिनृशंसप्रायोपदेश निघृणं कौटिल्यशास्त्र प्रमाणम्"

( ૩૭ ) જુઓ કૌ. અ. જો. ઉપો. પૃ. ૨૧.

( ૩૮ ) જુઓ કૌ. અ. જો. ઉપો. પૃ. ૨૨.

( ૩૯ ) હેમચંદ્રસૂરિએજ અભિધાન ચિંતામણિ બનાવ્યું છે. પરિશિષ્ટપર્વ પણ તેમણેજ રચ્યું છે તે, સોલંકીવંશના ગૂર્જરપતિ રાજા કુમારપાળના ધર્મગુરૂ હતા.

( ૪૦ ) કુટઃ = ઘટ, ઘડો. લાન્તિ = લ્યે છે, ભરી રાખે છે. અપત્યં = વારસ, પરિવાર. એટલે કે જે ઘડા ભરી રાખે છે તેનો પરિવારઃ આમ અર્થ કર્યો. જ્યારે બીજા વાકયથી વિશેષ સ્પષ્ટ કરતાં કહે છે કે, ધાન્યપૂર્ણં = ધાન્યથી ભરેલો. સંગ્રહણન્તિ = સંગ્રહ કરી રાખે છે તે. કુંભીધાન્યાઃ = ઘડાના આકાર જેવી કોઠીઓ ધનથી ભરેલી. એટલે કે જે કુટલ નામે પ્રજા ( એક પ્રકારની જાતના લોક ) અનાજની કોઠીઓ ભરી રાખે છે તેના પરિવારમાંનો વિષ્ણુગુપ્ત, કૌટલ્ય---

( ૪૧ ) આગળ ઉપર આપણે જોઇશું કે, વિષ્ણુગુપ્તનું ગોત્ર તો 'વાત્સાયન' છે, પછી તેનું ગોત્ર-કોટલ કેમ હોઇ શકે ? એકજ વ્યક્તિના કાંઇ બે ગોત્ર હોઇ શકે નહીં, જો કે કૌ. અ. જો.ના લેખકે પૃ. ૨૪ ઉપર લખ્યું છે કે, તેનું ગોત્ર 'કૌટિલ્ય' સંજ્ઞાથી ઓળખાતું હતું, અને તે 'ભૃગુ' નામના મહાગોત્રના, શાખાગોત્ર

શબ્દ ઠરાવ્યો છે. મહામોપાધ્યાય ગણુપતિશાસ્ત્રીએ પણ લહિયાના હસ્તદોષ રૂપે કૌટિલ્ય શબ્દને ઠરાવ્યો છે. ડૉ. ભાંડરકરે પણ આવા પ્રકારની જ દલીલો કરી છે. આ બધા આધારો ટાંકી એમ બતાવવા પ્રયત્ન થયો છે કે કૌટિલ્ય તે અશુદ્ધ છે, પણ ખરો શબ્દ તો 'કૌટલ્ય' છે. અને તેનો અર્થ, ઘડામાં-કોઠીમાં જે ધાન્ય ભરી રાખતા હોય તે. પછી વેપાર તરીકે કે એહુત તરીકે-તે કુટલા કહેવાય અને તેવા પુરૂષોનો પરિવાર તે કૌટલ્ય કહેવાય.

તે ગમે તેમ હોય પણ આ પારિગ્રાફમાં ટાંકેલી સર્વ દલીલોથી એટલો તો આશય નીકળે છેજ કે, વિષ્ણુગુપ્તે જ્યારે સ્વહસ્તેજ તે શબ્દનો ઉપયોગ કર્યો છે ત્યારે તે શબ્દ તો સાચોજ છે. પછી તે કૌટિલ્ય હોય કે કૌટલ્ય તે નક્કી કરવું અનિશ્ચિત રહે છે. તેમ તે નામ તેના ગોત્રનું (પિતાના કુટુંબનું) પણ નથી એટલું ચોક્કસ છેજ. પછી તેનું મૂળ અન્ય કઇ રીતે ગોઠવી શકાય તેમ છે, તે જોવું રહે છે.

આ ચર્ચાના લેખક મહાશય મિ. જોશીપુરા એમજ આગળ લખતાં પૃ. ૨૪ માં જણાવ્યું છે કે, "પંજાબમાં આવેલ સરસ્વતી નદીનું નામ **કુટિલા** પણ છે, અને તે નદીનો પ્રદેશ જો **કુટિલ** કહેવાય તો, તે પ્રદેશના વસનારને **કૌટિલ્ય** કહેવાય. એટલે જો ચાણક્યનું વતન આ પ્રદેશમાં હોય તો તેને કૌટિલ્ય કહી શકાય. વળી જયમંગલા નામની ટીકામાં સૂચવ્યા પ્રમાણે **જન્મભૂમિગોત્ર** શબ્દ વાપર્યો છે. એટલે આ અનુમાનના કથનને પુષ્ટિ મળે છે પણ ખરી. તાત્પર્ય એ થયો કે, ચાણક્ય મહાશયનો જન્મ, સરસ્વતી નદીના કોઇ પ્રદેશમાં થયો હોય તો, તે નદીનું બીજું નામ કુટિલા હોવાથી તે પ્રદેશને **કુટિલ** કે તેવાજ નામથી ઓળખાવી શકાય. અને તે પ્રદેશના વતનીને,[૪૨] (જન્મભૂમિગોત્રના[૪૩] ન્યાયે) કૌટલ્ય કે કૌટિલ્ય કહી શકાય.

એટલે **કુટલા** અને **કુટિલા** શબ્દથી કૌટિલ્ય-કૌટલ્યનો અર્થ બેસતો કરી શકાય છેજ; તેમાં જો **કુટલા** શબ્દને મૂળ તરીકે સ્વીકારી લઇએ તો તે કર્મજન્ય ગોત્ર[૪૪] થયું અને **કુટિલા** માન્ય રાખીએ તો પ્રદેશસૂચક ગોત્ર થયું ગણાશે: આ બેમાંથી કયું સાચું હોઇ શકે તે હવે તપાસીએ.

ઉપરમાં સરસ્વતી નદીનું નામ કુટિલા જણાવ્યું છે. અને તેને પંજાબમાં હોવાનું કહી દીધું છે. પણ એક નદીનો પ્રવાહ તો અનેક માઇલ લંબાયો હોય જેથી કેટલાય પ્રદેશમાં થઇને તે વહેતી કહી શકાય. એટલે હાલના પંજાબ-માંથીજ તેની ઉત્પત્તિ થઇ હોય અને તે દેશમાંજ તેનો સમાવેશ થઇ ગયો હોય એમ સમજવાનું નથી. પ્રાચીન હિંદુશાસ્ત્રમાં પણ એક સરસ્વતી નામની નદી હોવાનું અને તે સિંધુ નદીમાં પૂર્વ બાજુએથી ભળતી અનેક નદીઓમાંની[૪૫] એક હોવાનું જણાવાયું છે. અને આ સરસ્વતી નદીના

---

ગાસ્કનું એક ઉપગોત્ર છે. એટલે કૌટિલ્યને બદલે કૌટલ્ય શબ્દ લખવા જરૂર રહેતી નથી. (આ દલીલ પણ વ્યાજબી નથી તે આપણે ધીમે ધીમે જાણી શકીશું).

(૪૨) જેમ મગધના વતનીને માગધ, વૈશાલીના વતનીને વૈશાલીય અથવા વૈશાલિક, ગંગા નદીના પ્રદેશના વતનીને ગાંગેય કહેવાય છે તેમ કુટિલા નદીના પ્રદેશના વતનીને કૌટિલીય, કૌટિલેય કે તેને મળતો જ શબ્દ પ્રયોગ કરાય એમ બની શકે. (જુઓ નીચેનું ટી. નં. ૪૩)

(૪૩) ગોત્ર ખરૂં, પણ તે કુટુંબગોત્ર નહીં, જન્મભૂમિ ગોત્ર : એટલે કે, જન્મભૂમિના પ્રદેશ ઉપરથી જોડી કાઢેલું નામ. જેમ પિતાના ગોત્ર ઉપરથી, વ્યાકરણના નિયમે તેના સંતતિનાં નામનું સંબોધન ગોઠવી શકીએ છીએ તેમ, વસવાટ કરાતી ભૂમિ ઉપરથી પણ તે વ્યક્તિનું નામ ગોઠવી શકાય છે. તેના દૃષ્ટાંતો માટે ઉપરનું ટીપણ નં. ૪૨ જુઓ.

(૪૪) **કર્મજન્ય** = ધંધોધાપો કરતો હોય તે ઉપરથી ઉપજાવેલું કાઢેલું સંબોધનઃ આ પ્રમાણે અર્થ બેસારાતો હોય તો, વિષ્ણુગુપ્તના બાપદાદા, સમૃદ્ધિવંતા ખેડુતો હોય, વા મોટી જાહોજલાલી ભોગવતા અનાજના

ભાંગ્યા તુટયા એ ત્રણ પ્રવાહ હાલ દેખાય છે, પણ તેનું મુખ કયાં આગળ કહી શકાય, તે પ્રશ્ન અણઉકેલ પડી રહ્યો છે. આપણે પુ. ૧ લામાં ।સંધુ-સૌવીર દેશનું વર્ણન કરતાં (પૃ. ૧૨૦ થી ૨૨૮ સુધીમાં) પ્રસંગોપાત જણાવીને સાબિત કર્યું છે કે, તે દેશની રાજધાની વીતભયપટ્ટણ પોતે બહોળા વિસ્તાર ધરાવતું અને જંગી વ્યાપાર વાણિજ્યથી ધનવાન બનેલા વ્યાપારીઓની વસ્તીવાળું શહેર હતું. એકદા તે સ્થાન ઉપર કુદરતની અવકૃપા ઉતરવાથી, રેતીના મોટા વા વંટોળ સાથે તોફાન થયું હતું; જેથી ત્યાં વરસેલી રેતીના ઢગ... ઢગ તળે, તે પ્રદેશ તથા તેમાંની નદીઓ દટાઇ ગઈ અને તેમાંથી હાલ ઓળખાતાં આખાં જેસલમીરનાં રણનો ઉદ્ભવ થયો છે. તેમજ પ્રાચીન વીતભયપટ્ટણ શહેરનો નાશ થઇ, તેના અવશેષના સ્થાન ઉપર વર્તમાન કાળે શંશોધન ખાતાનું લક્ષ્યબિંદુ થઇ પડેલ મોહનજાડેરો નામનું ગામડું વસી રહ્યું છે. એટલે તે ઉપરથી એમ અનુમાન કરી શકાય કે, આ સરસ્વતી નદી વાળા અસલ પ્રદેશને અથવા હાલમાં જેસલમીરવાળા રણના કોઇ પ્રદેશને कुटल-कुटला કે कुटलि કહેવાતો હશે.

ઇ. સ. ની સાતમી સદીમાં આવેલા પ્રખ્યાત ચિનાઇ મુસાફર મિ. હયુએનશાંગે પોતાના પુસ્તકનું જે વર્ણન બહાર પાડયું છે અને જેનો અંગ્રેજી અનુવાદ બહાર પાડવામાં આવ્યો છેઃ તેમાં એક अटलि નામના દેશનું વર્ણન કરાયું છે. અને તેનું સ્થાન મેં અંદાજરૂપે આ જેસલમીરના રણ પ્રદેશમાં બતાવ્યું છે. (જુઓ પુ. ૧ પૃ. ૫૭ ઉપર નકશો નં. ૨. તેમાં આંક નં. ૬૩, ૬૪ તથા તેને લગતું વિવેચન પૃ. ૬૬ ઉપર): તે 'અટલિ' કદાચ આ 'કુટલિ' હોવા વિશેષ સંભવિત ધરાય છે, અને ચિનાઇ મુસાફરે પોતાની ભાષામાં જે શબ્દો લખ્યા હોય, તેનો અનુવાદ કરનારે પણ ભૂલ ખાધી હોય, અથવા તો અક્ષરોના ઉકેલમાં પણ જેમ અનેક ઠેકાણે બનતું આવ્યું છે, તેમ કાના માત્રની અને અક્ષરના વળાંકની ખૂબીઓ નહીં પીછાની શકવાથી તે પ્રમાણે બનવા પામ્યું હોય. મતલબ કે अटलि તે જ कुटलि હોવાનો સંભવ છે. અને આ માન્યતાને એક બે બીજા પ્રસંગથી સમર્થન પણ મળે છે; વળી આ પુષ્ટિ જો સાચી હોવાનું મનાય, તો જે અત્યારે માત્ર સંભવિત હોવાનું સ્વીકારીએ છીએ, તે નિશ્ચય પણે માનવું રહે છે.

ઉપરના અનુમાનને જે બે પ્રસંગો સામર્થ્ય અર્પી રહ્યા છે તે આ પ્રમાણે છે ( ૧ ) 'અટલિ' પ્રદેશની હદને રજપુતાનામાં આવેલા વર્તમાન કાળના જોધપુર અને શિરોહી રાજ્યની ભૂમિ તરીકે આપણે ઓળખાવી છે. વળી તેને સમગ્રપણે મારવાડના નામથી ઓળખાવાય છે તેમજ તેના થોડા ભાગને ' ગોલવાડ, ગોલ્લવાડ ' પણ કહેવાય છેઃ જ્યારે ઉપર જણાવેલ પરિ. સર્ગ. ૮ શ્લોક ૧૪ માં શ્રી હેમચંદ્રે ચાણકયનું વર્ણન કરતાં, તેનું ચણકગામ, દેશ ગોલ્લ, પિતાનું નામ ચણી-બ્રાહ્મણ અને માતાનું નામ ચણેશ્વરી, એ પ્રમાણે જણાવ્યું છે. એટલે કે, તેને ગોલ્લ દેશનો વતની જણાવ્યો છે. ગોલ્લ અને ગોલવાડ તે બન્ને એકજ શબ્દ છે. એટલે બનવા જોગ છે કે, અતિ પ્રાચીન સમયે જેને कुटलि તરીકે ઓળખતા હોય તેને ઇ. સ. ની છઠી-સાતમી શતાબ્દિમાં अटलि તરીકે જણાવાયો હોય; અને હેમચંદ્રાચાર્યના

વ્યાપારી હોય એમ સમજાય છે.

( ૪૫ ) સિંધુનદીને, પૂર્વબાજુથી સાત નદીઓ અને પશ્ચિમબાજુથી પણ તેટલીજ નદીઓ મળતી હતી એમ કહેવાય છે. અને તેથીજ તેનું નામ 'સપ્તસિંધુ' પડયું છે. જો કે હાલતો, બંને બાજુથી પાંચપાંચજ શાખા નદીઓ મળે છે. એટલે બીજીઓ અદ્રશ્ય થઇ ગઇ હશે એમ અનુમાન ખેંચવું રહે છે. તે અદ્રશ્ય થનારીમાં એક સરસ્વતી પણ હિંદુશાસ્ત્રોએ લેખાવી છે. (જુઓ પુ. ૧, પૃ. ૨૨૦, ૨૨૬ તથા તેને લગતી ટીકાઓ, ખાસ કરીને ટી. નં. ૧૧૨, ૧૧૩).

સમયમાં એટલે ઇ. સ. ની બારમી સદીમાં 'ગોલ્લ" નામથી સંબોધ્યો હોય. અને ત્યારથી તે અદ્યાપિ પર્યંત તેજ નામથી એક યા બીજા રૂપમાં[૪૬] ઓળખાવાતો ચાલ્યો આવ્યો હોય. ( ૨ ) હવે બીજો પ્રસંગ–જૈન સાહિત્યમાં નોંધાયલું છે કે, શ્રી મહાવીર નિર્વાણ પછી ૮૦ વર્ષે જૈનોના ૨૩ મા– તીર્થંકર શ્રી પાર્શ્વનાથના સંતાનીયામાં છઠ્ઠી પેઢીએ થયેલ રત્નપ્રભસૂરિ નામના આચાર્ય હતા. તેમણે લાખોની સંખ્યામાં જૈનો બનાવ્યા હતા. અને આ પ્રજાએ ત્યાં ઓશિયા નગરી વસાવી રહેવા માંડયું હોવાથી, તેમને ઓશવાળના નામથી ઓળખવામાં આવ્યા છે. આ ઓશિયા નગરી પાછળથી ભાંગીને તેનું નામ ભિન્નમાલ નગર પડયું હતું, અને તેનું સ્થાન હાલના શિરોહી રાજ્યમાં આવેલું હતું. તેમ આ પ્રાંતને ગૂર્જર દેશ પણ કહેવાતો હતો. મતલબ કે, મહાવીર નિર્વાણ ૮૦=ઇ. સ. પૂ. ૪૪૭ આસપાસ, તે પ્રદેશમાં જૈનધર્મ પાળનારાનું એક મોટું સંસ્થાન વસવા પામ્યું હતું. હવે આપણે ચાણક્યના સમયનો ( એટલે ઇ. સ. પૂ. ૩૭૨ થી ૩૫૦ ) વિચાર કરીએ છીએ, તો બન્ને સમય વચ્ચે પૂરી એક સદીનું પણ અંતર નથી. તેમ ઉપરમાં ચાણક્યના પિતાને એક સમૃદ્ધિશાળી નગરના એક ધનાઢય વ્યાપરી–ખેડુત તરીકે વર્ણવ્યો છે. વળી ચાણક્યનો પોતાનો ધર્મ પણ જૈન હતો, એટલું જ નહીં પણ તેના પિતાને તો જૈન સાહિત્ય ગ્રંથમાં ( પરિ. સર્ગ ૮ જુઓ ) પરમ શ્રદ્ધાળુ શ્રાવક હોવા સુદ્ધાંતનું જણાવ્યું છે. આ પ્રમાણે બે પ્રસંગોની ટૂંકી હકીકત જણાવી દીધી.

એટલે આ સર્વ હકીકતનું એકીકરણ જો કરીશું તો સ્પષ્ટ જણાશે કે, ચાણક્યનો પિતા ચણક પોતે ખેતીનો ધંધો કરતો હશે અથવા ધાન્યનો વ્યાપારી હશે અને આ ગોલ્લ દેશનો વતની હશે. આ ઉપરથી જ તેને કૌટલીય કે કૌટલેય કહેવાયો હશે. તેમ તે સંસ્થાનમાં તાજેતરમાં સો બસો વર્ષથી આવીને જે પ્રજાએ વસવાટ કરવાનું શરૂ કર્યું હતું, તે પ્રજામાંનો ચણક એક હશે.

અને આ પ્રમાણે સર્વ બાબતનો મેળ ઉતારીએ છીએ તો, સર્વ ગ્રંથકારોનાં કથનો–હિંદુ તેમજ જૈન, પ્રાચીન તેમ જ મધ્ય યુગના, તેમ ચાણક્યનું પોતાનું કથન પણ–સત્ય હોવાનું ઠરાવી શકાય છે. આવી સ્થિતિમાં આપણે તેને હવે એક સત્યઘટના તરીકે વધાવી લઇશું.

**ચાણકય, પાણિની અને વરરૂચીની ત્રિપુટી**

હવે માત્ર એક વાતનો જરા ઉલ્લેખ કરી આગળ વધીશું. પુ. ૧ પૃ. ૩૫૭ ઉપર એમ જણાવ્યું છે કે, પાણિની તથા તેના સહાધ્યાયી ચાણક્ય અને વરરૂચીનાં જન્મસ્થાન કંબોજ દેશ હોઇ તે ત્રણે અનાર્યો છે. પણ અત્ર આપેલ ચાણકયની ઓળખથી હવે સિદ્ધ થાય છે, કે કંબોજ પ્રદેશ તે આ ત્રિપુટીમાંના ત્રણે મિત્રોનું જન્મસ્થાન નહોતું જ. પછી પાણિની એકલાનું જ હોય, કે સાથે વરરૂચીનું પણ હોય. પણ કૌટલ્યનું તો નહોતું જ. એટલે હાલ તુરત પાણિની મહાશય એકલાનું જ જન્મસ્થાન ગોનાર્ડ–કંબોજ દેશ ગણવો રહે છે. તેમ ત્રણે પંડિતોનાં ગોત્રની સમજૂતિ પણ મળી ગઇ કહેવાય આ પ્રમાણે તે ગોઠવી શકાય.

( ૪૬ ) ગોલ્લ દેશ મોટો પ્રદેશ હોય અને તેના સીમા પ્રાંતને, કે એક વિભાગને તે દેશની વાડ–હદ ( Enclosure ) ના સૂચન કરતાં નામ તરીકે ગોલ્લ દેશની વાડ=ગોલવાડ તરીકે ઓળખાવી શકાય અને તે પ્રમાણે ગોલવાડને ગોલ્લ દેશના એક સંક્ષિપ્ત અથવા સંકુચિત પ્રદેશના નામ તરીકેજ લખી શકાય.

| નામ | જન્મપ્રદેશ | ગોત્ર - નામ | આર્ય કે અનાર્ય |
|---|---|---|---|
| પાણિની | ગોનાર્ડ દેશ - ગાંધાર દેશ ( હાલનું અફગાનિસ્તાન ) | ( માલૂમ નથી ) | અનાર્ય |
| ચાણક્ય | કુટલિ - ગોલ્લ - ગૂર્જરદેશ ( હાલનું મારવાડ ) | વાત્સાયન | આર્ય |
| વરરૂચી | ( માલૂમ નથી ) | કાત્યાયન | આર્યજ સંભવે છે. |

**અર્થશાસ્ત્રની મહત્તા**

'અર્થશાસ્ત્ર' શબ્દનો વ્યુત્પત્તિ પ્રમાણેનો અર્થ જો કરાય તો આ પ્રમાણે થાય; અર્થ એટલે પૈસો, દ્રવ્ય: અને તેને લગતું શાસ્ત્ર તે અર્થશાસ્ત્ર: તે પ્રમાણે તો કેવળ આર્થિક પ્રશ્નોને ચર્ચતુંજ આ શાસ્ત્ર કહી શકાય ( ઇંગ્રેજીમાં જેને Financial શબ્દ લાગુ પડી શકાય તે ) એટલે કે અર્થશાસ્ત્ર-ધનશાસ્ત્ર (Political economy) જ માત્ર, તેવો સંકુચિત અર્થ અહીં કરવાનો નથી. તેનો અર્થ વિસ્તૃત અને વિશિષ્ટ કોટિનો છે. જેમ કે એક વિદ્વાને[૪૭] કહ્યું છે કે, "મનુષ્યોનો જે વડે નિર્વાહ થાય તે અર્થ કહેવાય: જે ભૂમિમાં મનુષ્યો વસે છે તે ભૂમિને પણ અર્થ કહી શકાય. જેથી પૃથ્વી-ભૂમિ મેળવવાને તથા તેનું પાલન કરી રાખવાને માટે જે શાસ્ત્ર, સાધન-ઉપાય મેળવી આપે છે તે અર્થશાસ્ત્ર કહેવાય."

વૈદિકમતના[૪૮] "ભક્તિ રસાયન" ગ્રંથના ઉપોદ્ઘાતમાં લખ્યું છે કે "જે અર્થની પ્રાપ્તિ કરવામાં ધર્મનો નિષ્કામ-ધર્મનો આશ્રય કરવામાં ન આવે, એટલે કે તેવા ધર્મને બળે જો અર્થ પ્રાપ્તિ કરવામાં નથી આવતી, તો તેવી ધર્મભાવના રહિત પ્રવૃત્તિથી કરાયેલ અર્થપ્રાપ્તિ, મોક્ષરૂપી પુરૂષાર્થને સાધનના કામમાં ઉપયોગી થતી નથી. એટલુંજ નહીં પરંતુ એ પ્રકારના ધર્માધાર વિના કરાતી અર્થપ્રાપ્તિ, અપકર્ષની જનેતા પણ થઇ પડે છે" જૈનગ્રંથોમાં આ પ્રમાણે મેળવેલી શુદ્ધ ધનપ્રાપ્તિને "ન્યાયસંપન્ન વૈભવ"ના નામથી ઓળખાવે છે. આ ઉપરથી સમજાશે કે[૪૯] "પ્રત્યેક મનુષ્યે તેમજ પ્રત્યેક સમાજે તથા રાજ્યે પોતપોતાના ધર્મ-કર્તવ્ય-ની મર્યાદામાં રહીનેજ અર્થ-સાધન -લાભ મેળવવાને પ્રવૃત્ત રહેવું જોઇએ: આમ હોઇને પ્રેયસ્કર તથા શ્રેયસ્કર ગણાય, તેવી તમામ પુરૂષાર્થસાધક બાબતોની અન્યોન્યોપકારકતા સ્થાપી આપનાર તથા તે તમામ એકંદર ઉપયોગિતાની મર્યાદા ઠરાવી આપનાર જો કોઇપણ શાસ્ત્ર હોય તો તે અર્થશાસ્ત્ર છે. આ પ્રમાણે વિશાળ અર્થ કરવો રહે છે." પણ ચાણક્ય પોતે જ તેને "રાજનીતિ વિદ્યાની માર્ગોપદેશિકા" કહે છે.[૫૦] એટલે સમજાય છે કે તેમાં કેવળ દ્રવ્યની વાતો જ ન કરતાં, રાજનીતિને લગતી ( Politics ) પણ ચર્ચાઓ કરી છે. વળી બીજે ઠેકાણે આ રાજનીતિને **દંડનીતિ** શબ્દ લગાડયો છે[૫૧] અને તેનો અર્થ બતાવતાં એવી મતલબના ઉદ્ગાર કાઢયા છે, કે ભૂત માત્રને અંકુશમાં લાવવાને કોઇક

( ૪૭ ) જુઓ કૌ. અ. જો. ઉપો. પૃ. ૯.
( ૪૮ ) સદર પુસ્તક પૃ. ૧૦.
( ૪૯ ) સદર પુસ્તક પૃ. ૧૧.
( ૫૦ ) જુઓ કૌ. અ. જો. ઉપોદ્ઘાત પૃ. ૧૩.
( ૫૧ ) જુઓ કૌ. અ. જો. ઉપોદ્ઘાત પૃ. ૨૯.

પ્રકારના દંડની જરૂર છે. તેમાં યે જો દંડ તીક્ષ્ણરૂપે હોય તો જેને તે દંડ ભોગવવો પડે તેને ઉદ્વેગ પમાડે, અને તદ્દન મૃદુપણે દંડ હોય તો દંડ કરનાર તરફ તિરસ્કાર પેદા કરે છે. જ્યારે યોગ્ય દંડ હોય છે, તો તે બન્નેપક્ષને માનનીય બને છે. માટે દંડનો અર્થ એકલી શિક્ષાના અર્થમાંજ ન કરતાં અંકુશ, મર્યાદા ઇત્યાદિ પ્રકારને પણ દંડ અર્થમાં સમાવેશ કરવો. અને જે નીતિ આવા વિધવિધ પ્રકારના દંડની યોગ્ય દોરવણી કરી શકે તેનું નામ દંડનીતિ કહેવાય. આવી વ્યાખ્યા કરી. એટલે નય[૫૨] ( જે નિયમો સમાજને દોરવણી રૂપ બને તેઃની=દોરવવું) તથા અનયનો તેમજ બળ તથા અબળાનો સમાવેશ દંડનીતિમાં કર્યો છે. આ વાતની પ્રતીતિ એટલા ઉપરથી જ થાય છે કે, ચાણક્યે અર્થશાસ્ત્રમાં જે વિવિધ યમ નિયમો લખ્યા છે, તે સર્વે અગર તો તે પૈકી ઘણા ખરા, અદ્યાપિ પણ આપણા જીવનને નિયમિત કરી રહેલા છે [૫૩] તેમજ તેની રચનાકાળના સમયે કે નજીકના કાળે પણ હિંદુસ્તાનના રાષ્ટ્રજીવનમાં તથા પ્રજાજીવનમાં પૂરેપૂરા ઓતપ્રોત થઇ ગયા હતા.

કર્તા પોતે જ જણાવે છે કે[૫૪] " પૃથ્વીના લાભ અને પાલનના અર્થે, પૂર્વ કાળના આચાર્યોએ જે બધાં અર્થશાસ્ત્રો રચેલાં છે, તેમાંના ઘણા ખરાનો ઉપયોગ કરીને આ અર્થશાસ્ત્ર રચેલું છે " આ ઉપરથી સિદ્ધ થાય છે, કે અર્થશાસ્ત્રના મૂળ કર્તા પોતે નથી જ,[૫૫] પણ પૂર્વાચાર્યોએ રચેલા સૂત્રો આધારે, સમયાનુકૂળ ફેરફાર કરીને તેણે આ ગ્રંથ બનાવી કાઢયો છે. આખો ગ્રંથ તથા તેમાં ચર્ચેલા વિષયો બારીકાઇથી જોતાં, તુરત જ લાગી આવ્યા વિના રહેશે નહીં, કે તે એક મહાબુદ્ધિવાદી હતો. તે હમેશાં ધર્મન્યાય ( ધર્મશાસ્ત્રમાં ફરમાવેલ ) કરતાં બુદ્ધિગમ્ય ન્યાયને પ્રમાણ રૂપ ગણતો હતો[૫૬] તેના આ લેખનમાં કયાંય કૂટ નીતિ, છળ, કપટ કે ભેદને સ્થાન અપાયું જ નથી.[૫૭] ઉલટું પોતાનું બૂરૂં ઇચ્છનાર શત્રુના સંબંધમાં, પણ કામ લેવાના નિયમ બનાવતાં " ખાડો ખોદે તે પડે " તે ન્યાયે કામ લેવાનો પોતે ખાસ ઉપદેશ આપે છે.[૫૮] " એટલે કેવળ દુષ્ટતા કરવા કરાવવાની ખાતર જ, કૌટિલ્યે કોઇ પણ ઠેકાણે સૂચન કરેલું હોય, એમ આપણે દેખી શકીએ તેમ નથી. તેમ બીજી તરફથી તેણે કોઇ પણ વિષયમાં ન્યાયનું ઉલ્લંઘન કરેલું હોય, એમ પણ આપણે તેની જીવન કથામાંથી કે ઇતિહાસમાંથી[૫૯] જોઇ શકતા નથી " ઉલટું તેણે ભિન્ન ભિન્ન પ્રકારે ચર્ચેલા અને છણાવટ કરેલા વિષયોની સુક્ષ્મતા જોતાં તો, વિશાખદેવે જે તેને **आकरः सर्व शास्त्राणाम्** તરીકે ઓળખાવ્યો છે,[૬૦] તે વાસ્તવિક લાગે છે. કેમકે સર્વ કોઇ કબૂલ કરશે, કે રાજનીતિ જેટલા પ્રમાણમાં

( ૫૨ ) કૌ. અ. જો. પૃ. ૩૨. રાજકાર્ય કરવામાં પ્રધાનો (મંત્રીઓ, અમાત્યો તથા અન્ય અધિકારીઓ) જે મુદ્દાઓ લક્ષમાં રાખીને, અગર તો જે હેતુઓ મનમાં રાખીને પોતાને કરવાનાં કર્મો કરે છે, તેને નય ( જે કાંઇ દોરે છે તે ) કહેવામાં આવે છે.

( ૫૩ ) કૌ. અ. જો. ઉપોદ્‌ઘાત પૃ. ૧૫.

( ૫૪ ) ઉપરનું પુસ્તક પૃ. ૧૨.

( ૫૫ ) કેટલાયે વિદ્વાનોની માન્યતા એમ છે, કે વર્તમાન રાજનીતિ શાસ્ત્રનો મૂળ ઉત્પાદક-પિતા--ચાણક્ય છે. પણ ગ્રંથકર્તાના પોતાના શબ્દોજ આ વાતનો ઇન્કાર કરે છે. આ બાબતની ચર્ચા માટે પુ. ૧ પૃ. ૨૬૭ તથા ૩૬૪ જુઓ.

( ૫૬ ) કૌ. અ. જો. પૃ. ૩૦ જુઓ.

( ૫૭ ) તે પુસ્તક પૃ. ૨૮ " કૌટિલ્ય ઉપદેશેલી નીતિ કુટિલતાબોધક છેજ નહીં "

( ૫૮ ) તેજ પુસ્તક પૃ. ૩૩.

( ૫૯ ) સરખાવો ઉપરમાં ટી. નં. ૫૬ નું લખાણ

( ૬૦ ) તેજ પુસ્તક પૃ. ૨૦.

( ૬૧ ) પુ. ૧ લું. પૃ. ૨૬૭. નું લખાણ તથા તેને લગતી ટીકા નં. ૨૧ વાંચો.

અનુભવનો વિષય છે, તેટલા પ્રમાણમાં તે કેવળ તર્કનો વિષય નથી જ. એટલે આવા વિષયોની ઝીણવટ પૂર્વક પૃથ્થકરણ કરનારને આપણે તર્ક-શાસ્ત્રી કરતાં બુદ્ધિવૃદ્ધ પુરૂષ જ કહેવો પડશે. પછી તેણે તે વૃદ્ધિ મારેના જ્ઞાનની પ્રેરણા, રાજા શ્રેણિકે રચેલી શ્રેણિઓ તથા તે માટે રચેલાં યમનિયમોમાંથી મેળવી હોય[૬૧] કે, તેના રાજકીય જ્ઞાનના ગુરૂ–આચાર્ય–મગધપતિ મહાનંદના મંત્રીશ્વર શકડાળ પાસેથી,[૬૨] ઉમેદવારપણે તેમના હાથ નીચે શિક્ષણ મેળવીને પ્રાપ્ત કરી હોય[૬૩] તે જુદો પ્રશ્ન છે. પણ તે બુદ્ધિવૃદ્ધ થયો હતો અને તે બાદ અર્થશાસ્ત્રની રચના કરી છે, એમ તો નિશંક કહી શકાય તેમ છે.

**બિંદુસાર જન્મ તથા સમ્રાટ ચંદ્રગુપ્તનું જીવન વૃત્તાંત**

રાજા ચંદ્રગુપ્ત સમ્રાટ બની મગધની ગાદી ઉપર નિશ્ચિંત થયા પછી, નંદવંશના અંતિમ નૃપતિ ધનનંદની કન્યા કે જેને પટરાણી પદે સ્થાપિત કરી હતી, તેની સાથે સંસાર સુખ ભોગવતાં તે રાણીને ગર્ભ રહ્યો હતો. આ સમયે, એટલે મ. સં. ૧૫૭=ઈ. સ. પૂ. ૩૭૦ માં, મગધ દેશમાં પ્રવર્તી રહેલ દુષ્કાળને ઠીક ઠીક સમય થઇ ગયો હોવાથી, દુષ્કાળની અસર પણ અતીવ તીવ્રપણે દેશજન ઉપર પ્રસરી રહી હતી. એટલે સુધી કે, જે જૈન શ્રમણોને સામાન્ય સમયે તેમના ભકતો મોં માંગ્યુ અન્ન સામા ચડી ચડીને વહોરાવતા હતા તેમને નિર્વાહ પૂરતો પણ ખોરાક ભીક્ષામાં મળવો આવા સમયે દુર્લભ થઇ ગયો હતો; જેથી રાજનગરમાં રહેતા બે વિદ્યાસિદ્ધ શ્રમણોએ[૬૪] વિચાર્યું કે, આમ ક્ષુધાનું દુઃખ સહન કરવા કરતાં, સમ્રાટ ચંદ્રગુપ્ત જ્યારે જમવા બેસે ત્યારે તેની સાથે તેના થાળમાં, આપણી વિદ્યાના બળે અંજનગુટિકાવડે અદસ્યપણે બેસી, પેટ પૂરતું ખાઇ લેવું. સમ્રાટના થાળમાં હમેશાં એક જણને પૂરૂં થાય, બલ્કે વધારેમાં વધારે બે જણને થાય તેટલો ખોરાક પીરસઇને આવતો, જ્યારે તે થાળમાં જમવા બેસતા ત્રણ જણા. એટલે સ્વભાવિક છે કે, રાજાને પેટપૂરતું અન્ન મળતું નહીં. પરિણામે દિવસાનુ દિવસ તેનું શરીર કૃષ થતું ચાલ્યું. શામાટે પોતાને ખોરાક પૂરતો નથી થતો, તે પોતે પણ સમજી શકતો નહોતો. તેમ તેના ખાનસામા પણ સમજી શકતા નહીં. તે તો એટલું જ જાણતા કે, બે માણસનું અન્ન પીરસવા છતાં, અને થાળમાં કાંઇ પણ એંઠ રહેતું નથી છતાં, બાદશાહ શું ભૂખ્યા રહેતા હશે કે શરીર દુર્બળ થાય છે ? મનની વીતી હકીકત ચંદ્રગુપ્ત કોઇને પ્રકાશિતપણે કહી શકતો પણ નહીં. એકદા ચાણકયની નજરે ચંદ્રગુપ્તનું શરીર કૃષિત દેખાતાં, તેણે કારણ પૂછયું, ત્યારે રાજાએ સર્વ વૃત્તાંત કહી દેખાડયો. ચતુર ચાણકયે તુરત અટકળી કાઢયું, કે કોઇ અંજન સિદ્ધ

---

( ૬૨ ) જુઓ પુ. ૧ પૃ. ૩૬૪ નું લખાણ તથા તે ઉપરની ટી. નં. ૪૬.

( ૬૩ ) આ કથનની સાબિતીમાં કૌ. અ. ના. ઉપોદ્દઘાતમાં પૃ. ૧૮ ઉપર ટાંકેલ બૃહત્ કથાનું વાક્ય સરખાવો. તે વાકય આ પ્રમાણે છે "चाणक्यनाम्ना तेनाथ शकटाल गृहे रहः । ( આ શબ્દો બતાવે છે કે તે શકડાળના ઘરમાં બહુ છૂટથી આવજાવ કરતો હતો અર્થાત્ ઘણા ઘાટા પરિચયમાં આવ્યો હતોજ. )

( ૬૪ ) વડોદરા લાઇબ્રેરીનું સંપ્રતિ કથા નામક પુસ્તક પૃ. ૫૦ " તે બાદ એક આચાર્ય ત્યાં પધાર્યા. તે વૃદ્ધ હોવાથી વિહાર કરી ન શકતા. પણ દુષ્કાળ પડવાનો છે તેવું જાણી, એક મુખ્ય શિષ્યને ગાદીએ સ્થાપી અન્યને સુકાળવાળા પ્રદેશમાં મોકલી દીધા. બે નાના શિષ્યો ગુરૂ ઉપરના મોહને લીધે ગુરૂ સાથે પાટલિપુત્રમાં જ રહ્યા. ને બારવર્ષી દુષ્કાળ પડયો. આ બે શિષ્યોએ અંજન સિદ્ધનો મંત્ર સિદ્ધ કરીઃ તેજ પુ. પૃ. ૫૪ ચંદ્રગુપ્ત સાથે ભોજન કરવા માંડયું; વળી જુઓ ભરતેશ્વર બાહુબળી વૃત્તિ ભાષાંતર પૃ. ૨૪૫-૬.

પુરૂષો આવીને જમી જાય છે ખરૂં. તાત્કાળિક હુકમ ફેરવ્યો કે, રાજા જ્યારે જમવા બેસે ત્યારે, તે ઓરડામાં ધુમાડો કરવો. હમેશની માફક પેલા સિદ્ધમહાત્માઓ તો આંખમાં અંજન આંજીને થાળમાં જમવા બેઠા. પ્રથમ તો અદશ્યપણે ખાવા માંડયું, પણ જ્યાં ઓરડાનો ધુમાડો આંખમાં ગયો, અને અંજન ગળવા માંડયું, કે તેઓ પોતાના સ્વરૂપે પ્રગટ રીતે દેખાવા માંડયા. તે નજરે પડતાં, તેમને પોતાના ધર્મગુરૂ તરીકે ઓળખી, ચાણકય મનમાં ક્ષોભ પામ્યો. એક બાજુ તે સાધુજનને મોટો ઠપકો આપી, ધર્મની હેલના ન થાય તેમ, તેમના સ્થાને વિદાય કર્યા. અને બીજી બાજુ, પોતાના નૈસર્ગિક ચાતુર્યથી, રાજાને કહ્યું કે તમો બહુજ ભાગ્યશાળી છો, કે આવા પુણ્યાત્મા સાથે એક થાળમાં જમવાનો અદ્વિતીય લાભ તમને મળ્યો.

ઉપરના બનાવથી સાવચેત થઇને, ચાણકયે, હવેથી રાજાના થાળમાં કોઇ ભાગ ન પાડે અને પરિણામે રાજા યથેચ્છ આહાર કરી બળવાન બને તે ઉદ્દેશથી, અન્નમાં કાંઇક અંશે વિષોત્પાદક[૬૫] વનસ્પતિ-પદાર્થ ભેળવીને થાળમાં વાનીઓ પીરસાવવાની ગોઠવણ કરી. તેની સાથે એમ પણ મનમાં ચિંતવ્યું, કે જો રાજાનું શરીર-શ્રોણિત, માંસ મજ્જા, આદિના અણુંએ અણું-વિષજન્ય થઇ જાય, તો પછી તેને ભોજનમાં, અજાણતાં પણ કોઇ કાળે વિષ ખવરાવવામાં આવી જાય ( રાજાની જીંદગી હમેશાં જોખમમાં હોય છે જ. અને તેમાં પણ તેઓને ખોરાક ખાતાં બહુજ સાવધ રહેવું પડે છે ) તો પણ તેના શરીરનો નાશ તો નહીં જ થાય. આવા એવડા હેતુથી ઉપર પ્રમાણે રાજાના ખોરાકમાં વિષમય પદાર્થો યથાપ્રમાણ ભેળવી ભેળવી ને આપવાનો પ્રયોગ આરંભાયો. એકદા પટરાણીને મનમાં ઇચ્છા થઇ, કે રાજાને હું પોતે આટલી બધી વલ્લભા છું, છતાં કોઇ દિવસ મને પોતાની સાથે જમવા તો બેસાડતા જ નથી. લાવને હું સ્વઇચ્છાથી તેમની સાથે જમવા બેસું. એમ વિચારી રાજાની સાથે રાણી જમવા બેઠીઃ અન્નમાં વિષનું મિશ્રણ હમેશાં કરાય છે, તે બાબતની નહોતી રાજાને ખબર, કે નહોતી રાણીને ખબરઃ આ વખને રાણીને ગર્ભનો આઠમો માસ ચાલતો હતો. જ્યાં રાણીએ થોડાક કોળીઆ આહાર કર્યો હશે, ત્યાં તો ચાણકય અનાયાસે કામપ્રસંગે ત્યાં આવી ચડયો. અને આ દશ્ય ( રાજારાણીને એકજ થાળમાં સાથે બેસીને જમતાં ) જોઇ સ્તંભીત થઇ ગયો. વિચાર્યું કે, અરેરે, રાણી સગર્ભા છે અને જો વિષ ચડશે તો તેણીનો તેમજ બાળકનો એમ બન્નેનો નાશ થઇ જશે. એટલે એકદમ સફાળો ઉઠી, અસ્રા જેવું ધારદાર શસ્ત્ર લઇ, તેનાથી રાણીનું પેટ ચીરી, ગર્ભમાંથી જીવતું બાળક-પુત્રરૂપે હતો તે-ખેંચી કાઢયો. રાણી તો તુરત જ મૃત્યુ પામી. પણ તે બાળકને વિષની અસર કાંઇક થવા માંડી હતી[૬૬] અને કપાળમાં તે બિંદુરૂપે દેખાતી હતી. જે ઉપરથી તે બાળક મોટો થયો થયો ત્યારે તેનું નામ "બિંદુસાર" પાડવામાં આવ્યું. બિંદુસાર જન્મ[૬૭] મ. સં. ૧૫૭=ઇ. સ. પૂ. ૩૭૦ માં ગણી શકાય.

કિંવદંતી ચાલે છે કે, ગર્ભ જો સાતમા માસે કે નવમા માસે જન્મે. તો તે હજુ આયુષ્યમાન

( ૬૫ ) વડોદરા લાઇબ્રેરીનું સંપ્રતિ કથા નામનું પુસ્તક પૃ. ૬૫:—પછી ચાણાકયે રાજાને ધીમેધીમે વિષનું ભોજન કરાવવા માંડયું.

( ૬૬ ) વડોદરા લાઇબ્રેરી સંપ્રતિ કથા પૃ. ૬૭:—જ્યાં તે બાળકના મસ્તક પર વિષનું બિંદુ પડયું હતું ત્યાં કેશો ઉગ્યા નહીં.

( ૬૭ ) બિંદુસારની માતાનું નામ "દુર્ધરા" લાગે છે ( પરિ. પર્વ. સર્ગ. ૮ ભાષાંતર પૃ. ૧૪૮ ના લખાણથી ) તેણીને મહાનંદની પુત્રી અને સમ્રાટ ચંદ્રગુપ્તની પટરાણીજ ગણવી પડશે.

થાય છે ખરો, પણ આઠમા માસે જન્મેલ હોય તો તે બાળક બહુધા તો જીવંત જ રહેતું નથી; અને કર્મના શુભયોગે કદાચ જીવંત રહેવા પામે તો શરીરે દુર્બળ અને કમતાકાત જ રહે છે. આ કારણથી કુમાર બિંદુસારનું શરીર ઉમરે પહોંચ્યો ત્યારે પણ બહુ જ ક્ષીણ દીસતું હતું. તેમ પોતે લાંબુ આયુષ્ય ભોગવવા પામ્યો પણ નથી.

**તેમના ધર્મ સંબંધી વિશેષ હકીકત**

ઉપરમાં જણાવ્યા પ્રમાણે સિદ્ધ પુરૂષોને ઠપકો આપી, તેમના રહેઠાણ—મઠ—ઉપાશ્રયે વિદાય કરીને, પછીથી ચાણક્યજી પ્રસંગ મેળવી, તેમના ગુરૂ પાસે ગયા. અને આચાર્યજીને કહેવા લાગ્યા કે, આવી રીતે શિષ્યોને રાજમહેલમાં અન્ન આરોગવા જવા દેવાથી, ધર્મની નીંદા થવા સંભવ છે. આચાર્યજીએ ચાણક્યને શાંત પાડીને ઉપદેશ દીધો કે, પંડિતજી, ધર્મની નીંદાના કારણરૂપ આ બે સંતો કરતાં તો આપ પોતેજ વધારે કારણરૂપ છો[૯૮]. કેમકે, આપ જેવા સમર્થ જૈન ધર્મના ભક્ત હોવા છતાં, અને રાજ્યમાં કુલકુલાં સરમુખત્યાર હોવા છતાં, આવા દુર્ભિક્ષ કાળે, શ્રમણ પુરૂષોના નિર્વાહનો પણ રાજ્ય તરફથી બંદોબસ્ત નથી થતો. પરિણામે પેટનો ખાડો પૂરવા માટે, સાધુઓને અતિચારનું[૯૯] પાપ માથે વહોરી લઇને પણ રાજપીંડ આરોગવા સુધીનું પગલું ભરવું પડે છે. તે તમને પોતાને શું લજ્જાસ્પદ નથી ? ચાણક્યજી પોતાની ભૂલ તુરત સમજી ગયા. અને તે દીવસથી સાધુઓ માટે અન્ન પાણીની રાજ્ય તરફથી ગોઠવણ કરી દીધી.

ધીમે ધીમે વર્ષો જતાં ગયાં, દુર્ભિક્ષ મટી સુકાળ થવા લાગ્યો, તેમ તેમ ચંદ્રગુપ્તનું રાજ્ય તપવા માંડયું. પોતે બધી રીતે સ્થિર થતો ગયો

---

( ૯૮ ) વડોદરા લાઇબ્રેરી સંપ્રતિ કથા પૃ. ૫૮:—ગુરૂએકહ્યું गुरुणा भणितः मोऽथ । હે ચાણક્ય તું પોતે શ્રાવક છો, અને તારો પિતા ચણી તો શ્રાવકમાં ઉત્તમ હતો. તેની તું અનુમોદના કર ( જુઓ ઉપરમાં ટી. નં. ૬૪ ) એટલે એમ થયું કે આ ભોજનવાળો બનાવ મ. સં. ૧૫૭ ઇ. સ. પૂ. ૩૭૦ માં બન્યો છે. અને તે વખતે દુષ્કાળની અસર ભયંકરપણે દેખાવા માંડી હતી. તેથી સહજ અનુમાન કરી શકાય છે કે દુષ્કાળનો આરંભ તે પહેલાં ત્રણ ચાર વર્ષે તો જરૂર થઇ ગયો હશેજ. આપણે તેનો સમય મ. સં. ૧૫૩ એટલે ઇ. સ. પૂ. ૩૭૪ હાલ તુરત ઠરાવીશું.

જૈન ગ્રંથમાં એક હકીકત એમ નીકળે છે કે, દુષ્કાળને અંગે શ્રવણોની સ્મરણ શક્તિ તથા પઠન પાઠન કરવાની શક્તિ હીણ થઇ જતી હતી. તેથી શ્રી સંભૂતિવિજયે પાટલિપુત્રના સંઘની વિનંતિથી સ્થૂલીભદ્ર નામના શિષ્યને નેપાળ દેશમાં કે જયાં શ્રીભદ્રબાહુ સ્થિત થઇને તે સમયે રહ્યા હતા, ત્યાં તેમની પાસે અભ્યાસ અર્થે મોકલ્યા હતા. આની મતલબ એવી છે કે, તે સમયે દુષ્કાળની અસર ઘણી થવા પામી હતી. સંભૂતિ વિજયનું સ્વર્ગ ગમન મ સં. ૧૫૬ માં છે એટલે તે પૂર્વે ઉપરનો બનાવ બન્યો ગણાય. તેમના મરણ પહેલાં જો બે એક વરસે ઉપરનો પ્રસંગ બન્યો હોય અને તે પહેલાં ત્રણ ચાર વર્ષથી જો દુષ્કાળ પડી ગયો હોય, તો તે હિસાબે દુષ્કાળનો આદિ સમય મ સં ૧૫૦ એટલે ઇ. સ પૂ ૩૭૭ મુકી શકાશે.

સરખાવો ઉપરમાં ટી. નં. ૨૧.

( ૯૯ ) આચાર અતિચાર અને અનાચાર: આમાં અતિચાર શબ્દ જૈનદર્શનનો રૂઢ શબ્દ છે. શ્રવણને જે નિયમો પાળવા પડે છે તેને ' આચાર ' કહેવાય છે અને તે ઉપરથીજ જે સૂત્ર ગ્રંથોમાં સાધુ-સાધ્વીને પાળવાના આચારોનું વર્ણન મુખ્યત્વે અપાયું છે તે સૂત્રનું નામ 'આચારાંગસૂત્ર' કહેવાય છે. આવા આચાર પાળવામાં કિંચિતપણે દોષ લાગે તો તેનું નામ 'અતિચાર' કહેવાય છે. એટલે કે આચાર ભંગ જેમાં થતો ન હોય, પણ કાંઇક અંશે ન્યૂનાધિક દોષ લાગતો હોય, તો તેવા દોષને 'અતિચાર' કહેવાય છે. આવા દોષની શુદ્ધિ માટે, તપશ્ચર્યા આદિ જે કાંઇ કરવું પડે તેને 'આલોચના' કહેવાય છે, મતલબ કે અતિચારના દોષમાંથી હજુ દોષમુક્ત થવાય છે. જ્યારે 'અનાચાર'માં તો મૂળ વ્રતનોજ ભંગ થતો ગણાય છે, અને તેથી તે દોષની શુદ્ધિજ કરી શકાતી નથી

અને ચાણક્યનું મન પણ રાજ્ય ધૂરાના વહન માટે નિયમો, ધારા, કાયદાકાનુન ઘડવા તરફ દોરાતું ગયું, અને તેના પરિપાકથી સુપ્રસિદ્ધ અર્થશાસ્ત્રનો ઉદ્દભવ થયો.[૭૦]

રાજાની સાથે ગોષ્ઠી કરતાં, જ્યારે ધર્મ-સંબંધી પ્રકરણ આવતું, ત્યારે ચાણક્ય વૈદિક ધર્મ તરફ રૂચિ બતાવી, જૈનધર્મની મહત્તા ઉપર વિશેષ ભાર મૂકતો. આ ઉપરથી રાજાએ તે સિદ્ધ કરી બતાવવા કહ્યું. પ્રસંગ લઇ ચાણક્યે જૈનેતર મતના ઋષિમુનિઓ અને ધર્મોપદેશકોને એકદા રાજમહેલમાં એકઠા થવા અને રાજાને ધર્મશ્રવણ કરાવવા આમંત્રણ આપ્યું. સભાની બેઠક રાજાના અંતઃપુરની પાસેની પરસાળના ઓરડામાં ગોઠવી; પરસાળમાં કેટલીક જાળીઓ પડતી હતી; જેમાંથી અંતઃપુરમાં શું બને છે, તે જોઇ શકાતું. આ પરસાળમાં કૌટલ્યે સૂક્ષ્મ રેતી ભોંય ઉપર પથરાવી[૭૧] દીધી. એવા હેતુથી કે જો કોઇ ત્યાં આવે જાય, તો તે રેતી ઉપર તેમના પગની નિશાની પડે. આ ધર્મોપદેશકોને મળવાનો જે સમય રાજાએ આપ્યો હતો તેનાથી પોતે જાણી જોઇને જ કાંઇક મોડું કર્યું. એટલે આ ધર્મોપદેશકોએ, એકતો કોઇ દિવસ રાજમહેલમાં આવ્યા નહોતા તેથી નવીન જોવા ખાતર, તેમજ તેમનો સ્વભાવ કુતૂહળપ્રિય હોઇ, અંતઃપુરમાં શું બને છે તે નિહાળવા ખાતર, જ્યાં સુધી રાજા અને ચાણક્ય ન પધાર્યા ત્યાં સુધી, પરસાળમાં જઇ બારીઓ દ્વારા ડોકીયાં મારી જોવા માંડયું. પછી રાજા અને ચાણક્ય પધારતા, પ્રસંગને અનુસરતો તેમને બોધ આપી તે સર્વેએ વિદાય લીધી. તેમના જવાબાદ ચાણક્યે, રાજાને પરસાળમાં લઇ જઇ, તેમનાં સર્વેનાં પગલાં બતાવ્યાં. અને તેઓના હૃદયની વૃત્તિ-ઇચ્છા કેવી હોય છે, તે બધું વિગતવાર સમજાવ્યું. વળી થોડા વખત બાદ, પોતાને ધર્મોપદેશ આપવા માટે જૈન સાધુઓને આમંત્રણ કર્યું. તે સમયે પણ સર્વ વ્યવસ્થા પ્રથમની પેઠે જ કરવામાં આવી હતી. સામાન્યતઃ સર્વ સભા ભરાઇ ગયા પછી જ, રાજા પોતે સભામાં પધારે છે. પણ ધર્મોપદેશકનું સ્થાન વિશેષ મોટું ગણાતું હોઇને, રાજા પણ તેમનું માન સાચવે છે. જેથી ધર્મોપદેશકને પોતાની સાથે જ લઇને રાજા બનતાં સુધી સભામાં પ્રવેશ કરે છે. પણ ધર્મોપદેશકને પોતાના આગમનની રાહ જોતાં બેસી રહેવું પડે તેમ કરતા નથી. છતાં અત્યારે તો પ્રસંગ જે અનેરો હતો, તેથી ઇરાદા પૂર્વક પોતે મોડું કર્યું હતું. એટલે સમયસર આવી પહોંચેલા સાધુઓ તો અવકાશ મળતાં, પોતાના સ્થાનેથી ઉઠી, અહીં તહીં ફરવા કે અન્ય વસ્તુ જોવામાં કાળક્ષેપ ન કરતાં જ્યાં સુધી રાજા ન પધાર્યો ત્યાં સુધી સ્વાધ્યાયમાં જ બેસી રહ્યા હતા. પછી રીતસર તેમનો ઉપદેશ શ્રવણ કરી ચાણક્યજીએ તેમને વિદાય દીધી. તે બાદ પ્રથમની માફક તેણે રાજાને એક બાજુ પરસાળમાં લઇ જઇ ત્યાં પાથરેલી રેતી એમને એમ અચ્યુત પડેલી હતી, તે બતાવીને ખાત્રી કરાવી દીધી, કે

એટલે કે અનાચારનો દંડ અકથ્ય ગણાય.

(૭૦) ખરી રીતે ઉદ્દભવતો, રાજા શ્રેણિકના સમયેજ થઇ ગયો હતો (જુઓ પુ. ૧ લું તેના વૃતાંતે) પણ કાળે કરીને જે સ્થિતિમાં પરિવર્તન થઇ ગયું હતું (જૈન ગ્રંથાનુસાર આવો સમય મ. સં ૬૪ ઇ. સ. પૂ. ૪૬૩ ગણાય છે) તેને બંધ બેસતા ફેરફાર કરીને પુસ્તકરૂપે લેખનમાં પ્રસિધ્ધ કરવાનું કાર્ય ચાણક્યજીએ કર્યું હશે. જો કે તે સમયે અત્યારના જેવી પધ્ધતિએ લેખન વિધા હોવાનો સંભવ નથીજ. કેવા પ્રકારે તે અર્થશાસ્ત્ર લોકભોગ્ય બનાવાયું હશે, તે માટે ઉપરમાં પ્રથમ પરિચ્છેદે, લેખન કળા અને વ્યાકરણના પ્રારંભવાળું વર્ણન જુઓ.

(૭૧) મહાન સંપ્રતિ નામે પુસ્તક પૃ. ૬૬ અને આગળ તથા વડોદરા લાઇબ્રેરીમાંની સંપ્રતિ કથા પૃ. ૬૦-૬૪.

(૭૨) પરિ. પર્વ. ભાષાં. સર્ગ ૮, " ચંદ્રગુપ્તને

આ જૈન સાધુઓ તો સંસારની જાળથી છૂટી, તદ્દન નિર્મોહી બની, પોતાના આત્મ કલ્યાણમાં જ સદા નિમગ્ન રહે છે. તેમને નથી પડી રાજાના અંતઃપુરની કે નથી પડી દુનિયાના કોઇ માયાવી પદાર્થની[૭૨] આ ઉપરથી સમ્રાટ ચંદ્રગુપ્તની ધર્મ રૂપી શ્રદ્ધા, જૈન ધર્મ વિશે વિશેષપણે દ્દઢતર થઇ; અને ગુરૂ તથા શિષ્યે–ચાણક્યે અને ચંદ્રગુપ્તે–બન્નેએ સ્વધર્મની ઉન્નતિ માટે અનેક પ્રકારે, કોઇને પણ પીડારૂપ ન થાય તેમ, અનેક વિધ પ્રયાસો આદરવા માંડયા.

**ધર્મ પ્રીતિના વિશેષ પુરાવા**

જૈન ધર્મનું ઉત્કૃષ્ટ તીર્થસ્થાન, જેમ આજે શત્રુંજય–સિદ્ધાચળ કહેવાય છે, તેમ તે સમયે પણ સિદ્ધાચળ જ ગણાતું. તેને જૈન આમ્નાય પ્રમાણે શાશ્વતું[૭૩] તીર્થ જ ગણાય છે. પણ જેમ હાલ તેનો વિસ્તાર માત્ર, કાઠિયાવાડ ( સૌરાષ્ટ્ર )ના ગોહિલવાડ પ્રાંતમાં પાલીતાણા રાજ્યની હદમાં સંકુચિત રહેવા પામ્યો છે, તેમ તે સમયે નહોતો. તે સમયે તો શત્રુંજયગિરિ સૌરાષ્ટ્રના આખા દક્ષિણ પ્રદેશમાં પથારો કરીને પડયો હતોઃ અને તેની તળેટીનો ઘેરાવો, હાલ જે બાર ગાઉ ગણાય છે, તેને બદલે તે સમયે લગભગ આઠ યોજન પ્રમાણ હતો. જેથી હાલનો શત્રુંજય તથા જુનાગઢનો ગિરનાર, તે બન્ને એકત્ર બની, એકજ ગિરિરાજ તરીકે, ઉભા રહ્યા હતા ( જૈન સાહિત્ય ગ્રંથોમાં ચોખ્ખું કહેલ છે કે, રૈવતાચળ એટલે હાલ જેને ગિરનાર પર્વત કહેવાય છે, તે શત્રુંજય–સિદ્ધાચળની એક ટુંક જ છે. તેનું એક ગિરિશૃંગજ છે). કાળે કરીને શત્રુંજયના બધા ગિરિશૃંગો જુદાં પડી જઇ આસપાસ સ્વતંત્ર રીતે ઉભાં રહી ગયાં છે.[૭૪] અને તે રૈવતાચળ ઉપર ચઢવાનો માર્ગ, જુનાગઢ શહેરની પાસેની શ્રી ગિરનાજીની તળેટી હાલ જ્યાં છે ત્યાં નહીં, પણ જ્યાં મોટો ખડક લેખ કોતરાયલ પડયો છે અને જે અશોકના ખડક લેખ તરીકે ઓળખાઇ રહ્યો છે અને જેની પાસે જ સુદર્શન તળાવના[૭૫] અવશેષો માલમ પડયાં છે, ત્યાં આગળ હતી. સમ્રાટ ચંદ્રગુપ્ત પોતાના પુરોહિત–રાજગુરૂ ચાણક્યને લઇને, પોતાના જૈનધર્માનુયાયીઓ સાથે સંઘ કાઢી[૭૬], આ પરમ પવિત્ર તિર્થાધિરાજના દર્શનાર્થે વારંવાર આવતો. અને ત્યાં આવતા શ્રી સંઘના

ચાણક્યે ખાત્રી કરી આપી હતી કે, જૈનેતર પાખંડિઓ સ્ત્રી લંપટો છે. જ્યારે જૈન સાધુ કંચન અને કામિનીના ત્યાગી છે. તે ઉપરથી તેને જૈન ધર્મ ઉપર વિશેષ આસ્થા આવી હતી. અને દૃઢ ભક્ત જૈની થયો હતો. " આ શબ્દોથી સમજાશે કે પંડિતજી પોતે મૂળથી જ જૈન ધર્મી હતો, જ્યારે ચંદ્રગુપ્ત જે જૈનમત ઉપર પક્ષપાતિ થયો તે, તેના પ્રધાન પુરોહિતના સહવાસથી જ થયો છે.

( ૭૩ ) શાશ્વતું એટલે હંમેશનું: લાંબો વખત ટકી રહે તેટલું જ પૂરતુ નહીં, પણ સદૈવ, સદાકાળ, ટકી રહે તેવું: દુનિયામાં તો અનેક સમયે અનેક વિધ પરિવર્તન થયાં કરે છે. જળના સ્થાને જમીન, અને જમીનના સ્થાને જળ પણ બની જાય છે. છતાં જે શાશ્વતું મનાય છે તે તો, તે સ્થિતિમાં જ જળવાઇ રહેવાનું અને જળવાઇ રહે છે, એમ જૈન માન્યતા છે. તેવી શાશ્વતી વસ્તુના રૂપમાં, રંગમાં, આકારમાં કે તેવા તેના અનેક પર્યાયમાં, ભલે ફેરફાર ( આ માટે નીચેની ટી. નં. ૭૭ જુઓ ) થયાં કરે, છતાં મૂળ વસ્તુ ત્યાં હતી, કે તે જ હતી, એટલું તેનું સ્મરણ તો જરૂર રહે રહે ને રહેજ: જેથી તે વસ્તુને ઓળખવામાં હરકત પડે નહીં જ: આવી સ્થિતિ જેની હોય તેને જ શાશ્વતી કહે છે:

શત્રુંજય તીર્થને આ પ્રકારની શાશ્વતી વસ્તુ તરીકે ગણે છે. ( અન્ય વસ્તુનો નિર્ણય કરવામે શાશ્વતી સ્થિતિ કેટલે દરજ્જે સહાય રૂપ થઇ પડે છે, તેની સમજ માટે જુઓ પુ. ૧ લું. પૃ. ૨૨૬ની હકીકત અને વિવેચન ).

( ૭૪ ) જુઓ હવે પછીના ' શાશ્વતું કહેવાતાં છતાં કાળના ઝપાટામાં ' વાળા પારાનું વર્ણન.

( ૭૫ ) જુઓ હવે પછીના ' શાશ્વતું કહેવાતાં છતાં કાળનાં ઝપાટામાં ' વાળા પારાનું વર્ણન.

( ૭૬ ) જૈન ગ્રંથોમાં તે ધર્મના ભક્તોએ

યાત્રિજનોને પાણીની તંગી ન પડે માટે, ગિરીરાજની તળેટીમાં પોતે સુદર્શન તળાવ બંધાવ્યું[૭૭] હતું. જેમ કેટલાક ગ્રંથકારોએ[૭] અનુમાન બાંધ્યું છે, કે ચંદ્રગુપ્તે આ સુદર્શન તળાવ રાજકારણને અંગે, કૃષિકારનું હિત વિચારીને, અખૂટ જળ-સંગ્રહ તરીકે બંધાવ્યું હતું, તો તે અનુમાન તદ્દન ખોટું છે. અથવા કૃષિહિત જાળવવા માટે હોય તો પણ કાઝલ વખતે તે કાર્ય સારૂ ઉપયોગ કરવામાં આવતો હશે. જો કેવળ કૃષિકાર માટે જ હોત તો ચંદ્રગુપ્તે પોતાના સામ્રાજ્યના દરેકે દરેક વિભાગમાં તેવાં તળાવો બનાવવાને બદલે, માત્ર તેના સામ્રાજ્યના એક ખૂણે જ આવો પ્રબંધ કૃષિ નિમિત્તે કાં રચ્યો ? તેમજ સામ્રાજ્યની બીજી કોઇ દિશામાં કેમ નહીં ? અરે ખુદ મગધ દેશમાં પણ કેમ ન રચ્યો ? આ એક પ્રશ્ન જ નિર્વિવાદિત રીતે સિદ્ધ કરે છે કે સુદર્શન તળાવ, તે, કૃષિની ખીલવણી અર્થે બંધાવવામાં નહોતું આવ્યું. પણ પોતાના સહધર્મી યાત્રાળુઓ, છૂટક યા સંઘ કાઢીને આવે,

(પછી રાજા હોય કે ગૃહસ્થ હોય) ઘણા તીર્થ માટેના સંઘો કાઢયા હોવાનું લખાયું છે પણ આવા શિલાલેખી અને અટળ ઐતિહાસિક પુરાવા આપનારા સ્મરણવાળો કોઇ સંઘ નીકાળ્યાનું નોંધાયેલ જણાયું હોય, તો તે આ પહેલોજ દૃષ્ટાંત મારી નજરે પડયો છે.

(૭૭) જુઓ સુદર્શન તળાવની પ્રશસ્તિ. તેનો સમય મ. સં. ૧૬૦ થી ૧૬૫=ઇ. સ. પૂ. ૩૬૭ થી ૩૬૨ ગણી શકાય. આગળનો જમાનો હાલની માફક આગગાડી અને વીજળીનો નહોતો તેથી યાત્રાળુઓને યાત્રા સ્થાને જવામાં ઘણી વિડંબનાઓ પડતી. જેથી કોઇ પુણ્યાત્મા યાત્રાળુનો સમુદાય-સંઘ-દોરવી લઇ જવા બહાર પડતો તો અસંખ્ય શ્રદ્ધાળુઓ આત્મહિત માટે આવા સંઘમાં જોડાતા. વળી તે સમયે આજીવિકા પ્રાપ્તિ સુલભ હોવાથી, ઘણો લાંબો વખત તેઓ પોતાના સ્થાનથી બહાર રહેવાની જીજ્ઞાસા પણ ધરાવતા. એટલે દેખીતું છે કે આવા સમુદાયમાં જનારા વિશેષ હોય. વળી જો સમુદાય લાંબી મજલથી આવે, તો તેમાં સંખ્યા પણ વિશેષ; વળી જેમ મનુષ્ય સંખ્યા વિશેષ અને તેમના પોતાના કામ ધંધાથી ગેરહાજરી વિશેષ, તેમ તેમની સાથેનો અસબાબ નોકર ચાકર પણ વિશેષ. તેથી તેને અંગે તે બધું વહન કરી લઇ જનારાં, ભાર બરદારીના વાહન અન તેને ખેંચી લઇ જનારાં બળદ, ઘોડાઓ, ગાડાં, રથ, વિગેરે વધારે: વળી આવડા મોટા સમુદાયને માટે પાણીની અતિ મોટી અને અનિવાર્ય જરૂર પણ પડેજ એટલે નાના કુવા કે ટાંકાં જેવાં સાધનોનો પૂરા પડી નજ શકે, તેમ આજની માફક લાંબે વેરથી નળવાટે પાણી પૂરૂં પાડવાની યોજના હશે કે કેમ તે આપણી જાણમાં આવ્યું નથીજ. એટલે યાત્રાળુઓ જયાં પડાવ નાંખીને વસવાટ કરે, ત્યાંથી નહીં અતિ નજીક, તેમ નહીં અતિ દૂર, એવા સ્થળે મોટા પ્રમાણમાં જળ સંગ્રહતો રાખવોજ પડે. અને તેમાં વળી સંઘનો નેતા જેને સંઘવી કહેવાય, તે સંઘવી સમ્રાટ ચંદ્રગુપ્ત જેવો સર્વ વાતે હામ દામ ને ઠામ ધરાવતો પુરૂષ હોય, ત્યારે તો વાતજ શું કરવી ? એટલે શાશ્વતા તીર્થની તળેટીમાં સુદર્શન તળાવ જેવું મોટું વિસ્તાર ધરાવતું તળાવ બાંધવાનો વિચાર કર્યો હોય, તો તેમાં આશ્ચર્યકારક પણ શું ? આમ કરીને શ્રી ચંદ્રગુપ્ત અને તેના સલાહકાર રાજગુરૂ ચાણકયજીએ પોતાની દીર્ઘદૃષ્ટીનો પુરાવો પૂરો પાડયો છે. એટલુંજ નહીં, પણ તેઓ પ્રજ્ઞાવાન પુરૂષોની ગણનામાં મૂકી શકાય, તેવી સાબિતી આપી છે (એટલે કે તળાવનું નિર્માણ તે ધાર્મિક કારણ હતું, નહીં કે રાજકીય, જેમ હાલના ગ્રંથકારો માને છે તેમ )

(૭૮) E. H. I. 3rd Edi Smith P. 133:—The fact ( Sudershana lake ) that so much pains and expense were lavished upon the irrigation work in a remote dependency of the empire is conclusive evidence that the provision of water for the fields was recognized as an imperative duty by the great Mauryan Emperor. અ. હી. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૩૩ ( મગધ ) સામ્રાજયના છેક ખૂણાના પ્રાંતમાં ( સુદર્શન તળાવ ) ની નહેર બંધાવવા પાછળ એટલી બધી મહેનત લઇને અને છૂટે હાથે જે ખર્ચ કરાયો હતો, તે હકીકતજ પૂરતી રીતે સાબિત કરી આપે છે, કે ખેતરોને પાણી પૂરા પાડવા માટેની ગોઠવણનું કાર્ય, મહાન સમ્રાટના

ત્યારે જળની તંગી ન પડે તે માટે, સ્વામિવાત્સલ્યતાની[૭૯] ભાવનાથી પ્રેરિત થઇને તે બંધાવ્યું હતું. આ મુદ્દા પછી, નિશંકિતપણે પ્રતીતિ થાશે કે, ચંદ્રગુપ્ત સમ્રાટ પોતે જૈન ધર્મી હતો[૮૦]. તેમ તેમના રાજગુરૂ–ચાણક્યજી પણ જૈન ધર્મી જ હતા. આ બાબતમાં સુદર્શન તળાવની પ્રશસ્તિ પોતે જ અખંડનીય અને અતૂટ પુરાવો ગણી શકાય તેમ છે.

**શાસ્વતું કહેવાતાં છતાંયે કાળના ઝપાટામાં**

જ્યારે સુદર્શન તળાવનો પ્રસંગ ચર્ચાય છે અને તેમાં વળી જણાવાયું છે કે, શાસ્વતા જૈન તીર્થ શત્રુંજયની તળેટી, ચંદ્રગુપ્તના સમયે, જુનાગઢ પાસે હતી. તથા વર્તમાન કાળે તો, તેને પાલીતાણા નજીક ગણવામાં આવે છે. ત્યારે આ બધું કેમ બનવા પામ્યું હશે તે પણ જાણવું જરૂરી છે. પાશ્ચાત્ય સંસ્કૃતીના એક પક્ષી સંસર્ગથી આપણે પ્રથમ તો માત્ર, પ્રત્યક્ષ[૮૧] જણાય તેને જ સત્ય તરીકે સ્વીકારતા હતા: પછી તેમાં સુધારો થતાં, પ્રત્યક્ષ હો કે અપ્રત્યક્ષ હો, પણ બુદ્ધિમાં ઉતરે તેમ હોય[૮૨] તેનો સ્વીકાર કરતા શીખ્યા. પછી તો બુદ્ધિ ઉપર ઓપ ચડતાં, તેની જડતા અને તીવ્રતાની તારતમ્યતાના પ્રમાણમાં ભેદ પડયા. અને તેમાં પણ વળી વૈજ્ઞાનિક દૃષ્ટિ[૮૩] ભળતાં, પચાસ વર્ષ પહેલાં જે વસ્તુનો સ્વીકાર

મન કેવી તાત્કાલિક જરૂરિઆતવાળું દીસતું હતું.

( ૭૯ ) સ્વામિવાત્સલ્યતાની મહત્ત્વતા વિશે જુઓ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર. પોતાનો ધર્મ પાળનાર જે હોય, તેને સ્વામિભાઇ કહેવાય છે. તેની તરફ વાત્સલ્યતા એટલે પ્રેમ, મમતા, હમદર્દી, બતાવવાં તેનું નામ સ્વામિવાત્સલ્યતા કહેવાય. આ ઉપરથી સમજાશે કે આવી હમદર્દી અનેક પ્રકારે બતાવી શકાય. રાજા ચંદ્રગુપ્તે પાણીની સગવડ જે અહીં કરી બતાવી છે તે પણ એક જાતની સ્વામિવાત્સલ્યતાનો અંશ છે. આ સ્વામિવાત્સલ્યતા શબ્દ, માત્ર જૈન પ્રજાનો રૂઢ શબ્દ હોવાનું ધારીએ છીએ. વળી હાલતો તે પણ એકજ અર્થમાં વપરાતો થઇ ગયો દેખાય છે. એટલે કે, જમણવાર કરવો અને જૈન ધર્મ પાળનારને જમાડવા તેનું નામજ સ્વામિવાત્સલ્યતા ગણાઇ રહી છે. આવી સંકુચિત વૃત્તિમાં પણ સ્વામિવાત્સલ્યતાનું મહત્ત્વ સમજી શકાય તેમ છે.

( ૮૦ ) જુઓ ચંદ્રગુપ્તના તથા મહારાજા પ્રિયદર્શિનના સિક્કાઓ ( કો. એ. ઇ. પટ નં. ૧૨ આંક નં. ૧૦ અને ૧૪ આ બુકમાં આંક નં. ૬૭, ૭૧ વિગેરે). ચંદ્રગુપ્ત જૈનધર્મી હતો તે માટે આગળ ઉપર તેનું વર્ણન જુઓ.

( ૮૧ ) વૃક્ષ કે વનસ્પતિ નજરે હાલતી ચાલતી દેખાતી નહોતી. તેથી તેને જડ વસ્તુ તરીકેજ માની લેવામાં આવતી હતી. બળદ કે તેને ખેંચનાર પશુવિના ગાડી તે કયાંય ચાલે: અથવા દીવાસળી પેટાવ્યા વિના દીવો તે વળી થતો હશે. આવા પ્રકારની માન્યતા હવે તજી દેવી પડી છે.

( ૮૨ ) પૃથ્વીની આદિ બહુ જૂની હોઇ ન શકે એમ મનાતું. પણ મિસરની કબ્રમાંથી બબે લાખ વર્ષ પૂર્વેના હવે જ્યારે મનુષ્ય શબ ( જેને મમી કહેવાય છે) નીકળ્યા ત્યારેજ પૃથ્વીની આદિ પણાનો ખ્યાલ ફેરવવો પડયો. તેવીજ રીતે. મનુષ્યનાં શરીર અને આયુષ્ય વર્તમાન કાળની પેઠેજ, પૂર્વ કાળથી ચાલ્યાં આવે છે, અન્યથા હોઇ શકે નહીં: તે વિચાર પણ રાક્ષસીકદના મનુષ્ય હાડપીંજરો જ્યારે મળી આવ્યાનું જણાતું જાય છે, ત્યારે પરિવર્તન જ માંગશે.

( ૮૩ ) ઉડન પાવડીની વાતો કોઇ માનતું નહોતું. પણ બલૂન અને વિમાનો ( વાયુજહાજ ) થતાં, હવે તે વાત સ્વીકારવી પડે છે. પૃથ્વીની સપાટી ઉપર, એક સ્થાનેથી પરિક્રમા આરંભનાર, કાળ ગયે તેને તેજ સ્થાન ઉપર આવી રહે છે. એટલે પૃથ્વી સિવાય બીજી દુનિયા કયાંય હોઇજ ન શકે, અને આર્યશાસ્ત્રોમાં વર્ણવેલા દેવલોક, હિમવંત પર્વત, કાળોદધિ, લવણસમુદ્ર આદિ બધાં વર્ણનો કલ્પીતજ છે; એવી માન્યતા હજુ પણ દૃઢપણે માનનારા છે જ. પણ તેઓ પોતાની સ્થિતિ ભૂલી જાય છે કે, પૃથ્વીની સપાટી ઉપરની પરિક્રમા તેતો, કુંડાળામાં–ચક્રમાં–ફરતા ઘાણીના બેલના જેવીજ કહેવાય. પણ આપણી આ પૃથ્વીથી પર એવા અન્યગ્રહોની પૃથ્વીઓ સાથે, જેવી કે માર્સ ( મંગળગ્રહ )ની પૃથ્વી સાથે અહીં બેઠા સંદેશા ચલાવી શકાય એમ

કરવાનું સ્વપ્ને પણ ધાર્યું ન હોય, તેનો મુક્ત કંઠે સ્વીકાર કરતા થવા ઉપરાંત તેના પ્રશંસક બન્યા છીએ. આટલોયે ઉલ્લેખ કરવાની એટલા માટે જરૂરિયાત પડી છે કે, આપણામાંના કેટલાનુંયે માનસ એવા પ્રકારનું બની ગયું છે, કે અન્ય પ્રદેશી વિદ્વાનો કહે તેજ સાચું. બાકીનું, ફાવે તો આપણા દેશી વિદ્વાનોએ કહ્યું હોય, કે શાસ્ત્રીય ગ્રંથોમાં સાબિતી પૂર્ણ જણાવાયું હોય, તો પણ અસ્વીકાર્ય–નિષ્પક્ષ વિચારકોએ આવું કદાગ્રહી વલણ ત્યજવું જ જોઇએ. જેમ આ સ્થિતિ, અન્ય વિષયો પરત્વે છે, તેવી જ ઇતિહાસ અને ભૂગોળ પરત્વે પણ ચાલી આવે છે. જો કે આ પુસ્તક ભલે ઇતિહાસને લગતું છે છતાં જ્યારે સુદર્શન તળાવના સ્થાન પરત્વે પ્રશ્ન ચર્ચાય છે, ત્યારે તે ભૌગોલિક કક્ષાનો વિષય બને છે, એટલે તે દષ્ટિએ પણ જરા વિચારણા કરવી રહે છે.

કુદરતની ગતિ પણ અમુક કાયદાને આધીન છે. ( જુઓ પુ. ૧. પૃ. ૪ ) મહાપુરૂષોના નિષ્ક્રમણ પણ અમુક સિદ્ધાંતાનુસાર થયાં કરે છે ( જુઓ પુ. ૧. પૃ- ૬ તથા ઉપરમાં પૃ. ૧ થી ૫ ) તથા કાળદેવની અસર પણ પદાર્થો ઉપર થયાં કરે છે. ( જુઓ પુ. ૧. પૃ. ૨૨૭ થી ૨૩૦ માં મોહનજાડેરો અને જેસલમીરના રણની ઉત્પત્તિનું વર્ણન ) ઇત્યાદિ વિવેચન કરતાં આપણે જણાવી ગયા છીએ કે, કુદરત જેવી વસ્તુ પણ છે. તેમ તે કેટલેક દરજ્જે આ દુન્યવી પદાર્થોના નિયમનની દોરવણી પણ કરે છે. અને તેની આવી કાર્યવાહીમાં જ્યારે મોટું પરિવર્તન જેવુ દેખાય છે ત્યારે જ તેના અસ્તિત્વનું આપણ–મનુષ્યને ભાન થાય છે, આવા અનેક પલટાઓ થાય છે, થાય છે ને થશે. પણ આ સુદર્શન તળાવનું જે સમયનું વર્ણન આપણે કરી રહ્યા છીએ તે સમયમાં તેવાં મોટાં ત્રણ પરિવર્તનો કુદરતને અનુભવવાં પડયાં હતાં. અને તે ત્રણે પરિવર્તનથી કેવો ફેરફાર થયો હતો, તે જાણવા માટે તે ત્રણની તેમજ તેની લગોલગ પૂર્વના સમમની સ્થિતિની ઝાંખી કરી હોય તો જ થયેલ ફેરફારનો આપણને ખ્યાલ આવી શકે. એટલે તે ચારેના સમયનો વિચાર કરીશું: જૈન મતાનુસાર આ **ચારે** સમયો નીચે પ્રમાણે ગણાય છે.

( ૧ ) ઇ. સ. પૂ. ૫૬૯ ( જુઓ પુ. ૧. પૃ. ૩૬૯ ) તેમના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરે દીક્ષા લીધી તે સમય:

( ૨ ) ઇ. સ. પૂ, ૫૨૩ ( જુઓ પુ. ૧ પૃ. ૩૯૯ ): શ્રી મહાવીરના નિર્વાણ પામ્યા પછી ત્રણ વર્ષ અને સાઠા આઠ માસનો સમય જતાં, અવસર્પિણી કાળનો આરો બદલાયો તે સમય.

( ૩ ) ઇ. સ. પૂ. ૪૬૩=મહાવીરના નિર્વાણ બાદ ૬૪ વર્ષે તેમની બીજી પાટે થયેલા શ્રી. જંબુનું નિર્વાણ થયું તે સમય ( જે સમયે મગધમાં મોટો દુષ્કાળ પડયો હતો, તથા હાથી ગુંફામાં વર્ણવાયલી, નહેર બનાવવી પડી હતી. )

( ૪ ) ઇ. સ. ની શરૂઆત થઇ તે સમય=મ. સં. ૪૭૦

સામાન્ય નજરે તરી આવે તેવા બીજા તો અનેક ફેરફારો[૮૪] થયા હતા, પણ તે વિષય અત્રનો નથી. એટલે અહીં તો ઉપરના ચાર

---

જ્યારે વૈજ્ઞાનિકો માનતા થયા છે ત્યારે, નભો મંડળમાં દેખાતા અન્ય ગૃહોની પૃથ્વીઓ પણ હોય, તેમજ આપણી આ પૃથ્વીથી પર ( એટલે તેની સપાટી ઉપર નહીં પણ તેને વીંટળાઇ રહેલા, અને તેની સપાટીમાં આવી ન શકે તેવા ) એવા અન્ય સમુદ્રો વિગેરે પણ હોઇ શકે. તેમ માનવાને વાંધો શું આવી શકે ? બલ્કે સારો રસ્તો એ છે કે, જેમ તમે અમુક વસ્તુ ન માનવાનો હક્ક ધરાવો છો, તેમ અન્યની માન્યતા જે છે તે અન્યથા છે, એવું સાબિત કરવાની તત્પરતા પણ દાખવો. તોજ ન્યાય કહેવાશે. બાકી, આમ ન હોવું જોઇએ. એમ માત્ર બોલ્યા કરવા કરતાં, આમ વસ્તુ નથીજ પણ આમ છે, એમ સાબિત કરવા મંડવું જોઇએ,

સમયમાંના છેલ્લા ત્રણ વખતે, સુદર્શન તળાવવાળાં આ શત્રુંજય તીર્થ સંબંધમાં થયેલ પરિવર્તન જ જોવાં રહે છે. જ્યારે નંબર પહેલાના સમયેતો મૂળ સ્થિતિ શું હતી તેટલું જાણી લેવુંજ બસ થશે.

નં. એકના સમયની સ્થિતિને લગતું વર્ણન પહેલું કરી લઇએ. તે સમયે અવસર્પિણિ કાળનો ચતુર્થ આરો પ્રવર્તમાન હતો. એટલે આ શાસ્વત ગણાતા પર્વતનો ઘેરાવો તે સમયે બાર યોજનથી[૮૫] વધારે હતો.[૮૬] જેમ મોટા પર્વતને અનેક શિખરો હોય છે તેમ આ પર્વતને મૂળે ૧૦૮ શિખરો હતાં. તેમાંનાં કેટલાંએ જોકે અદૃશ્ય થઇ ગયાં હતાં, તોયે તેની સીમા બતાવતાં કેટલાંક શિખરો તો તે સમયે વિદ્યમાન હતાં. તેમાં મુખ્યપણે[૮૭] પશ્ચિમે ઢંકગિરિ અને ઉત્તરે આનંદગિરિ હતાં. આ ઢંકગિરિ જેને હાલ ઢાંક ગામ કહે છે તેની પાસેનો ડુંગર જાણવો. અને આનંદગિરિ તે હાલના ચોટિલાના ડુંગરાળ પ્રદેશમાં જ્યાં આણંદપુર ગામ મૌજુદ છે તે સમજવું. જ્યારે તેની દક્ષિણ અને પૂર્વ સીમા તો લગભગ અત્યારની પેઠે જ હતી, અથવા જો ઘટવા પામી હોય તો પણ બહુ જૂજ પ્રમાણમાં ઘટી સમજવી. આ પ્રમાણે પથારો કરીને પડેલ પર્વતનો ઘેરાવો જો આંકવામાં આવશે તો ઉપર બતાવ્યા પ્રમાણે લગભગ આવી રહેશે. એટલે ગ્રંથમાંની હકીકત સત્ય હોવાની ખાત્રી થાય છે. પર્વતનું દેહમાન જ્યારે આ પ્રમાણે હતું, ત્યારે તેની તળેટી આણંદપૂર નગરે ગણાતી હતી, અને તે પ્રદેશ ઉપર હકુમત જે રાજ્યની હતી, તેની હદ અસ્થિકગ્રામવાળા સ્થળથી થતી હતી. એટલે શ્રી મહાવીરે દીક્ષા લઇને પહેલું ચાતુર્માસ[૮૮] જ્યારથી આ સ્થાને કર્યું હતું, ત્યારથી તે સ્થાનનું નામ, મહાવીરનું મૂળ નામ જે વર્ધ્ધમાન હતું, તે ઉપરથી શ્રી વર્ધ્ધમાનપુર થઇને પ્રખ્યાતિને પામ્યું હતું. પછી તો કાળ ગયે તે રાજ્યનું પાટનગર આણંદપુરથી ખસીને આ વર્ધ્ધમાનપુરે આવ્યું હતું. અને ગુજરાત ઉપર સોલંકી વંશની સ્થાપ્ના કરનાર મૂળરાજના સમયે, આણંદપુર—વર્ધ્ધમાનપુરના[૮૯]

(૮૪) આવાં ફેરફારોમાં જૈન દર્શનનેજ સંબંધ છે એટલે તે અત્ર વર્ણવવા દુરસ્ત ધાર્યું નથી. છતાં જીજ્ઞાસુને કાંઇક ખ્યાલ આવે માટે ટૂંકમાં જણાવીશું. વિશેષ હકીકત જાણવી હોય તેમણે તે દર્શનના જાણકાર પાસેથી માહિતી મેળવવી. મ. સં. ૬૪ = ઇ. સ. પૂ. ૪૬૩ બાદ દશ વસ્તુઓનો વિચ્છેદ થયો છે. તેમાંની એક વસ્તુ શ્રુતજ્ઞાનની ક્ષતિ થતી ચાલી તે પણ છે (દષ્ટાંત-હાથી ગુંફાનો શિલાલેખ જુઓ) વળી મ. સં. ૪૭૦ = ઇ. સ. પૂ. ૫૭ ના અરસામાં શ્રુતજ્ઞાનની વિશેષ ક્ષતિ થઇ છે. યુરોપમાં મહાપરિવર્તન થઇ ઇસુનું નિષ્ક્રમણ થયું છે.--આવાં ઘણાં દષ્ટાંતો બતાવી શકાય તેમ છે.

(૮૫) ૧ યોજન = ૪ ગાઉ
૧ ગાઉ = ૧॥ માઇલ
(કોઇ બે માઇલ પણ લેખે છે.)

એટલે ૧ યોજન = ૬ થી ૮ માઇલ થયા અને તે હિસાબે ૧૨ × ૮ = ૯૬ માઇલ. તેથી પણ અધિક ઘેરાવો હતો.

(૮૬) જૈન મતાનુસાર આ પર્વતનું માન એકદમ પ્રાચીન કાળે ૮૦ યોજન હતું: પછી ઘટતાં ઘટતાં ચતુર્થ આરાના અંતે ૧૨ યોજન જણાવાયું છે (એટલે ક્ષીણ થતું જતું હોય તે પ્રમાણમાં, ચોથા આરાની પૂર્વે, બાર યોજનથી વિશેષ હોવું જોઇએ એમ ધારીને મેં ૧૨ થી વધારે લખ્યું છેઃ)

(૮૭) બીજાં હશે. પણ જે સંબંધી અત્રે જણાવવું રહે છે તેનોજ નિર્દેશ કરૂં છું.

(૮૮) આ વર્ધમાનપૂરીના સ્થાન વિશે મેં સ્વતંત્ર લેખ લખ્યો છે. જુઓ ભાવનગરથી પ્રસિદ્ધ થતા જૈન ધર્મ પ્રકાશમાં સં. ૧૯૮૫ પુ. ૪૫ ના શ્રાવણ માસનો અંક ૫. પૃ. ૧૬૧ થી ૧૭૪. : વળી હડાળાગામથી મળી આવેલ તામ્ર પત્ર જુઓ.

(૮૯) આવાં આણંદપુર બે ત્રણ હતાં. એક બીજાથી દરેક ઓળખી શકાય માટે, વર્ધ્ધમાનપુરની હદમાં આવેલું આણંદપુર એમ દર્શાવવા માટેજ આ શબ્દનો—આણંદપુર-વર્દ્ધમાનપુર-પ્રયોગ થતો હતો.

રાજા ધ્રુવસેનને લડાઇ થઇ, ત્યાં સુધી તે સ્વતંત્ર રાજ્ય તરીકે પ્રકાશમાન હતું. પણ મૂળ પર્વત સાથેનું આ શિખરનું જોડાણ, વચ્ચે થયેલ પરિવર્તનના સમયે (નં. ૨ અને ૩ વચ્ચે[૯૦]) તૂટી જવાથી તે સ્થાનેથી પર્વતની તળેટી ખસી ગઇ હતી અને તેમ થવાથી તેનું મહાત્મ્ય પણ ઘટી ગયું હતું.

નં. ૨ ના સમયથી માંડીને નં. ૩ ના સમય પર્યંત જોકે પર્વતનો ઘેરાવો નં. ૧ ના કરતાં તો ઘટીજ ગયો હતો. છતાં બાર યોજન પ્રમાણ તો હતોજ. તે વખતે પશ્ચિમની હદ ઢંકગિરિ તરફથી સંકોચાઇ હતી. એટલે કે ઢંકગિરિનું શિખર જુદું પડી ગયું હતું પણ આણંદગિરિનું કાયમ રહ્યું હતું.

નં. ૩ થી ૪ વચ્ચેના ૪૬૦ વર્ષના ગાળામાં-બાર યોજનથી પણ ઘટી ગયો હતો. અને હવે તો આણંદગિરિ પણ છૂટો પડી ગયો હતો. એટલે તે તરફથી ડુંગર ઉપર ચડવાનો માર્ગ કપાઇ ગયો હતો. અને છૂટા પડેલ ભાગમાં તીર્થસ્થાન જેવું નહીં રહેવાથી, તેનું મહાત્મ્ય પણ નાબુદ થવા માંડયું હતું. એટલે સુધી કે ઢંકગિરિ અને આણંદગિરિનાં નામ પણ, તે ધર્મના અનુયાયીઓના સ્મરણ પટમાંથી ખસી જવાં પામ્યાં હતાં. ઉપરનાં બે શિખરો જુદાં પડી ગયાં છતાં, રૈવતગિરિ[૯૧] અને વિમલગિરિ[૯૨] બન્ને જોડાયલાંજ હતાં. વિમલગિરિની આ પ્રમાણેની સ્થિતિ તો પરાપૂર્વથી ચાલી આવ્યાં કરે છે. એમ કહોને કે, મહાભારતના યુધ્ધ વખતે પણ શ્રીકૃષ્ણનું રાજ્ય આ રૈવતગિરિના પ્રદેશમાંજ હતું. વળી તે વખતની રાજધાની દ્વારિકા બદલાઇને કુશસ્થળી કેમ વસી અને પછી કાળાંતરે તેના સ્થાને આનર્તપુર કેમ થયું, તે બધો ઇતિહાસ પણ જાણવા યોગ્ય છે[૯૩] પણ તે વિષય અહીંનો નથી. કહેવાની મતલબ એ છે કે, આ સમયે વિમલગિરિની તળેટી રૈવતગિરિ તરફથી શરૂ થતી હતી. અને તીર્થની યાત્રાએ આવતો સંઘ, અહીંથી પર્વત ઉપર ચડતો હતો. છતાં તે વખતની અને અત્યારની તળેટી વચ્ચે ફેર એટલોજ ગણવાનો છે કે, અત્યારની તળેટી જે ખસતી ખસતી પાછળ જતી રહી છે, તે તે સમયે, અત્યારે જ્યાં જુનાગઢ શહેરથી ગિરનાર તરફના માર્ગે જતાં દામોદર કુંડ નામની જગ્યા છે, તે સ્થાને લગભગ હતી. અને તેથીજ સમ્રાટ ચંદ્રગુપ્ત અહીં યાત્રાએ આવ્યો હતો, અને અહીંથીજ પર્વત ઉપર ચડયો હતો. તેમજ સંઘના હિતાર્થે તળેટીના અગ્રભાગે અહીંજ સુદર્શન તળાવ બંધાવ્યું હતું. અને તેથીજ સમ્રાટ પ્રિયદર્શિને પણ આ તીર્થનાં તળેટીમાં, સુદર્શન તળાવના કિનારાના[૯૪] ભાગમાં પોતાનો ખડક લેખ ઉભો[૯૫] કરાવ્યો હતો. અહીંથી પર્વત ઉપર ચડતાં પ્રથમ રૈવતગિરિની જાત્રા થતી હતી અને પછી જેને વિમલગિરિના શિખર ઉપર જવું હોય તે પુર્વમાં એમને એમ આગળ વધતાં, જ્યાં હાલ

(૯૦) પર્વત કેમ ઘટે છે અને તેનાં શિખરો કેમ છૂટાં પડે છે, તે સર્વ હકીકત માટે જુઓ જૈ ધ. પ્ર. પુ. ૪૫ સં. ૧૯૮૫ વૈશાખ અંક ૨ પૃ. ૫૮ થી ૭૩.

(૯૧) રૈવતગિરિ-રૈવતાચળ જેને હાલ ગિરનાર નો ડુંગર કહેવાય છે તે.

(૯૨) વિમલગિરિ-શત્રુંજય પર્વતનું મૂળ નામ વિમળગિરિ છે. જે કાઠિયાવાડના ગોહિલવાડ પ્રાંતમાં પાલીતાણા રાજયની હદમાં આવેલ છે. તેનાં ૧૦૮ શીખરો હોવાનું ઉપર કહી ગયા છીએ તેમાંનાં બે આ રૈવતગિરિ અને વિમલગિરિ પણ જાણવાં.

(૯૩) આ હકીકતનું વર્ણન વાંચવું હોય તો, જુઓ મારો લેખ ગુજ્રવત્સો તરફથી પ્રગટ થતા બુધ્ધિ પ્રકાશ પત્રમાં ૧૯૩૪ વર્ષ પૃ. ૩૧૮ થી ૩૨૩.

(૯૪) સમ્રાટ પ્રિયદર્શિને ખડક લેખ જે જે સ્થાને ઉભા કરાવ્યા છે તેનાં કયાં કારણો હતાં તે માટે જુઓ તેનું જીવન વૃત્તાંત.

(૯૫) આ તળાવ બંધાવવામાં કે સમરાવવામાં પ્રિયદર્શિને કાંઇ ફાળો પૂરાવ્યો છે કે કેમ, તે માટે આ પુસ્તકને અંતે પરિશિષ્ટોવાળો પરિચ્છેદ જુઓ. આમાંનું એક પરિશિષ્ટ સુદર્શન તળાવનુંજ લખ્યું છે.

ઘેટી ગામ[૯૬] આવેલું છે, ત્યાં થઇને તેઓ તે શિખર ઉપર જતા. આ ઉપરથી હવે સમજાશે કે ઘેટી ગામ તરફનો માર્ગ કેવો પ્રાચીન છે. શત્રુંજયની દક્ષિણ દિશા તરફ આવેલું કદંબગિરિનું શિખર[૯૭] પણ, આ સમયના અંતરાએ છૂટું પડી ગયું હોય એમ સમજાય છે.

નં. ૪ ના સમયે વળી પાછું બીજું પરિવર્તન થઇને, રૈવતગિરિ અને વિમલગિરિ પણ છૂટા પડી ગયા હોય એમ જણાય છે. એટલે મુખ્ય તળેટીને પાછી ફેરવવાની જરૂરિઆત ઉભી થઇ. આ સમયે જૈનાચાર્યો, પાદલિપ્તસૂરી, આર્યખપૂટ, અને નાગાર્જુને આગેવાની વાળો ભાગ લઇ, અવંતિપતિ શકારિ વીરવિક્રમાદિત્ય તથા દક્ષિણપતિ રાજા હાલ–શાલિવાહનની નિગાહમાં[૯૮] ત્યાં નવુંજ ગામ વસાવીને તલાટી કરી હતી. અને તેનું નામ, આ ક્રિયામાં મૂખ્ય ભાગ લેનાર આચાર્ય પાદલિપ્તસૂરિના નામ ઉપરથી પાદલિપ્ત સ્થાન–પાલીસ્તાન–પાલીતાણા પડયું હતું. જેનું સ્થાન હાલ મૌજુદ છે.

આ પ્રમાણે જે ઘેરાવો ઇ. સ. પૂ. ૫૨૩ માં બાર યોજનનો હતો, તે હવે માત્ર બાર ગાઉ એટલોજ માંડ માંડ રહ્યો છે. અને હજુ પણ કાળ–કુદરત–પોતાનું કામ કર્યેજ જવાની. એટલે ઘટતાં ઘટતાં જૈનાગમમાં જે ભવિષ્ય કહ્યું છે તે પ્રમાણે સ્થિતિ થઇ રહેશે. આ ઉપરથી વાચકને બરાબર સમજાશે કે ( ૧ ) શાસ્વત તીર્થનો[૯૯] અર્થ જૈન સંપ્રદાયમાં શું થાય છે. ( સરખાવો પૃ. ૧૮૩ ટી. ૭૩ ) ( ૨ ) શા માટે જૈનધર્મી સમ્રાટ ચંદ્રગુપ્તે આ પર્વતની તળેટી તે સમયે જે રૈવતગિરિના મૂળમાં હતી ત્યાંની યાત્રા કરી હતી. અને સુદર્શન તળાવ બંધાવ્યું હતું. (૩) તથા તેને સમારવા અને દુરસ્ત રાખવા તેના વંશજો એ કાળજી બતાવી હતી. ( ૪ ) તેમજ કુદરત કેવું કાર્ય કરી રહી છે ( ૫ ) અને જેના માટે જૈન ગ્રંથોમાં તત્સમયી તથા ભવિષ્યના કથનો લખાયાં છે તે સત્ય નીવડતાં જાયછે.

**પરદેશી સાથે સંબંધ હતો કે!**

સુદર્શન તળાવની પ્રશસ્તિ જે મહારાજા પ્રિયદર્શિનના સમયના કોતરાયલ ખડક લેખ ઉપર[૧૦૦] ( હાલના કાઠિયાવાડ–સૌરાષ્ટ્રમાં ગિરનાર પર્વતની તળેટીના રસ્તામાંથી પ્રાપ્ત થયેલ ) જળવાઇ રહેલી છે. તેમાં તે તળાવ પ્રથમ ચંદ્રગુપ્તના સમયે બંધાવેલું હતું એમ ઉલ્લેખ કરેલ છે.[૧૦૧] અને તે સમયે તેના બાંધકામ ઉપર દેખરેખ રાખનાર સમ્રાટ ચંદ્રગુપ્તનો સૂબો સુવિશાખ હતો. આ સૂબાને પહ્લવ જાતિનો

---

( ૯૬ ) આ ગામ હાલ પાલીતાણા રાજયની હદમાં આવેલું છે. તેના ઉપર હકુમત તે સંસ્થાનના ભાયાત રાજપુતની છે. આ સ્થાને પૂર્વના સમયે પર્વત ઉપર ચઢવાનો માર્ગ હતો એમ અત્યારે પણ માનવામાં આવે છે.

( ૯૭ ) આ સ્થાનનો ઉદ્ધાર કરીને એક તદ્દન નવીન અને સ્વતંત્ર તીર્થ હાલમાં બનાવવામાં આવે છે.

( ૯૮ ) આ બાબત ભાગ ચોથામાં આંધ્રપતિહાલ રાજાના તથા ગર્દભિલ વંશે શકારિ વિક્રમાદિત્યના વર્ણનમાં લખવામાં આવશે ત્યાંથી જોવું.

( ૯૯ ) શાસ્વત શબ્દનો આવો અર્થ થતો હોવાથી કેટલીયે મુશ્કેલી સમજવાનો પ્રયાસ મને સરળ થઇ ગયો છે. ( જુઓ પુ. ૧ લું. કચ્છ અને કાઠિયાવાડના દેશને લગતી હકીકત પૃ. ૨૨૬ તથા તેનાં ટીપણો ) તથા ઉપર નં. ૯૦ થી ૯૫ સુધીના ટીપણમાં ટાંકેલા મારા લેખોવાળી હકીકત.

( ૧૦૦ ) જે ખડક ઉપર સમ્રાટ પ્રિયદર્શિનનો લેખ કોતરાયલ છે અને જેને ગિરનાર રૉક એડિક્ટ=ગિરનારના ખડક લેખ તરીકે ઓળખાવાય છે. તેજ ખડક ઉપર આ સુદર્શન તળાવની પ્રશસ્તિ કોતરાવાઇ છે.

અત્યારે વિદ્વાનોની માન્યતા એમ છે, કે આ પ્રશસ્તિ ચષ્ઠણવંશી મહાક્ષત્રપ રૂદ્રદામને કોતરાવી છે. તે સંબંધી મારું મંતવ્ય શું છે તે આ પુસ્તક વિભાગને અંતે પરિશિષ્ટ જોડયું છે તેમાં જુઓ.

( ૧૦૧ ) જુઓ એપિગ્રાફિકા ઇન્ડિકા પુ. ૮ પૃ. ૩૨ તથા વિન્સેંટ સ્મિથ કૃત, અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડીઆ ત્રીજી આવૃતિ પૃ. ૧૩૩.

હોવાનું તેમાં કોતરાવાયું છે. છતાં વિદ્વાનોએ પલ્લવ જાતિને-પલ્હવ Pahlavas ગણી, તેની સાથે ઇરાની પ્રજાનો સંબંધ હશે એમ માની લઇ, તે સુવિશાખને રાજા ચંદ્રગુપ્તની કોઇ રાણીના પિયરીઆમાંનો હશે એમ ધારી લીધું છે. એટલે તે ઉપરથી એમ બતાવવાનો પ્રયત્ન પણ કરાયો છે, કે રાજા ચંદ્રગુપ્ત કોઇ યવન-પરદેશી-રાણીને પરણ્યો હતો. પણ તેમનું આ મંતવ્ય તદ્દન ભૂલ ભરેલું છે. કેમકે પલ્લવ[૧૦૨] અને પલ્હવ જાતિઓ બન્ને જૂદી જ પ્રજાના વિભાગો છે. પ્રથમના પલ્લવાઝ તે હિંદી પ્રજા છે અને બીજા પલ્હવાઝ તે પરદેશી છે. તે બધું સ્પષ્ટપણે આગળ ઉપર ત્રીજા ભાગમાં પરદેશી આક્રમણકારની હકીકતે બતાવવાનું છે ત્યાંથી જોઇ લેવું.

**ચંદ્રગુપ્તના ધર્મ વિશે અન્ય પુરાવાઓ**

તેના જન્મદાતા માતા પિતા કયો ધર્મ પાળતા હતા તે બાબતમાં તો જેટલાં અંધારામાં તેમનાં નામ ઠામ છે તેટલું જ તેમના ધર્મ વિશેનું આપણું અજાણપણું છે. એટલે પ્રારંભમાં ચંદ્રગુપ્ત કયો ધર્મ પાળતો હતો તે કહી શકાય તેમ નથી. પણ પોતે ગાદીપતિ બન્યા પછી-તુરત કે થોડા કાળ પછી જૈન ધર્મી બની ગયો હતો, તેની તો ઘણી જ સાબિતીઓ મળી આવે છે. જેમાંની કેટલીક પ્રસંગોપાત ઉપર બતાવી ગયા છીએ. અત્રે તો જે બે ત્રણ મુખ્ય છે તેનું જ કાંઇક વર્ણન કરીશું, કે જેથી આપણને તે વિશેની પૂરેપૂરી ખાત્રી થાય.

જેમ એક પુરાવા તરીકે શ્રવણ બેલગોલ તીર્થ નામના મહીસુર રાજ્યે આવેલા સ્થાન ઉપરના શિલાલેખો તે બાબતની સાક્ષી રૂપે મૂર્તિમંત નજરે પડી રહ્યા છે, તેમ તેના જેવો જ બીજો શિલાલેખી સજ્જડ પુરાવો સુદર્શન તળાવ પૂરો પાડી રહ્યો છે. અને તેવો જ અટલ પુરાવો સાંચી ટોપ્સ જ્યાં ઉભા રહેલ નજરે પડે છે, તે સ્થળમાંથી પ્રાપ્ત થાય છે. આવા એક બે નહીં, પણ ત્રણ ત્રણની સંખ્યામાં જ્યાં શિલાલેખી પુરાવા મળી આવતા હોય, ત્યાં પછી તે બાબત વિશે લેશ માત્ર પણ શંકા રહી શકે ખરી?

આ ત્રણે પુરાવા વિશે થોડીક હકીકત વાચક વર્ગ પાસે રજુ કરીશું. પ્રથમમાં શ્રવણ બેલગોલનો વિષય લઇએ. તે વિશે આપણે ઉપર જણાવી ગયા છીએ કે રાજા ચંદ્રગુપ્તે દીક્ષા લીધા પછી, પોતાના ગુરૂ શ્રી ભદ્રબાહુ સાથે ત્યાં જઇને કેટલોક વખત તપશ્ચર્યા કરી, પોતાના જીવનનો અંત આવ્યો ત્યાંસુધી સુધી સ્થિત રહ્યા હતા. જ્યારે બીજો બનાવ તો, શ્રવણ બેલગોલે તે ગયો તે પૂર્વે બનેલ છે. આપણે પુ. ૧ પૃ. ૧૮૧ માં જણાવ્યું છે કે, તેણે વિદ્દશાનગરીએ પોતાના રહેવા માટે રાજમહેલ બંધાવી વર્ષનો અમુક ભાગ ત્યાં નિવાસ કરવાનું ઠરાવ્યું હતું; અને ત્યાંથી તેને પોતાના સૌરાષ્ટ્ર પ્રાતમાં આવેલા, મહાન જૈન તીર્થશ્રી શત્રુંજયની યાત્રાએ જવાનું સુલભ થતું હોવાથી, તે પોતે અનેક શ્રાવકોના સમુદાય સાથે, તે પવિત્ર ગિરિરાજની યાત્રા અર્થે નીકળ્યો પણ હતો. (જૈન ધર્મ પાળનાર દરેક વ્યકિત આ તીર્થાધિરાજનું દર્શન કરવાના પ્રસંગને, પોતાના જીવતરની અહોધન્ય ઘડી માને છે. અને તેથી પોતપોતાનાં સાધન સંપતિ પ્રમાણે, જેટલીવાર બને તેટલીવાર દર્શને જવાનો અભિલાષ સેવે છે) જેનું સંક્ષિપ્ત વર્ણન પૃ. ૧૮૩ તથા તેને લગતી ટીકા જોવાથી માલુમ પડશે. આ બન્ને પુરાવા બાબત લંબાણથી

(૧૦૨) હાલતો એટલુંજ જણાવવાનું કે, આ પલ્લવાઝ, ચોલાઝ અને પાંડયઝ, વિગેરે સંગ્રીજી હિંદવાસીઓના ૧૮ વિભાગોમાંનાજ હતા એમ આપણે નંદિવર્ધનના તથા ઉદયન ભટ્ટના રાજ્યનું વર્ણન કરતાં જણાવી ગયા છીએ (જુઓ પુ. ૧ લું પૃ. ૨૭૬, ૩૮૪, ૩૦૬, ૩૧૩.)

હકીકત તો યથાસ્થાને લખાઇ ગઇ છે. એટલે હવે ત્રીજા પુરાવા બાબતજ અત્રે લખીશું.

હકીકત એમ છે કે, સાંચીસ્તૂપો જે સ્થળ ઉપર ઉભા થયેલ નજરે પડે છે તેની આસપાસનો પ્રદેશ, એક જૈનતીર્થના સ્થાન રૂપજ છે. ( જુઓ પુ.૧ પૃ. ૧૯૫થી આગળનું વર્ણન) અને ત્યાં એક સ્તૂપ એવો ઉભો કરેલ છે કે જેની સાથે રાજા ચંદ્રગુપ્તનું નામ જોડેલું આપણી નજરે પડે છે. સર જનરલ કનિંગહામ પોતે પોતાના The Bhilsa Topes ( ભિલ્સા ટોપ્સ ) નામના પુસ્તકમાં પૃ. ૧૫૪ ઉપર[૧૦૩] જણાવે છે કે તે સ્તૂપને ફરતી ગવાક્ષાવલિમાં દીપક પ્રગટાવવાનો જે ખર્ચ થાય તેના નિભાવ માટે વાર્ષિક દાન તરીકે રાજા ચંદ્રગુપ્તે અઢી લાખ રૂપીઆનું દાન કર્યું હતું. આથી સિદ્ધ થાય છે કે, રાજા ચંદ્રગુપ્તે આ વસ્તુને પોતાના હીતની ગણી ( પછી ઐહિક કે પરલૌકિક તે જુદી વાત છે ) નિખાલસ વૃત્તિથી દ્રવ્ય વ્યય કર્યો છે. વળી આ દીપક–પ્રકાશના પ્રકરણને જૈન ધર્મના એક અદ્‌ભૂત પ્રસંગ સાથે સંબંધ છે. તે આ પ્રમાણે છે " જ્યારે[૧૦૪] શ્રી મહાવીર કાળધર્મને પામ્યા ત્યારે એકઠા થયેલ જનસમુદાયે ભાવદીપક ( શ્રી મહાવીર પોતે ) અદ્રશ્ય[૧૦૫] થતાં દ્રવ્યદીપક ( સાધારણ દીપક ) પ્રગટાવ્યા અને ત્યારથી તે દીવસને દીપોત્સવી પર્વ ગણવામાં આવ્યું." આ ઉપરથી સમજાશે કે તેવાજ ભાવ દીપકના સ્થાને, દ્રવ્ય દીપક રચવાના આશયથી રાજા ચંદ્રગુપ્તે પણ તેના સ્મારક સ્થાન રૂપી અત્ર આવેલી તેમની સમાધિ ઉપર, દીપમાળની જ્યોતિ નિરંતર બળતી રાખવા દ્રવ્યનું દાન અર્પણ કર્યું છે. અને પોતે તે ધર્મનો[૧૦૬] અનુયાયી હોવાની સમસ્ત વિશ્વને પ્રચંડ ઘોષણા કરી સાબિતી આપી છે.

આ સમાધિ સ્થાનો સાથે જૈનધર્મને કેવો સંબંધ છે અને તે સ્થાનનું નામ વિદિશા નગરી હોવા છતાં સંચીપુરી કેમ પડયું હોવું જોઇએ, તે વિશેની વિશેષ હકીકત નીચેના પારિગ્રાફથી જાણી શકાશે.

---

( ૧૦૩ ) The Bhilsa Topes P. 154:—His ( Chandragupta's ) gift to the Sanchi tope for its regular illumination and for the perpetual service of the shramanas or ascetics was no less a sum than twenty-five thousand Dinnars ( £ 25000 is equal to two lacs and a half rupees ) ભિ. ટો. પૃ. ૧૫૪:–સાંચી સ્તૂપ ઉપર નિયમીત રોશની કરવા સારૂ અને શ્રમણો તથા સંત પુરૂષોની સતત સેવા માટે, ચંદ્રગુપ્તે જે દાન દીધું છે તે ૨૫૦૦૦ દિનારથી ઓછું નહોતુંજ ( અને ૨૫૦૦૦ દિનાર–સોનામહોર એટલે અઢી લાખ રૂપીઆ ) ( મારી નોંધ:–આ અઢી લાખ રૂપીઆતો લેખકના સમયની વાત છે. જે સમયે સોનાના એક દિનારની કિંમત માત્ર ૧૦) રૂા. ગણાતી. અત્યારે રૂા. ૧૩ાા નો ભાવ છે તે હિસાબે રૂા. ૪) લાખ કહેવાય. વળી અત્યારે નાણાનું મુલ્ય જે પ્રમાણે છે, તેના કરતાં રાજા ચંદ્રગુપ્તના સમયે દરેક વસ્તુનું જે મુલ્ય હોય તેની સાથે સરખામણી કરાય. તો તો ચાર લાખથી કેટલાયે ગણું વધી જાય. હવે વિચારો કે, આવા કાર્ય પાછળ આવડી મોટી રકમ મોટા સમ્રાજયનો એક ચકોર અને ડાહ્યો પુરૂષ–સમ્રાટ-ધણી–જૂદી પાડવાનું જે ઉચિત ધારે, તે કાર્યની મહત્તા તેના મનમાં કેવડી મોટી લાગી હશે ?).

( ૧૦૪ ) જુઓ કલ્પ સૂત્ર ઉપરની સુ. ટીકાનું ભાષાંતર પૃ. ૧૦૨

( ૧૦૫ ) એટલે કે શ્રી મહાવીર નિર્વાણ પામતાં, તેમના સ્થાને ભાવદીવક ને બદલે દ્રવ્યદીપક પ્રગટાવી જનસમુદાયે સંતોષ માન્યો. અને તે દીપકો પ્રગટાવવાનો જે દીવસ તે દીપોત્સવીના પર્વ તરીકે ત્યારથી જાણીતો થયો.

( ૧૦૬ ) R. A. S. 1887. P. 175 fn:—Chandragupta was a member of the Jain Community. રો. એ. સો. ૧૮૮૭. પૃ. ૧૭૫ ની ટીકા:–ચંદ્રગુપ્ત, જૈન કોમનો એક સભાસદ હતો.

જેવી રીતે શિલાલેખી પુરાવાથી તે જૈન-ધર્મી હતો તે સાબિત કરી શકાયું છે, તેવીજ રીતે અચૂક ગણાતો બીજો પુરાવો જેને સિક્કાઇ પુરાવો કહેવાય છે, તે પણ તેજ નિર્ણયને ટેકો આપે છે. તે માટે જુઓ ચંદ્રગુપ્તના તેમજ મહારાજા બિંદુસારના સિક્કાઓ.[૧૦૭]

**સંચીપુરી નામ કેમ પડયું?**

પુ. ૧ પૃ. ૧૯૫ માં આપણે કહી ગયા છીએ કે, પ્રાચીન સમયે આખા ઉજ્જૈની પ્રાંતને અવંતિના નામથી જ ઓળખવામાં આવતો હતોઃ અને તેની રાજધાની ઉજ્જૈનીને તે ઉપરથી અવંતિ નગરી પણ કહેવામાં આવતી હતી. પણ પાછળથી આ પ્રાંતના બે ભાગ પાડી, એકને પૂર્વ અને બીજાને પશ્ચિમ ભાગ તરીકે[૧૦૮] ઓળખવા માંડયો હતો. સાથે સાથે એમ પણ કહી ગયા છીએ કે, ઉજ્જૈન શહેરનું પાટનગર તરીકેનું ગૌરવ, પ્રદ્યોત વંશ ખતમ થતાં અને તે પ્રદેશ મગધ સામ્રાજ્યમાં ભળી જતાં, ઘણું કમી થઇ ગયું હતું. પાછળથી ચંદ્રગુપ્તના રાજ્યકાળે ત્યાં રાજમહેલ બંધાવાયો અને વરસના અમુક અમુક ભાગ માટે ( કારણ કે રાજગાદી તો પાટલિપુત્રમાં જ હતી ) વસવાટ કરવા માંડયો ત્યારથી આ પ્રદેશની જાહોજલાલી તથા તેજ પાછાં વધવા માંડયાં હતાં.

આ બે વિભાગ જે પાડવામાં આવ્યા દેખાય છે, તે સમ્રાટ ચંદ્રગુપ્તના સમયે જ બનવા પામ્યા હશે[૧૦૯] એમ અનુમાન કરવું પડશે; કેમકે તે પહેલાં કોઇ ઠેકાણે પૂર્વ અવંતિ કે પશ્ચિમ અવંતિ તરીકે નામોચ્ચાર થયો હોય એમ માલૂમ પડતું નથી. આ અનુમાનને સબળ ઠરતું કારણ વળી એ છે કે, તેણે જ પોતાના પુત્રને ( અથવા નજીકના રાજકુટુંબી પુરૂષને ) આ પ્રદેશ ઉપર હકુમત ભોગવવાની નિમણૂંક કરી હતી કેમકે, તેને મન આ પ્રદેશની મહત્તા વિશેષ જણાઇ હતી. તેનું જો ચાલ્યું હોત તો, એકવાર રાજપાટનું સ્થળ પાટલિપુત્રથી બદલીને પણ અહીં લાવી મૂકત. પણ તેમ કરવાનો સમય અનુકૂળ ન હોવાથી, ભલે પોતાને જૈન ધર્મ ઉપર તીવ્ર અનુરાગ હતો, છતાં પાટનગરને અસલની જગ્યાએ રાખી, સામ્રાજ્યના એક અંગ તરીકે, માત્ર પાટનગરથી બીજે દરજ્જે જ આ પ્રાંતને ગણવાનું મન તેને કરવું પડયું હતું. અને તેથી કરીને, જેમ જેમ તેના રાજ્યનો અમલ કીર્તિવંત નીવડતો ચાલ્યો અને રાજ્ય વિસ્તાર પ્રસરતો ગયો[૧૧૦] તેમ તેમ તેણે પોતાના મનની મુરાદ પાર પાડવાનું યથેચ્છ વિચાર્યું. અને અંવતિના રાજનગર તરીકેની મહત્તાને પણ આંચ-ઉણપ ન લાગે, વળી પોતાનો રાજમહેલ જે સ્થળે બંધાવાય તે સ્થળની મહત્તા પણ સમાન્ય પ્રજામાં કાંઇ ઉતરતી ન બંધાય, તેમજ જે ધર્મના સ્થાનની

( ૧૦૭ ) આકૃતિ માટે જુઓ સિક્કા પ્રકરણે. આંક નં. ૬૭, ૬૮, ૭૧. ના સિક્કાઓ.

( ૧૦૮ ) પુરાતત્ત્વ પુસ્તક જુઓઃ તથા જુઓ પુ. ૧ પૃ. ૫૧ ના આંક નં. ૨૪ માં દશાર્ણ ને લગતી હકીકત.

( ૧૦૯ ) ધી ભિલ્સા ટોપ્સ પૃ. ૧૫૪, પારા ૧૭: ટ્રાન્સલેશન્સ રૉયલ એશિયાટિક સોસાઇટી પુ. ૧ પૃ. ૨૧૧, કર્નલ ટૉડ કૃતઃ ચંદ્રગુપ્ત અવંતિ અથવા ઉજ્જૈનનો ધણી–Chandragupta, the lord of Avanti or Ujjain.

( ૧૧૦ ) વળી એમ મણ સમજાય છે કે તે સમયે પોતાનું રાજ્ય એટલું મોટું વિસ્તારવંત બન્યું હતું કે જેથી કરીને ઠેઠ પૂર્વમાં પોતે રાજનગરમાં રહી સમસ્ત સામ્રાજ્ય ઉપર, એક ધારી દષ્ટિ રાખી શકે તેમ હતું નહીં. એટલે તે હેતુ સાધવા માટે પણ મધ્ય હિંદમાં કોઇ અનુકૂળ સ્થાન ઉભું કરી, ત્યાં ફાવે તો પોતાના જેવાજ રાજ પુરૂષને ( અર્થાત યુવરાજને ) અમુક સતા આપી ને રાખવો, કે વર્ષનો અમુક ભાગ પોતે પણ ત્યાં જઇને વસવું, એમ નિર્ણય ઉપર આવવું પડયું લાગે છે.

આ નિર્ણય કેવો મહત્ત્વનો છે તે ઉપરથી તેના મહાઅમાત્ય ચાણક્યજીની રાજપટુતા અને નીતિનિપુણતાનું માપ કાઢી શકાશે.

પ્રતિષ્ઠા જાળવવાને, તે પ્રાણસ્થ-કંઠસ્થ ઇચ્છા ધરાવતો હોય, તેનો ગૌરવવન્તો મહીમા પણ યથાસ્થાને દીપી નીકળે, તેવડા અનેક વિધ આશય થી, અવંતિ દેશના બે ભાગલા પાડયા હોયઃ તેમાંના પશ્ચિમ વિભાગનું નામ અવંતિ જ કાયમ રાખ્યું અને તેનું પાટનગર પણ ઉજૈની જ રાખ્યું; જ્યારે પૂર્વ વિભાગનું નામ પૂર્વ અવંતિ ( અથવા પૂર્વાકારાવંતિ કેમ પાડયું તે માટે નીચે જુઓ)પાડી તેનું પાટસ્થળ વિદિશાને ઠરાવ્યું;[૧૧૧] અને સમ્રાટ ખુદ પોતે પાટનગર પાટલિપુત્ર રહે, જ્યારે આખા સામ્રાજ્યના બીજે નંબરે ગણાતા આ પ્રાંત ઉપર સમ્રાટથી ઉતરતા દરજ્જાનો જે મહાપુરૂષ, એટલે કે યુવરાજ હોય તે અધિકારપદ ભોગવે એમ ઠરાવ્યું. એટલે કે યુવરાજ આખો સમય અહીં રહે, અને સમ્રાટ પોતે અવાર નવાર અહીં આવતા રહે. વળી પોતાને તેમજ યુવરાજને વસવાનું સુગમ પડે તે કાજે અહીં રાજમહેલ બંધાવ્યો હતો. આ રાજમહેલમાં પોતે એકદા નિવાસ સ્થાન કરી રહ્યો હતો. ત્યારે નિદ્રામાં તેને સોળ સ્વપ્નાં આવ્યાં હતાં; તથા તેનાં ફળ-પ્રાપ્તિના શ્રવણ ઉપરથી પોતે દીક્ષા લેવા તરફ વળ્યો હતો. આ બધું વર્ણન[૧૧૨] સારી રીતે અગાઉ જાણીતું થઇ ગયું છે, એટલુંજ અત્રે નોંધવું રહે છે. આ પ્રમાણે આ સ્થળને લગતો, રાજા ચંદ્રગુપ્તના રાજ્ય અમલ સંબંધી ઐતિહાસિક પુરાવો લેખવો રહે છે.

આ સ્થળ પસંદ કરવાનું કારણ જેમ આપણે ઉપર જણાવી ગયા છીએ, તેમ તેને પોતાના ધર્મ સ્થાન ઉપરનો તીવ્ર અનુરાગ હતો. તે પોતે જૈન ધર્મી હતો, તે તો હવે નિઃશંકીય રીતે, શિલાલેખ ઉપરથી, સિક્કાઇ પુરાવાઓથી, તેમજ ઐતિહાસિક પ્રમાણથી સાબિત થયેલું સત્ય છે. એટલે પ્રશ્ન એ થાય છે, કે તેના જૈનધર્મને લગતું એવું તે શું આ સ્થળ ઉપર બનવા પામ્યું હશે, કે તેને આ સ્થળ ઉપર એટલો બધો પક્ષપાત કરવાનું મન રહ્યાં કરે ? તેનો ઉત્તરજ આ સ્થળનું નામ સંચીપુરી પાડવાના કારણ રૂપ થઇ પડયું હતું. એમ આપણને હવે પછી સમજાશે.

આપણે પુ. ૧ પૃ. ૧૯૫ થી ૨૦૦ સુધીમાં મુખ્ય પણે નવ દલીલો આપી સાબિત કરી ગયા છીએ કે આ આખા પ્રાંતની ભૂમિ સાથે જૈનધર્મને અતિ નિકટ સંબંધ છે. અને એ પણ હવે સ્પષ્ટ થાય છે કે, એક વખત વીસારે પડેલો તે સંબંધ, સમ્રાટ ચંદ્રગુપ્તે પુનર્જીવંત કર્યો હતો. વળી હવે પછી જોવામાં આવશે કે, તેજ સમ્રાટના તનુજોમાંના એક મહા પ્રતાપી અને કુળાવતં સક-રત્નશિરોમણિ સમ્રાટ પ્રિયદર્શિને અનુપમ અને અજોડ રીતે તેને પોષી કરીને યાવચ્ચંદ્ર-દિવાકરૌ બનાવી દીધો હતો.

પાછા મૂળ વિષય ઉપર આવીએ. શા માટે આ સ્થળને જૈનધર્મ સાથે નિકટવર્તી સંબંધ હોવાનું જેમ સમ્રાટ ચંદ્રગુપ્તે તથા રાજા કુમાર-પાળના સદ્દગુરૂ-ઇતિહાસ પ્રેમી કળીકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિએ માની લીધું[૧૧૩]હતું તેમ, જુદાજુદા જૈનસૂત્રો અને કથાનકોના કર્તા પુરૂષોએ

( ૧૧૧ ) પુ. ૧ લું પૃ. ૧૯૦માં જે આપણે સર કનિંગહામના શબ્દો ટાંકીને એમ જણાવ્યું છે કે, બેસનગર તુટવાની અગાઉ વિદિશા અથવા ભિલ્સા વસવા માંડયું હતું, તે હકીકત આ બનાવની યાદી આપે છે. સંભવ છે કે બેસનગરનું સ્થાન નાનું અને બીન અનુકૂળ લાગ્યું હશે. જેથી સ્થાનની મહત્તા જાળવી રાખી, રાજધાનીને યોગ્ય એવું સ્થળ તે અસલના બેસનગરની પડોશમાંજ ( અને તેની વિદિશા-એટલે ચારમાંથી એક ખૂણામાં-બનતા સુધી પૂર્વના ખૂણે, પશ્ચિમના ખૂણે નહીં; અને તેથી કરીને, જૈન સાહિત્યમાં " પૂર્વ વિદિશા પાવાપૂરિ ઋદ્ધેભરીરે. " એમ લખાયું છે, જુઓ પુ. ૧ પૃ. ૧૮૮ ટી. નં. ૧૦૮ ની સમજૂતિ ) વસાવવાનો તેણે હુકમ કાઢયો હશે.

( ૧૧૨ ) જુઓ ઉપર પૃ. ૧૫૦ ની હકીકત તથા તેને લગતાં ટીપણો.

( ૧૧૩ ) કેમકે આખું પરિશિષ્ટ પર્વ ઉથલાવી

તથા જૈનાચાર્યોએ[૧૧૪]પણ વર્ણવી બતાવ્યું હશે! આ સ્થળે અનેક સ્તૂપો આવેલા છે. અને તેમાંથી મોટા ભાગે સર્વેમાં કોઇને કોઇ રીતે[૧૧૫] (ફાવે તો રક્ષા તરીકે કે શરીરના અન્ય અવશેષો, જેવાં કે દાંત, અસ્થિ કે કેશ ઇત્યાદિ તરીકે) મહા પુરૂષોના દેહવિલય સમયના અંશો–તત્ત્વો સંગ્રહિત કરેલાં મળી આવ્યાં છે. તેમજ અત્રએવમપિ, આ સ્થાનમાંના અમુક અમુક ( સિધ્ધકા સ્થાન ઇત્યાદિ ) સ્તૂપ પરત્વે, જે દંતકથાઓ ચાલી રહી છે અને જેમાંની કોઇક કોઇક, પ્રાચીન વસ્તુ-શોધક, વિશારદ સર કનિંગહામે પોતાના ભિલ્સા ટોપ્સ નામક પુસ્તકમાં ઉતારી પણ છે, તે સર્વ ઉપ-રથી દૃઢપણે, સચોટ અને અચુકપણે સાબિત થઇ શકે છે કે, આ સર્વે સ્તૂપો, મહાપુરૂષોના સમાધિ ગૃહો–સ્તંભો–સ્તૂપો રૂપે ઉભાં કરાયેલાં સ્મારકોજ છે. આવા સ્તૂપમાંનો કયો, કોના સ્મારક રૂપે છે તે જણાવવા, તેના ઉપર તે મહાપુરૂષનાં ગોત્ર-નોજ[૧૧૬] માત્ર ઇસારો કરીને, નામ કોતરવામાં આવ્યાં છે.[૧૧૭]તેમાંના એક ઉપર "**महाकश्यप**" શબ્દ છે તથા તે સ્તૂપને "સિદ્ધકા સ્થાન" તરીકે હાલ ઓળખવામાં આવે છે. તેમજ તે સ્તૂપની નજીકમાંજ ( કહો કે તે સ્તૂપના કંપાઉન્ડમાં –આંગણામાં ) બીજી બે સમાધિઓ ( મૂળ સ્તૂપ કરતાં કદમાં નાની )–ઉભી કરાયલી છે.

આ બધી વસ્તુસ્થિતિ જોતાં, તથા તે ઉપરના આલેખિત શબ્દો ઉપર ઉહાપોહ કરતાં, તુરત જ એક પ્રથા ઉપર ધ્યાન પહોંચાડવું પડે છે. તે એ છે કે, જૈન ધર્મના તીર્થ પ્રવર્તક મહાપુરૂષ કે જેને, જૈનામ્નાયમાં તીર્થંકર શબ્દથી સંબોધ-વામાં આવે છે, તેમનો જ્યારે દેહાંત થાય છે ત્યારે, તેમના શરીરને પૃથક ચિતા ઉપર અગ્નિ દાહ દેવામાં આવે છે; અને જે અન્ય મહાપુરૂષો તે તીર્થંકર મહાત્માની સાથે જ અનશન વૃત આદરીને સદ્ગત થયા હોય છે, તેમના અગ્નિદાહ માટે પૃથક ચિતાઓ તૈયાર કરાય છે; અને તેમાં પણ જેઓ તેમના પટ્ટ શિષ્યો એટલે કે ગણધરો ગણાતા હોય છે, તે સર્વના શરીરો માટે એક જુદી ચિતા ગોઠવાય છે. આ પ્રમાણે ત્રણ ચિતા ગોઠવાય છે.[૧૧૮] તે પ્રથાનું સ્મરણ કરતાં અને આ "સિદ્ધકાસ્થાન" વાળા સ્તૂપના ગઢસ્થાનમાં પણ ત્રણ સમાધિઓ બનાવાઇ છે, તે સ્થિતિનો સમન્વય કરતાં, સહજ એમ અનુમાન ઉપર પહોંચી જવાય છે, કે શું ત્યારે આ સર્વે સમાધિગૃહો સમ્રાટ ચંદ્રગુપ્ત અને સમ્રાટ પ્રિયદર્શિન જે ધર્મના અનુરાગી હતા, તે જૈન ધર્મના તીર્થંકર તેમજ પટ્ટધર શિષ્યો અને અન્ય સાધુ–મુનિઓનાં દેહાંત સ્થાન સાથે સંબંધ ધરાવતા નહીં હોય ? આ પ્રશ્ન સાથે તુરત જ

---

જોશો તો માલમ પડશે, કે તેના લેખકે અવંતિ સિવાયના કોઇ પણ અન્ય પ્રદેશની ક્રમાનુક્રમ રાજાવલિ આપવાની તકલીફ ઉઠાવી નથીજ: એ હકીકત સાબિત કરે છે કે, અવંતિ દેશને આટલું બધું, ગૌરવવંતુ માનવાને કાંઇક પક્ષપાત હોવો જોઇએ.

( ૧૧૪ ) આ સૂત્રો અને કથાનકોના એક બે દૃષ્ટાંત આપણે આપી ચૂકયા છીએ, તથા તેનું વિવેચન પણ કરી બતાવ્યું છે. ( જુઓ પુ. ૧ લું. પૃ. ૧૮૪ થી ૯૨ )

( ૧૧૫ ) સ્તૂપોના મધ્યભાગે ગર્ભમાં, પોલાણ ઓરડો બનાવીને તેમાં પત્થરના કરંડકો સ્થાપન કરેલ છે, ને તેમાં આ અવશેષો જાળવી રાખવામાં આવેલ છે. તથા કરંડકના ઢાંકણ ઉપર કે આજુબાજુની દીવાલ ઉપર, તે પ્રત્યેક કયા મહાપુરૂષનું અવશેષ છે, એમ જણાવાયું છે.

( ૧૧૬ ) કયા કયા ગોત્ર અને કયા કયા મહાપુરૂષો હતા, તે જાણનારે ધિ ભિલ્સા ટોપ્સ=The Bhilsa Topes પુસ્તક વાંચી જોવું.

( ૧૧૭ ) તે સમયે, મહાપુરૂષોની ઓળખ તેમના ગોત્ર આધારેજ અપાતી હતી, એમ આ ઉપરથી સમજવું ( જુઓ ઉપરનું ટીપણ ૧૧૫. )

( ૧૧૮ ) આ પ્રથાના વર્ણન માટે જુઓ ક. સૂ. સુ. ટી. પૃ. ૧૨૩.

( ૧૧૯ ) એક તીર્થંકરને કૈવલ્ય જ્ઞાન ઉપજે,

શ્રી મહાવીર–કે જેના તીર્થમાં જ[૧૧૯]આ સ્તૂપો બંધાયા ગણાય અને તેથી તેના જ પરિવારમાં હાલનો સમસ્ત જૈન ધર્મ પાળતો ચતુર્વિધ સંઘ ગણાય, તે શ્રી મહાવીરનું કયું ગોત્ર હતું તે વિચારવું પડે છે. તુરત જ જવાબ મળે છે કે, તેમનું ગોત્ર **कश्यप** હતું એટલે તેમને **कश्यप** કહી શકાય. તેમ તેજ ગોત્રના અન્ય પુરૂષો હોય તેમને પણ કશ્યપ કહીનેજ સંબોધી શકાય. હવે જ્યારે એક સામાન્ય પુરૂષને પણ કશ્યપ કહી શકાય અને શ્રી મહાવીર જેવા તીર્થંકર મહાત્માને પણ કશ્યપ કહી શકાય ત્યારે પછી એ સર્વે વચ્ચેનો ફેર શું કહેવાય ? જેથી કરીને શ્રી મહાવીરને તેમના દરજ્જાને છાજે તેવું નામ આપવા માટે **महा** શબ્દ જોડીને **महाकश्यप**નું બિરૂદ અપાયું. એટલે આ સ્તૂપ ઉપર જે **महाकश्यप** શબ્દ લખાયો છે. (જુઓ ઉપરની ટી. નં. ૧૧૫–૧૧૭) તેનું મહત્ત્વ હવે સમજી શકાશે. એટલે તે સ્થાન ને તેમના શરીરના અગ્નિ-દાહના સ્થાને ઉભું કરાવલું સમાધિ ગૃહ હવે આપણે માનવું રહે છે. અને અન્ય સ્તૂપોને તેમના પરિવાર માંહેલા[૧૨૦] ગણધર કે અન્ય આચાર્યોનાં સમાધિગૃહો[૧૨૧] માનવાં રહે છે. વળી શ્રી મહાવીરની પાટ પરંપરાએ જે આચાર્યો થયા છે, તેમનાં ગોત્રની વિચારણા કરીએ છીએ તો, તેમનાં ગોત્રો પણ કરંડક ઉપર કોતરાયલાં નામો સાથે બંધબેસતાં જ થઇ જાય છે. આમ જેજે પ્રકારે આ આખોય પ્રશ્ન વિચારો, તે તે પ્રકારે આ સ્થાન અને તેને અંગે ઉભા કરવામાં આવેલા સ્તૂપો સાથે, જૈન ધર્મની જ યશગાથા સંકલિત થયેલી સાબિત થઇ જાય છે.

આ પ્રમાણે અહીંના સ્તૂપોનો ઇતિહાસ શોધી કાઢયા બાદ, હવે આ સ્થળનું નામ સંચી-પૂરી કેમ પાડવામાં આવ્યું હશે, તેનું અનુમાન કરવું તો તદ્દન સૂતર જ છે. ચારે તરફથી વીણી વીણીને કોઇ વસ્તુઓનો એક જ સ્થળે સંગ્રહ કરવો તેને સંસ્કૃતમાં **संचय** કહેવાય છે. અને આ સ્થળે પણ સાધુ-નિર્ગ્રંથોની સમાધિ એકત્ર કરાયેલી છે.[૧૨૨] વળી તે એક મોટા નગર જેટલા વિસ્તારમાં પથરાયલી હોવાથી તેને,નગરીની ઉપમા આપી **संचयनगरी**–અથવા **संचयपूरी** નામ આપવામાં આવ્યું હોય એમ લાગે છે. અને પાછ-ળથી સંચયપૂરીનો અપભ્રંશ થતાં "સંચીપૂરી" નામ ચાલુ થઇ ગયું છે. આ ઉપરથી સમજા-શેકે જૈન સ્તોત્રમાં[૧૨૩] જે એમ ગવાતું આવ્યું છે કે સંચીપુરી એ શ્રી મહાવીરનું તીર્થ સ્થળ છે, તે સત્યપૂર્ણ છે. વળી એમ પણ સાબિત થઇ

ત્યારથી માંડીને, તેની પછીના બીજા તીર્થંકરને કૈવલ્ય જ્ઞાન ઉપજે અને જનસમુદાયને તે પ્રતિબોધવા માંડે ત્યાંસુધીના આખા કાળને, પેલા પૂર્વના તીર્થંકરનું તીર્થ કહીને ઓળખાવાય છે.

તીર્થ એટલે, તીર્થંકરની આમ્નાય પળાતા સમય દર્શક, કાળ બતાવતો શબ્દ.

( ૧૨૦ ) ક.સૂ. સુ. ટી. પૃ.૮૦:–"શ્રી વીરે એકાકી દીક્ષા લીધી છે "=કોઇનો ઉપદેશ અફળ થયો નથી પણ મહાવીરનો અફળ થયો છે એ બધું આશ્ચર્યજ છે બાકી તેમનું મોક્ષ ગમન એકાકી થયું હોય એમ આ ઉપરથી નથી લાગતું. ( આ વિષય ઉપર કોઇ જ્ઞાતા વિશેષ પ્રકાશ પાડે એમ જરૂર ઇચ્છીએ. )

( ૧૨૧ ) અન્ય આચાર્યોના સમાધિગૃહો એટલે એમ માની લેવું નહીં, કે તેમનો દેહવિલય પણ તેજ સ્થાને કે તેજ સમયે થયો હતો, પણ એમ માનવું રહે છે કે, તેમનો દેહવિલય જે સ્થળે થયો હોય ત્યાંથી તેમના અવશેષો તેમના ભક્ત શ્રાવકોએ અત્ર લાવી ( જુઓ નીચેની ટી. ૧૨૨ ) જે તીર્થંકરના તેઓ અનુયાયી છે, તે તીર્થંકરના સમાધિ સ્થાન પાસેજ, સંગ્રહિત કરી, પૂજ્ય ભાવે તે ઉપર સમાધિ સ્થાન ચણાવ્યું હતું, એમ ગણવું ( જુઓ આગળ ઉપર સમ્રાટ પ્રિયદર્શિનના વૃત્તાંતે સ્તૂપના પારિગ્રાફનું લખાણ. )

( ૧૨૨ ) સરખાવો ઉપરની ટીકા ૧૨૧ નું લખાણ. તથા આગળ ઉપર સમ્રાટ પ્રિયદર્શિનના જીવન ચરિત્રે, સ્તૂપને લગતું વિવેચન.

( ૧૨૩ ) જુઓ પુ. ૧ લું. પૃ. ૧૮૬.

જાય છે કે, મૂળ નગર તો વિદિશાજ હતું, પણ તેની પૂર્વ દિશાના અમૂક ભાગનેજ સંચીપુરી[૧૨૪] નામ આપવામાં આવ્યું હતું.

આમ અનેક ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થઇ જાય છે કે રાજા ચંદ્રગુપ્ત ચુસ્ત રીતે જૈન ધર્મ પાળનાર હતો. હવે વિચારો કે જેનો શિષ્ય એટલે ચંદ્રગુપ્ત, જૈન હોય તેનો ગુરૂ એટલે ચાણુકય—અરે ગુરૂ નહીં બલ્કે તેનું સર્વસ્વજ, કેમકે નાનપણથી માંડીને ઠેઠ તેના રાજ્યના અંત સુધી, જીંદગીનાં નાનાં મોટાં દરેક કાર્યમાં તેનું નાક ઝાલીને દોરવનાર તથા સાથ આપનાર તેમજ જેની સલાહ વિના રાજા પોતે એક ચાવળું પાણી પણ ન પીએ કે એક કોળીઓ અન્ન પણ ન ખાય[૧૨૫] તેવો પુરૂષ, શું બીજા કોઇ ધર્મનો અનુરાગી હોઇ શકે ખરો ! ચાણુકયજી પોતે જૈન ધર્મજ પાળતા હતા,[૧૨૬] તેની સાબિતી આપનારા, ખુદ તેમનાજ રચેલા અર્થશાસ્ત્રમાંથી શબ્દો મળી આવે છે[૧૨૭] તેમ જૈન ધર્મનાં પુસ્તકોમાં અનેક ઠેકાણે ઉલ્લેખો કરાયલા નજરે પડે છે. જયારે બીજી બાજુ તે પોતે વૈદિક ધર્મવાળો હતો એમ સાબિત કરતું એક પણ નિવેદન કે લખાણ કોઇ પણ પુસ્તકમાંથી મળતું નથી. ઉલટું ઇતિહાસ ઉપરથી તો એમ સમજાય છે કે, વૈદિક મત તો ઠેઠ ઇ. સ. પૂ.ની બીજી સદીની શરૂઆતમાં, જયારથી શુંગવંશી પુષ્પમિત્રનું રાજ્ય શરૂ થયું અને તેમના ધર્મગુરૂ તથા રાજ્ય પુરોહિત પ્રખ્યાત પતંજલી મહાશયનો ઉદ્‌ભવ થયો, ત્યાં સુધી તો વૈદિક મત નષ્ટપ્રાય થઇ ગયો હતો. તેમજ અશ્વમેધ યજ્ઞ પણ તેમના સમયથીજ પુનરૂત્થાન પામ્યો છે. તે પૂર્વે તો કયાંય થતો સાંભળવામાં પણ આવતો નહતો. તેમ કોઇ રાજા તે ધર્મનો અનુયાયી થયો હોય એમ પણ ઇતિહાસ સાક્ષી પૂરતો નથી. એટલે કે પં. ચાણુકય વૈદિક મતાનુયાયી હતો તે બાબતનો

**પં. ચાણુકયજીનો ધર્મ શું હોઇ શકે ?**

(૧૨૪) જો કે જૈન શાસ્ત્રોમાં તો આ નગરીવાળા ભાગને, પાવાપૂરી તરીકે ઓળખાવી છે પણ તે સ્થાને શ્રી મહાવીર જેવા જૈન વિભૂતિના પ્રાણ હર્યા માટે તેને પાપાનગરી કહી દીધી છે. ( જુઓ ક. સૂ. સુ. ટીકા પૃ. ૧૦૧ ) પણ ખરી રીતે તો તે વિદિશા નગરીની પૂર્વ દિશામાં આવેલું એક પરૂંજ છે. અને તેથી કવિ સમય સુંદરે બનાવેલી ગાથા પ્રમાણે પૂર્વે વિદિશા પાવાપૂરી ઋધ્ધે મરીરે તે કડી સાચી છે ( સરખાવો ઉપરમાં ટી. ૧૧૧ ) પાવાપૂરીને બદલે પર્વતપૂરી શબ્દ હશે કે ? કેમકે આ સ્થાનની ચારે બાજુ પર્વતમાળાજ આવી રહી છે. અને તેથી લખનારે, પર્વતપૂરી લખી હોય પણ નકલ કરનારે, 'પર્વત' શબ્દને બદલે 'પાવા' વાંચી પાવાપૂરી લખી દીધું હોય.

(૧૨૫) જુઓ ઉપર પૃ. ૧૮૧ થી આગળ ની હકીકત.

(૧૨૬) મહાનંદ રાજાના દરબારમાં પણ તેમનું જીવન, મહાઆમાત્ય શકટાળ ને અનુરૂપ હતું. કોઇ દિવસ તે બેમાંથી કોઇને વિખવાદ થયો હોય એમ ઇતિહાસના પાને નોંધાયું નથી. વળી જુઓ ઉપર પૃ. ૬૩ ની ટીકા.

આ હકીકત પણ સાબિતી આપે છે કે, શકટાળ અને ચાણુકયજી બંને એકજ ધર્માનુયાયી હોવા જોઇએ.

(૧૨૭) જુઓ ઉપરમાં ટી. નં. ૨ તથા ૩. તથા નાગરી પ્રચારિણી સભાની પત્રિકા પુ. ૧૦. ભા. ૪. પૃ. ૬૧૨ ની ટીકા નં. ૨૬:- પરિશિષ્ટ પર્વ મેં આચાર્ય હેમચંદ્રને લિખા હૈ—" બ્રાહ્મણ ચાણુકય પરમ જૈન શ્રાવકથા ઔર વહ ચંદ્રગુપ્ત કો ભી જૈન ધર્મી બનાના ચાહતા થા "—( આ પછી કેટલીક હકીકત લખી, લેખક મુનિ શ્રી કલ્યાણ વિજય છેવટે જણાવે છે કે ) ઇસસે જ્ઞાત હોતા હૈ કિ, ચાણુકય કી પ્રેરણા ઔર જૈન સાધુઓ કે ઉપદેશસે ચંદ્રગુપ્ત અખિર મેં જૈન હો ગયા થા ! અહીં આપણે ચંદ્રગુપ્તને લગતી હકીકત છોડી-દેવાની છે: જે જોવાનું છે તે માત્ર ચાણુકય સંબંધીજ: કે તે કયો ધર્મ પાળતો હતો: તથા જુઓ, ધી જૈનીઝમ ઑન અર્લી લાઇફ ઓફ અશોક. માં પૃ. ૨૩ ઉપરનું. મિ. થોમ્સનું લખાણ.

કોઇ શાસ્ત્રીય આધાર મળતો નથી, પણ વિદ્વાનોએજ માત્ર કલ્પનાપૂર્વક અનુમાન ઉપજાવી કાઢયો લાગે છે. અને એ તો નિર્વિવાદિત છે કે, કલ્પના અને અનુમાનો કરતાં, પુસ્તકીય તેમજ શિલાલેખમાં આલેખાયલી વાર્તિકાઓ વજનદાર ગણી શકાય. માટે સાબિત થાય છે કે, ચાણક્યજી પોતે જૈનધર્મીજ હતા. જન્મથી તે બ્રાહ્મણ[૧૨૮] હતા તે વાત સાચી; પણ તેથી તેમનો ધર્મ વૈદિક હતો એમ તો કહી નજ શકાય. એમ જો બ્રાહ્મણ માત્રને વૈદિક મતાનુયાયી ઠરાવી દેવામાં આવે તો, ખુદ મહાવીરની મુખ્ય પાટે તેમજ તેમાંથી ઉત્પન્ન થયેલ અનેક શાખા પ્રશાખામાં થયેલ આચાર્યોની પટ્ટાવલી તપાસીશું, તો તેમાંનો મોટો ભાગ બ્રાહ્મણ જ્ઞાતિમાંથીજ મળી આવેલો માલુમ પડે છે. તેનું કારણ ગમે તે હોય, પણ મારૂં અનુમાન એમ છે કે, બ્રાહ્મણોને જન્મથી જ સંસ્કૃત વિદ્યા ઉપર શોખ હોય છે, અને તેમનું વાચન તથા અધ્યયન બીજા કોઇ જ્ઞાતિ કરતાં વિપુલ પ્રમાણમાં હોય છે જેથી તેઓ ધર્મશાસ્ત્રમાં ઉંડા ઉતરી શકે છે. તેમજ અનેક સંપ્રદાયોનાં પુસ્તકો વાંચી તુલના કરવામાં તેમને ઘણી અનુકૂળતા સાંપડેલી હોઇ શકે છે. એટલે તેમને નિષ્પક્ષપણે વિચારતાં જૈન ધર્મ અનેકાંત વાદી, અને તેનું દર્શન સર્વ રીતે પ્રમાણભૂત તથા સ્યાદ્વાદ સિદ્ધાંતાનુસાર સર્વમાનનીય દેખાઇ આવવાથી-પરિણામે તેના અનુયાયી થવાનું-તે ધર્મ અંગીકાર કરવાનું વધારે પસંદ કરતા હશે. આ સર્વ કારણથી આપણે ચાણક્યને, જન્મે બ્રાહ્મણ હોવા છતાં જૈનધર્માનુયાયી તરીકે સ્વીકાર્યા વિના છૂટકો જ નથી.

**તે વિશે અન્ય વિદ્વાનોનું કથન શું છે ?**

( ૧ ) ડૅા. ભાંડારકરકૃત અશોક પૃ. ૧૦ તથા ૪૦ ( સ્તંભ લેખ પાંચમો ): " અમુક દિવસોએ પશુઓને ખસી કરવાનું, જનાવરોને વધ કરવાનું, ઇત્યાદી કાર્યોના પ્રતિબંધ કરવાનું અશોક ફરમાન કરે છે. અને ખરેખર તાજુબ થવા જેવું તો એ છે કે, કૌટલ્યે જે દિવસોનાં નામ આપ્યાં છે તેજ દિવસો આ ( અશોકના ફરમાનવાળા )ને મળતા આવે છે. " Dr Bhandarker Asoka P. 10 ( Pillar E. V. ) Asoka mentions prohibiting castration, killing of animals etc. on certain days. Curiously enough most of these days agree with those mentioned by Kautilya. " આ હકીકતથી એમ તો અનુમાન દોરત્રી શકાય છે જ કે, સ્તંભલેખ પાંચમાનો કર્તા, જે કોઇ દિવસો અહિંસા માટે-અહીંસાના પ્રતિબંધ માટે-ઉપયોગી લેખતો, તેજ દિવસો કૌટિલ્ય ચાણક્યે પણ પવિત્ર તરીકે ગણ્યા છે. એટલે તે બન્ને ( કૌટલ્ય તેમજ શિલાલેખનો અને તેનાં ટીપણો.

( ૧૨૮ ) આ બાબતમાં પ્રૉ. હરમન જેકોબી લખે છે કે ( જુઓ જૈ. નૉ. ઇ. પુ, ૧૩૮ નું ટી. ૧ તથા તેમનું રચેલું પુસ્તક પૃ. ૬૨ ) " This means that Chanakya's family was of Brahamin origin by birth or heritage and Jaina by faith = આનો અર્થ એમ થાય છે કે, ચાણક્યનું કુટુંબ, જન્મથી તથા વંશની પરંપરાથી બ્રાહ્મણ જ્ઞાતિનું હતું, અને ધર્મથી જૈન મતાનુયાયી હતું.

જુઓ ઉપરમાં પૃ. ૧૭૧ થી ૧૭૫ ની હકીકત

વળી એડવર્ડ થોમ્સ લખે છે કે ( તેમનું પુસ્તક પૃ. ૨૫, ૨૬.):—"But though our king-maker was a Brahaman he was not necessarily, in the modern acceptation of the term. 'Brahamanist' જો કે રાજા બનાવનાર આપણો ( આ મહાન પુરૂષ ) બ્રાહ્મણ હતો ખરો, પણ વર્તમાન કાળે બ્રાહ્મણ શબ્દનો અર્થ કરવામાં આવે છે તેવોજ તે હતો એમ માની લેવા જરૂર નથી "

કોતરાવનાર ) એક જ ધર્મના હતા. અને આગળ ઉપર આપણે સાબિત કરીશું કે સ્તંભ લેખો તથા સર્વ ખડક લેખોના કર્તા, પોતે જૈન ધર્મી જ હતો. એટલે સ્વતઃ એ પણ સિદ્ધ થઇ શકશે-જશે કે કૌટિલ્ય પણ ધર્મે જૈન જ હતો. અથવા તે પ્રકરણ સુધી હજી નથી પહોંચ્યા, ત્યાં લગી એમ માનો કે, તે સર્વે શિલાલેખો બૌદ્ધ ધર્મી અશોકના જ છે, તો પણ ચાણુકયજીને બૌદ્ધ ધર્મી માનવો રહે છે, નહીં કે વૈદક મતાનુયાયી.

(૨) વળી એક લેખક[૧૨૯] જણાવે છે કે- To put it in the words of Dr Charpentier in the second Upanga the Rayapassniya, the interesting relations of which to the Payasisutta of Dignikaya were detected and dealt with by Professor Leumann, that Brahamans guilty of certain crimes should be stigmatised ( should be branded upon their foreheads ). This coincides with Kautilya p. 220. But this rule does not occur in Manu and the later law-books, where corporal punish-ments on Brahamans are not permissible:- ડૉકટર કાર્પેન્ટીઅરના પોતાના શબ્દમાં જણાવવાનું કે, દિગ્નિકાયમાંના પયાસીસુત્ત સાથે મનોરંજક રીતે બંધબેસતા કેટલાક સંબંધો, રાયપસેણી નામના બીજા જૈન ઉપાંગસૂત્રના ગ્રંથમાં વર્ણવાયલા ડૉ. લૉયમાને શોધી કાઢયા છે. અને તે ઉપર વિવરણ પણ કર્યું છે, કે, બ્રાહ્મણ જો અમુક ગુન્હા માટે દોષિત ઠરે તો તેમને ડામ દેવાની શિક્ષા થતી ( તેઓનાં કપાળે ડામ દેવામાં આવતા ). આ હકીકત કૌટિલ્ય ના. ગ્રંથમાં પૃ. ૨૨૦ ઉપરના કથનને મળતાં આવે છે. પણ આવો નિયમ મનુના કે તે પછીના કોઇ પણ કાયદા-ગ્રંથમાં માલૂમ પડતો નથી. તેમાં તો બ્રાહ્મણોને શરીર સંબંધી શિક્ષા કરવાનો નિષેધ જ કરેલ છે. "

એટલે તે લેખક મહાશયનું એમ કહેવું થાય છે કે, બૌદ્ધગ્રંથ દિગ્નિકાયમાં જે પ્રમાણે જણાવ્યું છે તેજ પ્રમાણે જૈન સંપ્રદાયના રાયપસેણીય ગ્રંથમાં પણ જણાવ્યું છે; કે, જો બ્રાહ્મણો અમુક પ્રકારના ગુન્હા કરે, તો તેમને ડામ દેવાની શિક્ષા થતી. આવાં કેટલાંય દષ્ટાંતો પ્રો. લૉયમેનને માલમ પડયાં છે, અને તે ઉપર ચર્ચા કરીને તેમણે તે પ્રતિપાદન કર્યું છે. વળી તે જ પ્રકારનું કૌટિલ્યે પોતાના અર્થ શાસ્ત્રમાં પૃ. ૨૨૦ ઉપર કહેલું છે કે, જેવી રીતે બૌદ્ધ અને જૈન ગ્રંથોમાં દોષિત બ્રાહ્મણો માટે શિક્ષાનો પ્રકાર બતાવ્યો છે, તેવા પ્રકારની કોઇ શિક્ષા ( ખાસ કરીને શરીરને ઇજા પમાડવા સંબંધી ) વૈદિકમતના કાયદા ગ્રંથ બનાવનાર મનુ ભગવાને કે તે પછીના કોઇ લેખકે જણાવી જ નથી. ઉલટું તેમાં તો બ્રાહ્મણોનો પક્ષ પકડી, તેમને તેવી શિક્ષામાંથી બચાવી લીધા છે. અને જેમ પ્રો. લૉયમેનનું ધારવું થયું છે, તેમ ડૉ. કારપેન્ટીઅરનું મંતવ્ય પણ થયું છે. મતલબ એ થઇ કે બૌદ્ધ અને જૈન ગ્રંથોના તથા કૌટિલ્યના વિચારો, ગુન્હેગાર બ્રાહ્મણો માટે એક પ્રકારના થાય છે, જ્યારે વૈદિક મતના ગ્રંથોનો અભિપ્રાય તેમનાથી ઉલટો જ થાય છે.

આ પ્રમાણે સ્થિતિ છે. હવે વિચારો કે, જો કૌટિલ્ય પોતે વૈદિક મતનો જ અનુયાયી હોય તો, તેનું કથન કેવું થાત? શું તે બૌદ્ધ અને જૈન ગ્રંથને મળતો થઇ શકત કે? જો કે ન્યાય તોળવામાં ધર્મનો કે અન્ય પ્રકારનો કોઇ જાતનો પક્ષપાત કરવો ઉચીત જ લેખાતો નથી, છતાં

(૧૨૯) જૈનીઝમ ઇન નૉર્થર્ન ઇન્ડીઆ પૃ. ૨૪૪.

અહીં તો તેમનાં માનસ કેવાં હોય છે, તેને અનુલક્ષીને જ આ કથનનો સાર કાઢવા માટે વાક્ય રજુ કર્યું છે.

આ લંબાણુ ચર્ચાનો નિષ્કર્ષ એટલો જ નિકળે છે કે, પંડિત ચાણક્ય વૈદિક અનુયાયી નથી, પણ કાં બૌદ્ધ કે જૈન છે. અને બૌદ્ધ તો નથી જ એમ ઉપરનાં વૃતાંતોથી જાણી ચુકયા છીએ. એટલે જૈન જ છે-ચંદ્રગુપ્તના જ ધર્મને અનુસરનારો છે. એમ નિર્વિવાદિત પણે સાબિત થાય છે.

(૩) Mudra-rakshasa, which drammatises the story of Chandragupta[૧૩૦] tells us "that Jains held a prominent position at the time and that Chanakya, who was the prime agent in the revolution, employs a Jaina as one of his emissaries. મુદ્રારાક્ષસ નામનું જે પુસ્તક છે અને જેમાં ચંદ્રગુપ્ત રાજાની હકીકત નાટક રૂપે ઉતારી છે, તેમાં લખેલ છે કે, તે સમયે જૈનો ઉચ્ચ સ્થાન ભોગવતા હતા: તેમજ ચાણુકયે, તે ક્રાંતિમાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. વળી તેણે પોતાના દૂત તરીકે એક જૈનીની જ સેવા કામે લીધી હતી."

આમાં ચાણુકયને, તે સમયની ક્રાંતિમાં ભાગ લેનાર તરીકે, તથા બીજા કોઇ વર્ણના માણસ કરતાં જૈન ધર્મીની જ સેવા લેનાર તરીકે જે જણાવ્યો છે તે બન્ને હકીકત પોતે જૈન ધર્માનુયાયી હોવાનું વિશેષપણે અનુમાન કરવા આપણુને પ્રેરે છે.

આ પ્રમાણે ત્રણે વિદ્વાનોની, જ્યારે દલીલો મજબૂત છે, ત્યારે આપણે તેમના મતને ગ્રાહ્ય કરવો જ રહે છે. છતાં એક બારગી સર્વેની દલીલો નબળી પોચી હોત, તોયે સામાન્ય નિયમ એ જ કહેવાય કે, જેમ વિશેષ સંખ્યાનું ઢળણુ-વલણુ-હોય તે પ્રમાણે જ માન્ય રાખવું રહે.

તે ઉપરથી મજબૂત પણે આપણે માની લેવું રહેશે, કે પં. ચાણુક્ય જન્મથી ભલે બ્રાહ્મણ હતો છતાં ધર્મપાલનમાં તે જૈન ધર્મી હતો.

**અન્ય ઐતિહાસિક બનાવો**

તે પોતે મગધપતિ બન્યો તે પૂર્વે નાના વિસ્તારનો ભૂપતિ હતો તે ચોકકસ છે. અલબત તેણે કયાં રાજ્યગાદી સ્થાપી હતી તે હજુ નિશ્ચિતપણે કહી શકાય તેમ નથી.પણ સંભવિત છે કે, અંગદેશ અને વંશ દેશની વચ્ચેના પહાડી મૂલકમાં ( કે જયાં હાલનો છત્તીસગઢ તાલુકો અને બસ્તર રાજ્ય આવેલું છે તે પ્રદેશમાં[૧૩૧]) કયાંક સ્થાપના કરી હતી. (મ. સં. ૧૪૫=ઇ. સ. પૂ. ૩૮૨ ) ને ધીમેધીમે કેટલાક ભાગ પાછળથી મેળવી ત્યાં પોતાના સ્થાનની દઢતા કરી લીધી હતી. પછી આડું ને અવળું કોઇપણ જાતના નિયમ, લશ્કરી યોજના, કે વ્યુહ રચના કર્યા સિવાય, જ્યાં ને ત્યાં આક્રમણ કરવાનું શરૂ કરી દીધું હતું. પણ તેમાં ફળીભૂત થયો નહોતો. તેવામાં કોઇ જંગલમાં ડોશી અને તેણીના પુત્રનો ખીર રાંધીને ખાવા સંબંધીનો અને ત્યાં અનાયાસે પોતે તથા ચાણકય જઇ ચડયાનો અને માર્મિક ઉપાલંભ સાંભળ્યાનો પ્રસંગ બન્યો[૧૩૨] હતો તે કાળથી તેણે પોતાની રાજનીતિ બદલી હતી. પ્રથમ તો પાસેના વિદર્ભપતિ, શાતકરણી કૃષ્ણ ( ત્રીજો અંધ્રપતિ હતો ) ના રાજ્ય ઉપર ચડાઇ લઇ ગયો. અને તેની સાથેના યુદ્ધમાં (મ. સં. ૧૫૩-૪=ઇ. સ. પૂ. ૩૭૪) તેને માર્યો અને તે મુલક પોતાના કબજે કર્યો.[૧૩૩] આ જીતથી તેના પગમાં જોર આવ્યું ખરૂં, પણ હજુ મગધ સમ્રાટ જેવા સમર્થ નૃપતિની સામે એકલા હાથે જ ઝઝુમવા જેવું બળ પ્રાપ્ત થયું ન કહેવાય.

( ૧૩૦ ) જૈનીઝમ ઇન નૉર્થર્ન ઇન્ડીઆ પૃ. ૧૩૦.

( ૧૩૧ ) જોઓ ચેદિદેશની હકીકતે પુ. ત્રીજું.

( ૧૩૨ ) જુઓ ઉપર પૃ. ૧૬૭.

( ૧૩૩ ) જુઓ પુ. ૪ થું.

તેથી પોતાના દેશની લગોલગ પૂર્વની સીમાના સ્વામી કલિંગપતિની કુમક મેળવવા યોગ્ય ધાર્યું. આ કલિંગપતિને મગધ સમ્રાટ સાથે પૂર્વ સમયથી કાંઇક વેર પણ ચાલ્યું[૧૩૪] આવતું હતું. તેથી, તેમજ જો આ યુદ્ધના પરિણામે જીત મળે તો, મદદ આપી તેના બદલામાં સારા જેવા મુલકની કે અન્ય કોઇ પ્રકારના લાભની આશા પણ તેને અપાઇ હતી; એટલે આવા બેવડા પ્રલોભનથી, તે કલિંગપતિ, ચંદ્રગુપ્ત રાજાની સાથે જોડાયો અને બન્નેએ ભેગા મળી, મગધ સમ્રાટ ઉપર હલ્લો કરી, તેને યુદ્ધમાં હરાવ્યો અને તેને ગાદી ત્યાગ કરવાની ફરજ પાડી પરિણામે રાજા ચંદ્રગુપ્ત, મગધસમ્રાટ બન્યો. અને આખો ઉત્તર હિંદ તેના કબજામાં આવ્યો. આ પ્રમાણે તેણે જ્યારે મગધ સામ્રાજ્યની સત્તાધૂરા હાથમાં લીધી, ત્યારે ભારતવર્ષનો ઉત્તર પ્રદેશ સઘળો, તથા હિંદનો પશ્ચિમ ભાગ, જેમાં હાલના કાઠિયાવાડ તથા ગુજરાતનો સમાવેશ થઇ જાય છે તે, તેમજ રાજપુતાના, મેવાડ, માળવાવાળો ભાગ જેમાં સમાય છે, તે અવંતિપ્રદેશ પણ મગધ સામ્રાજ્યનું અંગ હોવાથી, નવમાનંદને હરાવવાથી તેને વારસામાં આપોઆપ ઉતરી આવ્યો હતો. એટલે હવે તો તેને પોતાની મહત્ત્વકાંક્ષા પૂર્ણ કરવાને દક્ષિણ હિંદ તરફજ ધ્યાન પહોંચાડવાનું હતું. જે હેતુ માટે તેણે પોતાના સમ્રાટ તરીકેના પંદર વર્ષની કારકીર્દિમાંનો મોટો ભાગ, તે બાજુજ રોકયો હતો.

દક્ષિણ ભરતમાં તે વખતે બે સત્તા પ્રખર વૈભવશાળી અને લશ્કરી નજરે સામનો કરવા યોગ્ય હતી. એક કલિંગની અને બીજી આંધ્રની. તે બન્નેના પ્રદેશ ઉપર પોતે કેવી રીતે વિજયશાળી[૧૩૫]થયો અને પોતાનું સાર્વભૌમત્વ સ્વીકાવરાવ્યું તે અહીં ચર્ચીશું નહીં. કારણકે પુ. ૧ ખંડ બીજો, પરિ. ૬ માં જેમ શિશુનાગ અને નંદવંશના રાજ્ય વિસ્તારની સમગ્ર હકીકતનું દિગ્દર્શન કરાવ્યું છે, તેમ આ આખા મૌર્યવંશી સમ્રાટોના સમયે કેવી સ્થિતિ વર્તી રહી હતી, તેનો ખ્યાલ વાચક મહાશયને એકજ દષ્ટિએ આવી શકે, તથા તે ઉપરથી દરેક રાજકર્તાના સામર્થ્યનું તુલનાત્મક જ્ઞાન બાંધી શકે, તે હેતુથી એક જુદું જ પ્રકરણ આપણે લખીશું: એટલે પુનરૂક્તિના દોષથી દૂર રહેવાનું અત્રે ઉચિત ધાર્યું છે.

(૧૩૪) આ બનાવો માટે નંદિવર્ધન અને ક્ષેમરાજનો કિસ્સો: આઠમા નંદ બૃહસ્પતિમિત્ર અને ચક્રવર્તિ ખારવેલનો કિસ્સો; ઇતિહાસમાં પ્રસિદ્ધ છે તે જુઓ.

(૧૩૫) E. H. I. 3rd. Edi. Smith P. 149:-But the ascertained outline of the career of Chandragupta is so wonderful and implies his possession of such exceptional ability that the conquest of the south must be added to the list of his achievements. અ. હિ. ઇ. ત્રીજી આવૃતિ. પૃ. ૧૪૯:- પણ ચંદ્રગુપ્તની કારકીર્દિની નક્કી થયેલ રૂપરેખા એટલી આશ્ચર્યકારક છે તથા તેની અનુપમ શક્તિનો એવો પુરાવો રજુ કરે છે કે, એમ આપણે માનવું જ રહે છે કે, દક્ષિણની જીત તે તેનાં પરાક્રમમાં, ઉમેરવી જોઇએ.

ચંદ્રગુપ્ત મૌર્ય ( શિયાજીમાળા ગ્રંથાંક ૧૩૯ ) પૃ. ૩૪ " ચંદ્રગુપ્તના મહારાજ્યની દક્ષિણ સરહદ કૃષ્ણા નદીના તટ સુધી હતી. ત્યા " ચંદ્રગુપ્ત નગરી " નામનું શહેર પોતાના નામથી વસાવેલું હતું.

Asoka. R. K. Mukerji, P. 13:-For a definite and long continued tradition describes Chandragupta abdicating and retiring as a Jain saint at Shravana-Belagola in Southern Mysore; upto which therefore his dominions must have extended.=શા. કુ. મુ. અશોક પૃ. ૧૩:-કેમકે, ચોક્કસ અને પુરાણી દંતકથામાં એમ વર્ણન કરેલું છે કે, રાજા ચંદ્રગુપ્ત ગાદીનો ત્યાગ કરીને એક જૈન સાધુ તરીકે મહિસુર રાજ્યના દક્ષિણ ભાગમાંના શ્રવણ બેલગોલ તીર્થે. સન્યસ્ત દશામાં રહેતો હતો: અને તેથી ત્યાંસુધી

અત્રે માત્ર એકજ હકીકતનો ઉલ્લેખ કરીશું, કે ચંદ્રગુપ્ત સમ્રાટને પોતાની આખી જીંદગીમાં, કોઇ વખતે પણ ઉત્તર હિંદમાં જવાનો પ્રસંગ ઉભો થયો હોય એમ કોઈ પણ ઠેકાણેથી પુરાવો મળી શકતો નથી.[૧૩૬] જ્યારે ઉત્તર હિંદમાં જવાનુંજ તેને સરજાયું નથી, (કારણકે તે આખો પ્રદેશ પોતાને મહાનંદ પાસેથી વારસામાં મળ્યો હતો તે આપણે ઉપર કહી ગયા છીએ, તેમ તે નવમાનંદના સમયે હકીકત લખતાં પણ જણાવાયું છે). એટલે જીત મેળવવા માટે ત્યાં જવાનું કારણ ઉપસ્થિત થતું નથીજ. તેમ પોતે એટલો જબરો અને સત્તાવાહી હતો કે તેના રાજ્યમાં કયાંય બળવા જેવી સ્થિતિ ઉભી થવા પામે તેવું નહોતું. તો પછી પંજાબ જવાનું અને સેંડ્રેકોટસ તરીકે ગ્રીક શહેનશાહ અલેકઝાંડરની સમીપ વર્તી ઉપસ્થિત થવાનું પણ શી રીતે બની[૧૩૭] શકે ? મતલબ કે જે આપણને ખ્યાલ બંધાવાયો છે કે, સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત અને તેને અને સિકંદર શાહને પંજાબમાં એક નદી તટે તંબુમાં મુલાકત થઇ હતી તે સર્વ માત્ર કલ્પના જન્ય જ છે.

જ્યારે તે રાજ્યાસને આરૂઢ થયો ત્યારે પણ મગધ દેશ ઉપર દુષ્કાળનો[૧૩૮] કરાળ પંજો કાંઇક સખ્ત પ્રમાણમાં પથરાયેલો જ હતો. તેવામાં વળી કાંઇક સુરૂપ મેઘવૃષ્ટિ થવાથી સુકાળ પ્રવર્ત્યો હતો. એટલે લોકના દિલ શાંત પડી થોડાં વર્ષો તો જાણે કાંઇજ બન્યું નથી, એમ સર્વે જનતા પાછલી વાત ભૂલી પણ ગઇ હતી. આ બધો સમય ચતુર ચાણક્યે પોતાનું સુવિખ્યાત અર્થશાસ્ત્ર રચવામાંજ ગાળ્યો હોય એમ સમજાય છે.[૧૩૯] અને અનાવૃષ્ટિના પ્રસંગમાંથી તાજેતરનોજ બહાર નીકળ્યો હોવાથી તે પ્રસંગની ગંભીરતા હજુ મર્મ પ્રદેશમાં તરવરી રહી હતી. તેથી જનકલ્યાણનાં હિત માટે અર્થશાસ્ત્રમાં તે મુદ્દાનો સમાવેશ કરવામાં પણ તેને ઉપયોગી સાધન પ્રાપ્ત થયું હતુંઃ તેવામાં પાછો બીજો દુષ્કાળ, પ્રથમના કરતાં પણ વિશેષ કારમા સ્વરૂપે પડવાના ભણકારા કાને સંભળાવા લાગ્યા.

**ગાદી ત્યાગનું કારણ.**

ચંદ્રગુપ્ત સમ્રાટ જૈન હોઇ, સૌરાષ્ટ્ર દેશમાં શ્રી શત્રુંજય તીર્થાધિરાજની યાત્રાએ ગયો હતો એમ આપણે જાણી ચૂક્યા છીએ. તેમ અવંતિનો પ્રદેશ તેને વારસામાં[૧૪૦] મળ્યો હોવાથી ત્યાં તેણે પોતાને રહેવા માટે રાજમહેલ બંધાવ્યો હતો. અને વર્ષનો

---

તેનું રાજ્ય લંબાયું હોવું જોઇએ." વિશેષ ખાત્રી લાયક પુરાવા માટે ( જુઓ મહારાજા ચંદ્રગુપ્તનો સિક્કા. આંક નં. ૬૭, ૬૮. )

( ૧૩૬ ) નીચેની ટીકા નં. ૧૩૭ જુઓ: તથા ઉપર પાનું ૧૬૧ જુઓ ( સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત હોઇ ન શકે. )

( ૧૩૭ ) Ind. Ant. XXXII P. 232:— Chandragupta is never proved to have visited Punjab. ઇ. એ. પુ. ૩૨, પૃ. ૨૩૨:- ચંદ્રગુપ્તે પંજાબ કોઇ દિવસ નજરે જોયું હોય એમ સાબિત થયું નથી.

( ૧૩૮ ) નાગ. પ્રચા. પત્રિકા. પુ. ૧૦ ભા. ૪ પૃ. ૬૫૩ " નિશિથચૂર્ણિ આદિમાં લખેલ છે કે, ચંદ્રગુપ્ત રાજ્યે દુષ્કાળ પડયો છે ( જો ભદ્રબાહુના દક્ષિણ ભરતના ગમનને અંગે આ લખાણ હતે, તો ચંદ્રગુપ્તના રાજ્યે ન લખત, પણ બિંદુસાર રાજ્યે લખત, કારણકે દુષ્કાળ પડવાનો હતો તે બીકે તો પોતે રાજત્યાગ કરી ગયો છે. એટલે બે દુષ્કાળ પડયાનું સાબિત થાય છે ( સરખાવો પૃ. ૧૬૯. ટી. નં. ૨૧. )

( ૧૩૯ ) આ સમયને આપણે મ. સં. ૧૬૦ થી ૧૬૮ સુધી=ઇ. સ. પૂ. ૩૬૭ થી ૩૫૯ સુધીનો ૦.

( ૧૪૦ ) દિગંબર પુસ્તકમાં જે એમ વર્ણવ્યું છે કે " King ( not Emperor ) of Ujjain " ઉજૈનના રાજા ( શહેનશાહ લખ્યું નથી ) તેનું કારણ પણ એજ કે, પોતે મગધનો સમ્રાટ ગણાતો અને

અમુક ભાગ ત્યાં રહેવા પણ જતો હતો તે આપણે કહી ગયા છીએ. ત્યાં સૂતાં સૂતાં તેને એક રાત્રીના સ્વપ્નાં આવ્યાં હતાં. બીજે દિવસે પરોઢીયે ઉઠીને આ ચૌદે [૧૪૧]સ્વપ્નાં પોતાના ધર્મગુરૂ શ્રીભદ્રબાહુસ્વામી ત્યાં પધાર્યા છે એમ સમાચાર મળવાથી વાંદવા ગયો,[૧૪૨] ત્યારે તેમને તેણે કહી સંભળાવ્યાં હતાં. એટલે તેનાં ફળ–પરિણામ વિશેષ ગુરૂ મહારાજે રાજાને કહી બતાવ્યાં. આ ઉપરથી પોતાના ભાવિ વિષે કાંઇક નિરધાર તે બાંધી શકયો હતો. પછી થોડાજ અરસામાં શ્રી ભદ્રબાહુસ્વામીને પોતાના દિગંત વ્યાપી જ્ઞાનના[૧૪૩] આધારે, એમ આગાહી દેખાઇ કે બાર વર્ષી દુષ્કાળ બહુજ નિકટમાં પડવા સંભવ છે. તે હકીકત તેમણે રાજાના કાને નાંખી એટલે ચંદ્રગુપ્તને સંસારની અસારતા વિશેષ પ્રકારે જણાઇ. તેટલામાં [૧૪૪]શ્રી ભદ્રબાહુસ્વામીએ દુષ્કાળની અસર પોતાના શિષ્ય સમુદાયને ઓછી લાગે તે હેતુથી દક્ષિણપથના સુકાળ વર્તતા પ્રદેશમાં જવા ઇચ્છા દર્શાવી. એટલે જે શિષ્યો વિહારનો શ્રમ ઉઠાવવાને અશક્તિવાન હતા તેમને ત્યાંજ રહેવા દઇ, અમુક ગણ્યા ગાંઠયાને સાથે લઇને[૧૪૫] પોતે દક્ષિણ તરફ વિહાર કરવાને

---

ત્યાંના પાટલિપુત્રમાં રાજગાદી હતી. બાકી અવંતિનો રાજા ખરો પણ ગાદી ત્યાં નહીં તેથી " રાજા " લખ્યું હોય એમ ધારી શકાય ( જુઓ હરિષેણકૃત: બૃહત્ કથાકોષ ૯૩૧નું; પંદરમા સૈકાનું રચેલું રત્નનંદિનું ભદ્રબાહુ ચરિત્ર પૃ. ૩૮. જો કે ૧૮૩૮ માં દેવચંદ્રે લખેલ રાજાવલિકથામાં ' પાટલિપુત્રનો રાજા ' એમ લખ્યું છે.

( ૧૪૧ ) શ્વેતાંબરી પુસ્તકોમાં ૧૪ સ્વપ્નાં કહ્યાં છે જ્યારે દિગંબરીમાં સોળ લખ્યા છે: તેની સંપૂર્ણ હકીકત અને અર્થ માટે જુઓ તે તે આમ્નાયના ગ્રંથો: વળી જુઓ એપિ. કર્ણા. પુ. ૨ પૃ. ૩૮.

( ૧૪૨ ) જુઓ ઉપરમાં પૃ. ૧૫૦

( ૧૪૩ ) પોતે છેલ્લાજ શ્રુતકેવલી હતા. જુઓ પૃ. ૧૫૧ ટી. નં. ૭૦.

( ૧૪૪ ) ઉપરના વાકયમાં એમ લખ્યું છે કે, સ્વપ્નફળ સાંભળીને તથા ગુરૂ મહારાજે કહી સંભળાવેલી આગાહીથી ચંદ્રગુપ્તને સંસારની અસારતા જણાઇ. અને હવેના વાકયમાં એમ જણાવાય છે કે શ્રી ભદ્રબાહુએ દક્ષિણમાં જવા ઇચ્છા દર્શાવી ત્યારે સંસારની અસારતા જણાઇ. આ પ્રમાણે બન્ને ઠેકાણેની હકીકત જુદી લખવી પડી છે. કેમકે આ બે બનાવો તુરતમાંજ બન્યા છે કે વચ્ચે કાંઇક થોડો સમય ગયો છે તે નકકીપણે કહી શકાય તેમ નથી. જો લાગલાજ બન્ને પ્રસંગો બનવા પામ્યા હોત, તો 'તુરતજ' કે તેવો કોઇ બીજો શબ્દ વાપરત, પણ એમ સમજાય છે કે, આ પ્રમાણે હકીકત બની રહી હતી, ત્યારે કુમાર બિંદુસાર કિશોર અવસ્થા વટી જવાની હદે આવી પહોંચ્યો હતો અને તેર વરસમાં પ્રવેશ કર્યે–કે પછી પૂરાં થયે–પુખ્તવય ગણાય એમ જે ધોરણ તે સમયે પ્રચલિત હતું, તેની રાહ જોઇ કુમારને રાજ્યની લગામ સોંપીને પછી દીક્ષા લેવી. આવા વિચારમાં બે ચાર છ માસના સમય સુધી તે થંભી ગયો હતો. ખરી સ્થિતિ કેમ હતી, તે હું તારવી શકતો નથી. માટે મેં પાછલી સ્થિતિ–થોડો વખત થંભી જવાની–કલ્પીને 'તેટલામાં' શબ્દનો પ્રયોગ કરવાનું વ્યાજબી ધાર્યું છે. ( સરખાવો બિંદુસાર વૃત્તાંતે, તેની ઉમર અને આયુષ્યવાળો પારિગ્રાફ )

( ૧૪૫ ) J. N. I. P. 135:–As a result of this prophecy, a large body of Jainas ( numbering about 12000 ) came to the south, where several of them ( including Bhadrabahu ) died by the holy vow of salekhana–Chandragupta, who followed the Sangha, renouncing everything, remained for twelve years at Belagola, and finally himself died by the same rite—જૈ. નો. ઇ. પૃ. ૧૩૫. આ ભવિષ્યવાણી ( દુષ્કાળ પડવાનો છે તે ) ઉપરથી, આશરે બાર હજાર જૈનોનું ( સાધુઓજ માત્ર તેમાં હતા કે શ્રાવકો પણ હતા તે જણાવ્યું નથી ) એક મોટું ટોળું દક્ષિણમાં આવ્યું ( તેમાં ભદ્રબાહુ પણ હતા ) જ્યાં તેઓ સંલેખણાવ્રત લઇને મૃત્યુ પામ્યા. ચંદ્રગુપ્ત પણ જે સઘળું ત્યાગ

અગ્રેસર થયા. તે સમયે રાજા ચંદ્રગુપ્ત પણ દીક્ષા–પ્રવ્રજ્યા અંગીકાર કરી[૧૪૬] તેમની સાથે ચાલી નીકળ્યો.[૧૪૭]

દક્ષિણ ભારત આખો યે સમ્રાટ ચંદ્રગુપ્તની આણામાંજ હતો: આંધ્રપતિ પણ સમ્રાટ ચંદ્રગુપ્તનો ખંડિયો હતો. ( જે કારણને લીધે જ આંધ્રપતિ પોતાને આંધ્રભૃત્ય કહેવરાવતા હતા ) એટલે શ્રીભદ્રબાહુસ્વામી, તેમનો શિષ્ય સમુદાય તેમજ

કરીને સંઘ[૧] સાથે ગયો હતો, તે ત્યાં બેલગોલ ગામે બાર વર્ષ રહ્યો હતો. અને અંતે તેજ પ્રમાણે વ્રત લઇને મરણ પામ્યો હતો. ( દક્ષિણમાં ગયો છે અને બિંદુસારનું રાજ્ય ચાલુ થઇ ગયું છે, તે હકીકત જ સાક્ષી પૂરે છે કે, ચંદ્રગુપ્તે દીક્ષા લીધી હતી ).

( ૧૪૬ ) મારૂં એમ ધારવું છે કે, આ જગ્યા તે જબલપુર પાસે જ્યાં નર્મદા નદી પોતાનો પ્રવાહ શરૂ કરે છે ત્યાં આગળ સાતપુડા પર્વતના એક ગિરિશૃંગે મોટી ભવ્ય પત્થર મૂર્તિ જે ખડી કરેલી દેખાય છે ( colossal figure ) તે, સ્થાન તે હોવું જોઇએ. અને તે મૂર્તિ આ પ્રસંગના સ્મરણ તરીકે જ ઉભી કરવામાં કદાચ આવી હોય ( આ બાબત આપણે વધારે વિવેચન પ્રિયદર્શિન સમ્રાટના વર્ણને કરશું ) દીક્ષા હમેશાં વનખંડમાં કે ગિરિતળેટીમાં કે વનગુચ્છમાં દેવાનું શુભ ગણાય છે. વળી મહારાજા બિંદુસારના વૃત્તાંતમાં "શુક્લતીર્થનો મહિમા"વાળો પારિગ્રાફ જુઓ.

( ૧૪૭ ) J. O. B. R. S. III. P. 452. Jayaswal says "I see no reason why we should not accept the Jaina claim that Chandragupta at the end of his reign accepted Jainism and abdicated and died as a Jaina ascetic" = **જ. ઓ. બી. રી. સો. પુ. ૩. પૃ. ૪૫૨: જયસ્વાલજી જણાવે છે કે, રાજા ચંદ્રગુપ્તે પોતાના રાજ્યના અંતે, ગાદી ત્યાગ કરી, જૈનધર્મની દીક્ષા લીધી અને જૈનસાધુપણેજ મૃત્યુ પામ્યો એવી જે જૈનોની માન્યતા છે તે આપણે શામાટે માન્ય ન રાખવી તેનું કાંઇ કારણ હું સમજી શકતો નથી.**"

E. H. I. P. 144 "I am disposed to believe that...Chandragupta really abdicated and became a Jaina ascetic = **અ. હી. ઇ. પૃ. ૧૪૪ ( મિ. વિન્સેંટ સ્મિથ ) મારી એમ માન્યતા થતી જાય છે કે, ચંદ્રગુપ્તે ખરેખર ગાદીનો ત્યાગ કર્યો હતો અને જૈન સાધુ બની ગયો હતો.**

હેમચંદ્ર પાંચમો સર્ગ, ૪૪૪:—

"समाधिमरणं प्राप्य दिवं ययौ"

વળી ઉપરમાં પૃ. ૧૪૭–૫૦ ની ચર્ચા જુઓ.

[૧] સંઘ એટલે યાત્રાએ જનારા માણસનો સમુદાય એમ અર્થ સમજવાનો નથી. સંઘનો સામાન્ય અર્થ જે 'સમુહ, ટોળું, સમાજ' થાય છે તેવા અર્થમાં અહીં વપરાયો લાગે છે. અને તેથી આ બાર હજારની સંખ્યામાં કેવળ સાધુઓ જ હશે એમ ધારી શકાય છે: શ્રી મહાવીરના નિર્વાણ સમયે તેમના સાધુ સમુદાયની સંખ્યા જે ૧૪૦૦૦ ની ગણાય છે. વળી દિવસે દિવસે તે ધર્મના અનુયાયીઓની સંખ્યા વધ્યે જતી હતી. તે સ્થિતિ જોતાં, આ સમયે જે બાર હજારની સંખ્યા અત્ર જણાવી છે તે વિશ્વાસનીય લાગે છે. કેમકે આગળ જતાં જે સંલેખણા લઇને સ્વર્ગે સિધાવ્યાની હકીકત જણાવી છે, તે બીનાથી પણ વધારે સંભવિત એમ લાગે છે તે સર્વે સાધુઓજ હશે: જોકે શ્રાવક વર્ગ પણ સંલેખના વ્રત લેવાના અધિકારી તો ગણાય છેજ.

સંઘ શબ્દનો બીજો અર્થ "યાત્રિકનો સમુહ" એમ પણ થાય છે. ઉપર જણાવી ગયા છીએ કે રાજા ચંદ્રગુપ્તે, શ્રી ગિરનારની યાત્રાએ જવા સંઘ કાઢયો હતો. અને ગિરનારની તળેટીમાં યાત્રાળુઓ તથા તેની સાથે આવેલ પશુ વિગેરે માટે પાણીની સગવડતા સાચવવા સુદર્શન તળાવ ખોદાવ્યું હતું. તે હકીકત આવા યાત્રાળુના સંઘની યાદ આપે છે. આવા પ્રકારના અનેક સંઘો નીકળ્યાના જૈન સાહિત્યમાંથી ઉલ્લેખો મળી આવે છે. સાંપ્રતકાળે પણ તેવા સંઘો નીકળતા આપણા જોવામાં આવે છે.

મુનિ[૧૪૮]ચંદ્રગુપ્ત સુખેથી બાધારહિત, ભારતના દક્ષિણ પ્રદેશમાં વિહાર કરતાં કરતાં, યથેષ્ઠ સ્થાને પહોંચી ગયા હતા. આ સ્થાન હાલના મહીસુર રાજ્યે, ચિત્તલદુર્ગ જીલ્લામાં શ્રવણ બેલગોળ નામે ગામ છે, તે સમજવું. આ ગામની આસપાસ પર્વતના જે નાનાં બે ગિરિશૃંગો છે, તે આ પ્રસ્તુત બનાવનાં સ્મરણ તરીકે જળવાઇ રહ્યાં છે. જે ઉપર શ્રી ભદ્રબાહુ સ્વામી પોતે અનશન પામી સ્વર્ગે પધાર્યા છે તે મોટી ટેકરી છે. અને જે ઉપર ચંદ્રમુનિ તપશ્ચર્યા કરતા હતા તે નાની છે. તેને હજુ પણ ચંદ્રગિરિના નામે જ ઓળખવામાં આવે છે. ભદ્રબાહુનું સ્વર્ગ ગમન મ. સં. ૧૭૦=ઇ. સ. પૂ. ૩૫૭ માં છે. તે બાદ ચંદ્રમુનિ, પાસેના કોઇ પર્વત ઉપર ધર્મધ્યાન કરતા રહ્યા લાગે છે અને બારેક વર્ષ[૧૪૯] અડગ સંયમ-તપ પાળી મ. સં. ૧૮૨=ઇ. સ. પૂ. ૩૪૫માં, સ્વર્ગે સીધાવ્યા છે. તે સ્થળે સમ્રાટ પ્રિયદર્શિનના સિદ્ધપુરી-બ્રહ્મગિરિના નાના શિલાલેખો અત્યારે પણ સાક્ષી રૂપે ઉભા ઉભા ગવાહી આપી રહ્યા છે.

આ જીલ્લામાં ત્રણ મોટી શિલામૂર્તિઓ છે; એક ત્રિપુરમ્ શહેરની અને બીજી શ્રવણ-બેલગોલના બે ગિરિ ઉપરની; ગિરિ ઉપરની બેમાંની એક ગોમટ સ્વામી ઉર્ફે શ્રી ભદ્રબાહુની છે અને બીજી ચંદ્રમુનિની છે. જે ગોમટ સ્વામીની છે, તે તેમના સ્વર્ગગમનના સમયે જે સ્થળે પોતે કાઉસગ્ગસ્થ રહ્યા હતા તે સ્થળ ઉપર ઉભી કરાયલી છે. જ્યારે ત્રિપુરના સ્થાનવાળી મૂર્તિ મૂળે જ્યાં સર્વ સાધુ સમુદાય સાથે પોતે આવીને રહ્યા હતા અને પછી તેમને મૂકીને, શ્રી ભદ્રબાહુ પોતે તથા ચંદ્રમુનિ અને એકાદ ખાસ સાધુને લઇને પાસેના પર્વત ઉપર અનશન માટે ચાલી નીકળ્યા હતા; તે મૂળસ્થાને ઉભી કરવામાં આવી છે; આમ મારાં અનુમાન છે.[૧૫૦]



(૧૪૮) હવે ચંદ્રગુપ્ત રાજાએ દીક્ષા લીધી હોવાથી મુનિ ચંદ્રગુપ્ત શબ્દ અહીં વાપર્યો છે. રાજ કારભાર તેનો યુવરાજ બિંદુસાર ચલાવતો થયો હતો.

(૧૪૯) મુંબઇ સમાચાર. દીવાળી અંક ૧૯૨૩ પૃ. ૧૯૭: ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઇ "બાર વર્ષ પછી ચંદ્રગુપ્તે પણ પોતાના ગુરુનું અનુકરણ કરીને-ઉપવાસ કરીને દેહ ત્યાગ કર્યો"

સરખાવો ઉપરમાં, "તેનો રાજ્ય કાળ તથા આયુષ્યવાળા" પારિગ્રાફમાં દર્શાવેલી હકીકત.

(૧૫૦) જુઓ વિશેષ વર્ણન આગળ ઉપર પ્રિયદર્શિનના વૃત્તાંતે.



# ષષ્ઠમ પરિચ્છેદ

## ચંદ્રગુપ્ત ( ચાલુ ) અને બિંદુસાર

**ટૂંકસારઃ—**

પં. ચાણક્યના અર્થશાસ્ત્રમાંના ઉપયોગી થઇ પડે તેવાં અનેક અવતરણો—તથા તેમાંના અનેક અંગો ઉપર ચર્ચા કરી, સાથે સાથે વર્તમાન કાળમાં પ્રવર્તી રહેલ રાજનીતિ સાથે પ્રસંગોપાત કરેલ સરખામણી, તથા રજુ કરેલા વિચારો—તેની અંતર્ગત રાષ્ટ્રના પ્રજાજનનાં સંરક્ષણ અને સંતોષ માટે લેવાયલા અને લેવા જોઇતા ઉપાયોની કરેલી ચર્ચા—તે સમયે લશ્કરની ગોઠવણ તથા બંધારણ કેવાં હતાં તે સંબંધી આપેલી ટૂંક માહિતી—

સમ્રાટ બિંદુસારનું વૃત્તાંત—તેની ઉમર અને આયુષ્ય ને લગતી ચર્ચા—તેની રાણીઓ, પુત્રસંખ્યા વિગેરેની ચાલી આવેલ માન્યતા ઉપર કરેલ વિવાદ—સમ્રાટ બિંદુસારનાં અનેક વિધ નામો તથા અર્થ—પં. ચાણક્યની ઉત્તર અવસ્થાનું જીવન,—તેના અંતના સમાધિસ્થાન સંબંધી ચર્ચા ઉપાડી, અજાયબી ઉત્પન્ન કરે તેવા કરી આપેલા નિર્ણયો—તેની ઉમર કેટલી હોઇ શકે તે સંબંધી પણ નવીન સ્વરૂપમાં રજુ કરેલા પ્રશ્નો અને તેનું આણેલ છેવટ—ચાણક્યના મરણ બાદ, બિંદુસારના સામ્રાજ્યની કેવી સ્થિતિ થઇ રહી હતી, તેનાં કારણો સાથે આપેલ ખ્યાલ—જુદા જુદા પ્રદેશમાં ફાટી નીકળેલ બળવા, તથા હિંદના એક ભાગના હિંદી રાજાઓમાં પ્રગટી નીકળેલ ઇર્ષ્યાનો દાવાનળ—અને તેનાં પરિણામે યવનપતિ અલેકઝાંડરને હિંદ ઉપર ચડી આવવાને ઉપજેલ લાલસા તથા કાંઇક અંશે તેને મળેલ આત્મતૃપ્તિ—

**રાજનીતિશાસ્ત્રના કેટલાક નિયમો તથા સૂત્રો**

અર્થશાસ્ત્ર અથવા કૌટલ્યશાસ્ત્ર ઉપર, તેમજ તેના અંગે જે રાજ્ય વ્યવસ્થા અમલમાં મૂકાઇ છે, તેના પ્રત્યેક અંગ વીશે અન્ય ગ્રંથોમાં એટલી તો સમગ્ર અને સંપૂર્ણ માહિતી તે તે વિષયના ખાસ અભ્યાસીઓએ આપણને અર્પણ કરી છે,[1] કે આવા ગ્રંથમાં તેનું આલેખન આપવામાં પણ તે વિષયને સારી રીતે ન્યાય આપી શકાય જ નહીં. એટલે તે જાણનાર મુમુક્ષુને તે ગ્રન્થો વાંચી જવાની ભલામણ કરીશું. પણ કાંઇક તેનો ટૂંકો ચિતાર આવી શકે, તે માટે તે સમયે કેવા હોદ્દદારો હતા, તેઓને શું વેતન કે ચંદ્દા મળતાં, તથા રાજ્ય સંચાલનના જે કેટલાક સિદ્ધાંતો તે વખતે અમલમાં હતા, તેનું અવતરણ અત્રે આપીશું. એટલે તે ઉપરથી સુજ્ઞ વાચકની રૂચિ કાંઇક સંતોષાશે, તેમજ તે સમયે લોકોની આર્થિક સ્થિતિ કેવી હશે તથા લોકોનો નિર્વાહ કેવી રીતે અને કેટલા નાણામાં થતો હશે, તેનો ઝાંખો ખ્યાલ પણ આવી જશે. તેમજ તે વખતની રાજનીતિના સૂત્રો સાથે, આજના પ્રવર્તમાન સૂત્રોની સરખામણી પણ કરી શકશે. અલબત્ત સિદ્ધાંતો વિશે એટલું ચેતવવાનું કે, તેનું વાંચન હમેશાં અરસિક તથા શુષ્ક હોય છે. વળી અત્ર તો, અસલ પુસ્તકોમાંથી માત્ર તેઓનું અવતરણજ[2] કરેલ હોવાથી, તે બધું શુષ્ક ઉપરાંત અસંબંધ પણ લાગશે, છતાં સ્થિતિનો ખ્યાલ આપવામાં તો ઉણપ નહીં આવે.

[3]ઉપજકી વૃદ્ધિ કે લીયે સિંચાઇકા પ્રબંધ અત્યંત આવશ્ય હૈ, ઇસકે લીયે ચંદ્રગુપ્તને, એક પૃથક્ સિંચન—વિભાગ ખોલા થા ( પૃ. ૧૬૨ ) ચંદ્રગુપ્ત કે શાસનમેં સબસે મુખ્ય સ્થાન મંત્રી ઔર પુરોહિત નામક અમાત્ય કો પ્રાપ્ત થા; કૌટલ્ય અર્થશાસ્ત્ર મેં, વે દોનો અમાત્ય[4], શાસન કાર્યમેં રાજા કે બડે સહાયક હોતે થે.

વે દોનોં અમાત્ય અવશ્ય હી મંત્રી પરિષદ્ કે સદસ્ય હોતે થે: ( પૃ. ૧૬૫ ) ઇસ પરિષદ્ દ્વારા ( ચંદ્રગુપ્ત કી ) રાજા કી શક્તિ નિયંત્રિતથી, ઉનકે અધિકાર બહુત પરિમિતથે ( તેથીજ ચાણક્યે, ચંદ્રગુપ્તને ઉદ્દેશીને કહ્યું છે કે ) હે વૃષલ,[5] સુનો, તીન પ્રકારકી રાજ્ય સત્તા હોતે હૈ. રાજાયત્ત, સચિવાયત્ત, ઔર, ઉભયાયત્ત; તુમ તો સચિવાયત્ત

---

( ૧ ) આવાં પુસ્તકનાં નામ થોડાંક નીચે આપ્યાં છે.

(૧) મૌર્ય. સામ્રાજ્યકા ઇતિહાસ. કર્તા. સત્ય કેતુ વિદ્યાલંકાર. અધ્યયન ૭ થી ૧૩ પૃ. ૧૪૯ થી ૪૧૫.

(૨) કૌટિલ્ય અર્થશાસ્ત્ર-- સયાજી વિજ્ય ગ્રંથમાળાનું પુષ્પ ( જ. પુ. જોશીપુરા એમ. એ. )

(૩) જૉલીનું બનાવેલ અર્થશાસ્ત્ર.

( ૨ ) કૌ. અ જો. ઉપોદ્. પૃ. ૧૫:—અર્થશાસ્ત્રમાં જે વિવિધ યમનિયમો લખેલા છે, તે બધા એક કાલે હિંદુસ્તાનમાં પ્રચારિત થયેલા, રાષ્ટ્રજીવનમાં તેમજ પ્રજાજીવનમાં તેઓ પૂરેપૂરા ઓત પ્રોત થઇ રહેલા-તેમ તે બધા અગર તો તે પૈકી ઘણા ખરા અદ્યાપી આપણા સમાજ જીવનને નિયમિત કરી રહેલાજ છે: સરખાવો પુ. ૧ પૃ. ૨૬૭ ટી. ૨૧ તથા પુ. ૧. પૃ. ૩૬૪ ટી. ૪૬

( ૩ ) આ પૃષ્ઠના જે આંકો છે તે સત્યકેતુ વિદ્યાલંકાર કૃત મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ ના ટાંકયા છે. વિશેષ માહિતીની રૂચિ ધરાવનારાઓએ તે પુસ્તકનું અવલોકન કરવું.

( ૪ ) ચંદ્રગુપ્ત કે પ્રારંભિક શાસનકાળ મેં ઇન દોનોં પદોંપર આચાર્ય ચાણાકય વિદ્યમાન થે। “ મુદ્રારાક્ષસ ” કે અનુસાર પીછેસે અમાત્ય રાક્ષસને મંત્રી પદ સ્વીકૃત કિયા થા, ઔર ચાણાકય કેવળ પુરોહિત રહ ગયે થે ( જૈનગ્રંથોમાં રાક્ષસને સ્થાને સુબંધુ નામ લખેલ છે. પણ તે સમય બિંદુસારના રાજઅમલનો ગણાવ્યો છે. )

( ૫ ) આનો કેવો અર્થ કરવા જોઇએ તે માટે જુઓ પૃ. ૧૪૦. ટી. નં. ૨૯: વિદ્વાનોએ તેનો અર્થ શૂદ્ર કુળમાં ઉત્પન્ન થયેલ એવા ભાવાર્થમાં કર્યો છે તેમ કરવાનો નથી.

સિદ્ધ હો. અર્થાત તુમ્હારે તો સબ કાર્ય સચીવ કે આધિન હૈ. ( પૃ. ૧૬૬. ) ઉનકી ( રાજાની ) શક્તિ સબસે પહેલે ( ચાણુક્યજીનું અર્થશાસ્ત્ર રચાયું તે પહેલાં), મંત્રી પરિષદ દ્વારા નિયંત્રિતથી. ( પૃ. ૧૭૭. ) રાજા તો કેવળ " ધ્વજ માત્ર " થે. ( પૃ. ૧૭૮ ) રાજયપર સાસન કરનેકે લીયે ૧૮ મહામાત્ય[૬] હોતે થે. મૌર્યકાલમેં વેશ્યાઓકા પ્રયોગ[૭] રાજનીતિકે ઉદ્દેશોંસે ભી કિયા જાતાથા (પૃ. ૨૪૪) (ચંદ્રગુપ્ત કે સમય) સંરક્ષણ નીતિકા (Protective duty ) અનુસરણ કિયા જાતાથા. પર બાત ઐસી નહીં હૈ. ઉન્હે, આયાત કરકી માત્રા ઇતની અધિક ઇસ લીયે રખ્ખીથી, કી રાજકીય આય કી વૃદ્ધિ હો. આયાત કરકા ઉદ્દેશ્ય સંરક્ષણ નહી થા. કેવળ કોષ આયવૃદ્ધિ કી દૃષ્ટિ એ હી તટકર ( custom-duty ) લગાયા જાતાથા. ઇતનાહી નહીં, ભીન્ન ભીન્ન ઉપાયોંસે, વિદેશી વ્યાપારકો બઢાનેકા ભી યત્ન કિયા જાતાથા. (પૃ. ૨૪૫.) ( ચંદ્રગુપ્ત કાલમેં ) મુક્તદ્વાર વાણિજ્ય ( Free trade ) કી હી નીતિથી, સંરક્ષણ કી નહીં, પર રાજકીય આય કે લિયે ભારી આયાત કર લિયે જાતે થે. સિદ્ધાંતમે સ્વદેશી વ્યવસાય કહીં નષ્ટ ન હો જાય. સ્વદેશી માલકો વિદેશોમેં બીકવાને કે લિયે અનેક પ્રકારસે યત્ન[૮] કિયા જાતાથા. ( પૃ. ૨૪૬. ) બીક્રિપર ચુંગી લી જાતિથી. ઉત્પત્તિ સ્થાનપર કોઇ ભી પદાર્થ બેચા જા નહીં શકતા. ( પૃ. ૨૪૬. ) ચુંગી સબી ચીજોં પર નહીં લી જાતી થી. ( પૃ. ૨૫૧ ) સરકાર પૂરી જુમ્મેદારી ( કર લેતી તેના બદલામાં ) સમઝતી થી । યદિ કીસીકા માલ નષ્ટ હો જાય વા ચુરાયા જાય, તો ઉસે, સરકાર પૂરા કરતી થી (Insurance againt every cause)-પ્રત્યક્ષ કર બહુત નહી લગાયે જાતે થેઃ પ્રાયઃ પ્રત્યક્ષ કરોં કા ઉપયોગ આપત્તિ કે સમય કિયા જાતા થા ( ૧ ) તૌલ માપ પર હોતા (૨) જુગાર ખેલને કે પર થા (૩) પ્રત્યક્ષ વેશ્યાઓ પર થા ( ૪ ) ખેલ કરાવાવાળા પર થા. એમ અનેક રીતે આ કર લેવાતો. મતલબ આવા કામ માટે લાઇસન્સની પૃથા નહોતી. પણ શરતનું ઉલ્લંઘન કરે તે માટે દંડ હતો.

( પૃ. ૨૫૬. ) સાથ હી વ્યાજબી લિયા જાતા થા. ( પૃ. ૨૫૭ ) ભારત અસ્ત્ર શસ્ત્રોંકે લીએ, કિસી દૂસરે દેશકે આશ્રિત ન થા, સબ હથીઆર યહીં તૈયાર[૯] હોતે થેઃ શસ્ત્ર ઔર કવચ, ઉન વસ્તુઓંમેં થે જીનકા બાહરસે આના નિષિદ્ધ થા. (પૃ. ૨૫૯) સબ કિંમતોંમે પ્રજાકે હિતકોહીં મુખ્ય ? રખના ચાહિયેઃ પ્રજાકો જીસમેં નુકશાન પહુંચે ઐસા કોઇ લાભ ન લે. ચાહે વહ કિતના અધિક કયોં ન હો. (પૃ. ૨૬૨.) મેગેસ્થનીઝ[૧૦] લિખતે હૈ કિ, મૌર્યકાલમેં અપરાધ બહુત કમ હોતે, મૌર્યકાલમેં એક અલગ મુદ્રા-

( ૬ ) મહામાત્ર યા ઉચ્ચ પદાધિકારી; મહાભારત ઓર રામાયણમે ઇનકા વર્ણન " તીર્થ " કે રૂપમેં કિયા ગયા હૈ. તેવાં અઢારેક તીર્થનાં નામ અહીં આપીશું. મંત્રી, પુરોહિત, સમાહર્તા, સન્નિધાતા, સેનાપતિ, યુવરાજ, પ્રદેષ્ટા, નાયક, વ્યાવહારિક, કાર્માન્તિક, મંત્રિપરિષદઅધ્યક્ષ, દંડપાળ, દુર્ગપાળ, અંતપાળ, પૌર. પ્રશાસ્તૃ આંતર્વેશિક, દ્વારિક ઔર આટૃવિક.

( ૭ ) સરખાવો પુ. ૧. પૃ. ૨૧. ઉપર કેળવણી અપાતી તેનું વિવેચન. વળી આગળ ઉપર મૌ. સા. ઇ. ના પૃ. ૩૯૪ નું અવતરણ તથા તેનું ટીપણ જુઓ.

( ૮ ) એ કામ પન્યાધ્યક્ષ કે સાથ રખ્ખા જાતા થા.

( ૯ ) જુઓ. નંદ નવમાના સમયે શકડાળ મંત્રીએ પોતાનાજ ઘરમાં હથીઆર બનાવવા વિષેનું વૃત્તાંત ( પુ. ૧ પૃ. ૩૬૫ )

( ૧૦ ) મેગેસ્થનીઝનો સમય ખરી રીતે તો અશોકના રાજ્ય કાળે છે, પણ યુરોપીય વિદ્વાનોએ સેંડ્રેકોટસ શબ્દની જે કલ્પના કરીને, તેને અશોકને બદલે ચંદ્રગુપ્ત ઠરાવ્યો છે. તદનુસાર, આ ગ્રંથકાર (સત્યકેતુ વિદ્યાલંકાર મહાશયે ) પણ મેગેસ્થનીઝનો સમય ચંદ્ર-

વિભાગ[11] થા જીસમેં અનેક પ્રકારકે સિક્કે બનતે થે: અસલી ઔર ખોટે સિક્કોંકી પરીક્ષાકે લીએ ભી પ્રબંધ થા. જો કોઇ ચાહતા થા, હિ સિક્કે ઢલવા શકતા થા. ( પૃ. ૨૬૩. ) કિસી તરહકે નિર્ધનગૃહ (Poor Houses) મૌર્ય ચંદ્રગુપ્તકા કાળમેં ભી વિદ્યમાન થે:[12] ( પૃ. ૨૬૭ ) નાના પ્રકારકા દાન દેનેવાલે કું, નાના પ્રકારકેં પદ (હોદ્દે) દિયે જાતે થે, ઉનકા માન બઢાયા જાતા થા.[13] ( પૃ. ૨૭૧ ) કોઈ રાજ્યસેવક કી મૃત્યુ સેવા કરતે હુએ હો જાતી થી, તો ઉસકે પુત્ર ઔર સ્ત્રીકાં કુછ વેતન મિલતા રહા થા. સાથહી ઉસકે બાળક, વૃદ્ધ તથા વ્યાધિ પિડિત સંબંધિઓંકે સાથ અનેક પ્રકારકે, અનુગ્રહ પ્રદર્શિત કિયે જાતે થે. (પૃ. ૨૭૨) રાજકર્મચારિયોંકો વેતનકે સિવાય ભત્તા ભી મિલતા થા. ( પૃ. ૨૭૫ ) શિક્ષણાલય વિદ્યમાન થે, ઔર ઇન શિક્ષકોંકો રાજ્ય વેતન દેતા થા: સંભવત: કુલ રાષ્ટ્રિયવ્યયકા યહ શિક્ષાવ્યય કાફી મહત્ત્વ-પૂર્ણ ભાગ થા: ઇસ લીયે કૌટિલ્યને " દેવપૂજા "[14] કે નામસે ઇસકા સબસે પહેલે ઉલ્લેખ કિયા હૈ. ( પૃ. ૨૭૫ ) સરકારકી તરફસેં અનેક કાર્યોમેં અનેકવિધ લોગોંકી સહાયતા દી જાતી થી (Bounties) (પૃ. ૨૭૮) ભૂમિકો "દૈવમાતૃકા" ( દેવથીજ એટલે દૈવકૃપાથી-માત્ર વર્ષાથીજ પોષાય તેમ નહીં)[15] ન રખ કર " અદેવમાતૃકા " ( અદેવ = દેવ નહીં, પણ મનુષ્ય: તેમના યત્નથી પોષણ કરી શકાય તે, એટલે કે નહેર, કુવા આદિના જળથી પોષાય તે ) બનાનેકા પ્રયત્ન કિયા જાતા થા. કૃષિ કેવળ વર્ષા પર હી આશ્રિત ન થી, પરંતુ સિંચાઇકા સમુચિત પ્રબંધ હોને કે કારણ કૃષકોંકો વર્ષાકી વિશેષ અપેક્ષા ન થી. ( પૃ. ૨૮૧. ) વાયુદ્વારા પાની ખેંચનેક યંત્ર ભી ( wind-mills ) ચંદ્રગુપ્તકે સમયમેં વિદ્યમાન થે. ( પૃ. ૨૮૩. ) જાંગલિક દેશોંમે ૧૬ દ્રોણ, દલદલ વાળે દેશોંમે ૨૪ દ્રોણ, અશ્મક દેશોંમે ૧૩½ દ્રોણ, અવંતિ દેશમેં ૨૩ દ્રોણ, અપરાંતમેં અપરિમિત, ઉત્તર હિમાલયકી તરાઇ તથા ઉન ઉન દેશો મેં જહાં છોટી છોટી કુલ્યાઓ ( નાના ઝરણાં ) દ્વારા ભૂમિ સિંચી જાતી હૈ સમય સમય પર વર્ષા હોતી રહતી હૈ. ( પૃ. ૨૮૪. ) અષાઢ ઔર આશ્વિન્ મેં મિલકર ⅓ વર્ષા, શ્રાવણ ભાદ્રપદ મેં મીલકર ⅓ વર્ષા, હોની સુખઔર આદર્શ હૈ. ( પૃ. ૨૮૯ ) રોગીઓકી સેવા-સુશ્રુષા કે લીએ સ્ત્રીયાં (Nurses) ભી હોતીથી, જબ સેના યુદ્ધ કે લીએ, ચલતીથી, તો સાથમેં ચિકિત્સાકા સબ સમાન્ય ( First-aids ambulances ) આદિ સાથ રહેતા થા ( પૃ. ૨૯૨ ) સ્વાસ્થ્ય કે નિયમોં પર પૂરા ધ્યાન દિ જાતા થા (Sanitary principles) ( પૃ. ૨૯૩ ) આશુમૃતક પરીક્ષા ( Post-mortem examination ) કા પ્રયોગ કિયા જાતા થા: (પૃ. ૨૯૪ )દુર્ભિક્ષ નિવારણા ઉપાય ભી કિયા જાતા : કોષ્ટાગાર સે અનાજ દુર્ભિક્ષ પિડિતોં કે સહાયતા, ભોજન કો અનુગ્રહ, યા બીલ્કુલ મુફટ, ઔર રાષ્ટ્રીય રૂણ ભી લીયે જાતે થે. ( પૃ. ૨૯૫ ) બહુત સે નગર લકડી કે

ગુપ્તના શાસનકાળે સમજીને તેનું અવતરણ કરેલ છે. ( આ ચંદ્રગુપ્તનો સમય નથી તે માટે ઉપર પૃ. જુઓ ૧૫૪ થી ૧૬૨ ) ખરી રીતે અહીં તેનો મત ટાંકી શકીએ નહીં, પણ જે ચદ્રગુપ્તના અને અશોકના સમયે કેટલીક સામાન્ય હકીકત હતી તે તો ટાંકવીજ રહે છે.

( ૧૧ ) ત્યારે ચંદ્રગુપ્તના પણ સિક્કા હોઇ શકે તે સાબિત થયું. મારૂં પણ માનવું તેમજ થયું હતું ( જુઓ સિક્કા પ્રકરણે આંક નં. ૬૮, ૭૧. )

( ૧૨ ) સૂત્રાધ્યક્ષના અધિકારમાં આ કામ હતું.

( ૧૩ ) એટલે કે, ચાંદ, માનપાન પણ હતાંજ.

( ૧૪ ) કેટલાકોએ મૂર્તિપૂજા=Idol worship ના અર્થમાં જે લીધું છે તેમ આનો અર્થ નથી થતો.

( ૧૫ ) Not watered only by rains but also by canals irrigation etc.

બનવા યે જાને થે: અગ્નિ ભય સે બચને કે લીએ બહુત સાવધાની કે સાથ વિવિધ ઉપાય બતાયે થે: ઐસી ઉપાય ભી કિયે જાતે થે જીનસે અગ્નિ લગને કી, સંભાવના ભી ન રહે ( પૃ. ૨૯૮ ) ( પૃ. ૨૯૯ ) જાન બુઝકર આગ લગાને વાલે કે લીએ મૃત્યુ દંડ કે સીવાય અન્ય કોઇ સજા ન થી. અગ્નિ કી રક્ષા કે લીયે અભિચારિક ક્રિયાયેં ભી કી જાતી થી; જૈસે કે રાસાયનિક અવલેપ બનાયે જાતે થે, જીનકે પ્રયોગ સે મકાન મેં આગ નહીં લગ શકતી. (પૃ. ૩૦૨) પુરાણે આચાર્યો કી સમ્મતિ હૈ કિ, સ્થળ માર્ગ ઔર જળ માર્ગ મેં જળમાર્ગ અચ્છે હોતે હૈ, પણ આચાર્ય ચાણકય કા મત હૈ કે, સ્થળ માર્ગ અધિક અચ્છે હૈ ( પૃ. ૩૦૫ ) સામુદ્રિક ડાકુઓતી ( ચાંચીઆ લોકો ) કમી નહીં થા. ( પૃ. ૩૦૯) નૌકા નયન ભારત કે પ્રમુખ વ્યવસાયોં મેં સે એક થા. (પૃ. ૩૧૨) પાટલીપુત્ર કે કેંદ્ર બનાકર, ઉત્તર. દક્ષિણ, પૂર્વ પશ્ચિમ સબ દિશાઓ મેં સડકે ગઇ હુઇથી; ઉસ સમય કો કોસ. આજ આજકલ કે ૨૨૦૨ કે ગજકા[૧૬] હોતા થા ( પૃ. ૩૧૨ ) રાજમાર્ગ ૩૨ ફીટ ૪ દંડ ચૌડા હોતા થા, રથ્યા ૩૨ ફીટ ચૌડા. ( પૃ. ૩૧૭ ) ભારત કા મુખ્ય વ્યવસાય કૃષિ હી થા; ( પૃ. ૩૧૮ ) એક વર્ષ કે ભીતર હી દો ફસલેં પૈદા હોતી હૈં, યહાં લોગ નિર્વાહકી સબ સામગ્રી બહુતાયતસે પાકર, પ્રાયઃ મામુલી ડીલતૌલસે અધિક હોતે હૈ, કૃષકલોક બહુત સમૃદ્ધ થે; (પૃ. ૩૨૩) કપાસ કે સિવાય રેશમ, ઉન, સન, તથા અન્યભી અનેક રેશોંકે કપડે બનતે થે; સૂત કાંતનેકે વાસ્તે પ્રતિત હોતા હૈ કિ, ચરખે કે સમાન[૧૭] એક અત્યંત સુગમ ઉપકરણ થા. (પૃ. ૩૨૪) નાનાવિધ વસ્ત્રોકા તૈયાર કરનેકે લિયે કારખાનેભી વિદ્યમાન થે: (પૃ. ૩૨૬) મગધ, પુંડ્ર ઔર સુવર્ણકુડય દેશોંમે વિવિધ વૃક્ષોં કે પત્તોં યા છાલોંકે રેશોંસે કપડે બનાયે જાતે થે: ( પૃ. ૩૨૭ ) સબસે બઢીઆ રેશોં કે કપડે સુવર્ણકુડય દેશમેં બનતે હૈ, ચીનકા રેશમ સબસે ઉત્તમ હૈ। રૂઇકે કપડે, મધુરા, અપરાંતક, કલિંગ, કાશી, વંગ, વત્સ ઔર માહિષ્મતી દેશોંમેં સર્વોત્તમ બનાયે જાતે હૈ। (પૃ. ૩૫૨) છોટે છોટે સોદાગરોંસે લેકર બડી બડી કંપનીઓ[૧૮] તક ઉસ કાલમેં વિદ્યમાન થી. (પૃ. ૩૫૫) શહરોંમે ભિન્ન-ભિન્ન વસ્તુઓં કે અલગ અલગ બાજાર હોતે થે (પૃ. ૩૬૪ ) વ્યવસાય લોગોંકા સંઘટન કો શ્રેણિ ( guild ) કહા જાતા થાઃ વ્યવસાયી લોગ શ્રેણિઓંસે[૧૯] સંગઠિત થા. (પૃ. ૩૬૮) મેગેસ્થનીસ લિખતે હૈ,[૨૦] કે, ભારત વર્ષ કે વિષયમેં યહ ધ્યાન દેને યોગ્ય બાત હૈ કિ, સમસ્ત ભારત-

( ૧૬ ) ૧ ગજના બે ફૂટ: તે હિસાબે ૨૨૦૨ કે ગજ = ૪૪૦૫ ફૂટ થયા = ૧ કોસ: અને ૧॥ માઇલનો એક કોસ ગણીએ તો ૪૪૦૫ = ૧॥ માઇલ થયો: એટલે ૧ માઇલ = ૨૯૩૭ ફૂટ આવે જ્યારે અત્યારે તો ૫૨૮૦ ફૂટ = ૧ માઇલ ગણાય છે. મતલબ કે આ વાકયમાં લખેલ માપ કોઇ રીતે યોગ્ય લાગતું નથી.

( ૧૭ ) ત્યારે ચરખા જેવી વસ્તુ પણ હતી ખરી જ, હોવી જ જોઇએ, નહીં તો લોક, કાંતી ને વણી શકત શી રીતે ? કાપડ વણવાની કળા તો હિંદમાં કેટલાય યુગ જુની છે જ. એટલે કાંતવાની કળા તથા તેના ઉપકરણો હોવાં જોઇએ જ તે નિર્વિવાદિત છે, સરખાવો પુ. ૧. પૃ. ૨૧૬ ટી. ૧૯.

( ૧૮ ) એટલે બે ચાર કે અધિક ભાગીદાર બનીને વ્યાપારી પેઢી માંડે તેનું નામ કું.; જેમ હાલ લિમિટેડ કુંપનીઓ ઉભી કરવામાં આવે છે તે મિસાલે ઉભી થતી સંસ્થાઓ નહીં હોય એમ મારૂં માનવું થાય છે.

( ૧૯ ) આ શ્રેણિઓ કોણે બનાવી તે માટે જુઓ શ્રેણિક મહારાજાના ચરિત્રમાં.

( ૨૦ ) મેગેસ્થનીઝકા, ભારતવર્ષીય વિવરણ, (ઇગ્રેજીમાં પૃ. ૬૯) જુઓ. સરખાવો કૌ. અ. જો પૃ. ૩૮ "જે કોઇ આર્ય હશે, તેને કદિ પણ દાસ બનાવી શકાશે નહીં . કૌટિલ્યે શૂદ્ર વર્ણના લોકોને પણ આર્ય ગણેલા છે ( મતલબકે શૂદ્ર પણ આર્ય હોવાથી, તેમને સુદ્ધાં ગુલામ તરીકે રાખી શકાતા નહોતા. )"

વર્ષ સ્વતંત્ર હૈ, ઉનમેંસે એક ભી દાસ નહીં હૈ. સ્ટ્રેબો લિખતા હૈ,[૨૧] 'વહી મેગેસ્થનીઝ લિખતા હૈ કિ, ભારતીયોંમેં એકોઇ ભી દાસ નહીં રખતા" (પૃ. ૩૭૧) ચંદ્રગુપ્તકે સમયમેં ભી, શહેર અનેક પ્રકારકે હોતે થે, મુખ્ય રાજધાની કે સિવાય, પુર,[૨૨]નગર, પટ્ટન આદિ આબાદિ તથા સમૃદ્ધિ કે અનુસાર વિભાગ થે; રાજનૈતિક દૃષ્ટિએ શહેરોંકે, સંગ્રહણ, ખાર્વટિક, દ્રોણમુખ ઔર સ્થાનીય, યે ચાર ભેદ થેઃ ( સંગ્રહણ=૧૦ ગ્રામકે બીચમેં બડા ગાંવઃ ખાર્વટિક, દોસોંમે, દ્રોણમુખ જો ચારસોંમે, ઔર સ્થાનીય જો આઠસોં ગાંવોંમેં બીચમેં હોતા થા ) (પૃ. ૩૧૩) નગરોંમેં ઈંટ તથા લકડી કે મકાન હોતે થે, શહેરોંકા દુર્ગકી રીતીસે બનાયા જાતા થા, બહુત બડે તથા વૈભવશાળી શહેર વિદ્યમાન થે. ( પૃ. ૩૭૬ ) મુદ્રા બનાને કે લિયે અલગ ટંકશાળ હોતી થી. સ્વતંત્ર મુદ્રા પદ્ધતિ ( Free-coinage ) ઉસ સમય વિદ્યમાન થી. ( પૃ. ૩૭૮ ) રાજ્યકે સિવાય અન્ય કોઇ વ્યકિત સિક્કે નહીં બના શકતા. સિક્કોં કે સિવાય અન્ય ભી કોઇ સાધન ચુકાનેકા થા યા નહીં, યહ નિશ્ચિત રૂપસે નહીં[૨૩] કહા જા સકતા; પરંતુ કૌટિલ્યને "આદેશ" (Bills of exchange ) કા જીક્ર કિયા હૈ ( મતલબ કે હુંડી લખવાની રીત[૨૪] પ્રચલિત હતી. ) (પૃ. ૩૭૮) સૂદ પર ( on interest ) રૂપીઆ ઉધાર લેનેકી પ્રથાભી વિદ્યમાન થી. સૂદકી દર બહુત, અધિક થી. સાધારણતયા ઉસ રૂપિયેકે લિયે જીસકે ડૂબનેકા ડર નહીં હોતા થા, જીસકે લિયે અચ્છી જનામત ( security ) હોતીથી. ઉસપર, ૧¼ રૂ. પ્રતિશતક, પ્રતિમાસ; ૧૫ રૂ. પ્રતિશતક પ્રતિવર્ષ ( 15 per cent per annum ) સૂત દેના હોતાથા. વહ દર કમસેંકમથી; વ્યવહારમેં ઇસસે બહુત અધિક દરથી, ૬૦ ( sixty ) પ્રતિવર્ષકી દરસેં રૂપીઆ ઉધાર મિલતા થા. જંગલકે વ્યાપારિઓને ૧૨૦% પડતાથા. સમુદ્રમેં જાનેવાલે લોગ ૨૪૦% દેતેથે. સૂદ ઇકઠ્ઠા ન હોને દે.[૨૫] ( પૃ. ૩૮૨ ) મેગસ્થનીઝ કે અનુસાર " ભારત વર્ષકી સારી આબાદી, સાત જાતિયોં ( castes ) મેં બઁટી હૈ: (૧) દાર્શનિક-( foreteller=ભવિષ્યવાણી કહેનાર ) તેમની સંખ્યા થોડી હતી, પણ પ્રતિષ્ઠામાં સૌથી વિશેષ (૨) કિસાન-ખેડુત (૩) અહીર, વિગેરે સર્વ પ્રકારનાં ચરાવા-વાળા (૪) કારિગર (૫) સૈનિક-( સંખ્યામાં તેમનું બીજું સ્થાન હતું ) (૬) નિરીક્ષક લોગ (૭) સભાસદો તથા અન્ય શાસન કર્ત્તાઓ ( આ સર્વથી નાની સંખ્યામાં હતા, પણ દરજ્જા, ચરિત્ર અને બુદ્ધિને લીધે સૌથી ઉંચા હતા ) કૌટિલ્ય જાતિઓંકા ઉલ્લેખ નહીં કરતા, વહાં પર પરાંગત ચાર વર્ણોંકા જ વર્ણન કરતે હૈં; મેગેસ્થનીઝ

( ૨૧ ) ઉપરનુંજ પુસ્તક પૃ. ૭૧ જુઓ.

( ૨૨ ) ક. સૂ. સુ. ટી. પૃ. ૫૯: આકર કહેતાં લોખંડ આદિકની ઉત્પત્તિનાં સ્થાનક. નગર એટલે જ્યાં કર ન લેવાતો હોય, ખેટ કહેતાં તેની આસપાસ ધૂલીનો કોટ હોય તે, કર્બટ એટલે કુનગરો, મંડપ એટલે ચારે બાજુએથી અરધા યોજન દૂર રહેલા ગામો, દ્રોણ એટલે જ્યાં જળવાટે અને સ્થળવાટે બન્ને વાટે રસ્તાઓ હોય છે તે, પત્તન એટલે જળ અથવા સ્થળ બન્નેમાંથી એક માર્ગ જ્યાં હોય તે, આશ્રમો એટલે તીર્થનાં સ્થાનો, સંબાહ કહેતા સપાટ ભૂમિ, ખેડુતો જ્યાં ધાન્ય ને રક્ષા માટે રાખે છે તે. સન્નિવેશ એટલે જ્યાં સંઘ, લશ્કર વિગેરે આવીને ઉતરે તે ઇત્યાદિ.

( ૨૩ ) સરખાવો સિક્કા પ્રકરણમાં લખેલી હકીકત.

( ૨૪ ) જુઓ પૃ. ૪૯ ટી. ૯ ની હકીકત.

( ૨૫ ) એમ સમજાય છે કે, વધારેમાં વધારે વ્યાજની રકમ આ આંકડાના પ્રમાણમાં ચડવા દેતા હતાઃ તેથી વધારે વ્યાજ ચડવા દેતા નહીં, તેમ તેથી વધારે વ્યાજ ઉપજે તેવડી મોટી રકમની ધીર પણ કરતા નહીં.

કિસ આધાર પર,[૨૬] ઉલ્લેખ કિયા હૈ, યહ જાનના બહુત કઠિન હૈ; વહ તો યહભી લિખતા હૈ કિ કોઇ વ્યકિત આપની જાતિ કે સિવાય ભિન્ન જાતિમેં વિવાહ નહીં કર શકતા[૨૭] ઔર અપને નિજ વ્યવસાય કો છોડકર દૂસરા કાર્ય નહીં કર શકતા. ઉદાહરણ કે લિયે કોઇ સીપાહી, કિસાન નહીં હો શકતા. ઔર કોઇ શીલ્પી દાર્શનિક નહીં બન શકતા : ( પૃ. ૩૮૭ ) બહુ–વિવાહકી પ્રથા વિદ્યમાન થી. વિવાહિત સ્રીઓં કે સિવાય અનેક સ્રીઓંકો કેવળ આમોદ–પ્રમોદકે લીયે ઘરમેં રખા જાતા થા. (પૃ. ૩૮૯) પુરૂષ ઔર સ્રી દોનોંકોહિ પુનર્વિવાહકા અધિકાર થા. ( પૃ. ૩૯૦ ) સ્રીઓંકી સ્વતંત્રતાકે સંબંધમેં બહુતસે પ્રતિબંધ માલૂમ પડતે હૈ. ઉસ સમય સ્રિયાં પરદેમેં ભી રહતી થીં. કૌટિલ્ય ને સ્રિયોકો " ન નીકળનેવાલી " કહા હૈ; ( પૃ. ૩૯૪ ) રાજાકી સેવામે કાર્ય કરનેવાલી ગણિકાકા વેતન એક હજાર પણસે શુરૂ હોતા થા.[૨૮] ઇનકા કાર્ય રાજાકે છત્ર, ઇતરદાન, પંખા, પાલખી, પીઠિકા રથ આદિકે સાથ રહકર રાજાકી શોભા બઢાના હોતા થા. ( પૃ. ૩૯૫ ) મૌર્યકાલીન ભારતમેં જૂઆ ( જુગાર ) ભી ખેલા જાતા થા ( તે માટે દ્યૂતઘર ઠરાવેલ હતા ) ( પૃ. ૪૯૦ ) ભિન્ન ભિન્ન દેવતાઓંકી પૂજા પ્રચલિતથી ( પૃ. ૪૯૨ ) લોગ મંત્રતંત્ર પર વિશ્વાસ રખતે થે. ઉસકાલમેં બહુતસે લોગ ધર્મકે અનેક ઢોંગ રચકર જનતાકો ઠગાભી કરતે થે. ( પૃ. ૪૯૫ ) અપને ઘર વ સંપતિ વે પ્રાયઃ અરક્ષિત અવસ્થામેં હી છોડ દેતે હૈ (કાં ચોરી ઓછી, કાં રાજ્ય તરફથી રક્ષા ઉત્તમ ) સચ્ચાઇ ઔર સદાચાર દોનોંકી વે સમાન રૂપસે પ્રતિષ્ઠા કરતે હૈઃ ( પૃ. ૪૯૬ ) ચોરી બહુત કમ હોતી હૈ. ( પૃ. ૪૯૮ ) મૌર્યકાલીન ભારતમેં મર્દુમશુમારી યા મનુષ્ય ગણના ( census ) ભી હોતી થી. યે કાર્ય પ્રતિવર્ષ હોતી થી. કેવળ મનુષ્યોંકી ગણના નહીં હોતી થી. પશુ વ જંતુ ભી ગિને જાતે થી. ( આ કામ ગોપાધ્યક્ષના હાથમાં હતું ). ( પૃ. ૪૧૦ ) વિદેશીયોંકી ગતિપર ઉસ સમય વિશેષ ખ્યાલ કિયા જાતા થા. ગુપ્તચર ( C. I. D. )[૨૯] વિભાગ બહુત ઉન્નત અવસ્થાકો પ્રાપ્ત થા. ઔર

( ૨૬ ) આ હકીકતથી સાબિત થાશે કે ચાણક્યજી અને મેગેસ્થનીસ બંનેનો સમય એક નથી ( પૃ. ૧૫૪-૬૬. ) જેમ અદ્યાપિ પર્યંત, સઘળા વિદ્વાનોએ, સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત ધારીને, ચાણક્ય સાથે મેગસ્થનીસ સમકાલીન ગણાવ્યા છે. ખરી રીતે સેંડ્રેકોટસ તે અશોક છે, એટલે મેગેસ્થનીસ તેનો સમકાલીન ગણાય જ્યારે ચાણક્યજી તો ચંદ્રગુપ્તના સમયે છે, એટલે ચાણક્ય પ્રથમ થયા છે. અને તે બાદ લગભગ ૫૦ વર્ષે મેગેસ્થનીઝ છે. વિશેષ ખુલાસા માટે ઉપર પૃ. ૧૫૪ થી ૧૬૨ સુધીનું વર્ણન જુઓ. )

( ૨૭ ) કેટલાક અંશે આ હકીકત સત્ય છેઃ શ્રેણિકના સમયે બંધ નહોતોઃ પછી પ્રતિબંધ મજબૂત થતો ગયો લાગે છે. જેમ જેમ જ્ઞાતિની શ્રેણિઓ બંધાતી ગઇ તેમ, તે નંદ બીજાના સમયે બહુ સખ્ત હશે એમ લાગે છે (કાળાશોક બિરૂદનું કારણ શૂદ્ર રાણીના લગ્નને ગણ્યું છે તે આશયથી આ વાકય લખ્યું છે. બાકી ખરી સ્થિતિ શું હતી તે માટે જુઓ પુ. ૧. પૃ૩૩૪ થી ૩૪૨). વળી તે ગ્રંથી, બિંદુસાર અને અશોકે કાંઇક શિથિલ કરી નાંખી હોય એમ દેખાય છેઃ જો કે તે સમયે પણ ઉંચ ત્રણ વર્ણમાંજ (તેને અંગેની શ્રેણિઓમાંજ) અરસપરસ વિવાહ થતો; બાકી શૂદ્ર સાથેનો વિવાહતો વર્જીતજ થઇ ગયો હતો.

( ૨૮ ) ગણિકા તે બાજારી વસ્તુના દરજ્જે ઉતરી પડી નહતી.

( ૨૯ ) ત્યારે પણ જાસુસ ખાતું ચાલતું હતું. આ સ્થિતિ સુચવે છે કે હવે દ્રવ્યમોહ–વ્યાપાર વધારવા તરફ વૃત્તિ–ની વૃદ્ધિ થવા માંડી હતી. એટલે કે, પ્રથમ જે જોરૂ મોહ હતો, તેમાં જમીનમોહ વધ્યો હતો અને તે બાદ હવે જરમોહનો પ્રવેશ થવા માંડયો હતો.

જર, જમીન, અને જોરૂના મોહ વધવાનો જે ક્રમ આપણે પુ. ૧ પૃ. ૭ ટી. ૧૧ માં બતાવ્યો છે, તે આ હકીકત સાથે સરખાવવાથી તેની સત્યતાની ખાત્રી થશે.

દસ કાર્યમેં ગુપ્ત લિપિકા પ્રયોગ કિયા જાતા થા. ( પૃ. ૪૧૩ ) ગુપ્તચર વિભાગ કે " કેંદ્રસ્થાનોકું સંસ્થા " કહે તે થે. સંસ્થાઓ કો આપસમેં ભી એક દૂસેરકા હાલ માલૂમ ન હો સકતા થા. ગુપ્તચર લોગ ભી " સંસ્થા કો " કો નહીં જાનેતે થે. સંદેશ પહોંચાને કે લિયે કેવળ ગુપ્ત લિપિકા હી પ્રયોગ ન હોતા થા. અપિતુ, અનેક ભી અન્ય સાધન પ્રયુત્ત હોતે થે. ગીત, બાજે, આદિ કે. ઇસ કાલકે લિયે નિશાન બને હુએ થે. ( પૃ. ૪૧૪ ) ડાક પ્રબંધ કા વિશેષ જ્ઞાન નહીં હૈ. ડાક ભેજને કે લિયે કબૂતરોંકા પ્રયોગ હોતા થા. તેજ ઘોડો દ્વારા પહુંચાને કા ભી પ્રબંધ થા.

એક બીજા ગ્રંથકારે[૩૦] કેટલુંક વિશેષ વર્ણન આપ્યું છે. જેનો ઉલ્લેખ ઉપરમાં ન આવ્યો હોય તેવી હકીકતો કેટલીક નીચે ટાંકીએ છીએ.

એલચીઓ ( દૂત. પ્રણિધિ ) પર રાજ્યોમાં રખાતા. તેઓ દ્વારા ત્યાંની હકીકતથી વાકેફ રહેતા. પોતાના રાજ્યમાં બીજા દેશના એલચીઓ રાખતા. તેના વિચાર વર્તનાદિ જાણી લેવાને પ્રયત્ન રખાતો. હિંદુ રાજનિતિમાં યુવરાજને[૩૧] પણ રાજનું એક અંગ લખવામાં આવે છે. ( પૃ. ૫૫ ) પોતે ન્યાય તોલવા બેસતો. ન્યાય તોલવામાં એટલો તો નિમગ્ન થઇ જતો કે તે ઘણીવાર વ્યાયામ લેવાનું તેમજ ખાઇ પી લેવાનું કામ ન્યાય મંદિરમાંજ ઉકેલી લેતો હતો. જમીન માત્રને, ખેડાણ, ચરાઉ અને જંગલ-પ્રદેશની એમ ત્રણ વિભાગમાં વહેંચેલી હતી. જમીનનો માલિક રાજા[૩૨] ગણાય. ખેડાણ જમીન ગીરો કે વેચાણ કરી શકાતી નહોતી. પરંતુ ખેડુતો ખેડે ત્યાં સુધી તે તેમના કબજામાં રહેતી. પ્રાચીન ભારતમાં ભાગબટાઇની પદ્ધતિ સામાન્યતઃ હતી.[૩૩] અને તેથી અનાવૃષ્ટિ વિગેરે સંકટને કારણે ખેડુતોને રાજ્યને કાંઇ આપવું પડતું નહીં. તેના સમયમાં આખા જનપદને ચાર ભાગમાં વહેંચી નાંખવામાં આવેલ. ગામડાં માત્રને ત્રણ વર્ગમાંઃ પુનઃ તેમને પાંચ પ્રકારે વહેંચી નાંખેલ. કરવેરાથી મુક્ત રહેનારા ગામોને " પરિહારક " કહીને સંબોધતા. સૈનિકો પૂરા પાડનાર ગામોને " આયુધીય "[૩૪] કહેતા. કેટલાંક ગામો કરવેરાને બદલે ધાન્ય ઢોર, હિરણ્ય અગર કુપ્ય ( કાચો માલ ) પૂરો પાડતા, ત્યારે કેટલાંક વેઠ કરીને તેમજ ગોરસાદિ પૂરાં પાડીને, તે રૂપે કરવેરો આપનારાં હતાં. દરેક ગામડામાં સોથી ઓછી નહીં, તેમ પાંચસોથી વધારે નહીં, તેટલી સંખ્યામાં શૂદ્રવર્ણના કૃષિકારોનાં કુટુંબો રહી શકતા હતા. ગામેગામના શેઢાસીમાડા હદ નિશાનથી નક્કી કરવામાં આવેલા હતા. અને તે બતાવનારાં પત્રકો પણ રખાતાં હતાં. દીવાની અને ફોજદારી કામ કરવા જેવી અર્વાચીન સંસ્થાઓ પણ હતી. તેમને અનુક્રમે " ધર્મસ્થાનીય " અને " કંટકશોધન " નામથી ઓળખતા. ચારિત્રશુદ્ધિ પરત્વે સંપૂર્ણ પરીક્ષા કર્યા પછીજ ન્યાયાધિશો નિમવામાં આવતા. વહીવટી ખાતાંને અંગે જુદાં જુદાં ખાતાંઓ હતાં, જેને અધિકરણ તરીકે ઓળખતા હતા. ગામડાંમાં ઉભી થતી,

( ૩૦ ) વડોદરા સાહિત્ય ચંદ્રગુપ્ત પૃ. ૫૩ થી આગળ.

( ૩૧ ) સરખાવો ઉપરમાં સંચીપુરી નામ કેમ પડયું તે પારામાં રાજમહેલ બંધાવી તથા તે પ્રદેશ ઉપર પોતાના પુત્રને કે રાજકુટુંબીને ત્યાં સૂબા તરીકે નીમવાની હકીકત

( ૩૨ ) જાગીરદાર=land lord; નહીં કે king: અલબત તે જાગીરદાર પોતાની હકુમતના પ્રદેશ પૂરતો રાજા જેવો ગણી શકાય. સરખાવો પુ. ૧. પૃ. ૧૩ની હકીકત

( ૩૩ ) વિઘોટીની અને ભાગબટાઇની, તે બેમાંથી કઇ પદ્ધતિ સારી ગણી શકાય તે આ ઉપરથી સમજી શકાશે.

( ૩૪ ) સરખાવો પુ. ૧લું, નકશો નં. ૨ માં આંક નં. ૨૫ વાળો પ્રદેશ પૃ. ૫૯ ૬૦: કે જેને આયુધાગ્ર કહેવાને બદલે, વિદ્વાનોએ અયોધ્યા કહીને ઠોકી બેસાર્યું છે.

જમીન ખેતર, કે સેઢાસીમાડાની બાબતોને લગતી દીવાની તકરારોનો ફેંસલો, તે તે ગામના કે પાડોસી ગામના પાંચ દસ વયોવૃદ્ધ લોકો ભેગા મળીને કરી નાંખતા. તેમનામાં જો મતભેદ થતો તો કોઇ પવિત્ર ચારિત્ર્યવાળા માણસને મધ્યસ્થ રાખી નિવેડો લાવતાઃ છતાં ન ફાવે તો પછી વાંધાવાળી વસ્તુ-ખેતરાદિ-નો કબજો રાજ્ય લઇ લેતું. રાષ્ટ્રના રક્ષણાર્થે કિલ્લાઓ પણ બાંધવામાં આવતા. પાણીની વચ્ચમાં બાંધેલા કિલ્લાને "ઔદક" અને પર્વત ઉપર બાંધેલાને "પાર્વત"[૩૫] કહેતા. રાજ્યની અંદરના ભાગમાં પણ ચોકીપહેરો રાખવાની યોજના કરવામાં આવેલી હતી.

આ પ્રમાણે રાજયવ્યવસ્થાનું વર્ણન ટૂંકમાં આપી દીધું. તેમાંના કેટલાક સત્તાધારી કર્મચારિયોનું વેતન કેટલું હતું, તથા બીજા કેટલાક મુખ્ય સત્તાધારી હતા, તેનું ટૂંકમાં વર્ણન કરી, આ પ્રકરણ સમાપ્ત કરીશું.

(પૃ. ૨૬૯) [૩૬]પ્રતિવર્ષવેતન કેટલું હતું તેની સંખ્યા "પણ" નામના દ્રવ્યમાં નીચે પ્રમાણે જાણવી (અ) રૂત્વિક્, આચાર્ય, મંત્રિ, પુરોહિત, સેનાપતિ, યુવરાજ, રાજમાતા, રાજમહિષી પ્રત્યેકને ૪૮૦૦૦ (આ) દૌવારિક, આંતર્વિંશિક, પ્રશાસ્તા, સમાહર્તા, સન્નિધાતા પ્રત્યેકને ૨૪૦૦૦ (ઇ) કુમાર, કુમારમાતા, નાયક, પૌર, વ્યવહારિક, કાર્માન્તિક. મંત્રિ પરિષદકે અધ્યક્ષ, રાષ્ટ્રપાળ, અંતપાળ, પ્રત્યેકને ૧૨૦૦૦ (ઉ) શ્રેણિમુખ્ય, હસ્તિમુખ્ય, અશ્વમુખ્ય, રથમુખ્ય, અને પ્રદેષ્ટા પ્રત્યેકને આઠ હજાર (ઊ) પત્ત્યધ્યક્ષ, અશ્વાધ્યક્ષ, રથાધ્યક્ષ, હરણ્યધ્યક્ષ, દ્રવ્યપાળ, હસ્તિપાળ, વનપાળ અને રથિક, પ્રત્યેકને ચાર હજાર (ઋ) અનીક-ચિકિત્સક, અશ્વદમક, વર્ધકિ, યોનિપોષક, દરેકને બે હજાર (લૃ) કાર્તાન્તિક, નૈમિત્તિક. મૌહૂર્તિક, પૌરાણિક, સૂત, માંગધ. તથા અન્ય અધ્યક્ષને એક એક હજાર. (એ) શિક્ષિત પદાતિ, સંખ્યાયક (accountant) ને ૫૦૦.

પૃ. ૨૭૨ [૩૭]સૈનિક વ્યયઃ—

| | |
|---|---|
| સૈન્યનું બળ | ૬૦૦,૦૦૦ પદાતિ; શિક્ષિત પદાતિઃ દરેકને ૫૦૦ પણ<br>૩૦,૦૦૦ અશ્વારોહી; ૫૦૦ થી હજાર સુધી<br>૯,૦૦૦ ગજારોહી; ૭૫૦ આશરે (પ્રત્યેક હાથી પર, તીન તીન, ધનુર્ધર બેસે)<br>૮,૦૦૦ રથારોહીઃ [૩૮] બેહજાર (પ્રત્યેક રથ પર, બે ધનુર્ધર હોય) |

(ઉપર પ્રમાણે ગજ અને રથના ધનુર્ધરની સંખ્યા ગણી લેવી.)

(૩૫) તો પછી પાર્વતીય પ્રદેશ=જ્યાં પર્વત ઉપર અનેક કિલ્લાઓ આવી. રહ્યા હોય તેવો પ્રદેશ એમ અર્થ થતો હોય ખરો (સરખાવો ચંદ્રગુપ્તે પાર્વતીય પ્રદેશના રાજા વકગ્રીવની મદદ લઇને મહાનંદને હરાવ્યો તેનું વર્ણન).

(૩૬) જુઓ મૌ. સા. ઇ.

(૩૭) Rulers of India series (Asoka P. 16) મેગેસ્થેનીઝના શબ્દોમાં લખાયેલ છે (અશોકના સમયે પાટલિપુત્રની સ્થિતિ કેવી હતી તે સમજાશે) A magnificient fortified city, worthy to be the capital of a great kingdom; The royal camp at the capital was estimated to contain 400,000 souls, and the efficient standing army numbering 600,000 infantry 10,000 cavalry, 9000 elephants and a multitude of chariots washmaintained at the king's expense.

(૩૮) જેમ આ ચાર પ્રકારના સૈન્ય હતાઃ તેમ તે દરેકના ઉપરી જુદાજ હોય. અને તે સર્વ મુખ્ય સેનાધિપતિના તાબામાં રહે; તેવી રીતે આ રથ વિભાગમાં પાછી નાની નાની ટુકડીઓ પણ હતી. તેના સરદારો જે હોય, તેના સર્વે સરદારોનો ઉપરી તે મહા-

આખા સૈન્યનું ખર્ચ વાર્ષિક=૩૬,૫૦,૫૮૦૦૦ "પણ" થતું હતું: આ ઉપરાંત હાથીનાં માવત, રથના સારથી, તેવાજ બીજા અનેક વ્યક્તિઓનાં વેતન તે જૂદા ઉપરાંત બીજા ઓફીસરો, નાના મોટા હોય તે જૂદા. ઇન સબ વેતનો, ભત્તો, આદિકા મિલકર સેનાકા વેતનોંમેં હિ ચાલીસ કરોડકે લગભગ વ્યય હોતા હોંગા ।

વળી કેટલાક ખાસ અધિકારીઓ વિશે જણાવીએ:—

સમાહર્તા=મુલ્કી ખાતાનો મુખ્ય અધિકારી: સરસૂબા જેવો, રેવન્યુ કમીશનર: સ્થાનિક=સમાહર્તાના હાથ નીચેનો અમલદાર, પ્રાંતિક સૂબા જેવો અધિકારી. કલેકટર. વળી તેના હાથ નીચે ગોપ ( આના તાબામાં પાંચ પાંચ કે દશ દશ ગામોનાં જૂથ મૂકવામાં આવેલ હતાં: કદાચ મામલતદાર જેવો અધિકારી હશે ) ગોપની નીચે ગ્રામણી અથવા ગ્રામિક; ગામના મુખી જેવો.

સમાહર્તા અને સ્થાનિક તે કેવળ મુલ્કીખાતાના અમલદાર હોય એમ સમજાય છે. જ્યારે 'પ્રદેષ્ટા' નામક એક અધિકારી છે તે ફોજદારી ન્યાયાધિશ, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ જેવા અધિકાર ભોગવતો દેખાય છે. તે સમાહર્તાના તાબામાં રહી રાજ્યમાં હરતો ફરતો રહેતો.

પત્તનાધ્યક્ષ = પોર્ટ ઑફીસર ( Port officer ); નાવધ્યક્ષ = નેવલ કમાન્ડર. ડીરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન જેવો કોઇ હોદ્દેદાર તે સમયે હોય એમ જણાતું નથી. તે વખતે લોકોથી લેવાતી કેળવણી [૩૯]રાજ્યાધીન નહોતી. સીતાધ્યક્ષ = ખેતિવાડીનો અમલદાર ( સ્ત્રધ્યક્ષ તે જુદોજ હોદ્દો સમજવો ) : આકારાધ્યક્ષ = ખાણોની દેખરેખ રાખનાર.

સન્નિધાતા = ખજાનચી: વર્ષમાન = વરસાદ માપનાર: અક્ષપટલાધ્યક્ષ = હિસાબી દફતરનો અધિકારી Accountant-General. તેના તાબામાં સંખ્યાયક = Accountant. કારણિક' તથા 'કાર્મિક' = ચોપડા લખનારા: આકરાધ્યક્ષ = ખાણખાતાનો અમલદાર: લક્ષણાધ્યક્ષ = રૂપાના સિક્કાઓ પાડવાનું કામ કરનાર અમલદાર (mint-master). રૂપદર્શક = Currency officer સુવર્ણાધ્યક્ષ = અક્ષશાળામાં સોના રૂપાની જે ચીજો તેનો ઉપરી; કોષ્ટાગારાધ્યક્ષ = કોઠારમાં આવતો કૃષિજન્ય ધાન્ય, ચોખા તેલ વિગેરે ખેતરાઉ માલનો ઉપરી: પણ્યાધ્યક્ષ = Director of commerce: કુપ્યાધ્યક્ષ = Forest officer પૌતવાધ્યક્ષ = રાજ્યના માપ તોલ ઉપર દેખરેખ રાખનાર: આયુધાગારાધ્યક્ષ = કુશળ કારીગરોને રોકી યુદ્ધોપયોગી, દુર્ગોપયોગી ચીજો બનાવનાર; શુલ્કાધ્યક્ષ = જકાતખાતાનો વહીવટ કરનાર; સુત્રાધ્યક્ષ = ( Labour Minister ) રૂ, રેશમ, ઉન, વિગેરેના રેસાઓમાંથી કાપડ બનાવનાર ખાતાની, વણાટ કરાવવાની વ્યવસ્થા કરનાર ( ખાસ કરીને વિધવાઓ, નિરાધાર સ્ત્રીઓ અને અસહાય પુરૂષો તથા છોકરાંઓને પોતાના કામમાં રોકતો. કદાચ સંપ્રતિ સમ્રાટના ખડકલેખમાં જે સ્ત્રાધ્યક્ષ લખેલ છે તેજ આ સુત્રાધ્યક્ષ હશે ) અને ઠરાવેલ ધોરણ પ્રમાણે તેમને મહેનતાણું આપતો અમલદાર. બીજા અનેક નાના મોટા હોદ્દાઓ નિર્માણ

રથી કહેવાતો: આવા મહારથીને કેટલીક વખત મોટા પ્રાંતો કે તાલુકાઓનો કારોબાર પણ સોંપવામાં આવતો. આવા ત્રણ ચાર બનાવો ઇતિહાસમાંથી આપણને જડી આવે છે. (૧) બીજા અંધ્રપતિ યજ્ઞશ્રી ગૌતમીપુત્રની રાણી નાગનીકા—જે નાના ઘાટના લેખથી સુપ્રસિદ્ધ છે તેણીના પિતા વિદર્ભના કોઇક ( તે સમયે અંગદેશ તરીકે ઓળખાવાતો ) પ્રાંતમાં વહીવટ કરતા (૨-૩) ચુટુકાનંદ અને મૂળાનંદ નામના બે મહારથીઓ, નંદરાજાના સમયમાં હતા. અને તેમને દક્ષિણ કાનરાના કારવાર જીલ્લાની આસપાસનો વહીવટ સોંપ્યો હતો. ( જુઓ સીક્કા નં. ૪૭ થી ૫૨. )

( ૩૯ ) જુઓ કૌ. અ. જો. પૃ. ૫૮.

કરેલા હતા.

કેટલાક છૂટા શબ્દ વપરાશમાં હતા તેનો ખ્યાલ પણ આપી દઇએ.

દિવાની કોર્ટ = ધર્મસ્થાનીય.

ફોજદારી કોર્ટ = કંટક શોધન.

પદિક = દશ પદાતિનો ઉપરી તે પદિક તેવા દશ પદિકનો ઉપરી તે સેનાપતિ અને તેવા દશનો ઉપરી તે નાયક.

યુક્ત = સરકારી અમલદાર.

ઉપયુક્ત = તાબાનો અમલદાર

તત્પુરૂષ = નોકર.

પાર્વત = પર્વત ઉપર બાંધેલો કિલ્લો (સરખાવો પાર્વતીય પ્રદેશનો અર્થ ઉપરમાં પૃ. ૧૬૨. )

ઔદક = પાણીની વચ્ચે બાંધેલ કિલ્લો.

ભૃતક = કામચલાઉ સેના (auxilliary force જેવું હશે ).

અગ્નિયોગચૂર્ણ = દારૂ (gunpowder)

પત્તિબળ = પદાતિઓ Infantry

ચારક = ચોકી ( Police ).

પરિહારક = કરવેરાથી જે ગામ મૂક્ત હોય તે.

આયુધીય = જે ગામ લશ્કરી માણસ પૂરૂં પાડતું હોય તે ( સરખાવો આયુદ્ધાઝ શબ્દ પુ. ૧. પૃ. ૫૯–૬૦ ).

---

## બિંદુસાર

ચંદ્રગુપ્ત મહારાજાએ દીક્ષા લીધા પછી, તેમની ગાદીએ, તેમનો પુત્ર બિંદુસાર, મગધનો સમ્રાટ થયો. જે સમયે તે રાજ્યાસને આરૂઢ થયો તે વખતે તેની ઉંમર બહુ નાની હતી. જેથી તે બાળરાજા[૪૦] કહેવાતો.

**તેનાં વિધ વિધ નામો**

જેમ અનેક રાજાઓ, પોતાના રાજ્યાભિષેક થયા બાદ, જે નામ રાખવામાં આવ્યું હોય છે તે નામે સામાન્યતઃ નહીં ઓળખાતા, તેમના ગુણજન્ય કે જીવનની અન્ય કોઇ ઘટના ઉપરથી પડી ગયેલ નામ[૪૧] ઉપરથી ઇતિહાસમાં ઓળખાઇ જાય છે, તે પ્રમાણે ચંદ્રગુપ્ત સમ્રાટના આ ઉત્તરાધિકારીનું નામ બિંદુસાર હતું. આ નામ કેમ પાડવામાં આવ્યું હતું તે હકીકત આપણે પૃ. ૧૮૦માં જણાવી ગયા છીએ. બાકી રાજ્યપદે આવ્યા પછી તેનું નામ શું પાડયું હશે તે નિશ્ચિતપણે આપણે કહી શકીએ તેમ નથી જ. છતાં એટલું જણાવવું બસ થશે કે, ( દેવચંદ્રકૃત ૧૮૩૮ ) રાજાવલિકથા નામના પુસ્તકમાં ચંદ્રગુપ્તના પુત્ર અને વારસનું નામ સિંહસેન લખ્યું છે. જ્યારે એક ઇતિહાસવેત્તાએ[૪૨] વાયુપુરાણના આધારે તેનું નામ ભદ્રસાર જણાવ્યું છે. જ્યારે જૈન શ્વેતાંબર આમ્નાયના ગ્રંથોમાં તેને અમિત્રકેતુ તરીકે જણાવ્યો છે. પણ આધુનિક વિદ્વાનોએ જે તેને અમિત્રઘાત તરીકે ઓળખાવ્યો છે તે તો માત્ર ભ્રાંતિરૂપ જ છે. કેમકે તેમણે સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત ગણીને, તેની પછી ગાદીએ આવનારનું નામ અમિત્રઘાટ હોવાથી, બિંદુસારને તે નામ લાગુ પાડયું છે. પણ હવે જ્યારે સેંડ્રેકોટસ એટલે અશોકવર્ધન એમ સાબિત થાય છે, ત્યારે અમિત્રઘાતનું, ઉપનામ તે તો અશોકની પાછળ ગાદીએ આવનાર સમ્રાટ પ્રિયદર્શિનને જ લાગુ પાડી શકાશે. અને ખરી રીતે છે પણ તેમજ. તે આપણે તેમના[૪૩] ચરિત્ર લખતાં જોઇશું.

( ૪૦ ) વડો લાઇ. સંપ્રતિ કથા પૃ, ૭૦.

( ૪૧ ) જેમ બિંબિસારને શ્રેણિક નામથી, અજાતશત્રુને કૂણિક નામથી, નંદબીજાને કાળાશોકથી, પ્રિયદર્શિનને સંપ્રતિ નામથી ઓળખાવાય છે તેમ.

( ૪૨ ) કો. ડ પૃ. ૧૧

( ૪૩ ) જુઓ સમ્રાટ પ્રિયદર્શિનના વર્ણનમાં.

**ઉમર અને આયુષ્ય.**

તેનો જન્મ અધુરા મહિને-આઠમો માસ ગર્ભમાં ચાલતો હતો ત્યારે થયો હતો ( જુઓ ઉપર પૃ. ૧૮૦ ) અને તે શરીરે બહુ નબળા બાંધાનો હતો,[૪૪] તેથી તેનામાં પૌરૂષેય બીજી શક્તિઓ પણ કમી હોવાનો સંભવ છે. તેનો જન્મ મ. સં. ૧૫૬=ઇ. સ. પૂ. ૩૭૧માં હતો, અને તેનું રાજ્ય ૨૮[૪૫] વર્ષ ચાલ્યું છે. ( મ. સં. ૧૬૪ થી ૧૯૬=ઇ. સ. પૂ. ૩૫૮–૩૩૦ સુધી ) એટલે તેના મરણ સમયે મ. સં. ૧૯૬=ઇ. સ. પૂ. ૩૩૦ માં તેની ઉમર માત્ર ૪૦–૪૧ કહી શકાય.[૪૬] પોતે ૧૩ વરસની ઉમરે રાજ્યની લગામ[૪૭] હાથમાં લીધા પછી, કાંઇક પ્રભાવવંતો ગણાયો કહેવાય અને તે બાદ પરણ્યો હોય, એટલે પોતાની ૨૬–૨૭ વર્ષની કારકીર્દિમાં, તે સોળ રાણી અને સો પુત્રનો[૪૮] પિતા બન્યો હોય, તે બનવાજોગ ગણી ન શકાય, તેમ તેના શરીરનો નિર્બળ બાંધો પણ આ હકીકત વિરૂદ્ધ જ સાક્ષી તરીકે ઉભો રહેશે. એટલે કેટલાક ગ્રંથકારોએ જે ઉપર પ્રમાણે તેના કુટુંબ સંબંધી વર્ણન કર્યું છે તે શા આધારે હશે તે સમજવું કઠણ છે. હા, મોટો સમ્રાટ હોવાથી અને ખીલતી યુવાનાવસ્થામાં હોવાથી,

**કુટુંબ અને રાણીઓ તથા પુત્ર સંખ્યા.**

રાણીની સંખ્યા કાંઇક અધિક હોવાનું હજુ સંભવિત છે. તેમ પુત્રની સંખ્યા પણ સોને[૪૯] બદલે દશબાર હજુ હોઇ શકે. તેમાં સૌથી મોટા પુત્ર-યુવરાજનું નામ સુમન[૫૦] હતું, અને સૌથી નાનાનું નામ તિષ્ય હતું;[૫૧] બિંદુસારને રાજ્ય ગાદીએ આવ્યા ત્રણેક વર્ષ ગયા હતા, ત્યાં કાશી-અલ્હાબાદ તરફના કોઇ બ્રાહ્મણે, પોતાની અતિ સ્વરૂપવતી કન્યાનું જ્યોતિષ શાસ્ત્રાનુસાર ભવિષ્ય જોઇ, મહારાજા બિંદુસારને પરણાવી. આ પૃથ્વિતિલકા[૫૨] ધન્ય·

---

( ૪૪ ) જ, ઓ. બી. રી. સો. પુ. ૧ પૃ. ૮૮

( ૪૫ ) વાયુપુરાણમાં ૨૫ વર્ષ લખ્યા છે.

( ૪૬ ) જુઓ ચંદ્રગુપ્ત. પરિ. પર્વ વર્ગ ૮, શ્લોક ૪૪૪ ભાષાં પૃ. ૧૮૪

( ૪૭ ) સરખાવો ઉપર પૃ. ૨૦૨ ટી. ૧૪૪.

( ૪૮ ) વિન્સંટ સ્મિથ કૃત " અશોક "–પૃ. ૨૦૬ મહાવંશ આધારે (મૌ. સામ્રા' ઇતિ. પૃ. ૫૩૩)

પણ સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત અને ચંદ્રગુપ્તની ગાદીએ આવે તે બિંદુસાર એવી ગણત્રીથી બિંદુસારને સોળ રાણી હતી એમ કહેવાનો જો હેતુ હોય તો, તે મહારાજા પ્રિયદર્શિનને લગતી હકીકત ગણાય; કારણ કે સેંડ્રેકોટસ એટલે હવે આપણે અશોક ગણવો રહે છે: અને તે પ્રમાણે હોય તો પ્રિયદર્શિનને ઘણી રાણીઓ અને ઘણા પુત્રો હતા. તેટલે દરજ્જે હકીકત સાચી ઠરે છે, એમ કહેવું પડે છે.

( ૪૯ ) એમ તો મહારાજા શ્રેણિકને પણ ગ્રંથકારોએ, ક્યાં સો પુત્ર હોવાનું નથી જણાવ્યું ? જ્યારે વાસ્તવિક રીતે તેમને ૧૮ થી ૨૦ કુંવરોજ હતા. પણ તેમનું શરીર અને આયુષ્ય ક્યાં, ને મહારાજા બિંદુસારનું શરીર અને આયુષ્ય ક્યાં ?

( ૫૦ ) કોઇમાં " સુષિમા " નામ પણ માલમ પડે છે ( મૌ. સા. ઇ. પૃ. ૪૨૯). કદાચ સુષિમા અને સુમન બંને અશોકથી મોટા હોય, એટલે કે અશોકનો નં. ત્રીજો હોવા સંભવે છે ( કદાચ ઉપરની ટીકા નં. ૪૮ માં લખ્યા પ્રમાણે બધું વાજું ફરી ગયું પણ લેખાય )

( ૫૧ ) ઉપર ટીકા નં. ૪૮ જુઓ.

( ૫૨ ) વડો. લાઇ સંપ્રતિ કથા પૃ. ૭૯ : રા. કૃ. મુ અશોક પૃ. ૨ " The mother of Asoka is Subhadrangi. The beautiful daughter of a brahamm of Champa. Southern traditions call her Dharma–અશોકની માનું નામ સુભદ્રાંગી હતું. તેણી ચંપાના એક બ્રાહ્મણની ખૂબસુરત કન્યા હતી. દક્ષિણ દેશના ગ્રંથોમાં તેણીનું નામ ધર્મા જણાવ્યું છે. "

કેટલાક વિદ્વાનોનું માનવું એમ થાય છે કે,

નામ–રાણીને પેટે જે કુંવર, પુત્ર–રત્ન ઉત્પન્ન થયો, તેનું નામ ઇતિહાસ મશહુર અશોકચંદ્ર[૫૩] પાડવામાં આવ્યું હતું. તેનો જન્મ મ. સં. ૧૭૪ આશરે=ઇ. સ. પૂ. ૩૫૩ ગણી શકાય. બીજી રાણીઓ કે પુત્રો વિષે આપણને કોઇ જાતની માહિતી મળી શકતી નથી.

**મહા અમાત્ય આણુકયજી**

ઉપર જણાવી ગયા પ્રમાણે સમ્રાટ બિંદુસાર જ્યારે ગાદીએ બેઠો ત્યારે માત્ર તેર[૫૪] વર્ષની જ ઉમરનો હતો. તેમ શરીરે પણ નબળો હતો. અને પૂરા મહિને જન્મેલ ન હોવાથી, તીક્ષ્ણ બુદ્ધિનો પણ હોવા સંભવ નથી. તેનો ખોટો લાભ લેવા સુબંધુ[૫૫]–સુમતિ મહાઅમાત્યે[૫૬] વિચાર્યું કે જ્યાં સુધી ચાણકયની હૈયાતી છે ત્યાં સુધી પોતે સર્વ સત્તાધારી થઇ શકવાનો નથી, જેથી તેને દૂર કરવાનો પ્રયત્ન આદર્યો. અને રાજાના કાન ભંભેર્યા[૫૭] કે, આ કપટકુશળ ચાણકયે તો તમારી માતાનું ઉદર ફાડીને મારી નાંખી છે: અને આ વાત તો સર્વત્ર પ્રસિદ્ધ હતી, એટલે બહુ પુરાવાની પણ

---

નંદબીજાએ શૂદ્ર વર્ગની કન્યા સાથે લગ્ન કર્યું હતું અને તેથી તેની સામે બ્રાહ્મણ વર્ગનો ખોફ ઉતરી પડેલો હતો ( જો કે તેમ બન્યું ન હોવું જોઇએ એવો મારો અભિપ્રાય તેનાં કારણ સાથે રજુ કર્યો છે. જુઓ પુ. ૧ પૃ. ૩૪૦-૪૨. ) તેમ રાજા બિંદુસારે પણ બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન કર્યું હોવાથી તે રાણીને પેટે જન્મેલ કુમાર અશોક વર્ધન, ગાદીપતિ થાય તે વાત ઉપર કાંઇક અણગમાથી જોતા હતા. મારૂં માનવું એમ છે કે, તે વખત સુધી વર્ણાંતર લગ્નનો પ્રતિબંધ કોઇ રીતે નહોતો. તેથી આંતરવર્ણીય લગ્નને લીધે લોકલાગણી વિરૂદ્ધમાં પડતી નહોતી. પણ આવી વર્ણાંતર રાણી પેટે ઉત્પન્ન થયેલ કુંવરને માટે ગાદીનો હક કાંઇક ન્યૂનપણે ગણાતો હતો. અશોક વર્ધનને ગાદીએ બેસારવામાં અમાત્ય વર્ગે જે કાંઇક વિરૂદ્ધતા દાખવી હતી, તેમાં એકતો તે હૈયાત પુત્રોમાં જયેષ્ઠ નહોતો ( જો કે જયેષ્ઠ પુત્રનું તેજ અરસામાં ખૂન થઇ જવાથી તે કારણ નષ્ટ થવા પામ્યું હતું ) તેમ ચહેરે કદરૂપો હતો તથા પ્રકૃતિમાં અતિ જલદ હતો ( જો કે આ સમયે અણગમતા રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનો કે, ગાદી ઉપર બેસવા નહીં દેવાનો, પ્રજાનો અધિકાર બહુજ શિથિલ બની ગયો હતો; એટલે પ્રજા તરફનો કોઇ જાતનો વિરોધ કામે આવે તેમ નહોતોજ ) વળી અશોકથી મોટા બે પુત્રો હતા. જુઓ ઉપરની નં. ૪૮ એટલેજ વાંધો ઉઠાવાયો હતો. તે બેમાંથી એકનું ખૂન પંજાબનો બળવો સમાવતાં થઇ ગયું હતું અને બીજાને સંભવ છે કે અશોકે મારી નંખાવ્યો હતો. આ પ્રમાણે વચ્ચેની આડખીલી દૂર થઇ જવાથી, પ્રજાજને પછીથી અશોકવર્ધનનો હક્ક સ્વીકારી, રાજ્યાભિષેક કરવા દીધો હતો. ( ગ્રીક ઇતિહાસમાં-જુઓ આગળ ઉપર ઇંગ્રેજીમાં અવતરણ-જે તેને of humble life કરીને લખ્યું છે તે તેને જે સંજોગમાં ગાદીની પ્રાપ્તિ થઇ હતી તે પ્રસંગો લક્ષમાં રાખીને લખાયું હોય એમ સમજાય છે. )

( ૫૩ ) અશોક વૃક્ષને કોઇ દીવસ ફળ આવતું નથી: પણ આ રાણીને બીજી શોક ( શોકય–sister-queens ) હોવા છતાં, શોક નથી, એવી સ્થિતિ હોવાથી ( કારણ કે પુત્ર સાંપડયો હતો ) તેણીએ હર્ષમાં આવી અશોક (જેને શોક–દીલગીરી જડમૂળમાંથી નીકળી ગઇ છે ) એવું નામ પાડયું હતું: અને તેની વૃદ્ધિ થતી રહે માટે અશોકવર્ધન તરીકે તે ઓળખાતો.

( ૫૪ ) તેર વર્ષની ઉમર કાંઇ બાધકર્તા નહોતીજ. કેમકે તેટલી ઉમરજ તે સમયે, પુખ્ત ઉમરે પહોંચવાને ઇયત્તા તરીકે ગણાતી હતી. ( જુઓ પુ. ૧ પૃ. ૨૯ થી ૩૧ તથા ત્યાં ટી. નં. ૬૪ અને ૬૬ નું લખાણ. )

( ૫૫ ) જૈન પરિશિષ્ટ પર્વમાં સુમતિ નામ છે તથા જુઓ ઉપર ટી. ૪

( ૫૬ ) મંત્રી અને પુરોહિત પદવી તે બંને જુદી હતીજ: (જુઓ પૃ ૨૦૬ ઉપર પૃ. ૧૬૨ નું અવતરણ તથા તેના ઉપરની ટીકા નં. ૪ ) નંદ અમાત્ય શકડાળના મૃત્યુ પછી તેમના પુત્ર શ્રીયકજીએ તે પદ લીધું હતું: પછી બંને પદ ઉપર ચાણકય હતો: પછી થોડા વખતે બંને પદ છૂટા પાડી, પુરોહિતપદે ચાણકય અને મંત્રીપદે આ સુબંધુ ગોઠવાયો હતો (જુઓ નીચેની ટીકા નં. ૫૯).

( ૫૭ ) વડો, લાઇ. સંપ્રતિ કથા પૃ. ૬૯, ૭૦,

જરૂર નહોતી. મહારાજાએ પોતાની કમઅક્કલને લીધે, વાતનો ઉંડો ભેદ ઉકેલી નહીં શકવાથી ચાણક્યને પુરોહિત પદથી ચ્યૂત કરવા વિચાર કર્યો. આ સમયે ચંદ્રગુપ્ત મુનિનું અવસાન થયું હતું, એટલે પણ ચાણક્યનું મન સંસારથી વિરક્ત થઇ ગયું હતું. તેમ વળી રાજાનું મન પોતા તરફ ખિન્ન થયેલું જોતો. આવા બે નિમિત્તથી, પોતે મહાઅમાત્યપદનું રાજીનામું આપી છૂટો થયો. કેવળ પુરોહિતપણું જારી રાખ્યું. આ સમયે ચાણક્યજીની ઉમર પણ લગભગ એંસી વર્ષની થવા આવી હતી. વળી તે સમયે રાજ્યમાં ભયંકર દુષ્કાળની અસર નાબૂદ થવા પામી નહોતી. ( જે કારણને લીધે આપણે જણાવી ગયા છીએ કે મહારાજા ચંદ્રગુપ્તે, ગાદી ત્યાગ કરી, દીક્ષા લીધી હતી ) એટલે પોતાની અવસ્થાની સંધ્યાસમયે, ઉજ્વળ કીર્તિમાં કલંકરૂપ કાંઇ આવી પડે તે અટકાવવા, વિના આનાકાનીએ, રાજકારણમાંથી નિવૃત્ત થયો. અને આધ્યાત્મિક કલ્યાણને માટે, શહેર બહાર રહી, ૫૮તપશ્ચર્યામાં શેષ આયુષ્ય પૂરૂં કરવા મહારાજાની આજ્ઞા મેળવી: તે પ્રમાણે ધ્યાનસ્થ-યોગી પણે રહેવા માંડયું: થોડાક માસ જ્યાં ગયા, ત્યાં તો મહારાજાને પોતાની ધાવ માતા તરફથી વાત સૂણીને ખાત્રી થઇ કે, પંડિત ચાણક્યજીની ચાતુર્યથી તો પોતાની જીંદગીજ બચી ગઇ છે. એટલે તે તેમની માનો માતૃઘાતક ભલે હતો, પણ સદ્‌બુદ્ધિથીજ તે કાર્ય કર્યું હતું. જેથી ભૂલનો પશ્ચાતાપ કરી, ચાણક્યજી પાસે આવ્યો, અને ફરી પાછા તેમનું પદ સ્વીકારી લેવા વિનંતિ કરી: ચાણકયે ઉપકાર માની અસ્વીકાર કર્યો. એટલે રાજા બિંદુસાર પોતાના ઉપકારીના દર્શને અવાર નવાર જવાનું ઠરાવ્યું. તે દેખી સબંધુ મંત્રીએ૫૯ વળી પોતાના દુષ્ટ પાસા ફેંકવા નિમિત્ત કાઢયું. કે પોતાને પણ તે મહાપુરૂષ

( ૫૮ ) અહીં પણ બુદ્ધિ-નિધાન ચાણકયે પોતાનું કૌશલ્ય બતાવ્યું હતું. પોતાના ગૃહમાં એક પેટી મૂકી હતી. એકની અંદર એક, એમ સોની સંખ્યામાં તે પેટી હતી. આવું કથન કોઇક ગ્રંથમાં છે. જ્યારે કોઇકમાં, સો તાળાં લગાવેલી પેટી એમ પણ છે. ગમે તેમ પણ, તે એક મજબૂત અને સારી રીતે બંધ કરેલી પેટી હતીજ. અને જોનારને તે ઉઘાડવાની લાલચ થયા વિના રહેજ નહીં. અંદર એવો સુગંધી પદાર્થ મૂકયો હતો કે તેનો એક વખત શ્વાસ લેવાયો, એટલે તેના ધ્રૂમ્રથી, બધા જ્ઞાનતંતુ એવા થઇ જાય કે, તે મનુષ્યને ભોગવિલાસ, રસસામગ્રી આદિ કાંઇ પણ ઉપર મોહજ રહે નહીં. અને આખી જીંદગી નિરસ નિરસ થઇ જાય-ચાણકયજીના ગૃહમાં તેમના ગયા બાદ સુબંધુ મંત્રીએ આવીને ઉપરની પેટી ઉઘાડી, અંદરનો સુગંધી પદાર્થ પણ સુંઘ્યો અને વર્ણવ્યા પ્રમાણે તેની દશા થઇ ગઇ. તેનું શેષજીવન તદ્દન જડવત, બેહાલ શુન્યપણે વ્યતિત થયું: એટલે પોતાની ભૂલનો પશ્ચાતાપ કરતો; તથા ચાણકયની બુદ્ધિ-કુશળતાની પ્રશંસા કરતો, પોતાને તેની સરખામણીમાં કિટ સમાન માનતો. થોડા વર્ષ બાદ મરણ પામ્યો ( જુઓ પરિશિષ્ટ પર્વ ભાષાંતર ).

( ૫૯ ) J. N. I. P. 139:- was supplanted by Subandhu ( Hemchandra VV 436-459 ).

( ૬૦ ) ઉપરનુંજ પુસ્તક પૃ. ૭૧: તથા પરિશિષ્ટ પર્વ: ચાણકયનો જન્મ, આશરે મ. સં. ૯૮: મરણ આશરે મ. સં. ૧૮૦ ઉમર ૮૨ વર્ષની હતી.

ભિલ્સા ટોપ્સ નામના ગ્રંથમાં પૃ. ૧૪૨ જનરલ કનિંગહામ લખે છે કે, "It is said in Agni-purana ( Princeps Journal iv 688 ) that Vikrama, the son of Gadharupa, should ascend the throne of Malwa, seven hundred and fifty three years after the expiration of Chanakya = અગ્નિપુરાણમાં (જુઓ પ્રીન્સેપ્સ જરનલ પુ. ૪ પૃ. ૬૮૮) જણાવ્યું છે કે, ચાણકયના મરણબાદ ૭૫૩ વર્ષે માલવાની ગાદીએ ગધરૂપનો દિકરો વિક્રમ બેસશે. " આમાં ગધરૂપ એટલે જેનું રૂપ ગર્દભના જેવું છે તે, એમ અર્થ થાય છે. અને આપણે આગળ જોઇશું કે તે રાજા, વિક્રમ સંવતના સ્થાપક અને શકારિના બિરૂદથી પ્રખ્યાતિ પામેલા

ચાણક્યજીને નમન કરવા ઇચ્છા છે. એમ જણાવી તેમની પાસે જવા રાજાજ્ઞા મેળવી. અને ત્યાં જઇ બહુજ દાંભિક આડંબરથી વંદન નમસ્કાર કરી પાછા વળતાં, જે પર્ણકુટિમાં ચાણક્યજી ધ્યાન મગ્ન બેસતા તેમાં અંગાર મૂકી એક દિવસ આગ લગાવી દીધી. ચાણક્યજીએ અનશન કરી શુભ ધ્યાનપૂર્વક મરણનું શરણુ લઇ લીધું.[૧૦]

વીર વિક્રમાદિત્યનો પિતા દર્પણ હતો. તેને ગર્દભી વિદ્યાની સાધના ફળેલી હતી. આ વિક્રમાદિત્યનો સમય ચોક્કસપણે ( જુઓ પુ. ૩ ) ઇ. સ. પૂ. ૫૭ સાબિત થાય છે: એટલે તેની પૂર્વે ૭૫૩ વર્ષે ચાણક્યનું મરણ થયેલું જો ગણીએ, તો ઇ. સ. પૂ. ૬૯૬ આવે પણ ચાણક્ય અને ચંદ્રગુપ્ત બન્ને સમકાલીન હોઇને તેમનો સમય તો ઇ. સ. પૂ. ૩૭૨ ઠર્યો છે. એટલે આ હકીકત બંધબેસતી નથી.

એટલે એમ ધારી શકાય છે કે, પૂર્વના લેખકો, આંકની સંખ્યા જેમ આપણે હાલ લખીએ છીએ તેમ લખતા નહોતા, પણ અમુક અમુક આંક માટે ગુહ્ય-સાંકેતિક શબ્દજ વાપરતા. અને તેવા આંકડા એક પછી એક લખીએ, એટલે જે સંખ્યા કહેવાની હોય તે આવી રહે. આમ કરવામાં કોઇ વખત દશકનો આંકડો શતકમાં મૂકી દેવાતો અને શતકનો આંકડો દશકમાં પણ મૂકી દેવાતો. તેથી સંભવિત છે કે ઉપરનો આંક જે "૭૫૩" છે તે "૩૫૭" કે "૩૭૫" પણ કહેવાનો હેતુ હોય. તે વિચારીએ.

જો ૩૫૭ લઇએ: તો તે હિસાબે ૩૫૭ + ૫૭ = ઇ. સ પૂ. ૪૧૪ અને ૩૭૫ લઇએ તો ૩૭૫ + ૫૭ = ૪૩૨ આવે. આ બેમાંથી એકે સાલ ચાણક્યના મરણના સમયની સાથે બંધબેસતી નથી. એટલે તે કલ્પના છોડી દેવી પડશે: કદાચ લેખકનો હેતુ expiration ને બદલે birth કહેવાનો પણ હોય ( કેમકે ગુજરાતીમાં તો એમજ લખવાનો રીવાજ છે કે, ફલાણો આટલા સમયે થયો. પછી તે " થયો " શબ્દનો અર્થ જન્મ પણ લેખાય અને મરણ પણ લેખાય: જ્યારે તેનો ઇંગ્રેજી અનુવાદ કરતાં તે અનુવાદક પોતાની મતિ પ્રમાણે તે શબ્દ લખે છે ) તો તે હિસાબે ૪૧૦ અથવા ૪૩૨ માં ચાણક્યનો જન્મ થયો હતો એમ લેતાં, અને તેની ઉમર ૮૦-૮૨ કહેવાય છે; તેથી તેનું મરણ ઇ. સ. પૂ. ૪૧૪-૮૦=૩૩૪ અથવા ૪૩૨-૮૦=ઇ. સ. પૂ. ૩૫૨ આવે છે: આ સમય હજુ બંધ બેસતો કહી શકાય તેમ છે. ૮૦ ને બદલે ૮૨ વર્ષનું આયુષ્ય લઇએ તો ઇ. સ. પૂ. ૩૩૨ અને ઇ. સ. પૂ. ૩૫૦ આવશે. અને આપણે બિંદુસારનો રાજ્યકાળ ઇ. સ. પૂ. ૩૫૮ થી ૩૩૦ ગણીએ છીએ. તે જોતાં પંડિતજીનું મરણ બિંદુસાર રાજ્યે આઠમા વર્ષે થયું ગણાશે. ( સિક્કા પરિચ્છેદે પૃ. ૧૦૭ માં ૧૩ વરસે લખ્યું છે તે હવે સુધારવું રહે છે. )

બીજી કલ્પના—જનરલ કનિંગહામનો મત એમ છે કે, માળવાની ગાદીએ બેસનાર વિક્રમાદિત્ય જે અહીં લખ્યો છે તે મૌર્યવંશી નહીં પણ ગુપ્તવંશી લેવો. ગુપ્તવંશમાં બે ચંદ્રગુપ્ત થયા છે. પહેલાનો સમય ઇ. સ. ૩૨૦ થી ૩૩૦ છે અને બીજાનો ઇ. સ. ૩૭૫ થી ૪૮૩ છે: આમાંથી બીજાનું નામ વિક્રમાદિત્ય છે ખરૂં. પણ બેમાંથી એકેના પિતાનું નામ ગધરૂપ નથી જ. ચંદ્રગુપ્ત પહેલાના પિતાનું નામ ઘટોત્ગચ્છ છે અને બીજાના પિતાનું નામ સમુદ્રગુપ્ત છે. આ બેમાંથી ચંદ્રગુપ્ત બીજો પરાક્રમી નીવડયો છે ખરો, પણ ગુપ્ત સંવત જે સ્થપાયો છે તે પહેલા ચંદ્રગુપ્તના રાજ્યારંભથી, એટલે કે ઇ. સ. ૩૧૯ થી. આમ એક બીજાની તરફેણ અને વિરૂદ્ધમાં પ્રસંગો જાય છે. છતાં આપણે બંનેનો વિચાર કરીએ તો, અને મરણનો સમય તે લઇએ તો ૭૫૩-૩૧૯=૪૩૪ ઇ. સ. પૂ. આવે અથવા ૭૫૩-૩૭૫=૩૭૮ ઇ. સ. પૂ. આવે. પણ ઉપરના પારિગ્રાફમાં માન્યા પ્રમાણે જન્મ લઇએ, તો વળી ઓર ૮૦ વર્ષનો વધારો થઇ જતાં, તે સાલ અનુક્રમે ૫૧૪ અને ૪૫૮ ઇ. સ. પૂ. આવશે. જે કોઇ રીતે બંધ બેસે તેમ નથી. આ ચારમાંથી ઇ. સ. પૂ. ૪૩૪ નો હજુ મેળ ખાય તેમ છે ખરૂં. અને તે પ્રમાણે ચંદ્રગુપ્ત પહેલો ઠરાવવો પડશે. પણ તેના પિતાનું નામ તો ઘટોત્ગચ્છ છે, નહીં કે ગધરૂપ. આ ઘટોત્ગચ્છનું સ્વરૂપ કેવું હશે તે જણાવાયું નથી. પણ પાંચ પાંડવમાંના ભીમદેવના પુત્રનું નામ તે હતું. અને તેનું સ્વરૂપ વિચિત્ર હતું એમ નોંધ નીકળે છે ખરી. એટલે આ ગુપ્ત ઘટોત્ગચ્છનું સ્વરૂપ તેવું હોય. ગમે તેમ પણ વધારે સંભવ ૭૫૩ ને બદલે ૩૭૫ હોવાનો સંભવ

**શુકલતીર્થની મહત્તા તથા સ્થળ નિર્દેશ.**

જેમ પંડિત ચાણુકયના જીવનના અનેક પ્રશ્નો જેવાં કે, જન્મ સ્થાન, જન્મની સાલ, બચપણનું જીવન વિગેરે હજુ અંધારામાં પડયા છે. તેમ તેના મરણ વિશેના પણ તેજ પ્રકારના પ્રશ્નો શોધી કાઢવા બાકી રહ્યા છે. એ શું આશ્ચર્યકારક નથી લાગતું કે એક નાનામાં નાના રાજા વિશે જોઇતી માહિતી મેળવી શકાય. તે માટે પૂરતાં સાધનો હજુ ઉપલબ્ધ થઇ શકે છે. ત્યારે એક મહાસમર્થ રાજદ્વારી પુરૂષ, કે જેને હિંદી વિદ્વાને[૬૧] "The first economist of India, if not of the whole world" સમસ્ત પૃથ્વીનો ભલે ન ગણાય તોપણુ સકળ હિંદનો પ્રથમ[૬૨] અર્થશાસ્ત્રી" લેખ્યો છે. તથા એક ઇંગ્રેજી વિદ્વાને તો તેથી પણ આગળ વધીને જેને "King maker=રાજાના સૃષ્ટા*" ની ઉપમા આપી છે. અને જેનું નામ ઇતિહાસમાં પણ અનેક રીતે જાણીતું થઇને જીભે ચડી રહ્યું છે, તેવા અકળ અને અજોડ વ્યકિત વિશે, જાણવાને કાંઇ સાધનજ ન મળે. તે પણ જમાનાની એક બલિહારીજ ગણાયને ? ખેર, એમ અફસોસ કર્યે કાંઇ દહાડો વળવાનો નથી. જે કાંઇ સામગ્રી મળી આવે તેનો ઉપયોગ કરી, તેમાંથી જેટલું તારતમ્ય નીકળે તેટલું ખેંચી કાઢવું તેજ હિતકર છે.

એક વિદ્વાન લેખક ચાણુકયના મરણ બાબત લખતાં કાંઇક પ્રમાણ સહિત જણાવે છે કે, Tradition represents "the wicked minister" as having repented and retired to Shukla Tirtha on the banks of the Narbeda, where he died and Chandragupta is also supposed to have accompanied him ( આ શબ્દો ઉપર તેમણે ટીપણ કર્યું છે કે, સ્મિથનું પુસ્તક પૃ. ૭૫ ટી. નં. ૧ સરખાવો ): Shukla Tirtha is the exact equivalent of Belagola which in Kanarese means "white pond"= એમ દંતકથા ચાલે છે, કે તે પાપિષ્ટ અમાત્યને, પસ્તાવો થવાથી નિવૃત્ત થઇને, નર્મદાતટે શુકલતીર્થે ગયો. ત્યાં તે મરણ પામ્યો : અને ચંદ્રગુપ્ત પણ તેની સાથે ગયો હતો એમ ધારવામાં આવે છે. બેલગોલ અને શુકલતીર્થ બન્ને શબ્દનો અર્થ એકજ થાય છે. બેલગોલ તે કેનેરી ભાષાનો શબ્દ છે. તેનો અર્થ પણ સફેદ તળાવ=શુકલતીર્થ જેવોજ થાયછે" આ દંતકથા સાચીજ હોય તો-અન્યથા હોય એમ માનવાનું કારણ મળતું નથી માટે સત્ય તરીકે હાલ તો માની લઇએ છીએ-જેમ ચંદ્રગુપ્તના મરણની સાથે બેલગોળ=શુકલતીર્થને સંબંધ છે. તેમ ચાણુકયના મરણની સાથે પણ શુકલતીર્થને સંબંધ હોવો જોઇએ. પછી ભલે એક શુકલતીર્થ મહીસુર રાજ્યે આવેલું હોય અને બીજુ શુકલતીર્થ નર્મદાનદીના તટ પ્રદેશમાં આવેલું હોય. આપણે તે વિચારીએ.

સાબિત થઇ શકે છે. અને તેથી ચાણુકયનો જન્મ ઇ. સ. પૂ. ૪૩૨ ગણવો રહે છે. તેમ ૮૨ વર્ષનું આયુષ્ય ગણતાં તેનું મરણ ઇ. સ. પૂ. ૩૫૦ માં ગણવું ઉચિત ઠરશે.

( ૬૧ ) જુઓ Jainism in North India by C. J. shah P. 139.

( ૬૨ ) પ્રથમ એટલે પહેલ વહેલો, એમ ઉઘાડો અર્થ છે ખરો. પણ ગર્ભિત મુદ્દો તેને પ્રથમ પંક્તિનો, એટલે કે અવલ દરજ્જાનો અર્થશાસ્ત્રી કહેવાનો હોય એમ સમજાય છે. એટલું જ નહીં પણ તેના જેવો બીજો અર્થશાસ્ત્ર સમસ્ત આલમમાં પણ પાકયો નહીં હોય ( અથવા પાકયો હશે કે કેમ તે શંકાસ્પદ ગણીને) એમ દર્શાવવા પૂરતો પણ હેતુ છે.

( * ) જુઓ પૃ. ૧૯૭. ટીપણ નં. ૧૨૮.

ચંદ્રગુપ્ત રાજાના અંતિમ દિવસો તો મહિસુર રાજ્યે બેલગોલ તીર્થે=શ્રવણ બેલગોલના સ્થાન ઉપર વ્યતીત થયા છે એમ આપણે તેનો વૃત્તાંત લખતાં, અનેક પુરાવાઓ રજુ કરી, સાબિત કરી આપ્યું છે. તે નર્મદાના કિનારે શુકલતીર્થમાં ગયો હોય અને ત્યાં મરણ પામ્યો હોય તે વિષયની ચર્ચામાં ઉતરવા હવે જરૂર રહેતી નથી. અહીં તો આપણે માત્ર ચાણક્ય સંબંધીજ પ્રશ્ન છણવો રહે છે. અને તેમાં પણ તે લેખકના શબ્દો એટલા તો સ્પષ્ટ છે, કે કોઇ જાતનો સંદેહ જ તેમાં રહી જતો નથી. માત્ર જે શોધી કાઢવું રહે છે તે એટલુંજ કે, આ શુકલતીર્થનું સ્થાન નર્મદા નદીના તટ પ્રદેશમાં કયાં આગળ આવી રહેલું છે. કારણ કે તે વાકયમાં કયાંય સ્થળ નિર્દેશ ચોકકસ સ્થાન ઉપર કર્યો નથી.

વર્તમાનકાળે નર્મદાના તીરે, વૈદિક મતાનુયાયીનું એક સ્થાન શુકલતીર્થના નામથી વિખ્યાતી પામેલું છે. તે સ્થાન તે નદીના મુખ આગળથી એટલે ભરૂચ બંદરથી, નદીના ઉપર વાસે ૩૦—૩૫ માઇલ ઉપર આવેલું છે. ત્યાં આગળ આર્યસમાજીસ્ટ બંધુઓ વિદ્યાસ્થાન ( ગુરૂકુળ અને હાઇસ્કુલ જેવાં ) પણ ચલાવી રહ્યાં છે. તેમજ અતિ પ્રાચીન સમયથી હસ્તિ ધરાવતો મોટો વડ છે, જે તેની અનેક શાખા પ્રશાખાને લીધે કબીરવડના નામથી મશહુર છે. આવી રીતે મહત્ત્વતા ધરાવતું તે સ્થાન તીર્થ તરીકે જાણીતું થયું છે. તેજ ચાણકયજીનું સ્વર્ગગમનનું સ્થાન હશે કે અન્ય જગ્યાએ તે વિચારવું રહે છે.

માણસને આત્મચિંતવન, ધ્યાન અને સાધનાને માટે હમેશાં એકાંત સ્થાન વધારે ઇચ્છનીય થઇ પડે છે. અને તેવું સ્થાન ગિરિકંદરામાં, મોટા વનખંડમાં કે નિર્જન ઝાડીઓમાં જેવું અનુકૂળ પ્રાપ્ત થાય છે તેવું, સપાટ પ્રદેશમાં કે વસ્તીઆણવાળા ભાગમાં મળી આવે તે જરા અશકય છે. છતાં નદી તટે અમુક નિર્જન સ્થાન પસંદ કરી ત્યાં કુટિર જેવું બનાવી, પોતે આત્મસાધન ન જ કરી શકે એમ કાંઇ નથી. એટલે વર્તમાનકાળના શુકલતીર્થ નામે ઓળખાતા સ્થાન પરત્વે, વિચાર કરતાં ચાણકયજીના અંતિમ નિવાસ માટે જો કે વિશેષ સંભાવના તો નથી દેખાતી, છતાં તદ્દન અસંભવિત પણ નથી લાગતું. એક સાધારણ રવૈયો પડી ગયો છે કે, દરેક મનુષ્યને, સ્વધર્મનું સ્થાન હોય તો તે સ્થાને જઇ વસવાટ કરવાને મન આકર્ષાયાં કરે છે. અને તે નિયમ તે સમયે પણ સચવાતો હશેજ એમ અનુમાન કરી શકાય છે. એટલે ચાણકયજી પણ સ્વધર્મના સ્થાન પ્રત્યે આકર્ષાય, તે મુદ્દો પણ સાથોસાથ વિચારવોજ પડશે. ઉપર જણાવી ગયા છીએ કે વર્તમાનનું શુકલતીર્થ તે વૈદિક—બ્રાહ્મણ ધર્મવાળાને વધારે માનનીય છે. તે સમયે—એટલે ઇ. સ. પૂ. ની ચોથી શતાબ્દિમાં પણ તેજ સ્થિતિ પ્રવર્તતી હતી કે કેમ તેની સાબિતી આપણે ચોકકસપણે જો કે ધરાવતા નથીજ, છતાં કબૂલ રાખી શકાય કે તેમજ હતું. એટલે કે તે તીર્થસ્થાન વૈદિક મતાનુયાયીનું હશે. અને તેમ હોય તો ચાણકયજીને બ્રાહ્મણ તરીકે આ સ્થાન માટે લગની લાગી હોય તેમ માની લેવું પણ રહે. પણ તે તો જન્મથી બ્રાહ્મણ હોવા છતાં, ધર્મે તો જૈન મતાનુયાયી હતો એમ આપણે આગળ જોઇ ગયા છીએ, એટલે આ શુકલતીર્થ પ્રત્યે તેમનું મન વધારે ઝંખ્યા કરે એમ માની શકાતું નથી. એક પ્રકારે તો આ ગિરિકંદરા જેવું નિર્જન સ્થાન નથી તેથી, તેમ વળી સ્વધર્મનું સ્થાન નથી. આ પ્રમાણે—બે કારણોથી તે સ્થાન હાલનું શુકલતીર્થ હોય, એમ વજનદાર ધારી શકાતું નથી. એટલે અન્યસ્થાનની તપાસ કરવી રહે છે.

આવું એક સ્થાન નજરે પડે છે ખરૂં. અને એમને એમ શુકલતીર્થથી નર્મદા નદીના તટેને તટે છેક ઉપરવાસે જતાં જયાં જબલપુર પાસેથી તે નદી વહે છે અને છૂટાછવાયાં નાનાં નાનાં

ઝરણાં, આમ તેમ વાંકા ચૂંકા અફળાતાં પછડાતાં રહીને, કાંઇક મોટું સ્વરૂપ-વહન ધારણ કરે છે, તે પ્રદેશમાં તે આવેલું છે. ત્યાં આગળ સાતપૂડા પર્વતની નાની નાની અલગારરૂપે જે કરાડો-ભેખડો ઉભી રહી છે, તેમાંની કેટલીક ' શ્વેત આરસ "ની અથવા તો તેની મિસાલના પત્થરની બનેલી છે. એટલે તે આખો પ્રદેશ શ્વેત-શુકલ રંગનોજ દેખાય છે. વળી સાતપુડા પર્વતની ખીણો હોવાથી, તેને ગિરિકંદરાવાળો પણ કહી શકાયજ. તેમજ, ત્યાંથી થોડે છેટેજ તે પ્રદેશમાં, સમ્રાટ પ્રિયદર્શિનવાળો રૂપનાથનો[૬૩] ખડક લેખ આવી રહેલ છે. તેમજ શિશુનાગવંશી રાજા અજાતશત્રુની રાજધાની ચંપાનગરી,[૬૪] કે જે પ્રથમ અંગદેશના રાજા દધિવાહનની રાજ્યધાની હતી[૬૫] અને જેને વત્સાધિપતી રાજા શતાનિકે લૂંટી કરીને [૬૬]ભગ્નાવશેષ કરી નાંખી હતી તથા જે પ્રાચીન સમયે, જૈનોના બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્યના જન્મ, દીક્ષા, જ્ઞાન અને મોક્ષ એમ ચારે બનાવના [૬૭]સ્થાનરૂપ-તીર્થરૂપ-જૈન સંપ્રદાયને માનનીય તીર્થ થઇ પડયું હતું. તે ચંપાનગરીનું સ્થાન[૬૮] પણ આ પ્રદેશમાંજ આવેલું છે. એટલે વિંધ્યા પર્વતના આ પાર્વતીય પ્રદેશને જૈન, સંપ્રદાયના એક મહાન તીર્થ તરીકે ઓળખવામાં જરાએ સંકોચ વેઠવો પડે તેમ નથી. વળી ચાણકય પોતે જૈન ધર્મી હતો એમ પણ આપણે જણાવી ગયા છીએ. તેમજ તે પ્રદેશ તે સમયે, તેના સ્વામી એવા મગધ સમ્રાટ બિંદુસારની હકુમતમાં પણ આવેલ હતો. એટલે ત્યાં જઇને નિવાસ કરવા માટે તેને કાંઇ અડચણ રૂપ નહોતુંજ. ઉલટું સર્વ પ્રકારે સગવડતા સચવાય તેમ હતું. એટલે આ સર્વ પ્રકારના સંજોગોનો વિચાર કરતાં, એમ લગભગ નિર્ણય ઉપર આવી જવાય છે કે, જે શુકલતીર્થે ચાણકયજીએ પોતાના અંતિમ દિવસો પસાર કર્યા હતા, તે આ સ્થાનજ હોવું જોઇએ. વળી આ સોવસા ઠરાવ ઉપર આવેલ નિર્ણયને એક બીજી રીતે સમર્થન પણ મળે છે. તે એમ છે કે આ સ્થાન ઉપર એક ગંજાવર કદની મૂર્તિ-જેને ઇતિહાસકારોએ ઇંગ્રેજીમાં colossal figures-images કહી છે તેવી એક પાષાણ પ્રતિમા અત્યારે પણ ઉભી રહેલી નજરે પડે છે. આ મૂર્તિ ત્યાં કોણે ઉભી કરી હશે, અને તેમ કરવામાં શો ઉદ્દેશ હશે, તે બધા પ્રશ્નો સમ્રાટ પ્રિયદર્શિનના રાજ્ય વર્ણને ચર્ચાવામાં આવશે એટલે ત્યાંથી જોઇ લેવા.

હાલ તુરત તો એટલુંજ જણાવવું બસ થશે કે, ચાણકયજીએ જે શુકલતીર્થે પોતાનો દેહ પાડયો હતો, તે સ્થાન, નર્મદા નદીના મૂળ આગળના પ્રદેશમાં, હાલના મધ્ય પ્રાંતના જબલપુર શહેરની પડોશમાં અને સાતપુડા પર્વતના નાનાં નાનાં શિખરોમાં જ્યાં સફેદ આરસના પત્થર જેવાં

( ૬૩ ) તેના વર્ણન માટે સમ્રાટ પ્રિયદર્શિનનું વૃત્તાંત આગળ ઉપર જુઓ તથા પુ. ૧ પૃ. ૩૭૪.

( ૬૪ ) પુ. ૧ લું. રાજા અજાતશત્રુનું વર્ણન જુઓ પૃ. ૨૯૫.

( ૬૫ ) જુઓ પુ. ૧ લું પૃ. ૪૭, ૧૧૪.

( ૬૬ ) પુ. ૧ લું. પૃ. ૧૯૩.

( ૬૭ ) પુ. ૧ લું. પૃ. ૨૯૫, ૩૭૪, ૩૪૭.

( ૬૮ ) ઉપરાંત પુ ૧ માં ' શું અને કયાં ' વાળી નામાવળીમાં ચંપાનગરી શબ્દનો જ્યાં જ્યાં નિર્દેશ થાય છે તે તે વર્ણન જુઓ.

( ૬૯ ) The Bhilsa Topes P. 98:—Bindusara was a follower of Brahamanism & used to feed daily 60,000 Brahamins. Asoka dismissed them = બિંદુસાર બ્રાહ્મણ ધર્મનો અનુયાયી હતો અને હમેશાં ૬૦૦૦૦ બ્રાહ્મણોને ખવરાવતો હતો. અશોકે તેમને વિદાય કરી દીધા હતા ( શા આધારે તેમણે આ કથન કર્યું છે તે જણાવ્યું નથી ).

નોટઃ—કદાચ પ્રિયદર્શિનને લગતી હકીકત પણ હોય, જેમ ઉપરની ટીકા ૪૬ માં જણાવ્યું છે તેમ.

સ્થળો-ખીણો, આવી રહ્યાં છે. ને જે જૈન ધર્મના એક તીર્થ પ્રદેશ જેવું સ્થાન છે, તે પ્રદેશમાં આવ્યું હતું.

બૌદ્ધ ગ્રંથના મતે તે બ્રાહ્મણધર્મી હતો[૬૯] એમ સ્પષ્ટ સમજાય છે.

**તેનો ધર્મ.** જ્યારે મિ. થોમસ જેવા પુરાતત્ત્વ વિશારદના મતે તે જૈનધર્મી હતો.[૭૦] એમ નીકળે છે: અમારી સમજણ એમ છે કે, બ્રાહ્મણધર્મ તો આ સમયે તદ્દન અવશેષપણે-જર્જરિત અવસ્થામાં હતો. અને તેનું પુનરૂત્થાન ઠેઠ શુંગવંશી પુષ્યમિત્રના સમયે મહાશય પતંજલીની નિગાહમાં થવા પામ્યું છે. એટલે તે પણ પોતાના પિતાની માફક જૈન-ધર્મીજ હોવા સંભવ છે.[૭૧]

એક તો પોતે નબળા મનનોજ હતો, અને તેમાં પ્રારંભમાંજ દુષ્કાળ-

**રાજ્ય વિસ્તાર.** બારવર્ષી-ચાલતો હતો, તેમાં વળી કપટમંત્રીના હાથે ફસાવાથી, ચાણક્ય જેવા વયોવૃદ્ધ, અનુભવી અને રીઢા થયેલ રાજ્યનીતિજ્ઞને ગુમાવી બેઠો હતો; એટલે જે મગધ સમ્રાટની ચારે તરફ હાક વાગતી હતી, તેમાં ગાબડાં પડવાં મંડયાં હતાં.[૭૨] સૌથી મોટો ફટકો તેને આંધ્રભૃત્યનો પડયો હતો. તે સમયે શાતવહનવંશી ચોથો રાજા, શતકરણી-મલિક દક્ષિણપતિ હતો. તેણે મગધની સત્તા ફેંકી દઇ, ( આંધ્રભૃત્ય પદનો ત્યાગ કરી ) પોતાને સ્વતંત્ર [૭૩](આંધ્રપતિ તરીકે) જાહેર કર્યો હતો: બીજી બાજુ, દૂરના પંજાબ અને સિંધ તરફના

અને જેમ બનવાજોગ પણ છે, કેમકે મહારાજા પ્રિયદર્શિન, ભલે જૈનધર્મી હતો, છતાં દરેક ધર્મ પ્રત્યે સમભાવ ધરાવતો હતો. જે તેના લેખોથી સમજાય છે. એટલે બનવાજોગ છે કે તે આ પ્રમાણે ભિક્ષાદાન દેતો હોય અને દાનની મહત્તા તેને સમજાઇ પણ હોય.

( ૭૦ )—Jainism on Early life of Asoka ( Edward Thomas ) P. 23: ( J. N. I. P. 139 માંથી ઉધ્ધૃત ) We may conclude for all present purposes that Bindusara followed the faith of his father and that in the same belief–whatever it may prove to have been–his childhood's lessons were first learnt by Asoka.

જૈ. નો. ઇં. પૃ. ૧૩૯ ઉપર, એડવર્ડ થોમાસે રચેલ " જૈનીઝમ ઑન અર્લી લાઇફ ઑફ અશોક " નામના પુસ્તક પૃ. ૨૩માંથી ઉતારો કરેલ છે તે શબ્દો આ પ્રમાણે છે:—વર્તમાન કામ પૂરતું ધારી લઇએ કે, બિંદુસાર પોતાના બાપનો જે ધર્મ હતો તેનોજ અનુયાયી હતો: અને તે ધર્મ ગમે તે હોવાનું સાબિત થાય, પણ અશોક પોતાની બાળવયમાં તેજ ધર્મના પાઠ શીખ્યો હતો.

જુઓ નાગરી. પ્રચા. સભા પત્રિકા પુ. ૧૦ અંક ૪ પૃ. ૬૧૨ ટી. ૨૬: (તથા આ પુસ્તકના અંતે પરિશિષ્ટ):— ઇસકે ઉપરાંત ટામસ સાહબ યહ ભી સિદ્ધ કરતે હૈં કિ ચંદ્રગુપ્ત મૌર્ય્ય કે પુત્ર બિંદુસાર ઔર પૌત્ર અશોક ભી જૈનધર્માવલંબી થે । ઇસકે લિયે ઉન્હોંને મુદ્રારાક્ષસ, રાજતરંગિણિ તથા આઇને અકબરી કે પ્રમાણ દિયે હૈં ।

( ૭૧ ) જુઓ સિક્કા. આંક. નં. ૫૪, ૬૭, ૬૮ વિગરે. તે જૈન ધર્મી હોવાનું સિદ્ધ કરે છે.

( ૭૨ ) નીચેની ટી. ૭૭ માં જે હકીકત, યુરોપીય વિદ્વાનોએ લખી છે તે વાંચી જોતાં, મારા કથનનું સત્ય સમજાશે; જ્યારે વિદ્વાનોએ જે તેને મહા પ્રભાવશાળી (અ. હિ. ઇ. ત્રીજી આ. પૃ. ૧૫૭; પંડિત તારાનાથના પુસ્તકના તથા મૌ. સા. ઇતિ પૃ. ૪૨૬ ના આધારે ) અને દક્ષિણ ભારત સુધીના પ્રદેશનો વિજેતા માન્યો છે, તે પણ સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત મનાવ્યો છે તેથી જ: બાકી સેંડ્રેકોટસ એટલે અશોક ગણતાં જ, એમણે બધો વર્ણવેલો વિજય તે મહારાજા પ્રિયદર્શિનને જ સમર્પિત થશે; ને છે પણ તેમ જ ( વિશેષ તેના અધિકારે )

( ૭૩ ) જુઓ સિક્કા પ્રકરણમાં. આંક નં. ૫૭, ૫૮, ૫૯, ૬૦ અને ૬૧. જે આંધ્રપતિ તરીકેના છે : તેને સરખાવો નં. ૬૨, ૬૩ સાથે કે જે આંધ્રભૃત્ય તરીકેના છે.

રાજાઓ પણ અસંતોષી બની, અંદર અંદર આખડવા લાગ્યા હતા અને છેવટે, સામ્રાજ્ય સામે ઉઘાડો બળવો કરી, છૂટા થવાના પ્રયત્ન કરવા લાગ્યા હતા. બાકી મગધ ઉપર દેખરેખ તો પોતે પાટલિપુત્રમાં રહીને રાખી શકે તેમ હતુંજ, છતાં યુવરાજને પોતાના સાનિધ્યમાં, રાજ્યકાર્યમાં મદદરૂપ થાય તે હેતુથી રાખી, ચાલાક અશોકને, ઉજ્જૈનીના સૂબાપદે નિયુક્ત કર્યો હતો. ( મ. સં. ૧૮૮ આશરે ઇ. સ. પૂ. ૩૩૯ )

પંજાબના શાસકો, જે હજુ સુધી મગધ સમ્રાટના તાબે હતા અને મહારાજા બિંદુસારની નબળાઇનો લાભ લેવા તલપી રહ્યા હતા, તેમાં ગાંધારપતિ-તક્ષશીલાનો અંભી અને સતલજ નદીના પ્રદેશનો પોરસ[૭૪] મુખ્ય હતા. પ્રથમ બળવો જાગ્યો (આશરે મ. સં. ૧૯૨ = ઇ. સ. પૂ. ૩૩૫ ) ત્યારે બિંદુસારે પોતાના યુવરાજને ત્યાં મોકલી તે સમાવી દીધો હતો: પણ પાછો ફરીને બળવો [૭૫]જાગ્યો ત્યારે તે યુવરાજને ત્યાં મોકલી દીધો તો ખરો, પણ કોઇ બળવાખોરોને હાથે તેની કત્લ થઇ ગઇ, એટલે કુમાર અશોકને કે જે તે સમયે ઉજ્જૈનીનો સૂબો હતો, તેને ત્યાં જવાને ફરમાવ્યું હતું. તેણે ત્યાં જઇ, પોતાના ઉગ્રદંડથી સર્વેને મહાત કરી, સુવ્યવસ્થા કરવા માંડી અને થોડે ઘણે અંશે તે કરી ન કરી, તેટલામાં મગધ દેશમાંથી તેને સમાચાર આવ્યા કે, સમ્રાટ બિંદુસારના મગજે લોહી ચડી જવાથી કે મસ્તકની કોઇ રક્તવાહિની તૂટી જવાથી[૭૬] મરણ નીપજ્યું છે. ( મ. સ. ૧૯૭ = ઇ. સ. પૂ. ૩૩૦ ) એટલે કુમાર અશોકને પોતાનું કાર્ય અધૂરૂં મૂકી, એકદમ પાટલિપુત્ર દોડી જવું પડયું. કારણ કે યુવરાજ તો ક્યારનો મરણ પામ્યો હતો, એટલે હવે કોને ગાદી સોંપાશે તેની વિચારણામાં પોતાની ઉપસ્થિતિ મગધમાંજ હોવાની આવશ્યકતા તેને જણાઇ. તેમજ પિતાના મરણ પ્રસંગે પોતે દેશની બહાર હોય તે પણ વ્યવહારયુક્ત નજ લાગ્યું.

મહારાજા બિંદુસારના નબળા વહિવટને લીધે[૭૭] રાજના પ્રાંતિય શાસકોમાં જે ક્રાંતિકારક મનોદશા થઇ હતી, તેને લીધે પ્રજામાં પણ ઘણો અસંતોષ વધી ગયો હતો, તેમ સુબંધુ મહાઅમાત્ય પણ, પોતાના સમોવડીયા ચાણક્યજીની અપેક્ષાએ, વધારે સારો કહેવરાવવાની લાલસામાં, જાણ્યે અજાણ્યે પ્રજા ઉપર જુલ્મની રાજ્યનીતિ આદરી બેસતો હતો. ભારતવર્ષની આવી ગૃહકલેશ જેવી સ્થિતિના સમાચાર, દૂર પશ્ચિમ દેશમાં પણ પહોંચવા પામ્યા હતા. એટલે તે સમયના અને તે પ્રદેશના અધિપતિ, જેને ઇતિહાસમાં અલેકઝાંડર ધી ગ્રેઇટ (ભારતીય ઇતિહાસમાં

( ૭૪ ) આ રાજા પોરસ, વિદ્વાનોના મતાનુસાર, કૌશાંબીના સમ્રાટ, વત્સ રાજાઓનો કોઇ નામાવશેષ હતો.

( ૭૫ ) પંજાબમાં બે વખત બળવા થયા છે. (મૌ. સા. ઇતિહાસ પૃ. ૪૨૯) તથા દિવ્યાવદાન જુઓ.

( ૭૬ ) ભિ. ટો. પૃ. ૯૬. કષાય ( ક્રોધ )ના આવેશમાં ને આવેશમાં તેની રક્ત શિરા તુટી ગઇ અને તે મરણ પામ્યો. ( The Bhilsa Topes P. 96 ) He in the midst of a fit of passion burst a blood vessel & died.

( ૭૭ ) અશોક પૃ. ૧૦૪ ( રૂલર્સ ઓફ ઇન્ડીઆ સીરીઝ ) અલેકઝાંડરે જે ચઢાઇ કરી હતી તેના વૃત્તાંતો ઉપરથી સ્પષ્ટ થાય છે કે, ( તે સમયે ) સ્વતંત્ર નાનાં રાજ્યો ઘણી સંખ્યામાં અસ્તિત્વ ધરાવતાં હતાં-તેમાંનાં કેટલાંક ઉપર રાજાની અને કેટલાંક ઉપર જ્ઞાતિના આગેવાન જેવા સરમુખત્યારોની સત્તા હતી. આ સર્વે સર્વદા આપસઆપસમાં કજીયો કર્યા કરતા હતા. તેમને તેમના ઉપર કોઇ સર્વ સત્તાધારી રાજ્યનો અંકુશ નહોતો. Asoka (Ruler's of India series) P. 104 ( The records of Alexander's invasion discloses the existence of a multitude of independent states of governed either by Rajas or tribunal oligarchies, constantly at war with one another and free from all control by a superior power.



આકૃતિ નં. ૧૩–પૃષ્ઠ ૨૦૨ તથા ૩૭૩



આકૃતિ નં. ૧૬–પૃષ્ઠ ૨૨૮



આકૃતિ નં. ૧૭–પૃષ્ઠ ૨૪૩ તથા ૨૭૪



આકૃતિ નં. ૧૮–પૃષ્ઠ ૨૩૧



આકૃતિ નં. ૨૦–પૃષ્ઠ ૨૪૮



આકૃતિ નં. ૨૧–પૃષ્ઠ ૨૪૮

શાહેનશાહ ( સિકંદરશાહ ) તરીકે ઓળખવામાં આવ્યો છે તેના કાન ચમકયા: આ અલેકઝાંડરને કાને, ભારતીય સંપત્તિના અતિ રસપૂર્ણ અને અદ્ભૂત વર્ણનો કેટલાય સમય પૂર્વે પહોંચ્યા હતા, એટલે તેની ઇચ્છા પણ એક વખત તે દેશ નજરે જોવાની થઇ ગઇજ હતી. તેમાં વળી પોતે મહત્ત્વાકાંક્ષી રાજ્યકર્તા હોવાથી તથા ઉછળતી જુવાનીમાં હોવાથી, તેને અત્યારે ફાવતું મળી આવ્યું: આ સાહસ ઉપાડવાને વિશેષ ઉત્સાહ અને શુરાતન તો તેને એ હકીકતથી મળ્યું હતું કે, તેનો પોતાનો મુલક જે ગ્રીસ (તે સમયે તેને મેસીડોનીઆ તરીકે ઓળખવામાં આવતો હતો. ) ત્યાંથી ભારત સુધી પહોંચતા, વચ્ચે જે જે મુલકો આવતા હતા ત્યાંના બધા પ્રદેશો ઉપર, કાં તો નબળી રાજસત્તાજ રાજ્યગાદી ઉપર હતી તેથી અથવા તો રાજ્યમાં અંધાધૂનીજ મુખ્યપણે વર્તતી હતી તેથી, ગમે તેમ પણ ધીમે ધીમે ગ્રીસથી માંડીને ઠેઠ ભારત સુધીના સર્વ પ્રદેશ ઉપર વિજય મેળવી પોતાને મહાન સમ્રાટ તરીકેની ગણના કરાવવા જે અભિલાષાઓ ઉપજી હતી તે તેણે એક પછી એક મુલકો જીતી લઇ પૂરી કરી હતી. અને મહારાજા બિંદુસારના મરણ સમયે (ઇ. સ. પૂ. ૩૩૦) તે ઇરાનના મધ્યભાગ સુધીના પ્રદેશ ઉપર વિજયવંતા રાજ્યકર્તા તરીકે પંકાવા લાગ્યો હતો.[૭૮] આટલી જીતથી ઉત્તેજીત થઇ, તેણે પોતાનો પ્રવાસ પૂર્વ તરફ લંબાવ્યેજ રાખ્યો, અને ઇ. સ. પૂ. ૩૨૭ માં ( મ. સં. ૧૯૯–૨૦૦ ) ઠેઠ સિંધુ નદીના પશ્ચિમ તટ સુધી આવી પહોંચ્યો હતો. [ આ પછી ગ્રીક સત્તા કે જેમને હિંદિઓ યવન લોકોના નામથી ઓળખતા હતા તેમનું જોર હિંદમાં કેવી રીતે જામ્યું તથા તેનો અંત કેમ આવ્યો તે વિશે આપણે હવે પછીના જુદાજ પરિચ્છેદે ચર્ચીશું. ]

( ૭૮ ) ઇરાની શાહેનશાહોમાંના એકેઇમીનીડાઇ વંશની સમાપ્તિ ઇ. સ. પૂ. ૩૩૧ માં અરબેલાના યુદ્ધથી આવી છે. એટલે સમજાય છે કે, તે સાલમાં અલેકઝાંડરે તે દેશ જીતી લીધો હોવો જોઇએ.

પાછો આસેંસીડાઇવંશ શાહેનશાહત પદે ઇ. સ. પૂ. ૨૫૦ માં આવ્યો છે. એટલે ઉપરના ૩૩૧ અને આ ૨૫૦ વચ્ચેના ૮૧ વર્ષના ગાળામાં, થોડો વખત અલેકઝાંડરના સરદારના હાથમાં ( ઇ. સ. પૂ. ૨૮૩ સુધી આશરે ) ઇરાન દેશ રહ્યો હતો અને પછી ઇ. સ. પૂ. ૨૫૦ કે ૨૩૭ સુધી સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિનની હકુમતમાં રહ્યો હતો.





# સપ્તમ પરિચ્છેદ

## યવન સત્તાધીન હિંદ

**ટૂંકસારઃ—**

બિંદુસારના મરણ સમયે, પંજાબમાં થયેલું બળવાખોર વાતાવરણ—તે સાંભળીને ઇરાન સુધી આવેલ ગ્રીક શહેનશાહ અલેકઝાંડરની હિંદ ઉપર ચડી આવવાની ચસ્કેલી દાઢ—ગ્રીક એલચી મેગેસ્થેનીઝની કહેવાતી નોંધપોથીના જે લખાણ ઉપરથી હિંદી સમ્રાટ સેંડ્રેકોટસને વિદ્વાનોએ ચંદ્રગુપ્ત ઠરાવ્યો છે તે આખા લખાણના શબ્દે શબ્દે રજુ કરી તે ઉપર પાડેલ પ્રકાશ—તેમાંથી અનેક નવીન તત્ત્વો તારવી કાઢીને આપેલ સમજૂતી—અશોકના રાજકીય જીવનમાં પ્રાણ પૂરનાર કુદરતે બતાવેલા બે ચમત્કાર—હિંદથી વિદાય થતી વેળાએ અલેકઝાંડરે કરેલ બંદોબસ્ત—અલેકઝાંડરના મરણ પછી મેસીડોનિયામાં સ્થપાયલી રાજસભાએ હિંદી મુલકની કરી આપેલી વાંટણી—યવન સત્તા તળે હિંદી રાજા આંભિ અને પોરસને મળેલ અધિકારનું વર્ણન—ગ્રીક સરદારો અને હિંદી સરદારોએ પરસ્પર બતાવેલ અવિશ્વાસ અને પરિણામે ચલાવેલ કાપાકાપી—પંજાબમાં ફરીને બળવા જેવી સ્થિતિ—અશોકે મગધમાંથી આવી, કબજે કરેલ પંજાબ અને યવનોની ચલાવેલી કત્લ—તેના પડઘા સાંભળવાથી યવન શહેનશાહ સેલ્યુકસ નિકેટોરે કરેલ હિંદ ઉપરનું આક્રમણ—લગભગ અઢાર વખત તેણે કરેલ અફળ માથાફોડ—અંતે તેને કરવી પડેલ હિંદી સમ્રાટ સાથે નામોશી ભરેલી તહ—પંજાબમાં ફરીને સ્થપાયેલું શાંતિમય વાતાવરણ અને યવન શહેનશાહે પોતાની માનિતી કુંવરીને હિંદી સમ્રાટ વેરે પરણાવી, હિંદમાંથી લીધેલી વિદાય—હિંદમાંના પરદેશીઓના ખળભળાટના આ પચીસ વર્ષનું આપેલું સરવૈયું—

=*

**પરદેશીની નજરે હિંદ**

સેન્ડ્રેકોટસ એટલે ખરી રીતે અશોક જોઇએ તેને બદલે ઇતિહાસજ્ઞ વિદ્વાનોએ ચંદ્રગુપ્તને ઠરાવ્યો છે. અને તેથી કરીને કેટલાંએ ઐતિહાસિક સત્યોને[1] તદ્રૂપ બનાવવા દલીલોને મરડવી પડે છે. વાચકવર્ગ આ સ્થિતિ સમ્રાટ ચંદ્રગુપ્તના વર્ણને ઘણી ખરી જોઇ શકયો હશે. વળી ખરી વસ્તુસ્થિતિ કેવી હતી અને તેને કેવા સ્વરૂપમાં અત્યારે ચીતરી બતાવવામાં આવે છે. તેવાં અનેક સત્યોમાંના એકનું વિશેષ વર્ણન કરવાનો પ્રસંગ અત્ર હાથ ધરવો પડે છે. આ પ્રસંગ અલેકઝાંડર હિંદ ઉપર ચડી આવ્યો ત્યારથી તે તે સેલ્યુકસ નીકેટોરે ઇ. સ. પૂ. ૩૦૪ માં સેંડ્રેકોટસ સાથે સલાહ કરી, ત્યાં સુધીના ઇ. સ. પૂ. ૩૨૭–૩૦૪=૨૩ વર્ષમાં, જે ગ્રીક સત્તા ડગુમગુપણે પણ રહેવા પામી હતી, તે વખતે હિંદમાં કેવી સ્થિતિ પંજાબપ્રાંત વગેરેમાં જામી રહી હતી, તેનું ચિત્ર દોરવા પૂરતો છે. જો કે એટલું ગનીમત લેખાશે કે સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત ઠરાવીને, મૌર્યવંશી રાજાઓનાં જીવન ચરિત્રો આલેખવાથી તેમાં અનેક સત્યાસત્ય વસ્તુનું જેમ મિશ્રણ કરી નાંખ્યું છે, તેમ આ બાબત વિશે બહુ કલમ કોઇએ ચલાવેલ ન હોવાથી, વાચકવર્ગ તે પરત્વે અમુક પૂર્વબદ્ધ વિચારવાળો બનેલ નહીં હોય: એટલે મારૂં આ લખાણ સમજવાને તેમને સહેલું પણ થઇ પડશે. તેમ તેમાં દર્શાવેલ હકીકત તદ્દન નવીન પણ જણાશે.

આપણે ગ્રીક ઇતિહાસથી સંશય રહિત જાણીએ છીએ, કે અલેકઝાંડર ધી ગ્રેઇટ હિંદ ઉપર ઇ. સ. પૂ. ૩૨૭ માં ચડી આવ્યો હતો તથા તેણે પંજાબનો કેટલોક ભાગ જીતી લીધો હતો; અને પછી ત્યાં કેટલોક વખત થાણું જમાવીને પડી પણ રહ્યો હતો. દરમ્યાન એક નદી કિનારે પોતાની છાવણીના તંબુમાં, સેંડ્રેકોટસ કે જે તે સમયે ભર જુવાનીમાં હતો[2] તેને તેણે બોલાવીને મળવાનો પ્રસંગ પાડયો હતો. પછી કેટલેક કાળે, તેને હિંદથી પાછું ફરવું પડયું હતું. પણ તે પોતાના સ્વદેશ તરફ જતાં, રસ્તામાં જ ઇ. સ. પૂ. ૩૨૩ ના જુન માસમાં મરણ પામ્યો હતો[3]. એક બાજુ આ સ્થિતિ છે, અને બીજી બાજુ ભારતીય ઇતિહાસમાં, જે નૃપતિઓ મગધપતિ સમ્રાટ થઇ ગયા છે તેની ક્રમવાર વંશાવળી ઉતારી, પ્રત્યેક રાજાનું અમુક સાલમાં ગાદીએ આવવું અને અમુક સાલમાં મરણ પામવું તે સર્વ વસ્તુઓ અંકોડાબદ્ધ સાબિત કરી આપી છે. એટલે તે હકીકત પણ, ઉપર વર્ણવાયલી ગ્રીક ઇતિહાસને લગતી વસ્તુસ્થિતિના જેટલી જ સત્યપૂર્ણ છે એમ કહી શકાય. હવે તે વંશાવળી પ્રમાણે જાણી ચૂકયા છીએ કે, સમ્રાટ બિંદુસારનું મરણ ઇ. સ. પૂ. ૩૩૦ માં થયું હતું.[4] એટલે તેનો પુત્ર અશોક, મગધપતિ તરીકે આવ્યો હતો. પણ કેટલાંક કૌટુંબિક કારણને લીધે, સમ્રાટ તરીકેનો તેનો રાજ્યાભિષેક તો તે બાદ ચાર વર્ષે એટલે ઇ. સ. પૂ. ૩૨૬ માં[5] થવા પામ્યો હતો. આ બન્ને ઐતિહાસિક સત્ય સાથે રાખીને જો વિચા-

---

( ૧ ) કેટલાકની ગણત્રી તથા દષ્ટાંતો ટાંકયાં છે તે માટે આગળ ઉપર અશોક વર્ધનનું ચરિત્ર જુઓ.

( ૨ ) જ. રો. એ. સો. એપ્રીલ પૃ. ૨૭૭–પ્લુટાર્કના કહેવા પ્રમાણે, જ્યારે તે એન્ડ્રોકોટસ સિકંદરને મળ્યો ત્યારે પોતે છેક જુવાનીયો હતો. J. R. A. S. 1932 April P. 277. Statement of Plutarch– " Androkottos himself, who was then but a youth, saw Alexander himself."

( ૩ ) અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ. પૃ. ૧૧૯; તેનું મરણ ઇ. સ. પૃ. ૩૨૩ ના જુનમાં થયું છે. His death in June 323 B. C.

( ૪ ) આ પુસ્તકમાં પૃ. ૧૩૭ ઉપરની વંશાવળી, તથા પૃ. ૨૧૬ જુઓ.

( ૫ ) જુઓ તેનું જીવનવૃત્તાંત,

રીશું, તો એમ જ સાર નીકળશે કે, જ્યારે ઇ. સ. પૂ. ૩૨૭ માં અલેકઝાંડર આવ્યો, ત્યારે અશોક જ હિંદી ભૂપાળ હતો, અને જે ભર યુવાન નૃપતિ સેંડ્રેકોટસનો મેળાપ અલેકઝાંડર સાથે થયો હતો, તે પણ આ અશોક જ[૬] હતો. અલબત્ત ગાદી પતિ થયો હતો, પણ રાજ્યાભિષેક થયો નહોતો એટલું ખરૂં.[૭] અશોકનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૩૨૬ માં થયા બાદ, અઢી ત્રણ વર્ષે ઇ. સ. પૂ. ૩૨૩ માં અલેકઝાંડરનું મરણ નીપજ્યું હતું.

આટલાં પ્રારંભિક સૂત્રોનો સ્વીકાર કર્યા બાદ, હવે ગ્રીક ઇતિહાસમાં મૂળ તરીકે જે લખાણ મિ. જસ્ટીનનું લેખાય છે અને હજુ જળવાઇ રહેલ ગણાય છે તથા જેનો ઇંગ્રેજી અનુવાદ પટણા કૉલેજના આચાર્ય મિ. મેક ક્રિન્ડેલે કરેલ છે તેમજ પ્રૉ. હુલ્ટ્ઝ્ઝે રચેલ ઇન્સ્ક્રીપ્શન્સ ઑફ અશોક નામના પુસ્તકની પ્રસ્તાવનામાં પૃ. ૩૩ થી ૩૪ ઉપર ઉતાર્યો છે: તે અક્ષરે અક્ષર[૮] અત્રે ઉતારીશું, તે આ પ્રમાણે છે.

took Babylonia, and then with his forces, augmented by victory, subjugated the Bactrians. He then passed over to India, which after Alexander's death, as if the yoke of servitude had been shaken off from its neck, had put his prefects to death. Sandrocottus had been the leader, who achieved their freedom; but after his victory he had forfeited by his tyranny, all title to the name of liberator: for having ascended the throne, he oppressed with servitude the very people, whom he had emancipated from foreign thraldom. He was born in humble life, but was prompted to aspire to royalty by an omen, significant of an august destiny. For, when by insolent behaviour he had offended king Nandrus, and was ordered by that king to be put to death, he had sought safety by a speedy flight. When he lay down, overcome with fatigue and had fallen into a deep sleep, a lion of enormous size, approaching the slumberer, licked with its tongue, the sweat, which oozed profusely from his body; and when he awoke, quietly took its departure. It was this prodigy, which first inspired him, with the hope of winning the throne, and so having colle-

---

( ૬ ) આ હકીકતથી સાબિત થયું કે જે સેંડ્રોકોટસ નામની વ્યક્તિને અલેકઝાંડર મળ્યો છે, તે ચંદ્રગુપ્ત નહીં પણ અશોક પોતે જ હતો.

( ૭ ) જ. રો. એ. સો. ૧૯૩૨ એપ્રીલ પૃ. ૨૭૫ ( ટીપણ ) " ડેઇન્ડી શબ્દ જ સૂચવે છે કે, અલેકઝાંડરના અમલદારો સાથે જે લડાઇ થઇ છે, તે રાજગાદી ઝુંટવી લીધા બાદ થઇ છે. "

J. R. A. S. 1932 April P. 275 f. n. " The word Deinde seems to indicate that the war with Alexander's officers followed the usurpation. " એટલે એમ કહેવા માંગે છે કે પ્રથમ ગાદી ઝુંટવી લીધીને રાજા થયો, પછી અલેકઝાંડરનું મરણ અને તે પછી તેના સરદારો સાથેનું યુદ્ધ: એમ અનુક્રમે થયાં છે અને આપણે પણ એજ પ્રમાણે અહીં કહ્યું છે. ૩૨૬ માં રાજ્યાભિષેક છે. ૩૨૩ માં સિંકદરનું મરણ છે અને તે બાદ બળવો થયો છે. જેમાં અલેકઝાંડરના સરદારો સાથે અશોકને સામનો કરવો પડયો છે.

( ૮ ) આ ઉતારો બહુ પ્રાચીન અને મૂળ ગ્રંથમાંથી ઉતારાયો હોવાને લીધે, બીજા કોઇ પણ પુરાવા કરતાં વિશેષ વિશ્વાસ લાયક અને સત્ય પૂર્ણ માનવો જોઇએ અને તેમજ છે. તેના શબ્દો આ પ્રમાણે છે:—

[ From Pompei Trogi xv. 4: as translated by Mr. Crindle, Principal, Patna College ( see Prof. Hultzsch. Corp. Inscr. Indic. Pt I. Pref. xxxiii ) ].

" Seleucus waged many wars in the east, after the partition of Alexander's empire among his generals. He first

"અલેકઝાંડરના સરદારોએ તેના સામ્રાજ્યની વહેંચણી કરી લીધા પછી,[9] સેલ્યુકસે પૂર્વ દિશામાં ઘણા હુમલાઓ કર્યા હતા. પ્રથમ તેણે બાબીલોનિયા જીત્યું. તે જીત મળ્યા પછી લશ્કરની ભરતી કરીને બેકટ્રીઅનોને સર કર્યા. પછી હિંદ ઉપર ચડી ગયો. જાણે તેના ગળા ઉપરથી તાબેદારીની ઝૂંસરી ફેંકી દેવામાં આવી ન હોય તેમ હિંદમાં, તો અલેકઝાંડરના મરણબાદ તેના નિમેલા સરદારોની કત્લ કરી નાંખવામાં આવી હતી. તેમની મુક્તિ મેળવી આપનાર નેતાનું નામ સેંડ્રેકોટસ[10] હતું. પણ પોતાના વિજયબાદ જે જુલમ તેણે ગુજાર્યો હતો, તેથી મુક્તિદાતા તરીકેનું તેનું બિરૂદ ભૂંસી જવા પામ્યું હતું. કેમકે ગાદીએ બેઠા પછી,[11] જે પ્રજાને તેણે પરદેશી સત્તાના જુલમમાંથી છોડવી હતી, તેજ પ્રજા ઉપર[12] ગુલામગીરી લાદી હતી.[13] તેનો જન્મ સાદી અવસ્થામાં[14] થયો હતો. પણ મહાન ભાગ્યસૂચક શુકન થવાને લીધે, તેને રાજ્યગાદી[15] મેળવવાની ઉત્કંઠા થઇ હતી. કેમકે તેણે પોતાના ઉદ્ધત[16] વર્તનથી, જ્યારે નંદ્રુસ[17] રાજાનું

---

cted a band of robbers, he instigated the Indians to overthrow the existing government. When he was there, after preparing to allack Alexander's prefects, a wild elephant of monstrous size approached him and kneeling submissively like a tame elephant, received him on to its neck and fought vigorously in front of the army. Sandrocottus having thus won the throne, was reigning over India when Seleucus was laying the foundation of his future greatness. Seleucus having made a treaty with him and otherwise settled his affairs in the east, returned home to prosecute the war with Antigonus."

(૯) સરખાવો. જ. રો. એ. સો. ૧૯૩૨ એપ્રીલના લેખકના વાકય (આગળ ઉપર જુઓ) એટલે સમજાશે કે, મિ. કિન્ડેલનું કથન અને આ લેખકનું કથન બન્ને મળતાં થાય છે.

(૧૦) અહીં તો ગ્રીક શબ્દ સેંડ્રેકોટસ જ વપરાયો છે, તેને વિદ્વાનોએ ચંદ્રગુપ્ત ઠરાવી દીધો છે: આ આખા વાકયમાં વર્ણવેલ બીનાને ચંદ્રગુપ્ત અને અશોકના જીવન વૃત્તાંત સાથે સરખાવવાથી માલૂમ પડશે કે, તે બનાવો કોને મળતા આવે છે.

(૧૧) એટલે તે ગાદીપતિ તો થઇ ગયો હતો એમ થયું. અને તેનું ગાદીએ બેસવું ઇ. સ. પૂ. ૩૩૦ માં થયું છે. ( જુઓ પૃ. ૨૨૭ ) એટલે જે બનાવની અલેકઝાંડરને મળવાની વાત અહીં કરી રહ્યા છીએ, તેનો સમય તે બાદ છે એમ સમજવું. એટલે કે તે ઇ. સ. પૂ. ૩૩૦ બાદ એલેકઝાંડરને મળ્યો હતો.

(૧૨) જે પ્રજાને છોડવી તેના ઉપર જ ગુલામગિરિ લાદી; અને પરદેશી પ્રજાની સત્તા એમ પણ કહ્યું: એટલે તેનો અર્થ એમ થાય છે કે, ગ્રીક સત્તામાંથી જે પ્રજાને છોડવી, તેના જ ઉપર તેણે સત્તા બેસાડી હતી. ( આગળ જતાં આવો સમય ઇ. સ. પૂ. ૩૧૭ ઠરાવાશે ) એટલે કે તેના રાજ્ય કાળે જ ગ્રીક સત્તા ઉખડી જવા પામી હતી.

(૧૩) જે તેણે નર્કાલય વગેરે કર્યાં હતાં અને કેટલાકની કત્લ ચલાવ્યાનું બૌદ્ધ ગ્રંથમાં નીકળે છે, તે પ્રસંગની કદાચ યાદ દેવાતી હોય.

(૧૪) આ હકીકત એમ સૂચવે છે કે તે, યુવરાજ નહોતો જ: પણ ભાગ્યયોગે ગાદી મેળવી શકયો હતો.

(૧૫) આથી સાબિત થાય છે કે, તેણે ગાદી કબજે કર્યા પછી, કેટલેક કાળે રાજ્યાભિષેક થવા પામ્યો હતો.

(૧૬) અશોક ઉદ્ધત હતો, એમ બૌદ્ધ સાહિત્યમાંથી ઉલ્લેખ મળે છે ખરો. પણ તે શબ્દનો રાજકીય ભાષામાં જો અનુવાદ કરીએ, તો તે મક્કમ વલણનો અને સખ્ત હાથે કામ લેવાના સ્વભાવવાળો હતો એમ કહી શકાય. તડ ને ફડ સામાના મોં ઉપર જ માથાતૂટ જવાબ આપવાની ખાસિયત વાળો તે હતો, એમ કહેવાની મતલબ સમજાય છે. ( આનો પડઘો આગળ ઉપર જોઇ શકાશે. જુઓ ટી. ૧૮ ).

(૧૭) આમાં નંદ્રુસ લખ્યું છે. પણ તે શબ્દ

અપમાન કર્યું, ત્યારે તે નંદ્રુસે તેને મારી નાંખવાનું[૧૮] (પોતાના માણસોને) ફરમાવી દેતાં તે જીવ લઇને નાઠો હતો.[૧૯] અને જ્યારે થાકીને લોથપોથ થઇ સૂતાં, ઘસઘસાટ ઉંઘમાં પડયો હતો

ત્યારે, ત્યાં એક મોટો શાર્દુલ[૨૦] આવી પહોંચ્યો; તે ઉંઘનારના શરીરમાંથી નીકળતા પ્રસ્વેદને તે સિંહરાજે પોતાની જીભથી ચાટી લીધો અને જેવો તે જાગૃત થયો, તેવી ત્યાંથી મૂંગે મોઢે[૨૧]

દ્વિતીય વિભક્તીનો ' નંદ્રુમ ' શબ્દ છે. જ્યારે કેટલીક જૂની પ્રતોમાં ત્યાં ' અલેકઝંડ્રુમ ' શબ્દ હોવાનું જણાય છે ( જુઓ પ્રૉ. હુલ્ટશ્ચની પ્રસ્તાવના ) એટલે, અપમાનિત થયેલ રાજાનું નામ નંદ્રુમ નહીં પણ અલેકઝંડ્રુમ છે એમ ગણવું ( ધારો કે નંદ્રુમ=નંદ નામ છે; તો પ્રશ્ન એ થાય છે કે, અપમાન કરનાર સેંડ્રેકોટસ હિંદી રાજા છે, અને અપમાન સહેનાર રાજા નંદ છે, તે પણ હિંદી છે. આ પ્રમાણે બન્ને હિંદી રાજાને મળવાના અને બોલાચાલી થવાના પ્રસંગને ગ્રીક કથા સાથે શું સંબંધ હોઇ શકે ? એટલે સાબિત થાય છે કે, જૂની પ્રતોનું લખાણ સત્ય છે. બીજો પ્રશ્ન એલેકઝાંડરની મુલાકાતનો સમય ઇ. સ. પૂ. ૩૨૭ છે. જ્યારે નંદરાજા-જો તે શબ્દજ હોવાનું મનાય તો-તો ઇ. સ. પૂ. ૩૭૨ માં ( એટલે કે અલેકઝાંડર આવ્યો તે પૂર્વે ૪૫ વર્ષે ) તો મરી પણ ગયો છે ( જુઓ પુ. ૧ ) આ નંદ રાજાને હરાવીને મૌર્ય ચંદ્રગુપ્તે ( ગ્રીક સાહિત્યના સેંડ્રેકોટસે ) મગધની ગાદી મેળવી છે : તે હકીકત કેવી રીતે મારી મરડીને બેસતી કરાઇ છે, તે આ ઉપરથી સમજાશે ( આ કારણને લીધેજ અલેકઝંડ્રુમ શબ્દને સ્થાને નંદ્રુમ શબ્દ ગોઠવી દીધો છે. પણ તે કેવું અસત્ય છે તે, ઉપર બતાવ્યા પ્રમાણેની દલીલોથી તુરત ઉઘાડું પડી જાય છે અને તેથીજ ગ્રીક સેંડ્રેકોટસ હિંદી સમ્રાટ ચંદ્રગુપ્ત ઠરી શકતોજ નથી. )

( ૧૮ ) માત્ર અપમાન કરવાથીજ, સામા માણસને જીવથી મારી નાંખવાનો હુકમ કરનાર વ્યકિતને, પોતાના મનમાં સત્તાનો કેવો ઘમંડ હોવો જોઇએ તે દેખાય છે. વળી આ ભૂમિ તેને તો પારકી ભૂમિજ હતીને ! પારકી ભૂમિ ઉપર ઉભા રહીને, આવો મિજાજ રાખવો તે તેની મનોદશાનો અચ્છો ખ્યાલ આપે છે. ( અલેકઝાંડરના ચારિત્ર્યનું આ એક તત્ત્વ ગણાય. વળી નીચેના ટીપ્પણમાં વર્ણવેલી સ્થિતિ સરખાવો. )

( ૧૯ ) ધ્યાનમાં રાખવાનું છેકે, અહીં વાત કરવા બોલાવનાર અલેકઝાંડર છે, ને આવનાર સેંડ્રેકોટસ ( અશોક છે. અરે ભલેને ચંદ્રગુપ્ત કહો-ગમે તેમ પણ હિંદી સમ્રાટ તો છેજને ) છે. બન્ને મોટા ભૂપતિઓ છે અને પરસ્પરના હરિફ છે. અલેકઝાંડર યજમાન છે. અશોક મિજબાન છે. એટલે અશોક, એક હિંદી રાજવીને-અરે કહો કે સામાન્ય સભ્યતાના નિયમને માન આપીને-જેમ આપે તેવી રીતે પોતાનો યજમાન દુશ્મન હોવા છતાં, જ્યારે મળવા બોલાવે છે, ત્યારે તેની છાવણીમાં જાય છે. અત્યારે દુશ્મન કે હરીફ હોવાનો મનમાંથી વિચાર દૂર કરીને કેવળ યજમાન અને મિજબાનના સંબંધથી પોતે એકાકીજ ત્યાં જાય છે. અને પછી વાતે ચડતાં, અલેકઝાંડરે અમુક પ્રકારની માંગણી કરી હશે, જે અશોકને રૂચતી નહીં આવી હોય, એમ સમજી સકાય છે. એટલા ઉપરથી ( માંગણી ન સ્વીકારાય તેથીજ હોય, કે જડબાંતોડ જવાબ મળ્યો હોય તેથી પણ હોય : પણ સવાલ એ છે, કે શું અલેકઝાંડર અશોકથી ઉપરી સત્તાવાળો હતો કે તેની દરેકે દરેક ઇચ્છા તેણે કબૂલ રાખવીજ જોઇએ. શું રાજા આંભિ અને પોરસ તેને જલદી તાબે થઇ ગયા, એવીજ સ્થિતિ અંહી ધારી બેઠો હશે ? આવા અનેક પ્રશ્નો ઉદ્ભવે છે. પણ તે સાથે આપણે સંબંધ નથી. ) મિજાજ ખોવો અને, યજમાન કે મિજબાન દરજ્જે અરસપરસ જે સભ્યતા અને વિવેકની મર્યાદા જાળવવી જોઇએ, તેનું ભાન પણ ન રાખવું અને એકદમ પોતાના માણસને હુકમ ફરમાવવો કે તેને પકડો, મારી નાંખો : આ કેવો ન્યાય ? અને અશોક ભલે ગમે તેવો મોટો સમ્રાટ અને શૂરવીર હતો, તે તો આપણને તેના ચારિત્ર ઉપરથી અને અલેકઝાંડરના જમણા હાથ સમાન સેલ્યુકસ નિકેટોર સાથે ચલાવેલ વર્તન ઉપરથી જણાશે; છતાં અંહી તો તે એકાકીજ આવ્યો હતોને ! એટલે પોતાનો જીવ બચાવવા માટે નાશી જવા સિવાય તેને બીજો કયો રસ્તો હોઇ શકે ? ( આમાં તેની ભીરૂતા કરતાં વ્યવહારૂ ડહાપણ દેખાય છે જ્યારે અલેકઝાંડર પોતે દરેક રીતે ઉઘાડો પડી જાય છે. )

( ૨૦ ) મારૂં એમ માનવું થાય છે કે, જો બૌદ્ધ

ચાલતી પકડી. આ શુકનને લીધે જ પ્રથમ ગાદી મેળવવાની[૨૨] આકાંક્ષા તેના હૃદયમાં સ્ફૂરી આવી હતી. અને ધાડપાડુઓની ટુકડી એકઠી કરીને, તે સમયની રાજકર્તી[૨૩] સત્તા સામે બળવો કરવાને હિંદીઓને ઉશ્કેર્યા. અને ત્યાં જઇને જ્યારે તે અલેકઝાંડરના સરદારો ઉપર[૨૪] હુમલો લઇ જવાની તૈયારી કરી રહ્યો ત્યારે, કદાવર શરીરનો એક જંગલી હાથી[૨૫] તેની પાસે ધસી આવ્યો, અને એક પાળેલ પશુની માફક તેની ઘૂંટણીએ પડીને, (સૂંઢ વડે) તેને ઉચકી પોતાની પીઠ ઉપર બેસાર્યો અને સૈન્યની મોખરે રહીને ખૂબ ખૂબ લડયો. આ પ્રમાણે સેંડ્રેકોટસને ગાદી[૨૬] મળવાથી, હિંદ ઉપર[૨૭] રાજ્ય કરતો થયો હતો. ત્યારે સેલ્યુકસ પોતાની ભવિષ્યની કારકીર્દિના મંડાણ માંડી રહ્યો હતો. સેલ્યુકસ તેની સાથે સુલેહ કરીને,[૨૮] કહો કે પૂર્વમાં બધું ઠાકઠીક કરીને, એંટીગોનસ સાથે યુદ્ધ કરવાને સ્વદેશ પાછો ફર્યો." આ શબ્દોને સમ્રાટ અશોકના જીવન વૃત્તાંત સાથે મેળવવામાં આવશે તો સ્પષ્ટપણે તેમાંથી ધ્વનિ નીકળતો સંભળાશે, કે અલેકઝાંડર બાદશાહે અશોકને બોલાવીને જો કે વાત કરવાનું નિમંત્રણ મોકલ્યું હતું, અને તે પ્રમાણે હિંદી ભૂપતિ વિવેક જાળવીને તે વિદેશી શહેનશાહના નિવાસસ્થાને આવ્યો પણ હતો, છતાં ગ્રીક શહેનશાહે એક યજમાન તરીકે, પોતાના નિમંત્રિત મિજબાન સાથે જે સભ્યતા ભરી રીતે વર્તવું જોઇએ તેમ ન વર્તતાં, પોતાના તુંડમીજાજી સ્વભાવનું પ્રદર્શન કરવા માંડયું કે, હિંદીનૃપતિએ

---

સાહિત્યના ગ્રંથો ફેરવી જોઇશું તો, આ સિંહરાજનો પ્રસંગ તેમાં કયાંક વર્ણવાયલો મળી આવશે. અને જો તેમજ થાય, તો ગ્રીક સાહિત્યનો સેંડ્રેકોટસ ( એટલે અલેકઝાંડરને મળનાર હિંદી રાજા ) તે અશોકજ હતો એમ સહેજે પુરવાર થઇ શકશે.

( ૨૧ ) સિંહરાજ જેવું પ્રાણી, આ પ્રમાણે વર્તન દાખવે, માયા બતાવે, અને કોઇપણ પ્રકારની ઇજા કરે નહિં, તેમાં કાંઇક ચમત્કાર જેવું તો ખરૂંજ ને ! કાંઇક દૈવી સંકેત ધારવોજ રહે છે.

( ૨૨ ) ગાદી મેળવવાનો એટલે રાજ્યાભિષેક થવાનો એમ સમજવું : અત્યાર સુધી તેના મનમાં થયાં કરતું હતું કે, હું ગાદીએ તો બેઠો છું પણ તે સ્થિતિ નભશે કે કેમ ! હવે કાંઇક આશા બંધાઇ કે પોતાનો રાજ્યાભિષેક જરૂર થાશેજ. એટલે તેનો સમય ( ઇ. સ. પૂ. ૩૨૬ માં રાજ્યાભિષેક થયો છે, તેની પૂર્વે કહેવાય ) ઇ. સ. પૂ. ૩૨૬ સુધીમાં હોય.

( ૨૩ ) રાજકર્તી સત્તા: આ શબ્દોજ સૂચવે છે કે ત્યાં પરદેશી સત્તાની જમાવટ થોડે ઘણે અંશે પણ થઇ તો હતીજ. અને તે આપણે જાણીએ છીએ કે ઇ. સ. પૂ. ૩૨૩ માં એટલે અલેકઝાંડરના મરણ બાદ ગ્રીક પ્રધાન મંડળે વ્યવસ્થા કર્યા પ્રમાણે ચાલતું હતું. એટલે તેનો સમય ઇ. સ. પૂ. ૩૨૨ પછીજ કહેવાશે. ( વળી જુઓ નીચેનું ટી. નં. ૨૪ )

( ૨૪ ) અંહી "અલેકઝાંડરના સરદારો" શબ્દ વપરાયા છે તે સૂચવે છે કે, અલેકઝાંડરની હૈયાતી નહોતીજ: એટલે તેનો સમય ઇ. સ. પૂ. ૩૨૩ બાદ ઠર્યો. સરખાવો ઉપરની ટીકા નં. ૨૩.

( ૨૫ ) હાથીવાળો આ બનાવ ઇ. સ. પૂ. ૩૨૨ કે તે બાદ બન્યો કહેવાય. જ્યારે ઉપરનો સિંહવાળો બનાવ ઇ. સ. પૂ. ૩૨૬ માં બન્યો હતો. જેથી બન્ને બનાવ વચ્ચે કમમાં કમ પાંચ વર્ષનું અંતર તો છેજ. પણ ઇંગ્રેજી અનુવાદમાં જે winning the throne and so having collected a band વિગેરે વાકય છે. તેમાંથી એમ ધ્વનિ નીકળે છે કે સિંહ અને હાથીવાળા બનાવો લાગલાગટ બન્યા પણ હોય. તેમ સમજવું નહીં. ( જુઓ આ પરિચ્છેદના અંતે આપેલી સાલવારી )

( ૨૬ ) ગાદી મળવાથી, એટલે અહીં ગ્રીક સત્તાના પ્રદેશ ઉપર પણ હકુમત મળવાથી, એવો ભાવાર્થ સમજી લેવો.

( ૨૭ ) "હિંદ ઉપર" એટલે, પરદેશી સત્તાની આડખીલી નીકળી જવાથી સકળ હિંદના સમ્રાટ તરીકે, એવો અર્થ કરવો.

( ૨૮ ) આ સુલેહની સરતો શું હતી તે માટે જુઓ તેનું જીવન ચરિત્ર અને તેમાં અશોકે કેટલું બધું ઔદાર્ય વાપર્યું છે, તે આપો આપ સમજી શકાશે.

પણ, ભલે પોતે ઉમરમાં તેમજ અધિકારે કાંઇક નાનો હતો, છતાં ગમે તેવો પણ સમ્રાટ તો હતો જ. એટલે તેણે પોતાનું ક્ષાત્ર તેજ ઝળકાવી, સામો જ મોં તોડ જવાબ આપ્યો હતો. જેથી ગ્રીક શાહેનશાહે વિશેષ ગુસ્સે થઇ, ક્રોધમાં ને ક્રોધમાં, યજમાન તરીકેનો સર્વ તરીકો ઓળંગી જઇ, પોતાના પહેરેગીરોને, સેંડ્રેકોટસને પકડવાને હુકમ ફરમાવ્યો. ત્યારે સેંડ્રેકોટસે, સ્વમાન જાળવી ત્યાંથી ખસતી પકડી હતી. વિગેરે વિગેરે.

એટલે એમ પણ કહી શકાશે કે, અલેકઝાંડર સાથેની જે મુલાકાત ઇ. સ. પૂ. ૩૨૭ માં થઇ હતી, તે પછી ઉપરમાં વર્ણવેલો સિંહનો પ્રસંગ બન્યો છે; અને તે બાદ તુરત જ એટલે ઇ. સ. પૂ. ૩૨૬ માં અશોકનો રાજ્યાભિષેક થયો છે. વળી ઉપરના જ ફકરાથી જણાય છે, કે તેના રાજ્યાભિષેક બાદ જ, જે યવન રાજ્ય તે સ્થાને પ્રવર્તતું હતું, તેને ઉથલાવી નાંખવાને તેણે હિંદીઓને[૨૯] ઉશ્કેર્યા હતા. અને આ અનુમાનને વિશેષ દૃઢ કરતાં તેજ ગ્રંથકાર લખે છે કે, અલેકઝાંડરના સરદારો ઉપર જ્યારે હુમલો કરવાની તૈયારી તેણે ( સેંડ્રેકોટસે=અશોકે ) કરી હતી ત્યારે હાથીવાળો બનાવ બન્યો હતો. હવે આપણે એમ પણ ગ્રીક ઇતિહાસ ઉપરથી જાણી ચૂકયા છીએ અને તેને હિંદી ઇતિહાસ લખનારાઓએ ટેકો પણ આપ્યો છે કે,[૩૦] જયાંસુધી અલેકઝાંડરનું મરણ નીપજ્યું નહોતું, ત્યાંસુધી તો તેના સરદારો ઠીકઠીક હળીમળીને રહેતા હતા. પણ તેના મરણના સમાચાર પાકે પાયે મળ્યા, એટલેજ તે સર્વે અંદર અંદર હરીફાઇ કરવા લડી પડયા છેઃ મતલબ કહેવાની એ છે કે, ઇ. સ. પૂ. ૩૨૩ ના જુનમાં અલેકઝાંડરનું મરણ નીપજ્યા બાદ ઇ. સ. પૂ. ૩૨૨ ના નવેંબર ડીસેંબરમાં કે ઇ. સ. પૂ. ૩૨૧ ના જાન્યુઆરીના અરસામાં, તેના સરદારોએ અંદરો અંદર લડવા માંડયું છે; અને તે સમયે-કે તે પછી કેટલેક સમયે-અશોકે બળવાખોરોને દોરવવાનો અને હાથીએ પોતાની પીઠ ઉપર અશોકને ચડાવ્યાનો પ્રસંગ બન્યો છે. એટલે પણ આપોઆપ સિદ્ધ થઇ ગયું, કે સિંહવાળો બનાવ ઇ. સ. પૂ. ૩૨૬ માં બન્યો હતો. તેમજ અશોકના રાજ્યકાળ દરમ્યાન પંજાબમાં જે બળવા થયા હતા, તેમાંનો આ પ્રથમ બળવો હતો. અને તે ઇ. સ. પૂ. ૩૨૬માં થયો હતો. જ્યારે હાથીવાળો પ્રસંગ કદાચ ઇ. સ. પૂ. ૩૨૨માં[૩૧] થયો હોય કે તે પછી કેટલેક સમયે પણ બન્યો હોય.

આપણા આ તારણને પુરાવારૂપ, પાછું તેજ ગ્રથકારનું બાકીનું વાક્ય પુષ્ટી આપતું માલમ પડે છે. તે લખેછે કે, Sandrocottos having thus won the throne was reigning over India when Seleucus was laying the foundations of his future greatness.

( ૨૯ ) હિંદીને ઉશ્કેર્યા; તે શબ્દથી જ સિદ્ધ થયું કે, વિદેશી રાજ્ય સામે બળવો કરાવ્યો હતો.

( ૩૦ ) અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૧૬:- આપણી ખાત્રી થાય છે કે ઇ. સ. પૂ. ૩૨૨ની શરૂઆતમાં જ, લડાઇમાં જીતનારના ( એટલે કે અલેકઝાંડર ધી ગ્રેઇટના ) મરણના પાકે પાયે જેવા ખબર ફરી વળ્યા, તથા લશ્કરી હીલચાલ સહેલાઇથી કરી શકાય તેવી ઋતુ થઇ, કે તુરત જ એક મોટો બળવો જાગ્યોઃ અને હિંદમાંની મેસિડોનીઅન રાજસત્તાનો ( ગ્રીક સત્તાનો ) અંત આવી ગયો.

જ. રૈ. એ. સો. ૧૯૩૨ એપ્રીલ પૃ. ૨૭૬- ગ્રીક સત્તાની ઝૂંસરી ફગાવી નાંખવાની હીલચાલ અલેકઝાંડરના મરણ બાદ હાથ ધરવામાં આવી હતી.

( ૩૧ ) આ બનાવ ઇ. સ. પૂ. ૩૨૨ ના પહેલા બળવા પછી થયા ને બદલે, ઇ. સ. પૂ. ૩૧૭ ના બીજા બળવા પછી બન્યો છે, એમ આગળ ઉપર આપણે સાબિત કરવાનું છે. તેથી અત્રે વિશેષ ન લખતાં આગળ જ ચલાવીએ છીએ;

એટલે એમ કહેવાને માંગે છે, કે સેલ્યુકસે હજુ રાજ્ય ગાદી પ્રાપ્ત કરી નહોતી, પણ પ્રાપ્ત કરવાનો હતો, ત્યારે હિંદમાં ઉપર પ્રમાણે બધું બન્યે જતું હતું. વળી આપણે એમ પણ જાણીએ છીએ કે, સેલ્યુકસનું રાજ્ય ઇ. સ. પૂ. ૩૩૧ થી[૩૨] ૨૮૦= ૪૧ વર્ષ ચાલ્યું છે. જેથી કરીને તેના સમકાલિન પણામાં, એટલે ઇ. સ. પૂ. ૩૨૨–૨૧ માંજ બલ્કે તે બાદ એટલે ૩૨૧ થી ૩૧૨ સુધીમાં, ઉપરનો પંજાબનો પહેલો બળવો બન્યો હતો, એમ સિદ્ધ થઇ ગયું ગણવું રહે છે.

આ ઠેકાણે એક પ્રશ્ન જરૂર ઉભો થાય છેજ: કે, અલેકઝાંડર ઇ. સ. પૂ. ૩૨૭ માં હિંદ ઉપર ચડી આવ્યો ત્યારથી, કે તે પૂર્વે એક બે વરસથી આરંભીને, ઇ. સ. પૂ. ૩૦૪માં સેલ્યુકસ નિકેટરને અને સમ્રાટ અશોક વચ્ચે જે સલાહ થઇ તેટલા સુધીના માત્ર ૨૫) વર્ષના ટૂંકા ગાળામાં, એવી તે શું વસ્તુ સ્થિતિ પંજાબમાં પ્રવર્તી રહી હતી કે, તેટલા વખતમાં ત્રણ ત્રણ કે ચાર ચાર બળવાઓ થવા પામ્યા હતા, અને સેલ્યુકસને તથા અશોકને પોતાના રાજ્યકાળના મોટા ભાગ પર્યંત, તેમાં ગૂંચવીજ[૩૩] રહેવું પડયું હતું. તે પ્રશ્ન થોડોક સમજાવીએ એટલે બધું કોકડું આપો આપ ઉકલી જશે.

મૂળ સ્થિતિ એમ હતી કે, સમસ્ત હિંદમાં તેમાં પણ ખાસ કરીને ઉત્તર હિંદમાં મુખ્ય પણે ગણતંત્ર રાજ્યની પ્રથાજ અદ્યાપિ પર્યંત પ્રવર્તતી હતી. અલબત કેટલાક ભાગમાં એક રાજત્વની ભાવના દાખલ થઇ હતી. તેમ કેટલાક પ્રદેશમાં બન્નેનું મિશ્રણ જેવું[૩૪]—એટલે કે Transitional period જેવું પણ રાજ્યનું ધોરણ ચાલતું હશેજ: મગધપતિ મહાનંદે જ્યારથી પંજાબ જીતી લીધો, ત્યારથી તે દેશ તેના તાબે ચાલ્યો આવતો હતો. પછી વારસામાં ચંદ્રગુપ્તને મળ્યો હતો. પણ ચંદ્રગુપ્તના રાજ્યકાળે, પંડિત ચાણુક્યજીની સલાહ અને તદબીરથી એવો વહીવટ ચાલ્યો જતો હતો કે, ન ચંદ્રગુપ્તને કે ન ચાણુક્યજીને, તે દિશા તરફ ઝાંખી કરવા જેવો પણ પ્રસંગ, ઉપસ્થિત થયો હોય: એટલે તેમણે પોતાનો સર્વ સમય, દક્ષિણ અને મધ્ય ભારત સ્થિર કરવામાં, તેમજ રાજનીતિના સૂત્રો ઘડવામાંજ ગાળ્યો હતો. પણ તે પછી બિંદુસાર ગાદીપતિ બન્યો હતો. એક તો મૂળે તે નબળા બાંધાનો હતો, એટલે બહુ આગળ પડતો ભાગ રાજવહીવટમાં તે લેતોજ નહોતો. તેમાં વળી પોતે બ્રાહ્મણ કન્યા પરણ્યો હતો અને તેણીના પેટે આ કુમાર અશોકનો જન્મ થયો હતો (યાદ રાખવાનું છે કે આ સમયે વર્ણાંતર લગ્ન ઉપર સમાજ કાંઇક અનિચ્છા ભરી દૃષ્ટિથી જોતો હતો[૩૫] ): એટલે કેટલેક દરજ્જે તે કુમાર પ્રત્યે પ્રજામાં અણગમો પણ હતો; તેમાં વળી આગમાં ઘૃત હોમવા જેવું એ બન્યું હતું કે પંડિત ચાણુક્યજી વૃદ્ધાવસ્થાને લીધે જ્યારે લગભગ વાનપ્રસ્થ સ્થિતિ ભોગવતો હતો ત્યારે તેમની જગ્યાએ નીમાયેલ મહા અમાત્ય તરફની ભંભેરણીથી સમ્રાટ બિંદુસારે, પોતાની કમ આવડતમાં, ચાણુક્યજી જેવા મહાપુરૂષનું અપમાન કરી, કાઢી મૂકવા જેવી સ્થિતિ કરી મૂકી હતી. એટલે ચાણુક્યજીની સલાહ મળવી બંધ થઇ હતી. જો કે પછી તો તુરતમાં ચાણુક્યજીનું મરણ પણ

( ૩૨ ) આગળ ઉપર જુઓ ત્રીજા પુસ્તકમાં. જોકે એક બીજા ગ્રંથકારે, આ સેલ્યુકસના વંશની સ્થાપના ઇ. સ. પૂ. ૩૧૨ થી ગણી છે. ( જુઓ પુ. ૧ પૃ. ૧૦૨ ની નોટ નં. ૧૦ ) તેનો ખરો સમય ઇ. સ. પૂ. ૩૨૦ થી સંભવે છે. ( જુઓ આગળ ઉપર આ પરિચ્છેદે )

( ૩૩ ) જુઓ અશોક વર્ધનના જીવન વૃત્તાંતે.

( ૩૪ ) જુઓ નીચનું ટી. નં. ૩૯.

( ૩૫ ) સરખાવો આંધ્રવંશની ઉત્પત્તિની તથા પૃ. ટી. નં. ૫૨ વાળી હકીકત.

નીપજ્યું હતું. વળી પાછળથી બિંદુસારે તેમજ તે નવા અમાત્યે પોતપોતાની ભૂલ જોઈ હતી[૩૬] અને સુધારવા પણ માંડયું હતું. પણ તે સર્વ નિરર્થકજ હતું. કેમકે અવાં અનેક કારણથી મગધનું સામ્રાજ્ય હવે અલખામણું થવા માંડયું હતું. તેમ તે બાજુ કોઇ મગધપતિ સમ્રાટે લાંબા સમય સુધી પગ પણ માંડયો નહોતો. એટલે દૂર પડેલા પંજાબ પ્રાંતમાં જે વહીવટ કરનાર હતા ( ફાવેતો ગણતંત્ર રાજ્યનો કોઇ માંડલિક ભૂપતિ હોય કે પછી બિંદુસારનો નીમેલો સૂબોજ હોય, પણ સમજાય છે કે, માંડલિક રાજાજ હતો ) તેમણે બળવો જગાડી અંદર અંદર લડવા માંડયું હતું. મહારાજા બિંદુસારે પોતાના યુવરાજને તે બળવો સમાવવા[૩૭] મોકલ્યો હતો; પ્રથમ વાર તો તે ફતેહમંદ નીવડેલો, પણ વળી પાછો બીજી વખત બળવો થયો ત્યારે, પાછો તેને મોકલવામાં આવ્યો હતો. તે સમયે તે ફતેહમંદ પણ ન થયો, પણ ઉલટો કાવતરાનો ભોગ થઇ પડયો હતો[૩૮]. એટલે મગધદેશ જેવડા દૂર પડેલ સ્થાનેથી, કુમક મોકલવા કરતાં, મહારાજા બિંદુસારે પોતાના બીજા પુત્ર, કુમાર અશોકને કે જેને ઉજ્જૈનનો–અવંતિનો સુબો[૩૯] નીમ્યો હતો, તેને ત્યાં ઉપડી જવા ફરમાવ્યું. કુમાર અશોકે ત્યાં જઇ, બધી વસ્તુસ્થિતિ તપાસીને મક્કમ પણે બળવો દાબી દીધો અને શાંતિ પ્રવર્તાવી. (ઈ. સ. પૂ. ૩૩૦) પણ તેટલામાં મહારાજા બિંદુસારનું અકસ્માતિક સંજોગોમાં મરણ થવાના સમાચાર પંજાબમાં આવી પહોંચ્યા. એટલે, કુમાર અશોકને બે ત્રણ વિચારની મૂંઝવણ થઇઃ એક એકે (૧) પોતાને પાછું અવંતિ જલદી ઉપડી જવું કે (૨) મહારાજા બિંદુસારનું મરણ અણચિંત્યું થયું છે, તેથી તેમાં કાંઇ ભેદ રહ્યો છે કે કેમ, તે તપાસવું અથવા (૩) યુવરાજનું મરણ કયારનું થઇ ગયું છે, એટલે તેની અવેજીમાં કોને રાજ્ય સોંપવાનું ઠરાવ્યું છે; અને પોતાના બીજા ભાઇઓના તેમજ અમાત્ય મંડળના શું શું વિચારો છે, તેની સમીક્ષા કરવી. પહેલાં કરતાં છેલ્લાં બે પ્રયોજનની મહત્ત્વતા વિશેષ જણાતાં, તે મગધની રાજનગરી પાટલિપુત્ર તરફ ઉપડી ગયો. ત્યાં જઇ, એકદમ ગાદી તો હાથ કરી લીધી, પણ ઉપર જણાવ્યું તેમ તે અન્યવર્ણી રાણીનો પુત્ર હોવાથી, તેમજ કોઇ રીતે દેખાવડો નહોતો તેથી, પ્રજાનો તેમજ અમાત્ય મંડળનો મોટો ભાગ તેને ગાદીપતિ તરીકે સ્વીકારવાને જરા ખચકાતો[૪૦] હતો. જ્યારે અન્ય વિદ્યમાન સર્વે કુમારોમાં, જો કોઇ કુમાર હુંશિયાર અને રાજગાદી શોભાવે તેવો પ્રભાવવંતો દેખાતો હોય, તો તે કેવળ અશોક જ હતો. એટલે તેને તિલક કરી ગાદીએ બેસારવાનો કેટલેક અંશે મત થતો પણ હતો. આવી અનેક પ્રકારની ઉલટા સુલટી જતી વસ્તુસ્થિતિ હોવાથી, અશોકને ઘણો કાળ સુધી પ્રથમતો ધીરજ ધરવી પડી. પણ કોઇ રીતે પાકો નિશ્ચય પ્રજા

---

( ૩૬ ) આ બધું પ્રકરણ બિંદુસારના વૃત્તાંતે લખાઇ ગયું છે.

( ૩૭ ) આવા બળવા તો પંજાબમાં અનેક વખત થયાનું બન્યું છે. પણ તેની બરાબર સમજણ ન હોવાથી, ઇતિહાસના અભ્યાસીને અથાગ ગૂંચવાડો માલુમ પડે છે. અને એક સમયની હકીકત બીજા સમયની સાથે ભેળાઇ જતાં, ખરી વસ્તુસ્થિતિ તારવી શકાતી નથી. અત્રે તે હકીકત હું સમજ્યો છું તે પ્રમાણે રજુ કરૂં છું. (અ) બિંદુસારના સમયે બે બળવા થયા છે. (૧) ઇ. સ. પૂ. ૩૩૪ ના અરસામાં અને (૨) ઇ. સ. પૂ. ૩૩૦ માં (આ) અશોકના સમયે પણ બે. પહેલો (૧) ઇ. સ. પૂ. ૩૨૨ આસપાસ અને બીજો (૨) ૩૧૭ સુધીમાં; (ઇ) પ્રિયદર્શિન સમયે શરૂઆતમાંજ પણ એકાદ બળવો થયો સંભવે છે.

( ૩૮ ) મહારાજા પ્રિયદર્શિને મંશેરા અને શાહબાજગ્રહી શહેરે જે બે ખડકલેખો ઉભા કરાવ્યા છે. તે બેમાંથી, એક સ્થળે ખૂન થયું હતું એમ મારૂં અનુમાન થાય છે.

કે અમાત્ય મંડળ બાંધી શકયું નહીં; એટલે અશોકે મક્કમ હાથે પોતાનો માર્ગ મોકળો કરવાનો નિશ્ચય કર્યો. આ બાજુ તેની સ્થિતિ આવા પ્રકારે હતી. ત્યાં બીજી બાજુ પંજાબમાં તે માંડળિકોએ, મગધનું ડામાડોળ રાજકીય વાતાવરણ જોઇ, પાછું અંદરો અંદર લડવા માંડયું. ત્યાં ત્રીજી બાજુ, યવન બાદશાહ અલેકઝાંડર જે પણ ભર યુવાવસ્થામાં હતો અને પોતાના બાહુબળથી સમગ્ર ભૂમિ જીતીને પોતાને મહાન બાદશાહની ગણનામાં મૂકવાને મહત્ત્વાકાંક્ષા ધરાવતો હતો, તથા જેના કાને હિંદભૂમિની જાહોજલાલી તેમજ અનેક પ્રકારનાં ગૌરવ પડી ચૂકયાં હતાં એટલે તે દેશ જોવાનું જેને વારંવાર મન થયાં કરતું હતું; તથા તે વિષેની તમન્ના ને તમન્નામાં જ પોતાના ગ્રીક દેશથી માંડીને પૂર્વ દિશામાં એશિયાના સર્વે મૂલકો જીતતો જીતતો ઇરાન સુધી આવી પહોંચ્યો હતો, તેને વળી વિધાતાએ આ રસ્તો સૂઝાડી દીધો એટલે તેને તો આ તક સોના જેવી લાગી. અને તુરત જ તેણે હિંદ તરફ પ્રયાણ આદર્યું. ઇ. સ. પૂ. ૩૨૭. પ્રથમ તક્ષીલા દેશના આંભીરાજાને જીતી, ઝેલમ નદી ઓળંગી આગળ વધ્યો. પણ ત્યાં તો ચિનાબ અને રાવી નદીના પ્રાંતોમાં પોરસ નામનો હિંદુ રાજા સામો થયોઃ અને યુદ્ધમાં જો કે તેણે પ્રથમ તો અતિ કૌશલ્ય દાખવ્યું હતું, પણ અંતે તેના સાધન કમી હોવાથી કે ઘર ફૂટયે ઘર જાય તેવી ઘટના બનવાથી કે તેના સૈનિકમાંથી કોઇએ, દુશ્મનને માર્ગ બતાવી દેવાથી, ( થોડા માઇલનો ચકરાવો ખાઇને અમુક સ્થળે પહોંચાય તો ત્યાંથી નદીનો પટ ઓછી મુશ્કેલીથી પહોંચી શકાશે અને હિંદી રાજાના મુલકમાં પ્રવેશ કરી શકાશે આ પ્રમાણે ) રાજા પોરસને હાર ખાવી પડી હતી; એટલે આ આંભી અને પોરસ રાજા બન્નેએ અલેકઝાંડરનું માંડળિકપણું સ્વીકાર્યું હતું. અલેકઝાંડરે હિંદનો ભાગ જીતી લીધો ત્યારથી તે તેણે પાછું હિંદ છોડયું ત્યાં સુધી હિંદમાં શું સ્થિતિ હતી તે આપણે જોઇ ગયા છીએ અને હવે, પોતે હિંદ છોડી ગયો ત્યારે તે પ્રાંતો ઉપર કેવી રીતે રાજ્ય વ્યવસ્થાની ગોઠવણ કરવામાં આવી હતી તે જોઇએ. તે માટે તો એક લેખકના વાકયો જ સદાબરા ટાંકવાથી,[૪૧] વાચકવર્ગને તેનો સંપૂર્ણ ખ્યાલ આવી જશે. તે લખે છે કે ઇ. સ. પૂ. ૩૨૫ ના અંતમાં અલેકઝાંડરે જ્યારે હિંદની સરહદ છોડી, ત્યારે પોતાના હિંદી પ્રદેશ માટે નીચે પ્રમાણે વ્યવસ્થા કરી હતીઃ–

( ૧ ) જ્યાં આગળ પંજાબની નદીઓ સિંધુમાં ભળે છે ત્યાં સુધીના સિંધ દેશ ઉપર, એગેનોરના પુત્ર પિથોનનો અખત્યાર રાખ્યો હતો.

( ૨ ) આ નદીઓના સંગમની ઉત્તરે, માલવી, ક્ષુદ્રક વિગેરે જીતાયલી પ્રજાનો મુલક હતો તેના ઉપર ફિલિપની સરદારી રાખી હતી. અને ફિલિપના હાથ તળે મૂકાયલા મહાલની ઉત્તરે આવેલ તક્ષિલા વાળો ભાગ ( રાજા ) આંભિને સોંપાયો હતો. કેમકે આંભિએ અલેકઝાંકરને હિંદ ઉપરની લડાઇમાં ઘણી જ સહાય આપી હતી. પણ દેખાય છે કે આંભિ ઉપર લશ્કરી સત્તા તો[૪૨] ( ઉપરના ) ફિલિપની હતી. ગ્રીક, મેસિડોનીઅન્સ અને થ્રેસીઅન સૈનિકોનું બનેલું મોટું લશ્કર ( આ ) ફિલિપના અધિકારમાં મૂકાયું હતું. ( તેમજ ) યુડેમોસ નામના અમલદારને (પણ) થ્રેસીઅન સૈનિકો આપવામાં આવ્યા હતા.

( ૩ ) નં. ૨ માંના પ્રદેશની પૂર્વની ઉપર રાજા પોરસનું રાજ્ય હતું. આ પોરસને ઝેલમ

( ૩૯ અહીં રાજત્વની ભાવના પ્રવર્તતી હતી. જ્યારે પંજાબમાં ગણતંત્ર રાજ્ય ચાલતું હતું.

( ૪૦ ) જુઓ ષષ્ઠમ પરિચ્છેદે ટી. નં. ૪૮

તથા ૫૨.

( ૪૧ ) જ. રો. એ સો. ૧૯૩૨ એપ્રીલ પૃ. ૨૭૯ થી આગળ.

અને ચિનાબ નદી વચ્ચેના પોતાના અસલ મુલક ઉપરાંત બીજો ભાગ સોંપ્યો હતો. અલેકઝાંડરને તે તાબે થયો હતો, તેમજ ગ્રીક શહેનશાહનું સાર્વભૌમત્વ તેણે સ્વીકાર્યું હતું.

( ૪ ) આંભિ અને ફિલિપના પ્રદેશના વાયવ્ય ખુણે, પેરોપનીસીડાઇ નામનો પ્રાંત આવ્યો હતો. તેના ઉપર અલેકઝાંડરના શ્વસૂર ઓગ્ઝીઆર્ટસને નીમ્યો હતો.

ઇ. સ. પૂ. ૩૨૪માં ફિલિપનું ખૂન તેનાજ લશ્કરમાંના કોઇ સૈનિકે કર્યું હતું. તેના સમાચાર અલેકઝાંડરને મળવાથી, અન્ય સંતોષકારક વ્યવસ્થા કરવામાં આવે ત્યાં સુધી, ફિલિપના સ્થાને યુડેમોસની નીમણુંક કરાઇ હતી. વળી ફિલિપના બહોળા પ્રાંતના વહીવટની જવાબદારી તેની ( યુડેમોસની ) સાથે આંભિના ઉપર મૂકવામાં આવી હતી. અત્યાર સુધી આંભિ ગ્રીકોનો નિમકહલાલ મિત્ર હતો અને તેના ઉપર બહુજ વિશ્વાસ રખાતો હતો.

ઇ. સ. પૂ. ૩૨૩ ના જુનમાં, બાબિલોન ગામમાં અલેકઝાંડર મરણ પામ્યો. પણ ફિલિપના સ્થાને કોઇ અમલદારની જાથુકની નીમણુક કરાઇ નહોતી.

અલેકઝાંડરના મરણ બાદ, તેના સરદારો બાબિલોનમાં કૌંસીલ રૂપે એકઠા થયા અને સામ્રાજ્યના સઘળા પ્રદેશની વાંટણી કરવાની યોજના ઘડી કાઢી. જો કે હિંદી પ્રાંતો ને તો અલેકઝાંડરના સમયે જેમ ચાલતું હતું તેમજ રહેવા દેવામાં આવ્યા હતા ( જુઓ મિ. વિન્સેંટ-સ્મિથ કૃત અશોક પૃ. ૧: કે. હિ. ઇ. પૃ. ૪૨૮ પંક્તિ ૨૩-૮ ) એટલે કે હિંદી પ્રાંતોના સૂબા તરીકેની સોંપણીમાં કોઇ ફેરફાર કરવામાં આવ્યો નહોતો. બાકી ઉપર જે વ્યવસ્થા કર્યાનું વર્ણન લખ્યું છે તે પ્રમાણે વ્યવસ્થા ચાલુ રાખવામાં આવી હતી.

વળી ઇ. સ. પૂ. ૩૨૧ માં સિરિયાના ટ્રિપેરેડીસોઝ ગામે, એન્ટીપેટરના નેતૃત્વ નીચે વહેંચણીમાં સુધારો કરવામાં આવ્યો હતો. તે ફેરફાર નીચે પ્રમાણે હતોઃ—

( ૧ ) પિથોને સિંધ છોડવું: તેને બદલે સિંધુની પશ્ચિમે અને પેરોપેનીસીડાઇની પૂર્વમાં કોઇ બીજો પ્રાંત સોંપવો.

( ૨ ) પોરસને વિશેષ મોટો પ્રદેશ સોંપવો જેથી કરીને તેની સત્તા વધતી વધતી, નદીને રસ્તે ઠેઠ દરિયા સુધી પહોંચે ( કે. હિ. ઇ. પૃ. ૪૨૮ )

( ૩ ) આંભિ અને પોરસની સતા સંકુચિત બનાવવાનો જરાએ પ્રયત્ન સેવાયો નહોતો. કેમકે તે બન્ને અતિશય પરાક્રમી લેખાતા હતા.

( ૪ ) યુડેમોસ વિશે કાંઇ જ ઉલ્લેખ નહોતો. પણ તેની હાજરી ઇ. સ. પૂ. ૩૧૭ સુધી સૈનિકો સાથે આ દેશમાં હતી. તેણે દગો કરીને પોરસને મારી નાંખ્યા બાદ તેના લડાયક હાથીઓ લઇ લીધા હતા તથા પોતાના સર્વ લશ્કર સહિત હિંદુસ્તાન બહાર નીકળી આવ્યો હતો. એટલે એમ માનવાને આપણને કારણ નથી, કે ઇ. સ. પૂ. ૩૧૭ સુધી આંભિની સાથે તેનો સંબંધ પૂર્વવત્ નભાવી ન રાખ્યો હોય તથા પોતાની સૂબા તરીકેની કામ ચલાઉ નીમણુક ચાલુ રાખી ન હોય. તે બાદ હિંદમાં રહેવું પોતાને સહી સલામત લાગ્યું નહીં હોય.

એટલે સમજાય છે કે ઇ. સ. પૂ. ૩૧૭ સુધી પંજાબ અને તક્ષિલામાં, ગ્રીક સત્તા તથા રાજ્ય વ્યવસ્થા ચાલુ જ રહી હતી. અને ચંદ્રગુપ્ત ( અલબત્ત જેને તેમણે સેંડ્રેકોટસ નામથી સંબોધ્યો છે તે ) અથવા બીજા કોઇએ તે સમય સુધી પોતાની ઉન્નતિ સાધી હોય એવો એક અક્ષર વટીક પણ સાંભળવામાં આવ્યો નથી.

When Alexander left the bounds of India towards the end of 325 B.C. he made the follow-

ing arrangements for his Indian territories.

I. Sind was put in charge of Pithon, son of Agenor upto the confluence of the Punjab rivers with the Indus.

II. The territories, north of this confluence, consisting of the conquered tribes of Malavas, Kshudrakas. etc were put in charge of Philip. The kingdom of Taxilla, north of the satrapy of Philip, was under Ambhi, who had helped Alexander so much during his Indian campaign, but Ambhi's rule appears to have been under the military suzerainty[૪૨] of Philip. Philip had a large army of occupation under him, consisting of Greek, Macedonian and Thracian soldiers. The Thracian soldiers were under an officer called Eudamos.

III. East of this was the kingdom of Poros who had a large accession of territories to his original kingdom between the Jhelum and the Chenab. He had submitted to *Alexander*, and had acknowledged ***the suzerainty*** of the Greek Emperor.

IV. North-west of the territories ruled over by Ambhi and Philip was the satrapy of Paropanisidae under Oxyartes, Alexander's father-in-law.

In 324 B.C. Philip was murdered by some of his own troops. On receipt of the news, Alexander appointed Eudamos to succeed Philip until a more satisfactory arrangement could be made. He was to be responsible for the administration of Philip's extensive satrapy, conjointly with Ambhi king of Taxila Ambhi had all along been a faithful partisan of the Greeks, and was much trusted.

In June 323 B.C. Alexander died at Babylon and no permanent incumbent in Philip's place could ever be appointed.

Soon after Alexander's death, his generals met in council in Babylon, and devised a sche-

( ૪૨ ) આ હકીકત સૂચવે છે કે, સિકંદરને હિંદી રાજા ઉપર સંપૂર્ણ વિશ્વાસ નહોતો ( કારણ કે તેના મનમાં એમ રહ્યાં જ કરતું હતું કે, જે માણસ પોતાની માતૃભૂમિનું હિત ન તપાસતાં, મારી સાથે અન્ય પ્રકારની રાજકીય વાતોમાં જોડાયા કરે છે તો, કાં તેનું પેટ ખોટું ન હોય ! ) જેથી તે ઉંચો નીચો થાય કે પોતાને ખબર મળી જાય, અને જરૂર દેખાય તે પ્રમાણે તેના ઉપર ચાંપતા ઉપાય પણ લઇ શકાય. આ બેવડા હેતુથી આવી ગોઠવણ કરી હોય.

જો કે પાછળથી રાજા આંભિ બહુ વિશ્વાસી બની ગયો હતો. (જુઓ આગળ) પણ તે અલેકઝાંડરના મરણબાદની સ્થિતિ છે. એટલે કાંતો, આંભિ ખરેખર તેવો થઇ પડયો પણ હોય અથવા તો તેની પરીક્ષા કરવામાં ગ્રીસના સત્તાવાળા કાંઇક ઉતાવળા થઇ ગયા હોય.

me of partition of the empire The Indian satrapies were, however left as they had been arranged by Alexander ( V. A. Smith's Asoka. p. 1. Cambridge History P. 428 l. 23-8 ) So in this partition, there was no change in the personnel of the Governors of Indian provinces, and arrangements continued, as outlined above.

In 321 B.C. there was an amended partition at Triparadeisos in Syria, under the leadership of Antipater. This partition shows some change.

(i) Pithon leaves Sind, and is accommodated in some territory, west of the Indus and east of Paropanisidae.

(ii) Poros is given a great accession of territory, his sphere of influence, now extending all the way down the main stream to the sea (C. H. I P. 498)

(iii) No attempt was made to curtail the power of Ambhi and Poros, as they were considered too powerful.

(iv) No mention is made of Eudamos but as he continued to stay in the country with his soldiers upto 317 B.C. and then had Poros treacherously slain, seiged his war elephants and marched with all his forces out of India, we have no reason to assume that he did not continue to hold his acting satrapy and maintain his relationship with Ambhi upto the year of 317 B.C. when he found India too hot for him.

Thus we find that the Greek authority and the Greek arrangement of Government continued in the Punjab and Taxila upto at about 317 B.C. and we do not hear a word about Chandragupta ( of course they mean Sandracottus ) or anybody else's aggrand isement upto that date.

આ લેખકનો આખો અભિપ્રાય જો કે બહુ લાંબો તો છે જ, પણ અલેકઝાંડરે હિંદ છોડયું ત્યારે એટલે ઇ. સ. પૂ. ૩૨૫ માં શું બંદોબસ્ત કરી ગયો હતો, તથા તેનું મરણ નીપજવા બાદ એટલે ઇ. સ. પૂ. ૩૨૩ માં કામ ચલાઉ શું ગોઠવણ થઇ હતી અને છેવટે સરદારોની મંડળીએ ઇ. સ. પૂ. ૩૨૧ માં શું પાકી ગોઠવણો કરી હતી, એમ આ ત્રણે સમયમાં રાજવહીવટી બંદોબસ્ત કેવો કરાયો હતો. તેનો સંપૂર્ણ ખ્યાલ આપણને આવી જાય છે. એટલું જ નહીં પણ જે રાજદ્વારી ફેરફારો ઇ. સ. પૂ. ૩૨૧ પશ્ચાત્ થવા પામ્યા હતા, તેનાં કારણોનો કોયડો જે હજુ અણઉકેલ પડી રહ્યો છે, તે ઉકેલવાને અને વસ્તુ સ્થિતિનો બરાબર ચિતાર સ્મરણ પટ ઉપર ચિતરવાને પણ ઉપયોગી સાધનરૂપ થઇ પડે છે. એટલે તે ઉતારો કરવા પાછળનો શ્રમ ફળદાયી નીવડે છે.

ઉપરી દર્શિત ત્રણ સમયમાં જે અનેક વિધ ગોઠવણ કરવામાં આવી હતી, તેમાં ઘણા

નામો તથા અન્ય વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. પણ આપણે અત્યારે, કેવળ ત્રણ-ચારની સાથે જ નિસબત છે. તેથી તેને લગતો જ વિચાર કરીશું. ( ૧ ) આંભીરાજા ( ૨ ) રાજા પોરસ ( ૩ ) સરદાર યુડેમોસ અને ( ૪ ) ચંદ્રગુપ્ત.

( ૧ ) રાજા આંભી યવનોની દૃષ્ટિથી એક વિશ્વાસ પાત્ર[૪૩] વ્યકિત હતી. અને તેથી ત્રણે સમય દરમ્યાન તેનો દરજ્જો જાળવી રાખવામાં આવ્યો છે. પણ તે યાદ રાખવું જોઇએ કે, જે વ્યકિત યવન દૃષ્ટિથી વિશ્વસનીય હોય, તે વ્યકિત હિંદ અથવા હિંદી ઇતિહાસની દૃષ્ટિએ કાંઇ તેટલી જ વિશ્વસનીય ગણાય એમ તો નહીં જ.

( ૨ ) રાજા પોરસે, અલેકઝાંડરની સામે થવામાં બહુ કૌશલ્યતા બતાવી હતી. એટલે જ્યારે તે તાબે થયો અને માંડલિકપણું સ્વીકાર્યું ત્યારે પણ અલેકઝાંડરે તેને તેના મુલક ઉપર કાયમ કર્યો હતો; પણ તે કયે વખતે માથું ફેરવી બેસશે તેનો વસવસો રહેતો હોવાથી, તેના ઉપર દેખરેખ રાખવાને પોતાના સરદારની નિમણુંક કરી હતી. અને તે નિમણુંકને સરદારોની કૌંસીલે કાંઇક શિથિલ કરી નાંખી હશે, કારણ કે પોરસને વિશેષ સત્તા આપી છે, અને તે ઉપરાંત સરદાર યુડેમોસનું નામ તેમણે કયાંય દર્શાવ્યું જ નથી.

( ૩ ) સરદાર યુડેમોસ લશ્કરી સ્વભાવ અને વિચારવાળો લશ્કરી અમલદાર હતો. અલેકઝાંડરે તો તેને સર્વ સત્તાધીશ બનાવીને, રાજા આંભી તેમજ રાજા પોરસ ઉપર દેખરેખ રાખનાર તરીકે નીમ્યો હતો; પણ સરદારોની કૌંસીલે તેની સત્તામાં કાપ મૂકયો લાગે છે. પછી કેટલે દરજ્જે તેમ હશે તે બરાબર સ્પષ્ટ થતું નથી. પણ તેની હાજરી ઠેઠ ઇ. સ. પૂ. ૩૧૭ સુધી જણાતી રહી છે. એટલે જણાય છે કે તે પૂર્વેની સત્તા જે હતી તેટલા અધિકારે તો તે નહીં જ હોય; પણ થોડી ઘણી કે શોભાના ગાંઠીયા જેવી સત્તા તો તેના હાથમાં રાખી જ હોવી જોઇએ.

( ૪ ) રાજા ચંદ્રગુપ્તનું નામ કે નિશાન ઇ. સ. પૂ. ૩૨૫ થી ઇ. સ. પૂ. ૩૧૭ સુધીના ગાળામાં નથી અલેકઝાંડરે લીધું, કે નથી તેના સરદારોની કૌંસીલે લીધું, કે નથી કિંચિત્ પણે તેના નામનો નિર્દેશમાત્ર પણ કરેલો.[૪૪]

આ ચાર વ્યકિતમાંથી રાજા આંભી વિશ્વસનીય કે અવિશ્વસનીય વ્યકિત હોય, પણ કોઇ રાજદ્વારી રમતમાં એણે સબળ ભાગ ભજવ્યો હોય એમ દેખાતું નથી જ. એટલે આ પ્રકરણમાં વર્ણવાતા ઐતિહાસિક સમયના અંગે, તેને એક તદ્દન નિષ્ક્રિય કાર્યકર્તા તરીકે જુદો જ રાખી મૂકવો તે વ્યાજબી ગણાશે. જ્યારે રાજા ચંદ્રગુપ્તનું ( Sandracottos ) તો નામજ કોઇએ લીધું નથી. તો પછી આપણે પણ શા માટે તેને નાહક વચ્ચે આડો ધરવો ? એટલે પછી વિચારવી રહી કેવળ બે જ વ્યકિતઃ એક રાજા પોરસ અને બીજો સરદાર યુડેમોસ. હવે તે બે જણા એ શું પાઠ ભજવ્યો તે આપણે વિચારીએ.

મનુષ્ય માત્રનો સ્વભાવ છે કે, જ્યારે પોતાની સત્તા ઉપર બીજો માણસ ત્રાપ મારે, ત્યારે તે પોતાની માન હાની થયેલી સમજે છે. અને તેમાંથી પોતાને સ્વમાન પૂર્વક બહાર કાઢી

( ૪૩ ) સરખાવો ઉપરની ટી. નં. ૪૨.

( ૪૪ ) આ ઉપરથી સાબિત થાય છે કે, ઇ. સ. પૂ. ૩૨૫ થી ૩૧૭ સુધીના ૮ વર્ષ પર્યંત મગધ સમ્રાટનો પગ સુદ્ધાંત પણ તે ભૂમિ ઉપર પડયો લાગતો નથી. એટલે ઇ. સ. પૂ. ૩૨૨ માં પંજાબના પ્રથમ બળવા સમયે મગધપતિએ જાતે કોઇ પ્રકારે ભાગ લીધો ન ગણાય. અને જ્યારે તે હાજર નથી જ રહ્યો, તો પછી હાથીવાળો બનાવ પણ તે વખતે બન્યો હોવાનું આપોઆપ નામંજુર થઇ જાય છે. ઇ. સ. પૂ. ૩૨૨ બાદ જ હાથીવાળો બનાવ બન્યો ગણવો પડશે. ( સરખાવો ઉપરની ટી. નં. ૨૫. )

લેવા મથે છે. આ બે વ્યક્તિઓની દશા પણ તેવીજ હતી. પ્રથમ ( ઇ. સ. પૂ. ૩૨૪ થી ૩૨૧ સુધી ) યુડેમોસની સત્તા ફુલફુલી અને સર્વોપરી હતી. જ્યારે પછીથી (ઇ. સ. પૂ. ૩૨૧ થી ૩૧૭ સુધી ) કાંઇક ન્યૂન પણે હતી. પછી ભલે તે સત્તા કોઇ અન્ય સબળ અધિકારે છીનવી લીધી હતી કે પોતા મેળે છોડી દીધી હતી[૪૫] તે પ્રશ્ન ગૌણુ બને છે. પણુ તેમાં તેને પોતાની માન હાની થયેલી લાગી હતી.[૪૬] અને તેમાં પણુ તે લશ્કરી મિજાજનો હોઇને, તેના મન ઉપર વિશેષ લાગી આવ્યું હતું. જ્યારે રાજા પોરસના મનમાં જુદી જ સ્થિતિ ઘોળાયાં કરતી હતી. પોતાને સરદારોની કૌંસીલે ખુદ બાદશાહ અલેકઝાંડરે જે સત્તા આપી હતી તેના કરતાં ભલે વિશેષ સત્તા આપીને અધિકપણે વિશ્વાસમાં લીધો હતો ખરો, પણુ છેવટે તે સત્તાનું હિત અને પોતાની માતૃભૂમિનું હિત એમ બંને એક બીજાથી વિરૂદ્ધ દિશામાં જનારૂં તો ખરૂં જ ને ? અને તેના પુરાવામાં સત્તાનો વધારો કરેલ હોવા છતાં, માથે કોઇક દેખરેખ રાખનાર તો મૂકયો છે જ ને ? માટે આમાં ખરૂં શું હશે ? તેના વિચારે તેની માનસિક સ્થિતિમાં ગડમથલ થઇ રહી હતી. તેમાં વળી તે દેખરેખ રાખનાર પોતાના લશ્કરી મિજાજને લીધે, અથવા તો સત્તાના કામથી નિષ્પન્ન થતી માન હાનીને લીધે, દૂષાગ્નિથી સળગી રહ્યો હોવાથી થોડી ઘણી કે નામની પણુ સત્તા જે ધરાવતો હતો તેનો અમલ કરવામાં તે કાંઇક ઉચ્છૃંખળતા પણુ દાખવતો હતો અથવા દાખવતો હશે-તેથી, એક મ્યાનમાં બે તલવાર જેવી સ્થિતિ થતી હતી; રાજા પોરસ અત્યારે ભલે માંડળિક પણે હતો છતાં મૂળે ક્ષત્રિય તેજથી ભરેલો હતો.[૪૭] પરિણામે આ બન્ને પોરસ, અને સરદાર યુડેમોસ વચ્ચે વારંવાર સંઘર્ષણુ થયાં જ કરતું. અને આવી ડગુમગુ અવ્યવસ્થિત માનસિક સ્થિતિમાંથી કાંઇક માર્ગ નીકળે તો સારૂં, તે વિચારવાનું મન રાજા પોરસને થાય તે સ્વભાવિક જ હતું. એટલે ઘણા ઘણા વિચારોને અંતે, તે માતૃભૂમિના પડખે ઉભા રહેવાના નિશ્ચયે આવ્યો હતો. જેથી જે અગ્નિ ધૂંધવાતો પડયો હતો, તેણે બાહ્ય સ્વરૂપ ધારણુ કર્યું અને દાવાનળરૂપે બળવો ફાટી નીકળ્યો. આવી સ્થિતિમાં સરદાર યુડેમોસને તો કાંઇક ઓઠારૂપે પણુ બહાનું જ જોઇતું હતું. જેથી મળેલ તકનો લાભ ઉઠાવી ને પ્રથમ તો રાજા પોરસનું ખૂન[૪૮]

( ૪૫ ) જો કે તેના વિષે જે સમાચાર અત્ર નોંધાયા છે, તે જોતાં તો, આપ મેળે એ સત્તાને છોડે તેવો તેનો સ્વભાવ નહોતો જ.

( ૪૬ ) સરખાવો ઉપરની ટીકા નં. ૪૫.

( ૪૭ ) અલેકઝાંડર જ્યારે ઇ. સ. પૂ. ૩૨૭ માં ચડી આવ્યો અને હિંદમાં પ્રવેશ કર્યો, ત્યારે તેની સામે થવામાં પોરસે જે શૂરવીરતા બતાવી હતી, તેની સાક્ષીરૂપે છે. આ તેનો સદ્દગુણ તો યવન ઇતિહાસકારોએ પણ વખાણ્યો છે: રાજઆંભી તેનાથી જુદી જ પ્રકૃતિનો માલૂમ પડયો છે.

( ૪૮ ) જ. રો. એ. ૧૯૩૨ એપ્રીલ પૃ. ૨૮૩:—રાજા પોરસનું ખૂન ગ્રીક સરદાર યુડેમોસે શા માટે કર્યું તે ઉપર લેખકે વિચાર જણાવતાં લખ્યું છે કે, જો કે ખાત્રી પૂર્વક કહેવું તો અસંભવિત છે પણુ બનવા જોગ છે કે, આ સમયે હિંદમાં બળવો જાગ્યો હતો અને તેની સરદારી પોરસે લીધી હોય એમ ( યુડેમોસને ) શંકા હતી. કેમકે, અલેકઝાંડર સાથેના યુદ્ધ વખતે, પોરસ જે મજબૂતપણે સામે થયો હતો તે વાતને લીધે યુડેમોસના સત્તાકાળથી ગ્રીક સરદારોને વહેમ પેઠો હતો અને તે હજુ વીસારે પડયો નહોતો. આ વહેમને લીધે પોરસનો ભોગ લેવાયો હોય.

The murder of Poros by Eudamos ( J. R A. S. 1932 P. 283 ) What led Eudamos to murder Poros ? It is impossible to be sure, but it seems probable that the Indian revolt broke out at this time and the loyalty of Poros, whose stout opposition to Alexander had not

કરાવીને વચ્ચેથી એક કાસલ કાઢી નાંખ્યું. પછી બળવો દાબી દેવા ને મંથન કરવા માંડયું. પણ તેનો અધિકાર[૪૯] બહુ બહુ તો માત્ર ઝેલમ અને રાવી નદી વચ્ચેના મુલક પૂરતો જ હતો. એટલે કદાચ જો વિશેષમાં મદદ લેવાની ઇચ્છા થાય, કે તેવી તક ઉભી થાય, તો પણ રાજા આંભી સમાન રાજકીય નજરે નપુંસક જેવા પુરૂષની જ. જ્યારે બીજી બાજુ દેશભૂમિનો ઉદ્ધાર થવો જોઇએ જ. તેવા વિચારે થનથની રહેલી હિંદી પ્રજાનો ઉકળાટ સમાવવો જોઇએ જ. આ બે કાર્યની એકી વખતે સાધના કરવી કેવી વીકટ અને મુશ્કેલ છે તેના વિચાર તેને આવવા માંડયા. તેમજ ત્યાં પંજાબમાંથી યવન સત્તાની પાસેની જ ભૂમિ ઉપર સત્તા ધરાવતા, મગધ સમ્રાટ અશોકને પણ એમ જ થાયને કે, આ દાવાનળ મારા પ્રદેશમાં પ્રવેશ ન કરી જાય તો સારૂં. તેમજ, વખતનો લાભ લઇને, કાં પરદેશી સત્તાને પોતીકી ભૂમિમાંથી નસાડી ન મૂકવી ? એટલે તેણે પણ પોતાની યુદ્ધ સામગ્રી એકઠી કરીને તે પરદેશી યવન સત્તા ઉપર હુમલો આરંભ્યો. આ પ્રમાણે એક બાજુએ કયાં સરદાર યુડેમોસના પક્ષનું જોર ? અને બીજી બાજુએ કયાં પ્રજામાં જ્વલંતપણે ફાટી નીકળેલી સ્વદેશાભિમાનની પ્રેરણાનું જોર ! અને ઉપરાંત તે પ્રેરણાને મળેલું સમ્રાટ અશોક જેવા નૃપતિની સત્તાનું પીઠબળ ? એટલે બન્ને પક્ષના સામર્થ્યની તુલના કરતાં તથા સર્વ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં સરદાર યુડેમોસને લાગ્યું કે હવે નાશી છૂટવા સિવાય કોઇ આરોવારો જ રહ્યો નથી. તેમ નાસવાનો માર્ગ સતલજ નદી તરફ તો નહોતો જ, કેમકે તે બાજુ સમ્રાટ અશોકનો સામનો કરવો પડે તેમ હતું. એટલે પાછા હઠીને રાજા આંભીની સત્તાવાળા ઝેલમ નદીના પ્રદેશમાં થઇ, તક્ષીલા પ્રાંતમાં થઇને જ હિંદ બહાર તે તો નીકળી ગયો. (ઇ. સ. પૂ. ૩૧૭.) જ્યારે બાકી રહેલ જે યવન સરદાર કે સૈનિક તેના હાથમાં આવ્યો તે સર્વની સમ્રાટ અશોકે કત્લ કરાવી નાંખી [૫૦] એમ માલુમ પડે છે.

આ પ્રમાણે યવન પ્રજાએ હિંદમાં ઉતરીને, તેની પ્રજામાં જે માતૃ દ્રોહ પ્રસરાવ્યો હતો તેની શિક્ષા તેમને આપ્યા બાદ, અશોક સમ્રાટ મનમાં સંતોષ ધરીને પોતાની રાજધાની તરફ પાછો વળ્યો. અને હિંદના વાયવ્ય ખૂણે આવેલી સર્વ ભૂમિ ઉપર અશોક સમ્રાટની આણ પ્રવર્તવા માંડી.

આ સર્વ હકીકતના વૃત્તાંતથી, જ. રો. એ. સો. ૧૯૩૨ના એપ્રીલના અંકમાં લખનાર લેખકે પૃ. ૨૮૧ ઉપર ઉઠાવેલ પ્રશ્નોનો ખુલાસો, વાંચક વર્ગ પોતે જ આપોઆપ આપી શકશે; તે લેખકની શંકારૂપી પ્રશ્નો આ રહ્યા.

---

been forgotten by the Greek authorities, headed by Eudamos, was suspected. This propably cost Poros his life.

( ૪૯ ) જ. રો. એ. સો ૧૯૩૨ એપ્રીલ પૃ. ૨૮૧:—( ઇ. સ. પૂ. ૩૨૪ થી ૩૧૭ સુધીના ) આઠ વર્ષ દરમ્યાન ગ્રીક સૂબા તરીકે, મુખ્ય પણે એકલો યુડેમોસજ રહ્યો હતો. અને તેથી તે એક બાજુ આંભી અને બીજી બાજુ પોરસ. એમ બે શક્તિશાળી રાજ્યોની વચ્ચે સપડાએલ હતો.

J. R. A. S. 1932 April P. 281:—Eudamos continued to be practically the only Greek Satarap in India for eight years ( 324 to 317 B. C. ) hemmed in between two powerful potentates, Ambhi and Poros.

( ૫૦ ) ચંડાશોક નામ કેમ પડયું તેનું કારણ જણાવતાં જનરલ કનિંગહામે, (જસ્ટીને લખેલ ગ્રંથના આધારે આ પ્રમાણે શબ્દ લખ્યા છે.) ભિ. ટો. પૃ. ૮૭ માં લખેલ છે કે:-ગ્રીક સૈન્યને દેશ બહાર કાઢી મૂકયું અને તેમના સરદારોની કત્લ કરી નાંખી. (જસ્ટીન ૧૫, ૪.)

The Bhilsa Topes P. 87 :— The expulsion of the Greek forces and the

" Then when, did it ( aggrandisement ) take place ? when did Chandragupta in the words of Justin " Prepare to attack Alexander's prefects " Fought with them vigorously in front of the army on the back of a wild elephant and put Alexander's prefects to death ? તેમજ મિ. સ્મિથનું [૫૧]કથન જે છે કે "But the officer (Eudamos) had no adequate force at his command to enforce his authority, which must have been purely normal " તે કેવું સત્ય છે તે પણ સાબિત કરી અપાય છે.[૫૨] = " ત્યારે ( ચંદ્રગુપ્તે પોતાની ) ઉન્નતિ સાધી ક્યારે ? વળી મિ. જસ્ટીન જે કહ્યાં કરે છે કે " ચંદ્રગુપ્તે અલેકઝાંડરના સરદારો સામે માથું ઉચક્યું હતું, તથા હાથીની પીઠ ઉપર બેસીને સૈન્યની મોખરે રહી ખૂબ શૂરવીરતાથી લડયો હતો અને અલેકઝાંડના સરદારોને કાપી નાંખ્યા હતા " તે બધું બન્યુ ક્યારે ?......" સરદાર યુડેમોસ પાસે પોતાની સત્તાનો પ્રભાવ પાડવા જેટલું પૂરતું લશ્કર જ નહોતું: ( સંભવ છે કે ) તે સ્થિતિ માત્ર સામાન્ય જ હોવી જોઇએ. "

આ પ્રમાણે હિંદમાંની યવન સત્તાનો અંત ઇ. સ. પૂ. ૩૧૭ ની સાલમાં આવ્યો; એટલે અલેકઝાંડરના જમણા હાથ સમાન લેખાતા સરદાર સેલ્યુકસ નીકેટોર, કે જે હવે સિરિયાની ગાદીએ ત્રણેક વરસથી બેઠો હતો અને સ્થિત થયો હતો, તેને હિંદ દેશનો ભાગ—જેટલો બને તેટલો ભાગ—હોઇઆ કરી જવાનું મન થયું. એટલે તેણે હિંદ ઉપરની ચડાઇ કરવા માંડી. કોઇ કહે છે કે ઇ. સ. પૂ. ૩૧૬[૫૩] અને ઇ. સ. પૂ. ૩૦૫ વચ્ચેના બાર વર્ષમાં લગભગ ૧૧ થી ૧૮ હુમલા તેણે કર્યા હતા. પણ એકે વખતે તેને વિજયદેવીએ વરમાળા આપી નહોતી. એટલે છેવટે થાકીને, હિંદી સમ્રાટ અશોકની સાથે તેને સલાહ કરવી પડી હતી.[૫૪] તેની રૂએ, તેને પોતાની કુંવરીને અશોક વેરે પરણાવવી પડી, તથા હિંદની સરહદને લગતા જે મોટા ચાર પ્રાંતો પોતાની સત્તામાં હતા તે દઇ દેવા પડયા તેમજ પોતાની પુત્રીને, એકાંત વાસ જેવું અને અધામા જેવું ન લાગે તેથી, મિ. મેગેસ્થેનીઝના વડપણ હેઠળ એક એલચીખાતું, પાટલિપુત્રના દરબારમાં રાખવા ઠરાવવું પડયું. જ્યારે, સમ્રાટ અશોકે, પોતાના સસરાનું હીણું ન કહેવાય, માટે પાંચસો હાથી ભેટ સોગાદ તરીકે સામા આપ્યા. આ તહનામાંથી હમેશને માટે યવનો અને હિંદી પ્રજા વચ્ચેના ઝઘડાનો અંત આવી ગયો.

આટલા વિવેચનથી જોયું હશે કે, સમ્રાટ અશોકે, પોતાના જીવન કાળમાં ચાર બળવા એકલા પંજાબમાંજ જોયા હતા. બે પોતાના પિતા બિંદુસારના સમયે અને બે પોતાના સમયે. પોતાના મોટાભાઇનું—યુવરાજ સુષીમનું ખૂન બીજા બળવામાં થયું હતું: જ્યારે પોતાના રાજ્ય દરમ્યાન જે બે બળવા થયા હતા તેમાં પોતાના રાજ્ય કુટુંબનું કોઇ માણસ ખપી ગયું ન હોતું.[૫૫] પણ રાજા પોરસનું ખુન બીજા બળવામાં થયું હતું. એટલે હવે આપણે આ પચીસ વર્ષની

---

slaughter of their Chiefs (Justin XV. 4.)

( ૫૧ ) અ. હિ. ઇં. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૧૫. જ. રો. એ. સો. ૧૯૩૨ એપ્રીલ પૃ. ૨૮૧.

( ૫૨ ) આ બધી શંકાઓ પણ શાથી ઉભી થવા પામે છે કે, સેંડ્રેકોટસને ચંદ્રગુપ્ત ધરાય છે તેથી. વળી આગળ પણ અનેક વર્ણવાઇ છે જુઓ અશોકવર્ધનના ચરિત્રે.

( ૫૩ ) સરખાવો ઉપર ટી. નં. ૩૨.

( ૫૪ ) જુઓ અશોકવર્ધન ચરિત્રે.

( ૫૫ ) હાલના ઇતિહાસકારો જે એમ કહી રહ્યા

સાલવારી આ પ્રમાણે ગોઠવી શકીશું.

ઈ. સ. પૂ.

૩૩૦ સમ્રાટ બિંદુસારનું મરણ અને રાજા અશોકનું મગધની ગાદીએ બેસવું.

૩૨૭ અલેકઝાંડર હિંદ ઉપર પ્રથમ ચડી આવ્યો. તથા રાજા આંભીને અને રાજા પોરસને જીતી તેમને માંડલિક બનાવ્યા. પછી રાજા અશોકને ( સેંડ્રૅકોટસને ) પોતાના તંબુમાં, નદીતટે મળવા બોલાવ્યો. અશોકનું નાશી છુટવું અને સિંહે તેનું શરીર ચાટયું તે બનાવ બન્યો.

૩૨૬ રાજા અશોકનો સમ્રાટ તરીકે રાજ્યાભિષેક.

૩૨૫ ( આખરીએ ) અલેકઝાંડરે હિંદ છોડયું.

૩૨૪ હિંદના પંજાબ પ્રાંત ઉપર અલેકઝાંડરે નીમાયેલા, સરદાર ફિલિપનું ખૂનઃ તે બાદ સરદાર યુડેમોસની અલેકઝાંડરે તે સ્થાન ઉપર કરેલી નીમણુંક.

૩૨૩ ( જુન ) અલેકઝાંડરનું મરણ.

૩૨૨ અલેકઝાંડરના હિંદમાં નીમાયલા સરદારોનો આપસમાં બળવો અને કત્લ.

૩૨૧-૨૦ સેલ્યુકસ નિકેટોર સિરિયાનો રાજા થયોઃ સિરિયામાં મળેલી સરદારોની કૌંસીલે હિંદના ગ્રીક પ્રાંતોની વ્યવસ્થાની વહેંચણી નવેસરથી જાહેર કરી.

૩૧૭ પોરસ રાજાનું ખૂન અને પંજાબમાં બીજીવાર ( અશોકના સમયે )નો સખ્ત બળવો. સમ્રાટ અશોકે બળવો દાબી દેવા પોતેજ કુચ કરી. કોઇ જંગલી હાથીએ, પોતાની સૂંઢવતી સમ્રાટને ઉચકીને, પીઠ ઉપર બેસારી દીધો. યવન સરદાર યુડેમોસનું જીવ લઇને હિંદની બહાર નાસી છુટવું. યવન સત્તાનો હિંદમાં અંત.

૩૧૬ પંજાબમાં હિંદી સમ્રાટ અશોકની ઉદ્‌ઘોષણા.

૩૧૬-૩૦૫ સેલ્યુકસ નિકેટોરના અફળ થયેલ વારંવાર હુમલા.

૩૦૪ સેલ્યુકસ નિકેટોરે છેવટે સમ્રાટ અશોક સાથે તહ કરી સમાધાન કર્યું. અશોકનું યવન કુંવરીવેરે પાણિગ્રહણ. ( પોતાના રાજ્ય કાળના ૨૬ મે વર્ષે )



છે કે, તેના યુવરાજનું ખૂન એક બળવામાં થયું હતું. તે આ ઉપરથી જણાશે કે ખોટી બીના છેઃ તેમ થવાનું કારણ સેંડ્રૅકોટસ એટલે અશોકને બદલે તેઓએ ચંદ્રગુપ્ત જે લેખ્યો છે તે છે.

બાકી અશોકની ઉમરજ આ બળવા સમયે માત્ર ૩૫ ની હતીઃ એટલે તેનો કોઇ યુવરાજ હોય ને તેને લશ્કરની સરદારી સોંપાય અને બળવો દાબી દેવા તેને મોકલવવામાં આવે તે કોઇ રીતે સંભવીતજ નથી.



# પ્રથમ પરિચ્છેદ

## અશોકવર્ધન

**સંક્ષિપ્ત સારઃ—**

(બિંદુસાર પછી કુમાર અશોકવર્ધન યુવરાજ ન હોવા છતાં ગાદી મેળવવા કેમ ભાગ્યશાળી થયો હતો તેનો કરેલ ખુલાસો—તેના રાજ્યઅમલના વિધવિધ દૃષ્ટિએ પાડેલ ચાર ચાર ભાગ અને તે ઉપરથી બતાવી આપેલ તેની ઉમર અને આયુષ્યનો નિર્ણય—તેનાં ઉપનામો વિશેની દૂર કરેલી ગેર સમજૂતી, અને રાજ્યાભિષેક પહેલાંનાં ચાર વર્ષમાં આપેલું તેનું જીવન—તે સમયે એક બાજુ યવનપતિ અલેકઝાંડર સાથે થયેલ મિલન અને બીજી બાજુ તેના ગૃહભુવનમાં થયેલ બે પુત્રનો જન્મ—નૂતન રાણીના રૂપમાં મોહિત થઇ કરેલું ધર્મનું પરિવર્તન—અદ્યાપિ પર્યંત તીક્ષ્ણ વિવાદના બીજ રૂપ તેના રાજ્ય અમલના સમયનો કરી બતાવેલ નિર્ણય—તેની રાણીઓ, પુત્ર પુત્રીઓનાં નામ ઠામ, સંખ્યા તથા જીવનનો ટૂંક પરિચય—પત્નિ મોહમાં તેણે કરેલ યુવરાજની દુર્દશા—તેના અને કુમાર દશરથના સંબંધની કરી બતાવેલ તપાસ—તેણે સ્થાપેલ નર્કાલયની ક્રૂરતાનો આપેલ ખ્યાલ—ચંડાશોક તથા ધર્માશોકનાં બિરૂદ તેને લાગુ પાડયાં છે તેની વાસ્તવિકતા બાબત ઉઠાવેલ શંકા—તેનો ધર્મ તથા તે ઉપર દર્શાવેલ ભક્તિનું વર્ણન—તેના રાજ્ય વિસ્તારની થોડીક ઝાંખી—ઉત્તરાવસ્થામાં આનંદ ઉપજાવનારા બે બનાવનું વર્ણન—શેષ જીવનનો ટૂંકમાં આપેલ ખ્યાલ—સામાજીક સ્થિતિના કેટલાક ઉલ્લેખ--અશોક અને પ્રિયદર્શિન તે એક જ કે ભિન્ન, તે માટેની દલીલો અને નિર્ણય—તેના અવસાનનો સમય અને સ્થાન—



## અશોકવર્ધન

મહારાજા બિંદુસાર ઇ.સ.પૂ. ૩૩૦ (મ. સં. ૧૯૬-૭) માં મરણ પામતાં.

**યુવરાજ હતો કે?** તેની ગાદી ઉપર મગધના સમ્રાટ તરીકે, તેનો પુત્ર અશોકવર્ધન આવ્યો છે. અવંતિનો પ્રદેશ તે સમયે, મગધ રાજ્યનો મુકુટ પ્રદેશ જેવો હોવાથી, કાંઇક એવો શિરસ્તો તે વખતે ચાલતો હતો કે[1] રાજ્યના યુવરાજને તે પ્રાંતનો સૂબો નીમવામાં આવતો. આ ઉપરથી કેટલાક વિદ્વાનોની એમ માન્યતા છે કે કુમાર અશોકવર્ધન તે, મહારાજા બિંદુસારનો યુવરાજ[2] હોવો જોઇએ; પણ બિંદુસારની ઉમરની સાથે, તેમજ તેને અનેક પુત્રો હોવાની હકીકત સાથે, આ કુમારની ઉમરનો જ્યારે સમન્વય કરવામાં આવે છે, ત્યારે એજ અંજામ ઉપર ચોકકસ આવવું પડે છે કે તે યુવરાજ નહોતો જ; આ વાતને વળી એથી ટેકો મળે છે કે, મહારાજ બિંદુસાર શારીરિક નબળા બાંધાનો તેમજ માનસિક નબળી સ્થિતિનો હોવાથી, રાજકાજમાં મદદ કરવાને તેને એક ખાસ અંગત માણુસની જરૂર રહ્યાં કરતી હતી, તેમ આ જરૂરીઆત, પં. ચાણકયજીના અવસાન પછી વિશેષ પ્રગટપણે દેખાવા લાગી હતી; અને એમ પણ આપણે જોઇ ગયા છીએ કે પંજાબના બળવા સમયે, તેણે પોતાના યુવરાજ સુષીમને મોકલ્યો હતો આ સર્વે હકીકતનો વિચાર કરતાં અશોકવર્ધનને યુવરાજ તરીકે સ્વીકાર કરતાં આંચકો ખાવો પડે છે જ.[3] એટલે યુવરાજ ન હોવા છતાં પછી કેવા સંયોગોમાં તેને ગાદી મળવા પામી હતી તેનો કાંઇક ચિતાર આપણે પ્રસંગોપાત આપી ગયા છીએ. વળી વિશેષ આગળ જણાવવામાં આવશે.

તેના રાજ્ય અમલનો કાળ જુદા જુદા મતે જુદો જુદો નોંધાયો છે.

**રાજ્ય અમલ અને આયુષ્ય** જૈન ગ્રંથોમાં તેના ૨૪ વર્ષ ગણ્યા છે. જ્યારે બૌદ્ધ ગ્રંથોમાં ૪૧ વર્ષ નોંધાયા છે; દેખીતી રીતે, જેમ આગળના અનેક કિસ્સામાં બતાવી ગયા છીએ તે પ્રમાણે આમાં પણ જો કે મેળ નથી દેખાતો. છતાં જો વસ્તુસ્થિતિનો વિચાર કરવામાં આવે તો બન્ને મત સાચાજ છે.

અશોકવર્ધનની, રાજના સુકાની તરીકેની જીંદગીના[4] ત્રણ વિભાગ પડેલ છે ( ૧ ) રાજ્યાભિષેકની ક્રિયા થઇ તે પહેલાના ૪ વર્ષનો કાળ ઇ. સ. પૂ. ૩૩૦[5] થી ઇ. સ. પૂ. ૩૨૬ મ. સં. ૧૯૬ થી ૨૦૦ સુધી ( ૨ ) રાજ્યાભિષેક થયા બાદ સમ્રાટ તરીકેના ૨૪ વર્ષનો કાળ : ઇ. સ. પૂ. ૩૨૬ થી ૩૦૨=મ. સં. ૨૦૦ થી ૨૨૪ સુધીનો અને ( ૩ ) તેમણે મગધની ગાદીનો ત્યાગ પોતાના પૌત્ર, રાજા પ્રિયદર્શિનની તરફેણમાં કર્યો અને તે ઉમર લાયક થાય ત્યાં સુધી, તે કુમાર-રાજાના વાલિ તરીકે (Regent) રાજ્યદ્વારા ચલાવી તે કાળ-૧૩ વર્ષનો ઇ. સ.

---

( ૧ ) જુઓ પૃ. ૧૯૨ નું લખાણ તથા તેને લગતું ટીપણ નં. ૧૧૦

( ૨ ) અ.હી. ઇં. ૩ આવૃત્તિ પૃ. ૧૫૭. પોતા પછી સમ્રાટ તરીકે ગાદીએ બેસવાની તેની શકિત જોઇને તેના પિતાએ, ચાલતા આવતા રિવાજ મુજબ, પોતાના યુવરાજ અથવા ગાદી વારસ તરીકે, ખરેખર તેની પસંદગી કરી રાખી હતીજ.

E. H. I. 3rd Edi. P. 156:—"He was no doubt, selected by his father, in accordance with the usual practice as yuvaraja or crown prince on account of his ability and fitness for the imperial succession.

( ૩ ) જુઓ પૃ. ૨૧૬ ટી. નં. ૫૦ અને ૫૨.

( ૪ ) આ જીંદગીના સમયનો નિર્ણય મેં કેમ કર્યો છે. તે આગળ ઉપર " રાજ્ય અમલની સાલોનો નિર્ણય " નામનો પારિગ્રાફ જુઓ.

( ૫ ) તેના જીવનોની આ બધી સાલોના પુરાવા માટે આગળ જુઓ " રાજ્ય અમલની સાલોનો નિર્ણય " નામનો પારિગ્રાફ.

પૂ. ૩૦૨ થી ૨૮૯=મ. સં. ૨૨૪ થી ૨૩૭ સુધી. આમ તેમની રાજદ્વારી જીંદગીના ત્રણ હપતા પૂરા થયા બાદ પોતે તદ્દન વાનપ્રસ્થ થયો છે, અને શેષ જીવન આત્મીક કલ્યાણાર્થે ગાળ્યું છે: જીવનનો આ ચોથો ભાગ ૧૯ વર્ષ સુધી[6] ચાલ્યો છે: ઇ. સ. પૂ. ૨૮૯ થી ૨૭૦= મ. સં. ૨૩૭ થી ૨૫૬[7] સુધી. અને તે બાદ તેનું મરણ ૮૨ વર્ષની ઉમ્મરે થયું છે. એટલે ઉપરના હિસાબે ગણતાં તેમનો જન્મ ઇ. સ. પૂ. ૨૭૦+૮૨=ઇ. સ. પૂ. ૩૫૨=મ. સં. ૧૭૪ માં થયો ગણાશે.

ઉપરની તેની રાજદ્વારી જીંદગીના ત્રણ વિભાગનો છૂટો છૂટો કે, કોઇ કોઇ વિભાગનો સાથે સરવાળો જો કરવામાં આવશે તો, જુદા જુદા સર્વે મંતવ્યો પોતપોતાની દૃષ્ટિએ સાચાં છે, એમ પાઠક વર્ગને સ્વયમેવ સાબિત થઇ જશે.

પહેલી અને બીજી સ્થિતિનો જો સરવાળો કરાય તો ૪+૨૪=૨૮ વર્ષ થાશે: બીજી સ્થિતિને સ્વતંત્ર એકલી જ ગણવામાં આવશે તો ૨૪ વર્ષ ગણાશે. બીજી અને ત્રીજી સ્થિતિની ગણત્રીએ ૨૪+૧૩=૩૭ વર્ષ થશે અને ત્રણે સ્થિતિનો એકંદર સમય જો ગણશો તો ૪+૨૪+૧૩=૪૧ વર્ષનો રાજ્ય અમલ ગણાશે. ( તિબેટના ગ્રંથના આધારે, મિ. રોકહીલે પોતાના પુસ્તકના પૃ. ૨૩૩ ઉપર જે એમ કથન કર્યું છે કે, સમ્રાટ અશોકે ૫૪ વર્ષ સુધી રાજ્ય કર્યું છે; તે જેમ સઘળા વિદ્વાનોએ એ સેંડ્રેકોટસને ચંદ્રગુપ્ત માનીને કામ લીધું છે, તે ગણનામાં દોરાયા હોવાથી તેમ થયું છે. નહીં તો સેંડ્રેકોટસના પૌત્ર-(સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત અને તેનો પૌત્ર અશોક છે ) અશોકને ૫૪ વર્ષનું રાજ્ય સમર્પિત કરવાને બદલે, સેંડ્રેકોટસ એટલે અશોક ગણીને, તેના પૌત્ર સંપતિ ઉર્ફે પ્રિયદર્શિન રાજાના કાળે તે નોંધ તેમને લેવી પડત. અથવા એક રીતે કહી શકાય તેમ પણ છે કે, અશોકે ૫૪ વર્ષ રાજ્ય ચલાવ્યું હતું. તે એવી રીતે સાબિત કરી શકાય કે, અશોકને ધર્માશોક સમ્રાટ નામ આપવું. અને આ ધર્માશોક નામ છે તે સમ્રાટ પ્રિયદર્શનનું જ બિરૂદ છે. ( જુઓ પુસ્તકના અંતે પરિશિષ્ટ અ ) એટલે તેનું રાજ્ય ૫૪ વર્ષ ચાલ્યું ગણવું.

જન્મથી પાડેલું તેનું નામ તો અશોક અથવા અશોકચંદ્ર જ હતું.

**તેનાં ઉપનામો.** ( જુઓ પૃ. ૨૬૭ ટી. નં. ૫૩ ) પણ રાજ્યાભિષેક બાદ તેમાં જરા સુધારો કરીને અશોકવર્ધન રાખવામાં આવ્યું હોય એમ જણાય છે. બાકી સાધારણ એક ઉકિત છે કે, એક ભૂલ જો કરવામાં આવે તો તેના સમર્થન માટે, અનેક ભૂલોની પરંપરા કરવી પડે છે: આ ઉકિતની સત્યતા ભારત વર્ષના ઇતિહાસના આલેખનમાં, સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત માની લેવાથી, જે સ્થિતિ ઉભી થઇ છે તેથી સંપૂર્ણ રીતે પુરવાર થઇ જાય છે. આવો બીજો વિરલ પ્રસંગ ઇતિહાસને પાને ગોત્યો જડે તેમ નથી. એક ભૂલ તો સમ્રાટ અશોકને સમ્રાટ પ્રિયદર્શિન તરીકે માની લેવાથી, તે સમ્રાટના જે જે શિલાલેખો, સ્તંભ લેખો સ્તૂપો વિગેરે છે, તે સર્વ અશોકની કૃતિઓ છે તેમ માની લેવામાં થઇ છે.[8] તથા બીજી ભૂલ તેના આલેખનને લીધે, સમ્રાટ અશોક જે

( ૬ ) ઇ. એ. પુ. ૩૪ પૃ ૧૯૬ માં અલીં હિ. ઇં. ૪ થી આવૃત્તિ વિશે અવલોકન લેતાં મિ. બરગેસનો અભિપ્રાય

( ૭ ) જુઓ સહસ્રામનો ખડક લેખ ( ઇ. સ. પૂ. ૨૭૧ નો જુલાઇ માસ હોય ); વળી આગળ ઉપર રાજ્ય અમલની સાલોના નિર્ણયવાળા પારિગ્રાફમાં દલીલ નં. ૭ તથા પરિચ્છેદના અંતે " અવસાન " વાળો પારિગ્રાફ

( ૮ ) આ કૃતિઓ અશોકની મનાય છે પણ તે પ્રિયદર્શિનની જ છે અને અશોક તથા પ્રિયદર્શિન

બૌદ્ધ ધર્માનુયાયી હતો, તે સમજુતીથી, સમ્રાટ પ્રિયદર્શિનની સર્વે કૃતિઓને પણ બૌદ્ધ ધર્મની ઠેરવી દેવામાં આવી છે. જે ખાસ રીતે બૌદ્ધની નથી જ તે આપણે મહારાજા પ્રિયદર્શિનના જીવન વૃત્તાંતથી જાણીશું-તથા ત્રીજી ભૂલ[૯] જે પરદેશીઓ ( જે યવન સરદારોને સિકંદરશાહ મૂકી ગયો હતો તે, તેમજ તેમની પછી જે અન્ય વિદેશીય પ્રજાના સરદારો) હિંદ ઉપર આવી પોતાનો અમલ કે વસવાટ જમાવી ગયા હતા, તેમનો વિશ્વાસનીય ઇતિહાસ ઉપજાવી શકાતો નથી કેમકે તેમને લગતા બનાવોની તારીખ નક્કી કરવામાં અનેક મુશ્કેલીઓ તેથી ઉભી થાય છે. અને ચોથી ભૂલ તેનો નામેરી અશોક હતો, તેના અપર નામની સાથે આ મૌર્યવંશી અશોકનું નામ જોડી દેવાયું છે. તથા તેને લીધે તેની કેટલીએ કૃતિઓ ઉપર ધ્યાન કરવાની કે ઝાંખી કરી નિહાળવાની તદ્દન અવગણના કરવામાં આવી છે. જો કે આમાંની કેટલીક ભૂલો બહુ મહત્વની નથી જ. એટલે જો કે તેની અનેકાનેક ભૂલો થતી ગઇ છે, પણ તેના ઉપર વિવેચન કરવાની આવશ્યકતા રહેતી નથી.

તેના શરીરનો વાન કાંઇક ભીનો હોવાથી કેટલાકે તેને કાળાશોક પણ કહેલ છે, પણ ખરી રીતે, કાળાશોક અથવા અશોક પહેલો, તે બીજા નંદરાજા મહાપદ્મનું નામ હતું[૧૦]. અશોક મૌર્યને કેટલાક ચંડાશોક[૧૧] કહે છે અને તેના કારણમાં, તેણે પોતાના રાજ્યાભિષેક પહેલાં, એક સિવાય પોતાના સર્વે ભાઇઓની કત્લ[૧૨] કરી નાંખી હતી તે બનાવને આગળ ધરે છે. જ્યારે આપણે આગળ જોઇશું કે, તેણે પોતાના ભાઇઓની તો કત્લ કરી હોય કે નહીં, પણ અન્ય બેવફા સરદારોની કત્લ કરી નાંખી લાગે છે. એટલે તે ઘોર પાપી કૃત્યને લીધે, તેમજ તેના તામસી સ્વભાવને લીધે તેનું ઉપનામ ચંડાશોક[૧૩] જોડી કાઢયું હોય તો નવાઇ પામવા જેવું નથી જ. તેની કૌટુંબિક સ્થિતિની પ્રથમાવસ્થા,

બન્ને વ્યક્તિઓજ જુદી છે તે હકીકત. તથા પ્રિયદર્શિન જૈની છે, એટલે તેની કૃતિઓમાં પણ સર્વ ઠેકાણે જૈન ધર્મના સિદ્ધાંતોજ આળેખાયલ છે પણ તે બૌદ્ધ ધર્મના નથીજ તે હકીકત. આમ આ બન્ને હકીકતો છૂટક છૂટક જેમ જેમ પ્રસંગ પડતો ગયો છે તેમ તેમ અશોક અને પ્રિયદર્શિનના જીવન વૃત્તાંતે બતાવવામાં આવ્યું છેજ. બાકી વિશેષપણે તો ખાસ પ્રિયદર્શિનનું જીવન વૃત્તાંત હું લખું છું, તેમાંજ ચર્ચી શકાશે. જો અત્રે તે ચર્ચાય તો ગ્રંથનું કદ અતિ વિશેષ થઇ જવા ભીતિ રહે છે.

( ૯ ) બીજી કેટલીક શંકાઓ પણ ઉભી થાય છે. જે આવી ભૂલને લીધે જ પરિણમવા પામી છે. તે માટે જુઓ પૃ. ૨૪૧ ટી. ૫૨. તથા ૫૫.

( ૧૦ )આ કલ્પના પાછળથી ખોટી ઠરી છે તે માટે જુઓ પુસ્તકને અંતે પરિશિષ્ટ અ.

( ૧૧ ) એક કલ્પના ઉભી થાય છે. જો કે તે માત્ર કલ્પનાજ રહી જશે: " ચંડાશોક " શબ્દનું અપભ્રંશ થતાં થતાં ( કારણ કે યુરોપિયોને હિંદી ભાષાનો ઉચ્ચાર બરોબર શુદ્ધ કરતાં બહુ મુશ્કેલી પડે છે તેથી ) પ્રથમ " સંડાશોક " થયું હોય, તેમાંથી "સંડાકોશ" ને છેવટે "સેંડાકોશ" કે "સેંડ્રાકોટસ" થયું હોય એમ બન્યું હશે. કે ? તેનાં કારણ માટે જુઓ આગળ ઉપર.

( ૧૨ ) જુઓ આગળ ઉપરનું લખાણ: તથા રૂલર્સ ઓફ઼ ઇન્ડીઆ સીરીઝમાંનું " અશોક " નામે પુસ્તક પૃ. ૨૦:-" તેના રાજ્યાભિષેક સમયે ઘણો રક્તપાત થયો હતો. પણ આવી જાતના બખેડા વિશે કોઇ સ્વતંત્ર પુરાવો નથી. "-

( ૧૩ ) સરખાવો પૃ. ૨૫૭ પારિ. ૫ તથા તેનું ટી. ૪૧. તેનો કોઇ ઐતિહાસિક પુરાવો નથી માત્ર દંતકથાજ ચાલે છે. તે કાંઇ સબળ આધાર ન કહેવાય. જોકે રાજકારણમાં કાંઇ પણ અશકય નથી. બાકી સામાન્ય પણે, કોઇ મનુષ્ય એવો મનુષ્યત્વહીન ન જ હોય કે પોતાના ભાઇઓની ( ભલે સગા કે ઓરમાન હોય )-ઘાતકી રીતે કત્લ ચલાવે: મૌર્ય, સામ્રા. ઇતિ. પૃ. ૪૯૫ = એક અન્યસ્થાન પર ભી હુસેન શાંગને અશોક કે નરક-ગૃહકો ઉજૈનીકે સમીપ સ્થિર બતાયા

આ સંસારમાંની એવી કેટલીએ વિચિત્ર ઘટનાથી ભરપૂર છે કે, તેના જેવા સ્વભાવના પુરૂષને બહુ જ લાગી આવે; અને પરિણામે તેનું દિલ અધ્યાત્મિક કલ્યાણ અર્થે વળવા તત્પર થાય. આવાં કારણને લીધે, જ્યારથી તેનો હૃદય પલટો થયો ત્યારથી તેને **ધર્માશોક**[૧૪] તરીકે ઓળખાવવામાં આવ્યો છે.

**રાજ્યાભિષેક પહેલાંનાં ચાર વર્ષ.**

આપણે જોઇ ગયા છીએ કે બિંદુસારના રાજ્ય અમલના છેવટના ભાગમાં અનેક ઠેકાણે બળવા જાગ્યા હતા. જેમાંનો એક પંજાબમાં થયો હતો, કે જ્યાંથી કુમાર અશોક ને પોતાના પિતાના મૃત્યુ સમાચાર મળતાં, એકદમ પાટલિપુત્ર દોડી આવવું પડયું હતું. જ્યાં હજુ આ ગમગીન પ્રસંગના આઘાતથી કળ વળી નહોતી ત્યાં તો, દક્ષિણાપથના આંધ્રપતિ–ચોથો રાજા મલ્લિક શાતકરણી કે જેણે કલિંગ પણ પોતાને કબજે લઇ લીધો હતો–તેણે સ્વતંત્રતા જાહેર કરી દીધી હતી.[૧૫] તેને વશ કરવા ઉપડી જવું પડયું હતું. પણ દેખાય છે કે કમ ભાગ્યે, તેણે પોતાના એક ભાઇને, તેની સાથે લડતાં ગુમાવ્યો છે:[૧૬] રાજગાદીએ બેસતાં જ આવો અપશુકન ભરેલો દાવ તેના જેવા બાહુબળીને સહેવો પડે તે ભારે પડતું હતું, પણ માથે પડેલ પ્રસંગ નિભાવી લેવો તેમાં ડહાપણ છે એમ વિચારી ગમ ખાઇ, રાજનગર પાટલિપુત્ર પાછો ફર્યો. ત્યાં સમાચાર મળ્યા કે પંજાબના સરદારો હજુ ઠરીઠામ બેઠા નથી. જો તે એકલું જ કારણ હોત તો, જેમ અત્યારસુધી નિભાવી લીધું હતું એમ નિભાવી લેત, અને રાજ્યાભિષેકનો પ્રસંગ પૂર્ણ કર્યા પછી જ તે બાજુ ઉપડી જાત. પણ તેના સરદારોના અંદર અંદરના બળવા ઉપરાંત, એવી બાતમી મળી કે, ગ્રીસ દેશનો બાદશાહ અલેકઝાંડર, જેણે હિંદની જાહોજલાલીના દિલચસ્પ વર્ણનો સાંભળ્યાં હતાં તે કુચ કદમ ઝપાટાબંધ હિંદ તરફ ધસી આવ્યો હતો.[૧૭] અને સિંધુ નદી ઓળંગીને ઝેલમ નદીને કિનારે પડાવ નાંખી પડયો હતો. અને જો ભાગ્ય યારી આપે તો, તે મુલક તાબે

ગયા હૈ ( રૈ. વે. વ. પુ. ૨ પૃ. ૨૭૧ ). ( અશોકની ગાદી તો પાટલિપુત્રમાં હતી, જ્યારે હુએન શાંગ જેવા વળી નરકાલયની ઉજ્જૈનમાં હોવાની કાં વાત કરે છે ? તો શું સત્યતામાં હેરફેર છે ? ) મહાવંશ, દિવ્યાવદાન ઔર હ્યુસેન શાંગકા ઇન કથાઓમેં, કહાં તક સત્યતા હૈ, યહ કહ સકના બહુત કઠિન હૈ ! પ્રાય: ઐતિહાસિક વિદ્વાનોં ઇન કથાઓકી સત્યતા પર સંદેહ કરતે હૈ !

મૌ. સા. ઉ. પૃ. ૪૯૧ ( દિવ્યાવદાન આધારે) અશોકે ક્રોધમાં પોતાની તલવારથી પોતાના પાંચસો અમાત્યના ધડ ઉડાવી દીધા હતા. તથા એક વખત પોતાની પાંચસે રાણીઓને જીવતી બાળી મૂકી હતી.

( ૧૪ ) મૌર્ય અશોકનું નામ ધર્માશોક દેખાતું જ નથી. પણ શિશુનાગ વંશી કાળાશોકનું જ નામ તે હતું ( રૈ. વે. વ, પુ. ૨ પૃ. ૯૦ નું ટીપણ નં. ૨૬ : પૃ. ૮૫ ટી. ૧૧) પાછળથી મેં પુરવાર કર્યું છે કે, ધર્માશોક તો મહારાજા પ્રિયદર્શિનનું નામજ હતું ( જુઓ પુસ્તકના અંતે પરિશિષ્ટ અ. વળી જુઓ નીચે ટી. નં. ૫૬ ).

( ૧૫ ) જુઓ સિક્કા આંક નં ૫૭, ૫૯, ૬૦ ઇ.

( ૧૬ ) જુઓ મશ્કીનો શિલાલેખ. આવા ખડક લેખો કયા સ્થળે અને શા હેતુથી ઉભા કરવામાં આવ્યા છે, તે જાણવા માટે જુઓ સમ્રાટ પ્રિયદર્શિન વાળું પ્રકરણ. વળી પુ. ૪ માં આંધ્રપતિઓનું વર્ણન જુઓ )

( ૧૭ ) ઇં. હી. કવો. પુ. ૫ ૧૯૨૯ પૃ. ૭:– નંદવંશની પડતી અને સેંડ્રેકોટસના રાજ્યા ભિષેકની વચ્ચે ( જો કે તેમણે ચંદ્રગુપ્ત શબ્દ લખ્યો છે પણ આપણે તો સેંડ્રેકોટસ એટલે હવે અશોક ગણવો રહે છે ) જૈન સાહિત્યમાં, અલેકઝાંડરની ચડાઇ વિશે તદ્દન મૌનજ સેવવામાં આવ્યું છે.

Ind. His. Quart. V 1929 P. 7:—Between the fall of the Nandas and the

કરી પૂર્વ હિંદ તરફ પોતાનો પગદંડ લંબાવવા ધારણા રાખતો હતો. આ બાજુ પંજાબના સરદારો ભલે તેઓ પોતે ગમે તેવો શૌર્યવાન અને પરાક્રમી હોય, છતાં કાંઇ અશોક સમ્રાટના જેવું કે સિકંદરશાહ જેવા બાદશાહ જેટલું, લડાયક સામર્થ્ય તો ધરાવી શકતા હોય નહીંજ. તેમાંય વળી, એક બીજા અંદર અંદરના દ્વેષાગ્નિથી બળીઝળી જતા હતા. નહીં તો તો એક સામાન્ય શત્રુ સામે તેઓ એકત્ર થઇને સિકંદરશાહ જેવાને, જો ધારત તો એક વખત જરા હાથનો પરચો બતાવી તો દેતજ. પણ સિંકંદર શાહનો સિતારો અત્યારે ચડીઆતો હતો. એટલે ઝેલમ નદીના કાંઠે બચાવ કરતો લશ્કરી પડાવ નાંખીને જે આંભી રાજા પડેલ હતો, તેના ઉપર તેણે રાત્રીના પાછલા ભાગમાં, નદીના એક ભાગને ફરતો થોડાક માઇલનો ચકરાવો મારી, જે ભાગ કાંઇક છીછરા પાણીનો હોવાથી છાપો મારવાને લશ્કરને ઉતારી શકાય તેમ હતું, તે રસ્તે તાબડતોડ, ઘોડે સ્વાર, પાયદળ વિગેરે લશ્કરને ઉતારી શત્રુ સૈન્યને ઘેરી લીધું. જેથી આંભીને શરણે આવવું પડયું :પછી સિકંદરશાહ આગળ વધ્યો. સતલજ નદી સુધીના પ્રદેશના અધિપતિ રાજા પોરસ ને પણ લડાઇમાં હરાવી શરણે કરી લીધો. આવી રીતે બે એ મોટા સરદારોને તાબે કરી લેવાથી તેમજ પોતાના દેશથી અહીં સુધીના મુલક ઉપર વિજય મેળવતો મેળવતો આવતો હતો તેથી સિકંદરશાહ ગર્વિષ્ટ બની ગયો હતો. અને અનેક મીઠાં સ્વપ્નાં સેવતો મદોન્મત પણ બની રહ્યો હતો. તેવામાં રાજા અશોક પણ સામેથી કુચ કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો. આ સમયે અલેકઝાંડરની ઉમર લગભગ અઠ્ઠાવીસથી ત્રીસ વર્ષની હતી, જ્યારે અશોક તેનાથી બે ત્રણ વરસે કાંઇક નહાનો હતો.[૧૮] પહેલો જ્યારે ગ્રીસ દેશના સામ્રાજ્યનો અધિપતિ હતો અને વિજેતા તરીકેનું લોહી તેની નસોમાં ઉછાળા મારી રહ્યું હતું ત્યારે બીજો ભારતીય સામ્રાજ્યનો ભાવી સમ્રાટ હતો અને પગતળે પૃથ્વીને છૂંદી નાંખવાના કોડનો આવેગ પૂર્વક મનોરથ ધડી રહ્યો હતો. બંને એક બીજાના ખરા સ્વરૂપમાં પ્રતિસ્પર્ધીરૂપે ખીલી નીકળે તેવા જોનારને દેખાતા હતા. કોણે શરૂઆત કરવી તે વિચારાતું હતું. તેવામાં, યવનાધિપતિ સિકંદરશાહે અશોકને વાટાઘાટ કરવા, પોતાના તંબુમાં પધારવા કહેણ મોકલ્યું. અશોકે વિચાર્યું કે ગમે તેમ પણ તે પરદેશી રાજા છે, એટલે ભારતભૂમિ ઉપર તો મહેમાન જેવો જ છે, વળી સામાચાલીને મળવા માટે કહેણ મોકલ્યું છે. એટલે આમંત્રિત તરફ તે સૌજન્યતાથી વર્તવા ને બંધાયલો છે. માટે કાંઇ દગો ફટકો રમવા જેવું તેના તરફથી બનવું તો નજ જોઇએઃ આવા આવા એક આર્યકુમારને છાજતા અનેક ઉદાર વિચારથી, પોતે શરીરના સંરક્ષણ માટે કોઇ પણ સહચારી લીધા સિવાય માત્ર એકાકી જ, પણ ઉઘાડી તરવારે સિંકદરશાહના તંબુએ ગયો. ત્યાં તેના પહોંચ્યા બાદ પ્રથમ થોડી ઘણી પ્રાસંગિક વાતચીત કરીને, સિકંદરશાહે અહંકા-માં ને અહંકારમાં એકદમ, પંજાબના બે સરદારો જેમ સહજમાં તાબે થયા હતા તેમ આના સંબંધમાં પણ થઇ જશે એવી ધારણાથી કે કેમ, પણ તેણે અશોકને પોતાને તાબે થવા જણાવ્યું હશે. અથવા અશોકથી સહેજે ગળી ન જવાય તેવું અપમાન કારક વેણ કાઢયું હશે. ગમે તેમ પણ અશોક તો પોતાનું પાણી બતાવતો, એકદમ તલવાર ખડખડાવતો ઉભો

accession of Chandragupta (Sandracottus) the Jain works are absolutely silent on Alexander's invasion.

(૧૮) જ. રો. એ. સો. ૧૯૩૨ એપ્રીલ પૃ. ૨૭૭: પ્લુટાર્કના કથન પ્રમાણે, " સેંડ્રેકોટસ જે પોતે ઉગતો જુવાનીઓજ માત્ર હતો, તેણે અલેકઝાંડરની મુલાકત લીધી હતી." જુઓ પૃ. ૨૨૭ ટી. નં. ૨.

(૧૯) આગલા પરિચ્છેદે આ આખા પારિગ્રાફ

થઇ ગયો, અને સિકંદરશાહની દરખાસ્તનેજ રાએ મચક આપી નહીં. એટલે સિકંદરશાહ પોતે અત્યારે તો યજમાન છે, અને અશોકને પોતે જ તેડાવ્યો છે માટે પોતા તરફથી કાંઇ પણ ઉદ્ધત પગલું ભરવું ન જોઇએ, તે સ્થિતિનું ભાન ભૂલી ગયો અને તુમાખીમાં ને તુમાખીમાં પોતાના માણસોને હુકમ[૧૯] ફરમાવી દીધો કે "તેને પકડો અને તલવારથી મારી નાંખો." આ ઉપરથી મહારાજા અશોક તુરત જ પોતાની સ્થિતિ કળી ગયો. અને જેટલા જોરથી નસાય તેટલા જોરથી નાઠો. એટલો પૂરપાટ દોડયો, કે, થોડી વારમાં તો તે પરસેવાથી રેબઝેબ થઇ ગયો અને થોડાક કલાકની મજલથી થાકી લોટપોટ થઇ જઇ, કોઇ પાછળ આવતું નથી એમ ખાત્રી કરી, એક મોટા વૃક્ષની છાયામાં આરામ લેવા બેઠો: એક તો થાક, બીજી નિરાશા અને ત્રીજી દેહચિંતા એમ અનેક આવરણથી ઘેરાયલો તે સહજવારમાં, તે વૃક્ષ તળે જ વનરાજીના પવનની શીતળ લહેરમાં નિદ્રાધીન થઇ ગયો અને નસકોરાં ઘરડવા લાગ્યો. તેટલામાં દૈવયોગે એક મહાન કેસરી–સિંહ તે જગ્યાએ વનમાંથી ચાલતો ચાલતો આવી ચડયો, અને જાણે તે સૂતેલ પથિકની સાથે ગેલ કરતો હોય, તેમ પૂછડાને ઉલાળતો અને વાંક દેતો, તેના શરીરે વળેલો પરસેવો પોતાની જીભથી ચાટવા મંડયો. પૂરો ચાટી રહ્યો એટલે સૂતેલ મુસાફરને કાંઇ પણ ઇજા કર્યા વિના તે વનરાજ પોતાના માર્ગે ચાલી નીકળ્યો. પાછળથી મુસાફર–રાજા અશોક–જાગ્યો અને આળસ મરડી, નજર નાંખીને જરા દૂર જોયું તો આગળ ચાલ્યા જતાં સિંહરાજને જોયો. પોતે કઇ સ્થિતિમાં મૂકાયો હશે તેનો વિચાર તરત જ તેની કલ્પનામાં તરવરી રહ્યો. સિંહરાજ જેવા વિકરાળ પશુએ પોતાને તદ્દન સહી સલામત છોડી દીધેલો જોઇ, નજીકના ભવિષ્યમાં જ પોતાને કોઇ મહાન લાભ પ્રાપ્ત થવાનું નિર્માયું લાગે છે, એમ હૃદયમાં સંતોષ અનુભવવા લાગ્યો. આ પ્રમાણેના કુદરત પ્રેણીત બનાવથી રાજા અશોક ઉત્તેજીત થયો અને પગમાં જોર મળવાથી ઉઠીને ઉતાવળે પગે પોતાના રસ્તે પડયો: કાળે કરીને તે રાજનગરે પહોંચ્યો. અને ત્યાં તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આ પ્રમાણે રાજપદ મળ્યા પછી, ગાદી ઉપર અભિષિકત થવાની ક્રિયા થવામાં જે ચાર વરસનું[૨૦] અંતર પડયું છે. તેનાં મુખ્ય કારણો શું હતાં–ને હવે સમજી શકાશે

**ગાદી પહેલાનું જીવન**

અવંતિના સૂબાપદે મગધ દેશના યુવરાજનેજ નીમાવાનો તરીકો જો ચાલ્યો આવતો હોય, તો કેવા સંજોગોમાં કુમાર અશોકને તે પદે નિયુકત કરી, તે રિવાજનો ભંગ કરવામાં આવ્યો હતો તે આપણે તપાસી ગયા છીએ. આ નીમણૂંક જ્યારે અશોકની પોતાની ઉમર ૧૪ વર્ષની હતી[૨૧]

---

ઉતારવામાં આવ્યો છે તે તથા તેની ટીકાઓમાં કરેલું વિવરણ જુઓ

( ૨૦ ) ભાંડારકર કૃત અશોક પૃ. ૧૦:- અશોકનો રાજ્યાભિષેક ચાર વર્ષ લંબાયો તે ભાઇઓની કત્લમાં નહીં, પણ મુહૂર્ત નહીં હોય, તેમ પંજાબના સરદારોને બેસાડી દેવામાં તથા સિકંદરનો સામનો કરવામાં પણ ગયા હતા. આવોજ મત ઇ. હી. કવો. પુ. ૫. ૧૯૨૯ પૃ. ૯ માં બતાવાયો છે.

( ૨૧ ) તે સમયે ૧૪ વર્ષની વયને, ઉમરે પહોંચવાની હદ ગણવામાં આવતી. તેનાં અનેક દૃષ્ટાંતો ઇતિહાસનાં પાનેથી મળી આવે છે : જેમાંના કેટલાંક નીચે પ્રમાણે

( ૧ ) મહાવીરનું લગ્ન ૧૪ મે વર્ષે થયું હતું.

( ૨ ) શ્રેણિક પોતે, અભયકુમારની માતા સાથે બેન્નાતટ નગરે ૧૩ વર્ષેજ પરણ્યો હતો અને પંદરમાં વરસે ગાદીએ બેઠો હતો.

( ૩ ) બિંદુસાર પણ ૧૪ વરસે પરણ્યો છે અને ગાદીએ બેઠો છે.

ત્યારે, એટલે કે ઇ. સ. પૂ. ૩૩૮=મ. સં. ૧૮૯ માં થઈ હતી. તે સમયે અવંતિના બે વિભાગ હતા. એક પૂર્વ અવંતિનો પ્રદેશ અને બીજો પશ્ચિમ અવંતિનો પ્રદેશ. પૂર્વાવંતિની રાજધાની વિદિશા ( હાલનું ભિલ્સા ) નગરી હતી. જેનું નામ બેસનગર (વૈશ્યનગર=વૈશ્યનું નગર=કારણ કે તેમાં વેપાર કરનાર વૈશ્યો બહુજ સંખ્યામાં હતા : પ્રાય : આખું શહેરજ વૈશ્યોથી ભરપુર હતું ) હતું. અને પશ્ચિમાવંતિની રાજધાની, પ્રાચીન ઉજ્જૈન નગરીમાં હતી. આ બે શહેરોમાં પણ પૂર્વાવંતિનું વિદિશા શહેર, વધારે જાહોજલાલીવાળું હોવાથી તથા જૈન ધર્મના તીર્થંકરનું કલ્યાણક[૨૨] સ્થાન હોવાથી, તેમજ તે પ્રદેશ ઉપર અત્યાર સુધી જૈન ધર્મી રાજાઓનોજ રાજ અમલ ચાલતો આવેલ હોવાથી વધારે પસંદગીને પામેલું હતું. અત્ર સુબા અશોક કુમારે જૈન ધર્મી એક વૈશ્ય[૨૩]વણિક શ્રેષ્ઠિની અતિ લાવણ્યવતી યુવતી સાથે પ્રથમ લગ્ન[૨૪] કર્યું હતું, જે રાણીથી બીજે વર્ષે કુણાલ નામે કુંવરની પ્રાપ્તિ તેને થઇ ( મ. સં. ૧૯૦=ઇ. સ. પૂ. ૩૩૭)[૨૫] હતી. લગભગ તેજ [૨૬]અરસામાં અને તેવીજ બીજી લાવણ્યસુંદરી તિષ્યરક્ષિતા નામે બૌદ્ધ ધર્મી રાણી સાથે તેણે પાણિગ્રહણ કર્યું હતું. જેનાથી મહેંદ્ર નામે કુમાર ( મ. સં. ૧૯૨=ઇ. સ. પૂ. ૩૩૫ ) અને સંઘમિત્રા નામે કુમારી [૨૭]( મ. સં. ૧૯૪= ઇ. સ. પૂ. ૩૩૩ ) મળી બીજાં બે સંતાનોની પ્રાપ્તી થઇ હતી; આવી રીતે, સૂબાપદે પોતાનું જીવન ગાળતો હતો ત્યાં પંજાબના પ્રદેશમાં

---

( ૪ ) સમ્રાટ પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક પણ ૧૪ વર્ષે થયો છે.

વળી જુઓ પુ. ૧ પૃ. ૩૦-૩૧ ની હકીકત અને તેની ટીકાઓ : આ પરિચ્છેદે નીચેની ટી. નં. ૬૪. આ બધું જોતાં, ૧૨ કે ૧૪ વર્ષની ઉમર યોગ્ય ગણાતી. અલબત્ત તે સમયે, શરીરની અવગાહના અત્યારના સમયે જે ૧૨-૧૪ વર્ષે હોય છે તેવી નહોતી (અત્યારે પણ ૧૩ ના આંકને અપશુકનીયો ગણે છે. જ્યારે ૧૨ કે ૧૪ ને શુકનવંતા ગણાય છે. ) કારણ માટે જુઓ મારૂં "મહાવીર જીવન " નામે પુસ્તક.

( ૨૨ ) તે માટે જુઓ ( મારે બનાવવાનું છે તે ) સંપ્રતિ સમ્રાટનું જીવન ચરિત્ર, તેમજ મહાવીરનું જીવન ચરિત્ર: તથા પુ. ૧ પૃ. ૧૮૦ થી ૨૦૦; તથા આ પુસ્તકે સમ્રાટ ચંદ્રગુપ્તના વર્ણન અને હકીકત જુઓ

( ૨૩ ) રા. કુ. મુ. નું અશોક પૃ. ૮:—અશોક પોતે જ્યારે ઉજેનના સુબાપદે હતો ત્યારે તેણે પ્રથમ લગ્ન કર્યું હતું. તે સ્ત્રી વિદિશાનગરીના એક વેપારીની પુત્રી હતી. તેણીએ વિદિશાનગરીમાંનો મોટો વિહાર ( મઠ-ઉપાશ્રય ) બંધાવ્યો હતો એમ કહેવાય છે. સાંચી અને ભિલ્સા મુકામે જે અન્ય કામ બંધાવાયા છે તેમાં આ મઠ ઘણું કરીને સૌથી પહેલામાં પહેલો છે.

Asoka by R. K. Mukerji P. 8:— Asoka's first wife married her when he was a viceroy at Ujjain. She was the daughter of a merchant at Vedisanagar. She is described as having constructed the great vihara at Vedisagiri, probably first of the monuments at Sanchi and Bhilsa.

( ૨૪ ) વૈશ્ય=વેપાર કરનાર, વણિક: નહીં કે, વિષ્ણુ ધર્મ પાળનાર વૈશ્ય.

( ૨૫ ) પાછળથી શોધતાં જણાયું છે કે, તિષ્યરક્ષિતા સાથેનું લગ્ન બે વર્ષ મોડું થયું છે. અને પરિણામે, મહેંદ્રનો અને સંઘમિત્રાનો જન્મ પણ બબે વર્ષ આઘો લઇ જવો જોઇશે.

( ૨૬ ) રાજપદે બેઠો ત્યારે, આ કુમારની ઉમર છ વરસની અને મહેન્દ્ર કુમારની ચાર વર્ષની હતી: બંને કુમાર વચ્ચે બે વર્ષનો અંતર હતો: તેમ જ મહેંદ્રની બહેન, મહેદ્ર કરતાં બે વર્ષે ઉમરમાં નહાની હતી.

( ૨૭ ) ખરૂં નામ બીજું હોવા સંભવ છે કારણ કે, સંઘ=brotherhood, અને મિત્રા=Sister: એટલે સંઘ મિત્રાનો અર્થ Sister of the order ( બૌદ્ધ ધર્મની ભિખ્ખુણી ) એમ અર્થ વિદ્વાન લોકોએ કર્યો છે.

બળવો જાગ્યો અને તેનો મોટો ભાઇ ( સગો નહીં, પણ ઓરમાન ) સુષિમ, બળવાખોરોના હાથે કપાઇ જવાથી, મહારાજા બિંદુસારની આજ્ઞાથી, તે બળવો સમાવવાને, તેને પંજાબમાં જવું પડયું હતું. પછી શું બનાવો બન્યા તે આપણે ઉપર જણાવી ગયા છીએ.

જ્યારે અશોક કુમારને રાજ્યાભિષેક કરવામાં આવ્યો, ત્યારે પોતાની બે રાણી અને ત્રણે સંતાનોને, તેણે ઉજ્જૈનીથી પાટલિપુત્ર બોલાવવા અનુચરો મોકલેલા; તેમાં રાણી તિષ્યરક્ષિતા તેના બે સંતાનો સાથે ત્યાં ગઇ, જ્યારે પટરાણી ત્યાં ગઇ નહોતી.[૨૮] માત્ર યુવરાજ કુણાલજ ત્યાં ગયો હતો: તથા તેનો માજાયો-સહોદર તિસ્સાકુમાર[૨૯] પણ બધાની સાથે હતો.

**રાજ્ય અમલની સાલોના નિર્ણય.** જો કે, સમ્રાટ અશોક વર્ધનના રાજ્યદ્વારી બનાવોની સાલો ( ગાદીએ બેસવાની, રાજ્યાભિષેક થયાની, તેમજ નિવૃત્ત થયાની ) આપણે તો ક્રમાનુક્રમ ચાલતી આવેલ મગધ રાજાઓની નામાવલી તથા તે દરેકના રાજ્ય અમલનો સમય, પુરાવા અને પ્રમાણો આપીને ગોઠવ્યો છે: તેમજ અન્ય પ્રદેશના દરેક રાજકર્તાના કિસ્સામાં પણ સાબિત કરતા આવ્યા છીએ, એટલે આ પ્રમાણે ગોઠવેલ સમય સર્વથા શૃંખલાબદ્ધ હોવાથી અચૂક અને નકકર સત્ય તરીકે જ સ્વીકાર્ય છે, છતાં જ્યારે અત્યારસુધી સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત ગણીને, તેના રાજ્યકાળની સાલો વિષેનું મંતવ્ય અનિશ્ચિત-તેમજ વિવાદાસ્પદ દશામાં મૂકાયું છે ત્યારે, આપણે તેને અન્ય હકીકતો, જે ઇતર માનનીય ગ્રંથોમાં પ્રમાણભૂત મનાતી હોય તે આધારે પુરવાર ઠરાવવાનું પણ આવશ્યક ધારીશું: તેમાંની થોડીક હકીકત આ રહી.

( ૧ ) સિંહાલીઝ ક્રોનીકલ અનુસાર બુદ્ધદેવના નિર્વાણ પછી ૨૧૮ વર્ષે[૩૦] અશોકનો રાજ્યાભિષેક થયો છે. અને સિંહાલી લોકો બુદ્ધ સંવત દક્ષિણ હિંદની પેઠે[૩૧] ગણતા હોવાથી, અશોકનો રાજ્યાભિષેક ઇ. સ.

---

( ૨૮ ) ( ગુ. વ. સો. અશોક ચરિત્ર પૃ. ૧ : ) પોતાને તે સ્ત્રીથી ( શ્રેષ્ઠી પુત્રી ) થયેલાં છોકરાંને તે પોતાની સાથે પોતાના પાટનગરે તેડી ગયો, ત્યારે તે સ્ત્રી તો વિદિશા નગરમાં જ રહેતાં હતાં. કારણ એમ દેખાય છે કે, તે વખતે કાંતો તેણીને પુત્ર પ્રસવ થયો હતો કે તુરતમાં પ્રસૂતિ થવા સંભવ હતો. અને તે બાદ થોડા વખતમાં જ તેણીનું મરણ થયું હતું. જેથી કુણાલ તથા તેનો નાનો ભાઇ ( જે બાળક આ વખતે જન્મ્યું હતું તે ) નમાયા થયા કહેવાય. ( જુઓ આગળ ઉપર કુમાર દશરથની હકીકત, સંભવ છે કે, તેણીનું મરણ થઇ ગયું હતું. અથવા તો બહુ જ બિમાર હોવાથી પાટલિપુત્ર સુધી જવાય તેમ ન હોય; ને પાછળથી મરણ પામી હોય: ગમે તેમ હોય પણ આ રાણી પાટલિપુત્ર ગયાં નથી, તેમ કુમાર પણ બાલ્યાવસ્થામાં જ, માતૃ વિહુણો થયો હતો.

( ૨૯ ) જૈન ગ્રંથોમાં માધવસિંહ નામ મળે છે; જે કુમાર કુણાલના સંરક્ષક તરીકે ઉજ્જૈનીમાં પાછળથી રહેવા ગયા હતા. તેમનો જન્મ ઇ. સ. પૂ. ૩૫૦ માં હોઇ, આ સમયે તેમની ઉમર ૨૪ વર્ષની હતી. ( આ કુમારના મરણ માટે આગળ જુઓ ભાગ ચોથો. )

( ૩૦ ) દીપવંશ ૬, ૧ આગળ: ઇ. એ. પુ. ૩૨ પૃ. ૨૬૬: ઇ. એ. પુ. ૩૭ પૃ. ૩૪૫: સ્મિથનું અશોક નામનું પુસ્તક પૃ. ૨૦૯. જ. રો. એ. સો. ૧૯૩૨ પૃ. ૨૮૫:-સિંહાલીઝ ક્રોનિકલમાં જણાવાયું છે કે, અશોક રાજા તેના પિતા બિંદુસારની ગાદીએ, બુદ્ધ નિર્વાણ પછી ૨૧૪ વર્ષે આવ્યો છે અને તેનો રાજ્યાભિષેક તે બાદ ચાર વર્ષે એટલે બુદ્ધ નિર્વાણ બાદ ૨૧૮ વર્ષે થયો છે: JRAS. x1932 P. 285:—The Ceylonese chronicles further state that Asoka succeeded his father Bindusara 214 years after Buddha's Nirwana and his anointment took place four years later i. e. 218 years after Buddha's Nirwana.

( ૩૧ ) દક્ષિણ હિંદની બૌદ્ધ પ્રજા ( સિંહાલીઝ.

પૂ. ૫૪૩[૩૨]-૨૧૮=૩૨૫-૬ માં આવે છે.

Asoka's coronation ( anointiment with crown) took place 218 years after Bnddha's nirwana[30] according to the Sinhalese Chronicles: and as the Sinhalese[31] follow the B. E. (Buddha Era) according to South India, the coronation date of king Asoka will be B.C. 543[32]–218 = B. C. 325–6

( ૨ ) સુદર્શન વિભાસ નામે જે ચિનાઇ ભાષાના ગ્રંથનો અનુવાદ થયો છે તેમાં જણાવાયું[૩૩] છે કે બુ. સં. ૨૧૮ માં[૩૪] અશોક થઇ ગયો છે. અને ચિનાઇ પ્રજા પણ બર્મીઝ અને સિંહાલીઝ ની રીતે જ બુ. સં. ની ગણત્રી કરતી હોવાથી, અશોકનો રાજ્યાભિષેક પારા ૧ પ્રમાણે આવે છે.

Sudershana Vibhasha, which is a Chinese translation work, [33]statesAsoka to have lived in A. B.[34] 218. As the Chinese follow the same B. E. as that of the Burmese and the Simhalese, the date of Asoka will be the same as in para 1 above ( B. C. 325/6 )

( ૩ ) ડૅા. ફ્લીટ[૩૫] પણ અશોકના રાજ્યાભિષેકનો સમય બુ. સં. ૨૧૮ આપે છે.

Dr Fleet,[35] also assigns the date A. B. 218 to Asoka's coronation—the same as above.

( ૪ ) પોતાના કો. ઇં. ઈ. ની પ્રસ્તાવનામાં પૃ. ૯ જનરલ કનિંગહામ લખે છે કે, અશોકનું રાજ્ય બુ. સં. ૨૧૪ થી ૨૫૬=૪૧ વર્ષ[૩૬] ચાલ્યું છે: અને હિસાબ ગણતાં ( ઇ. સ. પૂ. ૫૪૪–૨૧૫=૩૨૯ ) તે સમય ઇ. સ. પૂ. ૩૨૯ થી ૨૮૮ આવે છે.

General Sir Cunningham states in his Corp. Inscr. Indic. Pref. ix that Asoka's reign lasted 41 years[36] from A.B. 215 to A.B. 256. This is equal to B.C. 329 (544–215=329) to B.C. 288.

( ૫ ) સિલોન અને બર્માના બૌદ્ધ

બરમીઝ અને સિઆમી સુદ્ધાં ) બુદ્ધ સંવતની આદિ, તેમના નિર્વાણ = જ્ઞાન પ્રાપ્તિના સમયથી ગણે છે. જ્યારે ઉત્તર હિંદની પ્રજા તેમના પરિનિર્વાણથી તેની આદિ ગણે છે ( જુઓ પૃ. ૧૫ ટી. ૬૪: તથા પૃ. ૯ નું લખાણ અને ટી. નં. ૩૧ ),

ઉત્તર હિંદના બૌદ્ધ લોકો મુખ્યત: મહાવંશને અને દક્ષિણ હિંદવાળા દીપવંશને પ્રમાણભૂત માને છે. અને તેથીજ આ બન્ને વિભાગની બૌદ્ધ પ્રજાની માનીનતામાં બુદ્ધ સંવત વિષેનું અંતર-૨૩-વર્ષનું રહી જાય છે. એટલે કે દક્ષિણમાં બુદ્ધ સંવત = ઇ. સ. પૂ. ૫૪૩-૪ થી અને ઉત્તરમાં બુદ્ધ સંવત = ઇ. સ. પૂ. ૫૨૦ થી છે.

ઇં. એ. ૧૯૧૪ માં દિવાન બહાદુર. એલ. ડી. કન્વાઇસ્વામી પિલાઇએ તેનો સમય ઇ. સ. પૂ. ૪૭૮ જણાવ્યો છે. તે માટેની દલીલો તથા પુરાવા વાંચવા યોગ્ય છે: કેટલુંક વિવેચન પ્રથમ પરિચ્છેદમાં આપણે કરી ગયા છીએ તે જુઓ: વળી આ બાબતના વિશેષ પુરાવા માટે આગળ ઉપરનું વર્ણન મેળવી જુઓ.

( ૩૨ ) સરખાવો ઉપર પૃ. ૧૫ ટી. ૬૪ ની હકીકત.

( ૩૩ ) ઇ. એ. પુ. ૩૭ પૃ. ૩૪૯

એ. બી. = બુદ્ધ સંવત = બુ. સં. જાણવો જેમ એ. સી. ( અથવા ) એ. ડી. ઇસાઇ સંવત = ઇ. સ. છે તેમ.

( ૩૪ ) ઇં. એ. પુ. ૩૭ પૃ. ૩૫૦.

( ૩૫ ) ઉપરનો પારા-૨ જુઓ.

(૩૬) ૪ વર્ષ રાજા તરીકે, ૨૪ વર્ષ સમ્રાટ તરીકે અને ૧૩ વર્ષ રીજંટ તરીકે = કુલ ૪૧ વર્ષ.

સાહિત્ય પ્રમાણે, છેલ્લા બુદ્ધ[૩૮] શાકયમુનિનું નિર્વાણ[૩૭] ઇ. સ. પૂ. ૫૪૪ માં[૩૯] થયું છે. અને તે નિર્વાણ પછી ૨૧૮ વર્ષે અશોકનો રાજ્યાભિષેક થયો હોવાનું જણાવ્યું છે. તેના પિતાનું મરણ નિર્વાણ પછી ૨૧૪ વર્ષે,[૪૦] અને તે બાદ રાજ્યાભિષેક ચાર વર્ષે[૪૧], જ્યારે તે પોતાના ભાઇઓને સમજાવવામાં ફાવ્યો[૪૨] ત્યારે થયો હતો.

આ ઉપરથી અશોકના પિતા મહારાજા બિંદુસારનું મરણ ઇ. સ. પૂ. ૫૪૪–૨૧૪= ઇ. સ. પૂ, ૩૩૦–૨૯[૪૩] ઠરે છેઃ અને અશોકનું ગાદીએ બેસવું પણ તેજ સાલમાં ઠરાવાય; જ્યારે તેનો રાજ્યાભિષેક તે બાદ ચાર વર્ષે એટલે ઇ. સ. પૂ. ૩૨૬–૨૫ માં કહી શકાશે.

The Nirvana[37] of the last[38] Buddha Sakya Muni according to the Buddhist Chronicles of Ceylon and Burma, took place in B.C. 544[39] the inauguration of Asoka is referred to the year 218 after the nirwana. His father's death took place in the year 214[40] of the Nirwana and his inauguration as king four years later[41] after he had prevailed[42] over his brothers.

( This will put Emp. Bindusara's (Asoka's father) death at 544–214 = B.C. 330/29[43]: King Asoka's coming to the throne the same year and his coronation four years later that is in B.C. 325-26 ).

( ૬ ) અશોકને ઇ. સ. પૂ. ૩૨૯ અને ૩૨૫ વચ્ચેના સમયે ગાદી[૪૪] મળી છે.

( 6 ) Asoka ascended the throne[44] between B.C. 329 and 325.

( ૭ ) રાજા શ્રેણિકનું ગાદીએ[૪૫] બેસવું અને રાજા અશોકના રાજ્યનો અંત આવવો[૪૬] તે બેની વચ્ચે ૩૧૧ ( ત્રણસેં અને અગિયાર ) વર્ષનું અંતર[૪૭] છે. આ હિસાબે ઇ. સ. પૂ. ૫૮૦–૩૧૧=ઇ. સ. પૂ. ૨૬૯–૭૦ [૪૮]ની સાલ આવશેઃ આ સાલમાં તેનું મરણ થયું છે એમ

( ૩૭ ) ઇ. ક. પૃ. ૩૪–૩૬.

( ૩૮ ) જ્યારે આમને છેલ્લા ગણાવ્યા છે, ત્યારે તે પહેલા કેટલાક થઇ ગયા હશે એમ કહેવાની મતલબ સમજાય છે.

( ૩૯ ) ઉપરની ટીકા નં. ૩૦ જુઓ.

( ૪૦ ) ઉપરની ટી. નં. ૩૦ જુઓ.

( ૪૧ ) ઉપરની ટીકા નં. ૩૦ જુઓ.

( ૪૨ ) આ કથન સર કનિંગહામનું કહેલું છે જો કે કેટલીક દંતકથાઓમાં તો " તેણે કત્લ કરી હતી " એવો ભાવાર્થ નીકળે છેઃ મારો મત ઉપર પૃ. ૨૯૭ થી ૩૦૧ પ્રમાણે થાય છે.

( ૪૩ ) ઉપરમાં ટી. નં. ૩૯ જુઓ.

( ૪૪ ) ઇ. એ. પુ. ૩૨ પૃ. ૨૩૨ ( આર્કીઓલોજીના આસિસ્ટન્ટ ડીરેકટર–જનરલ મિ. પી. સી. મુકરજીનો લેખ જુઓ.

( ૪૫ ) જુઓ પુ. ૧ રાજા શ્રેણિકનું વૃત્તાંત.

( ૪૬ ) ઇ. એ. પુ. ૩૨ પૃ. ૩૪૨ ( અત્ર અનુવાદ કરનારની ગેરસમજુતી થઇ લાગે છેઃ મૂળ શબ્દ તો " તેનો અંત " = Death હશે પણ અનુવાદ કરતાં ' રાજ્યનો અંત ' = Termination of his reign કરી દીધો લાગે છે )

( ૪૭ ) ઇં, એ. પુ. ૩૨ પૃ. ૨૩૨ ( જો કે વાયુ પુરાણમાં આ બનાવને બુદ્ધ નિર્વાણ પછી ૩૧૨ વર્ષે, અને મત્સ્ય પુરાણમાં ૩૧૧ વર્ષે બન્યો હોવાનું જણાવેલ છેઃ અને કનિંગહામ સાહેબની, બુક ઓફ ઇન્ડીઅન ઇરાઝમાં પૃ. ૩૫ માં પણ ૩૧૧ વર્ષ જણાવ્યા છે ).

( ૪૮ ) ઉપરની ટી. નં. ૭ જુઓ અને સરખાવો.

ગણાશે. કેમકે તેના રાજ્યનો અંત તો ઉપર ચોથી કલમમાં જણાવ્યા પ્રમાણે ઇ. સ. પૂ. ૨૮૮-૯ માં આવ્યો છે. ( એટલે ૨૮૯-૨૬૯= ૨૦ વર્ષ તેણે વાનપ્રસ્થ અવસ્થામાં ગાળ્યા છે એમ આ ઉપરથી સમજાય છે. ).

311 ( Three hundred and eleven ) years elapsed between the accession[૪૫] of king Shrenik and the termination of Asoka's reign[૪૬]. This gives us the date as [૪૭]580-311=B.C. 269-70[૪૮], as the termination of his reign ( or rather termination of his life; the termination of his reign falls in B.C. 289 as in para 4. above ).

( ૮ ) પ્રો. હુલ્ટ્રઝ લખે છે કે,[૪૯] સેલ્યુકસે પોતાની કુંવરી સેંડ્રેકોટસ વેરે ઇ. સ. પૂ. ૩૦૪ માં પરણાવી હતી. અને આ સેંડ્રેકોટસ ઇ. સ. પૂ. ૩૩૦[૫૦] માં ગાદીનશીન થયો છે. ( ઉપરના પારા ૪, ૫ અને ૬ તેમ જ નોટ નં. ૩૯ જોતાં જણાય છે કે, તે સાલમાં રાજા અશોક ગાદીએ બેઠો છે, નહીં કે રાજા ચંદ્રગુપ્ત )

Prof. Hultzsch says[૪૯] Seleucus gave his daughter to Sandrocottus in B.C. 304 and this Sandrocottus came to the throne in B.C. 330[૫૦].

It is rather Asoka & not Chandragupta, who has ascended the throne in B.C. 330 (see supra Paras 4, 5, &6. f. n. 39)

( ૯ ) અશોકના પોતાના રાજ્યનું ૨૬ (છવીસ)મું વર્ષ ચાલતું હતું. ત્યારે તેણે યવન રાણીનું[૫૧] પાણિગ્રહણ કર્યું હતું.

હવે આપણે ઉપરની ચર્ચાથી જાણી શકયા છીએ કે અશોક ઇ. સ. પૂ. ૩૩૦ માં ગાદીએ બેઠો છે, અને તેથી તેના રાજ્યનું છવીશમું વર્ષ એટલે ૩૩૦-૨૬=ઇ. સ. પૂ. ૩૦૪ આવી રહે છે. અને તે જ સાલમાં સેલ્યુકસ કે જે સિકંદર શાહનો સરદાર હતો તથા તેની પાછળ ગાદીએ આવ્યો છે, તેણે અશોકની સાથે સલાહ કરી છે. અને તેની સરતો પ્રમાણે આ સેલ્યુકસે હિંદી સમ્રાટને પોતાના મુલકના ચાર પ્રાંતો તથા લગ્નમાં પોતાની કુંવરી આપી છે. આ બધી હકીકત બરાબર મળતી અવવાથી સાબિત થાય છે કે, અશોકની જે યવન રાણી છે તે કોઇ બીજી નહીં પણ સેલ્યુકસ નિકેટોરની પુત્રી જ સમજવી. ( ઉપરનો પારા ૮ જુઓ ). વળી એટલું તો સર્વમાન્ય થયું છે કે, સમ્રાટ ચંદ્રગુપ્તનું રાજ્ય માત્ર ૨૪ વર્ષ ચાલ્યું છે. જ્યારે અહીં તો સેંડ્રેકોટસ ( કે જેને વિદ્વાનોએ ચંદ્રગુપ્ત ઠેરવ્યો છે તે ) ને પોતાના રાજ્યે છવીસમા વર્ષે યવન કુંવરીને પરણતો જણાવાયો છે. તો શું ચંદ્રગુપ્ત ( જો સેંડ્રેકોટસ તે જ ચંદ્રગુપ્ત ઠરાવીએ તો ) પોતાના મરણ બાદ બે વર્ષે ( ૨૬ માંથી ૨૪

( ૪૯ ) કો. ઇ. ઇ. પુ ૧ અશોક પુસ્તાવના પૃ. ૮૫

( ૫૦ ) એટલે કે, તેનું ગાદીએ બેસવું ૩૩૦માં અને સેલ્યુકસની આ કુંવરી સાથેનું લગ્ન ૩૦૪ માં થયું છે. અને તે હિસાબે તેના પોતાના રાજ્ય કારભારનું ૨૬ મું વર્ષ ચાલતું હતું ત્યારેઃ એટલે કહેવાનું કે, જો સેંડ્રેકોટસને જેમ વિદ્વાનો ચંદ્રગુપ્ત ઠરાવે છે, તેમજ હોય તો, ચંદ્રગુપ્તનું લગ્ન પોતાના રાજ્યના ૨૬ મા વર્ષે થયું હતું. જ્યારે ઇતિહાસ તો કહે છે કે તેનું રાજ્ય જ માત્ર ૨૪ વર્ષ ચાલ્યું છે તો પછી તેનું લગ્ન તેના મરણ બાદ બે વર્ષે થયું હતું એમ ગણશો કે ? ( આ હકીકત સાબિત કરે છે કે સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત નહીંજ ) ( સરખાવો નીચેનો પારા નં. ૯ )

( ૫૧ ) અ હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૧૯

બાદ જતાં બે રહે છે માટે) તે કુંવરીને પરણ્યો હતો એમ કહી શકાય કે ? જે તદ્દન હાસ્યાસ્પદ જ લેખાય.

He is said to have married a Yavan princess[51] in the 26th year of his reign. Firstly, now as we know from the above that Emp. Asoka came to the throne in B. C. 330, the twenty-sixth year of his reign will fall in 330-26=B.C. 304; that is exactly the date of the treaty between him & Seleucus Nicator, once the commander & then the successor to the throne of Alexander the Great ceeding the Indian Emperor four provinces of his trans-Indus territories and one of his beloved daughters in marriage. So this corroboration also proves that the yavan Queen of Emp. Ascka was none else but the daughter of the Greek Commander Seleucus. (vide above para No 8). Secondly-It has been accepted by all the authorities that Chandragupta's reign has lasted only for 24 years. Now were this Sandrocottus, whom the yavan princess has married, be Chandragupta, how would it be possible for him to marry in the 26th year of his reign when he himself has reigned only for 24 years ( Would he marry two years after (26-24=2 years) he himself is no more ? )

ઉપરની સર્વે દલિલોથી નિસંશય રીતે પુરવાર થાય છે કે, રાજા અશોકનું ( ૧ ) ગાદીએ બેસવું ઇ. સ. પૂ. ૩૩૦ માં ( ૨ ) અને તે બાદ ચાર વર્ષે એટલે ઇ. સ. પૂ. ૩૨૬ માં તેનો રાજ્યાભિષેક ( ૩ ) તથા તેનો રાજ્યકાળ એકંદરે ૪૧ વર્ષનો છે. એટલે તે ગણત્રીએ ઇ. સ. પૂ. ૨૮૯ માં ગાદી ત્યાગ તથા ( ૪ ) તેનું મરણ ઇ. સ. પૂ. ૨૬૯-૭૦ માં ૮૨ વર્ષની ઉમરે થયું હોવાથી તેના જન્મની સાલ ઇ. સ. પૂ. ૩૫૨ માં થયાનું નોંધવું રહે છે.

From all these, it is clearly & conclusively proved that (1) King Asoka came to the throne in B.C. 330. (2) that he was crowned, four years later in B.C. 326 (3) that he has reigned for 41 years, relenquishing the throne in B.C. 289 and (4) that he died in B.C. 270 at the age of 82 years: & thus his birth fell in B.C. 352.

પ્રસંગોપાત આપણે તેની ત્રણ રાણીઓ વિશે જણાવી ગયા છીએ.

**તેનું કુટુંબ** ( ૧ ) પટરાણી, જેને પેટે, કુમાર કુણાલનો[52] જન્મ

તથા ૧૯૬-૭: કે. હિ. ઇ. પૃ. ૪૩૧ તથા ૪૭૨.

( ૫૨ ) કુણાલનું નામ ધર્મવિવર્ધન હતું ( રા. કુ. મુ. અશોક પૃ. ૮ ) દિવ્યાવદાનના પ્રકરણ ૨૭ માં જણાવેલ છે કે, અશોકે પોતાની રાણી પદ્માવતીના પેટે ( જુઓ નીચે ટી. ૫૩. ) જે નવીન પુત્ર જન્મ્યો હતો તેનું નામ ધર્મવર્ધન પાડયું હતું: પણ તેના અમાત્યોએ, અથવા ખીદમતદારોએ આંખનું સૌંદર્ય જોયું કે, તે તો હિમાલય પર્વતના "કુનાલ" નામના પક્ષીની સાદશ છે એટલે અશોકે પણ તેનું નામ મશ્કરીમાં કુણાલ પાડી દીધું (પૃ. ૮ ટી. ૧ રા. કુ. મુ.)

થયો હતો અને જે વિદિશા નગરીના એક ધનાઢ્ય વણિક શ્રેષ્ઠિની પુત્રી[૫૩] હતી. તેણીનું મરણ રાજા અશોકનો રાજ્યાભિષેક થયો તે અરસામાં ( ઘણું કરીને તે પહેલાં છે પણ પછી નથી ) થયું હતું. ( ૨ ) રાણી તિષ્યરક્ષિતા–તે અતિ રૂપસુંદરી હતી. અશોક તેણીના રૂપમાં અતિ મુગ્ધ થઇ ગયો હતો. જેમ જેમ રાજા વિશેષને વિશેષ અનુરકત થતો ગયો, તેમ તેમ તેણી પણ વિશેષને વિશેષ શિથિલાચારી બનતી ગઇ. એક તો પોતે હવે પટરાણી બની હતી; કારણ કે કુણાલની માતા જે પટરાણી પદે હતી તે કયારની મરણ[૫૪] પામી હતી. તેમાં પોતે વળી મહારાજાની કૃપાપાત્ર બની; વળી કુમારની માતા ( કેમકે મહેંદ્ર કુમારનો પ્રસવ થઇ ગયો હતો ) બની હતી. સાથે વળી યુવાવસ્થા અને સૌંદર્યતાઃ આ બધાં કારણોને લીધે તેણી રૂપનો બહુજ મદ કરતી હતી. અને અંતે સ્વૈરિણી પણ થઇ હતી. મહારાજાની કૃપા એટલે સુધી હતી અને તેણીના રૂપમાં તે એટલો બધો મોહાંધ હતો કે, પોતાનો બાપીકો જે જૈન ધર્મ હતો તે ત્યજીને તેણી જે બૌદ્ધ ધર્મ પાળતી હતી તેનો તેણે અંગીકાર કર્યો હતો; વળી કુમાર મહેંદ્રનો જન્મ થયા પછી અને તે અરસામાં કુણાલની જન્મદાતા માતાનું અવસાન થવાથી તિષ્યરક્ષિતાને પટરાણી પદે સ્થાપવામાં આવી હતી; આથી તિષ્યરક્ષિતાના ગર્વમાં ઉમેરો થયો હતો અને ધીમે ધીમે મર્યાદા પણ મૂકતી જતી હતી. કહે છે કે, કુમાર કુણાલની આંખો[૫૫]

( ૫૩ ) તેનું નામ પદ્માવતી હતું ( જૈ. વે. વ. પુ. ૧ પૃ. ૧૪૧ ટી. નં. ૫૬ તથા ઉપરની ટી. નં. ૫૨ જુઓ. )

( ૫૪ ) ઉપર ટી. નં. ૨૮ જુઓ

( ૫૫ ) ઉપરની ટી. નં. ૫૧ જુઓ. ધી. ભિલ્સાટોપ્સ પૃ. ૧૨૪: રાણીની સમજાવટથી, રાજાની મહોરવાળું ફરમાન કાઢવામાં આવ્યું હતું જેની રૂઇએ, જે આંખોના લાલિત્યથી તેણી મોહાંધ બની હતી તે ફોડી નાંખવામાં આવી હતી.

The Bhilsa Topes P. 124:—Through the queen's influence, a royal order sealed with the king's signature, those beautiful eyes ( Kunal's ) which had excited the queen's love, were taken out.

( a ) પાલીતાણામાંથી બહાર પડેલું અશોક ચરિત્ર જુઓ.

( ૫૬ ) જુઓ નીચેની ટી. નં. ૮૫ માં મહાવંશના ઉતારો. વિ. સ્મિથનું અશોક પૃ. ૨૩૬: સમ્રાટ અશોકના હુકમથી તિષ્યરક્ષિતાને જીવતી બાળી મૂકવામાં આવી હતી. King Asoka had caused Tishyarakshita burnt alive—જૈન પુસ્તકમાં તેણીને મારી નંખાવી હતી એટલુંજ મોઘમમાં નીકળે છે. ( બરનઉફનું બુ. ઇં. પૃ. ૪૦૯ થી ૪૧૩ ) જુઓ ઉપરમાં ટી. નં. ૧૩ તથા આગળ ઉપર આ પરિચ્છેદે.

( ૫૮ ) કેટલાક ગ્રંથકર્તાઓએ, રાણી તિષ્યરક્ષિતાને અને આ રાણીને એક માની લઇ એક બીજાને લગતા બનાવો ભેળ સેળ કરી નાંખ્યા છે: આમ કરવાને શું કારણ હશે તે કહી શકાતું નથી: પણ તિષ્ય રક્ષિતાની પુત્રીનું નામ સંઘમિત્રા હતું અને આ યવન રાણીનું નામ અસંધિમિત્રા હતું. એટલે સંઘમિત્રાની માનું નામ અસંધિમિત્રા ધારીને કદાચ લખી દીધું હોય ( ટી. નં. ૬૩ જુઓ )

( b ) જુઓ ઉપરની ટીકા ૪૯.

( ૫૭ ) જુઓ આ પરિચ્છેદે આગળ.

( ૫૯ ) જુઓ આ પરિચ્છેદે આગળ.

( ૬૧ ) બોધીબીજ વૃક્ષની સ્થાપ્ના સિલોનમાં થયા બાદ બાર વર્ષે ( સ્મિ. અ. પૃ. ૨૨૦ ); બોધીબીજની સ્થાપ્ના ઇ. સ. પૂ. ૩૧૩ માં થઇ છે તે માટે જુઓ ટી. નં. ૯૨.

(૬૨) ઇ. સ. પૂ. ૩૦૪ માં લગ્ન થયું અને ૩૦૧ માં મરણ પામી એટલે લગ્ન બાદ ત્રણ વર્ષ જીવતી રહી કહેવાય.

( ૬૦ ) શું જેટલા વરસ તેણીની સાથે લગ્નગ્રંથી રહી તેટલા જ વરસ શોક પાળવા ખાતર આમ કર્યું હશે ? સંભવિત લાગે છે. કારણ કે, તેણીના શોકના નિવારણ માટે, તેણીના જ દાસી સાથે પરણ્યો છે.

તથા રૂપ ઉપર એક વખત મોહિત થઇને, માતા અને પુત્રના સંબંધનો વિચાર પણ ઠેલે મારીને, તેણીએ તેની પાસે અયોગ્ય માંગણી કરી હતી. અને તે માંગણીના અસ્વીકાર કરવાના પરિણામે, કુમાર કુણાલ અને અપર માતા તિષ્યરક્ષિતા સાથે વૈર ઉત્પન્ન થયું હતું. જે કુણાલને અંધ બનાવવા સુધી પરિણમ્યું હતું; આમ કરવામાં જે તરકટ ખેલાયું હતું તે પાછળથી અશોકને જાહેર થઇ ગયું હતું અને તેથી રાણી પરનો તેનો પ્રેમ ઓછો પણ થઇ ગયો હતો. તેવામાં વળી રાણીનું દુશ્ચરિત્ર ઉઘાડું પડી જવાથી( a ) અશોકના ક્રોધે માઝા મૂકી દીધી હતી અને રાણીને જીવતી બાળી મૂકી હતી.[૫૬] ( ઘણું કરીને રાજ્યાભિષેક પછી સાતમા વર્ષે[૫૭]=ઇ. સ. પૂ. ૩૧૯=મ. સં. ૨૦૮ ) ( ૩ ) રાણી અસંધિમિત્રા[૫૮]—તે પ્રખ્યાત સરદાર સેલ્યુકસની પુત્રી હોવા સંભવ છે. અને તેણીનું લગ્ન ઇ, સ. પૂ. ૩૦૪=મ. સં. ૨૨૩ માં એટલે સમ્રાટ અશોકના રાજ્યકાળે ૨૬ માં વર્ષે,(b) સુલેહનામાના અંગે[૫૯] થયું હતું. આ રાણીએ પણ સમ્રાટની ઠીક પ્રીતિ[૬૦] મેળવી લીધી હતી. એટલે સુધી કે, તેણીના મરણ પછી ( ઇ. સ. પૂ. ૩૧૩-૧૨= ઇ. સ. પૂ. ૩૦૧[૬૧]=મ. સં. ૨૨૬ = એટલે કે લગ્ન પછી માત્ર ત્રણ વરસ જ તેણી જીવી છે ) મહારાજા અશોકે ત્રણ વરસ સુધી[૬૨] બહુ શોકમાં કાઢયા હતા અને તેના નિવારણ માટે, મરહુમ રાણીની એક દાસી સાથે ( કદાચ તે યવનરાણી સાથે અંતઃપુરમાંજ તેણીની પરિચારિકા તરીકે રહી હશે અને કાંઇક મનોહારિણી હોવાથી મહારાજાનું મન જીતી લીધું હશે ) પાણિગ્રહણ કર્યું હતું (×) આ રાણી સાથનું લગ્ન ઇ. સ. પૂ. ૨૯૮ = મ. સં. ૨૨૯ માં થયું હતું. (૫) આ ચાર રાણીને લગતી હકીકત તો ગ્રંથો ઉપરથી મળી આવે છે તેથી તે આપણને જાણીતી છે. તે ઉપરાંત બીજી રાણીઓ પણ હોવી જોઇએજ, કારણ કે તિષ્યરક્ષિતાનું મરણ ઇ. સ. પૂ. ૩૧૯ માં થયું અને રાણી અસંધિમિત્રાનું પાણિગ્રહણ ઈ. સ. પૂ. ૩૦૪ માં કર્યું, તે વચ્ચેનો ગાળો જે પંદર વર્ષનો રહ્યો, તેમાં કોઇ પટરાણી પદે તો હશેજ ને? જ્યારે પટરાણીપદ એમ નામ પડાય. ત્યારે તે સિવાયની પણ બીજી રાણીઓ હોવી જોઇએ જ. આ હિસાબે બીજી અનેક રાણીઓ હોવી જોઇએ, એમ અનુમાન કરી શકાય છે.

તેના પુત્ર—પુત્રી પરીવારમાં[૬૩] આપણને,

( ૬૩ )

બિંદુસાર

| | | |
|---|---|---|
| [૧]સુશીમઃ સુષિમ, ઇ. સ. પૂ, ૩૨૮-૯ ના અરસામાં મરાયો હતો. જ્યાં શાહબાઝગ્રહીનો ખડક લેખ ઉભો છે. | અશોક ઇ. સ. પૂ. ૩૩૦ થી ૨૮૯=૪૧ વર્ષ (તેનું મરણ જ્યાં સહસ્રામનો ખડકલેખ ઉભો થયો છે ત્યાં) | તિષ્ય ઉર્ફે માધવસિંહ; જન્મ ઇ. સ. પૂ. ૩૫૦ મરણ ઇ. સ. પૂ ૩૧૮ મંશેરાનો ખડક લેખ છે ત્યાં મરાયો) |

× જુઓ પાછળ પૃ. ૨૬૨ ઉપર

( ૧ ) સુયશા તે અશોકનો પુત્ર અને સુશીમ તે અશોકનો ભાઇ થાય; એમ આ ઉપરથી સમજાય છે.

નીચેનાં નામો જણાઇ આવે છે. (૧) કુમાર કુણાલઃ તેનો જન્મ, વિદિશાનગરીની શ્રેષ્ઠિ પુત્રી–અશોકની પ્રથમની પટરાણી–પેટે ઇ. સ. પૂ. ૩૩૬ માં[૬૪] થયો હતોઃ આમે તે સ્વરૂપવાન હતોજ. તેમાં વળી તેની આંખો કાંઇક ભુરાશ પડતી હોવાથી, તેની ખૂબસૂરતીમાં અતિવૃદ્ધિ થતી દેખાતી હતી; જેને લીધે તેની અપરમાતા, પટરાણી તિષ્યરક્ષિતાની કુડી નજર તેના ઉપર થઇ હતી. અને તે ખટપટને લીધે મહારાજા અશોકે, પોતાના નાના સહોદર ભાઇ તિષ્ય સાથે તેને ઉજ્જૈનીનો સૂબો નીમી, પાટલિપુત્રમાંથી પટરાણીની આંખ પાસેથી વેગળો કર્યો હતો. છતાં રાણી પોતાની ખુન્નસ ભૂલી ગઇ નહોતી. તેણીએ છેવટે કાવતરૂં રચી, મહારાજા અશોકની મહોર છાપવાળા ખરીતાની રૂઇએ, તે કુણાલની આંખો ( કે જે વસ્તુ તેના ઉપરના તેણીના મોહનું કારણરૂપ હતી ) ફોડાવી નંખાવી ત્યારેજ જંપ વાળીને બેઠી હતી. ( ઇ. સ. પૂ. ૩૨૩ ) આ અંધકુમાર કુણાલ, તે સમ્રાટ પ્રિયદર્શિન કે જે સમ્રાટ અશોક પછી મગધની ગાદીએ આવ્યો છે તેનો પિતા થાય ( તે વિષે આપણે આગળ કહીશું ). (૨) કુમાર મહેંદ્ર અને (૩) કુંવરી સંઘમિત્રાઃ[૬૫] આ બંને ભાઇબહેન, રાણી તિષ્યરક્ષિતાનાં ફરજંદો હતાં. તેમના જન્મ અનુક્રમે ઇ. સ. પૂ. ૩૩૨ અને ઇ. સ. પૂ. ૩૩૦ હતાઃ બન્નેની ઉમર વચ્ચે બે વર્ષનુંજ અંતર હતુંઃ તેમનો જન્મ વિદિશામાંજ થયો હતો અને અશોક ગાદીપતિ થયો ત્યારે, તેમની માતા સાથે પાટલિપુત્ર આવ્યાં હતાં (કદાચ બનવાજોગ છે કે, કુંવરી સંઘમિત્રાનો જન્મ, પાટલિપુત્રમાં આવ્યા બાદ પણ તુરતમાં થયો

અશોક

રાણી પદ્માવતી (બેસનગરના શ્રેષ્ઠિની પુત્રી)
- કુણાલ, શુયશા[૧]; નામ
- (નામ નથી) — દશરથ
- ત્રીજો ભાઇ મસ્કીનો ખડક લેખ છે ત્યાં મરાયો હતો

રાણી તિષ્યરક્ષિતા મરણ ઇ. સ. પૂ. ૩૧૯

રાણી અસંધિમિત્રા સેલ્યુકસ નિકેટોરની પુત્રી, લગ્ન ઇ. સ. પૂ. ૩૦૪; મરણ ઇ. સ. પૂ. ૩૦૧.

રાણી અસંધિમિત્રાની દાસી લગ્ન ઇ. સ. પૂ. ૨૯૮.

સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિનઃ ધર્માશોકઃ ઇંદ્રપાલિત

શાલિશુકઃ બંધુપાલિત કદાચ બીજું નામ તિસ્સા પણહોય.

મહેંદ્રકુમાર<br>જન્મ ઇ. સ. પૂ. ૩૩૨<br>મરણ ,, ૨૫૪<br>= ૭૮ વર્ષ.

સંઘમિત્રા<br>જન્મ ઇ. સ. પૂ. ૩૩૦<br>મરણ ,, ૨૫૩<br>= ૭૭ વર્ષ.

આ બંને ભાઇ બહેને બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી હતી ઇ. સ. પૂ. ૩૧૪

ઋષભસેન સુભાગસેન | જાલૌક | તીવર | ચારૂમતી (દેવપાળને પરણી હતી) | કેરલપુત્ર | સત્યપુત્ર | તિબેટનો સૂબો કુમાર કુસ્થન.

( ૧ ) આગળ ચતુર્થ પરિચ્છેદે જુઓ.

હોય): પણ તેમની ઉમર, તેમની માતાના મરણ સમયે (મ. સ. પૂ. ૩૧૯માં) અનુક્રમે ૧૩ અને ૧૧ વર્ષની હતી. બન્નેને પોતાની માતાના ધર્મની-બૌદ્ધધર્મની લગની લાગી હતી. એટલે જો કે રાજા અશોકે, કુંવરી સંઘમિત્રાને, કોઇક અગ્નિશર્મા[૬૬] વેરે મ. સ. પૂ. ૩૧૬ માં પરણાવી દીધા હતી, પણ પોતાના પતિએ જ્યારે મ. સ. પૂ. ૩૧૪ માં બૌદ્ધ-દીક્ષા લીધી ત્યારે કે તે બાદ દોઢ બે વરસે, પોતાના ભાઇ મહેંદ્ર સાથે મ. સ. પૂ. ૩૧૨ માં[૬૭] પોતે પણ એકજ દિવસે બૌદ્ધ-દીક્ષા સ્વીકારી લીધી હતી. જ્યારે કુમાર મહેંદ્રે તો આખી જીંદગી કુમાર અવસ્થામાંજ ગાળી દેખાય છે. આ બંને બૌદ્ધ ભિક્ષુક-ભિક્ષુણી એ પોતાની દીક્ષા બહુજ સારી રીતે દીપાવી હતી. મહારાજા અશોકે, જે બોધીવૃક્ષની સ્થાપ્ના[૬૮] સિલોનમાં મ. સ. પૂ. ૩૧૩ માં કરી હતી અને

( ૬૪ ) જુઓ ઉપરની ટીકા નં. ૨૩. વળી ભિ. ટો. પૃ. ૯૫:—તે સ્થાનના મુખ્ય શ્રેષ્ઠિની દેવી નામની સ્વરૂપવતી કન્યાનો અશોકે પ્રેમ મેળવી લીધો હતો અને તે બાદ એક વર્ષે તેનીના પેટે કુમાર મહેંદ્રનો ( કુણાલ જોઇએ ) જન્મ થયો હતો.

The Bhilsa Topes P. 95:—He (Asoka) gained the affection of Devi, the lovely daughter of the Shreshthi, or the chief-man of the place. A year afterwards she bore him a son named Mahendra ( it ought to be Kunala )

( ૬૫ ) અશોક-સ્મિથ પૃ. ૪૮:—અશોકની પુત્રી સંઘમિત્રા, જે કલ્પિત નામ સંભવે છે તેની દંતકથા જ આખીને આખી મને અસ્વીકાર્ય છે: તેના નામનો શબ્દાર્થ કરતાં સંઘભગિની, જે થાય છે તે નામ જ શંકાસ્પદ દેખાય છે, .( જુઓ ઉપર ટી. નં. ૫૮ )

Asoka, Smith P. 48:—I disbelieve wholly in the tale of Sanghmitra, the supposed daughter of Asoka. Her name, which means " Sister of the order " is extremely suspicious.

( ૬૬ ) C. H. I. 500:—Agnisharma, husband of Sanghamitra = સંઘમિત્રાનો ધણી અગ્નિશર્મા આ વખતે સંઘમિત્રાની ઉમર ચૌદ વર્ષની કહેવાય-( પુખ્ત વયની ઇયત્તા માટે સરખાવો ઉપરની ટીકા નં. ૨૧ )

( ૬૭ ) મહાવંશ ૫, પૃ. ૨૦૪ ૫: કે. હિ. ઈં પૃ. ૫૦૦, ટી-૪. જ્યારે દીક્ષા લીધી ત્યારે મહેંદ્રની ઉમર વીસ વર્ષની અને સંઘમિત્રાની ૧૮ વર્ષની હતી એમ સમજાય છે.

Mahavamsha V. 204-5. C.H.I. 500 f. n. 4:—Mahendra is said to have been 20 years of age and Sanghamitra 18 at the time of their ordination.

( ૬૮ ) ( સ્મિથનું અશોક પૃ. ૨૨૦ ) સિલોન તરફ બોધિવૃક્ષ મોકલાવ્યા પછી બાર વર્ષે અતિવહાલી રાણી અસંધિમિત્રાનું મરણ થયું હતું ( નીચેની ટીકા. ૯૨ જુઓ ) Asoka. Smith P. 220:—12 years after Bo-tree was sent to Ceylon Asandhimitra, the beloved queen died.

( ૬૯ ) પ્રીન્સેપ્સ. ઇ. એ. પુ. ૨, પૃ ૨૯૮: બૌદ્ધધર્મની સ્થાપના કરવાને સિંહલદ્વીપમાં મહામંડળ ગયું ( ઇ. સ. પૂ. ૩૦૭ ): ( ટીકા-૩૦૭ નહીં પણ ૩૧૧ જોઇએ, કેમકે મંડળ મોકલાયું તે પહેલાં બે વર્ષે બોધિવૃક્ષની સ્થાપ્ના છે-જુઓ નીચે ટી. ૯૨-એટલે તે હિસાબે ૩૧૩-૨=૩૧૧ આવશે )

Princeps. Int. Ant. vol II 298:—( B. C. 307 ) the mission to establish Buddhism in Ceylon.

( ૭૦ ) ( સ્મિથકૃત અશોક પૃ. ૨૧૪ ) દીક્ષા લીધા પછી ૫૯ વર્ષ સુધી વૃત્ત પાળીને સંઘમિત્રા મરણ પામી. તે વખતે સિંહલપતિ રાજા ઉત્તીયના ( રાજા તિષ્યની પછી ગાદીએ આવનાર ) રાજ્યનું નવમું વર્ષ ચાલતું હતું. અને તેણીનો ભાઇ મહેંદ્ર આગલાવર્ષે મરણ પામ્યો હતો. Sanghamitra died in the 59th year after her ordination, that being the ninth year of the reign of king Uttiya

તે બાદ ધર્મ પ્રચારાર્થે જે સંઘ[૬૯] ત્યાં મોકલ્યો હતો તેનું નેતૃત્વ આ બે ભાઇ બહેનનેજ સોંપાયું હતું ( ઇ. સ. પૂ. ૩૧૧ ) : ભિક્ષુ મહેંદ્ર કુમાર પોતાની ૭૮ વર્ષની ઉમરે સિલોનમાંજ પોતાનું દીક્ષા જીવન સંપૂર્ણ કરી, ૫૮ વર્ષનો દીક્ષા પર્યાય પાળીને ઇ. સ. પૂ. ૨૫૪ માં અને ભિખ્ખૂણી સંઘમિત્રા પોતાની ૭૭ વર્ષની ઉમરે ૫૯ વર્ષનો દીક્ષા[૭૦] પર્યાય પાળીને ઇ. સ. પૂ. ૨૫૩ માં દેવલોક પામ્યા હતાઃ ( જ્યારે સંઘમિત્રા સ્વર્ગવાસિની થઇ ત્યારે સિલોનપતિ,[૭૧] રાજા

( perhaps the successor of king Tishya ) Her brother Mahendra had passed in the previous year. (Asoka Smith P. 214).

( ૭૧ ) સિલોનપતિ રાજાઓની વંશાવલી; ઇ. એ. ૧૯૧૪ પૂ. ૧૬૯ તથા કે. હીં ઇમાંથી લઇને આ પ્રમાણે મેં સંશોધિત કરી છે.

| | મ. સં: મ. સં. | વર્ષ | ઇ. સ. પૂ. થી ઈ. સ. પૂ. |
|---|---|---|---|
| | [૧] [૨] | | |
| (૧) વિજય | ૬ થી ૪૪ | ૩૮ | ૫૨૦-૪૮૨ |
| (૨) ગાળો; ગેર વ્યવસ્થાનો કાળ. | ૪૪ – ૪૫ | ૧ | ૪૮૨-૪૮૧ |
| | [૩] | | |
| (૩) પાંડુવાસ. | ૪૫ – ૭૫ | ૩૦ | ૪૮૧ ૪૫૧ |
| | ૭૫ - ૯૫ | ૨૦ | ૪૫૧-૪૩૧ |
| | [૪] | | |
| (૪) અભય. | ૯૫ - ૧૬૦ | ૬૫ | ૪૩૧–૩૬૬ |
| | [૫] | | |
| (૫) પંકુડક લુંટારો. | ૧૬૦ –૨૧૭ | ૫૭ | ૩૬૬–૩૦૯ |
| (૬) મુટાસીવ (ગેરવ્યવસ્થાનો કાળ ) કે કોઇ અજ્ઞાત રાજા. | ૨૧૭ -૨૨૩ | ૬ | ૩૦૯–૩૦૩ |
| | [૬] | | |
| (૭) તિસ્સા [૭] | ૨૨૩ ૨૬૩ | ૪૦ | ૩૦૩ ૨૬૩ |
| (૮) ઉત્તિય. | ૨૬૩ - ૨૭૩ | ૧૦ | ૨૬૩–૨૫૩ |

ઇ. એ. ૧૯૧૪ પૃ. ૧૬૯ ટી ૮૩ ( તથા કે. હિ. ઇં: મહાવંશ ૭: ૫૧ ) માંની હકીકતના આધારે:—

[ ૧ ] અજાતશત્રુના રાજ્યે આઠમા વર્ષે એટલે ૫૨૮–૮=ઇ. સ. પૂ. ૫૨૦.

[ ૨ ] ઉદાયનના રાજ્યના ૧૪ મા વર્ષે એટલે ૪૯૬–૧૪=ઇ. સ. પૂ. ૪૮૨.

[ ૩ ] નાગદશકના રાજ્યે ૨૧ મા વર્ષે એટલે ૪૭૨–૨૧=ઇ. સ. પૂ. ૪૫૧.

[ ૪ ] પોતે આશરે ૭૦ વર્ષનું રાજ્ય કરી ચંદ્રગુપ્તના રાજ્યે ૧૪ મા વર્ષે ( એટલે ૩૮૨ ૧૪=આશરે ૩૬૮ ની સાલ થઇ ) મરણ પામ્યો હતો.

[ ૫ ] અશોકના રાજ્યાભિષેક પછી સત્તરમે વર્ષે ( એટલે ઇ. સ. પૂ. ૩૨૬–૧૭=૩૦૯ માં ) આશરે સાઠ વર્ષનું રાજ્ય કરી મરણ પામ્યો હતો.

[ ૬ ] અશોકના ( પ્રિયદર્શિન શબ્દ છે ) રાજ્યે છવીસમાં વર્ષે ( એટલે ઇ. સ. પૂ. ૨૮૯–૨૬=ઇ. સ. પૂ. ૨૬૩માં ) તે મરણ પામ્યો હતો.

[ ૭ ] તિસ્સા નામની બે વ્યક્તિઓ છે. ( ૧ ) અશોકનો પોતાનો જ ભાઇ: તે તેના રાજ્યના આઠમા વર્ષે મરણ પામ્યો છે એટલે કે અશોકનું રાજ્ય ૨૪ વર્ષ છે. ( ૪૧ વર્ષનું તેનું રાજ્ય ગણાયું છે. તેમાંથી રાજ્યાભિષેકની પહેલાંના ચાર વર્ષ અને રીજંટ તરીકેના તેર એમ મળી સત્તર બાદ કરતાં બાકી રહ્યા તે ) તે હિસાબે ઇ. સ. પૂ. ૩૨૬–૮=૩૧૮માં મરણ થયું કહેવાય ( જુઓ ઉપરમાં ટી. ૬૧અ ) (૨) અને બીજો તિસ્સા તે સિંહલપતિ: તેનો રાજ્ય અમલ ઇ. સ. પૂ. ૩૦૩થી ૨૬૩=૪૦ વર્ષ છે ( જુઓ ઉપરની વંશાવલી ): સાર એ થયો કે, આ બન્ને તિસ્સા સમ્રાટ અશોકના સહસમયી જ કહેવાય. ભલે પછી થોડા થોડા વર્ષ સુધી સહસમયી રહ્યા હોય. ( મારૂં માનવું એમ થાય છે કે, સિલોનપતિનું નામ તો તિસ્સા ખરૂં જ: બાકી અશોકના ભાઇનું નામ જે તિસ્સા તે તો જોડી કાઢ્યું સમજાય છે. છતાં તેનું નામ ખરૂં જ હોય તો પણ તિષ્ય હોવું જોઇએ, નહીં કે તિસ્સા: અને વિદ્વાનોએ તિષ્ય અને તિસ્સા એકજ વ્યક્તિ ઠરાવી દીધી સમજાય છે ( આ મારા અનુમાન માટ નીચેનું ટી. નં. ૮૮ નું લખાણ સરખાવો.

અશોકના નાનાભાઇ તિસ્સાનું મરણ ઇ. સ. પૂ. ૩૧૮ ( ૩૨૬-૮-૩૧૮ ) છે જયારે સિલોનપતિ તિસ્સાનું મરણ ઇ. સ. પૂ. ૨૬૩ માં છે.

( ૭૨ ) જુઓ ઉપરની ટી. નં. ૭૧.

( ૭૩ ) જુઓ ઉપરની ટીકા નં. ૭૧.

( ૭૪ ) સમ્રાટ અશોકે તેને ઉત્તરાધિકારી નીમ્યો હશે એમ તો ચોક્કસ છે જ. કેમકે નાગાર્જુન ગુફાના

તિસ્સાનું[૭૨] મરણુ નીપજયાને અને રાજા ઉત્તીયને ગાદીએ આવ્યાને નવમું વરસ[૭૩] ચાલતું હતું. ( ૪ ) દશરથ[૭૪]–આનો જન્મ કઇ રાણીને પેટે અને ક્યારે થયો તે ચોક્કસ કરવાને કાંઇ સાધન નથી. પણ અનુમાન કરી શકાય છે કે તે કુમાર કુણાલથી કોઇ નાના પુત્રનો કુંવર હશે[૭૫] અને મહારાજા અશોકે, કુણાલના અંધ થવાથી, તેમજ કુમાર મહેંદ્રે સાધુ પણું લેવાથી, પોતાની પાછળ ગાદી વારસ તરીકે તે મગધપતિ થાય એમ ઇચ્છા ધારી રાખી હશે. પણ કુદરતના ગર્ભમાં અનેક તાજુબીઓ ભરેલી પડી હોય છે; તેમ જ્યારે તેનો ઉત્તરાધિકારી તો કુણાલ પુત્ર–સંપ્રતિ[૭૬] થયો, ત્યારે કુમાર દશરથનો ઉંચો દરજ્જો સાચવવાને, મહારાજા અશોકે પોતાના ( Regent તરીકેના ) વહીવટ દરમ્યાન તેને મગધ પ્રાંતનો[૭૭] સૂબો નીમી ( મ. સં. ૨૨૩ = ઇ. સ. પૂ. ૩૦૪ )

લેખથી સ્પષ્ટ સમજાય છે કે, અશોક પછી તે ગાદીએ બેઠો છે. તેમ બીજી બાજુ એ પણ નિર્વિવાદિત છે કે (જુઓ સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન) અશોક પછી મુખ્ય ગાદીએ તો પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિજ બેસેલ છે. વળી એમ પણ જણાયું છે કે, શુંગવંશી સમ્રાટોએ પાટલિપુત્ર ઉપર ચડાઇ કરીને મૌર્યવંશનો નાશ પણ કર્યો હતો. આ સર્વ સંજોગોનો વિચાર કરતાં એજ સમાધાન ઉપર જવું પડે છે કે, દશરથ રાજાથી મૌર્યવંશની કોઇ જુદીજ શાખા નીકળી હોય.

તો વળી પ્રશ્ન એ થાય છે કે, અશોક અને દશરથનો સંબંધ શું હોઇ શકે ( જુઓ નીચેની ટી. નં. ૯૨ ) પોતે નાગાર્જુન ગુફાના દાનમાં પોતાને અશોકના પૌત્ર તરીકે ઓળખાવે છે. તો તો તેને કુણાલનો પુત્ર કહેવાય અને તે પોતે જ યુવરાજ ઠરે. એટલે અશોકના પછી તો તે મુખ્ય ગાદી ઉપર બિરાજે; પણ તેમ તો થયું નથી અને તેને બદલે મુખ્ય ગાદી ઉપર તો પ્રિયદર્શિન આવ્યો છે. કદાચ તેને કુણાલનો પુત્ર–એટલે કે યુવરાજ પ્રિયદર્શિનથી નાનો પુત્ર ગણો તો, તે અશોકનો પૌત્ર તો જરૂર કહેવાયજ: પણ પ્રિયદર્શિન રાજ્યના અમલે મગધના સૂબા તરીકે ( નાગાર્જુન ગુફા મગધ દેશમાં આવી છે તેથી) રહેવાથી, તે પોતાને " અશોકના પૌત્ર " તરીકે ઓળખાવવાને બદલે " પ્રિયદર્શિનના ભાઇ " તરીકે ઓળખાવત. પણ તેમ ન કરતાં જ્યારે તે પોતાને "અશોકના પૌત્ર" તરીકે જ ઓળખાવે છે ત્યારે તેને અશોકેજ મગધની ગાદી ઉપર નીમ્યો હોવો જોઇએ, એમ સહજ નિર્ણય કરી જવાય છે. ( વિશેષ માટે જુઓ પુસ્તકના અંતે જોડેલું પરિશિષ્ટ તથા નીચેની ટી. નં. ૭૩ )

( ૭૩ ) ડો. ભાંડારકર રચિત અશોક પૃ. ૭ ( grandson of Asoka=અશોકનો પૌત્ર ) જ. બો, બેં. રો. એ. સો. પુ. ૨૦ પૃ ૩૬૭ : જે સાલમાં પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક થયો, તેજ સાલમાં દશરથને મગધની ગાદી મળી હોય, તો જેટલા વર્ષ પ્રિયદર્શિનના રાજ્ય અમલને થયા ગણાય, તેટલાજ દશરથના રાજ્યને પણ થયા કહેવાય. એટલેજ નાગાર્જુનની ગુફામાં જે પોતાના રાજ્યે ૨૬ મા વર્ષે દાન દીધાના સમયનો આંક દર્શાવ્યો છે, તે પ્રિયદર્શિન રાજાના રાજ્યના સમયને મળતો થાય છે. જેથી, દશરથ અને પ્રિયદર્શિન બન્ને એકજ હોવા જોઇએ, એમ અનેકનું માનવું થયું છે અને થાયજ. પણ વિશેષ અભ્યાસથી જણાય છે કે તે તો પ્રિયદર્શિનના કાકાનો દિકરો થાય છે. સવાલ એ થાય છે કે દશરથ કુમારે જો " પોતાના રાજ્યે આટલા વરસે " એવા શબ્દ વાપર્યા હોય તો, પછી તે સૂબો ન કહેવાય, પણ સ્વતંત્ર રાજાજ કહેવાય. અને તેમને જુદો પ્રાંત કાઢી આપીને સમ્રાટ અશોકેજ તેને ગાદી ઉપર સ્થાપિત કર્યો કહેવાય. ( વળી જુઓ ઉપરની ટીકા નં. ૭૨ તથા આ પુસ્તકના અંતે જોડેલું પરિશિષ્ટ )

( ૭૪ ) જુઓ ઉપરની ટીકા નં ૭૨

( ૭૫ ) જુઓ આ પુસ્તકના અંતે તેમનું સ્વતંત્ર પરિશિષ્ટ

( ૭૬ ) કુણાલપુત્ર પ્રિયદર્શિનનું ટૂંકું નામ જૈન ગ્રંથમાં " સંપતિ " આપેલ છે.

( ૭૭ ) મુખ્ય શાખાની ગાદી ( વિશેષ માટે જુઓ દ્વીતીય પરિચ્છેદે ) મગધના પાટલિપુત્રમાંથી અવંતિદેશમાં વિદિશા અને ઉજૈની લઇ જવામાં આવી હતી; અને મગધના સૂબાની રાજધાની પાટલિપુત્ર તરીકે ચાલુ જ રાખી હતી. આ શાખાને શુંગ વંશી સમ્રાટે પાટલિપુત્રનો નાશ કરી મગધને પોતાના રાજ્યનો–અવંતિમાં તે વખતે ગાદી હતી તેથી અવંતિ રાજ્યનો–એક ભાગ ગણાવ્યો હતો. એટલે ત્યારથી આ શાખા

સંતોષ પકડયો હતો. અને સમ્રાટ સંપ્રતિએ ગાદીપતિ થતાં, પોતાના દાદાએ ભરેલું પગલું, યથાસ્થિત નિભાવ્યે રાખ્યું હતું: એટલુંજ નહીં પણ માનવાને કારણ મળે છે કે પોતાના કાકાના પુત્ર કુમાર દશરથનો દેહ વિલય થતાં, મગધના સૂબા તરીકે, પોતાના બીજા નાના ભાઇ શાલિશુકને[૭૮] નીમી મગધની જૂદીજ શાખા ( મૌર્યવંશની મુખ્ય શાખા તે સમ્રાટવાળી, એટલી પોતાની અને બીજી શાખા તે આ મગધના સૂબાની ) ચાલુ રાખી હતી. આ દશરથે પોતાના વહીવટ દરમ્યાન, કેટલીક પાર્વતીય ગુફાઓ[૭૯] આજીવિક મતના શ્રમણોના વસવાટ માટે દાન કરી હતી. અને જ્યારે તે મરણ પામ્યો ત્યારે સમ્રાટ પ્રિયદર્શિને, પોતાનો ભાઇ શાલિશુક કે જેને પ્રથમ સૌરાષ્ટ્રનો સૂબો નીમ્યો હતો તેને મગધના સૂબા પદે નીમ્યો હતો. ( જુઓ આગળના પરિચ્છેદે. )

સમ્રાટ અશોકના ભાઇઓની સંખ્યા બાબતમાં બહુ મતભેદ જેવું છે. જે કોઇક ગ્રંથોમાં મહારાજા બિંદુસારને સો પુત્રો હોવાનું જણાવ્યું છે તે કેવું હાસ્યાપદ છે, તે આપણે બિંદુસારના જીવન વૃત્તાંતે બતાવી ગયા છીએ: એટલે હાલ તો એટલુંજ સ્વીકાર્ય થઇ શકે કે તેને પુત્રોની સારી જેવી સંખ્યા જરૂર હશેજ. તેના મોટા ભાઇ એટલે બિંદુસારના યુવરાજના ફેજ વિશે પણ આગળ લખાઇ ગયું છે. તેમ બીજા એક ભાઇ વિશે સાહિત્યમાંથી ( મુખ્યતાએ બૌદ્ધ ગ્રંથોમાંથી ) જે ઉલ્લેખ મળે છે તેનું નામ કુમાર તિસ્સા[૮૦] હતું: તેનો જન્મ. મ. સં. ૧૭૬ = ઇ. પૂ. ૩૫૧ માં હતો. તેના ઉપર મહારાજા અશોકનો બહુજ પ્રેમ હતો; જ્યારે કુમાર કુણાલને, પટરાણી તિષ્યરક્ષિતાની આંખથી દૂર રાખવાની જરૂરિઆત ઉભી થઇ હતી, ત્યારે આ રાજ્ય નિષ્ટ અને કુટુંબ ભક્ત બાંધવમાંજ સંપૂર્ણ વિશ્વાસ રાખીને, તેને કુણાલના વાલી-રક્ષક તરીકે ઉજૈની મોકલ્યો હતો: તે પોતાના પેટના જણ્યા માફક કુણાલનું પાલન કરતો હતો: પાછળથી જ્યારે પંજાબમાં બળવો જાગ્યો ત્યારે તે સમાવવા સમ્રાટે તેને ત્યાં મોકલેલ. જ્યાં તેનું મરણ ઇ. સ. પૂ. ૩૧૯ = મ. સં. ૨૦૮ માં થયું હતું. અને વિશેષ અભ્યાસ તથા ચિંતનથી એમ પણ જણાય છે કે, આ કુમારના પુત્ર દશરથને સમ્રાટ અશોકે પાછળથી પોતાના ઉત્તરાધિકારી તરીકે નીમ્યો

બંધ પડી પણ કહી શકાય.

( ૭૮ )ઉપરના પૃ. ૨૬૨ નું વંશવૃક્ષ જુઓ.

( ૭૯ ) જેને નાગાર્જુની ગુફાઓ કહેવાય છે.

( ૮૦ ) જૈન ગ્રંથોમાં એક ભાઇનું નામ માધવસિંહ નીકળે છે કે જેને કુમાર કુણાલના વાલી તરીકે ઉજ્જયિની મોકલ્યો હતો : એટલે તે આધારે આ બન્ને પુરૂષો એકજ વ્યકિત હોવાનું ગણ્યું છે ( જીવનના કેટલાક બનાવો ઉપરથી ) જુઓ ઉપરની ટી. નં. ૨૮

સરખાવો સિલોનપતિની વંશાવળી ટી. નં. ૭૧ વાળી.

Ind. Ant. 1914 P. 179 ( Mahavamsha V. 102 ) It is said Tissa died in **Asoka's 26th year.** ( It ought to be **Priyadarshin** ) but in M, vii 32 in his 8th year ( 8th year after coronation or say conversion ) ( Note: the first Tissa is the king of Ceylon while the other one is king Asoka's brother. The references given here are taken to be wrong as the author has mistaken one Tissa for the other )=ઇં. એ. ૧૯૧૪. પૃ. ૧૭૯ ( મહાવંશ ૫ ૧૦૨ ) અશોક-રાજ્યના (પ્રિયદર્શિન લખવું જોઇએ) ૨૬મા વર્ષે તિસ્સાનું મરણ થયું કહેવાય છે: પણ મહાવંશ ૭. ૩૨ માં જણાવાયું છે કે, તેના રાજ્યના ( રાજ્યાભિષેક અથવા ધર્મપરિવર્તન કહો ) આઠમા વર્ષે થયું છે. ( ટીપ્પણ—પહેલો તિસ્સા તે સિંહલદ્વીપનો રાજા છે. જ્યારે બીજો તિસ્સા તે અશોક રાજાનો ભાઇ છે. એટલે અહીં જે ઉલ્લેખ કરાયા છે તે આડે રસ્તે દોરવનારા સમજવા, કેમકે લેખકે એક તિસ્સાને

હતો. પણ કુદરતે તેના માટે બીજુંજ ભવિષ્ય નિર્માણ કરેલું હોવાથી તેને મગધના સૂબા તરીકેજ રહેવું પડયું હતુ (જુઓ ઉપરમાં ટીકા નં. ૭૪.)

**નર્કાલય વિષે**

ઉપરના તેના કૌટુંબિક આત્મીય જનોની ઐહિક સ્થિતિથી સહજ સમજી શકાશે કે મહારાજા અશોક, ભલે હિંમતેમર્દ તથા બળાઢય હતો, છતાં કુટુંબ પ્રેમ તે કુટુંબ પ્રેમજ કહેવાયને ? એટલે તેને સખ્ત આઘાત થયો હતો અને ઠરીને બેસવાનું કોઇ ઠામ ન હોવાથી તેને પોતાની જીંદગી ખારી ઝેર જેવી લાગતી હતી. ખરેખર આ સમર્થ અને પરાક્રમી રાજાનું આવું જીવન જોતાં તેની દયા જ ખાવી પડે છે. આ પ્રમાણેના માનસિક ચિંતાના બોજાથી તેનું મન ઉદાસીન રહ્યા કરતું હતું. અને કાંઇ નજીવું કારણ મળતું તો પણ—એક તો પોતે ક્રોધી સ્વભાવનો હતો જ અને તેમાં કારણ મળતું તો—વિશેષ ગુસ્સે થતો, અને ન કરવાનું કરી બેસતો: આના પુરાવામાં આપણે તેના તરફથી થયેલ **નર્કાલય**ની સ્થાપના તરફ નજર દોડાવવી પડે છે. અને જે કોઇક ઠેકાણે[૮૧] એમ વાંચવામાં આવે છે કે તેણે પોતાની પાંચસો રાણીઓને તથા પાંચસો અમાત્યને મારી નંખાવ્યા હતા તે પણ આ ક્રોધના જ અવશેષો સમજવા: જે કારણથી તેને **ચંડાશોક**[૮૨]ના ઉપનામથી ગ્રંથકારોએ સંબોધ્યો લાગે છે: પણ સર કનિંગહામના મતથી એમ જણાય છે કે તેણે ગ્રીક લશ્કર ( સિંકદરશાહના હિંદ છોડયા બાદ જે સરદારો તથા લશ્કર હિંદમાં રહ્યાં હતાં તે ) ઉપર ગુજારેલા જુલ્મ અને કત્લને લીધે[૮૩] તે બનવાજોગ છે.

સાંપ્રત વિદ્વાનોનું માનવું એમ થાય છે—કે સમ્રાટ અશોકે દોષિત પુરૂષોને દંડ આપવા માટે જે કારાગૃહ—નર્કાલય ઉઘાડયું હતું તે, પોતાની રાજધાની પાટલિપુત્ર નગરમાં હતું. જ્યારે, હયુએનશાંગે આપેલી માહિતી ઉપરથી[૮૪] તો તે, ઉજ્જૈની નગરીમાં હોવાનું સંભવે છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, શું તેણે આ બધો અત્યાચાર પોતે અવંતિના સૂબાપદે હતો ત્યારે આદર્યો હશે ? કે પોતે પાટલિપુત્રજ રહીને, આવા દંડિત વ્યક્તિઓને ઉજૈની મોકલી દેતો હશે ? કે પછી તેના સમયે બે રાજનગરો ઠરાવાયાં હતાં ? આ બાબત ઉપર વિશેષ પ્રકાશ પાડવાની જરૂરિઆત રહે છે.

ગમે તે હોય પણ એક વાત તો સિદ્ધ થાય છેજ કે, રાજા અશોકના સમયે, વિદિશા કરતાં ઉજૈનીનું મહત્ત્વ વિશેષ હતુંજ. અને પોતે પણ ઉજૈનીમાંજ રહેતો હતો. જો કે વિદિશાનો મહિમા સમ્રાટ ચંદ્રગુપ્તના સમયથી વિશેષપણે આગળ પડતો થતો જતો હતો.

વળી આ નરકાલય વિશે એમ કહેવાય છે

બીજો ધારીને લખાણ કર્યે રાખ્યું છે.

(૮૧) વળી જુઓ ઉપર ટી. નં. ૫૬ તથા નં. ૧૩: મૌર્ય. સામ્રા. ઇતિ. પૃ. ૪૯૧ ( દિવ્યાવદાનમાં લખેલ ઘટનાથી સમજાય છે કે, એક વખત અશોકે ક્રોધાવેશમાં પોતાની તલવારથી પાંચસો અમાત્યના ધડ ઉડાવી દીધા હતા તથા પોતાની પાંચસો રાણીઓને જીવતી બાળી દીધી હતી ( સંખ્યામાં અતિશયોકતી લાગે છે. બાકી આ પ્રકારનું ઘાતકી કાર્ય તો તેના હાથે થયું હોય એમ સંભવિત છે ) વળી જુઓ ૨૬૧

(૮૨) જુઓ ઉપરમાં પૃ. ૨૫૦ ની હકીકત તથા નીચેની ટી. ૮૩.

(૮૩) ઉપરના સપ્તમ પરિચ્છેદે ટી. નં. ૫૦ જુઓ. The Bhilsa Topes. P. 87:—the expulsion of the Greek troops and the slaughter of their chiefs ( Justin xv. 4. )

(૮૪) Rec. West. World Pt II. P.270 " Not far from the city ( of Ujjain ) is a stupa where Asokaraja made the hell of punishment. "

કે, ત્યાં રાજા અશોકે એક ચાંડાળને ગોઠવ્યો હતો અને તેને એવી આજ્ઞા ફરમાવી હતી કે તે રસ્તે થઇને જે કોઇ નીકળે, તેને વિના હુકમે અને વિના તપાસે એકદમ મારી નાંખવો. મારી નાંખવામાં શિરચ્છેદ કરાતો હતો કે તેને ઉકળતા તેલના કઢામાં હડસેલી દેવામાં આવતો હતો તે બરાબર જણાવાયું નથી. પણ પાછલી રીતિ અમલમાં હશે એમ સંભવિત જણાય છે.

એકદા એમ બન્યું હતું કે કોઇ બૌદ્ધ ભિક્ષુકને ઉપરના હુકમ પ્રમાણે મારી નાંખવાનો પ્રસંગ ઉભો થયો હતો–કહેવાય છે કે, રાજાને તેનાં મનુષ્યહત્યાના આવાં ક્રૂર પગલાંમાંથી નિવૃત્ત કરવાને તેના ધર્મના અગ્રગણ્ય ધર્માત્માએ આવો તાગડો ગોઠવ્યો હતો–અને જેવો તે ભિક્ષુકને ઉકળતા તેલના તાવડામાં ફેંકયો કે તે તેલ તદ્દન ઠરી ગયું અને તાવડાના મધ્યમાં તે ભિક્ષુક એક દૈવી પુરૂષ તરીકે શાંત મુદ્રાધારી ઉભો રહેલ નજરે પડયો. આ ચમત્કાર જોઇ પેલો નિયુકત કર્મચારી–ચાંડાળ આશ્ચર્ય પામ્યો અને જે હકીકત બની હતી તેની યથા રૂપે જાણ કરવા સમ્રાટ પાસે પોતે દોડી ગયો. રાજાને પણ વાત સાંભળીને અચંબો થયો. અને ત્યાં જાતે જઇને જોવા ઇચ્છા દર્શાવી. એટલે રાજા અને ચંડાળ બન્ને તે નર્કાલયે આવ્યા. અને જે પ્રમાણે ચાંડાળે નિવેદન કર્યું હતું તેજ પ્રમાણે બધી પરિસ્થિતિ રાજાએ નજરો નજર જોઇ. પછી રાજા વિચાર કરતો કરતો મૂંગોમૂંગો ત્યાંથી પાછો ફરવા લાગ્યો. એટલે ચાંડાળે રાજાને અટકાવ્યો અને બે હાથ જોડી વિનંતી કરી કે, શ્રી હજુર, આપસાહેબ હવે અહીંથી પાછા જઇ શકશો નહીં. આપે પણ આ તાવડામાં જ પડીને મરણ શરણ થવું પડશે. કેમકે આપની જ આજ્ઞા છે કે, જે કોઇ મનુષ્ય આ રસ્તેથી

( ૮૫ ) ( ૧ ) નીચેની ટી. નં. ૮૬ માં મહાવંશના ઉતારાના શબ્દો જુઓ ( fourth year of his reign ).

( ૨ ) જૈન ધર્મના ગ્રંથોમાં પણ અશોકનું નામ નથી; તેનું કારણ હવે સમજાય છે કે, રાજ્યાભિષેક થયા પહેલાં ( એટલે કે તેના બાપ સમ્રાટ બિંદુસારના મરણ બાદ ચાર વર્ષ થયાં તે પહેલા ) જ તેણે ધર્મપલટો કર્યો હતો ( અત્યાર સુધી કયો ધર્મ પાળતો હશે તે માટે નીચેની પેટી ટી. ૫ તથા ટીકા નં. ૮૬ જુઓ )

( ૩ ) ( Asoka, Mysore revised 2nd Edi vol I P. 290 & seq. ): પ્રથમ તે જૈનધર્મી હતો ( vide:- Jainism on the Early faith of Asoka by Ed. Thomas ) તેમજ અકબરના પ્રધાન અબુલ્ફઝલની આઇને અકબરી ઉપરથી સાબિત થાય છે કે Asoka introduced Jainism into Kashamir, which is confirmed by Raja tarangini or Brahamanical history of Kashamir, recording that Asoka brought in the Jain Shashan : જૈનીઝમ ઓન ધી અર્લીફેઇથ ઓફ અશોક, કર્ત્તા એડવર્ડ થોમસ; આ નામના ગ્રંથનો આધાર લઇને, માઇસુરમાં પ્રગટ થયેલ અશોક નામના પુસ્તકની, બીજી સુધારેલી આવૃત્તિનું પુસ્તક પહેલું પૃ. ૨૯૦ થી માંડીને જે વર્ણન લખાયું છે તેનાં આ પ્રમાણે શબ્દો છે. " કાશ્મિરમાં અશોકે જૈનધર્મ દાખલ કર્યો : આ હકીકતને રાજતરંગિણિ નામે જે વૈદિક સંપ્રદાયનો ગ્રંથ છે. તે ટેકો આપે છે અને તે ગ્રંથમાં લખ્યું છે કે, અશોકે તે દેશમાં " જૈન શાસન " પ્રવર્તાવ્યું હતું. "

આ લખાણ ઉપર મારા તરફની ટીકા રાજતંરગિણિમાં જે જૈનધર્મી અશોક કહ્યો છે. અને જેને થોમસ સાહેબે ટેકો આપ્યો છે ( જુઓ ઉપરના ઇંગ્રેજી વાકયના શબ્દો ) તે કાશ્મિરપતિ અશોકને ગોનંદ વંશનો કહ્યો છે ( જુઓ આ ટીપણમાં, નીચે નં. ૪ નું પેટા ટીપણ ) જેને આપણે ' નંદવંશ ' તરીકે ઓળખવો પડશે. એટલે કે જો તેને ' ધર્માશોક ' ના ઉપનામ સાથે લખાણ કર્યું હોય તો તે નંદ બીજો અથવા મહાપદ્મ ગણાય. પણ માત્ર ' અશોક ' શબ્દજ લખ્યો હોય તો ઘણું કરી નંદનવમો અથવા મહાનંદ ગણાય. પણ પાછું જ્યારે, તે પ્રાંત ઉપર પોતાના પુત્ર જાલૌકને સૂબો નીમ્યાનું લખેલ છે ત્યારે કદાચ નંદિવર્ધન અથવા નંદ પહેલો પણ સંભવિત દેખાય.

નીકળે તેને, વિના હુકમે અને વિના તપાસે મારી નાંખવો. અને આપ પણ એક મનુષ્ય છો વળી આ રસ્તે નીકળ્યા છો–કેમકે આ સ્થાનમાં આપ અત્રે પધાર્યા છો–એટલે આપના હુકમ પ્રમાણે મારે આપના પ્રત્યે પણ તેજ પ્રમાણે વર્તાવ કરવો રહે છે. માટે આપ હવે તૈયાર થઇ જાઓ. આ વાકય સાંભળતાં, રાજાને પોતાના હુકમમાં રહેલા બેવકુફીપણાનું ભાન આવ્યું. અને તુરત જ નર્કાલય બંધ કરવાનો હુકમ ફરમાવ્યો.

આ સર્વ અધિકાર સત્ય હોય વા કૃત્રિમ હોય વા અતિશયોકિત ભર્યો હોય, પણ એટલો તાત્પર્ય તેમાંથી જરૂર તારવી શકાય છે કે, રાજાએ પોતાની ભૂલ દેખી અને નર્કાલય બંધ કરાવી દીધું જ.

**તેનો ધર્મ.** તેના પિતા તથા દાદા જૈનધર્મી હતા અને પોતે પણ જ્યાં સુધી તિષ્યરક્ષિતા રાણી સાથે લગ્ન કર્યું હતું નહીં ત્યાં સુધી જૈનધર્મીજ હતો. પણ આ રાણીના રૂપથી તે એટલો બધો મોહાંધ થયો હતો કે, તેણીના પડયા બોલ ઝીલી લેતો હતો ( જે માટે તેને પાછળની જીંદગીમાં બહુજ પશ્ચાતાપ પણ કરવો પડયો હતો ) અને તેથી તેણીના બૌદ્ધધર્મ પ્રત્યે આકર્ષાઇ તે ધર્મને અંગીકાર પણ કર્યો હતો. આ બનાવ રાજ્યગાદીએ આવ્યા પછી ચોથા વર્ષે અને રાજ્યાભિષેક પહેલાં ત્રણ ચાર મહિનેજ ૮૫થયો હતો. ( નહીં કે રાજ્યાભિષક પછી ૮૬ચોથે વર્ષે ) જો કે તેણે બૌદ્ધધર્મ અંગીકાર

( વિશેષ સમજુતી નીચેનું પેટા ટીપણ નં. ૪ જુઓ)

( ૪ ) મૌ. સા. ઇ. પૃ. ૫૩ ( on the authority of Narayan Shastri in his "Age of Shanker." Appendix I p. 60 "શંકરનો" યુગ છે તે નામનું જે પુસ્તક નારાયણ શાસ્ત્રીએ લખ્યું તેના પરિશિષ્ટ ૧ પૃ. ૬૦ નો હવાલો આપીને આ મૌ સા. ઇ. લેખકે જણાવ્યું છે કે ) " અશોક ( ધર્માશોક ) ઇશકા વર્ણન કલ્હણકી રાજતરંગિણિમેં મિલતા હૈ, યહ ગોનંદ વંશમેં ઉત્પન્ન હુઆ થા ( જો કે આ ગોનંદ ને નંદવંશ ધારીને, રાજા અશોકને નંદ પહેલો કે બીજો કે નવમો નંદ હોવાની સંભાવના દોરી છે–જુઓ ઉપરનું પેટા ટી. ૩ ) પણ અશોક પુત્ર જાલૌક તેની પાછળ ગાદીએ બેઠાનો ઉલ્લેખ નીકળે છે ત્યારે એમ અનુમાન ઉપર જવાય છે કે તે કાશ્મિર પતિ ધર્માશોક, ઇતિહાસ પ્રસિદ્ધ પ્રિયદર્શિન ઉર્ફે જૈન ધર્મી સમ્રાટ સંપ્રિતજ હશે, અને જેમ તેણે અન્ય પ્રાંતો ઉપર આર્યકુમારો,ને દેવકુમારોને સૂબા તરીકે નિર્મિત કરી દીધા હતા તેમ આ કાશ્મિરના પ્રાંત ઉપર પણ સ્વપુત્ર જાલૌકને નીમી દીધો હોય; અને આ અનુમાન કેટલા દરજજે ખરૂં છે, તે માટે જુઓ આ પુસ્તકના અંતભાગે, તેનું પરિશિષ્ટ )

( ૫ ) ઇ. એ. પુ. ૩૭ પૃ. ૩૪૨ : –Converted to Buddhism in 4th year after accession Then soon he was crowned in the same year ગાદી મળ્યા પછી ચોથા વર્ષમાં તેણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો, અને તે બાદ તુરતજ તેજ વર્ષમાં ( એટલે ગાદી મળ્યા પછી ચોથા વર્ષેજ ) તેનો રાજયાભિષેક થયો હતો : મતલબ કે તેના રાજ્યનું ચોથું વર્ષ ચાલતું હતું ત્યારે પ્રથમ તેણે ધર્મ પલટો કર્યો અને તે બાદ તુરતમાંજ રાજયાભિષેકની વિધિ થઇ હતી. ( જુઓ નીચેનું ટી. ૮૬ )

( ૮૬ ) આ માન્યતા, એટલે કે રાજયાભિષેક પછી ચોથા વર્ષે ધર્મ પલટાની, તો વિદ્વાનોએ સમ્રાટ પ્રિયદર્શિનના શિલાલેખના આધારે ગોઠવી દીધી છે. કારણ કે તેમણે અશોકનેજ પ્રિયદર્શિન માની લીધો છે. એટલે પ્રિયદર્શિનના સર્વે જીવન પ્રસંગો તેમણે અશોકના માની લીધા અને તે પ્રમાણે આ માન્યતાવાળું લખાણ કરી દીધું છે. બાકી મહાવંશમાં તો આ પ્રમાણેજ શબ્દો છે. તેમાં કયાંય પ્રિયદર્શિન એવું નામજ નથી. (Mahavamsa V. 189) Before he had been known as Chandasoka ( i. e. the fierce Asoka ) on account of his evil deeds afterwards he was known as Dhrmasoka ( i. e. the Pious Asoka ) on account of his virtuous deeds (મહાવંશ ૫. ૧૮૯ ) પ્રથમ તે ચંડાશોક (એટલે ઘાતકી અશોક)

કર્યો હતો.[૮૭] પણ તેમાં પ્રથમ બહુ શ્રદ્ધાવાન હોય તેમ જણાયું નથી; ઉલટું, જેમ જેમ રાણી તિષ્યરક્ષિતાની સાથેની પરણેતર જીંદગીનો પરિચય વધતો ગયો, તેમ તેમ તેની આંખ ઉઘડતી ગઇ અને જ્યારે તે રાણીને તેના દુષ્ચરિત્રને લીધે જીવતી બાળી નાંખી ત્યારે તો તેને તે ધર્મ ઉપરથી ( કદાચ તેના ધર્મ ગુરૂઓ ઉપરથી પણ હશે ) આસ્તા કાંઇક ડગમગુ થઇ જવા પામી હતી. તેવામાં તેના સહોદર અને પ્રિય બાંધવ તિસ્સાનું મરણ થતાં, તે સંસારથી પણ વિહ્વલ બની ગયો. આ પ્રમાણે તેના મનની ઢચુપચુ અને વ્યગ્ર સ્થિતિમાં, બૌદ્ધધર્મ ઉપર વેર વાળવા જેવી મનોદશાથી તેણે નરકાલય ઉભું કર્યું. છતાં તેની દારૂણ યાતનાઓથી પણ જ્યારે તેના મનને શાંતિ ન વળી, ત્યારે તો તેના ક્રોધે ઉલટી માઝા મૂકવા માંડી હતી. ( આ વખતેજ તેણે સિકંદરના સરદારોની પણ કત્લ કરી નાંખી હોય એમ સંભવે છે.[૮૮] અને ખરેખર તેમજ હતું. જુઓ પૃ. ૨૪૧ ઉપર ઈ. સ. પૂ. ૩૧૭ ના બળવાવાળી હકીકત ) અને બૌદ્ધ ધર્મ ઉપર કાંઇક તિરસ્કાર પણ પેદા થયો હશે. એટલે સંભવ છે કે તેણે, તિષ્યરક્ષિતાના પેટે જન્મેલ પોતાની પુત્રી સંઘ-

---

તરીકે ઓળખાતો કેમકે તેના કૃત્યો ક્રૂર હતાં; પણ પાછળથી તેનાં કૃત્યો શુભવૃત્તિવાળાં હોઇને તે ધર્માશોક =ધર્મી અશોક તરીકે ઓળખાવા લાગ્યો હતો; આ વાકય ઉપર કનિંગહામ સાહેબ ટીકા કરતાં પોતાના ' ભિલ્સા ટોપ્સ ' નામના પુસ્તકમાં જણાવે છે કે:— Mahawamsha places this change of name and character in the 7th year of Asoka's reign ( coronation જોઇએ ) and his conversion already in the 4th year ( અહીં reign જોઇએ ): these dates can not be reconciled with the epigraphical ones & must be erroneous=અશોકના નામમાં અને ચારિત્રમાં ચંડાશોક તરીકેના નામમાં ફેરફાર સમજવો, નહી કે ધર્માશોકના નામમાં; જે આ ફેરફાર થયો છે તે મહાવંશની કથા પ્રમાણે તેના રાજ્યના (રાજ્યાભિષેક બાદ જોઇએ ) સાતમા વર્ષે ( જુઓ ઉપરની ટીકા ૫૭ ) અને તેના ધર્મ પલટાની હકીકત તેના રાજ્યના ( ગાદી બેઠા પછી ) ચોથા વર્ષે બનવા પામ્યાં છે. આ તારીખો શિલાલેખમાં દર્શાવેલ સમય સાથે બંધબેસતી નથી. અને તેથી તે ભૂલભરેલી હશે એમ સમજાય છે ( મારી તરફની ટીકા: કયાંથી મળે, કારણ કે મહાવંશની હકીકત સમ્રાટ અશોકને લગતી છે, જયારે શિલાલેખની હકીકત સમ્રાટ પ્રિયદર્શિનને લગતી છે. અને બન્ને વ્યકિતઓજ ભિન્ન છે. એટલે એકની હકીકત બીજાને બંધબેસ્તી આવેજ શી રીતે ? બન્ને વ્યકિતઓ ભિન્ન છે, તે માટેના કારણોમાં આ હકીકત પણ એક સબળ પુરાવારૂપ ગણાવી શકાશે. આ હકીકત આગળ ઉપર આ પરિચ્છેદના અંતે વર્ણવવામાં આવનાર "પ્રિયદર્શિન અને અશોક ભિન્ન ભિન્ન છે" વાળા પારિગ્રાફમાં જોડીને વાંચવી.

( ૮૭ ) -' ધર્મ બદલ્યો ' તે શબ્દજ એમ સૂચન કરે છે કે, અગાઉ તે બૌદ્ધ ધર્મ સિવાયનો ધર્મ પાળનાર હતો. એટલે વૈદિક હોય કે જૈન ધર્માનુયાયી. પણ આપણે જોઇ ગયા છીએ કે, તેનો પિતામહ સમ્રાટ ચંદ્રગુપ્ત અને પિતા બિંદુસાર બન્ને જૈન ધર્મી હતા. એટલે સમ્રાટ અશોક પણ પ્રથમ તો જૈનધર્માનુયાયી જ હશે ( ઉપરની ટી. નં. ૮૫ ની પેટા ટીકા નં. ૩ તથા ૪ જુઓ: તથા સરખાવો તે જ ટીકાની પેટા ટીકાઓ નં. ૧, ૨ અને ૫: એટલે તુરત તેના સમયનો પાકો ખ્યાલ આવી જશે.

અહીં જૈનધર્મના આચાર્યોની ક્રિયાત્મક જાગૃતિ વિશે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, આ સમયે=ઇ. સ, પૂ. ૩૨૭=મ. સ, ૨૦૦ ( જ્યારે અશોકે ધર્મ પરિવર્તન કર્યું છે ત્યારે ) આચાર્ય શ્રી સ્થૂલભદ્રની શાસન સત્તા હતી, તો અશોક જેવો સમર્થ પુરૂષ જૈન ધર્મનો ત્યાગ કરે તે સમયે શું સ્થૂલભદ્રજીએ તેને સમજાવવા પ્રયત્ન નહીં કર્યો હોય ! અનુમાન કરાય છે કે કર્યો પણ હશે જ અને કરે પણ ખરા જ. છતાં બે સ્થિતિ વિચારવા રૂપ છે. (૧) સ્થૂલભદ્રજીની ઉપસ્થિતિ આ સમયે બિહાર એટલે મગધ દેશ તરફ હતી જ્યારે અશોકે ધર્મપલટ અવંતિમાં કરેલ છે એટલે કદાચ સ્થૂલભદ્રજી લાચાર બન્યા હોય: અથવા તો પોતાનો

મિત્રાને કોઇ રાજપુત્ર કે ઉંચા ઉમરાવની સાથે ન પરણાવતાં સાધારણ સ્થિતિના બૌદ્ધધર્મી કોઇ અગ્નિશર્મા વેરે પરણાવી દીધી. ( ઇ. સ. પૂ. ૩૧૬-૧૫ ) આ અરસામાં એક વિચિત્ર પરિસ્થિતિ ઉભી થઇ[૮૯] કે જેનાથી તેની આખી મનોદશાનું પરિવર્તન થયું અને ધર્મની શ્રદ્ધામાં પાછો હૃદયપલટો થયો. તે સ્થિતિ એ હતી, કે જે નરકાલય તેણે ઉભું કર્યું હતું, તેમાં એક બૌદ્ધ-ભિક્ષુકને, ઉકળતા તેલથી ભરેલી કડાઇમાં ફેંકી દઇ મારી નાંખવાની કાર-વાઇ થઇ રહી હતી. તેટલામાં નિયુકત કર્મચારી ચાંડાળે જેવો આ બૌદ્ધ-ભિક્ષુકને કડાઇમાં હડસેલી દીધો કે, તુરતજ તે કડાઇ તદ્દન ઠરીને ટાઢી હીમ જેવી થઇ ગઇ અને તે ભિક્ષુક તો જેમ કમળમાંથી એક મહાપુરૂષનો જન્મ થાય તેવી સ્થિતિમાંજ ઉભેલો સાદશ દેખાવા લાગ્યો. આ અદ્દભૂત બનાવની મહારાજા અશોકને ખબર કરવામાં આવતાં, પોતે ત્યાં દોડી આવ્યો ને તત્સત્યની ખાત્રી થતાં, પોતાના અપરાધોની માફી માંગી તે મહાપુરૂષને ક્ષમાવ્યા. ( આ બનાવ ઇ. સ. પૂ. ૩૧૪ માં બન્યો લાગે છે ) તુરતજ નરકાલયનો નાશ કરી ચારે તરફ વાતાવરણ શાંત કરી દીધું અને બૌદ્ધધર્મ પ્રત્યેની પોતાની આસ્થા દઢીભૂત કરી નાંખી. કુમાર મહેંદ્ર અને કુંવરી સંઘમિત્રા કે જેમનું મન પણ પોતાની માતાના મરણથી કાંઇક વિરક્ત થયું હતું, તેમાંય વળી સંઘમિત્રાના પતિએ સંસાર ત્યાગ કરી દીક્ષા ગ્રહણ[૯૦] કરી લીધી હતી એટલે તેણીને તો સંસાર ઉપરથી તદ્દન વિરકતીજ આવી ગઇ હતી. તેવામાં આવો વર્ણવાયેલ ચમત્કારિક બનાવ બનવાથી, જેમ મહા-

જે કોઇ પરિવાર અવંતિમાં સ્થિત હોય તે મારફત પ્રયાસ કરી જોયો પણ હોય, પણ પરિણામ ફળદાયી નીવડયું ન હોય ( ૨ ) આ ધર્મપલટાને રાણી તિષ્યરક્ષિતાની સાથે અશોકે કરેલાં લગ્ન સાથે સંબંધ છેઃ પછી ધર્મપલટો તે લગ્નના પરિણામ રૂપે હોય કે લગ્નના કારણ રૂપ હોય. વધારે સંભવ લગ્નના પરિણામ રૂપે હોવાનો છે. ગમે તેમ પણ આ પલટાથી અશોકની પટરાણી વિદિશાની વણિક પુત્રી અને કુમાર અને કુણાલની માતા (જુઓ ઉપરની ટી. નં. ૫૨-૫૩) ને સખ્ત આઘાત પહોંચ્યો હતો અને પતિ સાથે પાટલિપુત્ર ન જવાના ઠરાવ ઉપર આવવામાં કારણભૂત પણ બન્યો હતો. જો કે તેણીનું મરણ તો તે બાદ તુરત આવી પડેલ સુવાવડમાં લાગુ પડેલ માંદગીને લીધે જ થવા પામ્યું હતું. એટલે સમજાય છે કે, રાણી તિષ્યરક્ષિતાના રૂપમાં જ રાજા અશોક એટલો બધો લટ્ટુ બની ગયો હતો કે કોઇનું સાંભળવાની તેને તમા નહોતી. તો પછી ધર્માચાર્ય અને પટરાણીનું કહેવું પણ ઠોકરે માર્યું હોય, તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી વળી નારીપ્રેમ કોઇ એવી અજબ વસ્તુ છે કે ભલભલા ઋષિમુનિઓ પણ તે જાળમાં ફસાઇ ગયાનાં દષ્ટાંતો ઇતિહાસમાં નોંધાયલાં છે. આગળ ઉપર દક્ષિણમાંના ચોલવંશી જૈન રાજા પોતાની શૈવ ધર્મી રાણી અને મહાઅમાત્યની લાગવગનો ભોગ થઇ પડયાનો દષ્ટાંત ઇ. સ. ની અગીઆરમી સદીમાં જળવાઇ રહ્યાનું જણાયું છે. એટલે બનવા જોગ છે કે, કોઇની પણ સમજાવટ કારગત નીવડી શકી નહીં હોય. પણ વખત જતાં જ્યારે તિષ્યરક્ષિતાનો સ્વૈરાચાર ઉઘાડો પડયો ત્યારે જ તેને પશ્ચાતાપ થયો હતો અને બૌદ્ધ ધર્મ પ્રત્યે કાંઇક અનાદર ઉત્પન્ન થયો હતોઃ પણ તે તો રાંડયા પછીનું ડહાપણ જેવું હતું. તે સમયે પીછે હઠ કરે તો નાક કપાય તેમ હતું. વળી તે રાણીના જ પેટે જન્મેલ કુમાર મહેંદ્રે અને સંઘમિત્રાએ ( બૌદ્ધધર્મ ઉપરના અનુરાગને લીધે કે પોતાની જનેતાનું દુશ્ચારિત્ર પ્રગટ થઇ ગયાની શરમને લીધે, દીક્ષા લઇ ધાર્મિક જીંદગી ગાળવાનાં વૃત્ત લીધાં હતાં, એટલે તો રાજા એકદમ હતાશ થઇ ગયો હશે. આ પ્રમાણે તેની સ્થિતિ કલ્પી શકાય છે. વળી વિશેષ માટે મૂળ લખાણના પારિગ્રાફની હકીકત વાંચો.

( ૮૮ ) સિકંદરના મૂકેલા સરદારોની કત્લ કરી, ચંડાશોકે, પંજાબ સર કર્યું. ( જુઓ ઉપરની ટીકા નં. ૮૩ )

( ૮૯ ) ઉપરમાં ' નરકાલય ' વિશેની હકીકત જુઓ.

( ૯૦ ) જુઓ પૃ. ૨૬૩.

રાજાની મનોવૃત્તિમાં પરિવર્તન થઇ ગયું તેમ આ બન્ને ભાઇબ્હેનની વૈરાગ્યભાવના પણ બળવત્તર થઇ ગઇ અને દીક્ષા લેવાનું તેમને મન છે એમ મહારાજાને જાહેર કરી દીધું. મહારાજાએ પણ, હવે હૃદય કુણું થઇ ગયું હતું તેથી તુરતજ અનુમતિ આપી દીધી અને ઠાઠમાઠથી દીક્ષા અપાય તો સારૂ એવી ઇચ્છાથી, તે તે સમયના સર્વે બૌદ્ધાચાર્યનું મોટું સંમેલન ભરીને તેમની સમક્ષ દીક્ષા દેવાનું વિચાર્યું: તદનુસાર પોતાનાજ સાનિધ્યે અને ખરચે પાટલિપુત્રમાં, ઇતિહાસ પ્રસિદ્ધ ત્રીજી બૌદ્ધ મહાસભા[૯૧] બોલાવાઇ (ઇ. સ. પૂ. ૩૧૩ = મ. સં. ૨૧૪ ) અને તે પ્રસંગે કુમાર મહેંદ્ર અને કુંવરી સંઘમિત્રાને બૌદ્ધધર્મની દીક્ષા દેવાઇ. હવેથી અશોકને ધર્માશોકનું[૯૨] બિરૂદ અપાયું હોય તો વાસ્તવિક દેખાય છે. આ પછી તેણે બૌદ્ધધર્મના ઉન્નતિના ઘણાજ પ્રશંસનીય કાર્યો

( ૯૧ ) સ્મિ. અ. પૃ. ૨૨૧:-પોતાના રાજ્યે ૧૮ મા વર્ષે ( ૩૩--૧૮=ઇ. સ. પૂ. ૩૧૨-૧૩ ): Smith, Asoka P. 211:—Seventeen years and a half after the coronation of king. Asoka ( રાજ્યના ૧૭ાા વર્ષે એમ લખવું જોઇએ. )

મહાવંશ પ. ૨૩૦; અશોક રાજ્ય અમલે ૧૭મા વર્ષે: તે નવ માસ ચાલ્યું હતું: Mahavamsha V. 230:—In the 17th year of Asoka's reign. It lasted for 9 months.

( ૯૨ ) ઉપર ટી, નં. ૮૬ જુઓ. અને પોતાના ઉત્તરાધિકારી તરીકે કોને નીમવો ; તેની વિચારણા આવી પડી. કારણ કે કુણાલ અંધ હતો, મહેંદ્રે દીક્ષા લીધી હતી અને તે બ્રહ્મચારી હતો. કુણાલને કાંઇ સંતતિ હજુ સુધી પ્રાપ્ત થઇ નહોતી, એટલે કુમાર દશરથ તે અશોકનો પૌત્ર થાય, એ શિલા લેખ ઉપરથી જણાય છે એટલે શંકા રાખવાનું કારણ નથી જ. પણ તે કોનો પુત્ર તે કયાય જડતું નથી: અશોકના કોઇ બીજા પુત્રનો પુત્ર હોવો જોઇએ. ઉપર ટી. નં. ૭૪ તથા પુસ્તકને અંતે પરિશિષ્ટ જુઓ. ) આ બનાવ પછી તેનો હૃદયપલટો થયો છે. અને એક ધર્મી પુરૂષ તરીકે જીવન ગુજારવું શરૂ કર્યું છે. જુઓ ઉપરની ટીકા નં. ૮૫.

( ૯૩ ) Asoka, Smith P. 208:—The King Asoka commanded to erect 84000 edifices સ્મિ. અ. પૃ. ૨૦૮:—અશોક રાજાએ ૮૪૦૦૦ સ્તંભો ઊભા કરાવ્યા હતા: ( રે. વે. વર્લ્ડ પુ. ૧-૨ માં જે ઠેકાણે સ્તૂપોનું તથા સંખ્યાનું વર્ણન આપ્યું છે તેનો સરવાળો માંડીએ તો માંડ ૪૭ ૪૮ થાય છે, તો પછી ૮૪ શી રીતે થાય ? શું હ્યુએનશાંગ જેવાએ પણ તેની નોંધ લીધી નહીં, કે તેના સમયે આ બધાનો નાશ થઇ ગયો હતો ? મતલબ કે અતિશયોક્તિ જ દેખાય છે. )

The Bhilsa Topes by General Cunnigham:- the viharas built by Asoka are said to have been 84000 in 84000 cities ( both Brahamins and Buddhist ) but I reject the thousands and read simply 84 cities and 84 viharas "—ભિ. ટો. માં કનિંગહામ સાહેબ લખે છે કે ( પૃષ્ઠનો આંક આંકવો રહી ગયો છે. પણ ૧૦૮ ની પહેલાં બે પાનાંએ છે. ) ૮૪૦૦૦ શહેરોમાં ૮૪૦૦૦ મઠો ( બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્મના મળીને ) બંધાવ્યાનું કહેવાય છે ( તો તો એક એક શહેરે અકેક નંગ થયું કહેવાય: જ્યારે કેટલાય શહેરોનાં વર્ણનમાં તો અનેક સ્તૂપો બંધાવ્યાની હકીકત વાંચવામાં આવે છે-જુઓ રે. વે. વ. ના બન્ને પુસ્તકો-અને તેમ છે, ત્યારે શહેર અને મઠની સંખ્યાનો આંકડો મળતો આવી શકે જ નહીં. આ હકીકત જ સાબિતી આપે છે કે, સંખ્યામાં ગલતિ કે અતિશયોક્તિ કરાઇ છે-સરખાવો પૃ. ૧ પૃ. ૨૮૮ ની ટી. ૯૪ ની હકીકત. ) પણ હું પોતે 'હજાર'નો આંકડો મૂકી દઇ માત્ર તેને ૮૪-૮૪ શહેર અને મઠ તરીકે જ વાંચવાના મતવાળો છું.

મિ. ગ્લાઝેનાપે લખેલ "જૈનીઝમ" માં પણ ઉપર પ્રમાણે જ અભિપ્રાય દર્શાવ્યો છે. તે તો વિશેષમાં ઉમેરે છે કે, ૮૪ નો આંક જ હિંદુ જનતાને માનીતો થઇ પડયો લાગે છે.

( ૯૪ ) સ્મિ. નું અશોક પૃ. ૨૨૦ ( Asoka, Smith ( P. 220 ) :— Twelve years after the Bo-tree was sent to Ceylon, Asandhi-mitra, the beloved queen of Asoka



આકૃતિ નં. ૨૨–પૃષ્ઠ ૨૬૮



આકૃતિ નં. ૨૬–પૃષ્ઠ ૨૯૯



આકૃતિ નં. ૨૫–પૃષ્ઠ ૨૯૯

કરીને પોતાની બૌદ્ધધર્મની કીર્તિને દિગંત વ્યાપ્ત કરી મૂકી; તેમાંના કેટલાક કાર્યની અત્ર નોંધ કરવી આવશ્યક લાગે છે.

(૧) જ્યાં જ્યાં બૌદ્ધ-ધર્મના સ્થાપક ગૌતમબુદ્ધના જીવનના રહસ્ય પૂર્ણ બનાવો બનવાનાં સ્થળો હતાં ત્યાં ત્યાં તેનું સ્મરણ ચિહ્ન જળવાઇ રહે તે હેતુથી સ્તંભો[૯૩] ઉભા કરાવ્યા તથા (૨) જ્યાં બૌદ્ધધર્મના આચાર્યો વિશેષ સંખ્યામાં-સકળ ભારતવર્ષના એક ખૂણામાં, એટલે સિંહલદ્વીપમાં-હતા તેવા સિંહલદ્વીપમાં બોધિવૃક્ષ ( Bo-Tree ) ની સ્થાપના કરાવી[૯૪] ( ઇ. સ. પૂ. ૩૧૨-૧૩ ). અને તે બાદ (૩) ત્યાં ધર્મ પ્રત્યેની પોતાની ભક્તિ દર્શાવવા તથા પોતાથી થયેલ કરપીણ કૃત્યોના પશ્ચાતાપનું દર્શન કરાવવા, એક મોટો સંઘ ( mission ) મોકલ્યો. (૪) અને પોતાના પ્રતિનિધિ તરીકે, તે મહાસંઘના નેતાના પદે પોતાના પુત્ર પુત્રી-મહેંદ્ર અને સંઘમિત્રા જેઓ હવે તો સાધુત્વ પામવાથી ખરી રીતે પુત્રપુત્રીના સંસારી સંબંધથી મુક્ત થયેલાજ ગણાય-ને મોકલ્યાઃ અને રાજને શોભે તેવી

---

died ; four years after that, the king raised princess Tishya-rukshita to the dignity of Queen-consort; four years after, the destruction of the Bo-tree; and four years after, the end of Asoka's reign =સિલોનમાં બોધિવૃક્ષ મોકલવામાં આવ્યું તે બાદ બાર વર્ષે અશોકની પ્રિયતમા-રાણી અસંધિમિત્રા ( સેલ્યુકસ નિકેટોરની પુત્રી હોય એમ સમજાય છે ) મરણ પામી. તે બાદ ચાર વર્ષે તિષ્યરક્ષિતા ( જુઓ ટી. નં. ૫૭ ભૂલથી નામ દેવાયું લાગે છે ) નામની કુમારિકાને પટરાણી બનાવી ( આ શબ્દ સૂચવે છે કે, તે નાના પદે પ્રથમ હતી: એટલે રાણીની જે દાસી સાથે લગ્ન કર્યાનું જણાવાયું છે તે જ વ્યકિત આ કહેવાય ) અને પછી ચાર વર્ષે બોધિવૃક્ષનો નાશ થયો; અને તે બાદ વળી બીજા ચાર વર્ષે અશોકના રાજ્યનો અંત આવ્યો " આ નિર્દેશથી આપણે નીચે પ્રમાણે બનાવોનો સમય ગોઠવી શકાય છે.

| | ઇ. સ. પૂ. | | મ. સં. | | અંતર |
|---|---|---|---|---|---|
| અશોકના રાજ્યનો અંત ( જુઓ ઉપરમાં ) | ૨૮૯ | = | ૨૩૮ | - | ૦ |
| તેની પહેલાં ચાર વર્ષે-બોધિવૃક્ષનો નાશ | ૨૯૩ | = | ૨૩૪ | - | ૪ |
| તેની પહેલાં ચાર વર્ષે-અસંધિમિત્રાની કુમારિકા દાસીને પટરાણી પદે સ્થાપના થઇ; નહીં કે લગ્ન: લગ્ન કદાચ વર્ષ બેદ વર્ષ અગાઉ પણ થયું હોય -ચોક્કસ નહીં જુઓ નીચે * | ૨૯૭ | = | ૨૩૦ | - | ૪ |
| તે પહેલાં ચાર વર્ષે રાણી અસંધમિત્રા મરણ પામી. ૩૦૪ ઇ. સ. પૂ. માં સંધી થવાથી થવાથી લગ્ન થયું: અને તે બાદ વર્ષ ત્રણ જીવંત રહી છે-જુઓ પૃ. ૨૬૧ એટલે આ સાલ બરાબર છે. | ૩૦૧ | = | ૨૨૬ | - | ૪ |
| તે પહેલાં બાર વર્ષે બોધિવૃક્ષની સ્થાપના સિલોનમાં ( અથવા કહો કે હિંદમાંથી સિલોન તરફની સફર ) | ૩૧૧૧ | = | ૨૧૪ | - | ૧૨ |



---

* અસંધિમિત્રાની દાસી સાથેનું લગ્ન, રાણીના મરણ, બાદ ત્રીજા વર્ષે થયું હોવાનું જણાવાયું છે ( જુઓ પૃ. ૨૬૧ ) એટલે તેનો સમય ૩૦૧-૩=૨૯૮ ઇ. સ. પૂ. થયો અને પટરાણી પદે સ્થાપના ૨૯૭ માં છે: જેથી એમ થયું કે લગ્ન થયા બાદ એક વર્ષે ( નહીં કે તુરત [જ ) તેણીનો દરજ્જો વધારવામાં આવ્યો છે.

( ૧ ) બૌદ્ધધર્મની ત્રીજી મહાસભાનું અધિવેશન પણ ઇ. સ. પૂ. ૩૧૩ માં થયું છે: પ્રથમ સભા અને તે બાદ બે ચાર માસમાં જ બોધિવૃક્ષની સ્થાપના: બન્ને ( અધિવેશન તથા વૃક્ષની સ્થાપના ) બનાવ એક જ વર્ષમાં છે;

સંપૂર્ણ સામગ્રી અને ઠાઠમાઠ સાથે, તેમને વિદાય કર્યા. આ વિદાયગીરી, સ્થળ માર્ગે ન કરતાં, જ્યાં ગોદાવરી નદીનું મુખ છે, ત્યાં આગળથી દરિયા માર્ગે કરવામાં આવી છે. ( કારણ માટે આગળ જુઓ. )

**રાજ્ય વિસ્તાર.** બિંદુસાર બહુ નબળો હોવાથી, તેના સમયે ઘણાં રાજ્યો મગધની સત્તા તળેથી છૂટા પડીને સ્વતંત્ર થઇ ગયાં હતાં તે આપણે જોઇ ગયા છીએ. એટલે મગધનું સામ્રાજ્ય જે ચંદ્રગુપ્તના સમયે લગભગ સારાયે ભારતવર્ષમાં પથરાઇ ગયું હતું, તે અશોકવર્ધને જ્યારે રાજ્યની લગામ હાથમાં લીધી ત્યારે બહુજ સંકુચિત હદમાં આવી ગયું હતું. એટલે તેની ઉમેદ રાજ્યાભિષેક થયા બાદ બધે અનુક્રમવાર જાતે જઇ, એક પછી એક તાબે કરીને પાછું જેવું ને તેવું સામ્રાજ્ય મજબૂત બનાવી દેવાની હતી. પણ તેનું નશીબ બે ડગલા આગળ હતું.

આ બાજુ સિકંદરશાહે જેવી પીઠ ફેરવીને હિંદની ભૂમી છોડી દીધી એટલે અશોકે પોતાના રાજ્યાભિષેકની તૈયારી[૯૫] કરવા માંડી; અને તે પ્રસંગ બનતા વૈભવથી ઉકેલ્યો પણ ખરો. પણ બીજી બાજુ સિકંદરશાહે પંજાબના જે પ્રાંતો જીતી લઇને પોતાના સરદારોના આધિપત્ય નીચે સુપ્રત કર્યા હતા, તેઓ તથા પંજાબનાં બે નાના દેશીરાજ્યો ( પૌરસ રાજા અને અંભિ રાજાનાં ) એકબીજાની સાથે અંદર અંદર, વિશેષ સત્તા મેળવવા માટે લડી પડવા મંડયા હતા. તેનો લાભ લઇને અશોકે તે બધાને જીતી લઇ, પોતાની સત્તા ત્યાં મજબૂત કરી દીધી. આમાં કેટલાયની કત્લ પણ થઇ ગઇ ને કેટલાય નાશી છૂટયા.[૯૬] (આ પ્રસ્તાવનું વિસ્તૃત વર્ણન ઉપર લખાઇ ગયું છે. તે જુઓ ) એટલે અશોકને કળ વળી કે હવે આપણે પરદેશી હુમલામાંથી છૂટયા. પણ વાસ્તવિક સ્થિતિ તેમ નહોતી. કેમકે, સિકંદરશાહની ગાદીએ, તેના મરણ પછી તેનો એક મોટો

( ૯૫ ) ઇ. હિ. કવૉ. પુ. ૫, ૧૯૨૯ પૃ. ૯:- એ ઉપરથી ધારી શકાય છે કે જેવી ( ઇ. સ. પૂ. ૩૨૬ નો સપ્ટેંબર ) અલેકઝાંડરે પોતાની પીઠ હિંદ તરફ ફેરવી કે તુરત જ તેની સામે ( તેની સત્તાની સામે ) એક સામાન્ય બળવો થયો. અને સેંડ્રેકોટસનો રાજ્યાભિષેક પણ તેજ સમયે કે, તેની અગાઉ તુરત જ પાટલિપુત્રમાં થયો હતો (સપ્તમ પરિચ્છેદની હકીકતમાં મેં દોરી આપેલા નિર્ણયો સાથે સરખાવો ).

મૌ. સા. ઇતિ. ૧૧૮ (ઇ. જી. હાબેલના કથનથી) સિકંદર કે ભારત સે લૌટને કે એક સાલ બાદ વિજીત પ્રદેશોમેં વિદ્રોહ પ્રારંભ હુઆ. પ્રસિદ્ધ વિશ્વવિદ્યાલય તક્ષશિલા ઇસ વિદ્રોહ કા કેંદ્ર થા ।

Ind. His. Quart. V. 1929 P. 9:—Assuming therefore that, as soon as Alexander turned his back upon India ( Sept B.C. 326 ) there was general revolt against him. Sandracottus' accession to the throne of Pataliputra would appear to have taken place simultaneously or a little earlier.

( ૯૬ ) ઉપરની ટીકા નં. ૮૩ તથા ૪૨ જુઓ તથા પ્રથમ પરિચ્છેદમાં દર્શાવાયલી હકીકત સાથે સરખાવો.

( ૯૭ ) રૂલર્સ ઓફ ઇન્ડિઆ સીરીઝનું અશોક નામે પુસ્તક પૃ. ૧૪:-તેણે મેળવેલી ફતેહોને લીધે સેલ્યુકસને-નિકેટોર-વિજેતા તરીકે ઉપનામ મળ્યું હતું.

Rulers of India Series, Asoka P.14: Seleucus, surnamed Nicator the conqueror, by reason of his victories ( કેવો ખરો પ્રતિસ્પર્ધી અશોકને મળ્યો હશે તે આ ઉપરથી સમજાશે.)

( ૯૮ ) ધિ ભિલ્સા ટોપ્સ પૃ. ૯૨:—(સેલ્યુકસની સાથે કરેલી તહની શરતો સંબંધમાં લખતાં જણાવે છે કે ) જ્યાં ( શત્રુ સૈન્ય સામે ) ફતેહપૂર્વક ધસારો કરી શકાતો ન હોય ત્યાં, માનપૂર્વક પીછેહઠ કરવી તે ચોકસ લાભદાયી નીવડે છે. લગ્નગ્રંથીની કબુલાતથી મિત્રાચારી ગાંઠ વધારે મજબૂત બનાવવામાં આવી

સરદાર સેલ્યુકસ નીકેટોર[૯૭] આવ્યો હતો. તેણે પ્રથમ પોતાની સ્થિતિ પોતાના દેશમાં બહુ મજબૂત બનાવી લીધી અને પછી હિંદ ઉપર પાછું આક્રમણ કર્યું: કહે છે કે તેણે અગીઆર વાર અરે તેથી પણ વિશેષ વખત હુમલા કર્યા હતા. પણ અંતે નાસીપાસ થઇને તેને, હિંદી સમ્રાટ સાથે તહ કરવાની ફરજ[૯૮]પડી હતી. ૯૯ઇ, સ. પૂ. ૩૦૪ By this he got Paropanisadai, Aria and Arachosia, capitals of which, were respectively the cities now known as Kabul, Herat, & Kandahar. The satarapy of Gedrosa or at least the eastern portion of it seems also to have been included in the cession. ઉપરના પ્રાંતો ઉપરાંત, પોતાની પુત્રીને અશોકને (સેંડ્રેકોટસ વેરે) પરણાવવી પડી,[૧૦૦] જેના બદલામાં મહારાજા અશોકે માનને ખાતર ૫૦૦ હાથી આપ્યા હતા અને સેલ્યુકસે પોતાના મેગેસ્થેનીઝ નામના એલચીને પાટલિપુત્ર દરબારે રાખવો એમ ઠરાવ્યું હતું ( કદાચ એમ પણ હોય કે, કુંવરીને ભારત દેશ નવીન હોવાથી તેમ જ પોતાની ભાષાનો કોઇને પરિચય ન હોય તેથી ઘણું મૂંઝાવું પડે, માટે આશ્વાસન મળે તે હેતુથી સેલ્યુકસ નીકેટોરે, પોતાનો આત્મીય જન, એલચી દરજ્જે રહે તેની ગોઠવણ કરી હશે ) આ જીતથી અશોક વર્ધનના હાથ બહુ જ મજબૂત બન્યા હતા તેના વિશે વિન્સેન્ટ સ્મિથ. અ. હિ. ઇં ૪ થી આવૃ. પૃ. ૧૨૬ માં લખે છે કે [૧૦૧]The first Indian Emperor, more than two thousand years ago thus entered into possession of

હતી. ( નીચેની ટી. નં. ૯૯ જુઓ )

The Bhilsa Topes P. 92:—Where a successful advance cannot be made an honourable retreat becomes a decided advantage. The friendly relations were cemented at the time by a matrimonial alliance.

( ૯૯ ) મૌ. સા. ઇતિ પૃ. ૪૪૯ ( સેલ્યુકસ દ્વારા સંધિમેંઙ્ગે પ્રદેશ સેંડ્રેકોટસ કો પ્રાપ્ત થે. કાશ્મીર અંતર્ગત ન થે ।। અ. હિ. ઇં. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૧૯:-" ઇ. સ. પૂ. ૩૦૩ માં સલાહ કરવામાં આવી હતી " E. H. I. 3rd Edi P. 119:—Treaty concluded in B. C. 303.

રૂલર્સ ઓફ ઇન્ડિઆ સીરીઝનું અશોક નામે પુસ્તક પૃ. ૧૫: તે સુલેહ નામાની સરતો આ પ્રમાણે હતી (૧) બન્ને રાજકુટુંબ વચ્ચે ( સેલ્યુકસ નિકેટોર અને સેંડ્રેકોટસ) લગ્નસંબંધ નક્કી કરવામાં આવ્યો હતો. તે ઉપરાંત (૨) હિંદી સમ્રાટને ( સેંડ્રેકોટસને ) તેના હરીફ ( સેલ્યુકસ નિકેટોર ) પાસેથી આ ચાર પ્રાંતો મળ્યા હતા ( અ. એરિયા જેની રાજધાની હેરાત છે. આ. એરેકોશિયા. ઇ. ગેડોશિયા અને ઉ. પેરોપેની સદાઇ. ) અને ( ૩ ) તેના બદલામાં ( હિંદી સમ્રાટે ) પાંચસો હાથી આપવા જે સરત સરખામણીમાં બહુ જ નજીવી કહી શકાય.

Rulers of India Series, Asoka P. 15 :—Terms of peace, including a matrimonial alliance between the two royal houses, were arranged and the Indian monarch obtained from his opponent, the cession of four satarapies, Aria (Herat) Arachosia, Gedrosia and Paropanisadai, giving in exchange the comparatively small recompense of 500 elephants.

( ૧૦૦ ) આ ઉપરથી સમજાશે કે, કેટલાક વિદ્વાનો આ તહને જે, માનભરી સલાહ ( વિજેતાની સલાહ ) કહેવરાવવા પ્રયત્ન સેવી રહ્યા છે, તેવું નથી. શું વિજેતા પક્ષ પોતાની પુત્રીને હારનાર પક્ષને લગ્નમાં આપે ખરો? તેમ જ પોતાની કેટલીયે મહેનતથી મળેલા મોટા પ્રદેશો છોડી દે ખરો?

( ૧૦૧ ) મૌ. સા. ઇતિ. પૃ. ૧૪૩ ટી. નં. ૧

that "scientific border" sighed in vain by his English successors and never held in its entirety even by the Mogul monarchs of the sixteenth & seventeenth centuries = "બે હજારથી વધારે વર્ષો પૂર્વે આ પ્રથમ હિંદી સમ્રાટની સત્તામાં તે શાસ્ત્રીય સીમા ( કુદરતે બાંધેલી કિલ્લેબંધી ) આવી: કે જે (સીમા) સોળમી અને સત્તરમી સદીના મોગલ સમ્રાટોના કબજામાં પણ સળંગ (કે સંપૂર્ણ) કદી આવી નહોતી અને (તેને માટે) તેના વારસદાર બ્રીટીશ (સત્તાવાળાઓ) પણ ખાલી ફાંફાં મારી રહ્યાં છે." ( કહો જ્યારે આવી રાજદ્વારી મહત્ત્વતાનો આ પ્રદેશ હોય ત્યારે તે વિજેતાપક્ષ[૧૦૨] કોઇ દિવસ હારનાર પક્ષને આપી દે ખરો ) આ મેગેસ્થેનીસે પછી પોતાનું બળ તથા લાગવગ વધારવા માંડી હતી અને ધીમે ધીમે ભારતીય સૈન્યમાં પણ ઘણા યવનોને ભરતીમાં ઉમેરી દીધા[૧૦૩] હતા. તેમજ અધિકારી પદે પણ નીમી દીધા હતા. ઉપરાંત સનંદી વહીવટમાં પણ સૂબા જેવા માનવંત હોદ્દા ઉપર યવન અધિકારી નીમવા સુધી[૧૦૪] તે ફતેહમંદ નીવડયો હતો.

પોતાના ૪૧ વર્ષના કુલ રાજદ્વારી જીવનમાંના, પાછલા ૧૩ વર્ષ તો તેણે માત્ર Regent-વાલી તરીકે જ ગાળ્યા હતા. બાકીના તેના પોતાના હિસ્સે તો પ્રથમના ૨૮ વર્ષ જ હતાં: તેમાંયે રાજ્યાભિષેક થયો ત્યાં સુધીના પ્રથમના ૪ વર્ષ સર્વત્ર જે બંડ બખેડા અને ખળભળાટનાં છમકલાં થયાં હતાં તે બેસાડવામાં નીકળી ગયા હતા; અને બાકીના ૨૪ માંથી લગભગ ૨૨ વર્ષ,[૧૦૫] યવન પ્રજાના હુમલાઓનું નિવારણ કરવામાં અને સામનો કરી તેને ફતેહના રૂપમાં ફેરવી નાખવામાં ગાળવા પડયા હતા. એટલે તે ૪+૨૨=૨૬ વર્ષ બાદ કરતાં તેના હિસાબે તો રાજકીય કારકીર્દિના માત્ર બે વર્ષ જ બાકી રહ્યા હતા. તે દરમ્યાન તેણે મેગેસ્થેનીઝની સલાહ લઇ, સૈન્ય વ્યવસ્થા કરવામાં લીધો હતો. તેમ જ યવન હુમલાને લીધે હમેશાં જે ખબરદારી અને તકેદારી રાખવી પડતી હતી તેને લીધે ચડેલો થાક[૧૦૬] ઉતારવામાં પસાર કર્યા હતા. એટલે ઉત્તર ભારત[૧૦૭] તાબે કરવા સિવાય બીજી કોઇ જગ્યા તરફ તે નજર દોડાવી શકયો જ નહોતો.[૧૦૮] દરમ્યાન દક્ષિણાપક્ષના

( ૧૦૨ ) આ વાકયો સાથે નીકેટોરે કરેલી ( જુઓ ટી. નં. ૯૯ ) સરતો સરખાવશો તો માલૂમ પડશે કે, તે નામોશી ભરેલી સ્થિતિમાં આવી પડયો હોવાથી જ શરતો કરીને સુલેહ ઇચ્છી હતી.

( ૧૦૩ ) એશિ. રીસર્ચીઝ પુ. ૯ પૃ. ૧૦૦:- મુદ્રારાક્ષસમાં જણાવ્યા પ્રમાણે, તે સમયથી પોતાની નોકરીમાં તેણે જાથુકને માટે મોટી સંખ્યામાં ગ્રીક સૈનિકો રાખવા માંડયા હતા: Asia. Res ix P.: 100—From that time, he had constantly a large body of Grecian troops in his service as mentioned in the Mudra-rakshasa ( આ સ્થિતિ કાંતો મેગેસ્થેનીઝની લાગવગનું કે યવનપુત્રી-રાણી અસંધિમિત્રા ઉપરના પ્રેમનું કારણ હોય )

( ૧૦૪ ) જુઓ સુદર્શન તળાવની પ્રશસ્તિ તેમા અશોકનો સૂબો તે સમયે તુસુષ્ફ હતો: જેણે તે તળાવને સમરાવ્યું હતું.

( ૧૦૫ ) ઇતિહાસકારોએ ૧૮ વર્ષ લખ્યા છે. અલેકઝાંડરના ગયા બાદ એટલે કે ઇ. સ. પૂ. ૩૨૬-૧૮ =૩૦૮:પણ ખરી રીતે સેલ્યુકસે ૩૦૪ માં તહ કરી છે તેથી ત્યાં સુધીનો સમય ગણવો જોઇએ, તેથી ૨૨ વર્ષ મેં લખ્યા છે.

( ૧૦૬ ) જુઓ ઉપર પૃ. ૨૩૩ ટી. નં. ૩૩ અને તેનું લખાણ.

( ૧૦૭ ) કાશ્મિર સિવાયનો ઉત્તર ભારત કબજે કર્યો હતો એમ લખવાનું છે.

( ૧૦૮ ) મૌ. સા ઇતિ. પૃ. ૫૪ ( વસ્તુત: જીસ અશોકને બૌદ્ધ ધર્મ ગ્રહણ કિયા થા, વહ ભારતકા

શતવાહન વંશીઓએ પોતાની સ્વતંત્રતાના[૧૦૯] ખીલા વધારે મજબૂત ઠોકી દીધા હતા.

**આનંદ**

કહેવત છે કે, દુઃખની પછાડી સુખ તે ઉક્તિ અનુસાર, મહારાજા અશોકના અત્યાર સુધીના દુઃખમય, ચિંતાજનક અને ઉપાધિમય કૌટુંબિક તેમજ રાજકીય જીવનમાં કંઇક આશાજનક અને આલ્હાદકારક ફેરફાર કુદરતે પૂરવા માંડયો હતો. "લાખો નિરાશામાં, કંઇક આશા છૂપાઇ છે." પોતાના પ્રિયપુત્ર કુણાલને કેમ અંધત્વ પ્રાપ્ત થયું હતું અને સંપ્રતિના જન્મ વિશે કેવી રીતે સમ્રાટને ખબર આપી સંતોષાયો તે હકીકત જરા રસમય હોવાથી અત્રે ટૂંકમાં જણાવવા જરૂર લાગે છે તે નીચે પ્રમાણે જાણવી.

પ્રિયદર્શિનનો પિતા કુણાલ, તે અશોક મહારાજનો લાડકો પુત્ર હતો. વળી તે જ્યેષ્ટ પુત્ર હોવાથી તેમજ બહુ ચાલાક અને ઉજ્વળ કીર્તિ મેળવવાની આગાહી આપતો હોવાથી તેને યુવરાજ પદે નિયુક્ત કરવામાં આવ્યો હતો. મહારાજા અશોકે, પોતાના ભાઇના સીધા સંરક્ષણ નીચે ઉછેરવા તેને અવંતી ( ઉજ્જયિનિ )[૧૧૦] રાખ્યો હતો. કારણ કે અશોકને હમેશાં સંશય રહ્યા કરતો કે, રખેને પોતાની પટરાણી તિષ્યરક્ષિતા, કુમાર કુણાલની જીંદગીની સાથે અડપલાં રમે કે કાવત્રું કરી તેને મારી નાંખે, એવા ઉમેદથી કે તેણીના પોતાના કુંવર મહેન્દ્રને રાજ્યગાદી મળે. અંતે અશોકનો ભય ખરો પડયો હતો.

તે સમયે બાદશાહી-રાજકુટુંબની સર્વે ટપાલ ખાસ દૂતો મારફત મોકલવામાં આવતી. જ્યારે કુમાર કુણાલની ઉમર રાજદ્વારી અનુભવ લેવા યોગ્ય થઇ, ત્યારે અશોકના મનમાં એવો વિચાર સ્ફૂર્યો કે જો કુમારને લાયક એવી કેળવણી અપાય તો સારૂં. તે ઉપરથી પોતાના ભાઇ, કે જેમની દેખરેખમાં કુણાલને મૂકયો હતો, તેમના ઉપર ખાસ પત્ર ( આજ્ઞા ) લખ્યો કે કુમારને અધ્યયન કરાવો. આ આજ્ઞાપત્ર પુરો લખ્યો. તો ખરો. પણ તેવામાં જરૂરી કામને અંગે, સહી સિક્કો કર્યા સિવાય ને પોતાનું સીલ માર્યા સિવાય, ઉભો થઇને બહાર ચાલ્યો ગયો. તેવામાં રાણી તિષ્યરક્ષિતા ત્યાં અકસ્માત આવી ચઢી. તેણી ઉઘાડો કાગળ જોતાં ચમકી, પોતાના હાથમાં લીધો વાંચ્યો, અને જોઇતો દાવ અણધાર્યો મળી જવાથી, તુરત લાભ ઉઠાવી લીધો. પાસે સાવરણીની સળી પડી હતી તે લઇ પોતાની આંખમાં આસ્તેથી ફેરવી, કાજળવાળી કરીને પત્રમાં જે **अध्ययन** શબ્દ હતો તેમાં ના अ ને માથે અનુસ્વાર ઉમેરી દીધો. એટલે[૧૧૧] **अध्ययनं** = વિદ્યાભ્યાસ કરાવવાને બદલે **अंध्ययनं** કરાવવું= "આંધળો કરવો" તેવો અર્થ થયો. એવી ગણત્રીથી કે કુણાલ જો આંધળો થાય તો મહેન્દ્રને ગાદી મળે. પછી જેવી તે આવી હતી તેવીજ તે ખંડમાંથી બહાર નીકળી ગઇ. મહારાજા અશોક પાછા આવ્યા ને ઉતાવળમાં ને ઉતાવળમાં,

---

ચક્રવર્તી સમ્રાટ ન થા ( અશોક અને પ્રિયદર્શિન ભિન્ન ભિન્ન છે તે દર્શાવવામાં આ એક મુદ્દો છે. )

( ૧૦૯ ) જે આપણે ચોથા અને પાંચમા આંધ્રપતિના સિક્કા ઉપરથી સમજી શકીએ છીએ જુઓ સિક્કા પ્રકરણે આંક નં. ૫૭, ૫૯, ૬૦ ઇ.

( ૧૧૦ ) ઉપરમાં પૃ. ૨૬૦ માં રાણી તિષ્યરક્ષિતા વિષેનું લખાણ નં. ૨ વાળુ તથા પૃ. ૨૬૧ ઉપરનું કુણાલની હકીકતવાળું જુઓ.

( ૧૧૧ ) મૂળ હકીકતમાં इदानीमधीयतां कुमार: એ વાકય છે. તેમાં માત્ર म ના ઉપર અનુસ્વાર કરી દીધો, જેથી इदानींमंधीयतां कुमार: એ પ્રમાણે વંચાયુ. એટલે પહેલા વાકયથી 'હવે કુમારને અધ્યયન ભણાવવો જોઇએ ' તેને બદલે ' હવે કુમારને આંધળો કરવો જોઇએ ' આ મતલબ નીકળવાથી વિવેકી કુમાર પિતાની આજ્ઞા પાલન કરવા માટે સ્વયં-પોતેજ આંધળો થયો.

ફરીને કાગળ વાંચ્યા સિવાય, સહી કરી મહોર મારી દૂતને આપી અવંતી તરફ રવાના કરી દીધો. દૂતના પહોંચ્યા બાદ શું પરિણામ આવે તે કલ્પિ શકાય તેમ છે. જેવો કાગળ ત્યાં કચેરીમાં ફોડીને વંચાયો કે બધાનાં મુખ કાળાં શ્યામ પડી ગયાં. રાજકુમારના વાલી, સમ્રાટના ભાઇ તો તુરત સમજી ગયા કે આ માત્ર રાજ્યખટપટનુંજ પરિણામ છે. પણ પોતાના પિતાના શાહી ફરમાનનું પાલન કરવા, તુરતજ કુમાર કુણાલે અગ્નિમાં તપાવેલા લાલચોળ બે લોઢાના સળીયા મંગાવ્યા. અને પોતાના હાથેજ પોતાની આંખમાં ખોસી દીધા. પોતે આંધળો[૧૧૨] થયો. તે સમાચાર વળતાં દૂતદ્વારા પાટલિપુત્ર પહોંચ્યા. મહારાજ અશોક બહુ દુઃખ પામ્યા અને પોતાની ગફલત પર પશ્ચાતાપ કરવા લાગ્યા.

હવે આ બાજુ કુણાલ અંધ થવાથી રાજગાદી પરનો તેનો હક્ક ઉડી ગયો. ઉમરે પહોચતાં તેને પરણાવવામાં આવ્યો અને પોતાનું જીવન સુખમય બનાવવા તેણે સંગિત કળાનો અભ્યાસ કરવા માંડયો. થોડા સમયમાં સંગિત વિશારદ બન્યો. તે સમયમાં તેને પુત્ર થયો. એટલે પોતાની ધાવ માતા (પોતાના જન્મ પછી થોડા સમયમાંજ જન્મદાતા જનની સ્વર્ગે સીધાવી હતી તેથી ધાવ માતાનેજ જન્મદાતા જેટલું સન્માનતો) ની સલાહથી તેણે અશોક સમ્રાટ પાસે જઇ પોતાના સંગિતથી રીઝવી, વર માગવાનો પ્રસંગ આવે તો, તે બાળકુમાર માટે કાકિણી = રાજ્યની માગણી કરવા નિરધાર કરી, પાટલિપુત્રના પંથે પડયો. ત્યાં પહોંચ્યો. પ્રથમ શહેરમાં ફરી પોતાના સંગિતથી સર્વનાં મન હરણ કરી લીધાં. ધીમે ધીમે મહારાજાના કાન સુધી વાત પહોંચી. તેમને પણ તેને એક વખત તો સાંભળવો જ એમ તાલાવેલી થઇ. પણ તે વખતે કંઇક એવો રિવાજ પ્રચલિત હતો કે રાજકર્તા પોતે અંધ પુરૂષને પોતાના સમીપે હાજરા હજુર બોલાવી સાંભળી શકે નહી. એટલે પડદાની પાછળ બેસારી ગાયનની લહેજત ચાખવી એમ ઠરાવ્યું. ગવૈયાના કંઠ માધુર્યથી અને સંગિત કળાના કાબુથી મહારાજા અત્યંત ખુશ થઇ ગયા. એટલે વર માગવા કહ્યું. વરમાં તેણે " કાકિણી " ની માગણી કરી. મહારાજા એમ સમજ્યા કે કાચનો ટુકડો માગે છેઃ કારણ કે તે શબ્દનો સામાન્ય અર્થ તે પ્રમાણે થતો હતો. પણ જ્યારે ત્યાં એકઠા મળેલા રાજપુરૂષો—કર્મચારીઓએ સમજાવ્યું કે, તે રાજ્ય ( કાકિણીનો ખરો

(૧૧૨) જુઓ ઉપરની ટીકા નં. ૫૫: તથા પરિશિષ્ટ પર્વમાં સંપ્રતિ રાજાનું વર્ણન.

(૧૧૩) નાગરી પ્રચારિણી સભાની પત્રિકા પુ. ૧૦ અંક ૪. પૃ. ૬૩૪:—

पयुत्तो चंद्रगुत्तस्स बिंदुसारस्स नत्तुओ ।
असोगसिरिणोपुत्तो अंधोजायइ कागिणिं ॥

(૧૧૪) રા. કુ. મુ. અશોક પૃ. ૮: દિવ્યાવદાનમાં સંપ્રતિને કુણાલના પુત્ર તરીકે જણાવ્યો છે.

Asoka by R. K. M. P. 8:—The Divyavadana mentions Samprati as Kunala's son.

વળી નીચેની ટીકા નં. ૧૧૫ વાંચો.

(૧૧૫) પ્રિય + દર્શિનઃ તેમાં દર્શિન=જોનાર, one who sees, seer પ્રેક્ષક = a spectator (એટલે કે, જોનારજ પોતેઃ અને જોવાની વસ્તુ તે અન્ય પદાર્થ He himself is the spectator ).

પ્રિય + દર્શનઃ (૧) દર્શન = મુખ, face; જેનું મુખ વહાલું લાગે છે તેઃ જેનું મુખ જોવાથી આનંદ ઉપજે તે. ( એટલે કે જોવાનો જે પદાર્થ તે પોતેજઃ અને જોનાર તે બીજી વ્યક્તિ= he himself is the object to be seen: he himself is not the spectator) (૨) શાસ્ત્ર=તત્ત્વજ્ઞાન philosophy: એટલે કે જેને ધર્મશાસ્ત્ર બહુ વહાલાં છે તેવો પુરૂષ; આ પ્રમાણે વ્યુત્પતિ કરતાં અર્થ થઇ શકેઃ એટલે તે ઉપરથી તો એમ સમજી શકાય છે કે તેનું ખરૂં નામ પ્રિયદર્શનજ પાડવામાં આવ્યું હોવું જોઇએ. પણ શિલાલેખોમાં તેણે પ્રિયદર્શિન નામનો ઉપયોગ વિશેષપણે કર્યો છે. તેની સમજૂતી માટે હવે પછી લખવામાં આવનાર

અર્થ ) માગે છે. એટલે મહારાજાએ વળતો પ્રશ્ન કર્યો કે તેને રાજ્યનું શું કાર્ય છે ? જવાબમાં તેણે માર્મિક ગીત[૧૧૩] સંભળાવ્યું. જેનો ભાવાર્થ એમ થતો હતો કે હું પોતે મહાન સમ્રાટ ચંદ્રગુપ્તના વંશનો સીધો વારસદાર છું અને મારા પુત્ર-કુમાર માટે રાજ્ય માગું છું. આ સમસ્યાથી મહારાજા અશોકે તે ગવૈયાને પોતાના અંધપુત્ર લાડીલા કુણાલ તરીકે તુરત ઓળખી લીધો; કે જેણે માત્ર પિતૃઆજ્ઞા શિરસાવંધ કરીને સ્વહસ્તે અંધાપો વહોરી લીધો હતો. તુરત જ પડદો ખસેડી નાંખી કેટલાયે વર્ષોના વિયોગ પછી હર્ષાશ્રુથી પુત્રને ભેટી પડયો. અને એકદમ પ્રશ્ન કર્યો કે ક્યારે પુત્ર સાંપડયો ? કુણાલે જવાબ દીધો કે સંપ્રતિ[૧૧૪] (આ સંસ્કૃત શબ્દનો અર્થ હમણાં-હાલમાં-જ એવો અર્થ થાય છે; કારણ કે તે વખતે કુમારની ઉમર ૭ માસની હતી.) પોતાને ત્યાં પૌત્રનો જન્મ થયો છે એવા શુભ સમાચાર સાંભળી મહારાજા અશોક એટલા બધા હર્ષઘેલા થઇ ગયા કે ( એક તો લાંબે કાળે પુત્ર વિયોગ ટળ્યો હતો અને તેમાં વળી પૌત્ર જન્મની ખુશાલી મળી એટલે પછી બાકી શું રહ્યું ? ) ત્યાંને ત્યાંજ મુખ્ય સચીવને આજ્ઞા ફરમાવી દીધી કે શીઘ્ર અવંતિ જાઓ અને એક રાજવંશી બલ્કે રાજકર્તાને શોભે તેવા પૂરતા ઠાઠમાઠ અને સ્વારીથી તે બાળ કુમારને અહીં તેડી લાવો અને મગધ પતિ તરીકે ગાદીનશીન કરો. (સંપ્રતિ જન્મ ઇ. સ. પૂ. ૩૦૪: જ્યારે સંપ્રતિને ગાદીનશીન કર્યા ત્યારે તેમની દસ મહીનાની ઉમર હતી. ઇ. સ. પૂ. ૩૦૩ ) અને પ્રસંગને અનુસરીને કુમારનું નામ મહારાજા અશોકે **પ્રિયદર્શિન્**[૧૧૫] પાડયું. કેમકે, તેમના ચહેરાના દર્શન માત્રથી જ મહારાજા અશોકને આનંદ, સુખ અને હૃદય શલ્યથી મુક્તિ મળી હતી. અદ્યાપિ પર્યંત, તે પોતે જ કુણાલના અંધત્વ માટે કારણભૂત છે એવા વિચારથી તે હંમેશા ઉદ્વિગ્ન રહ્યા કરતો હતો તેથી કુણાલને થયેલા અન્યાયને કંઇક અંશે નિર્મૂળ ( આછો પાતળો ) કરવા તેના જ પુત્રને ગાદી આપી દીધી; સાથે સાથે પોતાના મનમાં એમ સંતોષ ધર્યો કે મેં જે ભૂલ કરી હતી તેની શીક્ષા પણ સ્વહસ્તે ખમી ખાધી છે. આ સમયથી માંડીને સંપ્રતિ કુમાર ચૌદેક વર્ષની પુખ્ત ઉમરનો થયો ( ઇ. સ. પૂ. ૨૮૯-૯૦ ) અને તેનો રાજ્યાભિષેક થયો ત્યાં સુધી મહારાજા અશોકે તેના વાલી તરીકે રાજવહીવટ કર્યો.

આ ઉપરથી દરેક જણ સમજી શકશે કે પ્રિયદર્શિન્ તે વિશેષ નામ છે. પણ વિશેષણ નથી.[૧૧૬] અદ્યાપિ પર્યન્ત કોઇપણ પુરાતત્વ વિશારદે પ્રિયદર્શિન્ શબ્દ, જે શિલાલેખોમાં સર્વત્ર વપરાયો છે. તે વિશેષ નામ છે કે મહારાજા

તેના જીવન વૃત્તાંતે જુઓ.

જ્યારે તેણે સંપ્રતિને બદલે પ્રિયદર્શન કે પ્રિયદર્શિન નામજ પસંદ કર્યું છે ત્યારે સ્પષ્ટ થાય છે કે, પોતાના પિતામહના વહાલની નિશાની તરીકે તેણે તે નામ સાચવી રાખ્યું હોવું જોઇએ.

જૈન સાહિત્યમાં કયાંય સંપ્રતિ રાજાના નામ માટે પ્રિયદર્શિન શબ્દ વપરાયાનું મારા વાંચવામાં આવ્યું નથી. પણ જે. શ્વે. મૂ. સંપ્રદાયના એક બે પૂજ્ય મુનિરાજો-નામે વિદ્યાવિજયજી અને તેમના શિષ્ય હેમાંશુવિજયજી-જણાવે છે કે તેમનાં વાંચવામાં તે નામ આવ્યું છે. પણ કયા સ્થળે, તેનો પત્તો તેઓ બતાવી શકતા નથી. સંભવ છે કે, જેમ જૈનગ્રંથકારો અનેક વ્યક્તિઓને તેમના ઉપનામથીજ સંબોધન કરતા રહે છે ( જુઓ પુ. ૧. પૃ. ૮૩-૮૪) તેમ આ સંપ્રતિના સંબંધમાં પણ બન્યું હોય. અને આ બિરૂદ તો ઠેઠ તેના જન્મથીજ અપાઇ ગયું છે. એટલે તેની આખી જીંદગીના વૃત્તાંતમાં તેનું ખરૂં નામ કયાંય લેવાયુંજ નહીં હોય તે બનવા યોગ્ય છે.

( ૧૧૬ ) ઇંડી. એન્ટી પુ. ૩૧ પૃ. ૨૩૩ જુઓ, મી. પી. સી. મુકરજી સાહેબનું ટીપ્પણ.

અશોકનું નામ છે, એમ સાબિત કરવાનો પ્રયાસ કર્યાનું વાંચ્યું નથી.

કુમાર કુણાલ કે જેણે અંધ બન્યા પછી પોતાનું શેષ જીવન આનંદમાં પસાર કરવા માટે સંગિત શાસ્ત્રનો અભ્યાસ કરી મોટી નામના મેળવી હતી તે અમુક હેતુપૂર્વક[૧૧૭] ઉજ્જૈનીથી પાટલિપુત્ર આવી ચડયો હતો; તેનો અણુધાર્યા સંજોગોમાં મેળાપ થયો હતો અને પોતાને પુત્રપ્રાપ્તિના—એટલે અશોક સમ્રાટને પૌત્ર રત્ન જન્મેલ હેવાના અતિ આલ્હાદકારક સમાચાર આપ્યા હતા. આથી સમ્રાટે, પોતાના શિર પરનો બોજો હલકો કરવા, ( કારણ કે જીંદગીથી અનેક રીતે કંટાળી ગયો હતો તેમ ધાર્મિક જીવન તરફ વૃત્તિ વધારે ને વધારે દોરાતી જતી હતી ) તથા, પોતે જ કુમાર કુણાલને અંધ થવાના કારણ ભૂત છે, એમ હાર્દિક શૈલ્ય જે તેને સાલ્યા કરતું હતું. તેના પશ્ચાતાપના ઉતાર તરીકે, તુરત જ તે બાળકુમાર સંપ્રતિને મગધની ગાદી ઉપર પોતાનો ઉત્તરાધિકારી નીમવાને ઇચ્છા તેણે સ્વયં પ્રકટ કરી દીધી ( અહીં ખાસ કહેવાની જરૂર છે કે, યુવરાજ કુણાલ અંધ બન્યો એટલે રિવાજ મુજબ તેને ગાદીપતિ નીમી ન શકાય તે વિચારે તેનું હૃદય દુઃખથી વિદારાતું હતું. તેમ વળી કોઇક ઉત્તરાધિકારી નીમવો તો જોઇએ જ ! તેથી બીજા પૌત્ર ગણાતા કુમાર દશરથને[૧૧૮] તે પદ ઉપર નિયુક્ત કર્યો હતો) અને વિશ્વાસુ રાજકર્મચારીઓને અવંતિ મોકલી બાદશાહને છાજે તેવા બડા ઠાઠમાઠથી, કુમાર સંપ્રતિની પધરામણી પાટલિપુત્રમાં કરાવીને વિધિપૂર્વક તેને ગાદીએ બેસાર્યો હતો. (આ વખતે બાળકુમારની ઉમર માત્ર દસ માસની જ હતી.[૧૧૯] ૪. સ. પૂ. ૩૦૩ ) અને તે જ્યારે પુખ્ત ઉમરે પહોંચી રાજ્યાભિષેકને પામે ત્યાં સુધી તેના વાલી તરીકે, રાજ્યધૂરા પોતાના હાથમાં રહેશે એમ જાહેરાત આપી બાળકુંવરને પાછો અવંતિ પહોચાડવામાં આવ્યો.

**શેષ જીવન**

આ બાજુ હવે પોતે તદ્દન નિવૃત્ત જીંદગી જ ગાળવાનું ઠરાવ્યું: બૌદ્ધ-ગ્રંથ આધારે તો એમ પણ જણાવાય છે કે, તેણે દાન દેવું શરૂ કર્યું હતું. તે એટલે સુધી કે રાજા તરીકે તેની પાસે કંઇજ ન રહ્યું (જો કે આ બનવા જોગ નથી જ, કારણ કે એક તો પોતે હવે સ્વતંત્ર સમ્રાટ નહોતો, પણ માત્ર વાલી જ હતો. છતાં ધારો કે, કુલ મુખત્યાર હોઇને દાન દેવામાં બધો પૈસો વાપરી દીધો હોય, તો પણ એટલું તો સ્વીકારવું પડશે, કે તેણે ગમે તેટલું અઢળક અને અનંત દ્રવ્ય વાપર્યું હોય અને રાજ્યની જમીન પણ દાનમાં બક્ષીસ તરીકે દઇ દીધી હોય.[૧૨૦] છતાંય નામશેષ તો રહેવું જ જોઇએ ) અને જ્યારે સંપ્રતિના રાજ્યાભિષેકની

( ૧૧૭ ) કુમાર કુણાલનું જીવન વૃત્તાંત વર્ણવતો ટૂંક ફકરો જુઓ ( પરિશિષ્ટ પર્વની હકીકત આધારે )

( ૧૧૮ ) જુઓ ઉપર પૃ. ૨૬૫ માં ( ૪ ) દશરથ કુમારની હકીકત.

( ૧૧૯ ક. સૂ. સુ. ટી. પૃ. ૧૨૭ " સંપ્રતિને જન્મતાં જ રાજ્ય મળ્યું, "

( ૧૨૦ ) જુઓ આગળ ઉપર દ્વિતીય પરિચ્છેદે જો આ પ્રમાણે તેણે આચરણ ચલાવ્યું હોય તો ( અને તેમ ચલાવ્યું હતું તે સુદર્શન તળાવની પ્રશસ્તિ ઉપરથી સાબિત થાય છે કેમકે, તેના પોતાના હાથે બાહુબળથી બધા પ્રદેશો જીતી લીધાનું પ્રિયદર્શિને જણાવ્યું છે.—અલબત્ત તે પ્રશસ્તિનો અત્યાર સુધી જે અર્થ કરાય છે અને મેં જે અર્થ કર્યો છે, તે બેમાં બહુ ફેર છે ખરો- પણ મારૂં મંતવ્ય કેટલે દરજ્જે વ્યાજબી છે તેને લગતાં કારણો તથા દલીલો વાંચીને વિચારી જોવાં. અને તે બાદ નિર્ણય ઉપર આવવા વાંચક વર્ગને વિનંતિ છે. જુઓ આ પુસ્તકને અંતે પરિશિષ્ટ ) સમ્રાટ અશોક માટે કહેવું પડશે કે તેણે પોતાના ધર્મ ઉપરની શ્રદ્ધામાં, પોતાના માથે ઉપાડી લીધેલી જવાબદારીનું ( એક વાલી તરીકેની ) વિસ્મરણ થવા દીધું છે. ( Dotage=વૃદ્ધપણામાં બુદ્ધિનો વિભ્રમ થાય તેમ, 'સાઠે બુદ્ધિ નાઠી'ની કહેવત તો સુપ્રસિદ્ધ છે.)



આકૃતિ નં. ૩૦—પૃષ્ઠ ૩૧૨



આકૃતિ નં. ૨૮—પૃષ્ઠ ૨૮૮



આકૃતિ નં. ૨૯—પૃષ્ઠ ૨૯૪

ક્રિયા કરી સમ્રાટ પદે વિભૂષિત કર્યો, ત્યારે બહુ જુજ પ્રદેશ તેને વારસામાં અપાયો હતો. (તેમ ઉપર જોઇ ગયા છીએ તે પ્રમાણે સમ્રાટ સંપ્રતિએ પોતે જ રાજીખુશીથી કુમાર દશરથને મગધની ગાદી ઉપર કાયમ રાખી, તેને પોતાના વંશના એક શાખા–રાજ્ય તરીકે લેખી પોતાના સૂબા તરીકેનો સ્વીકાર કર્યો હતો.

**ચોરીચપાટી કેવી હતી.**

જો કે શ્રેણિકના સમય કરતાં આ સમયે દેશમાં ચોરીઓ તો થવા લાગી હતી, છતાં પણ બહુજ જુજ થતી હતી. પછી તે કાંઇક અંશે રાજ્યની સુવ્યવસ્થાને લીધે હોય, અથવા લોકો ખાવે પીવે સુખી હોય એટલે આવા નીંદનીય કાર્યમાં હાથ નાંખવાની બહુ જરૂર ન રહેતી હોય; ઉપરાંત કાળદેવના મનુષ્યજાતિ ઉપરના પ્રભાવનું પણ કારણ હોય. ગમે તેમ હોય, પણ આ પ્રમાણે દેશસ્થિતિ હતી. અને તેથીજ મૅગેસ્થેનીઝે પોતાના જાતિ અનુભવને આધારે લખ્યું છે કે (રૂલર્સ ઑફ ઇન્ડીઆ સીરીઝનું અશોકનું પુસ્તક પૃ. ૯૯ ) રાજવહીવટના કડક શિસ્તપાલનને લીધે ગુન્હાની સંખ્યા ઉપર અટક પડી હતી. અને સેંડ્રેકોટસના રાજનગરમાં ૪ લાખની વસ્તી હોવા છતાં દરરોજના હિસાબે ૨૦૦ ડ્રમ = ૮ પૌંડથી વધારે ચોરી થયાનું જણાયું નથી. ( Smith's Rulers of India Series, Asoka P. 99 ) Magasthenes, from his personal experience, was able to testify that sternness of government kept crime in check & that in Sandrocottes' capital, with a population of 400,000 the total of the thefts reported in any one day, did not exceed 200 drachmen[૧૨૧] or about eight pounds sterling.

**લોકોપયોગી કાર્ય વિશે તેમજ આંતરરાષ્ટ્રિય લગ્નપ્રથા.**

સુદર્શન તળાવ જે સૌરાષ્ટ્ર હાલના કાઠીયાવાડના પ્રાંતમાં જુનાગઢ પાસેના ગિરનાર પર્વતની તળેટીએ, મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તના સમયે[૧૨૨] બાંધવામાં આવ્યું હતું, તે બંધાયાને લગભગ અરધી સદી થઇ ગઇ હતી. તે દરમ્યાન વરસાદના તોફાનો પણ તેને નડયા હતા. તેમ જીર્ણતાને પણ પામ્યું હતું. તેના ઉપરનું સમારકામ, તે પ્રાંત ઉપર હકુમત ચલાવતા, મહારાજા અશોકના, યવન અધિકારી તુસુષ્પે કરાવ્યું હતું. આ ઉપરથી સમજાય છે કે, તે વખતે લોકોપયોગી કાર્ય ઉપર વધારે ધ્યાન અપાતું હતું. તેમ એક બીજી બાબત પણ સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે, મહારાજા અશોકના સમયે આંતરરાષ્ટ્રિય લગ્નનો પ્રતિબંધ નહોતો, તેમજ જાતિવિષયક બાધ નડતો નહોતો. અલબત્ત એટલું તો ખરૂં જ કે, હાલમાં જેવા નાતજાતના સંકુચિત વાડા બંધાઇ ગયા છે, તેવા તે સમયે હોવાના કાંઇ ઐતિહાસિક પૂરાવા મળતા નથી; જેથી આવા આંતર–પ્રજામાં લગ્નની પ્રથા પ્રચલિત હશે; જો કે તે સમયે, પ્રજામાં વિભાગો, વર્ગો તથા વર્ણો પડી ગયા હતાજ, પણ તે સર્વે ધંધાને અનુલક્ષીને પડયા હતા.[૧૨૩] તેમ તેનું

( ૧૨૧ ) ૧ ડ્રમ = ૦-૫-૦ છે, જ્યારે મેગેસ્થેનીઝના હિસાબે ( આગળ ૧ પૌંડ = ૧૦ રૂપીઆ હતા. ) ૧૦×૮=૮૦ રૂ. × ૧૬ ÷ ૨૦૦ = ૦-૬-૬ કીંમત પડી ગણાય.

( ૧૨૨ ) જુઓ ઉપર ચંદ્રગુપ્તના વૃત્તાંતે પૃ. ૧૮૩ તથા એ. ઇ પુ. ૮ પૃ. ૮૦ અને આગળ વળી ભાવનગરના સંસ્કૃત અને પ્રાકૃત શિલાલેખોનું પુસ્તક પૃ. ૨૦

( ૧૨૩ ) સરખાવો ઉપરમાં પૃ. ૨૧૦ નું મૌ. સા. ઇતિહાસનું પૃ. ૩૮૨ વાળું અવતરણ.

ધોરણ પણ અત્યારના કરતાં નિરાળુંજ હોવું જોઇએ: નહીં તો મગધપતિ નંદબીજા ઉર્ફે મહાપદ્મને એક શૂદ્ર જાતિની રાણી સાથે લગ્ન કરતાં જે લોકોપવાદ સેવવો પડયો હતો, તેવો [૧૨૪] દુઃખદ અનુભવ વેઠવો ન પડત. જ્યારે સમ્રાટ ચંદ્રગુપ્ત જેવાને, કહેવાતી વિજાતીય રાણી[૧૨૫] સાથે પોતે પાણિગ્રહણ કરેલ હોવા છતાં, તેમજ મહારાજા બિંદુસાર બ્રાહ્મણ કન્યા સાથે પરણેલ હોવા[૧૨૬] છતાં, તેમજ મહારાજા અશોક પોતે કુંવરપદે હતા ત્યારે વૈશ્ય કન્યા સાથે લગ્ન કરેલું હોવા છતાં, અને છેવટે સેલ્યુકસ નિકેટોર જેવા દૂર દેશી યવન સમ્રાટની કુંવરીને પરણ્યો હોવા છતાં, તેમાંના કોઇ ઉપર મહાપદ્મ રાજા જેવા સંસ્કાર, કોઇ પ્રજાજને કે બ્રાહ્મણો એ પાડયા હોવાનું (જો પાડયા જ હતા એમ ઠરે તો) ઇતિહાસનાં પાને કયાંય ગોત્યું જડતું નથી. એટલે નિર્વિવાદ પણે સાબિત થાય છે કે, તે સમયે શૂદ્રની વ્યાખ્યા કાંઇક જુદા જ રૂપે કરાતી હતી.

**પ્રિયદર્શિન અને અશોક ભિન્ન ભિન્ન છે**

ગ્રીક ઇતિહાસકારોએ જે ઐતિહાસિક વ્યક્તિને સેંડ્રેકોટસ તરીકે ઓળખાવેલ છે, તેને પાશ્ચાત્ય વિદ્વાનોએ અશોકવર્ધનને બદલે ચંદ્રગુપ્ત ઠરાવી મારીને, ભારતવર્ષીય ઇતિહાસને જે અકથ્ય અન્યાય કર્યો છે, તે તો આપણે અત્યાર અગાઉ અનેક પુરાવા ટાંકી, વાચકવર્ગ પાસે સાબિત કરી બતાવ્યું છે. તેવો જ એક બીજો અન્યાય તેમના જ હાથે પાછો ભારતીય ઇતિહાસને કરાયો છે. તે એ છે કે તેમણે અશોક અને પ્રિયદર્શિનને એક જ વ્યકિત ગણાવી દીધી છે.

સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત નહીં, પણ અશોકવર્ધન છે એમ સાબિત કરવું હજુ કેટલેક દરજ્જે સહેલું હતું; કેમકે ચંદ્રગુપ્ત અને અશોકની વચ્ચે એક પુરૂષનો એટલે સમ્રાટ બિંદુસારનો રાજ્ય અમલ તપતો રહ્યો હતો જેથી તે બે વચ્ચેનું અંતર લગભગ ૨૮ વર્ષનું પડી ગયું હતું. પણ અશોકવર્ધન અને પ્રિયદર્શિન તે બેની વચ્ચેનો કાંઇ અંતર જ નથી. કેમકે અશોકવર્ધન પછી તુરત જ પ્રિયદર્શિન ગાદીએ આવ્યો છે. એટલું જ નહીં, બલ્કે પ્રિયદર્શિન ગાદીએ બેઠા પછી તેનો રાજ્યાભિષેક થયો તે બે વચ્ચે ૧૩ વર્ષનો જે ગાળો પડયો છે તે સમય દરમ્યાન અશોકવર્ધને રીજંટ તરીકે રાજ્ય પણ ચલાવ્યું છે. એટલે કે એક રીતે અશોકવર્ધનનો રીજંટ તરીકેનો ૧૩ વર્ષનો રાજ્યવહીવટ, તે પ્રિયદર્શિનનો જ રાજ્ય અમલ કહી શકાય. અને તેટલે દરજ્જે એક બીજાના રાજ્યના બનાવની ભેળંભેળા થઇ ગઇ ગણાય. જો કે એટલું ખુશી થવા જેવું છે કે લેખકોએ તે રીજંસીના સમયને અશોક વર્ધનનો જ રાજ્યકાળ ગણી કાઢયો છે અને તે પ્રમાણમાં ગૂંચ ઓછી કરી નાંખી છે. બાકી શુંગવંશી રાજાઓના રાજ્ય અમલે, જેમ એક બીજાનો રાજ્યકાળ ભેળસેલ કરી એકનું રાજ્ય વિશેષ તપતું અને બીજાનું વિસાત વિનાનું હોય, એમ રજુ કરી દેવાયું છે, તેવું જો આ અશોક અને પ્રિયદર્શિનના રાજ્ય વિશે કરી દીધું હોત તો, અત્યારે જે કાંઇ પ્રયાસ ફળીભૂત થઇ શકયો છે, તેટલે દરજ્જે આપણને ફાવટ આવી શકત કે કેમ, તે એક અણઉકેલ પ્રશ્ન બની રહેત.

આવી અડાઅડીના વખતે પુ. ૧. પૃ. ૧૪

(૧૨૪) જો કે અપવાદ સેવવો પડયો હોય ને તેથી "કાળાશોક" નામ તેને વહોરવું પડયું હોય તે સંભવતિ જ નથી લાગતું, એમ મેં તે સ્થાને બતાવ્યું પણ છે.

(૧૨૫) ઉપરના જ સુદર્શન તળાવની પ્રશસ્તિમાં ચંદ્રગુપ્ત રાજ્યે જે અધિકારીએ તે તળાવ બંધાવ્યું છે, તે અધિકારી સમ્રાટનો સાળો થતો હતો એમ લેખાય છે. અને તે અધિકારી વિજાતિય હોવાનું

માં જણાવ્યા પ્રમાણે પેલી ઉકિત જ આપણી મદદે આવી શકે છે-"A body of history must be supported upon a skeleton of chronology and without chronology history is impossible" અને જરૂર કહી શકીએ છીએ, કે આ પદ્ધતિએજ અમારી મુશ્કેલીનો ઉકેલ આણી આપ્યો હતો.

(અ) પ્રથમ આપણે તેમની જ પદ્ધતિપૂર્વક, સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત માનીને હિસાબ કરી બતાવીએ.

( i ) અલેકઝાંડર ધી ગ્રેઇટ ઇ. સ. પૂ. ૩૨૭માં હિંદ ઉપર ચડી આવ્યો, ત્યારે ચંદ્રગુપ્તને મગધપતિ બન્યાને આસરે દશેક વર્ષ થયાં હતાં તે હિસાબે તેનું ગાદીએ આવવું ઇ. સ. પૂ. ૩૩૭માં ગણ્યું છે. હવે ચંદ્રગુપ્તનું રાજ્ય ૨૪ વર્ષ+તે બાદ બિંદુસારનું ૨૮ વર્ષ+તે બાદ અશોક ગાદીએ આવ્યો. તેણે પોતાના રાજ્યે ૨૬ માં વર્ષે સેલ્યુકસ નિકેટોર સાથે સલાહ કરી (કેમકે અશોકને અને પ્રિયદર્શિનને એકજ હોવાનું તેઓ ગણે છે એટલે તેમાંથી પ્રથમ અશોકના જીવન વૃત્તાંતનો બનાવ ગણીશું ) તે અંતરના ૨૬ વર્ષ: એમ કુલ મળી ૭૮ વર્ષ થયાં. એટલે કે ૩૩૭-૭૮=ઇ. સ. પૂ. ૨૫૯માં અશોકને સેલ્યુકસ સાથે તહ થયો. એક બાજુ તહનો સમય આ પ્રમાણે ઇ. સ. પૂ. ૨૫૯ ગણવો અને બીજી વખતે તેજ બનવાનો સમય ઇ. સ. પૂ. ૩૦૪નો કહેવો ( જુઓ ઉપરમાં પૃ. ૧૫૫ દલીલ. ૩ ) તેનો કાંઇ અર્થ ખરો ?

( ii ) હવે આ હકીકતને અશોક વર્ધનને સ્થાને પ્રિયદર્શિનના જીવન વૃત્તાંતનો બનાવ ગણીને હિસાબ માંડીએ. ખડક લેખમાં જણાવાયું છે કે, તેણે નવમે વર્ષે કલિંગદેશ જીત્યો છે. એટલે ચંદ્રગુપ્તનો રાજ્યાભિષક ઇ. સ. પૂ. ૩૩૭માં થયો તે બાદ, તેના રાજ્યના ૨૪ વર્ષ+ ૨૮ વર્ષ બિંદુસારના+અને ૯ વર્ષ પ્રિયદર્શિનના રાજ્યાભિષેક બાદના=કુલ ૬૧ વર્ષ થયાં એટલે તેનો સમય ૩૩૭-૬૧=ઇ. સ. પૂ. ૨૭૬માં થયો નોંધાય. હવે અશોક અને પ્રિયદર્શિન એકજ હોવાનું ગણે છે એટલે, તેણે સેલ્યુકસ સાથે ૨૬ મા વર્ષે ઇ. સ. પૂ. ૩૦૪માં તહ કરી હતી. અને આ કલિંગની જીત તો નવમે વર્ષે છે, એટલે કલિંગની જીત પહેલી હતી અને તે બાદ ૧૭ વર્ષે ( ૨૬-૯=૧૭ વર્ષ ) સેલ્યુકસની સાથે તહ થઇ હતી એમ અર્થ થયો. એટલે ઇ. સ. પૂ. ૩૦૪ ની તહના હિસાબે, આ કાલિંગની જીત ઇ. સ. પૂ. ૩૦૪+૧૭=ઇ. સ. પૂ. ૩૨૧માં આવશે. એક વખતે ઉપરમાં ટાંકેલા તેમના જ હિસાબના આધારે આ જીતનો સમય ઇ. સ. પૂ. ૨૭૬ કહેવો અને બીજી વખતે પાછો તેને ઇ. સ. પૂ. ૩૨૧ કહેવો. તે શું અસંગત નથી લાગતું ?

આ પ્રમાણે આપણે અશોક અને પ્રિયદર્શિન એક જ ગણીને, તે બન્નેના જીવન વૃત્તાંતના બનાવની સાલ સાથે. ઇતર ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલ એક જ બનાવને સરખાવી જોયો. તો ભિન્નતા નજરે તરી આવતી દેખાઇ. એટલે કહેવું પડશે કે અશોક અને પ્રિયદર્શિન બન્ને ભિન્ન ભિન્ન વ્યકિતઓ જ છે.

( આ ) આ પરિણામતો સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત જે તેમણે ઠરાવ્યો છે, તે હિસાબે કરી જોવાથી આવ્યું છે. હવે આપણે જે ઠરાવ્યું છે

ધરાયું છે. પણ આ વિજાતીય હોવાનું મુખ્ય કારણ તો તે અધિકારી પલ્લવ જાતિનો હોવાનું પોતે જણાવ્યું છે; અને આ પલ્લવાઝને ઇરાનના પહલ્વાઝ જાણી વિજાતીય ઠરાવી દીધો છે. બાકી ખરી રીતે તો પલ્લવાઝતે લિચ્છવી ક્ષત્રિયો જ છે ( જુઓ પૃ. ૧૯૦: પૃ. ૧૦૪ ટી. ૧૦૧ અને પૃ. ૩૨ ટી. ૧૩૪

( ૧૨૬ ) સરખાવો પૃ. ૨૩૩ ઉપરની હકીકત.

કે સેંડ્રેકોટસ તે અશોક વર્ધન છે તે પ્રમાણે તપાસી જોઇએ.

ઉપર જોઇ ગયા છીએ કે સેલ્યુકસ નિકેટોરે સત્તરથી અઢાર વર્ષ સુધી નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી છેવટે થાકીને તેણે સેંડ્રેકોટસ સાથે–અશોક વર્ધન સાથે–ઇ. સ. પૂ. ૩૦૪ માં સલાહ કરી હતી. અને તે તહની એક સરત તરીકે તેણે પોતાની કુંવરી તે હિંદી સમ્રાટને પરણાવી હતી. હવે અશોક જેવો ગાદીએ બેઠો કે તુરતમાં જ જો સેલ્યુકસ સાથે યુદ્ધમાં તેને ઉતરવું પડયું હોય, તો તો તેના રાજ્ય અમલે સત્તર કે અઢારમે વર્ષે જ સલાહ થઇ ગણાય. પણ તહ થઇ તે સમયે તો ૨૬ મું વર્ષ[૧૨૭] ચાલતું હતું એમ નોંધાયું છે. એટલે કે ગાદીએ બેઠા પછી ( ૨૬ વર્ષે તહ થઇ હતી તેમાંથી ૧૮ વર્ષ લડાઇ ચાલી હતી તે સમય બાદ કરતાં ) આઠમે કે નવમે વર્ષે ( અઢારને બદલે ૧૭ વર્ષ યુદ્ધ ચાલ્યું ગણો તો ) સેલ્યુકસ સાથેના યુદ્ધનો આરંભ થયો હતો એમ તાત્પર્ય નીકળ્યો. આ પ્રમાણે એક સ્થિતિ થઇ, બીજી બાજુ અશોક તેજ પ્રિયદર્શિન છે એમ સમજીને પ્રિયદર્શિને કરેલી કલિંગની જીત તે અશોકના નામે ચડાવાઇ છે. અને આ જીત મેળવ્યા બાદ ભવિષ્યમાં કદાપિ યુદ્ધ ન કરવાની અશોકે પ્રતિજ્ઞા લીધાનું ખડકલેખમાં જણાવાયું છે. હવે વિચારો કે જે પુરૂષ નવમા વર્ષે આવી પ્રતિજ્ઞા કરે છે, તેજ પુરૂષ પાછો તેને તેજ વર્ષે બીજાની સાથે યુદ્ધમાં જોડાય અને બીજાં સત્તર અઢાર વર્ષ સુધી યુદ્ધ ખેલ્યાં કરે તે બનવા જોગ છે ? નહીં જ. એટલે સાબિત થાય છે કે કલિંગની જીત મેળવનાર અશોક અથવા પ્રિયદર્શિન તે સેલ્યુકસ નિકેટોરની સાથે સંધિ કરનાર અશોકથી ભિન્ન જ વ્યકિત છે.

( ૬ ) ઉપર પ્રમાણે સમયાવળીના આંકડા લઇને ( अ અને आ નાં મથાળાં નીચેની દલીલોમાં ) આપણે જોઇ શકયા છીએ કે અશોક અને પ્રિયદર્શિન એકજ નથી. પણ ભિન્ન ભિન્ન છે. હવે આપણે શિલાલેખની દૃષ્ટિએ વિચાર કરીએ અને તેમાંથી કાંઇ તાત્પર્ય કાઢી શકીએ તેમ હોય તો તે પણ વિચારી લઇએ.

ઇતિહાસ આપણને શીખવી રહ્યો છે કે તેણે ગાદીએ આવ્યા બાદ ચોથે વરસે પોતાનો અસલ ધર્મ તજી દીધો હતો અને બૌદ્ધ ધર્મમાં ભળી ગયો હતો. અને તે પછી તેનો રાજ્યાભિષેક થયો હતો. તથા રાજ્યાભિષેક થયા બાદ કેટલાય વર્ષે (બારથી છવીસ વર્ષ સુધીમાં) તેણે ( જો અશોક અને પ્રિયદર્શિન એક જ છે એમ ગણોતો ) ખડક લેખો કોતરાવ્યા છે. તે લેખો પૈકી કેટલાકમાં તેણે જણાવ્યું છે કે અમુક વર્ષ સુધી તે સાદો શ્રાવક હતો. પછી વ્રત્ત ધારી બન્યો હતો અને પછી ઉપાસક તરીકે જીવન ગાળવા માંડયા હતું તથા સંઘ સાથે ગયો હતો –અથવા સંઘમાં જોડાયો હતો. આ બધી વસ્તુસ્થિતિ પ્રમાણે એમ જ સમજવું રહે છે કે, તેણે ઉપરના સર્વ લેખો જ્યારે પોતે બૌદ્ધ ધર્મી તરીકે–ખરા ભકતનું–શ્રદ્ધા પૂર્વક જીવન

( ૧૨૭ ) જુઓ ઉપરમાં પૃ. ૧૫૫ ટી. ૮૪ એટલે ૩૦૪+૨૬ વર્ષ ઉમેરતાં તેનું ગાદીએ બેસવું ૩૩૦ ઇ. સ. પૂ. માં થયું હતું એમ આ ઉપરથી સાબિત કરી શકાય છે. તેવી જ રીતે સેલ્યુકસનું ગાદીએ બેસવું પણ નક્કી થઇ જાય છે. કેમ કે ૩૦૪ ની સાલ છે તે અઢાર વર્ષ નિષ્ફળ પ્રયત્ન કર્યા પછીની ગણાવી છે. એટલે તે હિસાબે ૩૦૪+૧૮=ઇ. સ. પૂ. ૩૨૨ માં તે ગાદીએ બેઠો હતો. અને તેના સેલ્યુસાઇડ વંશની સ્થાપના થઇ હતી એમ થયું. અને તે હકીકત બરાબર છે. ( પૃ. ૨૪૩ ઉપર લખેલી સાલવારી જુઓ.) જ્યારે કે. ઇ. બ્રા. નો હવાલો આપીને અમે જે ઇ. સ. પૂ. ૩૧૨ ની સાલ હોવાનું જણાવ્યું છે ( જુઓ. પુ. ૧ પૃ. ૧૦૨ ટી. ૧૦ ) તે ખોટું છે. એમ આ ઉપરથી સમજાય છે.

ગાળી રહ્યો હતો ત્યારે કોતરાવ્યા હતા. બીજી બાજુ બૌદ્ધ ધર્મમાં માત્ર દ્વિવિધ સંઘનું જ બંધારણ માન્ય છે. દ્વિવિધ એટલે ભિક્ષુક અને ભિખુણી. શ્રાવક અને શ્રાવિકાને ( Laymen and Laywomen ) તેમના બંધારણમાં કાંઈ સ્થાન જ નથી. જો તેમનું પણ સ્થાન હોય તો તે બંધારણને ચતુર્વિધ સંઘ કહી શકાત. અને ઇ. સ. ૧૮૭૮ ના બેંગોલ એશિ. સોસાયટીના વાર્ષિક મેળાવડા પ્રસંગે તેના પ્રમુખ ડૉ. હૉર્નલે કહ્યું છે કે,[૧૨૮] બૌદ્ધ ધર્મને તેમની જન્મ ભૂમિ હિંદમાંથી જે પલાયન થવું પડયું છે તે તેમના બંધારણની આ ખામીને લીધે જ બનવા પામ્યું છે તેમજ તેનો હરીફ જૈન ધર્મ હજુ સુધી જે ટકી રહેવા પામ્યો છે તે પણ તે ધર્મે તેમના શ્રાવક અને શ્રાવિકાને સન્માનીને પોતાની હુંફમાં લઇ તેમને અમુક પ્રકારની જવાબદારી નાંખી છે તેને લીધેજ કહી શકાશે. આ કથનની મતલબ એ છે કે બૌદ્ધધર્મનું બંધારણજ એવા પ્રકારનું રચાયું છે કે તેમાં શ્રાવક અને શ્રાવિકાને ( Laymen & Laywomen ) સંઘના અંગભૂત તરીકે લેખ્યાજ નથી. તો આવા દ્વિવિધ બૌદ્ધસંઘના બંધારણમાં, પ્રિયદર્શિન જેવા ઉપાસક-( Layman ) ને કોઇ સ્થાન આપી શકાય ખરૂં ? નહીંજ ! આ પ્રમાણે ખડકલેખોના અંદરના પ્રાણભૂત–શિક્ષા વચનોના આધારે પણ સાબિત કરી શકાય છે, કે પ્રિયદર્શિન તે બૌદ્ધધર્મી નથીજ.[૧૨૯] અને તેમ નથી તો સ્વયં સિદ્ધ થઇ જાય છે કે તે લેખો અશોકના પણ નથીજ. એટલે અશોક અને પ્રિયદર્શિન બન્ને નિરનિરાળી વ્યક્તિઓજ ઠરી ગઇ.

આ વિષય હાથ ધર્યો છે. જેથી તેના પાયા તરીકે અહીં તો વાચકની જીજ્ઞાસા માટે એકાદ બે માત્ર હકીકતો રજુ કરીનેજ સંતોષ પકડયો છે. બાકી વિશેષપણે તો, આ બન્ને સમ્રાટોનાં જીવન વૃત્તાંતો અંહી જે આલેખ્યાં છે તેમાંના વર્ણનના સર્વે પ્રસંગો[૧૩૦] જો એકત્રીતપણે ગુંથવામાં આવશે તો વાચકવર્ગને જરૂર ખાત્રી થઇ જશે કે બન્ને સમ્રાટો જેમ વ્યકિતત્વમાં ભિન્ન છે તેમ ધર્મે પણ ભિન્નજ છે.

**અવસાન** સમ્રાટ અશોક, મહારાજ સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક કર્યાબાદ, તેને સ્વતંત્ર અને સંપૂર્ણ રાજય લગામ સોંપીને તદ્દન સન્યસ્ત દશા ગાળવામાં પ્રવૃત્ત થયો હતો. તેણે તે કાળે જે જે દાન દેવા માંડયું હતું તેના અદ્‌ભૂત વર્ણનો બૌદ્ધ ગ્રંથોમાં આળેખાયાં છે. પણ તે વાંચતાં વેંત જ કાંઇક અતિશયોક્તિ વાળાં હોવાનો ખ્યાલ આવે તેવાં દીસે છે. પણ તે વિષય અત્રે ઉપયોગી નથી એટલે છોડી દઇએ છીએ. અંતે સુખે સમાધીમાં ઇ. સ. પૂ. ૨૭૧

( ૧૨૮ ) પ્રમુખ મહાશયના આ શબ્દો માટે જુઓ પૃ. ૨૬ ટી. નં. ૧૦૧ નું લખાણ.

( ૧૨૯ ) પ્રિયદર્શિનનો ધર્મ શું હોઇ શકે તેની ચર્ચા વળી તેના જીવન ચરિત્રે કરવામાં આવશે તે જુઓ.

( ૧૩૦ ) સ્વતંત્ર પણે બૌદ્ધ ધર્મના જ ગ્રંથો ગણાય તેવા મહાવંશ અને દીપવંશમાં સમ્રાટ અશોકના જીવનના બનાવો વર્ણવાયા છે. વાચક પોતે પણ આ પુસ્તકના વાંચન ઉપરથી એક કરતાં અનેક આવા પ્રસંગો તારવી શકે છે, તેમજ તે સાથે સરખાવી શકે છે. છતાં જે કોઇ થોડા ઘણા એકદમ મારી નજરે ચડી ગયા છે તે અત્રે ટાંકી બતાવીશ: ( ૧ ) ઉપરના પૃ. ૨૦૬ ની ટી. નં. ૧૦૮ જુઓ. ( ૨ ) પુસ્તક ૧ પૃ. ૩૪૧ ના બીજા કોલમની હકીકત જુઓ. ( ૩ ) પુ. ૧ ની પ્રસ્તાવનામાં કરેલા ઉલ્લેખ જુઓ. ( ૪ ) પ્રિયદર્શિનના જીવનના બનાવોમાં, નેપાળના રાજા દેવપાળ તથા તથા ચારૂમતિને લગતી હકીકત જુઓ આગળના પરિચ્છેદે (૫) તેવી જ રીતે તિબેટ અને ખોટાનના સુબા કુસ્થનવાળા વૃત્તાંત તથા (૬) કાશ્મિર પતિ જાલૌકનાં વૃત્તાંત જુઓ. (૭) તથા ઉપરમાં પૃ. ૨૭૦ ટી. નં. ૮૬ જુઓ

મ. સં. ૨૫૬ માં જે ઠેકાણે મહારાજા સંપ્રતિનો સહસ્રામનો [૧૩૧]શિલાલેખ ઉભો છે, તે સ્થળે મરણ પામ્યો હતો. મરણ સમયે તેની ઉમર ૮૨ વર્ષની હતી.



(૧૩૧) સહસ્રામના શિલાલેખમાં જે વિયુથ (after the departed) શબ્દ છે તે પછી, ૨૫૬ નો આંક છે. આ શિલાલેખો ઉભા કરાવનાર રાજા પ્રિયદર્શિન જૈન હોવાથી, પોતાના ધર્મના અંતિમ તીર્થંકરના સંવતને માનતો હતો. અને તેમને મરણ પામ્યાને જ્યારે ૨૫૬ વર્ષ થયા હતા. ત્યારે આ બનાવ બન્યો હતો એમ કહેવાનો તેમાં ભાવાર્થ છે: વિશેષ માટે અશોકના રાજ્યકાળના નિર્ણય માટેની દલિલો પૃ. ૨૪૯ ઉપર જુઓ: આ શિલાલેખો શા માટે ઉભા કરાયા છે તેનો સવિસ્તાર ખ્યાલ વાંચક વર્ગને આગળ ઉપર પ્રિયદર્શિનનો વૃત્તાંત લખતાં આપીશું.



# દ્વિતીય પરિચ્છેદ

## સમ્રાટ પ્રિયદર્શિન; સંપ્રતિ મહારાજ

**સંક્ષિપ્ત સારઃ—**

તેનો જન્મ તથા તેને અપાયલાં જુદાં જુદાં નામ અને બિરૂદોની કરેલી સમજૂતી—તેણે કરેલું રાજનગરનું સ્થાનાંતર અને મૌર્યવંશની રાજકર્ત્તી બે શાખાઓની સ્થાપના—તેનાં રાજ્યકાળ તથા આયુષ્યની ઐતિહાસિક દૃષ્ટિએ ભિન્ન ભિન્ન મુદ્દા લઈ કરેલી ચર્ચા—તેનું રાજકુટુંબ અને પુત્ર પુત્રીઓ આદિ પરિવારનું વર્ણન તથા સંક્ષિપ્ત જીવન—તેમાં ખાસ કરીને ખડગ લેખમાં જણાવાયેલી કુંવરી ચારૂમતિ અને તેના પતિ દેવપાળના નેપાળપતિ તરીકેના જીવનનો આપેલ હેવાલ—પ્રિયદર્શિને જુદી જુદી દિશામાં વારાફરતી કરેલ દિગ્વિજયનો આપેલો ખ્યાલ તથા અત્યાર સુધી થયેલ સર્વે હિંદી સમ્રાટોમાં સૌથી વિસ્તારવંતા તેના રાજ્યની બતાવી આપેલ સીમા—અદ્યાપિ પર્યંત ચાલી આવતી રાજ્યઅમલ ચલાવવાની પ્રથામાં તેણે કરેલું પરિવર્તન—નેપાળનું રાજ્ય અને ત્યાં ચાલેલ તેના જમાઇ દેવપાળનો રાજ્યવહીવટ—તેના સમકાલિન વિદેશી રાજકર્તાઓની આપેલ ઓળખ તથા તેમની સાથે તેણે સ્થાપેલ મૈત્રીભાવ—તેણે કરેલ તિબેટ અને મધ્ય એશિયા તરફનું પ્રયાણ તથા વિશ્વવિખ્યાત ચિનાઇ દિવાલ બંધાવવામાં ઉભાં થયેલ કારણોમાં તેણે પુરાવેલ હિસ્સાની ચર્ચા—

## પ્રિયદર્શિન

**જન્મ તથા નામ** સમ્રાટ અશોક વર્ધન પછી ગાદીનો હક તેના યુવરાજ કુણાલ ઉર્ફે ધર્મવિવર્ધનનો પહોંચતો હતો. પણ કેવા સંજોગોમાં તેને અંધાપો આવી પડયો અને તેને બદલે તેના પુત્ર[1] સંપ્રતિને ગાદીવારસ ઠરાવવામાં આવ્યો તે હકીકત આપણે અગાઉ પૃ. ૨૭૭–૮૦ માં વર્ણવી ગયા છીએ એટલે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. તેનો જન્મ કુણાલની રાણી કંચનમાળાના[2] પેટે, રાજપુતાનામાં જ્યાંથી ભાબ્રા–વૈરાટનો ખડક શિલાલેખ મળી આવ્યો છે ત્યાં પૂર્વે જે મોટી નગરી[3] હતી તે નગરીમાં થયો હતો. રાણી કંચનમાળાનું અત્ર પિયર હતું. જ્યારે કુમાર સંપ્રતિ માતાના ગર્ભમાં હતો ત્યારે તેણીએ એક શ્વેત હસ્તીને, આકાશમાંથી ઉતરતો અને પોતાના મુખ દ્વારા ઉદરમાં પ્રવેશ કરતો જોયો હતો.[4] તેનો જન્મ પોષ માસના શુકલ પક્ષના ઉત્તર ભાગમાં[5] ઇ. સ. પૂ. ૩૦૪=મ. સ. ૨૨૩[6] માં થયો હતો. જ્યારે તેને ગાદીપતિ ઠરાવવામાં આવ્યો[7] ત્યારે તેની ઉમર માત્ર ૧૦ માસની જ હતી. એટલે ૧૪ વર્ષની ઉમરનો[8] થયો અને રાજ્યાભિષેક કરી, વિધિસર રાજ્યની લગામ સોંપાઇ ત્યાં સુધી સમ્રાટ અશોકેજ તેની વતી રાજ્યવહીવટ ચલાવ્યો હતો.

રાશિ ઉપરથી પાડેલ તેનું નામ શું હશે તે નિશ્ચિત પણે કહી શકાય તેવાં સાધન મળી શકતાં નથી. પણ સંજોગાનુસાર, (૧) તેનું નામ સંપ્રતિ[9] પાડવામાં આવ્યું છે એમ જૈનગ્રંથો ઉપરથી જણાય છે (૨) તેમ **સંપત્તિ** નામ પણ

( ૧ ) શા. કુ. મુ અશોક: પ્રસ્તાવના ૮. પૃ. ૩૭ ટી. ૧ માં જણાવે છે કે, “ દિવ્યાવદાનમાં પૃ. ૪૩૦ ઉપર ઇન્ડીયન એન્ટીકવેરી ૧૯૧૪ પૃ. ૧૬૮ ટી. નં. ૬૯ નો પુરાવો આપી એક સાબિત કરવામાં આવ્યું છે કે, સંપ્રતિ તે કુણાલનો પુત્ર હતો. ” “ Divyavadan mentions Samprati as Kunala's son, supported by Ind. Ant. 1914 P. 168 f. n. 69.

જ. બી. ઓ. રી. સો. પુ. ૨૦ અંક ૩–૪ પૃ. ૨૭૯:—મત્સ્ય પુરાણ પ્રમાણે, અશોકની ગાદીએ કુણાલ આવ્યો નથી. તેનો વંશ જ ( તસ્ય નપ્તા ) ગાદીએ બેઠો છે. According to Matsya, Kunala did not succeed Asoka; *tasya napta* succeeded Asoka.

( ૨ ) કોઇક જૈન ગ્રંથમાં તેણીનું નામ શરદશ્રી આપ્યું છે. બિ. ટો. પૃ. ૧૨૪ માં “ Kunala, guided by his faithful wife Kanchanamala=કુણાલને પોતાની વફાદાર પત્નિ કંચનમાલાની સલાહથી ” આ પ્રમાણે શબ્દો લખાયા છે .

( ૩ ) અહીં મોટી નગરી જે હતી તેની પૂર્વ જાહોજલાલી કેવી હતી, તથા તે કઇ નગરી હોઇ શકે તે બાબત જુઓ ભાબ્રા ખડક લેખનું બ્યાન ( મારા તરફથી બહાર પડનાર સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર )

( ૪ ) જુઓ ભારહુત સ્તૂપમાં માયાદેવીનું દૃશ્ય અને તેને ભાબ્રા ખડક લેખના લખાણ સાથે સરખાવો.

( ૫ ) જુઓ ખડક લેખની હકીકત એટલે જન્મ મ. સં. ૨૨૩ ના (નીચેની ટીકા નં ૫ જુઓ. ) પોષ માસમાં અને ગાદીની નીમણુક ( મ. સં. ૨૨૩ ના આશ્વિનમાં વિજયા દશમીના દિવસે ) હશે એમ અનુમાન કરી શકાય. અને રાજ્યાભિષેક મ. સં. ૨૩૬ માં તેર વર્ષ પૂરા થયા બાદ, એટલે તેના પોતાના ચૌદમાં વર્ષે મહાસુદ ૫=વસંત પંચમીએ કે, વૈશાખ સુદ ૩=અક્ષય તૃતિયાના દિને થયો હોવાનું કહી શકાય.

( ૬ ) જુઓ રૂપનાથ, બ્રહ્મગિરિ, અને સહસ્રામના ખડક લેખો. તેમાં જણાવેલ ૨૫૬ ની સાલમાં પોતાની ઉમર અઢી તિસાની=$૨\frac{૧}{૨}$ + ૩૦ = ૩૨$\frac{૧}{૨}$ વર્ષની લખી છે. તે હિસાબે ૨૫૬–૩૨$\frac{૧}{૨}$ = ૨૨૩ માં તેનો જન્મ આવી રહે છે. ( જુઓ ઉપરની ટીકા નં. ૫) અને અશોકનું મરણ મ. સં. ૨૫૬ ના આષાઢમાં = ઇ. સ. પૂ. ૨૭૧ ના જુલાઇમાં આવશે.

( ૭ ) સ્મિ. અ. પૃ. ૭૦ : મૌ. સા. ઇ. પૃ. ૬૫૩

(૮) જુઓ ઉપરનું ટી. નં. ૫

લખાય છે (અગાધ સંપત્તિના માલિક તરીકે, આ નામ કાં તેને માટે જોડી કાઢયું નહોય?) (૩) વળી તેને જોવાથી તેના દાદા સમ્રાટ અશોકને અતિ હર્ષ પ્રાપ્ત થયો હતો. તેમજ હૃદયની કેટલીક ગુહ્ય મૂંઝવણ ઓછી થઇ હતી. તે ઉપરથી તેમણે તેનું નામ પ્રિયદર્શિન[10] પણ પાડયું હતું: આ નામ તેણે પોતાના વડીલ તરફની પૂજ્ય બુદ્ધિના માનાર્થે સાચવી રાખ્યું લાગે છે. એમ તેની કૃતિરૂપે જે સર્વે શિલાલેખો ઉભા રહ્યા છે તે ઉપરથી સાબિત થાય છે. (૪) પણ જે ગાદીપતિઓ અશોકની પછી થયાનું પુરાણોમાં જણાવ્યું છે તેમાં એક ઇંદ્રપાલિત નામ જોવામાં આવે છે, તેના અર્થનો વિચાર કરતાં, કદાચ તે નામ સમ્રાટ સંપ્રતિનું હોય એમ અનુમાન ઉપર જવાય છે ખરૂ[11]; જોકે ઉપર કહી ગયા છીએ તેમ કાંઇ નિશ્ચિત તો છેજ નહીં. બાકી સંપ્રતિ નામે સમ્રાટ થયોછે અને તે અશોકનો પૌત્ર તેમજ તુરતનોજ ઉત્તરાધિકારી હતો તેટલું તો ચોક્કસજ છે.[12] (૫) ગ્રીક પુસ્તકોમાં તેને Amitrochades[13] નામથી ઓળખાવ્યો છે. ( ૬ ) જ્યારે તેનેજ બરાબર મળતું નામ તેણે મેળવેલ યશઃકીર્તિને અનુસરીને અમિત્રઘાત[14] (દુશ્મનોનો નાશ કરનાર= Slayer of enemies) તરીકેનું બિરૂદ જૈન ગ્રંથોમાં તેને અર્પિત થયેલું નજરે પડે છે.

બીજું એક નામ દશરથ હોવાનું સંભવિત લાગે છે. જો કે તે માટે ઉલટા સુલટી ઘણી દલીલો થઇ શકે તેવી છે. બાકી દશરથ નામે[15] મગધનો સૂબો હતો. તેમજ અશોકનો તે[16] પૌત્ર

( ૯ ) માગધી ભાષામાં સંપ્રઈ નામ છે ( જૈ. સા. લે. સંગ્રહ પૃ. ૪૧ )

( ૧૦ ) ગુ. વ. સો. અશોક પૃ. ૬ :-પ્રિયદર્શિનનો અર્થ શબ્દશ: "જે સ્નેહભાવથી જુએ છે તે" અને છૂટથી અર્થ કરીએ તો "જે દેખાવે પ્રિય છે તે" આ અર્થને પૃ. ૨૭૯ ઉપર જે હકીકત, પ્રિયદર્શિનનું નામ પાડવાને કારણભૂત હતી, તે સાથે સરખાવો. વળી કેટલાક પ્રિયદર્શિનને વિશેષણરૂપે ગણે છે ત્યારે કેટલાક વિશેષ નામ તરીકે પણ લેખે છે. ખરી રીતે તે વ્યક્તિગત વિશેષ નામજ છે.

સ્મિ. અ. પૃ. ૨૨. ટી. ૨: સિલોનની તવારીખમાં પ્રિયદશી અને પ્રિયદસન શબ્દો કાંઇક ઉપલકીયા વિશેષ નામ તરીકે વાપરવામાં આવ્યાં છે તેની ના પડાય તેમ નથી. પણ હું ભારપૂર્વક જણાવું છું કે, શિલાલેખમાં તે બિરૂદો તે પ્રમાણે વપરાયાં નથી જ. Asoka P. 22 f. n. 2:—I do not deny that the Chronicles of Ceylon used Piyadasi and Piyadassana as quasi-proper names; but I affirm that, in the inscriptions the titles are not so used.

( ૧૧ ) આ નામ વિશે આગળ ચર્ચા કરાઇ છે. ત્રીજા પુસ્તકે જુઓ.

( ૧૨ ) રાસમાળા પુ. ૧. પૃ. ૭ (લંડન ૧૮૫૬ ની આવૃત્તિ ) "સંપ્રતિ તે બનાવટી રાજા છે." A fabulous prince આવું જે લખાણ છે તે ગલત છે એમ આ ઉપરથી હવે સમજાશે: સરખાવો આગળના પરિચ્છેદની હકીકત.

( ૧૩ ) ઇં. કો. ઇ. (હુલ્ટઝ્શ) અશોક; પ્ર. ૩૫-તથા ૩૧ ની પંક્તિ ૨૫ જુઓ: ભિ. ટો. પૃ. ૯૨: તથા સ્પષ્ટ અર્થ માટે જુઓ આગળનો પરિચ્છેદ.

( ૧૪ ) વિદ્વાનોએ સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત ધારી લઇને તેની પાછળ ગાદીએ આવનાર બિંદુસારને આ નામ લગાડયું છે. પણ હવે જ્યારે સેંડ્રેકોટસ એટલે અશોક ઠરે છે, ત્યારે અશોકની પાછળ ગાદીએ આવનાર પ્રિયદર્શિનનેજ તે નામ લાગુ પડાય. અને વાસ્તવિક છે પણ તેમજ. પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિનું નામ જ અમિત્રઘાત છે. જ્યારે બિંદુસારનું નામ તો અમિત્રકેતુ છે. જુઓ ઉપર પૃ. ૨૧૫ ટી. નં. ૪૧ તથા ટી. ૪૩.

( ૧૫ ) જુઓ ઉપર પૃ. ૨૬૨ ની વંશાવળી

( ૧૬ ) જ. બોં. બ્રે. રો. સો. પુ. ૨૦ પૃ. ૩૬૭ ( ડો. ભાંડારકર જણાવે છે કે ) વિષ્ણુ પુરાણના મતે અશોકની ગાદીએ આવનાર તેનો પૌત્ર દશરથ હતો.

J. B. B. R. A. S. xx P. 367 :—the Vishnu Purana gives, Dasaratha as the name of Asoka's grandson and immediate successor;

પણ થતો હતો એટલી વાત તો નિશ્ચિત છે જ. પણ સંપ્રતિએ તો રાજગાદી ઉજ્જૈનીમાં કરી છે એટલે પછી તે ( સંપ્રતિ ) મગધ ઉપર કેમ સૂબાગીરી ભોગવી શકે તે પ્રશ્નનો ઉકેલ જરા વિકટ થઇ પડે છે. છતાં જે બરાબર અને નાગાર્જુની ગુફાઓમાં પોતે દાન આપ્યાનું જણાવે છે તેમાં " રાજ્યાભિષેક બાદ આટલા વર્ષે " આવા શબ્દ જે વાપર્યા છે તે પોતે સંપ્રતિનું બીજું નામ હોવાના અનુમાન તરફ વધારે દોરવી જતા જણાય છે. ( જો કે ઉપરના શબ્દોમાં " મારા રાજ્યાભિષેક બાદ " એમ શબ્દ નથી પણ મોઘમજ " રાજ્યાભિષેક બાદ " એમ શબ્દો છે. એટલે કદાચ એમ પણ બેસારી શકાય કે (૧) જે સામ્રાજ્યપતિની આજ્ઞામાં તે સૂબાગીરી ભોગવે છે, તેના રાજ્યાભિષેક બાદ આટલા વર્ષે તેણે પોતે સ્વતંત્ર રીતે દાન દીધું, અથવા (૨) તે સામ્રાજ્યપતિની આજ્ઞાથીજ, તેનાજ રાજ્યાભિષેક બાદ અને તેનાજ રાજ્ય સમયે આટલા વર્ષે, તેનાજ તરફથી, તેણે ( પાત્ર સ્થાનિક સૂબા તરીકે તુરતના દાતા તરીકે ) દાન દીધું—આ બેમાંથી ગમે તે અર્થ લઇ શકાય તેમ છે.

પણ જ્યારે આપણને એમ સ્પષ્ટ પણે સાબિતીઓ મળે છે કે, મૌર્યવંશી ક્ષત્રિયની એક શાખા ઠેઠ ઇ. સ. ની પહેલી બે ત્રણ શતાબ્દિમાં પણ બંગાલ અને બિહાર પ્રાંત ઉપર ( અસલમાં મગધ રાજ્યના નામે જે પ્રદેશ ઓળખાતો હતો તે ઉપર) રાજ્ય સત્તા ચલાવતી હતી, ત્યારે અનાયાસેજ એમ નિર્ણય ઉપર આવવું પડે છે કે, તે શાખા સમ્રાટ અશોકના સમયથીજ જુદી પડી હશે. અને મુખ્ય ગાદી વારસે ( સમ્રાટ સંપ્રતિએ ઉજ્જૈનીમાં રાજપાટ સ્થાપ્યું હશે તથા આ શાખાના રાજકર્તાઓએ, મૂળની રાજ્ય ગાદીનું સ્થાન પાટલિપુત્ર જેમ ને તેમ સાચવી રાખ્યું હશે. અને તે શાખાનો પ્રથમ પુરૂષ તેજ આ બરાબર તથા નાગાર્જુની ગુફાનો દાતાર રાજા દશરથ સમજવો. આ દશરથ, સમ્રાટ અશોકનો પૌત્ર હતો એમ, તેના પોતાનાજ અલેખાયલ શબ્દથી નિશ્ચિતપણે તેમજ સ્પષ્ટપણે માલૂમ થાય છે. અને તેનું રાજ્ય પણ, ( ભલે મૌર્યવંશી શાખા તરીકેનું સ્વતંત્ર પણે હોય કે, પછી મુખ્ય ગાદી પતિની એટલે ઉજ્જૈનીના તાબામાં રહી તે પ્રાંતના સૂબા તરીકેનું હોય—વધારે સંભવિત તો સ્વતંત્ર શાખા તરીકેનુંજ લાગે છે. કારણ કે નહીં તો " રાજ્યાભિષેક બાદ આટલા વર્ષે " એવા શબ્દ નજ લખી શકે: રાજ્યાભિષેક થયો હોય એટલે સ્વતંત્ર રાજા છે એમ પુરવાર થાય છે. ) જેમ એક બાજુ સમ્રાટ સંપ્રતિનો રાજ્યાભિષેક ઉજ્જૈનીમાં થયો ને રાજ્ય શરૂ થયું હતું. તેમ બીજી બાજુ આ દશરથનો રાજ્યાભિષેક પાટલિપુત્રે કરવામાં આવ્યો હોય તો તેનું રાજ્ય પણ ત્યાં શરૂ થયું ગણાય. મતલબ કે સમ્રાટ સંપ્રતિનો અને રાજા દશરથનો બંનેનો રાજ્યાભિષેક લગભગ એક જ અરસામાં થયેલ હોવાથી, બન્નેના રાજ્યાભિષેક થયાના કાળનો સમય પણ એક જ આવી શકે; અને તેથી જ, રાજા દશરથે સ્વતંત્ર રીતે કરેલા દાનનો સમય[૧૭] પણ તેવી જ રીતે ગુફામાં આલેખાયલ નજરે પડે છે.

ત્યારે સવાલ એમ ઉપસ્થિત થાય છે કે, આ દશરથ રાજા કઇ રીતે સમ્રાટ અશોકનો પૌત્ર હોઇ શકે; સમ્રાટ અશોકને, પોતે જ્યારે ઉજ્જૈનની સૂબાગીરી ઉપર હતો, ત્યારે બે પુત્રો હતા, એક યુવરાજ કુણાલ અને બીજો કુમાર મહેંદ્ર. આ

આ હકીકતને આધારે તો અશોકની પાછળ ગાદી ભોગવનાર પ્રિયદર્શિનને જ દશરથ કહી શકાય પણ તે દશરથ કેવી રીતે અશોકનો પૌત્ર થાય છે તથા તેની જ પાછળ ગાદીએ બેઠો છે તે સર્વ હકીકત માટે આ પુસ્તકને અંતે પરિશિષ્ટ જુઓ.

( ૧૭ ) આ હકીકત કેટલેક અંશે ઉપર અન્યત્ર આપણે લખી છે. વળી વિરૂદ્ધ હકીકત માટે આ પુસ્તકને અંતે તેનું પરિશિષ્ટ જુઓ.

એનો પ્રશસ્ત પણે ઉલ્લેખ થયેલ છે જ; વળી એમ પણ માનવાને કારણ મળે છે કે, જ્યારે સમ્રાટ બિંદુસારનું મરણ થયું ત્યારે ઇ. સ. પૂ. ૩૩૦ માં કે તે બાદ, જ્યારે અશોકનો રાજ્યાભિષેક થયો ત્યારે ઇ. સ. પૂ. ૩૨૬ માં યુવરાજ કુણાલની માતા-વિદિશા નગરીના શ્રેષ્ટિની પુત્રી કે જે કુમાર અશોકની પટરાણી ગણાય ને જેનું નામ આપણે ઉપર પૃ. ૨૮૮ માં કંચનમાળા જણાવ્યું છે તે ગર્ભવતી હોવાથી[૧૮], અથવા તો પ્રસુતિ સમય હોવાથી સાથે જઇ શકી નહોતી, પણ થોડા સમયમાં તેણીનું મરણ નીપજ્યું હતું એટલે કદાચ આ પ્રસુતિમાં જે બાળક અવતર્યું હોય તે પુત્ર રત્ન હોય તો તે કુણાલનો લઘુ ભ્રાતાજ[૧૯] કહેવાય; અને તે પુત્ર ઉમરે પહોંચતાં પરણે અને વળતાં તેને જે પુત્ર થાય તે પણ સમ્રાટ અશોકનો પૌત્ર જ કહેવાય. જેટલું સગપણ કુણાલપુત્ર સંપ્રતિનું, તેટલું જ કુણાલના આ લઘુપુત્રનું સગપણ અશોકને ગણાય. આ પ્રમાણે બન્ને પૌત્રોજ થતા હતા એમ ગણી શકાય. બીજું કુમાર મહેંદ્રે; તો કૌમારપણામાંજ સાધુ પણું અંગીકાર કર્યું હતું[૨૦] એટલે તેને તો સંતતિ હોઇ શકે જ નહીં. એટલે પછી એક જ વાત રહી, કે કુમાર કુણાલને જે પુત્ર પ્રાપ્તિ થઇ હોય તેજ તે હોય. અને તે પોતે તો અંધત્વ પામવાથી રાજગાદી ઉપર આવવાનો હક ગુમાવી બેઠો હતો, એટલે કાંતો તેના પુત્રને (યુવરાજના પુત્ર તરીકે) સમ્રાટ અશોક પછી ગાદીવારસ તરીકે કબુલ કરી શકાય, અથવા તો જે કોઇ મહારાજા અશોકનો બીજો પુત્ર-( કુણાલ અને મહેંદ્રથી તુરત જ નાનો હોય )-હોય તેના પુત્રને ગાદીપતિ તરીકેનો હક મળે; કુમાર કુણાલના જે પુત્રને રાજ્ય ગાદી ઉપર સ્થાપી શકાય, તે તો સૌથી મોટો હોય તેજ તે પ્રાપ્ત કરી શકે. અને કુમાર સંપ્રતિ જ સૌથી પ્રથમ પુત્ર-( એટલે સૌથી જયેષ્ઠ પુત્ર હતો તે આપણે હકીકતથી જાણી શકીએ છીએ )-હતો એટલે તેજ ગાદીપતિ થઇ શકે; તો પછી આ દશરથ કુમાર કે જે પોતાને સમ્રાટ અશોકના પૌત્ર તરીકે ઓળખાવે છે તે કોણ હોઇ શકે? કાંઇ સંપ્રતિથી નાનો પુત્ર હોય, અને ગાદીએ આવી જાય એમ તો બને જ નહીં. એટલે તે દશરથ કુમારને ઉપર જે અનુમાન આપણે કરી ગયા છીએ તે પ્રમાણે, કુમાર કુણાલના લઘુભ્રાતાના ( કે જેનું નામ[૨૧] હજુ સુધી આપણી જાણમાં નથી તેના ) પુત્ર તરીકેજ ઓળખાવવો વધારે અનુકૂળ થઇ પડે છે; અને તે પણ સ્વાભાવિક છે કે, કુમાર દશરથનો જન્મ, કુમાર સંપ્રતિના જન્મ પહેલાં થયો હોય-અને તેમજ હોવું જોઇએ. કારણ કે કુમાર સંપ્રતિનો જન્મ મ. સં. ૨૨૩ ઇ. પૂ. ૩૦૪ માં[૨૨] છે, કે જ્યારે કુમાર કુણાલની ઉમર

(૧૮) ઉપર જુઓ પૃ. ૨૫૫ ની ટી. નં. ૨૮

(૧૯) જુઓ ઉપર પૃ. ૨૬૫ તથા પૃ. ૨૫૫ ની ટી. નં. ૨૮.

(૨૦) જુઓ ઉપર પૃ. ૨૬૫.

(૨૧) ઉપરમાં પૃ. ૨૬૨ ની વંશાવળી જુઓ.

(૨૨) ઇ. સ. પૂ. ૩૦૪ (અથવા ૩૦૩ કહો) પણ ૩૦૫ તો નથી જ એટલે સાબિત થયું કહેવાય કે મ. સં. ની વચ્ચેનો તફાવત ૫૨૭ હતો નહીં કે, ૫૨૮: અને આપણે એમ તો જાણીએ છીએ કે; ખ્રીસ્તી નવું વરસ આપણા હિંદુ વિક્રમ વરસના ત્રીજા માસમાં એટલે પૌષમાં આવે છે. એટલે જો વિક્રમ સંવતસરના પહેલા બે કે ત્રણ માસની ઘટનાનો સમય જણાવવો હોય, તો ઇસુના વર્ષના બે વરસ ટાંકવા પડે ( જેમ આ પ્રસ્તુત બાબતમાં ૩૦૩-૩૦૪ ), પણ જ્યારે એક જ આંક બતાવાય છે ત્યારે એમ સાબિત થાય છે કે તેનો જન્મ પોષ માસમાં એવા સમયે થયો છે કે જ્યારે ઇસુ સંવતનું વર્ષ બદલાઇ ગયું હોવું જોઇએ વળી ખડક લેખથી જણાયું છે કે તેનો જન્મ પુષ્ય નક્ષત્રે થયો છે. એટલે કે પોષ માસના શુક્લ પક્ષમાં થયો છે. હવે જો ઇસુ સંવતનું નવું વર્ષ બેસી ગયું હોય અને તે વખતે પોષ માસનો શુક્લ પક્ષ ચાલતો પણ હોય ( તે વખતે બે પોષ માસ નથી એમ તો ચોકકસ છે

લગભગ ૩૨-૩૩ વર્ષની હતી.[૨૩] મતલબ કે કુમાર કુણાલને, પોતાના લગ્ન થયા બાદ ઘણા વર્ષે, પુત્રની પ્રાપ્તિ થઇ છે.[૨૪] એટલે બનવાજોગ છે કે, તેમના લઘુભ્રાતા કે જે તેમના કરતાં માત્ર બે ત્રણ વર્ષેજ નાના હતા તેમને પોતાના લગ્ન બાદ બહુ ટુંક સમયમાં પુત્રપ્રાપ્તિ (કુમાર દશરથનો જન્મ થયો હોય) થઇ હોય અને તે કુમાર પુત્રનું નામ દશરથ હોય. વળી દેખીતુંજ છે કે તે પુત્રનો કુમાર, સંપ્રતિ કરતાં ઉમરે મોટો જ હોય.[૨૫] અને કુમાર દશરથ મોટો હોવાથી, તેમ તે સમયે અંધ યુવરાજ કુણાલને કોઇ પુત્ર ન હોવાથી, સમ્રાટ અશોકે પોતાના ગાદીવારસ તરીકે, આ પૌત્ર દશરથ કુમારને જાહેર કર્યો હોય: અને તે બાદ કાળાંતરે યુવરાજ કુણાલને પણ કુંવરની પ્રાપ્તિ થતાં, કુમાર દશરથનો મુખ્ય ગાદીપતિ તરીકેના હકકને અળગો કરી, કુમાર કુણાલને થયેલ અન્યાયનું નિવારણ કરવા, તેનાજ યુવરાજ કુમાર સંપ્રતિને મુખ્ય ગાદીના વારસાનો હક આપી કુમાર દશરથને મગધના કે કોઈ મહત્વના પ્રાંત ઉપર મહારાજા અશોકે, પોતાના જ જીવનકાળ દરમ્યાન મૌર્યવંશની એક સ્વતંત્ર શાખા તરીકેની સ્થાપના કરી રાખીને તેના ઉપર કુમાર દશરથને બેસારવો એવી યોજના કરી રાખી હોય. તેમજ તેનો અમલ પોતાના દાદાની આજ્ઞાનુસાર સમ્રાટ સંપ્રતિએ કરી બતાવ્યો હોય[૨૬] તે બધું કલ્પનામાં ઉતરી શકે તેમ છે. અને પછી આ

જ. કેમકે કયાંય અધિક પૌષ કે દ્વિતીય પૌષ એમ લખાયું નથી. બાકી એટલું ખરૂં છે કે, જેમ અત્યારે હિંદુ સંવતસરમાં ગમે તે માસ અધિક થઇ જાય છે તેમ તે વખતે તો માત્ર બે માસ જ અધિક પાણે આવી શકતા હતા. એક પૌષ અને બીજો અષાઢ-જુઓ ક. સૂ. સુ. ટી. પૃ. ૧૩૧ તથા મુંબઇથી પ્રગટ થતું 'જૈન પ્રકાશ' નામે સાપ્તાહિકનો ખાસ ચૈત્ર માસના અંકમાં મારો લેખ ) આ બધી હકીકતનો મેળ ખાતાં સમ્રાટ પ્રિયદર્શિનનો જન્મ પોષ શુકલ ૧૦ થી ૧૫ સુધી જ સંભવી શકે. અને જ્યારે શિલાલેખમાં પૂર્ણિમાનું મહાત્મ્ય વર્ણવ્યું છે ત્યારે એમ સહજ અનુમાન કરી જવાય કે ( ૧ ) તે દિવસ ધર્મ નિમિત્તે પણ અધિક મહાત્મ્ય ધરાવતો દિવસ હશે અથવા તો ( ૨ ) તેનો જ જન્મ દિવસ પણ હોય. કેટલાક સંજોગને લીધે ધાર્મિક દિવસ માનવાને ખચકાવું પડે છે એટલે એક જ માર્ગ રહે છે કે, પોષ શુકલ પૂર્ણિમાનો દિવસ તે પ્રિયદર્શિનનો જન્મ દિવસ લેખવો રહે છે.

( ૨૩ ) કારણ કે તેનો જન્મ ઇ. સ. પૂ. ૩૩૭ મ. સં. ૧૯૦ માં હતો ( જુઓ ઉપર પૃ. ૨૫૪ )

( ૨૪ ) આ બીના પણ મહારાજ અશોકના દુઃખનું એક કારણ હતુંઃ કેમકે જ્યારે કુણાલ અંધ બન્યો ત્યારે, મનમાં એમ ઉમેદ રાખેલ કે તેના પુત્રને ગાદી આપીશ. એટલે તેને જે અન્યાય થયો છે તેનો બદલો મળી રહ્યો ગણાશે. પણ તે આશા લાંબા વખત સુધી ફળીભૂત નહોતી થઇ; એટલે ભવિષ્ય માટે તેને ચિંતા થતી હતી કે, પોતાની ઉમર તો દિવસાનુ દિવસ મોટી થાય છે અને કયારે આંખ મીચાઇ જશે તે કોઇ કહી શકતું નથી. માટે તેના ગાદીવારસનું નામ પોતાની હૈયાતિમાં જ નકકી કરી દેવાય તો સારૂં. તેના હૃદયની પૂરી મુંઝવણ હતી. તેમાં કુણાલને પુત્ર નહોતો એટલે લાચારીથી બીજા પુત્રના કુમારને હકક આપવો જ પડે: પછી તે કામ ચલાઉ હતો કે અમુક શરતે કર્યો હતો તે પાછળથી આપણને જાણવાનું મળી આવે છે.

( ૨૫ ) દશરથના પિતાનો જન્મ ઇ. સ. પૂ. ૩૩૦: એટલે તેનું લગ્ન ઇ. સ. પૂ. ( ૧૪ વરસની ઉમરે થયું ગણીએ તો ) ૩૧૬ માં સંભવેઃ અને દશરથ પ્રથમ જ પુત્ર હોય અને વહેલામાં વહેલો જન્મ કલ્પીએ તો ઇ. સ. પૂ. ૩૧૪ માં સંભવે: જ્યારે સંપ્રતિનો જન્મ ઇ. સ. પૂ. ૩૦૩ છે. જેથી દશરથ અને સંપ્રતિની વચ્ચે દશથી અગિયાર વર્ષનું અંતર ગણાય.

( ૨૬ ) જુઓ ઉપર પૃ. ૨૬૯ તથા મૌર્ય સામ્રા. ઇતિહાસ પૃ. ૬૫૪ [ સંપ્રતિ મગધ પર રાજ્ય કરને કે પ્રમાણ મોજુદ હૈ. ઐતિહાસિક સ્મિથ કે અનુસાર (સ્મિ. અશોક પૃ. ૭૦ ) અશોક કી મૃત્યુ કે બાદ મૌર્ય સામ્રાજ્ય દો ભાગો મેં બટ ગયા. પૂર્વીય રાજ્ય કી રાજધાની પાટલિપુત્ર થી, ઔર વહાં દશરથ રાજ્ય

શાખાનો વંશવેલો એમને એમ ઉત્તરોત્તર ઇ.સ.ની ત્રીજી ચોથી કે છઠ્ઠી શતાબ્દિ સુધી ચાલી આવ્યો હોય. આ અનુમાન જ સાથી વધારે બંધબેસતું ગણી શકાય તેમ છે: છતાં બીજું એક અનુમાન એમ પણ કરી શકાય કે મહારાજા સંપ્રતિનું બીજું નામજ-ગાદીપતિ તરીકે રાજ્યાભિષેક કરાયા બાદ-મહારાજા દશરથ પણ કાં હોઇ ન શકે ?-એટલેકે સંપ્રતિ, પ્રિયદર્શિન અને દશરથ આ ત્રણે એકજ વ્યકિત[૨૭] કાં ન હોઇ શકે ?—તે સંભવિતતા પણ એકદમ દુર્લક્ષ્ય કરવા જેવી તો નથીજ ! પણ પાછો જ્યારે વિચાર કરીએ છીએ કે, રાજા-દશરથ તો, મહારાજા પ્રિયદર્શિનના વિદ્યમાનપણા-માંજ-(રાજ્યકાળમાંજ) સ્વર્ગસ્થ થવાથી, તેમણે પોતાનો નાનો ભાઇ શાલિશુક કે જે અત્યારસુધી સૌરાષ્ટ્ર પ્રાંતનો સૂબો હતો તેને દશરથની ગાદી ઉપર મગધપ્રાંતના સૂબાપદે નિર્ણીત કર્યો છે[૨૮]. આ હકીકત વિચારતાં તો દશરથ અને પ્રિયદર્શિન બંને જુદીજ વ્યકિત ઠરે છે. આ ઉપરથી મુખ્ય-તયા એજ સાર ઉપર અવાય છે કે, મહારાજા પ્રિયદર્શિન તે કુમાર કુણાલનો જ્યેષ્ઠપુત્ર હતો. અને રાજા દશરથ તે કુમાર કુણાલના લઘુભ્રાતા (નામ પ્રકાશમાં નથી આવ્યું) નોજ પુત્ર હતો. એટલે તે પણ સમ્રાટ અશોકનો પૌત્ર જ ગણાય. અને પ્રિયદર્શિનના જન્મ પહેલાં સમ્રાટ અશોકે તેને પોતાનો ગાદીવારસ નીમ્યો હતો. પણ પ્રિય-દર્શિનનો જન્મ થતાં, તે દશરથનો હક મગધની મુખ્ય ગાદી ઉપરથી ઉઠાવી લઇ, કોઇ બીજા ઉંચા હોદ્દા ઉપર નીમવાનું મહારાજા અશોકે પોતે જ વિચારી રાખ્યું હતું.

**તેનાં રાજ્યકાળ અને આયુષ્ય**

તેનો જન્મ ઇ. સ. પૂ. ૩૦૪ = મ. સં. ૨૨૩ માં થયો હતો. તેના જન્મની વધાઇ મહારાજા અશોકને થતાં, તુરતા તુરત તેને અવંતિથી[૨૯] પાટલિ-પુત્ર બોલાવરાવીને મગધના ગાદીપતિ તરીકે જાહેર કરી દીધો હતો. તે સમયે તેની ઉમર માત્ર દશ માસની[૩૦] હતી: ઉપર આપણે તેનો જન્મ, પૌષ માસમાં જણાવી ગયા છીએ, એટલે તે હિસાબે, મ. સં. ૨૨૩ ના આશ્વિન શુકલ ૧૦ – વિજયાદશમીએ કદાચ તેને ગાદીપતિ નીમ્યો હશે ( જુઓ પૃ. ૨૮૮ ટી. નં. ૫. )

તેનો રાજ્યાભિષેક કયારે થયો તે આપણે

---

કરતા થા. પશ્ચમીય રાજયકી રાજધાની ઉજ્જૈનીથી, ઔર વહાં સંપ્રતિ કા રાજય થા. પુરાણોમાં સંપ્રતિ કો મગધ કે રાજ્યવંશકી વંશાવલી મેં લિખા ગયા હૈ.

( ૨૭ ) કે. હિ. ઇ. પૃ. ૧૬૬:-મગધના સૂબા દશરથનું વર્ણન કરતાં લખે છે કે. " Samprati, another grandson of Asoka, who reigned probably at Ujjain=અશોકનો બીજો પૌત્ર સંપ્રતિ હતો, તેણે વિશેષત: ઉજ્જૈનમાં રાજ્ય ચલાવ્યું છે. " ( આ વીચાર જો કે લેખકે, જૈન ગ્રંથના આધારે લીધાનું જણાવ્યું છે. પણ જૈનગ્રંથમાં another=બીજો, એવો શબ્દ નથી. તે તો લેખકે પોતે જ ઉમેર્યો દેખાય છે. છતાં તે શબ્દ ઉપયોગી હોવાથી અહીં લીધો છે ) આ ઉપરથી સમજાશે કે અશોકનો પૌત્ર જેમ દશરથ છે ( જુઓ ઉપર ટી. ૧૬ ) તેમ સંપ્રતિ પણ એક પૌત્ર જ છે. ( પણ દશરથ અને સંપ્રતિ એક જ કે ભિન્ન: અને અશોકની ગાદી ઉપર કોણ બેઠો હતો તે માત્ર તપાસવું રહે. તે માટે પુસ્તકને અંતે પરિશિષ્ટ જુઓ )

( ૨૮ ) જુઓ ઉપરનું પૃ. ૨૬૬.

( ૨૯ ) જો કે મેં અહીં અવંતિ લખ્યું છે. કારણકે બીજા કોઇ પુરાવા નથી: પણ બનવાજોગ છે કે રાણી કંચનમાળાની સુવાવડ, તેના પિયરમાં ભાભા ખડક લેખવાળી જગ્યાએ કરાઇ હોય અને પછી થોડો વખત કુમાર સાથે ત્યાં પણ રહ્યાં હોય; એટલે ત્યાંથી કુમારને તેડું કરાયું હોય.

( ૩૦ ) વડોદરા લાઇ. સંપ્રતિ કથા નામે હસ્ત લિખિત પ્રતમાં પૃ. ૮૮માં " દશ દિવસ " લખ્યું છે તે અસંભવિત લાગે છે, કારણકે તેટલી નાની ઉમરના બાળકને મુસાફરી કેવી રીતે કરાવવી તે પ્રશ્ન જ મહાવિ-ટંબણા રૂપ થઇ પડે.

જુઓ પૃ. ૨૪૯ )
ન બનાવ મ. સં. ૨૩૭
માં બન્યો હતો. આ વાતને
બન્ય હકીકતથી ટેકો મળે છે કે,
ના રાજ્યે ૨૬ મા વર્ષે [૩૧] સિંહલરાજ તિસ્તાનું મરણ ( પોતાના ૪૦ વર્ષના અમલ પછી ) નીપજ્યું છે. ( જુઓ પૃ. ૨૬૪ ટી. નં. ૭૧) એટલે હવે તેને સાબિત થયેલી બીના તરીકેજ સ્વીકારી લેવી રહે છે.

હવે તેનો રાજ્ય અમલ કેટલા વર્ષ ચાલ્યો હતો તે તપાસવું રહે છે. બૌધ્ધ ગ્રંથોમાં તો આને લગતી હકીકત હોવા સંભવ નથી કારણ કે મહારાજા પ્રિયદર્શિન તે બૌધ્ધ ધર્મી નહોતોજ[૩૨]. પણ જૈન ગ્રંથોમાં જે બીના છે તે પણ ભૂલ થાપ ખવરાવનારી છે.[૩૩] પણ તિબેટન ગ્રંથકાર પંડિત તારાનાથના પુસ્તકમાં, ખોટાનને લગતી હકીકતમાં, રાજા સંબાતિનું (કદાચ તિબેટના ભાષામાં સંપ્રતિને આ પ્રમાણે સંબોધાતો હશે ) ૫૪ વર્ષનું રાજ્ય[૩૪] હોવાનું જણાવેલ છે. એટલે તેનો રાજ્ય કાળ મ. સં. ૨૩૭ થી ૨૯૦ = ઇ. સ. પૂ. ૨૯૦ થી ૨૩૭ ગણી શકાય. તેમ ઉજ્જૈનપતિની જે વંશાવળીઓ, જૈન ગ્રંથકારે પરિશિષ્ઠ પર્વ [૩૫]માં આપી છે, તે પાછી આ વાતને ટેકા રૂપ થઇ પડે છે.

એટલે તેનો જન્મ મ. સં. ૨૨૩-૪ માં હોઇ, ૨૩૭ માં ( ઇ. સ. પૂ. ૨૯૦ ) રાજ્ય ભિષેક પામી,[૩૬] ૫૪ વર્ષ રાજ્ય ભોગવી, મ. સં. ૨૯૦ = ઇ. સ. પૂ. ૨૩૭ માં પોતાની ૬૭ વર્ષની ઉમરે તે મરણ પામ્યો હતો એમ ગણી શકાય છે.

તેનો ચહેરો ( જુઓ તે ચિત્ર ) ભવ્ય અને તેજસ્વી હતો, રંગે તે ગૌરવર્ણો હોવા સંભવ છે. લલાટ વિશાળ હોવાથી, બુદ્ધિમાન, પ્રભાવિક અને મહા પ્રરાક્રમી નીવડવાની આગાહી આપનાર, તેમજ વિચારીને પગલું ભરનાર તથા ઠરેલ પ્રકૃતિનો હોવા સંભવ છે. છાતી પહોળી હોઇ,

---

( ૩૧ ) ઇ. સ. પૂ. ૨૯૦-૨૬ = ૨૬૪-૩ માં રાજા તિસ્સાનું મરણ થયું કહેવાય. ( જુઓ પૃ. ૨૬૪ ઉપર ટી. નં. ૭૧ સિંહલપતિની વંશાવળી ) આ તિસ્સાની બાબતમાં એક અજાયબ જેવી વસ્તુજ બની કહેવાશે. કેમકે જ્યારે સંપ્રતિનો જન્મ થયો ત્યારે તે ગાદીએ બેઠો છે અને સંપ્રતિએ બધા શિલાલેખો ઉભા કર્યા ત્યારે તે મરણ પામ્યો છે.

( ૩૨ ) તે આપણે તેમના શિલાલેખની હકીકતે જોઇ શકાશું.

( ૩૩ ) જુઓ પુ. ૧. પૃ ૧૭૪ ની હકીકત તથા તેને લગતી સમજુતી.

( ૩૪ ) સ્મિ. અશોક પૃ. ૮૨ —" The accession of Asoka apparently 48 or 49 years earlier in B. C. 301 or 302, assigning 54 years of his reign = અશોકનું ગાદીએ આવવું ઇ. સ. પૂ. ૩૦૧ ૩૦૨ માં છે, તે દેખીતી રીતે ૪૮ થી ૪૯ વર્ષ વહેલું છે; તેનું રાજ્ય ૫૪ વર્ષ ચાલ્યું છે. "

ટીકા—યાદ રાખવાનું કે, મિ. સ્મિથે જે વાક્ય અહીં ટાંક્યું છે તે પોતાના વિચાર છે. પણ તે વિચારનું મૂળ તો તેણે ખોટાન અને તિબેટના કુમાર કુસ્થનનું વૃત્તાંત લખતાં પંડિત તારાનાથે જે લખાણ કરેલ છે તેમાંથી લીધું છે: મતલબકે, પંડિત તારાનાથે બતાવેલ સાલ અને રાજ્યકાળનાં વર્ષોનો તેણે સ્વીકાર તો કરેલ છે, પણ પોતાને તે બરાબર ન લાગવાથી apparently શબ્દ મૂકીને પોતાનો વિચાર વ્યક્ત કર્યો છે: આ ઉપરથી સમજાશે કે સમયવાળી આંક સંખ્યા બરાબર છે. પણ પં. તારાનાથે જે વ્યક્તિનું વર્ણન લખ્યું છે (સંભવ છે કે અશોક-ધર્માશોક વિશે છે) તેને મિ. સ્મિથે મૌર્યવંશી અશોકવર્ધન ધારી લેવાથી મતભેદ ઉભો થયો છે. પણ અશોકનો રાજ્યકાળ ૪૧ વર્ષનો છે અને સંપ્રતિનો ૫૪ છે એટલે તે જોતાં, જ્યાં અશોક શબ્દ મિ. સ્મિથે ધાર્યો છે ત્યાં પ્રિયદર્શિન-સંપ્રતિ આપણે વાંચવો.

( ૩૫ ) જુઓ ઉપરની ટી. ૩૩ તથા તેનો સાર

( ૩૬ ) ખડક લેખ નં. ૧૩માં જે તેના સમ-

દયાળુ હૃદયનો તથા સ્વભાવે શાંત હોવા સંભવ છે. તેમ તેની ઉંચાઇ પણ લગભગ નવ ફૂટ ઉપરની અને દશ ફૂટની અંદરની હશે[૩૭] એમ અનુમાન કરી શકાય છે. કારણ કે, જે સાંચી સ્તૂપ તેમજ ભારહુત સ્તૂપોના ભાગો તેણે અને બંધાવ્યા છે અને તેમાંના દ્વારો જળવાઇ રહ્યા છે. તેની ઉંચાઇ ફૂટ ૯ ઇંચ ૭ાા થી કમી[૩૮] નથી: અને એ તો પ્રસિદ્ધ વાત છે કે પ્રાચીન સમયના જૈન તથા હિંદુ દેવાલયોની બાંધણી એવા પ્રકારે કરવામાં આવતી, કે તેના પ્રવેશદ્વારની ઊંચાઇ પ્રવેશ કરનારની ઊંચાઇથી હમેશાં સહેજ નાનીજ રહે, કે જેથી પ્રવેશ કરનારને પોતાનું શિષ નમાવીનેજ દેવાલયમાં પ્રવેશ કરવાની જરૂરિયાત પડે. જ્યારે સિંહદ્વારની ઊંચાઇ ૯'–૭ાા" છે, તો અંદર દાખલ થનારની ઊંચાઇ કમમાંકમ ૯ાા" થી ૧૦' ફીટતો હોય જ, એમ અનુમાન કરી શકાય છે. વળી જે પ્રમાણે રાજા પ્રિયદર્શિનનું દેહમાન હતું, તેજ પ્રમાણે તે સમયના મનુષ્ય માત્રનું દેહમાન સાધારણ રીતે હોવું જોઇએ. એમ સમજી લેવામાં પણ ખોટું નહીં ગણાય.

**રાજકુટુંબ** તેમના ખડક–સ્તંભ–તથા શિલાલેખમાં કોતરાયેલ જુદા જુદા વર્ણનો ઉપરથી સમજી શકાય છે કે, તેનું રાજકુટુંબ બહુ વિસ્તૃત હતું. તેમ તેણે પોતાની કુંટુંમાં ઘણા કુટુંબી જનોને આશ્રય પણ આપ્યો હતો. જો કે નિશ્ચિતપણે કાંઇ કહી શકાય તેવું બહુ પ્રાપ્ય નથીજ, છતાં કાંઇક અનુમાન તો બાંધી શકાય તેટલે દરજ્જે વસ્તુસ્થિતિ જળવાઇ રહેલી દેખાય છે.

રાણીની સંખ્યા–ખરી રીતે તો તેને ઘણીજ રાણીઓ[૩૯] હતી એમ જૈન સાહિત્ય ઉપરથી જણાય છે. પણ સેંડ્રેકોટસના નામે આપણા વિદ્વાનો જે અણસમજૂતિમાં દોરાઇ રહ્યા છે તે પ્રમાણે[૪૦] જો આ કિસ્સામાં પણ બનવા પામ્યું

કાલિન તરીકે યવનરાજાનાં પાંચ નામો આપ્યાં છે તે તપાસતાં, પણ આપણા આ અનુમાનની સિદ્ધિ રૂપજ પુરવાર થાય છે. ઉપર જુઓ પૃ. ૨૪૮.

(૧) અંતિયોક–સીરીઆનો રાજા, એંટીઓકસ બીજો; (ઇ. સ. પૂ. ૨૬૨ થી ૨૪૬)

મારી ગણત્રી એમ છે કે, આ રાજા એંટીઓકસ બીજો નહીં પણ પહેલો હોવો જોઇએ. મારા મતને મળતોજ અભિપ્રાય મૌ. સા. ઇતિ પૃ. ૧૯માં દર્શાવેલ છે તેમાં જ ણાવ્યું છે કે, સેલ્યુકસ પછીના એંટીઓકસને એંટીઓકસ સોટર કહેતા: પહેલા એંટીઓકસને સોર્ટરનું અને બીજાને થીઓસનું બિરૂદ છે=એટલે અહીં એંટીઓકસ પહેલો કહેવાનો હેતુ તેમનો છે એમ થયું. જેનો રાજ્યઅમલ ઇ. સ. પૂ. ૨૮૦ થી ૨૬૨ હતો.

(૨) તુરૂમય, ઇજીપ્તનો રાજા ટોલમી બીજો ફીલેડલફસ; ઇ. સ. પૂ. ૨૮૫ થી ૨૪૭.

(૩) મક—સાઇરિનિનો રાજા મેગસ; ઇ. સ. પૂ. ૩૦૦ થી ૨૫૦.

(૪) અંતિકિનિ—મેસીડોનીઆનો રાજા એન્ટીગોનસ ગોટસ; ઇ. સ. પૂ. ૨૭૬ થી ૨૩૯.

(૫) અલેકઝાંડર –કારિંથનો રાજા અલેકઝાંડર; ઇ. સ. પૂ. ૨૫૨–૨૪૪.

આ અલેકઝાંડર કોરીંથનો નહીં, પણ એપિરસનો છે તેનો રાજ્ય ઇ. સ. પૂ. ૨૭૨–૨૫૫ માં હતો કારણકે પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૨૮૯ છે. ને દિગ્વિજય ઇ, સ. પૂ. ૨૮૨ સુધીમાં છે અને પછી તુરતમાંજ, એલચીઓ, મહામાત્રો વિગેરે એક બીજાના રાજ દરબારે જતા આવતા થયા દેખાય છે.

( ૩૭ ) આ અનુમાનથી, આપણને અત્યારના જમાનામાં નવાઇ લાગશેજ, પણ જ્યારે બસો વર્ષ ઉપરજ થઇ ગયેલ શ્રી મહાવીરની ઉંચાઇ સાડાદશ ફૂટની હતી. ( જુઓ પુ. ૧. પૃ. ૨૯. ટી. ૬૦ એ બીના ધ્યાનમાં લેતાં તાજુબી જેવું કાંઇજ લાગતું નથી.

( ૩૮ ) ભિ. ટો. તથા ભા. સ્તૂ. નામનાં પુસ્તકોમાં આ સ્તૂપોનાં વર્ણનો લખાયાં છે તે જુઓ.

( ૩૯ ) જુઓ ઉપરમાં પૃ. ૨૧૬ નું લખાણ તથા ટી. નં. ૪૮ ની હકીકત;

( ૪૦ ) જુઓ પૃ. ૨૧૬. ટી. ૪૯

હોય, તોયે ઓછામાં ઓછી બે રાણી હોવા સંભવ છે. (૧) પટરાણીનું નામ ઠામ કાંઇ જણાયું નથી, પણ યુવરાજ તેણીના પેટે જન્મ્યો નહીં[૪૧] હોય એવુંજ ધારી શકાય છે: (૨) જ્યારે બીજી રાણી ચારૂવાકી[૪૨] નામે હતી કે જેના નામનો ઉલ્લેખ રાજા પ્રિયદર્શિને પોતેજ અલ્હાબાદના સ્તંભ લેખમાં કર્યો છે (૩) તે ઉપરાંત દક્ષિણા પથના સ્વામી આંધ્રવંશના સાતકરણી બીજાની[૪૩] બેન વેરે પોતે પરણ્યો હોય એમ પણ સમજી શકાય છે. (કદાચ ચારૂવાકી પોતેજ આંધ્રપતિની પુત્રી પણ હોય-જુઓ ટી. નં. ૪૨). જૈન ગ્રંથોમાં તો એટલે સુધી હકીકત જણાવવામાં આવી છે કે તેની દિગ્વિજય યાત્રામાં, ઘણા ઘણા મુલકો જીતી ત્યાંના પરાજીત રાજાની કુંવરીઓ (૧૬૦૦ નીની સંખ્યા લખી છે) વેરે પાણિગ્રહણ કર્યું હતું. આ જોતાં તેના અંતઃપુરની રાણીઓની સંખ્યાના પ્રમાણ વિશે જે કાંઇ માહિતી અદ્યપિ જળવાઇ રહેલી ઐતિહાસિક બીના ઉપરથી આપણે તારવી

(૪૧) સ્મિ. અશોક પૃ. ૧૯૮. ટી. ૩:-- કારૂવાકી (ચારૂવાકી) વિશે લખે છે કે: "the names are spelled Tibal and Kaluvaki in the dialect of Magadha. The second queen was evidently in high favour as the mother of a son, who might succeed to the throne; but he seems to have predeceased his father. = તે નામોનું શબ્દલેખન મગધદેશની ભાષાપ્રમાણે તિબલ અને કાલુવાકી તરીકે કરેલ છે. બીજી રાણી, પુત્રની માતા હોવાથી, દેખીતી રીતે કાંઇક વધારે માનવંતી હતી. આ પુત્ર ગાદીએ આવત, પણ દેખાય છે કે, તે પોતાના પિતાની અગાઉ મરણ પામ્યો છે."

ટીપણ—શિલાલેખની હકીકત છે એટલે શંકાનું સ્થાન નથીજ. કુંવરનું નામ તિબલ અને તેની માતાનું નામ કાલુવાકી છે. કુંવરનો જન્મ પટરાણીને પેટે નથી પણ બીજી રાણીના પેટે છે. અને આ કુંવરજ તે સમયે યુવરાજ હોવો જોઇએ. પણ આપણે યુવરાજનું નામ વૃષસેન યા વૃષભસેન જાણીએ છીએ અને તે તેની પાછળ ગાદીપતિ પણ થયો છે. એટલે આ તિવર તે યુવરાજ વૃષસેન ન પણ હોય. કદાચ તિવર ગાદીએ બેસતાં વૃષસેન નામ ધારણ કર્યું હોય, પણ તેમ નથી. કેમકે આ વૃષસેન તો પિતાના રાજ્યકાળ દરમ્યાન અફ્ગાનિસ્તાન તરફના પ્રદેશ ઉપર સૂબાગીરી ભોગવતો બતાવાયો છે (જુઓ આગળ ઉપર: તથા પુસ્તક ત્રીજામાં મૌર્ય સામ્રાજ્યની પડતીવાળો પરિચ્છેદ) પણ જો તેનું નામ તિવરજ હોત તો જેમ અન્યકુમારો—દશરથ, શાલિશુક, —વગેરેનાં નામો સ્પષ્ટપણે કોતરાયાં છે તેમજ આની બાબતમાં પણ બનત. એટલે તિવર અને યુવરાજ જૂદીજ વ્યક્તિ લાગે છે: બીજી વાત, જ્યારે વૃષસેનને યુવરાજ પદવી મળી છે ત્યારે, બે અનુમાન કરી શકાય છે (૧) કાં તિવર કુમારનું મૃત્યુ થઇ ગયું હોય અને પછી તુરતજ નાનો કુમાર આ વૃષસેન હોય એટલે તેને યુવરાજપદે સ્થાપવામાં આવે (૨) અથવા વૃષસેન ભલે તિવરથી નાનો હોય છતાં, પટરાણીના પેટે તેનો જન્મ થતાં યુવરાજ ઠરાવી દીધો હોય. આ બે સ્થિતિમાંથી પ્રથમ વિશેષ સંભવિત છે. કેમકે યુવરાજની નીમણૂંક તેની જનેતાના પદ કરતાં, અન્યકુમારોમાં ઉમરે જે જયેષ્ટ હોય તેનેજ સાધારણ રીતે નીમી શકાય. (જોકે મિ. સ્મિથે ઉપરમાં જણાવ્યું છે કે, કુમાર તિવર પોતાના પિતાની અગાઉ મરણ પામ્યો હતો. પણ આતો તેમના વિચારજ છે. તે બિના કાંઇ શિલાલેખની નથી. શિલાલેખમાં તો માત્ર તિબલ નામજ છે: એટલે મિ. સ્મિથનું અનુમાન ભલે અનુમાન હોય. છતાં આપણી કલ્પનાને-ચર્ચાના પરિણામને-તે મળતું તો આવે છેજ.)

(૪૨) સ્મિ. અશોક પૃ. ૧૯૮ ટી. ૩:-- "Kaluvaki is a family or gotra name meaning of the Karuvaki race = કારૂવાકી નામ તો કુટુંબનું અથવા ગોત્રનું છે. એટલે કે કારૂવાકી નામના કુળમાંથી તેની ઉત્પત્તિ થવી જોઇએ"--આ પ્રમાણે જો હોય તો સમ્રાટ પ્રિયદર્શિનની જે રાણીને અંધ્રપતિની પુત્રી ઠરાવી છે (જુઓ નીચે નંબર ત્રીજી રાણીની હકીકત) તેજ આ તિવર કુંવરની માતા સંભવી શકે.

વળી ઉપરની ટીકા નં. ૪૧ તથા નીચેની ટીકા નં. ૪૩ વાંચો અને સરખાવો.

શકીએ છીએ તેના કરતાં વિશેષ અધિક કહેવી પડશે. બાકી એટલું તો સ્વીકારવામાં જરાયે દોષ જેવું નહીંજ કહેવાય, કે તેનો વૈભવ, રાજ્યકાળની દીર્ઘતા, અને પરાક્રમ જોતાં તેને મોટી સંખ્યામાં રાણીઓ તો[૪૪] હશેજ. (૪) વળી કલ્હણના રચેલા કાશ્મિર રાજ્યના ઐતિહાસિક ગ્રંથ રાજતરંગિણિમાં એમ લખાયું છે કે, ધર્માશોકે તે દેશ જીતી લીધો હતો. અને તેની પછી તેનો પુત્ર જાલૌક ત્યાં ગાદી ઉપર બેઠો હતો. તથા અશોકના પહેલાં પણ ત્યાં જૈનધર્મ ફેલાયલો હતો. તેમજ આ અશોક એટલે ધર્માશોક પણ પ્રથમ જૈનધર્મી હતો. આ હકીકત ઉપરથી મિ. ટી. ડબ્લ્યુ થોમાસે આ વાતને ટેકો આપ્યો છે તથા તે સત્ય હોવાનો કાંઇક સ્વીકાર પણ કર્યો છે. હવે તે કાશ્મિરપતિ અશોકની રાણીનું નામ ઇશાનદેવી[૪૫] લખ્યું છે. તેમ આ કાશ્મિરપતિ ધર્માશોક[૪૬] તે રાજા પ્રિયદર્શિનજ છે. એમ મેં સાબિત કરી બતાવ્યું છે. ( જુઓ આ પુસ્તકના અંતે જોડેલું પરિશિષ્ટ ) અને તેણે તે દેશ ઉપર પોતાના પુત્ર જાલૌકને સૂબા તરીકેજ નીમ્યો હતો. એટલે એમ અનુમાન કરવાને કારણ મળે છે કે, આ રાણી ઇશાનદેવી તે સંપ્રતિ સમ્રાટનીજ રાણી[૪૭] અને કુમાર જાલૌકની જનેતા હશેઃ વળી આપણે ઉપર જોઇ ગયા છીએ કે, રાણી ચારૂવાકીના પુત્રનું નામ તિવર હતું જ્યારે આ કુમારનું નામ જાલૌક છે. અને આ બન્ને નામો રાશી ઉપરથી પડેલાં નામ હોય એમ જણાતું નથી; પણ જેને આપણે હુલામણું નામ કહીએ છીએ, તેમજ ગ્રંથકારની કેટલીક ખાસિયત વિશે અગાઉ લખી ગયા છીએ તે પ્રમાણે પડેલાં આ નામો દેખાય છે. અને બન્ને નામો જુદાં હોવાથી તે વ્યક્તિઓ પણ જુદી છે. તેમ તેમની માતાઓ પણ ભિન્ન છે (૫) અને એ પણ ચોક્કસજ છે કે આ બેમાંથી કોઇ વ્યક્તિ યુવરાજ તો છેજ નહીં. એટલે યુવરાજની માતા વળી જુદીજ ઠરે છે. છતાં ધારો કે રાણી ઇશ્વરાદેવી કે ચારૂવાકી તે બેમાંથી કોઇને પેટે યુવરાજનો જન્મ થયો હોય તો, તે રાણીને પટરાણીનુંજ પદ પ્રાપ્ત થાત; અરે કદાચ તેમ ન થાત તોયે ( સૌથી પ્રથમ રાણી પરણ્યા હોય તેનેજ પટરાણી નીમવી-પછી તેણીને પુત્ર હોય યા ન હોય-તેવું જો ધોરણ હોય તોયે ) જેમ પુત્ર જાલૌકની સાથે તેની જનેતા ઇશ્વરાદેવી અને પુત્ર તિવરની સાથે તેની જનેતા રાણી ચારૂવાકીનું નામ દેવાય છે, એટલે કે માતા તથા પુત્ર સાથેજ રહેતા હોય એવી રીતે ઉલ્લેખ કરાય છે, તેમ આ બેમાંથી કોઇના પેટે જો યુવરાજનો જન્મ થયો હોત, તો તે રાણી પોતાના જયેષ્ઠ પુત્ર એટલે કે યુવરાજની સાથેજ રહેવાનું વધારે ઇષ્ટ ગણાત. પણ જ્યારે તેણીનું નામ યુવરાજ સાથે ગણાવાયું નથી ત્યારે સ્વભા-

( ૪૩ ) જુઓ સુદર્શન તળાવની પ્રશસ્તિ. એપિ. ઇન્ડિ. પુ. ૮ પૃ. ૪૧ અને આગળ; તથા આગળ ઉપર આંધ્રવંશની હકીકત વાળું પ્રકરણ. કદાચ ઉપરની રાણી ચારૂવાકી તે જ કાં શાતકરણીની બહેન ન હોય ? વળી આ પરિચ્છેદે આગળ જુઓ.

( ૪૪ ) જુઓ પૃ. ૨૧૬ ટી. નં. ૪૮ તથા પુસ્તકના અંતે પરિશિષ્ટ અ ખાસ કરી નં. ૫ ને લગતી હકીકત તથા તેનું ટીપણઃ

( ૪૫ ) જુઓ ભારતીય પ્રાચીન રાજવંશ પુ. ૨ પૃ. ૧૩૩-૪: રાજતરંગિણિમાં ઇશ્વરાદેવી નામ આપ્યું છે.

( ૪૬ ) આ ધર્માશોકને મજકૂર ગ્રંથમાં ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં થયેલા માની તે બીના જ ખોટી હોવાનું ચિત્ર કલ્પી ગયા છે. પણ પોતે જ ખોટા હોવાથી ( જે ધર્માશોકને પોતે છઠ્ઠા સૈકામાં થયેલા માને છે તે કોઇ બીજા હશે અથવા જૂના ગ્રંથમાં લખેલ સાલ જ ખોટી હશે) તે સાલ ખરી માની લઇ તે આ પ્રમાણે કલ્પના કરી છે.

( ૪૭ ) જો કે રાજતરંગિણિના તરંગ ૧ ના શ્લોક ૧૨૨ માં તો તેને જાલૌકની રાણી તરીકે જણાવી છેઃ પણ જેમ રાજતરંગિણિના આ પ્રથમ તથા બીજા ખંડની હકીકતો અમાન્ય કરવા જેવી છે તેમ આ હકીકત પણ હોવા સંભવ છે.

વિક રીતે એમ જ અનુમાન કરી શકાય છે કે, યુવરાજની માતા વળી જુદી જ હોવી જોઇએ. આ પ્રમાણે ઇતિહાસની સામગ્રીનું તારવણ કરતાં યે પાંચ રાણીની સંખ્યા તો સહેજ સાબિતી કરી શકાય છે જ. એટલે બધા સંજોગો જોતાં તેને ઘણી રાણીઓ[૪૮] હતી એટલું જ હાલ તો જણાવીને આપણે આ વિષય અહીં છોડી દઇશું.

**પુત્રપુત્રીઓ** :—જે કલ્પના રાણીઓની સંખ્યા માટે ઘટાવવી પડે છે તેજ પુત્ર પુત્રીઓની સંખ્યા માટે પણ લાગુ પડે છે. છતાં જે બે ચાર નામનો સ્પષ્ટ પણે ઉલ્લેખ મળી આવે છે તેનો જ માત્ર નિર્દેશ અત્રે કરીશું.

યુવરાજનું[૪૯] નામ વૃષસેન હતું. તે પટ-રાણીના પેટે જન્મ્યો નહોતો એમ અનુમાન કરવું પડે છે. તિબેટ ગ્રંથના આધારે જણાય છે કે, કુમાર વૃષસેનને સિંધની[૫૦] પેલી પારના પ્રદેશ ઉપર સૂબા તરીકે નિયત કરવામાં આવ્યો હતો. અને પુરાણ ગ્રંથમાં જે મૌર્યવંશી રાજકર્તાઓની વંશાવળી અપાયલી છે તેમાં પણ આ નામનો સમાવેશ થતો જણાય છે. એટલે એમ પણ ધારવું રહે છે કે, રાજા પ્રિયદર્શિનની પછી તેના ઉત્તરાધિકારી તરીકે કુમાર વૃષસેન જ[૫૧] ઉજ્જૈન પતિ તરીકે વિરાજીત થયો હતો. બીજા એક કુમારનું[૫૨] નામ તિવર નજરે પડે છે. તે અને કુંવરી ચારૂમતી બન્ને સગાં ભાઇ બહેન હોય અને રાણી ચારૂવાકીના પેટે જન્મેલાં સંતાનો હોય એમ સ્તંભલેખ ઉપરથી નિશંકપણે સમજાય છે. આ કુંવરી ચારૂમતીને અન્ય ક્ષત્રિય કુળદીપક કુમાર દેવપાળ વેરે પરણાવી હતી. જે આપણે આગળના પૃષ્ઠે જોઇ શકીશું. આ ઉપરાંત ખડક લેખો ઉપરથી માલૂમ પડે છે કે, તેણે પોતાના રાજ્યના અતિ વિસ્તારને લીધે સુવ્યવસ્થિત રાજકારોબાર ચલાવી શકાય તે નિમત્તે, નાના મોટા પ્રાંતોમાં વહેંચણી કરી નાંખી હતી. અને આવા પ્રાંતોના સૂબા તરીકે, પોતાના રાજકુટુંબી સગાંઓ તેમજ નબીરાઓને તેમાંના કેટલાક જોખમદાર ગણાતા વિભાગો ઉપર નિયત કર્યા હતા; કે જેઓને તેણે શિલાલેખમાં, દેવકુમાર તરીકે સંબોધ્યા છે. આ દેવકુમારોમાંના સર્વે કે તેમાંનો મોટો ભાગ સમ્રાટના પુત્રો કે ભત્રીજાઓ જ હશે એમ તો આપણે કહી શકીએ તેમ નથી જ; પણ એકદમ બહુ નજીકના સગપણની ગાંઠથી રાજ-કુટુંબ સાથે જોડાયલા હશે તેટલું તો ચોકકસ જ છે. તેથી હાલ તો આપણે પુત્રોની સંખ્યાનું વિવેચન કરતાં તેમની માત્ર ઉડતી નોંધ જ લેવી રહેછે. આવા દેવકુમારોમાં જેઓ પ્રાંતોના સૂબાપદે નીમાયા હતા[૫૩] તે પ્રાંતોમાંના કેટલાકનાં[૫૪]

(૪૮) ઉપરમાં પૃ. ૨૧૬ તથા તેની ટી. નં. ૪૮ સરખાવો.

(૪૯) જન્મથી યુવરાજ નહોતો (સરખાવો ઉપરની ટી. ૪૧માં તિબલની હકીકત) પણ યુવરાજનું મરણ થતાં તે યુવરાજપદે આવ્યો લાગે છે. (જુઓ ખડકલેખમાં; કુમાર સુમનના મરણ વીશે આગળ ઉપર શાહબાઝગઢી અને મંશેરાની હકીકતમાં).

(૫૦) સિંધ નહી પણ સિંધુ (અથવા કહોકે, બંનેનો અર્થ લગભગ એકજ થાય છે.) નદીની પેલી પારનો પ્રદેશ એમ જોઇએ, કારણકે અફગાનિસ્તાનવાળા પ્રદેશના સૂબાપદે તે હતો એમ પણ હકીકત ઉપરથી તારવી શકાય છે;

(૫૧) જુઓ પૃ. ૨૬૨ ઉપરની વંશાવળી.

(૫૨) તીવરનું ખરૂં નામ શું હશે તે આપણને ખબર નથી એટલે તે વિશે વિશેષ કહી શકતા નથી: કદાચ બીજું નામ ધારણ કરીને ઉજૈનપતિ પણ થયો હોય: બાકી તેને કૌશાંબી-અલ્હાબાદના સ્તંભલેખ વાળા પ્રદેશમાં, સૂબાપદે નીમ્યો હશે એમ તો વધારે સંભવિત છેજ. (સરખાવો ટીકા નં. ૪૧)

(૫૩) ભાં. અશોક. પૃ. ૪૯, ૫૦:—પ્રાંતોના સૂબા તરીકે કુમારોને નીમવામાં આવ્યા હતા—" Kumaras appointed as governors of the provinces "

(૫૪) જુઓ આગળના ચતુર્થ પરિચ્છેદે

નામો આપવા અસ્થાને નહીં ગણાય. કેમ કે તે ઉપરથી આવા કુમારોની સંખ્યાનો અંદાજ કઢી શકાશેઃ—( ૧ ) સૌરાષ્ટ્ર પ્રાંત ( ૨ ) ગાંધાર-તક્ષિલા ( ૩ ) કાશ્મિર ( ૪ ) કૌશાંબી ( ૫ ) ભોટાન ( ૬ ) નેપાળ ( ૭ ) તિબેટ ( ૮ ) સિંધ (૯) અફગાનિસ્તાન ( ૧૧ ) સુવર્ણગિરિ[૫૫] ( ૧૧ ) કેરલ પ્રાંત–મલબાર પ્રાંતનો મુખ્ય ભાગ ( ૧૨ ) ઇસિલા જેની રાજધાની થઇ હતી તે પ્રાંત ( નામ જણાવાયું નથી ) પણ તેમાં હાલના મહીસુર રાજ્યવાળો પ્રદેશ સમાવિષ્ટ થતો હતો અને ( ૧૩ ) તોસલી નગરી જેની રાજધાની હતી તે પ્રાંત, જેમાં હાલનો ગંજામ જીલ્લો તથા મદ્રાસ ઇલાકાના ઉત્તર સરકાર પ્રાંતનો કેટલોક ભાગ. તેમ જ ઓરીસાના જગન્નાથપુરી અને કટક-વાળા ભાગનો સમાવેશ થાય છે તે; ઉપરાંત બીજા પણ હોવા સંભવ છે જ. તેમાંના જાલૌક માટે પરિશિષ્ટ *ઃ અને કુસ્થન માટે આગળ જુઓ. પણ તેમનાં નામનો નિર્દેશ થયો દેખાતો નથી. દેવકુમાર સિવાય કેટલાક આર્યકુમારોને પણ આવી સૂબાગીરી ઉપર નિયત કર્યા હતા. પણ તેઓ દૂર દૂરના કોઇ ક્ષત્રિયવંશી નબીરાઓ હશે, કે અન્ય વર્ણના મોટા સરદારો જાગીરદારો કે ઇનામદારો માંહેલા હશે, તે નિશ્ચયપણે કહી શકાય તેમ નથી. પણ તેઓ રાજકુટુંબના નિકટના સંબંધી તો નહોતા જ, એટલું ચોકખું દેખાય છે. એટલે તેમનો ઉલ્લેખ પુત્રપુત્રીની સંખ્યા ગણનામાં કરવો તે અનાવશ્યક છે.

પુત્રપુત્રીઓની હકીકત સાથે જે એક બે ઉપયોગી વ્યકિતઓ ખાસ રાજકુટુંબ સાથે નિકટ સંબંધ ધરાવનારી દેખાઇ આવી છે તેનો પણ અત્રે ઉલ્લેખ કરવો જરૂરી છે. કારણ કે તેઓનો સમાવેશ પણ ખાસ રાજકુટુંબી જનો તરીકે જ કરી શકાય તેમ છે. સૌથી ઉચ્ચ સ્થાને મહારાજા પ્રિયદર્શિનના સગા કાકાના પુત્ર, કુમાર દશરથનું નામ મૂકવું પડશે. જેની વિશેષ ઓળખ તથા હકીકત આપણે ઉપર પૃ. ૨૬૫ તથા અન્ય ઠેકાણે આપી છે તેવી જ બીજી આપણું ધ્યાન ખેંચનારી વ્યકિત કુમાર શાલિશુક છે. આ કુમાર મહારાજા પ્રિયદર્શિનના નાનો સહોદર જ[૫૬] છે. તેના જન્મ પછી તેની જનેતા તુરતમાં જ મરણ પામેલી હોવાથી, તેમજ તે એક ભાવિ સમ્રાટનો સહોદર છે આવા ખ્યાલથી ઘણા લાડમાં ઉછેરાયો હતો અને તેથી મોટપણુમાં સ્વભાવે કડક તથા ઉગ્ર નીવડયો હતો. પોતાની યુવાનીમાં, આવા સ્વભાવને લીધે તેની વર્તણૂક કેટલીક વખત એટલી બધી પ્રજાપીડક થઇ પડતી કે એક સમયે તો ખુદ સમ્રાટ પ્રિયદર્શિન સુધી તે ફરિયાદ પહોંચતાં તેણે પોતાના નાનાભાઇને પોતાની સાનિધ્યમાં બોલાવી ફરિયાદે આવેલ પ્રજાજન સમક્ષ બે બોધવચન કહી ભાઇના પ્રજાપીડન[૫૭] કાર્યથી પોતાને ઉપજેલ દુઃખ માટે ત્યાંને ત્યાં અસ્ખલિત પણે આંસુ પણ પાડવાં પડયાં હતાં. આ ઠપકાથી કુમાર શાલિશુકને પણ ઘણું માઠું લાગ્યું હતું અને લગભગ એક સપ્તાહ સુધી તો તેણે એકાંત વાસ જ સેવ્યો હતો.[૫૮] પછી જયેષ્ઠ બંધુની માફી માંગી પોતાને કયાંક દૂર મોકલવાની માગણી કરતાં, સૌરાષ્ટ્ર પ્રાંતના સૂબા પદે તેને મૂકવામાં આવ્યો હતો. જ્યાં તેની સૂબાગીરીના કાળ દરમ્યાન તેને આપણે ગિરિરાજની તળેટીમાં મોટા વાવાઝોડા અને વરસાદની રેલમછેલમને લીધે

" રાજ્યવ્યવસ્થા "વાળી હકીકત.

( ૫૫ ) ભાં. અશોક પૃ ૪૯. ટી ૧.

( ૫૬ ) સૌરાષ્ટ્રના સૂબા શાલિશુકનો મોટો ભાઇ સંપ્રતિ (બુદ્ધિપ્રકાશ પુ. ૭૬, અંક ૩, પૃ. ૮૯. થી ૯૩ જુઓ; કે જે લખાણ બધું વાયુપુરાણના આધારે કરવામાં આવ્યું છે તથા આ પુસ્તકના અંતે પરિશિષ્ટ ક જુઓ ).

( ૫૭ ) જુઓ નીચેની ટીકા નં. ૫૮

( ૫૮ ) આ હકીકત થોડા ફેરફાર સાથે પ્રોફેસર રાધા કુમુદ મુકરજીએ (જુઓ તેમણે બનાવેલું 'અશોક'

સુદર્શન તળાવના બંધ તૂટી ગયા બાદ તેને દુરસ્ત કરનાર તરીકે, તેણે પોતે જ કોતરાવેલ પ્રશસ્તિ ઉપરથી જોઇએ છીએ. તેમ જ સમ્રાટ પ્રિયદર્શિન શ્રી સંઘ સાથે ભકિત[૫૯] નિમત્તે શ્રી ગિરનારજીના દર્શને પધારતો, ત્યારે પોતાથી બને તેટલી તે સર્વેની બરદાસ કરી સ્વામિ-વાત્સલ્યતાનો લાભ મેળવતો હતો. સૌરાષ્ટ્રના સૂબા પદે કેટલોય વખત રહ્યા બાદ, જ્યારે મગધનો રાજા દશરથ-અથવા જોઇએ તો સૂબો કહો—સ્વર્ગસ્થ થયો ત્યારે ( અનુમાન કરવું પડે છે કે તે નિર્વંશ ગુજરી ગયો હશે ) તેને ત્યાંથી ફેરવીને સમ્રાટ પ્રિયદર્શિને, મગધની ગાદી ઉપર નીમ્યો હતો. ત્યાં કેટલા વરસ જીવંત રહ્યો અને તેની પાછળ કોણ ગાદીએ આવ્યું તે જણાયું નથી. પણ એમ સ્પષ્ટપણે કહી શકાય કે, તેનો વંશ ઇ. સ. ની ચાર પાંચ શતાબ્દિ સુધી મગધપતિ તરીકે ચાલી આવ્યો હતો. વચ્ચમાં એક બે વખત ત્રૂટિત પણ થયો હતો. એક વખત શુંગવંશી રાજા પુષ્યમિત્રના સમયે અને બીજી વખત ગુપ્તવંશી ચૂડામણિ સમ્રાટ ચંદ્રગુપ્ત પહેલાના કે બીજાના સમયમાં. પણ પાછા સમ્રાટ સમુદ્રગુપ્તના સમયે તેઓ ખંડિયા તરીકે સત્તા ઉપર આવી ગયા દેખાય છે.

આ બે વ્યકિત ( કુમાર દશરથ અને કુમાર શાલિશુક ) ઉપરાંત એક ત્રીજી વ્યકિત જે ખાસ ધ્યાન ખેંચે છે તે દેવકુમાર દેવપાળની છે. આ કુમાર દેવપાળ તે સમ્રાટ પ્રિયદર્શિનનો જમાઇ અને કુંવરી ચારૂમતીનો પતિ થતો હતો. ( કુંવરી ચારૂમતીની ઓળખ આપણે પૃ. ૨૯૮ ઉપર લખી ગયા છીએ ); તેને હાલના નેપાલ-ભૂતાન-તિબેટ વાળા પ્રદેશના સૂબાપદે નિયત કરવામાં આવ્યો હતો. આ બધો પ્રદેશ મહારાજા પ્રિયદર્શિને પોતાના રાજ્યાભિષેક પછી ૧૪મા વર્ષે જ્યારે નિગ્લિવ અને રૂમીન્ડીઆઇના જ્યાં સ્તંભ લેખો

---

નામે પુસ્તક પૃ ૬ ) નીચે પ્રમાણે ઉતારી છે. Yuan Chwang, calling him Mahendra, relates that he used his birth to violate the laws, lead a dissolute life & oppress the people, till the matter was reported to Asoka by his high ministers and old statesmen. Then Asoka, in tears, explained to his brother, how awkward was his position due to his own conduct. Mahendra, confessing guilt, asked for a reprieve of seven days, during which by the practice of contemplation in a dark chamber he became an Arhata = યુઆન ચ્વાંગ નામના લેખકે, તેને મહેંદ્રનું નામ આપીને જણાવ્યું છે કે, (આ નામ મિ. ચ્વાંગે લખ્યું છે કે કેમ તે બરાબર તપાસવું રહે છે. સંભવ છે કે મિ. મુકરજીએ આસપાસના વાંચનથી કલ્પી લીધું હશે) તે પોતે રાજ-કુટુંબમાં જન્મ્યો હોવાથી કાયદાનો ભંગ કરતો, સ્વ-છંદપણે વર્તતો, અને પ્રજાને પીડતો; છેવટે અશોકના કાને તેના મોટા પ્રધાનોએ અને વૃદ્ધ નાગરિક જનોએ તે વાત પહોંચાડી. તે ઉપરથી અશોકને આંખમાં ઝળ-ઝળીયાં આવ્યાં અને પોતાના બંધુને સમજાવ્યું કે, તેના વર્તનથી પોતાની કેવી કફોડી સ્થિતિ થઇ રહી છે. મહેંદ્રે પોતાના ગુન્હાનો સ્વીકાર કર્યો અને સાત દિવ-સની મહેતલ માંગી. તે દરમ્યાન એક અંધારા ઓર-ડામાં પોતે આત્મચિંતન કરવાથી તે અર્હંત થયો ( અર્હંત જેટલી ઉંચી ભૂમિકાએ તો શું પહોંચે, પણ તેને ઘણો પશ્ચાતાપ થયો હોય અને તે પછીથી પોતાની વર્તણુકમાં બહોળો સુધારો થયો હોય એમ તેમના કહેવાની મતલબ છે )-( નીચેની હકીકત સાથે સરખાવો કે આ વર્ણન કોને લાગુ પડે તેમ છે.)

વળી ' બુદ્ધિપ્રકાશ ' માસિક પુ. ૭૬ અંક ૩ પૃ. ૫૯ અને આગળના પ્રકરણમાં વાયુપુરાણના આધારે જે હકીકત લખી છે તે જુઓ અને ઉપરમાં મિ. યુઆન ચ્વાંગના લખાણ આધારે જે શબ્દો ટાંકયા છે તે સાથે સરખાવો.

( ૫૯ ) જુઓ ભાબ્રા-વૈરાટનો લેખ.

( ૬૦ ) સંપ્રતિ પોતે જૈન ધર્મી છે. અને આ

ઉભા છે, ત્યાં યાત્રાએ[૬૦] પ્રથમ ગયો હતો ત્યારે જીતી લીધો હતો અને તેના સૂબાપદે જામાતૃ દેવપાળને મૂકતો આવ્યો હતો. તેમ બીજી વખત જ્યારે પોતાના શાસનકાળના વીસમા વર્ષે તે બાજુ આંટો માર્યો હતો તે સમયે તો પોતાની કુંવરી ચારૂમતીને પણ પોતાની સાથે લઇ ગયો હતો[૬૧] અને તેણીને તેણીના પતિ પાસે મૂકી પોતે ભારત વર્ષમાં એકાકીજ પાછો ફર્યો હતો. આ રાજા દેવપાળે ત્યાંની રાજધાની લલિતપટ્ટણ વસાવ્યું અને કુંવરી ચારૂમતી ( હવે આપણે તેણીને રાજા દેવપાળની રાણી ચારૂમતી તરીકે ઓળખીશું ) બહુ ધર્મિષ્ટ સ્વભાવની હોવાથી, તેણીએ પોતાના ધર્મના કેટલાયે વિહાર તથા દેવસ્થાનો બંધાવ્યાં હતાં.[૬૨] અને અંતે પોતે દીક્ષા પણ લઇ લીધી હતી.[૬૩] રાજા દેવપાળ પછી તેના ઉત્તરાધિકારીઓએ અને વંશજોએ રાજા દેવપાળના નામ ઉપરથી " પાળવંશી " રાજાઓ તરીકે ઓળખાવવાનું ચાલુ રાખ્યું હતું. વળી નેપાળનો[૬૪] આ પાલવંશ બહુજ લાંબો વખત ચાલુ રહ્યો છે તથા ઘણાંજ જાહોજલાલી ભોગવી પ્રજાના લાભ પોષક નીવડયો છે. તે આપણે નેપાળના ઇતિહાસ ઉપરથી જોઇ શકીએ છીએ. પણ તેનું વિવેચન અત્ર નિરૂપયોગી તેમજ અસ્થાને ગણાય એટલે જે બીના આ રાજા દેવપાળ અને રાણી ચારૂમતીના ધર્મ વિશે જણાવવા જરૂર છે તેજ માત્ર લખીને વિરમીશું.

---

સ્થળે પોતે યાત્રાએ ગયો છે. તે હકીકત પુરવાર કરે છે કે નિગ્લિવ અને રૂમીન્ડીઆઇ તે બૌદ્ધનાં તીર્થસ્થાનો નથી પણ જૈન ધર્મનાં તીર્થો છે. ( જુઓ પ્રિયદર્શિનનું ચરિત્ર તથા ઉપર પૃ. ૩૭ થી ૪૫ સુધી ત્રણેક ડઝન દલીલો આપી છે તેનું વિવેચન ).

( ૬૧ ) ભારતીય પ્રાચીન રાજવંશ ભાગ. ૨ પૃ. ૧૩૨. (આ હકીકતને કલ્પીત માને છે. પણ આધાર ટાંકયો નથી: એમ દેખાય છે કે, તેના લેખક મહાશયને આ હકીકત કયાંય અશોક ચરિત્રમાં જણાઇ નથી તેથી કલ્પીત માની લીધી હશે. પણ જ્યાં આ હકીકત સંપ્રતિને લગતી હોય ત્યાં તે, અશોકચરિત્રમાં કે કોઇ બીજા બૌદ્ધગ્રંથમાં હોયજ શી રીતે ? ( જુઓ પૃ. ૨૮૯ ની ટી. નં. ૧૩૦ )

( ૬૨ ) જો કે તેઓના ગયા પહેલાં પણ ત્યાં જૈન ધર્મ તો હતોજ; કારણ કે, કૌશલપતિ પ્રસેનજીતના સમયે કે તે બાદ પણ તેના પુત્રે તે પ્રાંત જીતી લીધો હતો.

( ૬૩ ) સંભવિત છે કે, રાજા દેવપાળના મરણ બાદ વિધવા થવાથી તેણીએ દીક્ષા લીધી હશે. સધવા પણામાં દીક્ષા લીધી નહી હોય.

( ૬૪ ) ભા. પ્રા. રા. ભા. ૨ પૃ. ૧૦૧:-દેવપાલે નેપાલની રાજધાની લલિતપટ્ટણ વસાવ્યું હતું. ( બલ્કે સંપ્રતિએ વસાવ્યું હતું એમ કહેવું વધારે બંધ બેસતું ગણાય ). હાલની રાજધાની જે ખટમંડુ છે તે લલિતપુરના ખંડિયર પાસે વસ્યું છે.

( આ દેવપટ્ટણ તે દેવપાલે વસાવ્યું તેથી. બાકી તેનું બીજું નામ લલિત પટ્ટણ છે ) ( જુઓ અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૯૨ ).

સ્મિ. અશોક પૃ. ૭૭:-નેપાળની રાજધાની તરીકે ખટમંડુની અગ્નિખૂણે બે માઇલ દૂર લલિત-પટ્ટણનો અશોકે પાયો નાંખ્યો હતો.

Asoka ( Rulers of India Series ) P. 77:—Lalitapatana 2 miles S. E. of Khatmandu was laid out by king Asoka, as the capital of Nepal

સ્મિ. અશોક પૃ. ૭૮:-નેપાળ દેશના પર્યટનમાં અશોકની સાથે તેની પુત્રી ચારૂમતી હતી. જે ચારૂમતી દેવપાળ નામના એક ક્ષત્રિયની પત્નિ હતી. આ બન્ને પતિ-પત્નિએ નેપાલમાંના પશુપતિના મંદિર પાસે વસવાટ કર્યો હતો અને ત્યાં આગળજ દેવપટ્ટણ નામે શહેર વસાવ્યું અને તેને આબાદ કર્યું હતું ( વળી જુઓ અ. હિ. ઇ. સ્મિથ. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૯૨ ).

Ibid P. 78:—Asoka was accompanied in his pilgrimage ( in Nepal ) by his daughter Charumati the wife of a kshatriya named Devapala: both the husband and the wife settled in Nepal near the holy shrine of Pashupati where they founded and peopled Deva-patan.

રાજા દેવપાળ અને રાણી ચારૂમતી બન્ને જણા સમ્રાટ પ્રિયદર્શિનની માફક જૈન ધર્મનાજ અનન્ય ભક્તો હતા. અને એમાં તાજુબ પામવાનું આપણે કાંઇ કારણ પણ નથીજ. તેઓ બન્નેએ પોતાના શાસન પ્રદેશમાં પોતાનો ધર્મ ફેલાવવા ઘણો પ્રયાસ સેવ્યો હતો. દેવસ્થાનો, દેવાલયો અને મઠ તથા વિહારો (જેને જૈન પ્રજા હાલ ઉપાશ્રયના નામે ઓળખાવે છે તેવા ) અનેક બંધાવ્યાં હતાં. તેમજ મહારાજા પ્રિયદર્શિને જેમ પોતાના રાજ્યના દૂરદૂરના પ્રાંતોમાં પણ ધર્મ પ્રચાર માટે ધમ્મમહામાત્રો મોકલ્યા હતા તેમ આ નેપાળદેશમાં પણ તેવા ધમ્મમહામાત્રોને તેમણે આમંત્ર્યા હતા. જેમણે યથાશક્તિ ત્યાંની પ્રજામાં જૈન ધર્મનાં તત્ત્વોનું બીજ-સિંચન કરેલું હતું. પણ આ ધમ્મમહામાત્રો કાંઇ સંવેગી સાધુ તો નહોતાજ, એટલે જૈન ધર્મના દીક્ષિત સાધુઓ, જેવો આચાર વિચાર પાળે અને પળાવે, તેવો આચાર વિચાર તો તેઓ ઉપદેશે પણ નહીં. અને ઉપદેશે નહીં તો પછી પળાવે તો શી રીતે? મતલબ કે, જે ધર્મ પ્રચાર ત્યાં થયો તે, સિદ્ધાંતો જોતાં, જૈન ધર્મજ કહેવાય. પણ પ્રત્યક્ષ આચાર-વિચારમાં તેનાથી કાંઇક જુદો પડતોજ દેખાય. ( આપણે બૌદ્ધધર્મ વિશે ઉપરમાં તૃતીય ખંડે પ્રથમ પરિચ્છેદે લખી ગયા છીએ, તે વર્ણન પણ આ નેપાલમાં જે પ્રમાણે જૈન ધર્મ કાંઇક વિકૃત સ્વરૂપે કાળાંતરે થઇ ગયો છે તે પ્રમાણેજ થયાનું સમજાશે) પ્રિયદર્શિનના વખતે પણ જ્યારે આવી સ્થિતિ ત્યાંના જૈન ધર્મની હતી તો તેના સમય બાદ, જ્યારે આવા ધમ્મમહામાત્રાનો અભાવ થઇ ગયો હોય; અને અન્ય ધર્મના ઉપદેશકોનો અવરજવર વધી ગયો હોય ત્યારે તે ધર્મનું વિકૃત સ્વરૂપ થતું થતું કઇ સ્થિતિએ પહોંચી શકે તેનો તથા ત્યાંના પશુપતિ ધર્મ કે જેનાં દેવસ્થાનો તે પ્રદેશમાં પાછળથી ઉભાં થયાં છે અને સુર્યના ઉપાસક[૬૫] તરીકે જાણીતાં થયાં છે તે દશાનો, તથા બૌદ્ધ અને જૈન ધર્મના મુખ્ય મુખ્ય સિદ્ધાંતોનું ઘણે અંશે મળતાપણું આવે છે તેનો–એમ સર્વ બાબતનો વિચાર કરીશું તો એક ધર્મને બદલે તેના જેવા બીજા ધર્મનું નામ, ઇત્તર ધર્મી લેખકોએ આપી દીધું હોય, તે વાચક વર્ગને અચ્છી રીતે સમજી શકાય તેવી બાબત છે.

**તેની રાજધાની** અત્યાર સુધી મૌર્ય સામ્રાજ્યની રાજધાની અગાઉથી જેમ ચાલી આવતી હતી તેમ મગધના પાટલિપુત્ર નગરેજ હતી. પણ મૌર્ય સામ્રાજ્ય-કહો કે મગધ સામ્રાજ્ય કહો-જેવા અતિ વિશાળ રાજ્યની રાજધાની દેશના એક ખૂણે હોય અને ત્યાંથી સર્વ શાસનાધિકાર ચલાવવામાં આવે તે પ્રથા રાજદ્વારી નજરે વિઘાતક ગણાય. કાંઇક આ હેતુથી, તેમજ, આપણે ઉપર જોઇ ગયા છીએ કે, સમ્રાટ અશોકે, કુમાર પ્રિયદર્શિનનો જન્મ થયા પૂર્વે પોતાના ઉત્તરાધિકારી તરીકે, પોતાના બીજા પૌત્ર કુમાર દશરથને નીમ્યો હતો; પણ કુમાર પ્રિયદર્શિનનો જન્મ થવાથી અને તેને પોતાનો ગાદી વારસ તરીકે જાહેર કરવાથી, આ કુમાર દશરથને મગધનો સૂબો મુકરર કરવો પડયો હતો. એટલે સમ્રાટ પ્રિયદર્શિનને પોતાનો રાજ્યાભિષેક થવાનો સમય થવા આવ્યો ત્યારે, પોતાના પૂજ્ય દાદાના વચનનું બહુમાન કરવાની ફરજ પણ માથે આવી પડી હતી. અને એતો દેખીતું જ છે કે, કુમાર દશરથ જો મગધની ગાદી ઉપર હોય તો

( ૬૫ ) આ ઉપરથી સમજાશે કે નેપાળવાસીઓના ધર્મનું મૂળ પણ જૈન ધર્મમાંથી જ છે: બલકે કહો તેનું કાંઇક વિકૃત સ્વરૂપ જ છે. જુઓ નીચેનું ટી. નં. ૬૬.

( ૬૬ ) સરખાવો ત્રીજાખંડે પ્રથમ પરિચ્છેદની હકીકત-ખાસ કરી બુદ્ધ દેવ પોતે પ્રથમ જૈન ધર્મમાં દીક્ષિત થયા હતા તેની સાથે બૌદ્ધ ધર્મ ઉપર થયેલ અસરવાળી હકીકત.

તેને પોતાને તો રાજગાદીના સ્થળ તરીકે પાટલિપુત્રનો ત્યાગ કરવો જ પડે. એટલે કાંઇક મરજીયાત ( પહેલા કારણથી–રાજદ્વારી નજરે જોતાં ) અને કાંઇક ફરજીયાત ( પોતાના દાદાનું વચન પાળવું જ જોઇએ તેથી ) કારણોને લીધે રાજા પ્રિયદર્શિનને રાજગાદીના સ્થળ તરીકે અન્ય સાનુકૂળ જગ્યા પસંદ કરવાની જરૂર ઉભી થઇ હતી. અને એ તો આપણે જોઇ જ ગયા છીએ કે,[૬૭] મૌર્ય સમ્રાટ હમેશ પોતાના યુવરાજને અથવા તો માનીતા કુમારને, અવંતિ પ્રદેશના સૂબાપદે નીમ્યે જતો હતો. કારણ કે મગધ પ્રાંત કરતાં તુરત જ રાજદ્વારી નજરે ઉતરતો પ્રાંત અવંતિ ને જ ગણવામાં આવતો હતો; એટલે આ મુદ્દાથી જ કુમાર અશોક તેમજ કુમાર કુણાલ અવંતિ પ્રાંતે, યથા સમયે તે પ્રાંતના સૂબા તરીકે નીમાયા હતા. વળી કુમાર પ્રિયદર્શિને પણ પોતાના પિતા અંધ કુણાલ સાથે અવંતિમાં જ પોતાની કુમારાવસ્થા પસાર કરી હતી, એટલે તેને આ પ્રદેશ ઉપર કાંઇક પક્ષપાત હોય એ નૈસર્ગિક છે. ઉપરાંત પોતાની તીવ્રબુદ્ધિથી રાજકીય નજરે તુરત જ માપ કાઢી લીધું હતું કે, વિશાળ ભારતીય સામ્રાજ્ય ઉપર દેખરેખ રાખવાને પણ ભારતના મધ્યમાં આવેલ સ્થાનને જો રાજગાદીના પાટનગર તરીકે સ્વીકારાય તો અતિ ઉત્તમ અને રાજકીય ડહાપણ ભરેલું ગણાશે. તેમજ પ્રાચીન જ્યોતિર્વિદોની[૬૮] નજરે પણ આ અવંતિ પ્રદેશના એક ભાગની–પશ્ચિમ અવંતિની– રાજગાદિ જે ઉજ્જૈની નગરી તે અતિ ઉપયોગી સ્થળ હતું. કારણ કે, આ સમય પૂર્વે લગભગ એક સદી ઉપર થઇ ગયેલા મહાન્ જ્યોતિષિ વરાહમિહિર,[૬૯] તેમજ તેમના વડીલબંધુ ભદ્રબાહુ સ્વામિ ( જે જૈનોમાં એક મહાન્ આચાર્ય થઇ ગયા છે, અને જેમના હાથનીચે સમ્રાટ ચંદ્રગુપ્તે જૈન દીક્ષા ગ્રહણ કરી હતી. જુઓ ઉપર ચંદ્રગુપ્ત રાજ્યે ) જેઓ પણ તેમના કરતાં જ્યોતિષ વિદ્યામાં વિશેષ નિપુણ હતા,[૭૦] તે બધાએ વેધશાળાની–જ્યોતિષના દેશાંશ–રેખાંશ ગણવાને આ ઉજ્જૈની નગરીથી શરૂઆત[૭૧] કરી હતી. એટલે કે અવંતિ પ્રાંત રાજકીય દૃષ્ટિથી, જ્યોતિષની દૃષ્ટિથી, તેમજ સામાજીક અને ધાર્મિક દૃષ્ટિથી પણ[૭૨] અતિ ઉપયોગી પ્રાંત હતો. સામાજીક દૃષ્ટિથી એમ કે, અવંતિ પ્રાંતના બંને વિભાગોની[૭૩] રાજધાની, પૂર્વ વિભાગની વિદિશાનગરી અને પશ્ચિમ વિભાગની ઉજ્જૈની નગરી–તે બન્ને શહેરો વેપાર માટે મોટાં ધિકતાં સ્થળો

( ૬૭ ) જુઓ પૃ. ૧૪૪ તથા ટી. નં. ૪૭.

( ૬૮ ) જુઓ ઉપરમાં પૃ. ૬૪ ની હકીકત.

( ૬૯ ) વૈદિક ગ્રંથમાં આ મહાન્ પુરૂષને, ઇસવી સનના પાંચમા કે છઠ્ઠા સૈકામાં થયેલ માને છે: કદાચ તેમ હશે, પણ તે બીજા વરાહમિહિર હશે: બાકી આ પ્રથમ પુરૂષના સમય માટે તો મ. સં. ૧૪૦= ઇ. સ. પૂ. ૩૮૭ એટલે કે ઇસ્વી. પૂર્વની ચોથી શતાબ્દિ છે. તેઓ દક્ષિણ દેશે પૈઠણના રહેવાસી હતા. પ્રથમ જૈન દીક્ષા લીધી હતી. વળી શ્રી ભદ્રબાહુસ્વામિના લઘુ સહોદર થાય. વિશેષ જીવનાધિકાર જાણનારને ભરતેશ્વરબાહુબળી વૃત્તિ વાંચવી.

( ૭૦ ) વરાહમિહિર અને શ્રી ભદ્રબાહુ સ્વામિના જ્યોતિ વિષયક જ્ઞાનની સરખામણી પણ ઉપરના પુસ્તકથી માલુમ પડશે. આ પ્રસંગ જ વરાહમિહિરને જૈન દીક્ષાનો ત્યાગ કરવાને કારણભૂત થયો હતો.

( ૭૧ ) કદાચ તે પહેલાં પણ હોય. પણ અન્ય પુરાવા નથી મળતા. માટે અત્રે આ સમય આરંભ તરીકે લેખ્યો છે.

( ૭૨ ) આ વિષય પણ ચંદ્રગુપ્તના વૃત્તાંતમાં લંબાઇથી ચર્ચાઇ ગયો છે.

( ૭૩ ) જુઓ પુ. ૧ પૃ. ૧૭૮–૧૮૧: એ. ઇ. પુ. ૮ સુદર્શન તળાવની પ્રશસ્તિ પૃ. ૩૯ અને આગળ.

હતાં; અને ભારતીય વેપારના અન્ય સ્થળો સાથે રાહદારી માર્ગોથી સંકળાયલાં[૭૪] હતાં. મતલબ કે બન્ને શહેરો બહુ જ સમૃદ્ધિવાળાં, વસ્તીવાળાં, તેમજ આરોગ્યતાની નજરે પણ હવામાનવાળાં નગરો હતાં. અને તે ઉપરાંત ધાર્મિક દૃષ્ટિએ જે અગત્યતા આ સ્થળોની હતી[૭૫] તે તો હજુ સુધી જૈન સંપ્રદાય ( કે જે ધર્મનો સમ્રાટ પ્રિયદર્શિન પોતે જ એક મહાન્ ભક્ત હતો ) પણ તદ્દન અજ્ઞાત છે. ( તે માટે આગળ આપણે ખડક તથા સ્તંભ-લેખનાં સ્થળો વિશે વર્ણન કરતાં ચર્ચા[૭૬] કરીશું ) તેવા અનેક દેશીય ઉપયોગીપણું ધરાવતા પ્રદેશ ઉપર પોતાની રાજગાદિના પ્રાંત તરીકે તેની પસંદગી ઉતરે, તો તેમાં કાંઇ વિસ્મયતા પામવાનું કારણ નહોતું.

આવા અનેક મુદ્દાથી સમ્રાટ પ્રિયદર્શિને પોતાની રાજગાદિ મગધ દેશમાંથી અવંતિ દેશમાં ફેરવી નાંખી હતી. તેના બે વિભાગ[૭૭] પાડયા હતા. એક પૂર્વ વિભાગ જેની રાજગાદિ વિદિશા નગરી ગણાતી અને બીજો પશ્ચિમ વિભાગ જેની રાજગાદિ ઉજૈની[૭૮] નગરી ગણાતી. મૌર્યવંશ પૂરો થતાં, જે શુંગવંશ આવ્યો છે તેણે પણ આજ સ્થળને રાજગાદિ તરીકે સાચવી રાખ્યું હતું અને પછીથી તો તે પગલું ડહાપણવાળું નક્કી થતાં, બધા રાજવંશોએ માન્ય જ રાખ્યું હતું. જો કે પાછળથી પ્રાંતિક રાજધાની તરીકે તો તેની અગત્યતા જળવાઇ જ રહી હતી. પણ સામ્રાજ્યની રાજગાદિ તરીકે, ભારત ભૂમિ ઉપર મુસલમાન રાજકર્તાઓનું સ્વામિત્વ જ્યારથી સ્થિર થયું અને દીલ્હી શહેર પાટનગર થયું ત્યારથી જ તેની અવેજી ખુંચવી લેવાઇ હતી. ત્યાંસુધી તો તે ઉજૈનીજ રાજનગરી તરીકે માન ધરાવતી રહી હતી.

**દિગ્વિજય યાત્રા**

બૌદ્ધગ્રંથોમાં એમ હકીકત લખાયલી છે કે, સમ્રાટ અશોકે પોતાની ઉત્તર અવસ્થામાં, અરે કહોકે, આયુષ્યના છેલ્લા એક બે વર્ષમાં પોતાના રાજ્યની સારી પૃથ્વીનું દાન ધર્મકાર્ય નીમીત્તે કરી દીધું હતું. આ હકીકતને બીજે કયાંયથી ટેકો મળતો નથી. તેમજ ઐતિહાસિક ઘટના પણ તે વિરૂદ્ધ જાય છે. [૭૯]કારણ કે (૧) પ્રથમ દરજ્જે તો સમ્રાટ પ્રિયદર્શિનના વાલી તરીકે જ્યાંસુધી મહારાજા અશોક રાજ્યધુરા ચલાવતા હોય, ત્યાંસુધી તો તે સારી પૃથ્વીનું દાન કરી શકેજ નહીં; વળી ત્રસ્ટી તરીકે તેમના જેવા ચતુર, વિલક્ષણ અને અનુભવી રાજવી પોતાની જવાબ-

( ૭૪ ) ઉપર જુઓ પુ. ૧ પૃ. ૧૯, ટી. ૩૨.

( ૭૫ ) કેટલુંક વર્ણન, જે ઇતિહાસને લગતું હતું. તે પુ. ૧ અવંતિનું વૃત્તાંત લખતાં પૃ. ૧૯૫-૨૦૦ માં આપ્યું છે તેમજ આ પુસ્તકમાં ચંદ્રગુપ્તના વર્ણનમાં પણ લખાયું છે. તથા જુઓ નીચેની ટીકા નં. ૭૬

( ૭૬ ) ઉપર ટી. નં. ૭૨ જુઓ. બાકી વિશેષ અને વિસ્તૃત અધિકાર તો, ભગવાન મહાવીરનું જીવન ચરિત્ર જે અમે લખવાના છીએ તેમાં લખીશું. કારણ કે ધાર્મિક દૃષ્ટિનું હોય તે ધાર્મિક નજરે જ વર્ણવી શકાય. આ ગ્રંથમાં ન લખવાનું કારણ તો એ જ કે આ ગ્રંથ ઐતિહાસિક છે એટલે માત્ર તેનો નિર્દેશ કરાય તેટલું પૂરતું કહેવાય.

( ૭૭ ) આમ કરવામાં રાજકિય હેતુ હતો, કે પછી જેમ હાલની કેટલીક પ્રાંતિક સરકારો, વર્ષના અમુક કાળે, પોતાના જ પ્રાંતના અમુક નગરે જાય છે અને અમુક સમયે અમુક નગરે જાય છે, તેવો હવામાનનો હેતુ હતો, તે નક્કી કરવાને કંઇ સાધન હોય લાગતું નથી. બહુધા રાજકિય હોવા સંભવ છે,

( ૭૮ ) જ. બો. બ્રે. રો. સો. પુ. ૯ પૃ. ૧૫૪. " તેનો (કુણાલનો) પુત્ર સંપ્રતિ ઉજૈનિમાં રાજ્ય કરતો હતો J. B. B. R. A. S. IX. P. 154:—His ( Kunala's ) son Samprati reigned at Ujjain " ભા. પ્રા. રા. ભાગ ૨ પૃ. ૧૩૫ : તથા આગળ ઉપર ટી. નં. ૧૦૫ જુઓ.

( ૭૯ ) જુઓ પૃ. ૨૮૦ નું લખાણ તથા ટી. નં. ૧૨૦ ની હકીકત.

દારી સંપૂર્ણ રીતે સમજતા જ હોય, ( ૨ ) વળી જો પૃથ્વીનું દાન દઇ દીધું હોય તો, મહારાજા પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક કેમ કરી શકાય. (૩) તેમ તે વખત પોતાના આયુષ્યનો અંત ભાગ પણ નહોતોજ. કેમ જે પ્રિયદર્શિનના રાજ્યાભિષેક બાદ પણ પોતે લગભગ ૨૦ વર્ષ સુધી જીવંત રહ્યા છે. (૪) તેમ પોતાના આયુષ્યના અંતે તો, પોતેજ પૃથ્વીપતિ રહ્યા નહોતા તો પૃથ્વીનું દાનજ શી રીતે કરી શકે! આ બધા સંજોગો વિચારતાં એકજ સાર ઉપર અવાય છે કે, બૌદ્ધ ગ્રંથોમાંની હકીકત કાં ખોટી છે[૮૦] અને કાંતો એકદમ અતિશયોકિતપૂર્વક વર્ણવાયલી છે. બાકી કાંઇક મુલક દાન તરીકે અર્પણ કરી દેવાયો હશે તેટલું તો ખરૂંજ, નહીંતો રાજા પ્રિયદર્શિન પોતે, પોતાના રાજ્યના કેટલીક જાતના વિભાગ પાડી બતાવતાં,[૮૧] કેટલાક પ્રાંતને તાબે કર્યાનું–surrendered–કેટલાકને conquered by his own valour=પોતાના બાહુબળે જીતી લીધા–ઇત્યાદિ ભિન્ન ભિન્ન સ્થિતિ દર્શાવતા શબ્દોથી વર્ણન કરત નહીં. સમ્રાટ અશોકના ગાદીવારસ તરીકે તેનો બધો મુલક નહીં, તો મુખ્યપણે મગધપ્રાંત તો બાદ હતોજ. કેમકે ત્યાંની ગાદી દશરથને અપાઇ હતીઃ ઉપરાંત જે મુલક અશોકે ધર્મકાર્યમાં દાન દઇ દીધો હોય તેઃ આ પ્રમાણે બે પ્રકારે જે દેશ નીકળી જાય તે સિવાય મોટા ભાગનો વારસો પ્રિયદર્શિનને મળ્યોજ હતો. પણ તે કાંઇક અસ્તવ્યસ્ત હાલતમાં તેમજ સમ્રાટની ડગુમગુ સત્તા સ્વીકારતા હોય તેવો તેને લાગેલ. એટલે રાજ્યાભિષેક થયા પછી પ્રથમ વર્ષેજ[૮૨] જોઇતું રાજ્યકાર્ય તેમજ બંદોબસ્ત કરી, એકદમ પોતાની સ્થિતિ દઢ કરવા તરફજ તેનું વલણ દોરાયું. અવંતિની પશ્ચિમથી શરૂ કરી પ્રથમ તો ભરતખંડમાં જ મરૂ, સૌરાષ્ટ્ર, શ્વભ્ર[૮૩], કચ્છ, આનર્ત[૮૪] વિગેરે દઢ કરી લીધા. ત્યાં બે અઢી વર્ષનું તેનું રાજ્ય થયું. તે બાદ ગાંધાર,[૮૫] કંબોજ,[૮૬] અને કાશ્મિર[૮૭] થઇને,

( ૮૦ ) આવાં દષ્ટાંતો બૌદ્ધ ગ્રંથમાં કયાં ઓછા પ્રમાણમાં નજરે પડે છે. જુઓ પુ. ૧ પૃ. ૨૮૮ ટી. ૬૬: ઓ. હિં. ઇ. પૃ. ૪૮:

( ૮૧ ) જુઓ સુદર્શન તળાવની પ્રશસ્તિ: એપિ. ઇન્ડિ. પુ. ૮ પૃ. ૩૯ અને અને આગળ; આ પ્રશસ્તિ ક્ષત્રિય રૂદ્રદામને લખાવી હતી, એમ અદ્યપિ વિદ્વાનોની માન્યતા થઇ છે. મારૂં મંતવ્ય એમ છે કે તે બધી પ્રશસ્તિ સમ્રાટ પ્રિયદર્શિનની છે. તે માટે મારી દલીલો વિગેરે આ પુસ્તકના અંતે તેને લગતા પરિશિષ્ટમાં જુઓ.

( ૮૨ ) રાજ્યાભિષેક મ. સં. ૨૩૭=ઇ. સ. પૂ. ૨૯૦ ૮૯ છે. અને એક વર્ષ બાદ એટલે ઇ. સ. પૂ. ૨૮૯.

( ૮૩ ) વર્તમાનકાળે અમદાવાદ જીલ્લાની સાબરમતી નદીની આસપાસનો મુલક.

( ૮૪ ) ગુજરાતનો ભાગ નહીં, પણ મધ્ય કાઠિઆવાડનો ભાગ તે છે ( જુઓ બુદ્ધિ પ્રકાશ ૧૯૩૪ પહેલો અંક ).

( ૮૫–૮૬ ) પુસ્તક પહેલું, ચતુર્થ પરિચ્છેદ જુઓ.

( ૮૭ ) તેણે જે કાશ્મિર જીત્યું છે, તે જ્યારે પોતે પશ્ચિમ દેશ તરફ જીત મેળવવા ગયો ત્યારે કે, પોતે નેપાળ, તિબેટ અને ખોટાન જીતી લઇને હિંદ તરફ પાછા વળતો હતો ત્યારે જીત્યું તે નકકી કરવાને કાંઇ સાધન મળતું નથી. ગાંધારના શિલાલેખમાં જણાવેલ છે કે-( જુઓ ઇન્ડીઅન એન્ટીકવેરી પુ. ૩૭. પૃ. ૩૪૨ મિ. થોમાસનો લેખ ) " પાર્શ્વનાથ ભગવાન અહીં બોધિસત્વ થયા છે તેમ તક્ષશિલાના લેખમાં પણ પાર્શ્વનાથનું નામ છે. "

મૌ. સા. ઇ. પૃ. ૪૪૮:—ઐસા પ્રતિત હોતા હૈ કિ, કલિંગ દેશ કે સિવાય અશોકને (સંપ્રતિ જોઇએ) કાશ્મિરકાભિ વિજય કિયા. સંભવતઃ કાશ્મિર ચંદ્રગુપ્ત ઔર બિંદુસાર કે સામ્રાજ્યમેં સમ્મિલિત નહીં થા. વળી તે જ પુસ્તક પૃ. ૪૪૯-સેલ્યુકસદ્વારા સંધિ મેં જો પ્રદેશ ચંદ્રગુપ્ત કો ( અશોક જોઇએ ) પ્રાપ્ત હુએ થે, કાશ્મિર અંતર્ગત ન થે ( જ્યારે અશોકને તાબે ન હોતો, તો પછી સંપ્રતિએ જ મેળવ્યો એમ સિદ્ધ થાય છે. ) વળી કાશ્મિરના પાડોશી રાજ્યો, એક બાજુ યોન (બેકટ્રીઆ) અને બીજી બાજુ ખોટાન અને તિબેટ

યોનનો૮૮પ્રદેશ જીતી લઈ, અફગાનિસ્તાન૮૯ ઇરાન, અરબસ્તાન૯૦ અને બાબીલોનવાળા પ્રદેશ કબજે કર્યો. મતલબ કે ગ્રીક શહેનશાહ સિકંદરશાહે હિંદુસ્તાન આવતાં, વચ્ચે જે જે પ્રદેશ જીતી લીધા હતા અને હાલમાં તેના ગાદીવારસ તરીકે, સેલ્યુકસ નિકેટોર ( કે જે સમ્રાટ અશોકનો સસરો થતો હતો )નો પુત્ર એંટીઓકસ પહેલો જે પ્રદેશ ઉપર હકુમત ભોગવતો હતો, તેની અને હિંદુસ્તાનની વચ્ચેનો બધો પ્રદેશ પોતે પોતાની સત્તામાં લાવી મૂકયો. કેમકે વચ્ચે આવતી ઇરાની

---

પણ સંપ્રતિએ જીતી લીધા હતા (જુઓ. આગળ) એટલે વિશેષ મજબૂત પુરાવાથી કહી શકાય છે કે, સંપ્રતિએ જ કાશ્મિર જીતી લીધું હતું. રાજતરંગિણિમાં થોમાસ સાહેબે જે અશોકને જૈન ધર્મી કહ્યો છે તે પણ આ સંપ્રતિ જ લાગે છે. રાજતરંગિણિના પ્રથમ તરંગ શ્લોક ૧૦૧ થી ૧૦૬ ની હકીકત સરખાવવાથી આ બાબતની ખાત્રી થશે. ( જુઓ પુસ્તકને અંતે જાલૌકનું પરિશિષ્ટ ) વળી તેણે કાશ્મિર જીતીને તેની રાજધાની શ્રીનગરી વસાવી પણ છે. ( જુઓ ભા. પ્રા. રાજવંશી ભાગ બીજો પૃ. ૧૦૧ )

સર કનિંગહામ પોતાના ' એન્શન્ટ કોઇન્સ ઓફ ઇન્ડીઆ ' નામે પુસ્તકમાં પૃ. ૬૨ માં જણાવે છે કે, A large coin was found in a stupa at Ushkar in Kashmir=કાશ્મિરના ઉશ્કર ગામ પાસેના સ્તૂપમાંથી એક મોટો સિક્કો મળી આવ્યો હતો ( આ સિક્કાની વિગત માટે પૃ. ૭૫ આંક નં. ૪ જુઓ: પટ ચિત્ર ૧ આંક ૪ )

( ૮૮ ) હિંદુકુશ પર્વતના વાયવ્ય ખૂણે ઓકસસ નદીનો પ્રદેશ અને અફગાનિસ્તાનના ઇશાન ખૂણે જે બેકટ્રીઆ આવેલ છે તે બધા પ્રદેશને યોન પ્રદેશ કહેવાતો યોન અને યવન શબ્દ મૂળ તો જુદી જ રીતે વપરાતા, પણ પછી ભેદ ભૂલાઇ જવાથી ( બલ્કે યોન પ્રજાનું મૂળ પણ યવન એટલે ગ્રીક પ્રજામાંથી હોવાથી, તેને મળતું જ નામ ' યોન ' જોડી કાઢયું છે ) અરસ પરસના પ્રયોગ તરીકે વાપરાવા લાગ્યો હતો ( જુઓ નીચે ટી. ૯૩: પુ. ૧ પૃ. ૩૯ અને ૧૦૩. )

ગુજરાતી નું ભાષાંતર અશોક ( મૂળ પુસ્તક ડો. ભાંડારકર કૃત અશોક ) પૃ. ૨૭ લખ્યું છે:—સિકંદર શાહના પહેલાં વખતમાં, હિંદુસ્તાનના વાયવ્ય કોણની સરહદ પાસે ગ્રીક વાસી લોકનું વસાહત સ્થળ હતું. અને તે કોફન નદી અને સિંધુ નદી વચ્ચે સ્થપાયું હતું. ( આ ઉપરથી એ સાબિત થયું કે બેકટ્રીઆના વતનીઓ ગ્રીસ દેશના વતનીઓની જાતિના હતા. અને સિકંદરની પૂર્વે આવીને ત્યાં વસેલા પણ હતા. નહીં કે, હાલ જેમ ધારવામાં આવે છે કે સિકંદરના સરદારોમાંની એક શાખાએ તે વસાવ્યું હતું તેમ ). યવનમાંથી નીકળ્યા એમ બતાવવા માટે જ યોન શબ્દ વપરાયો લાગે છે. વળી વિશેષ માટે પુ. ત્રીજામાં પરદેશી પ્રજા વાળા ભાગનું વર્ણન જુઓ.

( ૮૯ ) ઉપર જોઇ ગયા છીએ, કે અફગાનિસ્તાન ના કેટલાક પ્રાંતો, સેલ્યુકસ નિકેટોરે પોતાની પુત્રી અશોકને ઇ. સ. પૂ. ૩૦૪ માં પરણાવી ત્યારે કરેલ તહની રૂઇએ કહો કે કન્યાદાનમાં કહો પણ આપેલા હતા જ. અને અશોકના પ્રાંતો, પ્રિયદર્શિનને તેના વારસ તરીકે મળ્યા હોય તેમાં નવાઇ નથી. છતાં જેમ અન્ય પ્રાંતો ઉપર પોતાની સત્તા દૃઢ કરવાની પ્રિયદર્શિન ને જરૂરિયાત લાગી હતી તેમ અહીં પણ લાગી હશે. બાકી તે મુલક સંપ્રતિને તાબે હતો, તે ચોકકસ છે જ. કેમકે કો. એ. ઇ. પૃ. ૬૨ માં કનિંગહામે જણાવ્યું છે કે,

Double coins with elephant and lion types are very common not only in the Western Punjab but also in the Kabul Valley. = હાથી અને સિંહની છાપવાળા જોડકાના સિક્કાઓ પશ્ચિમ પંજાબમાંજ મુખ્યતયા મળી આવે છે, એમ નહીં પણ કાબુલની ખીણવાળા પ્રદેશમાં પણ તે વારંવાર મળી આવે છે. (જુઓ સિક્કા ચિત્ર ૫-૬ તથા તેનું વર્ણન) આ ઉપરથી સમજાશે કે સમ્રાટ પ્રિયદર્શિનનું શાસન તે તરફ વિકસેલું હતું જ. વળી જુઓ ઉપરમાં ટી. નં. ૮૫,૮૭ માં ગાંધાર દેશવાળી હકીકત. બીજું " મણિકયાલ " ના સ્તૂપો તે ઉભા કરી શકયો છે. (જુઓ આગળ ઉપર પ્રિયદર્શિન ચરિત્રે સ્તૂપોનાં વર્ણનનું લખાણ તથા પુ. ૧. પૃ. ૩૧૨ તથા તેની ટી નં. ૭૨ અને તે જ પુસ્તકમાં પૃ. ૩૮ નું લખાણ તથા તેની ટી. નં. ૮૨ )

( ૯૦ ) અરબસ્તાનમાં પણ બીજા દેશોની માફક ' ધમ્મમહામાત્રા ' સંપ્રતિએ મોકલેલ હશે અને ધર્મનું

શહેનશાહત* આ વખતે હૈયાતીમાં જ નહોતી એમ કહીએ તો ચાલે. આટલા વેર આવ્યા પછી તેને સામનો કરનારા પાંચ રાજ્યોનો ભેગો થયો. ( ૧ ) પ્રથમ સીરીઆનો રાજા ( ૨ ) પછી તેની ઉત્તરે એશીઆઇ માઇનોર વાળા ભાગનો રાજા ( ૩ ) ગ્રીસ દેશના અધિપતિઓ અને ( ૪ ) બીજી બાજુ સિરિયાની દક્ષિણ-પશ્ચિમે, સુવેઝની સંયોગી ભૂમિવાળા[૯૧] પ્રદેશનો રાજા અને ( ૫ ) તે પ્રદેશ ઓળંગી તેની સાથે જોડાયલા,મિસર દેશનો અધિપતિઃ આ પ્રમાણે પાંચ રાજા હતા. તેમાંથી ત્રણે તો મહારાજા સંપ્રતિનું સાર્વભૌમત્વ સ્વીકારી લીધું હશે એમ જણાય છે. અને બાકીના બે જે રહ્યા તે યવન[૯૨] રાજાઓની સાથે મહારાજા પ્રિયદર્શિને

બીજસિંચન કરેલ હશેજ. કારણ કે તેની પછી લગભગ દોઢેક સૈકા બાદ તે પ્રદેશ ઉપર જાવડશાહ નામે કાઠિઆવાડના મહુવાના (તે સમયે મધુમાવંતીનગરી કહેવાતી) શ્રાવકે કેટલાય વર્ષ સુધી ત્યાં શાસન અધિકાર ચલાવ્યો હતો. આ જાવડશાહે મ. સં. ૪૭૦ = ઇ. સ. પૂ. ૫૭ માં, જૈનાચાર્ય અને યુગપ્રધાન એવા વજ્રસૂરિના નેતૃત્વ નીચે શ્રી શત્રુંજય નામે જૈનતીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો: એટલે કે જાવડશાહના સમય પહેલાં તેમજ પછી પણ આ મુલકમાં જૈનધર્મનાં બીજ રોપાયાં હતાંજ. [ વળી આ વાતને ટેકો મળે તેવી એક હકીકત એમ બહાર આવી છે કે ( પુસ્તકનું નામ ઠામ યાદ આવતુ નથી તેમ ઉતારો કરી લીધો નથી પણ ઘણું કરી જ. રો એ. સો. નો કોઇ અંક છે ) કોઇ યુરોપીય મુસાફર એક દિવસ ચોરી છૂપીથી મુસ્લીમભાઇઓના તે સ્થાનમાં પેસી ગયો હતો; કે જ્યાં તે કહેવાતા કાળા પત્થરને રાખવામાં આવ્યો છે ( આ સ્થળ જેને મુસ્લીમભાઇઓ પોતાના ધર્મનાં પવિત્ર સ્થળોમાંનું એક ગણે છે પછી તે મક્કા, મદીના, કરબલા કે આસપાસના ગમે તે શહેરનો ભાગ હોય ) તે કાળો પત્થર જોતાંજ તેની ખાત્રી થઇ કે તે, વિના ઘડતરનો પત્થર નથી પણ જૈનધર્મની મૂર્તિ છે (હિંદ ઉપર મુસ્લીમ આક્રમણકારો ચડી આવ્યા હતા તેમાંના કોઇએ, જેમ અનેક લૂંટના પદાર્થો સ્વદેશ ભેગા કર્યા હતા તેમ આ મૂર્તિ પણ તેમાંની એક હોવી જોઇએ. હિંદમાં તો અનેક હિંદુ અને જૈન તીર્થોને તોડી ફોડી મસ્જીદ બંધાવ્યાનાં અથવા તો મસ્જીદના કોઇ ભાગમાં ચણી લીધાનાં દૃષ્ટાંતો મૌજુદ છેજ ). આ વાત જો ખરીજ હોય તો એમ સાબિત થાય છે કે અરબસ્તાન દેશમાં પણ જૈનધર્મ સારી રીતે ફેલાયો હતોજ. ]

બીજું મારૂં એમ પણ અનુમાન છે કે, મુસ્લીમ ભાઇઓએ પોતાના ધાર્મિક ચિહ્ન તરીકે જે " ચાંદ તારા " ચિહ્ન ગ્રહણ કર્યું છે. તેમાં ચંદ્રને જે આડ ત્રાંસો રાખ્યો છે તે, મૂળે જૈનધર્મનું સિદ્ધ સ્થાન ◡ જે આ પ્રમાણે ચીતરાય છે, તેનુંજ અનુકરણ છે. ( જુઓ ઉપરમાં સિક્કાનું વર્ણન પૃ. ૬૨-૬૩ ) વળી ચષ્ઠણવંશી ક્ષત્રપો જે ઉજૈનની ગાદી ઉપર આવી ગયા છે તેમણે ચાંદ અને તારા ( પાશ્ચાત્ય વિદ્વાનોએ આ નિશાનીને સૂર્યચંદ્ર, star and crescent તરીકે ઓળખાવે છે. જુઓ તેમના સિક્કા ચિત્રો. ) છૂટા રાખ્યા છે. આ ઉપરથી એમ પણ અનુમાન દોરી શકાય છે કે, ચષ્ઠણ વંશી રાજાઓ તેમજ મુસ્લીમ ભાઇઓ, મૂળે તો જૈનધર્માનુયાયીજ હતા. કાળે કરીને પાછળથી બદલો ફેરફાર થતો આવ્યો છે. (વળી આગળ ઉપર ટી નં. ૯૮ તથા ૯૯ જુઓ)

* ઇરાનની સ્વતંત્રતા તો ઇ. સ. પૂ. ૩૨૮ માં જ્યારે તેને ગ્રીક શહેનશાહ અલેકઝાંડરે જીતી લીધો ત્યારથી માંડીને, સમ્રાટ પ્રિયદર્શિનના મરણ બાદ મૌર્યવંશની સત્તા નબળી પડી ત્યાં સુધી, એટલે ઇ. સ. પૂ. ૨૨૫ સુધી નાશ પામેલીજ પડી હતી: આ ગાળામાં ઇરાની શહેનશાહનું કોઇ નામજ તેમની વંશાવળીમાં દેખાતું નથી. વળી નીચેની ટીકા નં. ૯૩ જુઓ.

( ૯૧ ) હાલ એકાદ સદીથી જ સુવેઝની સામુદ્રધુની છે પણ તે પહેલાં તો તે સંયોગીભૂમિ જ હતી.

( ૯૨ ) યોન અને યવન શબ્દના તફાવત માટે ઉપરની ટી. નં. ૮૮ જુઓ. મૂળે તો આયોનીઅન ( Ionian --ગ્રીસ દેશનું પુરાણું નામ છે ) ટાપુના રહીશ તે જ યવન ( આયોનીઅનનું અપભ્રંશ ) એમ કહેવાનો ભાવાર્થ હતો. એટલે કે ગ્રીક પ્રજાને જ માત્ર યવન કહીને સંબોધાય. પણ પછી તે શબ્દ તેના પાડોશી રાજ્યોને-જેવાં કે મિસર. સિરિયા, બાબિલોન ઇત્યાદિને લાગુ પાડયો. અને ક્રમેક્રમે જ્યારે આ પ્રજાનો એક ભાગ જે બેકટ્રીઆમાં વસ્યો હતો તેને પણ

મિત્રાચારીની ગાંઠ બાંધી લીધી હતી. અને તે આધારે તે બે જણાએ પોતાના એલચીઓ[૯૩] જો કે હિંદી દરબારે મોકલ્યા તો હતા, છતાં યે તે બે મિત્ર રાજાઓ ઉપર સમ્રાટ પ્રિયદર્શિનના સામર્થ્ય વિશે એટલો બધો ઉંચો ખ્યાલ ઉભો થયો હતો કે, ગ્રીક ઇતિહાસકારોએ તેને Amitrochades[૯૪] ( કે જેનો કોઇ દુશ્મન જ નથી. જેણે પોતાના બધા શત્રુઓને જેર કરી વાળ્યા છે એવો અર્થ થાય છે ) બિરૂદથી સંબોધ્યો છે. જૈન ગ્રંથોમાં તેને અમિત્રઘાત[૯૫] બિરૂદ આપ્યું છે.

જ્યારે કોઇ રાજા પોતાનો એલચી, બીજાના દરબારે મોકલે ત્યારે તો તે બંનેને મિત્રાચારીનો દાવો હોય એવો તાત્પર્ય નીકળી શકે. પણ

સેલ્યુકસ નિકેટોરનાં વંશના વિભાગ પડતાં યવન તરીકે ઓળખાવવા માંડયા હતા. એટલે કે છેવટે યોન અને યવન શબ્દ બન્ને એક જ અર્થમાં અરસ પરસ વપરાવા લાગ્યા હતા.

( ૯૩ ) બુ. ઇ. પૃ. ૨૭૨:—" Greeks tell us that Deimachos was sent as an ambassador by Antiochos and Dionysios by Ptolemy of Philadolphos = ગ્રીક લોકોનું કહેવું થાય છે કે, એન્ટી ઓકોસે ડાઇમેકોસને અને ફિલડોલફોસના ટોલેમીએ ડિઓનીસીઓસને પોતપોતાના એલચી તરીકે મોકલ્યા હતા, " આ બે નામો મેસિડોનિઆ અને મિસરના રાજાઓનાં છે. તે બે જીતાયા વિનાના હોય અને બાકીના ત્રણ જીતાયા હોય; જેથી તે બેના એલચીઓ નીમાયા ન હોય એમ અનુમાન કરવું વધારે યોગ્ય લાગે છે.

ભાંડારકરનું અશોક. પૃ ૪૫ ની માન્યતા પ્રમાણે (જુઓ ખડક લેખ નં. ૧૩) એક બાજુ સિરિયાનો એન્ટીઓકસ બીજો, થીઓસ: ( ઇ. સ. પૃ. ૨૬૧ થી ૨૪૬; ( Antiochus II Theos of Syria ) હિંદથી દૂર દૂરના મુલકનો રાજા ગણાવવો અને બીજી બાજુ તેને વળી હિંદની લગોલગ સરહદનો ( conterminous country ) રાજા કહેવો તે શું અસંગત નથી લાગતું ? જો લગોલગ સરહદનો રાજા એન્ટીઓકસને કહેવા માંગો, તો પછી પ્રિયદર્શિનનું રાજ્ય ઠેઠ સિરિયા સુધી લંબાયલું માનવું રહે છે અને તેથી પ્રિયદર્શિનની અને સિરિયાના રાજાની હદ એક બીજાને મળતી હતી એમ ઠરાવવું જ પડે. અને ખરી વાત તેમજ છે. બલ્કે સિરિયા પણ પ્રિયદર્શિનને તાબે જ હતો ( નોટ. લગોલગ સરહદના દેશોનાં જે નામો અપાયાં છે તેમાં એક બાજુ જેમ દક્ષિણ હિંદના દ્વીપકલ્પના જોડાજોડ પ્રદેશનાં નામો અપાયાં છે અને ત્યાંથી ઉપડ્યા કે એકદમ સિરિયા, ગ્રીક અને મિસર જેવા દૂર દેશનાં નામ જે દેવાં પડયાં છે તેને બદલે, કાં સીંધ, બલુચિસ્તાન, અફગાનિસ્તાન, ઇરાન, ઇરાક, મેસોપોટેમીઆ, અરબસ્તાન કે તેવાં કોઇ વચ્ચે આવતાં દેશોનાં નામ આપ્યાં જ નથી ? આ હકીકત પૂરવાર કરે છે કે, આ સર્વે પ્રદેશોવાળી ભૂમિ તેના સામ્રાજ્યમાં અંતર્ગત થઇ ગઇ હતી. અને તેના રાજ્યની છેવટે સીમાપ્રાંતો તરીકે જે સિરિયા વિગેરે હતા તેનોજ માત્ર ઉલ્લેખ કરવો તેને વ્યાજબી લાગ્યો છે. વળી ગ્રીક ઇતિહાસથી પણ જણાય છે કે સેલ્યુકસ નિકેટોર, હિંદથી પાછો હઠીને એકદમ ગ્રીસદેશ જતો રહ્યો હતો. વચ્ચેના કોઇ પ્રદેશ ઉપર તેની સત્તા રહી નહોતી. અને જો સત્તા હોત તો, શું ઠેઠ ગ્રીસ સુધી એટલે બધે લાંબે દૂર ચાલ્યો જાત ખરો કે ? તેમ ઇરાનમાં પણ ઇ. સ. પૂ. ૫૦૦ થી ઇ. સ. પૂ. ૩૦૦ સુધીના રાજકર્તાઓનાં નામો ઇતિહાસમાંથી મળી આવે છે. જ્યારે તે પછીનો સો દોઢસો વર્ષનો ખાંચો પડયો હોય એમ દેખાય છે. આ હકીકત પણ એમજ સાબિત કરે છે કે, ઠેઠ સિરિયા સુધી મૌર્યવંશી હિંદી રાજાઓની ( પ્રાયઃ મુખ્યત્વે કરીને સમ્રાટ પ્રિયદર્શિનની અને તે પહેલાં થોડા ભાગ ઉપર સમ્રાટ અશોકની ) આણ પ્રવર્તી રહી હતી.

( ૯૪ ) જુઓ પૃ. ૨૮૯ ઉપર ટી. નં. ૧૩.

( ૯૫ ) અમિત્રઘાતનો અર્થ પણ ઉપરનેજ મળતો થાય છે. અમિત્ર=જે મિત્ર નહીં તે, એટલે દુશ્મન અને તેનો ઘાત એટલે નાશ કરનારઃ મતલબકે દુશ્મનનો નાશ કરનાર ( જુઓ કે. હિ. ઇ. પૃ. ૪૯૫: ત્યાં પણ એજ આશયનું જણાવ્યું છે કે Slayer of foes or enemies ) અથવા જેણે સર્વે દુશ્મનો અથવા વિરૂદ્ધ પક્ષ વાળાનો નાશ કર્યો છે તેને અમિત્રઘાત કહેવાય ( જુઓ પૃ. ૨૮૯ નું ટી. નં. ૧૩ તથા પૃ. ૨૧૫ નું ટી. નં. ૪૩ અને ઉપરની ટી. નં. ૯૫ ની હકીકતો )

એક બીજાની તાબેદારીનો કે કોઇ કોઇનો ખંડિયો છે એમ કહી શકાય જ નહીં. સેલ્યુકસ નિકેટારે મિ. મેગેસ્થેનીઝને પાટલિપુત્ર દરબારે પોતાના એલચી તરીકે મૂકયો હતો, તે સંજોગો તો જુદાજ હતા. આ હકીકત સમ્રાટ પ્રિયદર્શિનના પોતાના ખડકલેખોના લેખનથી પણ સિદ્ધ થઇ શકે તેમ છે. એટલે જૈનગ્રંથોમાં જે એમ હકીકત નીકળે છે કે સમ્રાટ સંપ્રતિએ મિસર તથા ગ્રીસના યવન રાજાઓને પણ જીતી લીધા હતા[૯૬] તે બહુ માનવાયોગ્ય નથી. પણ તેનો અર્થ જો એમ કરી શકાતો હોય કે તેવા શાકદ્વીપ બહારના પ્રદેશોને તેણે અર્ધ્ધ સત્તાધીશ-quasi dependent states-બનાવ્યા હતા તો તે બનવાજોગ છે ખરૂં. બાકી એ પણ ખરૂં છે કે તેણે મિત્રાચારીની ગાંઠથી તેમને એટલા તો સજ્જડ બાંધી લીધા હતા અને પોતાની પ્રભાવ-શકિતનો એવો તો ખ્યાલ તેમના મનઉપર ઠસાવી દીધો હતો કે, સંપ્રતિએ જ્યારે પોતાના ધમ્મમહામાત્રોને આ યવનરાજા-મિત્રો-ના રાજ્યે ઉપદેશ દેવા મોકલ્યા ત્યારે તેઓએ વિનાસંકોચે તેમને ફરવા દીધા હતા.[૯૭] અને પોતાની પ્રજામાં છૂટથી ઉપદેશ દેવા સગવડતા કરી આપી હતી. તે ઉપદેશકોના ઉપદેશની અસર જો કે આ બધી પ્રજા[૯૮]ઉપર સારી રીતે થઇ હતી, પણ પાશ્ચાત્ય પ્રજાના ઇતિહાસમાં તો માત્ર એક સીરીયા પ્રાંતના દરિયા કિનારે વસતી અસલની એસેનીઝ પ્રજા[૯૯] ઇ. સ. પૂ. ની બીજી ત્રીજી શતાબ્દિમાં જૈન ધર્માનુયાયી હોવાની સંભાવના જળવાઇ રહેલી આપણે નીહાળીએ છીએ. આ બાબતમાં એન્સાઇકલોપીડીઆ ઓફ રીલીજીઅન્સ એન્ડ એથીકસ પૃ. ૪૦૧નો ઉતારો ટાંકીને ડો. ભાંડારકર પોતાના અશોક નામના પુસ્તકે પૃ. ૧૬૫ જણાવે છે કે, "One such sect is that of Essenes,[૧૦૦] whose clergy formed a small monastic Jewish order, with their quaint semi-ascetic practices and lived on the shores of the Dead Sea=ઇસેનીઝ નામની આવી એક પ્રજા[૧૦૦]છે, જેના પાદરી વર્ગનું યાહુદી ધર્મ પાળતું એક નાનું મંડળ બનેલું છે. તેમના ધર્મનાં અનુષ્ઠાન અર્ધાં વિચિત્ર છે અને તેઓ મૃત્યુસમુદ્રના કિનારે વસે છે. વળી આગળ જતાં જણાવે છે કે, and it has long since been admitted by scholars that they were indebted to Buddhism for some of their important characteristics. It has also been admitted that the Essenes were in existence even before the rise of Christianity = અને વિદ્વાન

( ૯૬ ) મતલબ એ થઇ કે, જે જે પ્રાંતો હાલ એશિયામાં ગણાય છે ( જેને અસલ ગ્રંથોમાં શાકદ્વીપ વર્ણવ્યો છે ) તે બધા જીતી લીધેલ અને તેની પેલી બાજુ દરિયાપારના મુલકો સાથે મિત્રાચારી બાંધી લીધેલી હતી એમ કહી શકાય.

( ૯૭ ) ગુ. વ. સો. અશોક ચરિત્ર પૃ. ૧૪૩. ( કોઇ પરદેશી સત્તા બીજા રાજાને પોતાની હદમાં ધર્મ ઉપદેશ કરવા કયારે રજા આપે કે જ્યારે તે તેમની સત્તાના તેજમાં અંજાયા હોય તોજ ).

( ૯૮ ) સીરીયા અથવા પેલેસ્ટાઇનઃ અને તેની રાજધાની જેરૂસલેમઃ કહેછે કે ખ્રીસ્તી ધર્મના સ્થાપક, ઇસુખ્રીસ્તીનું સ્વર્ગગમન અત્રે થયું છે. યાહુદી લોકો પણ આ સ્થળને પરમ પવિત્ર તરીકે ગણે છે. એટલે એમ માનવાને કારણ મળે છે કે, આ પ્રાંતની વસ્તીમાં, તેમજ ઇસુખ્રીસ્તીના ધર્મમાં જે આર્ય સંસ્કૃતિનું સામ્ય ભરેલું કાંઇ તત્ત્વ જોવામાં આવે છે તે આ રાજા પ્રિયદર્શિને ત્યાં ધર્મનો ફેલાવો કરાવ્યો હતો તેના અવશેષોમાંથી ઉદ્ભવેલું હશે. ( જુઓ ઉપર ટી. નં. ૮૯ )

( ૯૯ ) જુઓ ઉપરની નોટ નં. ૮૯ તથા ૯૦.

( ૧૦૦ ) ઉપરની ટીકા નં. ૯૯ તથા ૮૯ ની હકીકત જુઓ અને સરખાવો.

લોકોએ કયારનું સ્વીકારી લીધું છે કે, તેમના ધર્મની કેટલીક અગત્યની તાસુબીઓ બૌદ્ધધર્મને આભારી છે. અને એમ પણ સ્વીકારાયું છે કે, ખ્રીસ્તીધર્મની સ્થાપના થયા પૂર્વે પણ આ ઇસેનીઝ પ્રજા અસ્તિત્વમાં હતી. આપણે પણ અહીં એજ સાબિત કરીએ છીએ કે, અરબસ્તાન, સિરિયા વિગેરે દેશોમાં ધમ્મ મહામાત્રાએ ( semi-ascetic order ) ઇ. સ. પૂ. ત્રીજી સદીમાં જૈનધર્મ પ્રસાર્યો હતો. ઉપરના પુસ્તકમાં Jewish=યાહુદી ધર્મ પાળતી તે પ્રજાને જે બતાવી છે તે પણ વ્યાજબીજ છે. કારણકે સિરિયા અને પેલેસ્ટાઇનના કિનારા ઉપર પણ, આ ઇસેનીઝ લોકોનો વસવાટ છે. આ બધાનો સાર એમ નીકળે છે કે, ઇ. સ. પૂ. ત્રીજી સદીમાં આ સર્વ પ્રદેશ ઉપર સમ્રાટ પ્રિયદર્શિનના મોકલેલ ધમ્મ મહામાત્રાના ઉપદેશની અસર ફરી વળી હતી. અને તેનો પલટો થઇને-ધર્મક્રિયામાં કાંઇક પરિવર્તન પામીને-ખ્રીસ્તીધર્મ પાળતી તે પ્રજા બનતી ગઇ હતી.

ઉપર પ્રમાણેની (અવંતિની પશ્ચિમ દિશાની) વિજયયાત્રા[૧૦૧] કરીને પોતે લગભગ અઢી વરસે[૧૦૨] પાછો ફર્યો હતો. તે બાદ થોડો વખત પાટનગરે રહી, હિંદની દક્ષિણ તરફ વિજયયાત્રાએ નિકળ્યો. પ્રથમ બેટો આંધ્રપતિ શાતકરણી કે જેના તાબામાં અત્યારે કલિંગ દેશ પણ હતો, તે છઠ્ઠા આંધ્રપતિ સ્કંધ[૧૦૩] સ્તંભની સાથે થયો. આ આંધ્રપતિઓ ઠેઠ બિંદુસારના સમયથી સ્વતંત્ર થઇ ગયા હતા તેમ હજુ પણ સ્વતંત્રતા નીભાવ્યે રાખી હતી. અને તેથીજ સમ્રાટ અશોકને પોતાના કુંવર મહેંદ્ર ભિક્ષુકના નેતૃત્વ નીચે નીકળેલા ભિક્ષુમંડળને, સિંહલદ્વીપની યાત્રાએ જતાં, સફળ સફર ઇચ્છતી વેળાએ, મહાનદીના મુખ પાસેના સમુદ્ર તટેજ વિદાય દેવી પડી હતી. કેમકે કલિંગ અને આંધ્રદેશ ઉપર તેની પોતાની આણ ચાલતી નહોતી. આ છઠ્ઠા આંધ્રપતિને સમ્રાટ પ્રિયદર્શિને લડાઇમાં જીતીને, સલાહ કરી હતી.

અને આંધ્રપતિને સમ્રાટ પ્રિયદર્શિનનું સાર્વભૌમત્વ સ્વીકારી પોતાના રાજકુટુંબની કન્યા ( આ રાજકન્યા છઠ્ઠા આંધ્રપતિની પુત્રી અને સાતમા આંધ્રપતિની બહેન સંભવે છે ) વિજેતાના રાજકુટુંબમાં આપવી પડી[૧૦૪] હતી. તથા મહારાજા પ્રિયદર્શિને પણ તેમને તેમની ગાદી ઉપર કાયમ રાખી, ખંડણીનો સ્વીકાર કરી,[૧૦૫] પોતાના કદમ દક્ષિણે લંબાવ્યા હતા. આગળ જતાં ચોલા રાજકર્તાને કોરોમાંડલના તટ-પ્રદેશના[૧૦૬] ભૂપતિને તથા પાંડયવંશી રાજકર્તાને[૧૦૭], આંધ્રપતિની માફક જીતી ખંડણી

( ૧૦૧ ) જુઓ હવેના પરિચ્છેદે " દેશ ઉપરની જીત તથા ધર્મયાત્રા " વાળો પારિગ્રાફ.

( ૧૦૨ ) ખડકલેખ નં. ૧૩ જુઓ.

( ૧૦૩ ) આ યુદ્ધ સાતમા આંધ્રપતિ સાથે કે જેને શાતકરણી બીજો કહેવાય છે તેની સાથે થયાનું અત્યાર સુધી હું માનતો હતો. પણ વિશેષ વિચારણાથી હવે એમ સમજાય છે કે, તેના પિતા છઠ્ઠા આંધ્રપતિ સ્કંધ સ્તંભ સાથે થયાનું તે કહેવું વધારે યોગ્ય ગણાય છે.

( ૧૦૪ ) જુઓ આગળ આંધ્રદેશના વર્ણને તથા ઉપર ટી. ૪૨

( ૧૦૫ ) નાગરી પ્રચારિણી પત્રિકા પુ. ૧૦ ભાગ ૪. પૃ. ૬૬૫ ટી. ૬૩ (સંપ્રતિને કાઠીયાવાડ ઔર દક્ષિણા પથકો સ્વાધિન કીયા એસા નિશીથચૂર્ણિમેં લીખા હૈ—આ ગ્રંથ જૈનનો આગમ ગ્રંથ છે અને સન્માનીત છેઃ તેજ પુસ્તક પૃ. ૬૬૫:—ઉજ્જૈનીમેં રહેતા હુવા સંપ્રતિ અવંતિ કે અતિરિક્ત સારે દક્ષિણા પથ ઔર કાઠિયાવાડ કો અપને વશ કર લેતા હૈ. )

( ૧૦૬ ) તે પ્રદેશમાંથી જે સિક્કા મળી આવ્યા છે તે જુઓ ( સિક્કાચિત્ર આંક નં. ૭૩ ૭૪-૮૧ ) તેમાં હાથી તથા ઉજ્જૈનીનું ચિહ્ન છે તથા પુળુમાવી આંધ્રપતિનું નામ પણ છે. એટલે સમજાય છે કે, ત્યાં

સ્વીકાવરાવીને, ચેરા રાજ્ય ( કેરલ પ્રાંત ) મહીસૂર વિગેરે પ્રાંતો,[૧૦૮] જે અસલથી ( ચંદ્રગુપ્ત સમ્રાટના પહેલાથી મગધપતિને તાબે હતા જ )[૧૦૯] વારસામાં ચાલ્યા આવતા હતા તેનો બરાબર કબજો કરી, પશ્ચિમ ઘાટને કિનારે કિનારે ઉત્તર તરફ વધી, અપરાંતનો મુલક તાબે કરી, તે પાછો અવંતિમાં આવી પહોચ્યો હતો.

( દક્ષિણ દેશની મુસાફરીમાં પણ તેને લગભગ બે અઢી વરસ લાગ્યા સંભવે છે. ત્યાંથી સિંહલદ્વીપ તરફ તેણે પોતાનું પરાક્રમ દાખવવાનો યત્ન કર્યો હતો કે કેમ તે જણાયું નથી. )

પોતે દક્ષિણમાં હતો તે સમયે ઉત્તર પંજાબ[૧૧૦] કે જ્યાંથી તાજેતરમાં પોતાની આણા મજબૂત બનાવીને તે પાછો ફર્યો હતો ત્યાં ( ગાંધાર-કંબોજ દેશમાં ) બળવો ફાટી નીકળ્યો હોય એમ કલ્પના[૧૧૧] થાય છે. તે શાંત પાડવા માટે તેનો જે પુત્ર[૧૧૨] અવંતિના સૂબા તરીકે, અથવા તો મહારાજાની ગેરહાજરીમાં, રાજ્યના

પ્રથમ છઠ્ઠા આંધ્રપતિની હકુમત ચાલતી હતી અને પાછળથી તેને પ્રિયદર્શિને જીતી લઇ ખંડિયો બનાવ્યો હતો.

( ૧૦૭ ) જે. સ. ઇ. પૃ. ૬૩:–The earliest lithic records in the Tamil country are the famous Brahmi inscriptions found in the districts of Madura and Ramnad. These are written in the alphabet of the Asokan Edicts. and are assigned to the end of the 3rd cent. B. C. ( Madras Epi. Rec. 1907 P. 60–61 )=તામીલ દેશમાંથી વહેલામાં વહેલા શિલાલેખી પુરાવા ગણોતો, મદુરા અને રામનાદ જીલ્લાના બ્રાહ્મિલિપિમાં લખાયલા લેખો છે. તેના અક્ષરો અશોકના લેખની લિપિમાંના છે અને ઇ. સ. પૂ. ત્રીજી સદીના અંતના સમયના હોય એમ દેખાય છે ( મદ્રાસ એપી. રેકર્ડ્ઝ ૧૯૦૭ પૃ. ૬૦ ૬૧ ). ત્યારે તો સંપ્રતિએ માત્ર ખડક લેખો અને સ્તંભ લેખોજ કોતરાવ્યા છે એટલુંજ નથી પણ દક્ષિણમાં શિલાલેખો પણ કોતરાવ્યા છે. કદાચ મૂર્તિઓ પણ ભરાવી હશેજ. વળી તેના રાજ્યની હદ સિધ્ધાપુર, અને બ્રહ્મગિરિના ખડક લેખોથી નીચે દક્ષિણમાં પણ હતી એમ સિદ્ધ થયું,

( ૧૦૮ ) આ ચોલા, પાંડયા તથા ચેરા રાજ્ય ( કેરલપુત ) ને ખંડિયા તરીકે નથી બનાવ્યા પણ તેના ઉપર પોતાના કુટુંબીજનોને જ સૂબાપદ આપીને નીમેલા. તેમજ પોતાના રાજ્યની શાખાના પુરૂષો તેના અધિકાર ઉપર ચાલુ આવ્યા કરતા હતા ( ઠેઠ ચંદ્રગુપ્તના સમયથી ) એટલે તેમને તેજ પદે પાછા કાયમ કર્યા હતા. પણ અન્ય રાજવંશીઓ–જેવા કે આંધ્રપતિ–ને જેમ પોતાના માંડલિક બનાવી શકાય તેમ આ ચોલા, પાંડય રાજવંશીઓને ઠરાવી શકાય તેમ નહોતું. કારણ કે તે તો પોતાના કુટુંબનીજ શાખાઓ હતી. આ કારણને લીધેજ તેણે કોતરાવેલ ખડક લેખોમાં અંધ્ર-દેશને–સીમા પ્રાંતની ગણત્રીમાં (Bordering lands) મૂક્યો છે. જ્યારે તેની બહાર અને છેટે દૂર આવેલ એવા ચોલા, પાંડયને, પોતાની આણમાં હોવા છતાં યે સીમા પ્રાંત તરીકે લેખાવ્યા નથી. (વળી જુઓ મૌર્ય વંશ વર્ણનના છેલ્લા પરિચ્છેદે: તેમજ અંધ્રપતિના વર્ણનમાં ચોથા પુસ્તકે )

( ૧૦૯ ) જુઓ પુ. ૧ લામાં નંદિવર્ધનનું વૃત્તાંત તથા તેને લગતી ટીકાઓ. વળી જુઓ સિક્કા નં. ૬૭ થી ૭૨.

( ૧૧૦ ) આ પ્રદેશ રાજા પુલુસાકીનું મરણ થયું ત્યારથી એટલે ઠેઠ ઇ. સ. પૂ. ની છઠ્ઠી શતાબ્દિથી ( જુઓ પૃ. ૧ ગાંધાર કંબોજ દેશનું વર્ણન ) અવાર નવાર તોફાનમાં સપડાતોજ દેખાયાં કરે છે.

( ૧૧૧ ) કે. વે. વ. પુ. ૧ પૃ. ૧૪૦ નં. ૫૨ ( સિકંદર શાહના મરણ પછી ૫૦ ) વરસે પંજાબમાં બળવો થયો હતો એટલે ઇ. સ. પૂ. ૩૨૭–૫૦, ઇ. સ. પૂ. ૨૭૭=મ. સં. ૨૫૦ આશરે થયા: જ્યારે આપણે જે વર્ણન કરી રહ્યા છીએ તેની સાલ મ. સં. ૨૪૩–૪ લગભગ છે ( એટલે કે કે. વ. વ. નું લખાણ આ સમયને લગતુંજ હશે ).

( ૧૧૨ ) આ પુત્રનું નામ સુષીમ કે સુમન હોવા સંભવ છે: બિંદુસાર પુત્ર જે (જુઓ. પૃ. ૨૩૦) પંજાબમાં બળવો સમાવવા તે સમયે ગયેલ તેમનું

મુખ્ય સંચાલક તરીકે રહેતો હશે તે ત્યાં દોડી ગયો હતો. પ્રથમ બળવો સમાવી દેવામાં તેને યશ મળ્યો હતો. પણ પાછો ફરીને બળવો જાગતાં, તે કોઇક કાવતરાંખોરની ગંદી યુક્તિનો ભોગ થઇ મરણ પામ્યો હતો.

આ ઉપરથી સમજાય છે કે તેને પોતાનું રાજ્ય ચલાવવાની પ્રથામાં ફેરફાર કરવાની જરૂર પડી હતી. એકલે હાથે સારા રાજ્ય ઉપર સર્વસત્તા ચલાવવાનું બની શકે તેમ ન હોવાથી તેમજ પોતાને સીધી દેખરેખ રાખવા માટે પૂરતો સમય ન મળવાથી, કાં તો પ્રજાને અન્યાય થઇ જાય અને કાં તો દોડાદોડીમાં પોતાના શરીરને ધક્કો પહોંચે: એટલે તેણે સામ્રાજ્યના જે જે ભાગમાં તાબેદાર ખંડિયા રાજાઓ નહોતા તેવા તેવા ભાગોને જુદા જુદા પ્રાંતોમાં વહેંચી નાંખી, તે ઉપર સર્વાધિકાર આપી સૂબા નીમી દીધા. આ વિષય વિશેષ વિસ્તારથી આપણે આગળ ઉપર રાજનીતિના મથાળે ચર્ચીશું.

દક્ષિણની જીત મેળવીને પોતે પાછો ઉજ્જૈનીમાં આવ્યો. હવે તેણે આખો ભરતખંડ અને હિંદની પશ્ચિમે ઠેઠ એશિઆખંડના એશિઆ માઇનર સુધીનો બધો પ્રદેશ જીતી લીધો ગણાય. આવા મોટા વિસ્તાર ઉપર અત્યાર સુધી કોઇપણ હિંદી સામ્રાટે રાજ્યશાસન ચલાવ્યું હોય એમ ઇતિહાસનાં પાને નોંધાયું નથી.[૧૧૩]

**ઉપાસક પણાનો ઉદય.**

સમ્રાટ પ્રિયદર્શિનને અવંતિમાં ઠરીઠામ થઇને બેઠાને હજુ સાત આઠ માસ તો પૂરા થયા પણ નહોતા, ત્યાં વળી દક્ષિણમાં યુદ્ધ કરવાનો પ્રસંગ ઉભો થયો. આ સમયે છઠ્ઠા આંધ્રપતિને મરણ પામ્યાને બે અઢી વરસ થઇ ગયા હતા, અને તેની ગાદીએ સાતમો અંધ્રપતિ આવ્યો હતો. તે યુવાન, ઉછળતા લોહીનો અને કપટકળામાં હુશિયાર હતો. તેને ઉજ્જૈનીની તાબેદારી આંખના કણાની માફક ખટકયા કરતી હતી એટલે તેણે માથું ઉચકયું. મહારાજા સંપ્રતિએ આ વખતે બહુ મોટી તૈયારી કરી સામનો કર્યો. જબરજસ્ત સંગ્રામ મચ્યો. જો કે આંધ્રપતિ હાર્યો તો ખરો, પણ આ લડાઇમાં એટલા બધા જાનોની, પશુઓની, દરેક પક્ષે ખુવારી થઇ કે મહારાજા પ્રિયદર્શિનનું કરૂણ, ધર્મરક્ત અને ભાવભીરૂ હૃદય બહુ જ ખિન્ન થયું, દુઃખથી અતિ દ્રવ્યું: અને રણસંગ્રામે મૃત્યુ પામતા જન સમુદાયના શરીરોની હાલહવાલી જોઇને, તથા તેમના આક્રંદો કાને સાંભળીને એવી તો અરેરાટી છુટી કે મનમાં ગાંઠ વાળી નાંખી; કે, હવે પછી મારા શેષ જીવનમાં આવી મનુષ્ય ઘાતક લડાઇ કોઇ દીવસ લડવી નહીં[૧૧૪] ( રાજ્યાભિષેક પછી નવમું વર્ષ)=ઇ. સ. પૂ. ૨૭૧ મ. સં. ૨૪૬

નામજ સુષીમ હોય તો અત્રે સંપ્રતિના કુમારનું નામ સુમન હોય ( ઉપરનું ૨ વે. વ. વાળું લખાણ, સેંડ્રેકોટસને આશ્રીને લખાયું હોય તો ભ્રમણા જનક છે: બાકી રાજા પ્રિયદર્શિનના મરણ બાદ ઇ. સ. પૂ. ૨૩૬ પછી વૃષભસેન સમયે પંજાબમાં બળવો ફાટી નીકળ્યો હતો. તેને અંગે જો ઉપરનું કથન હોય તો તેને અલેકઝાંડરના મરણ બાદ સો વરસે ગણવો જોઇશે. હાલ તો તે લખાણ વિશેષ સંશોધન પામે તે માટે દાખલ કર્યું છે. બાકી મને તેમાં સત્યાંશ દેખાતું નથી. એટલે મારી ગણત્રીથી આ આખો પેરી ગ્રાફ રદ થયેલોજ ગણવો જોઇએ છે ). ઉપરનું નામ સુમન હોય.

( ૧૧૩ ) આઠ હજાર રાજાઓ તેની સેવા કરતા હતા. પચાસ હજાર હસ્તિ, એક કરોડ અશ્વો, સાત કરોડ સેવકો અને ૧ કરોડ રથ એવું તેના સૈન્યનું માન હતું. ( ભ. બા. વૃ. ભાષાં પૃ. ૧૭૭ )

( ૧૧૪ ) ખડક લેખમાં જે શબ્દો લખાયા છે તે ઉપરથી લડાઇ ન લડવાનુંજ તેણે વ્રત લીધું છે એમ બધા વિદ્વાનોએ અર્થ કર્યો છે: તે એમ નથી, પણ લડાઇ સિવાય કોઇ મનુષ્ય હત્યા ન કરવી (અલબત વિના કારણે લડાઇ નજ કરવી. અને કરવી પડે તો મનુષ્ય હત્યા તો અનિવાર્ય જ છે એટલે તેવી અગડ લીધી જ નહોતી: જો

આ પછીના ત્રણ સાડાત્રણ વર્ષ તેણે ધર્મના કાર્ય કરવામાં ગાળ્યા હતા. જેમાં તે એટલો બધો આસકત થઇ ગયો હતો તથા પોતાના ધર્મને માટે એટલું બધું કર્યું હતું કે સમસ્ત જૈન સંપ્રદાયમાં તથા વિશ્વભરમાં તેનું નામ ઉજ્જવળ અક્ષરે અદ્યાપિ પણ જળવાઇ રહ્યું છે. આ અધિકાર આપણે આગળ વર્ણવીશું. પણ અત્યારે એમ કહેવાની જરૂરત ઉભી થઇ છે કે, સારી પૃથ્વી ઉપર જેટલો બને તેટલો પોતાનો ધર્મ ફેલાવવામાં, તે તે પ્રદેશ ઉપર પોતાને પ્રથમ તો સ્વામિત્વ મેળવવું જોઇએ એમ આવશ્યક લાગ્યું હતું. આ બાજુ વિચાર કરતાં તેણે જંબુદ્વીપનો મોટો ભાગ અને શાકદ્વીપનો કેટલોય ભાગ કબજે કરી લીધો હતો. હવે તેની નજર, જંબુદ્વીપનો ઉત્તર ભાગ કબજે કરી, ઠેઠ મેરૂ પર્વત જ્યાં અસ્તિ ધરાવતો ધારવામાં આવતો હતો તે પ્રદેશ સુધી પોતાની જીત મેળવવાનું મન થયું. એટલે પોતે મગધમાં થઇ, વિદેહપ્રાંતના રસ્તે નેપાળ તરફ ચઢાઇ લઇ ગયો. ત્યાંના રાજા સ્થુંકોને Sthunko-હરાવી[૧૧૫] (ચૌદમા વર્ષે ઇ. સ. પૂ. ૨૭૭=મ. સં ૨૫૦ )[૧૧૬] તે દેશ જીતી ત્યાં સૂબા તરીકે ( કારણ કે હવે તો પોતે સૂબા નીમી રાજ્ય ચલાવવાની તરફેણમાં થઇ ગયો હતો ) પોતાના જમાઇ દેવપાળને નીમી દીધો; અને જે જે સુધારા વધારા કરવાની જરૂર હતી તે ત્યાં કરી દીધા. વળી રાજધાની નવી વસાવી, તેની અંદર મંદિરો ઉપાશ્રયો ઇત્યાદિ પણ બનાવી દીધા. અને નિગ્લિવ તથા રૂમીન્ડીઆઇના સ્થળોની પણ મુલાકાત લીધી,[૧૧૭] કારણ કે આ બે સ્થળો તેના ધર્મનાં પ્રભાવક સ્થાન તરીકે ખ્યાતિ રૂપ હતાં. નેપાળમાં[૧૧૮] બધું ઠીક ઠીક કરી, તિબેટ[૧૧૯] અને ખોટાન[૧૨૦] તરફ આગળ વધ્યો. પ્રથમ તિબેટ

---

કે તેના શેષ જીવનમાં આવી જબરી લડાઇઓ તેને લડવી જ પડી નથી. છતાં તે બાદ મુલક તો બહુ જીતવા પડયા છે જ. પણ તે શક્તિવાળા રાજ્યો નહીં હોય, એટલે તુરત તાબે થઇ જતા હશે. ) તે માટે જુઓ સુદર્શન તળાવની પ્રશસ્તિ. (તેણે જે વ્રત લીધાં છે તેનો ઉલ્લેખ કરેલ છે)

( ૧૧૫ ) સ્મિ. અશોક પૃ. ૭૮:-તે સમયે નેપાળના પ્રદેશ ઉપર કિરાટ લોકોની બહુ સત્તા હતી અને Sthunko was the local raja=સ્થુન્કો નામનો સ્થાનિક રાજા હતો.

રામાવતાર શર્માકૃત અશોકના લેખો. પ્રસ્તાવના પૃ. ૨:-the empire of Asoka extended to Nepal with its cities Mujapattan, Latitapattan etc. etc.=અશોક ( સંપ્રતિ જોઇએ )નું રાજ્ય નેપાળ સુધી પહોંચ્યું હતું. તેમાં મુજપટ્ટણ લલિત પટ્ટણ ઇત્યાદિ. ઇ. શહેરો હતાં.

( ૧૧૬ ) જુઓ નીચેનું ટી. નં. ૧૧૮

( ૧૧૭ ) જુઓ તે સ્થળોના સ્તંભલેખો: તથા નીચેનું ટી. ૧૨૮

( ૧૧૮ ) ભિલ્સા ટોપ્સ પૃ. ૯૭ નું ટીપણ-Nepal was probably included in the conquests of Asoka, for the kings of Tibet trace their origin to the Lichchhavis of Vaishali, and king Khri-tsanpo; the first king is said to have taken refuge in Tibet about B. C. 250. ( see Princep's useful Tables P. 131; list of Tibetan kings )=સંભવિત છે કે, અશોકના જીતાયલા પ્રદેશમાં નેપાળ પણ અંતર્ગત થયું હતું. કેમકે, તિબેટપતિઓ પોતાનું મૂળ વૈશાલીની લિચ્છવી જાતિમાંથી ઉદ્ભવ્યું હોય એમ માને છે. તેમનો પહેલો રાજા ખ્રિત્સાન્પો તે નાશી છૂટીને તિબેટમાં આશરે ઇ. સ. પૂ. ૨૫૦ માં આવ્યો હતો. ( મિ. પ્રીન્સેપ્સે રચેલ-યુસફુલ ટેબલ્સ-પુસ્તકનું પૃ. ૧૩૧ જુઓ: ત્યાં તિબેટ પતિઓનું લિસ્ટ આપ્યું છે).

સાર—નેપાળ અને તિબેટના રાજાઓ બન્ને લિચ્છિવી જાતિના-કુળના-ક્ષત્રિયો હતા એમ આ ઉપરથી ઠરે છે ( વળી નીચેનું ટી. ૧૨૦ ) તેમજ ઉપરમાં પૃ. ૧૩૯ થી ૧૪૧ નું લખાણ.

( ૧૧૯ ) તિબેટ દેશ જીત્યો હતો: અને આ કારણથી જ તે સારા કલાકારોને સારનાથ અને ભારહુત સ્તૂપની કોતરણી કામ માટે બોલાવી શકયો હતો (આ મારૂં ધારવું છે).

( ૧૨૦ ) સ્મિ. અશોક પૃ. ૯૧:-It is also

જીત્યું પછી ખોટાન ઉપર ગયો. ત્યાં જીત મેળવી આ બન્ને પ્રાંત ઉપર સૂબો મૂકી એશીઆઇ, તુર્કસ્તાનના[૧૨૧] મધ્યમાં જ્યાં તાસ્કંદ સમરકંદ અને મર્વ નામનાં શહેરો આવેલાં છે, કે જ્યાં જંબુ-દ્વીપના મધ્યબિંદુરૂપ મેરૂ પર્વતની ચુલિકા[૧૨૨] પ્રાચીન સમયે આવેલી હતી એમ માન્યતા છે ત્યાં સુધી પહોંચી ગયો, અને હવે મેરૂ પર્વતના સમસ્ત દક્ષિણ ભાગનો પોતે અધિપતિ થઇ ચુકયો છે એમ સંતોષ મેળવી, પાછો વળ્યો. (ઇ. સ. પૂ. ૨૭૪ નો અરસો=મ. સં. ૨૫૩). આ વખતે ચીન દેશ ઉપર, શી. હયુવાંગ[૧૨૩] નામનો શહેનશાહ રાજગાદિએ હતો. તેને મહા-રાજા પ્રિયદર્શિનનાં આવા અજોડ અને અતુલ પરાક્રમથી દહેશત લાગી કે રખેને તિબેટ અને ખોટાન જીતી તે ચીન દેશ ઉપર ચડી આવે તો ! માટે પાણી આવ્યા પહેલા પાળ બાંધી હોય તો સારૂં. એટલે તેણે જગમશહુર ચિનાઇ દીવાલ પ્રથમ લાકડાની ખડી કરાવી દીધી.

---

alleged, that Asoka, king of Aryavarta, visited Khotan in the 250 year after the death of Buddha and that he was the contemporary of Shi-Huang, the famous Chinese Emperor, who built the the great wall=એમ કહેવાય છે કે આર્યાવર્તનો રાજા અશોક ( જેમ હવે અશોક તે સંપ્રતિ ઠરે છે તેમ અહીં પણ સંપ્રતિ શબ્દ વાંચવો બુદ્ધના ( અહીં સંપ્રતિ જૈન ધર્મી હોવાથી જૈન તીર્થંકર શ્રી મહાવીરના નિર્વાણબાદ એમ વાંચવું ) નિર્વાણ પછી ૨૫૦ વર્ષે ખોટાનમાં આવ્યો હતો. અને પેલા પ્રખ્યાત ચિનાઇ શહેનશાહ શિ. હુશાંગ કે જેણે મોટી ચિનાઇ દીવાલ બંધાવી છે તેનો તે (રાજા સંપ્રતિ) સમકાલીન હતો.

આ હકીકત પંડિત તારાનાથે પોતાના પુસ્તકમાં લખી છે. અને સાલ ઇ. સ. પૂ. ૨૫૦ લખી છે ( જુઓ ઉપરની ટીકા નં. ૧૧૮ માં પ્રિન્સેપ્સના યુસફુલ ટેબલ્સનો હવાલો આપતું વાકય )

ટીકા—ત્યાં ઇ. સ. પૂ. ૨૫૦=મ સં. ૨૭૭ થાય: પણ બે વાત વિચારવી રહે છે (૧) about B. C. 250 લખ્યું છે એટલે કે પાંચ દશ વરસ આઘે પાછે પણ હોય (૨) સમયની આંક સંખ્યા જે ૨૫૦ છે તેને પ્રિન્સેપ્સ સાહેબે ઇ. સ. પૂ ઠરાવી છે, પણ પંડિત તારાનાથજી પોતે તિબેટના હોવાથી તેમણે કયો સંવત માનીને તે ૨૫૦ નો આંક લખ્યો હશે: તે આપણે વિચારવું રહે છે. છતાં ધારો કે, તારાનાથજીએ " after the death of Buddha " સ્પષ્ટિકરણ કરતાં શબ્દો લખ્યા હોય, તો પાછા બે મુદ્દા ઉપસ્થિત થાય છે (a) બુદ્ધ નિર્વાણ, એટલે સામાન્ય ભાષામાં બુદ્ધ=એટલે બુદ્ધદેવ તથાગત, જેમણે બૌદ્ધધર્મ સ્થાપ્યો છે તે બુદ્ધનું નિર્વાણ કહેવા માંગે છે, કે તિબેટન અને નેપાળી રાજકર્તાઓ, ઉપરમાં જણાવી ગયા પ્રમાણે વેશાળીની લિચ્છવી જાતિમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી તે લિચ્છવી પ્રજાના બુદ્ધદેવ જે શ્રી મહાવીર કહેવાય છે તે તેમના ઇષ્ટદેવ=બુદ્ધના નિર્વાણથી ૨૫૦] વર્ષે તે બનાવ બનવા પામ્યો હતો એમ કહેવા માંગે છે, તે પણ પ્રિન્સેપ્સ સાહેબે જણાવ્યું નથી. તેમ (b) બુદ્ધ નિર્વાણ શબ્દમાંનો બુદ્ધ શબ્દનો અર્થ જેમ ઉપરની દલીલ (a)માં જણાવ્યા પ્રમાણે અચોકસ છે, તેમ બીજો શબ્દ જે નિર્વાણ છે તેનો સમય પણ અદ્યાપિ પર્યંત અંધારામાં જ છે. જ્યારે આ પ્રગતિકારક યુગમાં પણ તે સમય અનિશ્ચિત રહ્યો છે ત્યારે વળી પ્રિન્સેપ્સ સાહેબના સમયે તો વળી કેવાયે સ્થિતિ તે સંબંધમાં પ્રવર્તી રહી હશે, તે લખવા કરતાં કલ્પી શકાય તેવી છે. એટલે આ બધી દલીલો–સંજોગોનો [ ૧ અને ૨ (a) (b) ] વિચાર કરીશું તો ૨૫૦ના આંકમાં આગળ પાછળ ૨૫-૩૦ વર્ષનું ગાબડું તો સહેજે પડી જાય તેવી સ્થિતિ છે.

ત્યારે કરવું શું ? આ માટે જેમ સહસ્રામના ખડક લેખમાં "૨૫૬" નો આંક છે અને તેમાં વિયુથ ( after the departed soul ) શબ્દ વપરાયો છે: જેનો અર્થ, " પરમાત્માના નિર્વાણ પછી ૨૫૬ વર્ષે એવો ભાવાર્થ લેવાનું હું ઠરાવું છું ( જુઓ મારા તરફથી બહાર પડનાર સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર ) તે પ્રમાણે અહીં પણ તે આંક સંખ્યા વપરાઇ હોય એમ માની લઇને આપણે વિચારીએ.

સહસ્રામના લેખની આંક સંખ્યાને " મહાવીર

આ દીવાલ માત્ર તિબેટમાંથી ચીનનો પ્રવેશ અટકાવવા પુરતી જ હોઇને, તે આખા ચીન દેશને ફરતી નથી પણ તેટલા પ્રદેશ પૂરતી જ છે. પણ પ્રિયદર્શિનને તે બાજુની કાંઇ પડીજ નહોતીઃ તેણે તો પાછા વળતાં પોતાની મંજલમાં યોનદેશ અને કાશ્મીરનોજ રસ્તો લીધો અને જીતી લઇને તે પ્રાંતો ઉપર પોતાનો સૂબો સ્થાપી[૧૨૪] પાછો હિંદમાં આવી પહોચ્યો ( ઇ. સ. પૂ. ૨૭૨ =મ. સં. ૨૫૪ આશરે )

હવે પોતે ચારેબાજુનો પ્રદેશ જીતી લીધો હોવાથી અને પોતાના સામ્રાજ્યનો મજબૂત પાયો નંખાઇ ગયો હોવાથી નીરાંતે થાક ઉતારવા અવંતિમાં બેઠો. ;ચક્રવર્તિ જેવો તેનો દિગ્વિજય[૧૨૫] પૂરો થયો હતો. વિશેષ પ્રદેશ મેળવવાની ઇચ્છા [૧૨૬]રહી નહોતી. હવે તો જ્યાંથી ધર્મપ્રચારનું કામ મુકી દીધુ હતું ત્યાંથી

સંવત '' મેં ઠરાવ્યો છે, કેમકે તે પ્રિયદર્શિન જૈન ધર્મ પાલનારો સમ્રાટ છે અને જૈન ધર્મી પ્રજા શ્રી મહાવીરના નિર્વાણને જ '' પરમાત્માનું નિર્વાણ '' કહી શકે; એટલે અહીં ૨૫૦ ને આપણે મ. સં. ગણીશું.

હવે જો મ. સં. ૨૫૦ હોય તો તે ઇ. સ. પૂ. ૨૭૭ આવી શકે છેઃ અને સમ્રાટ પ્રિયદર્શિનના ખડક લેખ આધારે જણાયું છે કે, તેણે પોતાના રાજ્યાભિષેક બાદ ચૌદમા વર્ષે પ્રથમ વાર નેપાળની મુલાકાત લીધી છેઃ હવે તેનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૨૮૯ માં ગણાયો છે. તે હિસાબે ચૌદમું વર્ષ એટલે ઇ. સ. પૂ. ૨૭૬ જ આવે છે ( ચૌદમું વર્ષ તે, તેર પૂરાં થયા બાદ થોડા દિવસ થયા હોય તો પણ ચૌદમુંજ કહેવાયઃ એટલે કે ચૌદને બદલે તેરનો આંક લેવામાં પણ વાંધો નથી. વળી ઇ. સ. પૂ. અને મ. સં. ની અદલાબદલી કરવામાં પણ ત્રણ માસનો ફેર પડી જાય છે તે વાત ધ્યાનમાં રાખવાની છે ) મતલબ કે ૨૫૦ મ. સં=ઇ. સ. પૂ. ૨૭૭ બરાબર આવી રહે છે અને તેને શિલા લેખનું ( સહસ્રામના લેખનું ) તથા પં. તારાનાથજી જેવા તિબેટન ગ્રંથકારના કથનનું સમર્થન મળી રહ્યું છેઃ એટલે કાંઇક વિશેષ મજબૂતપણે તે હાલ તુરત તો સ્વીકારી લેવું જ રહે છે.

( એક પ્રશ્ન થાય છેઃ શું રાજપુતો અત્યારે પોતાના નામ સાથે "સિંહ" જોડે છે તે આ લીચ્છવી ક્ષત્રિયમાંથી પોતાની ઉત્પત્તિ છે એમ સૂચવવા હશેઃ કે '' મહાવીર '' જેનું સાંકેતિક ચિહ્ન પણ સિંહ છે. એટલે પોતે મહાવીરના ભક્ત છે; અથવા તો મહાવીરના જેવા શુરા ક્ષત્રિય છે એમ બતાવવા માટે ધારણ કરતા હશે )

ભોટાનની પ્રજા પોતાના મૂળ રાજાને લિચ્છવી ગણે છે ( જુઓ ઉપરની ટી. ૧૧૯ તથા રે. વે. વ. પુ. ૨. પૃ. ૧૩ ) આ ઉપરથી સમજાશે કે તે સંપ્રતિ રાજાનો કોઇ રાજકુટુંબી હશે. કારણ કે મૌર્યવંશ પોતે લિચ્છવી ક્ષત્રિય હતો ( જુઓ ઉપર પૃ. ૧૪૦-૧ ): તેઓ Great Lion or the noble lions=મહાન સિંહ અથવા ખાનદાન સિંહ ( ના ફરજંદો ) કહેવાય છે.

( ૧૨૧ ) જુઓ આ પરિચ્છેદના અંતનું લખાણ.

( ૧૨૨ ) જંબુદ્વીપમાંની આર્ય પ્રજા બધી અહીંથી ચારે તરફ વિસ્તાર પામી હોય એમ માની શકાય. પાશ્ચાત્યો જે, કોકેસસ પર્વત પાસે આર્ય પ્રજાનું મૂળ સ્થાન ગણે છે તે હકીકત સાથે આ સરખાવો.

( ૧૨૩ ) જુઓ ઉપરની ટી. ૧૨૦ માંનું સ્મિ. અશોક પૃ. ૮૧ વાળા ભાગનું પ્રમાણ.

( ૧૨૪ ) જુઓ ઉપરની ટી. કા. નં. ૮૬.

( ૧૨૫ ) The Bhilsa Topes ( Appendix fig-7):-"Vajra, thunderbolt is a symbol of Universal domination usually placed in the hand of a king, very common at Sanchi. ભિ. ટોપ્સ ( પુસ્તકના અંતે પરિશિષ્ટ છે તેની આકૃતિ નં. ૭ વિષેનું ) લખાણ જુઓ વજ્ર અથવા ગદા જે રાજાના હાથમાં મૂકયું હોય તે તેના સાર્વભૌમત્વનું-ચક્રવર્તીપણાનું ચિહ્ન છેઃ આ પ્રમાણે સાંચીના સ્થળે વારંવાર નજરે પડે છે.

( સાંચી = અવંતિઃ આ પ્રદેશમાં સંપ્રતિની રાજ્યધાની હતીઃ એટલે ઉપરનું બધું વર્ણન તથા વિશેષણો સંપ્રતિને લાગુ પડે છે ).

( ૧૨૬ ) સરખાવો આગળના પરિચ્છેદે ટીકા નં. ૪૦ ના વિચારો તથા તેનું લખાણ.

તેને પાછું વિશેષ વેગવંતુ બનાવી પોતાના આશ્રિત –તાબેદાર–સર્વ દેશોમાં ફેલાવવાની તમન્ના પૂરી કરવાને લગતુંજ રહ્યું હતું.

તેવામાં સમ્રાટ અશોકનું મરણ થયું (મ. સ. પૂ. ૨૭૦ મ.સં. ૨૫૬)

**નેપાળનું રાજ્ય અને દેવપાળનો અમલ**

બાદ તેને તુરત નેપાળ તરફ જવું પડયું. આ વખતે તેની પુત્રી ચારૂમતી સાથે હતી. પણ જ્યારે તે નેપાળથી પાછો ફર્યો ત્યારે તેણી સીવાય પોતે એકલો જ પાછો ફર્યો હતો. આ નેપાળની મુલાકાતમાં કાંઇ રાજદ્વારી કારણની ગંધ હોવા જોકે સંભવ નથી. છતાં જે કાંઇ થોડું ઘણું સંભવિત હોવાનું ધારી શકાય તેમ છે તે જણાવી દઇએ. જ્યાંસુધી ખાત્રી ન થાય કે નિર્ણય ઉપર આવવાને વિશેષ સબળ કોઇ જાતનો પુરાવો ન મળી આવે ત્યાંસુધી આ મુલાકાતના હેતુ માટે નીચે પ્રમાણે અનુમાન કરી શકાય છે (૧) નેપાળ કે તે તરફનો જીતાયલો મુલક તિબેટ ભોટાન વીગેરેમાં કાંઇ બળવો જાગ્યો હોય તો તે સમાવવા જવું પડયું હોય (૨) તે બાજુ આવેલ ચીન દેશ તરફ ચડાઇ લઇ જવાનું મન થયું હોય (૩) પોતાના ધમ્મ મહામાત્રા મારફત ત્યાં ધર્મપ્રચાર કરવા મન પ્રેરાયું હોય અને (૪) જેમ કોઇ કોઇ પાશ્ચાત્ય પુરાતત્ત્વ વિશારદનું ધારવું છે કે અશોકનાં ફુલ (શરીરને અગ્નિસંસ્કાર દઇ દીધા પછી બળ્યા વિનાના રહી ગયેલ અસ્થિ) લઇને લુંબીની (રૂમીન્ડીઆઇ) પાસે સ્તૂપ ઉભો કરેલ છે તે બુદ્ધ–ગૌતમની જન્મભુમિ હોવાથી બૌદ્ધ–અશોકના છેલ્લાં અવશેષોને સન્માનપૂર્વક પધરાવવાનો હેતુ હોય. આ ચાર કારણમાંથી છેલ્લું તદ્દન નિરાધાર છે. લુંબિનિનો સ્તૂપ પોતેજ, આપણે આગળ સાબિત કરીશું તેમ જૈનધર્મનો છે એટલે ત્યાં જઇ ફુલ પધરાવવાની કલ્પના નિર્મૂળ ગણાય. નં ૩ નું કારણ પણ અસંભવિત છે. કારણ કે તે કામ તો માત્ર ધમ્મ–મહામાત્ર એકલાથી પણ કરી શકાય તેમ છે. તે માટે મુગટ ધારી રાજા પોતે જ હાજર જોઇએ તેમ કંઇ આવશ્યક નથી. છતાં ધારો કે આવશ્યક છે તો તેમના પ્રતિનિધિ તરીકે રાજા દેવપાળ ત્યાં સૂબા તરીકે–સમ્રાટ જેટલી જ સત્તા ધરાવતો–વિદ્યમાન છે. એટલે આ કારણ પણ ટકે તેવું નથી. બીજું કારણ ચીન દેશ જીતવાનો લોભ હોય તો તે પણ મજબૂત દેખાતું નથી. કારણ કે વિશેષ ભૂમિ-વિજયની તેની ઇચ્છા હતી નહીં, એમ આપણે ઉપર જણાવી ગયા છીએ. એટલે સબળમાં સબળ કારણ જે રહ્યું તે, ઉપર દર્શાવેલા ચારમાંનું પ્રથમ કારણ, ત્યાં ફાટી નીકળેલ બળવા સંબંધી અથવા દેવપાળ વિશે જ હોઇ શકે. તેમાં યે સ્વભાવિક છે કે, કાં રાજા દેવપાળનું શરીર બીમાર પડી ગયું હોય, તેથી તેને જોવા માટે[૧૨૬] પોતે પોતાની પુત્રી–એટલે રાજા દેવપાળની રાણી ચારૂમતીને લઇને-ત્યાં ગયા હોય, અને રાજા દેવપાળના શરીરને આરોગ્ય ન મળ્યું હોય એટલે રાણી ચારૂમતી, વિધવા થતાં, પોતાનું જીવતર અધ્યાત્મિક કાર્યમાં જોડવા દીક્ષા લઇ લીધી હોય. જેથી રાજા પ્રિયદર્શિન એકાકી[૧૨૭] પાછા ફર્યા હોય:–અથવા તો રાજા દેવપાળ ત્યાં વિદ્યમાન હોવા છતાં જ્યારે બળવો ફાટી નીકળ્યો હોય ત્યારે સમ્રાટ પોતે સાનિધ્ય થતાં, જલ્દી શાંતિ પથરાય તે હેતુથી પોતે તે બાજુ પ્રયાણ કરવા

---

(૧૨૬) કોઇ મુકુટધારી રાજા અને તે પણ મહારાજા પ્રિયદર્શિન જેવો સાર્વભૌમ રાજા, આવા મંદવાડના કારણે માત્ર તબીયત જોવા ખાતર જાય, તે ઇતિહાસની સાક્ષી કબૂલ કરતી નથી. છતાં કુટુંબ વાત્સલ્યથી તરબોળ થઇ ગયેલી મનોવૃત્તિ ધરાવતા સમ્રાટ પ્રિયદર્શિનમાં તેમ બને, તો કાંઇ આશ્ચર્યકારક ઘટના પણ લેખાય નહીં.

(૧૨૭) જુઓ ઉપર ટી. નં. ૬૩.

ધાર્યું હોય અને રાજા દેવપાળ ત્યાં (ઈ. સ. પૂ. ૨૭૬ થી ૨૭૦=રાજા પ્રિયદર્શિનના રાજ્યાભિષેક બાદ[૧૨૮] ૧૪મા વર્ષથી તે ૨૦મા વર્ષ સુધીના ) નેપાળ જીત્યા પછી તુરતમાં જ નીમાયા હોવાથી પ્રથમ તો એકલા જ ( પોતાની રાણી ચારૂમતી સિવાય ) રહેલા; એટલે હવે છ છ વર્ષનો પોતાના પતિથી પોતાની કુંવરી ચારૂમતીને વિયોગ થયેલ હોવાથી, અવંતિથી નેપાળ સુધી તેણી ને દૂર મોકલવા માટે પાછા સાનુકુળ સંજોગો કયારે મળે ? હું મારી સાથે જ લઈ જઉં તો શું ખોટું ? આવા વિચારથી મહારાજા પ્રિયદર્શિન પોતાની સાથે કુંવરી ચારૂમતીને તેડી ગયેલઃ અને બનાવો શાંત થતાં, પોતે એકલા જ પાછા ફર્યા હોય અને કુંવરી ચારૂમતી પોતાના પતિ દેવપાળ પાસે જ રહી હોયઃ તે પછી કેટલોય કાળ રાજા દેવપાળે-રાણી ચારૂમતી સાથે રહીને રાજ્ય કર્યું હોય. ધર્મોદ્યોતના કાર્ય-જેવાં કે મંદિરો તથા ઉપાશ્રયો બંધાવવા વિગેરે કર્યાં હોય; અને છેવટે, તેના અવસાન બાદ, કે કદાચ જીવતાં ( વધારે સંભવ રાજા દેવપાળના મરણ બાદ હોય ) રાણી ચારૂમતીએ દીક્ષા લીધી હોય. ઉપરની [૧૨૯]બેમાંથી બનાવો કે દેવપાળનું આરોગ્ય-ગમે તે સંજોગ ઉભો થયો હોય. પણ એટલું ચોક્કસ દેખાય છે કે રાજા દેવપાળનું મરણ ઈ. સ પૂ. ૨૭૦ પછી થોડા વખતમાં જ થતાં રાણી ચારૂમતીએ વિધવા થવાથી દીક્ષા ગ્રહણ કરી છે.

મહારાજા પ્રિયદર્શિનના રાજ્યકાળનો નિર્ણય કરતાં આપણે પૃ. ૨૯૩ થી ૯૫ તથા તેની ટીકાઓમાં તેના સમકાલિન અન્ય પ્રદેશી રાજાઓનાં નામનો[૧૩૦] તથા પાશ્ચાત્ય વિદ્વાનોના મતે તે સર્વેના સમયનો ઉલ્લેખ કરી ગયા છીએઃ તેમજ પૃ. ૨૬૪ ની ફુટનોટ નં. ૭૧ માં સિલોનના રાજાની ટીપ આપી છે તેમાંનાં બેનો તથા ઉપર લખ્યા પ્રમાણે રાજા પ્રિયદર્શિનના સમયે ચીનદેશ ઉપર શહેનશાહ શી-હ્યુવાંગનો રાજ્ય અમલ હતો. આવી રીતે પાંચ, બે અને એક, એમ કુલ આઠ રાજાનાં નામો જોવામાં આવે છે. તેમાં કોઇકના નામમાં અને કોઇકના સમયમાં સુધારો કરવાની જે આવશ્યકતા છે તેજ પ્રથમ અત્ર જણાવીશું.

**અન્ય સમકાલિન રાજ્ય કર્તાઓ**

મહારાજા પ્રિયદર્શિનનો સમય ઇ. સ. પૂ. ૨૯૦ થી ૨૩૬ ( મ. સં. ૨૩૭ થી ૨૯૧ સુધી )નો ઠરાવી ગયા છીએ. તેમજ તેણે જે દિગ્વિજય યાત્રા પાશ્ચાત્ય દેશ તરફ કરી હતી તેનો સમય પણ આપણે તેના રાજ્યાભિષેક પછીના ત્રીજા વર્ષથી માંડીને છઠ્ઠા વર્ષ સુધી લંબાયાનું પુરવાર કર્યું છે. એટલે કે ( ઇ. સ. પૂ. ૨૮૭ થી ૨૮૪ સુધીમાં ); અને તેણે જે ખડક લેખોમાં આ બધાનાં નામનો નિર્દેશ કર્યો છે તે લગભગ ૨૬ વર્ષે કે તે અરસામાં કર્યો છે ( ઇ. સ. પૂ. ૨૬૪); એટલે ઇ. સ. પૂ. ૨૮૭ થી ૨૬૪ સુધીમાં જ, આ પાંચ યવન રાજાનો રાજ્ય કાળ હોવો જોઇએ એમ અચૂક આપણે માનવો જ જોઇએ. પાશ્ચાત્ય વિદ્વાનોએ જે પાંચ નામ તથા તેમના સમય જણાવ્યા છે, તે સર્વેનો, ઉપરના સમય

( ૧૨૮ ) નિગ્લિવ અને લુંબિનિના સ્તૂપોમાં જોવાથી ખાત્રી થાય છે કે, તે પ્રદેશની પ્રથમ મુલાકાત પ્રિયદર્શિને પોતાના રાજ્યાભિષેક બાદ ૧૪ મા વર્ષે લીધી હતી. અને બીજી મુલાકાત ૨૦ મા વર્ષે લીધી હતી. ( જુઓ ઉપર પૃ. ૩૧૨-૧૩ ) ૧૪ મું વર્ષ એટલે તેર વર્ષ ઉતરીને ચઉદમું બેઠા બાદઃ તેવી જ રીતે વીસમું વર્ષ એટલે ૧૯ વર્ષ પૂરાં થયા બાદ: પછી તે આખા વર્ષના ૩૫૪ દીવસમાંથી ગમે તે દિવસ હોય.

( ૧૨૯ ) આ બે માંથી એકેનું ખરૂં કારણ નથી. તે માટે જુઓ આગળનો પરિચ્છેદ તથા આ પુસ્તકના અંતની હકીકત

( ૧૩૦ ) ખડકલેખ નં. ૧૩ તથા ઉપરમાં ટી. નં. ૩૬ જુઓ.

સાથે વિચાર કરીએ છીએ ત્યારે તેમાં સુધારો કરવાની જરૂર લાગે છે. જે મેં ઉપરમાં ટી. નં. ૩૬ માં જ સૂચવ્યો છે.

સિલોનના રાજા તિસ્સાને તથા તેની પછી આવનાર રાજા ઉત્તીયને મહારાજા પ્રિયદર્શિનનો સમકાલિન બનાવીને તેનો રાજ્યકાળ અપાયો છે. તે પણ પૃ. ૨૬૪ ફૂટનોટમાં આપેલી મેં વંશાવલી સાથે જો સરખાવી જોઇશું તો તેમાં પણ શું સુધારો કરવો આવશ્યક છે તે આપોઆપ દેખાઇ આવે છે.

હવે રહ્યો માત્ર ચિનાઇ શહેનશાહ શી. હયુવાંગના સમયનો સવાલઃ આ સમય પણ કેટલાક બૌદ્ધગ્રંથના આધારે જ ઇતિહાસકારે ગોઠવ્યો છે. પણ આપણે અનુભવ્યું છે, કે આ ગ્રંથોની હકીકતની સાલો, મહાત્મા બુદ્ધના નિર્વાણ–અને પરિનિર્વાણના સમયની સાથે સંકલિત છે, અને જ્યાં આધારભૂત એવા નિર્વાણ અને પરિનિર્વાણના સમયમાં જ મતફેર ઉભો રહે, ત્યાં પછી તે ઉપર રચિત અન્ય સાલવારીમાં પણ હેરફેર રહે[૧૩૧] તે સંભવિતજ છે. પ્રખ્યાત ઇતિહાસકાર મિ. સ્મિથ લખે છે કે. The Chinese Emperor reigned from B. C. 246 to 210 ( 36 years ) becoming universal emperor in 221, who built the great wall. The chronology certainly is approximately[૧૩૨] correct, because Asoka's reign extended from B. C. 273 to 232=ચિનાઈ શહેનશાહે ઇ. સ. પૂ. ૨૪૬–૨૧૦ ( ૩૬ વર્ષ સુધી ) રાજ્ય કર્યું છે અને ૨૨૧ માં સમ્રાટ બન્યો છે. ( એટલે કે ગાદીએ બેઠા પછી પચીસમા વર્ષે ) તેણે મોટી દીવાલ ચણાવી હતી. આ સમય બહુધા સાચો જ છે. કેમ કે અશોકનું રાજ્ય ઇ. સ. પૂ. ૨૭૩ થી ૨૩૨ ( ૪૧ વર્ષ ) ચાલ્યું હતું.

ઉપરની સાલો ભલે બધી અંદાજ રૂપે હોય, પણ ચિનાઇ શહેનશાહે. ૩૬ વર્ષ રાજ્ય કર્યું, રાજ્ય ગાદીએ બેઠા પછી ૨૫ મે વર્ષે શહેનશાહ થયો તેમજ અશોક રાજગાદીએ બેઠા પછી ૨૭ વર્ષે (ઇ. સ. પૂ. ૨૭૩ થી ઇ. સ. પૂ. ૨૪૬=૨૭ વર્ષનું અંતર ) તે ચીનનો ગાદી પતિ થયો એટલું તો નિર્વિવાદીત સમજવું. હવે અશોકનો ચોકકસ સમય આપણે ગોઠવી શકયા છીએ કે તેણે ઇ. સ. પૂ. ૩૩૦ થી ૨૮૯=૪૧ વર્ષ રાજ્ય કર્યું છેઃ તે ઉપરથી ચિનાઇ શહેનશાહનો સમય પણ આપણે નિશંક ( ઇ. સ. પૂ. ૩૩૦ અશોક ગાદીએ આવ્યો તેમાંથી ૨૭ વર્ષ બાદ કરતાં ) ઇ. સ. પૂ. ૩૦૩ થી ૨૬૭=૩૬ વર્ષ ગોઠવી શકીએઃ અને તે હિસાબે શહેનશાહ પદ ધારણ કર્યાની સાલ ઇ. સ. પૂ. ૩૦૩–૨૫=૨૭૮ આવી શકે. જ્યારે મહારાજા પ્રિયદર્શિને નેપાળની પ્રથમ મુલાકાત ઇ. સ. પૂ. ૨૭૬[૧૩૩] ( રાજ્યાભિષેક પછી ૧૪ વર્ષે ) અને બીજી મુલાકાત ઇ. સ. પૂ. ૨૭૦ (રાજ્યાભિષેક બાદ ૨૦ મે વર્ષે) માં લીધી છે. અને ખોટાન, તિબેટવાળો પ્રદેશ પ્રથમની મુલાકાતેજ જીત્યો છે. એટલે એમ સિધ્ધ થયું કે ચીન દેશની શહેનશાહત પદનું ધારણ કરવું અને પ્રિયદર્શિન રાજાનું તિબેટ અને ખોટાન દેશનું જીતવું તે બન્ને વચ્ચે માત્ર દોઢથી બે વર્ષનોજ અંતર છે. હવે ચીનના શહે-

( ૧૩૧ ) જુઓ નીચેની ટીકા નં. ૧૩૧ તથા સ્મિથઃ અશોક પૃ. ૮૧ વાળું લખાણ, ઉપરમાં ટી. નં. ૮૬ માં જુઓ. વળી આગળના પરિચ્છેદે આપેલ વર્ણન સાથે સરખાવો એટલે, આ દીવાલ શા કારણથી ચણવામાં આવી હતી તેનું ભાન તથા કારણનો ખ્યાલ આવી શકશે.

( ૧૩૨ ) આ શબ્દ જ સાબિત કરે છે કે અશોકની તેમ જ તે ઉપરથી ગોઠવેલી ચિનાઇ શહેનશાહની સાલવારી માત્ર અંદાજ રૂપે છે.

( ૧૩૩ ) જુઓ ઉપરની ટી. ન. ૧૨૦: તથા ટી. નં. ૧૨૮ વાંચી, તે સાથે વિચારનું એકીકરણ કરો.

નશાહે જે પ્રખ્યાત દીવાલ બંધાવી છે તે, શહેનશાહ પદ ધારણ કર્યા પહેલાં કે પછી, તે નક્કી થતું નથી. જો પછી બંધાવી હોય તો એજ અનુમાન ઉપર આવવું પડશે કે, હિંદી સમ્રાટ પ્રિયદર્શિને તિબેટ અને ખોટાન સર કર્યું એટલે ચિનાઇ શહેનશાહને ભય પેઠો, કે રખેને તે ચીનદેશ ઉપર પણ ચડાઇ લઇ આવે અને પોતાના "શહેનશાહ" ના પદનો ગર્વ ટાળી નંખાવે. અને જો પ્રિયદર્શિનના આવ્યા પહેલાંજ બંધાવાઇ હોય, તો એમ અનુમાન ખેંચવો પડશે કે, તે દીવાલ પ્રથમ તો લાકડાની હતી. અને એ તો ઇતિહાસ–સિધ્ધ બીના છે કે, હિંદ અને ચીન વચ્ચે વ્યાપારી સંબંધ ક્યારનો ચાલ્યો આવતો હતો; હિંદી વેપારીઓ જાતે પણ ચીન તરફ જતા તેમ ચીનના પણ હિંદ આવતા હશેજ; એટલે હિંદના સામ્રાજ્ય ( તે વખતે મગધ સામ્રાજ્ય પૂર જાહોજલાલી ભોગવતું હતું–ઠેઠ શ્રેણિકના સમયથી માંડીને ) ની રાજ્યધાની પાટલિપુત્રની ખ્યાતિ, રચના વિગેરે આ મુસાફરોની જાણમાં હશે જ. જેથી પાટલિપુત્રના રક્ષણ તરીકે શહેરને ફરતા બાંધેલા લાકડાના કોટની હકીકત ચિનાઇ શહેનશાહના કાને પહોંચીજ હોય. જે ઉપરથી હિંદી સંસ્કૃતિનું અનુકરણ ચીનદેશમાં પણ કરવામાં આવ્યું હોય.

વિશેષ વિચાર કરતાં એમ સમજાય છે કે, ચિનાઇ શહેનશાહને એમ લાગ્યું હોવું જોઇએ કે લાકડાની દીવાલથી કાંઇ દેશનું સંરક્ષણ થઇ શકવાનું નથી. તેમ સમ્રાટ પ્રિયદર્શિન જેવો હિંદી ચક્રવર્તી કે જેણે તલમાત્ર જેટલા સમયમાં તિબેટ અને ખોટાન જેવા મુલકો સર કરી લીધા, તો તેવા પુરૂષને આ લાકડાની દીવાલ તોડી નાંખીને ચીનમાં પ્રવેશ કરવામાં વાર શું લાગવાની ? એટલે પછી પત્થરની દીવાલ ઉભી કરવાનો આદેશ એકદમ ફરમાવી દીધો હોવાનું સંભવિત લાગે છે; અને જે ચીલ ઝડપથી અને તડામાર કરી, રાત્રી અને દિવસ ત્રણથી ચાર ચાર લાખ માણસોને રોકીને તેણે કામ પૂરૂં કર્યું હતું, તેમજ મજૂરો જો કસૂરમાં આવતા તો શરીરના અવયવો કાંપી નાંખવાની શિક્ષા પણ ફરમાવવામાં આવતી હતી; આ સર્વ હકીકતથી સમજી શકાય છે, કે તેને પોતાના રાજ્યની સલામતી વિષે અતિ ભય પેસી ગયો હોવો જોઇએ. એટલે કે પ્રિયદર્શિનની પહેલી મુલાકાત બાદ તુરત જ તેણે આ દીવાલ બાંધવાનો આરંભ કરી દીધેલ હોવો જોઇએ. જો કે પ્રિયદર્શિન પોતાના મુલક ઉપર ઉતરશે કે કેમ તે જાણતો નહોતો, છતાં સાવચેતીના ઉપાય તરીકે તેણે દીવાલ ઉભી કરવા માંડી હતી. પણ તેણે જ્યારે જોયું કે હિંદી સમ્રાટ તો ખોટાન જીતીને ચીન તરફ આવવાને બદલે ઉત્તરે જ વધ્યાં કરે છે. અને ત્યાંથી પાછો વળીને કાશ્મિર રસ્તે હિંદ તરફ ઉતરે છે. ત્યારે તો દીવાલ ચણવાનું આદરેલું કામ, પૂરૂં કરી લેવામાં જ પોતાનું શ્રેય માની લીધું હતું. માણસ ધારે શું અને કુદરત કરે છે શું ? તેવું આ પ્રસંગે બન્યું લાગે છે. ચિનાઇ શહેનશાહને પણ ખબર નહોતી કે પ્રિયદર્શિન તે પ્રદેશ ઉપર ધસી આવશેઃ તેમ પ્રિયદર્શિનને પણ સ્વપ્ને ખ્યાલ નહોતો કે તેને નેપાળ દેશમાં ફરીને આવવું પડશે. પણ દૈવે એવો જ તાકડો ગોઠવી મૂકયો કે, આ બાજુ પ્રિયદર્શિનને નેપાળ પાછું આવવું પડયું અને તેજ અરસામાં ચિનાઇ દીવાલ પણ ચણાઇને સંપૂર્ણ થયાને છ બાર માસ થઇ ગયા હતા. જો કે પ્રિયદર્શિનને તો ચીન દેશની કે તેની દીવાલની–તે એમાંથી એકેની તથા જ નહોતી[૧૩૪]. સહેજે મળી જાય તો છોડી દે તેમ પણ નહોતું; પણ તેવામાં પોતાના પૂજ્ય અને વડીલ પિતામહ એવા વાનપ્રસ્થ સમ્રાટ અશોકના ભર મંદવાડના

( ૧૩૪ ) ખરૂં કારણ શું હતું તે માટે જુઓ આગળના પરિચ્છેદે લખાણ.

—કદાચ મરણ પામ્યાના પણ હોય—સમાચાર મળવાથી તેણે તુરત જ હિંદ તરફ પગલાં ભરવા માંડયાં અને ચિનાઇ શહેનશાહને તો આત્મ સંતોષ લેવાનું તથા પોતે કેવો દીર્ઘદૃષ્ટિથી કામ લેનાર છે એમ અભિમાન ધરવાનું પૂરતું કારણ મળી ગયું.

ઉપરનું વર્ણન લખતાં નીચે પ્રમાણે વિચારો મેં જણાવ્યા છે.

**એકબે પરીસ્થિતિ વિષે ખુલાસા**

તેનું સ્પષ્ટીકરણ કરવા અત્ર માગું છું. (૧) નેપાળ તરફ બે વખત પ્રિયદર્શિન ગયો છે. પહેલી વખત ચૌદમા વર્ષે અને બીજી વખતે વીસમા વર્ષેઃ પહેલી વખત એકલો ગયો હતો. (પછી તે સમયે પોતાનો જામાતૃ દેવપાળ સાથે હતો કે નહીં તે જૂદી વાત છે. બાકી કુંવરી ચારૂમતી તો નહોતી જ: અને તે ગણત્રીથી જ એકલો શબ્દ અહીં વપરાયો છે) જ્યારે બીજી વખતે ચારૂમતીને સાથે લઇ તો ગયો હતો, પણ ત્યાંથી પાછો ફર્યો ત્યારે ચારૂમતી સાથે નહોતી.

(૨) પ્રથમ વખતે નેપાળ ઉપર ચડાઇ લઇ ગયો તે વખતે તે જીતીને પાસે આવેલા ચીન તરફ ન જતાં, ખોટાનમાં ગયો છે અને ત્યાંથી કાસ્મિર રસ્તે પાછો હિંદ ફર્યો છે.

(૩) તેને ચીન દેશની કે ચિનાઇ દીવાલના પ્રતિબંધની તથાજ નહોતી. એટલે કે તે દેશ તરફ બેદરકારીપણું બતાવતો હતો. છતાં સહેજે મળી જાય તો તેને છોડી દેવાનું વલણ પણ ધરાવતો નહોતો.

(૪) ચિનની દીવાલ ચણતાં ત્રણ વર્ષ ઉપરાંતનો સમય લાગ્યો છે.

(૫) સમ્રાટ પ્રિયદર્શિને કલિંગ દેશ જીતતાં જે અસંખ્ય મનુષ્યની ખુવારી દીઠી હતી તે ઉપરથી પોતે અમુક પ્રકારની પ્રતિજ્ઞા લીધી હતી.

આ પાંચમાંથી નં. ૧, ૪ અને ૫ વાળા બનાવો ઇતિહાસનાં પાને ચઢી ચૂકયા છે અને શિલાલેખો તથા અન્ય દેશના ઐતિહાસિક પુરાવાથી સિદ્ધ થઇ ચૂકયા છેઃ માત્ર નં. ૨ અને ૩ ઉપજાવી કાઢવા પડયા છે. પણ તે પાંચેને સંકલિત કરીને ગુંથવામાં કેવી વિચારણા કરવી પડી છે તથા તે ઉપરથી પ્રિયદર્શિનના જીવન બનાવ ઉપર કેટલોક પ્રકાશ પડયો છે તેજ અત્રે જણાવવું રહે છે.

ચૌદમા વર્ષે તેણે નેપાળ ઉપર પ્રથમ ચડાઇ કરી એટલે મ. સં. ૨૩૭=ઇ. સ. પૂ. ૨૯૦ માં રાજ્યાભિષેક થયો છે તે ગણત્રીએ મ. સં. ૨૫૧=ઇ. સ. પૂ. ૨૭૬ની શરૂઆત કહી શકાય, અને નેપાળ દેશ જીતવામાં એકાદ વર્ષ કે તેથી કાંઇક વધારે સમય નીકળી ગયો હોય તે બનવા જોગ છે; પાછો બીજી વખત વીસમા વર્ષે નેપાળ તરફ ગયો છે. એટલે ખરી રીતે પહેલી વખત નેપાળની હદ છોડી અને બીજી વખત ફરીને નેપાળની હદમાં પેઠો, તે બેની વચ્ચે સમયનું અંતર ભલે દેખીતી રીતે શિલાલેખનાં વાંચનથી છ વર્ષ જેટલું ગણી શકાય છે—પણ તે તો માત્ર ચાર વર્ષથી વધારે અને પાંચની અંદરનું જ છે. વળી તે દરમ્યાન ચિનાઇ દીવાલ ચણાવાઇ ગણી શકાય. અને તેને ચણવામાં સાડા ત્રણેક વર્ષનો અવધિ થયો છે. અને પૂરી થયા બાદ છ બાર માસમાં પ્રિયદર્શિન ત્યાં પાછો જઇ પહોંચ્યો છે. મતલબ એ થઇ શકે, પ્રિયદર્શિનની પહેલી મુલાકાત વેળાએજ ચિનાઇ શહેનશાહને હિંદી સમ્રાટ ચડી આવશે એમ બીકતો પેસી જ ગઇ હતી, પણ તે સમયે તાબડતોબ કોઇ પ્રકારની તૈયારી કરી શકે તેવી સ્થિતિ નહીં રહી હોય એટલે, જો ચડી આવે તો સામે થવા જેટલી જ ગોઠવણ કરી રાખી હશે. પણ જેવાં તેનાં પગલાં ખોટાન અને મધ્ય એશિયા તરફ ગયાં, કે તેણે સ્વદેશ રક્ષણની યોજના ઘડી કાઢીને અમલમાં મૂકી દીધી. તેમાં સાડા ત્રણ વર્ષ નીકળી ગયાં અને બધા સમયનો ઉલ્લેખ જે છ વર્ષના ગાળાનો શિલાલેખમાં જણાવાયો છે તેનો પૂરતો મેળ થઇ રહ્યો.

હવે ખોટાન રસ્તે થઇને તારકંદ સમરકંદ તે ગયો છે અને પાછો કાશ્મિરને રસ્તે હિંદ તરફ ઉતર્યો છે. એમ જે જણાવાયું છે તે એટલા કારણથી, કે જેમ ઓરિસ્સા પ્રાંતમાંના ખંડગિરિ અને ઉદયગિરિ નામના પહાડોમાં મગધપતિ રાજાઓએ કોતરાવેલ અનેક ધાર્મિક પ્રસ્તાવોનાં દૃશ્યો નજરે પડે છે, તેને મળતાં આ મધ્ય એશિયાનાં પ્રદેશમાં પણ મળે છે. એટલે મગધપતિ રાજાઓની ધાર્મિક સંસ્કૃતિ તે બાજુ ગઇ હતી એમ ચોકકસ થાય છે. અને તેવા મગધપતિઓમાં માત્ર પ્રિયદર્શિનજ એક એવો રાજા થયો છે, કે જેણે હિંદના તે ભાગ ઉપર તેમજ એશિયાના ભાગ ઉપર પોતાનું સ્વામિત્વ ફેલાવ્યું હોય. જો કે તારકંદ સમરકંદ સુધી પ્રિયદર્શિન ગયો હોય તેવું હિંદી ઇતિહાસમાં નોંધાયું નથી, પણ જૈન સાહિત્ય તો તેવી બાબતનો ઉલ્લેખ કરે છેજ. તેમ પંડિત તારાનાથ જેવા તિબેટી ગ્રંથકારના કથનથી ટેકો મળે છે કે તેણે તિબેટ અને ખોટાન જીતેલા હતા જ. આ પ્રમાણે અનેક પ્રમાણો મળી આવતાં હોય તો પછી હિંદી ઇતિહાસ જે પોતાની અપૂર્ણતાને લીધે અમુક બનાવને કિંચિત્ સ્પર્શતો ન પણ હોય છતાં તે ત્રૂટિ જોડવામાં કાંઇ આપણને અનુચિત લાગતું નથી.

ચીન જીતવામાં જે બેદરકારી પણું તેણે બતાવ્યાનું આપણે લખ્યું છે તે પણ એટલાજ ઉપરથી દેખાઇ આવે છે કે, નેપાળ જીત્યા પછી ચીનમાં જવું તદ્દન સૂતર હતું, તેમ વળી તે વખતે તો લાકડાની દીવાલજ હતી એટલે સાવ સહેલું હતું: છતાં ચીન જેવા વિશાળ, સમૃદ્ધ અને તે સમયે હિંદ સાથેના વેપાર વહેવારમાં આગળ વધેલ દેશ તરફ પોતાની મીટ ન માંડતાં અર્ધ જંગલી જેવા મધ્ય એશિયા તરફ જ તે વધ્યે ગયો તેથી તે વાતની ખાત્રી મળે છે. તેમ તારકંદ તરફ જવાને તેને જે આકર્ષણ મળ્યું છે તેમાં પણ કાંઇક કારણજ દેખાય છે. પ્રિયદર્શિન ધર્મપ્રેમી માણસ હતો તે તો નિર્વિવાદિત છેજ; અને આવો માણસ જ્યાં જ્યાં પોતાના ધર્મને લગતાં તીર્થ સ્થળો, ઉપયોગી સ્થાન કે વસ્તુઓ દેખાતી હોય, ત્યાં ત્યાં તેનો પત્તો લેવા કે નજરે નીહાળવાનું મન કરે, તે પણ સ્વભાવિક છે. એટલે જૈન ધર્મ પ્રમાણે પૃથ્વીનું મધ્ય બિંદુ જેને મેરૂ પર્વત કહીને સંબોધે છે અને જેનું સ્થાન મધ્ય એશિયાના મર્વ શહેરવાળા પ્રદેશમાં ગણે છે તથા જ્યાંની પાર્વતીય ગુફાઓમાં, ઓરિસ્સાના ખંડગિરિ ઉદયગિરિની ગુફાઓ જેવીજ કારીગિરિનાં ધાર્મિક દૃશ્યો જળવાઇ રહેલાં હોવાથી, તે બન્ને સ્થાનો એક જ ધર્મનાં હોઇ શકે એમ આપણને ગવાહી આપી શકે છે; તો તેવાં સ્થાનની મુલાકાત સમ્રાટ પ્રિયદર્શિન જરૂર લ્યેજ તે સમજી શકાય તેવું છે. અને ત્યાંથી પાછા વળતાં કાશ્મિર રસ્તે તે ઉતર્યો હોવાનું જણાવ્યું છે, તે પણ બરાબરજ છે. કેમ કે તે પ્રાંત ઉપર તેણે સ્વામિત્વ મેળવી પોતાના પુત્ર જાલૌકને ત્યાંનો સૂબો નીમ્યો છે. આ કાશ્મિરની સર્વ હકીકત રાજતરંગિણિ જેવા અતિ માનનીય ગ્રંથથી પૂરવાર પણ થઇ શકે છે. ( આ હકીકત માટે આ પુસ્તકના અંતે જાલૌકવાળું પરિશિષ્ટ જુઓ. ) તેમ તેને સિકકાના પુરાવાથી સમર્થન પણ મળે છે. એટલે આ બધી વસ્તુ સંકલના કરી લેવાનું કાંઇજ ઉતાવળું ગણી શકાય તેમ નથી.

પહેલી વખત નેપાળમાં તે જે એકલો ગયો છે, તેનું કારણ કે, ત્યાં શું છે અને કેમ છે, તેની માહિતી હોયજ નહીં. એટલે પોતાની પુત્રીને ત્યાંસુધી એકદમ સાથે લઇ જવી પોષાય નહીં. તેથી દેવપાળ જમાઇ સાથે હોય છતાંયે ચારૂમતીને તો લઇ ગયા નથી, તે વાત બરાબર દેખાય છે. અને બીજી વખત પોતે કુંવરીને સાથે લઇ ગયો છે તે યથાસ્થિત છે. કેમ કે તે વખતે

પાંચ છ વર્ષનો સમય વ્યતીત થઇ ગયો છે. તેમ ત્યાંની બધી સ્થિતિ દેવપાળના કાબૂમાં પણ આવી ગઇ હતી તેમ કલ્પી શકાય. વળી તિબેટના ઇતિહાસથી એમ પણ જણાયું છે કે, ત્યાંની રાજધાનીનું દેવપટ્ટણ વસાવવું પડયું હતું. અને તે સમ્રાટ પ્રિયદર્શિને બીજી મુલાકાત વેળાએ કર્યું દેખાય છે. એટલે રાજનગર જેવું નગર વસાવતી વખતે, જેમ તે પ્રદેશનો રાજા દેવપાળ હાજર રહે, તેમ રાજરાણી એટલે ચારૂમતી પણ, નગરના ખાત મૂહુર્ત સમયે હાજર હોય તો વધારે શોભાપ્રદ લેખાય તે સમજી શકાય તેવું છે. તેમ પરણાવેલ પુત્રીને લાંબા વખત સુધી પિયરમાં-એટલે પ્રિયદર્શિનના ઘર આગળ-રાખવા કરતાં-દેવપાળના ઘરેજ મોકલી દેવાનું શાસ્ત્રાનુયોગ કહેવાય. આવા આવા વિચારથી પ્રિયદર્શિને પોતાની પુત્રીને પોતાની સાથે લીધી હતી. તેમ પોતાની સાથે લઇ જવી તેના કરતાં તેવડે દૂર મોકલાવવામાં બીજો વધારે સારો સાથ કયો ગણાય? મતલબ કે આપણે જે સ્થિતિ કલ્પી છે તે સર્વનો બરોબર સુમેળ જામે છે.

હવે પાછા વળતાં પોતાને જે એકાકી પાછા ફરવું પડયું છે. તેનાં કારણોની કલ્પના બેસારતાં, ત્યાં નેપાળમાં હુલ્લડ કે બળવો થયાની કલ્પના કરી છે અને તે બળવામાં ત્યાં દેવપાળ કુમાર મરણ પામ્યો હોય કે જેથી વિધવા બનેલી ચારૂમતીએ દીક્ષા લીધી હોય એટલે પ્રિયદર્શિનને એકાકી જ આવવું પડયું હોય. એક આ કલ્પના ને બીજી કલ્પના એમ કરી છે કે, દેવપાળ સાથે ચારૂમતી તો ત્યાં લાંબો કાળજ રહી છેઃ પણ સાથે પુત્રી લઇને પાછા આવવાનું કારણ નહોતું કેમકે તેણીને તેણીના પતિની પાસે જ રહેવાનું હતું. તેમ વળી હવે તો, તે એક મોટા પ્રદેશની રાણી બની હતી કે જેથી મુખ્યતાએ તેના મુલકમાંજ તે રહે તો પ્રજાને પણ મન ગમતું તત્ત્વ કહી શકાય. તેમ નગર વસાવ્યા બાદ અનેક દેવાલયો, મઠો વિગેરે ધાર્મિક સંસ્થાઓ તેમણે બનાવ્યાનું નજરે પડે છે. તે હકીકત જ પુરવાર કરે છે કે, દેવપાળ અને ચારૂમતીનો રાજ્યકાળ ત્યાં લાંબો સમય ચાલ્યો હોવો જોઇએ. આ સંજોગોમાં બળવો જાગ્યાની અને દેવપાળ મરણ પામ્યો હોવાની કલ્પના જતી કરવી જ રહે છે. બાકી ચારૂમતીએ પોતાના ધર્મની દીક્ષા લીધાનું જણાવાયું છે તે, પોતાના રાજ્ય વહીવટના સમય દરમ્યાન સધવા અવસ્થામાં પણ બની શકે તેમ છે, તેમ દેવપાળના સદ્દગત થયા પછી વિધવા અવસ્થામાં પણ બની શકે તેમ છે. આ બેમાંથી કેવા સંજોગોમાં તેણીએ દીક્ષા લીધી હતી તે હાલ તો મજબૂત પુરાવાના અભાવે આપણે નિશ્ચયપૂર્વક ઉચ્ચારી શકીએ તેમ નથી.

પણ જ્યારે સમ્રાટ અશોકનું મરણ ઇ. સ. પૂ. ૨૭૦-૧ માં ( જુઓ તેના ચરિત્રે ) નોંધાયાનું જણાયું છેઃ તેમ સમ્રાટ પ્રિયદર્શિને ખડક લેખો ઉભા કરાવ્યાનાં સ્થાન પરત્વે અમુક દૃષ્ટિબિંદુ રાખીને જ કામ લીધું છે એવું આપણને માલૂમ પડે છે ( જુઓ આગળના પરિચ્છેદે ), તેમ સહસ્રામના લેખમાં આ ઇ. સ. પૂ. ૨૭૦-૧=મ. સં. ૨૫૬ ને જે આંક મળતો આવે છે, તેવી આંક સંખ્યાનો ઉલ્લેખ પણ છેઃ એમ બધી વસ્તુ સ્થિતિ એકદમ મળતી થઇ જાય છે. તેમ વળી શિલાલેખી પુરાવામાં ૨૦મા વર્ષે નેપાળની બીજી વખતની મુલાકાત થયાનું નીકળે છે અને ત્યાંથી પાછા ફર્યાનું જણાયું છે. વળી તે વીસમું વર્ષ એટલે ઇ. સ. પૂ. ૨૭૦ ની સાલ પાછી આવીને ઉભી રહે છે. તેમ સમ્રાટ અશોક ઉપર ગાઢ પ્રેમ હોય તે પણ સ્વભાવિક જ છે. એટલે કાં અશોકના ભર મંદવાડના કે તેના મરણના સમાચાર સાંભળીને તેને એકદમ પાછું વળવું પડયું હોય તેમ જણાય છે. વધારે સંભવ મરણ પામવા તરફ ઢળે છે, કેમકે નેપાળની હદના શિલાલેખમાંની એક હકીકતને આધારે

વિદ્વાનોએ ત્યાં, પ્રિયદર્શિનના વડીલના અવશેષો—જેને હિંદુધર્મ પ્રમાણે ફુલ કહેવાય છે તે પધરાવવા ગયાનું જણાવ્યું છે. એટલે પછી એમ માનવું રહે છે કે અશોક બહુ માંદો રહ્યો નહીં હોય અને પ્રિયદર્શિનની ગેરહાજરીમાં તેનો અગ્નિદાહ પણ થઇ ગયો હશે. જેથી મૃતદેહના અવશેષો પોતે જ મરનારનો નિકટ સંબંધી—પૌત્ર—હોઇને પોતાના જ હાથે કોઇ તીર્થસ્થળે પધરાવે એમ બંદોબસ્ત કરવામાં આવ્યો હશે. આ પ્રમાણે અનુમાન કરી લેવામાં કાંઇ ખોટું નથી.

હવે એક જ વાત વિચારવી રહે છે: તે લડાઇ વિશે તેણે લીધેલા અમુક સપથ સંબંધી —કલિંગની જીત રાજ્યાભિષેક બાદ નવમા વર્ષે—છે. જ્યારે આ નેપાળ તિબેટ વિગેરેની જીત—પ્રથમ ચડાઇ અને પછી જીત[૧૩૪]—ચૌદમા વર્ષ બાદ છે. એટલે કે પ્રથમ સપથ લેવાયા છે અને તે પછી પાંચ છ વર્ષે પાછી લડાઇઓ કર્યાની હકીકત નીકળે છે. વળી આ બન્ને હકીકત શિલાલેખના આધારે કહેવાય છે તથા બન્નેમાં પ્રિયદર્શિનને આશ્રીને જણાવાયું છે. એટલે તેમાં પણ શંકાને કાંઇ જ સ્થાન નથી. પછી તો એક જ માર્ગ રહે છે કે, જે સપથ લેવાયાની હકીકત ધૌલી જાગૌડાના લેખમાં નીકળે છે તેની સમજ બેસાડવામાં કાંઇક ભૂલ થયેલી માનવી રહે છે. પછી તે ભૂલ લિપિ માંહેલા અક્ષરોના ઉકેલ સંબંધી પણ થઇ હોય અથવા સમ્રાટે વાપરેલા કોઇ શબ્દનો અર્થ તે ધર્મની પરિભાષામાં જુદો થતો હોય, જ્યારે વિદ્વાનોએ જુદો જ લીધો હોય. વધારે સંભવ પરિભાષાને લગતો કહી શકાય.[૧૩૫] પણ અત્રે તે ચર્ચા અસ્થાને હોઇ છોડી દઇશું. બાકી જેને જાણવું હોય તેણે સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર તથા શિલાલેખ સંબંધી એક સ્વતંત્ર પુસ્તક હું લખવાનો છું તે જોઇ લેવું.

આ પ્રમાણે ઉપર બતાવેલ પાંચ વસ્તુસ્થિતિની ચર્ચા અને તે માટેના નિર્ણય બાંધવાને કરવી પડેલી કલ્પનાના સંજોગો વિશે સમજૂતિ અપાઇ છે. સાથે સાથે એક વસ્તુ ઉપર વાચકનું ધ્યાન ખેંચવું જરૂરી ધારૂં છું. હવે સિદ્ધ કરી ચૂકાયું છે કે પ્રિયદર્શિન ધર્મે જૈન હતો. તેમ તે અનેક લડાઇઓ પણ લડયો છે. તેમ પ્રિયદર્શિન તે તો કાંઇ સામાન્ય જૈન પણ નથી. તેણે તો અનેક વ્રતો પણ લીધાં છે, છતાં લડાઇ લડયો છે. અને લડાઇમાં તો અનેક પ્રકારની હિંસા પણ થઇ જાય તે દેખીતું જ છે. એટલે પછી એમ કબૂલ કરવું રહે છે કે, અત્યારે સામાન્ય પ્રજામાં એક માન્યતા જે ઘર કરી બેઠી છે કે, જૈન ધર્મ તો અહિંસામય છે એટલે જૈનથી લડાઇ લડાય જ નહીં; તેમ વળી ક્ષત્રિયવર્ગ જેવું ને ધર્મમાં અહિંસાને લીધે હોઇ શકે જ નહીં. આ પ્રકારની સર્વ માન્યતા જનતાને ઉંધે રસ્તે દોરવનારી છે એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે.



(૧૩૪) આ ચઢાઇઓ કયા હેતુથી કરવામાં આવી હતી તે માટે જુઓ આગળના પરિચ્છેદની હકીકત તથા ટીકા. આ ચડાઇઓ કાંઇ મુલક જીતવા માટે નહોતી પણ પોતાના ધર્મ પ્રચાર માટે હતી એટલે પોતે લીધેલ સપથના અનુરોધ માટે ગણાય, નહીં કે પ્રતિરોધ તરીકે.

(૧૩૫) જુઓ ઉપરની ટીકા નં. ૧૩૪.



# તૃતીય પરિચ્છેદ

## પ્રિયદર્શિન (ચાલુ)

તેને પોતાના પૂર્વ જન્મની થયેલ જાણ અને તેને લઇને તેના સાંપ્રત જીવન ઉપર પડેલ પ્રભાવ—દિગ્વિજય કરવા નીકળતાં પ્રારંભનાં થોડાંક વર્ષોનો હેવાલ—ઉપાસક વૃત્તિનો ઉદ્ભવ અને તે ઉપરથી આદરેલી ધર્મયાત્રાનું વર્ણન—ફરીને દિગ્વિજય માટે કરેલ પ્રયાણ અને તેને સંપૂર્ણ બનાવ્યાનું રચેલ યથાસ્થિત બયાન; શ્રાવક વૃત્ત અંગિકાર કરી સ્વધર્મમાં બાંધેલ ગાઢ પ્રેમ, છતાં સર્વ પ્રજાજનના ધર્મ પ્રત્યે તેણે બતાવેલી ધર્મસહિષ્ણુતા—ધર્મ ભક્તિની તેના ઉત્તરાવસ્થાના જીવન ઉપર પડેલ છાયા—તેના ધર્મના મુખ્ય તત્ત્વના રહસ્યની આપેલી સમજણ તથા તે ઉપરથી પ્રજાના માનસ ઉપર પડેલું પ્રતિબિંબ—તેના ધર્મની વિશિષ્ટતાનું કેટલુંક વર્ણન—તેણે અખત્યાર કરેલ લોક કલ્યાણના માર્ગો—તે સર્વ માર્ગોનું ધાર્મિક, સામાજીક અથવા નૈતિક, આર્થિક અથવા વ્યાપારિક, તથા રાજકીય એમ ચાર પ્રકારનું વર્ગીકરણ કરી, દરેકની આપેલી સમજૂતી.

## પ્રિયદર્શિન (ચાલુ)

**તેનો પૂર્વ જન્મ તથા સાંપ્રત જીવન ઉપર થયેલી તેની અસર**

ભારતમાં અપાતી આધુનિક કેળવણીને માટે મોટામાં મોટો એક દોષ એ ગણાય છે કે, તેનાથી તેના સંગ્રાહકોમાં, અધ્યાત્મિક ભાવ તથા આત્મ શ્રદ્ધાનો વિધ્વંશ થઇ જાય છે અને તે જડવાદ તથા બારૂતા—અથવા—પરાલંબનની ઉત્પાદક અને પોષનારી થઇ પડી છે. જેથી તે કર્મ કે પુનર્જન્મનાં તત્ત્વને માનનારી નથી. પણ જેનાં હૃદય આર્ય સંસ્કૃતિથી રંગાયલાં છે, તેઓ તો આધુનિક કેળવણીમાં પારંગત થઈ અનેક કક્ષાની પદવી ધારક બન્યા હોવા છતાં, પૂર્વ જન્મના સિદ્ધાંતમાં પૂર્ણ શ્રદ્ધા ધરાવે છે. આટલું પ્રસ્તાવિક વિવેચન કરવા એટલા માટે જરૂર પડી છે, કે આર્ય સંસ્કૃતિનો પૂર્વ જન્મ કે પુનર્જન્મનો આ સિદ્ધાંત, ધાર્મિક શૈલીએ તો પુરવાર થયેલો જ છે. ઉપરાંત ઐતિહાસિક ઘટનાથી પણ સાબિત થયેલી હકીકત જ પૂરવાર થાય છે તે બતાવી શકાય છે.

જૈનધર્મના પ્રતીતિ ધરાવતા અનેક ગ્રંથોમાં[1] કે જેમાં આગમ ગ્રંથનો તેમજ પરિશિષ્ટ પર્વ જેવા સન્માનિત ગ્રંથોનો પણ હવાલો આપી શકાય તેમ છે તેવામાં—મહારાજા સંપ્રતિના પૂર્વ જન્મનું તથા આ જન્મમાં આ આવી ઉચ્ચ પદવી કેમ પામ્યો તેને લગતું બ્યાન જે લખાયું છે તેનો સાર ટૂંકમાં આપણે અત્ર જણાવીશું. એટલે વાંચક પોતે જ, પૂર્વ ભવના તથા આ ભવના કર્મનો સંબંધ તેમજ એક બીજા ઉપર થતી અસર વિચારી શકશે.[2]

મહારાજા પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક થઇ ગયા બાદ લગભગ અઢી એક વરસે[3] (જેમ તેમના અનેક ખડક લેખમાં જણાવ્યું છે તેમ) પોતે પોતાના રાજમહેલના ઝરૂખામાં બેઠો છે, તેવામાં જૈન ધર્મનો એક રથયાત્રાનો વરઘોડો[4] ત્યાં થઇને નીકળ્યો. તે નીહાળતાં, રાજાનું ચિત્ત જરા ચકડોળે ચડયું ને મૂર્છાગત થયો; એટલે સેવકજનો એકદમ દોડી આવ્યા અને શીતોપચાર કરવા મંડી પડયા. થોડીવારે મૂર્છા વળી ને શુદ્ધિ આવી, એટલે વિચારવા મંડયો કે આવું દૃશ્ય મેં કયાંક જોયું છે ખરું! કયાં જોયું હશે એમ યાદ કરતાં ને વિચારતાં, તેને જાતિ સ્મરણ જ્ઞાન થયું. અને પોતાનો પૂર્વ ભવ જોયો; કે અહો, આ વરઘોડાના ઉપરી ભાગે ચાલતા સાધુઓ—મહાપુરૂષો—તો મારા પૂર્વ જન્મના ગુરૂ છે.[5] એટલે તુરત રાજમહેલમાંથી ઉતરીને વરઘોડામાં જ્યાં આ મહાપુરૂષો

---

(૧) જુઓ પરિશિષ્ટ પર્વ: ભરતે. બાહુ. વૃત્તિ૦ સંપ્રતિના જીવન ચરિત્રો: જૈન સાહિત્ય લેખ સંગ્રહ પૃ. ૮૩ થી ૮૮. ક. સૂ. સુ. ટીકા પૃ. ૧૨૭.

(૨) જુઓ, વિચારો અને સરખાવો પુ. ૧. પૃ. ૨૮૨ નું લખાણ તથા તેની ટી. નં. ૭૨ ની હકીકત.

હજુ હમણા જ (૧૯૩૫ ના પાછલા અર્ધમાં) દિલ્હી શહેરમાં જન્મેલી આઠ વર્ષની એક હિંદુબાળાએ પોતાના પૂર્વ ભવની આપેલ અનેક સાબિતિઓ મથુરા શહેરમાં મળી આવ્યાની તથા તે નિમિત્તે પાંચ છ સદ્‌ગૃહસ્થોની બનેલી સમિતિએ તે હકીકતની તે સ્થળે જઇને ખાત્રી કરી આવ્યાની હકીકત વર્તમાન પત્રોમાં બહાર આવી છે. આ ઉપરથી સમજાશે કે પૂર્વ જન્મ તથા પુનર્જન્મ જેવી વસ્તુઓ છે જ.

(૩) મ. સં ૨૩૭=ઇ. સ. પૂ. ૨૯૦ (૨૯૦ ની સાલ પોષ માસના મધ્ય કે અંતમાં સંપૂર્ણ થઇ, ૨૮૯ ની ઇ. સ. પૂ.-સાલ બેઠી હતી) રાજ્યાભિષેક હતો: એટલે આ રથયાત્રાનો પ્રસંગ મ.સં ૨૪૦=ઇ. સ. પૂ. ૨૮૭ હતો.

(૪) આ દૃશ્ય માટે જુઓ "ભારહુત સ્તૂપ" નામના સર કનીંગહામે રચેલ ગ્રંથમાં રાજા પ્રસેનજીતના સ્તંભ (Pillar) વાળી પ્લેઇટ. પૃ. ૨૦૨. જમણો સ્તંભ, અંદરની બાજુ.

(૫) આ સમયે સમ્રાટની ઉમર સોળ પૂરી થઇને ૧૭ માં પ્રવેશ થઇ ચુકેલી ગણાય: અને તે સાલ (ઉપરની ટી. નં. ૩) ઇ સ. પૂ. ૨૯૦ છે એટલે તેમાંથી ૧૬ વરસ બાદ કરતાં ૨૯૦ + ૧૬ = ૩૦૬ ઇ. સ. પૂ.

પગેપાળા ચાલતા હતા ત્યાં આવી નમસ્કાર કરી, તેમને પ્રશ્ન કર્યો કે, "આપ મને ઓળખો છો ?" મહાપુરૂષોએ ઉત્તર આપ્યો કે "આપ પોતે સમ્રાટ છો, તે સર્વ કોઇ જાણે છે તો આપને અમે કેમ ન ઓળખીએ ?" મહારાજાએ ફરી પ્રશ્ન કર્યો કે, "તે ઓળખથી નહીં, પણ બીજી કોઇ રીતે ઓળખો છો ?" એટલે મહાપુરૂષોએ જ્ઞાનનો ઉપયોગ દીધો તો જણાયું કે, અહો "તમે તો પૂર્વભવમાં અમારા શિષ્ય હતા અને ત્રણ દિવસની દીક્ષા પામીને મરણ પામી અત્રે રાજકુટુંબમાં જન્મી આ પદવીને પામ્યા છો." મહારાજા પ્રિયદર્શિને તે ઉપરથી વિશેષ પ્રકારે નમસ્કાર વંદન કરી, પોતાના પૂર્વ ભવનું વિવેચન જરા લંબાણથી કહી સંભળાવવા આર્જવતાભરી વિનંતિ કરી. એટલે ગુરૂ મહારાજે કહ્યું કે, પૂર્વે[૭] તમે કૌશંબીમાં એક ભિક્ષુક હતા. અને તે સમયે ત્યાં સખ્ત દુષ્કાળ પ્રવર્તી રહેલ હોવાથી ઘણા ઘણા ઠેકાણે ભિક્ષાવૃત્તિએ આથડયા છતાં તેમને એકદા પેટ પૂરતું પણ અન્ન મળી શકયું નહોતું. તેમ કરતાં મધ્યાહ્ન સમય થવા આવ્યો એટલે નિરાશ થઇ એક સ્થાને ઉભા હતા. ત્યાં અમારા શિષ્યો ગોચરી[૮] માટે (અહાર લેવા ભિક્ષા પાત્ર લઇને સાધુ ફરવા નીકળે તેનું નામ ગોચરી) નીકળ્યા. અને એક ગૃહસ્થના ઘેર જઇ ઉભા રહ્યા. તે ઘરની ગૃહલક્ષ્મીએ, સાધુ મહારાજને ગ્રહણ કરવાની ઇચ્છા ન હોવા છતાં, અતિ આગ્રહથી અને ધર્મભકિતથી, ઘણું દ્રવ્ય ખર્ચી બનાવેલા મોદકો વહોરાવ્યા.[૯] સાધુઓ "ધર્મલાભ"[૧૦] આપી પાછા વળ્યા. તમે દૂર ઉભા ઉભા આ બધું ભિક્ષુક તરીકે જોઇ રહ્યા હતા. એટલે વિચારવા મંડયા કે, અહો, આ જ બાઇ પાસે જઇને મેં કેટલી એ કરગરીને આરજૂ વિનંતી કરી હતી. છતાં સૂકા રોટલાનો કટકો પણ આપતી નહોતી. જ્યારે આ મહાનુભવોને તો ઉલટા સામા ચડીને, અતિ અતિ આગ્રહથી મહા મુલ્યવાન એવી મીઠાઇ આપી દીધી. માટે આ મહાનુભાવોમાં કાંઇક છે ખરૂં ? લાવને હું તેમની પાસે જઉં અને થોડીક મીઠાઇ માટે માંગણી કરૂં. આમ વિચારી, તમે તે સાધુઓ પાસે જઇ તેવી માંગણી કરી. સાધુઓએ ઉત્તર વાળ્યો કે, અમે આપી શકીએ નહી, છતાં જો તારે તે વસ્તુની ઇચ્છાજ હોય, તો ચાલ અમારી સાથે અમારા ગુરૂ મહારાજ પાસે, તેઓશ્રી પાસે માંગણી કર. એટલે તમે તેમની પાછળ પાછળ[૧૧]

---

=મ.સં. ૨૨૧ આવશે. જે વખતે, પોતાના પૂર્વ જન્મમાં તેણે આ ગુરૂ મહારાજ પાસેજ દીક્ષા લીધેલી કહેવાશે.

( ૬ ) જુઓ ભ. બા. વૃ. ભાષાં પૃ. ૧૭૬ અને આગળ ક. સૂ. સુ. પૃ. ૧૨.

( ૭ ) આ વખતે રાજા પ્રિયદર્શિનની ઉમરમાં ૧૭મું વર્ષ ચાલતું હતું: તે ભિક્ષુકની અવસ્થામાં મરણ પામી તુરતજ અત્ર રાજકુટુંબમાં જન્મ્યા હતા. એટલે ૧૭ વર્ષની ઉમર અને ગર્ભાવસ્થાના ૯ માસ ઉમેરતાં ૧૮ વર્ષ ગણાય એટલે કૌશંબીના દુષ્કાળને ૧૮ વર્ષ થયાં ગણવા; ઇ.સ. પૂ. ૨૮૭ (ઉપર જુઓ ટીકા ૩) -૧૮ = ઇ, સ. પૂ. ૩૦૫ અથવા મ. સં. ૨૨૨ માં કૌશાંબીમાં દુષ્કાળ હોવાનો સમય આવશે.

ઉપરની ટીકા ૫ જુઓઃ એટલે કે જે સાલમાં પ્રિયદર્શિનનો જન્મ તેજ સાલ કૌશાંબીમાં પ્રવર્તી રહેલ દુષ્કાળની ગણવી.

( ૮ ) ખરો શબ્દ ગૌચરી હશે: જેમ ગૌ = ગાય એકેક બબે મહોં અંહી તંહીથી ઘાસ ખાઇને પોતાનું પેટ પૂરૂં કરે છે, તેમ થોડું થોડું અન્ન જુદે જુદે ઠેકાણેથી ગ્રહણ કરવું તેનું નામ ગૌ-ચરી પડયું હશે. ઘરે ઘરેથી ભિક્ષા ઉઘરાવવી તે.

( ૯ ) જૈન સાંપ્રદાયિક શબ્દ છે: વહોરાવ્યા એટલે ભિક્ષામાં આપ્યા.

( ૧૦ ) જ્યારે જ્યારે જૈન સાધુને કાંઇ આપવામાં આવે ત્યારે, તેઓ દાન દેનારને સામા આશિસ વચનમાં "ધર્મલાભ" = ધર્મની પ્રાપ્તિ તમને થાઓ એમ ઉચ્ચારે છે.

( ૧૧ ) જ્યાં જૈન શ્રમણો પોતાનો મુકામ કરે છે તે સ્થાન: બૌદ્ધ અને વૈદિક ધર્મમાં જેને મઠ,

ઉપાશ્રયે ગયા અને ગુરુ મહારાજને વિનંતી કરી. ગુરૂમહારાજે ( એટલે અમે ) કહ્યું કે, અમારી ભિક્ષા તો જે સાધુ-અમારા જેવા-હોય, તેનેજ ખપે; માટે જો તમે અમારા જેવા થાઓ તો જ અપાય. એટલે તમે, તે મીઠાઇની લાલચે તુરતજ જૈન દીક્ષા લેવા ઇચ્છા કરી અને અમે તમને દીક્ષા આપી સાધુ બનાવ્યા. તમને પછી મીઠાઇ આપી તે તમે આરોગી. આવું સ્વાદિષ્ટ ભોજન પ્રથમવાર મળેલું હોઇને, ખૂબ અકરાંત્યા પણે તમે ખાધું. એટલે પેટમાં વીંટ આવી અને પરિણામે અશુચિ થવા માંડી. આ બાજુ નવદીક્ષિત સાધુને ( તમે તુરતની દીક્ષા લીધી હતી તેથી નવદીક્ષિત) જૈન ધર્મના સિદ્ધાંત પ્રમાણે, અનેક સાધ્વીઓ વિધિપૂર્વક વંદન કરવા ૧૨ તથા સુખશાતા પૂછવા આવતી તેમ શ્રાવિકાઓ પણ વાંદવા આવતી જતી. માત્ર થો । કલાકપર જ જે માણસો તરફથી પોતે, હડધૂત થતો તે જ માણસો તરફથી આ દીક્ષા માત્રના પ્રભાવે વંદન કરાતો થયો તેથી તમે તમારા મનમાં દીક્ષાના પ્રભાવની પ્રશંસા અને અનુમોદના કરવા મંડયા. બીજીબાજુ અશુચિ તો વધવા માંડી ને કોઇ રીતે કળ ન વળે. આમ તેમ તરફડીઆ મારવા માંડયા. એટલે શ્રાવકો જેઓ ભલે ગરીબ હોય કે કરોડપતિ હોય છતાં, આ પીડાતા નવ-દીક્ષિત સાધુ મહારાજની (તમારી) અનેક પ્રકારે શુશ્રૂષા કરવા તથા અછોવાછો વાના-ખમાખમા-કરવા મંડી પડયા. આથી કરીને તમારી આસ્થા દીક્ષા તરફ વધારે ને વધારે દૃઢીભૂત થતી ગઇ. બીજી બાજુ અશુચિનું વળતર ન થવાથી અંતે ત્રણ દિવસમાં દીક્ષાની અને સમ્યકત્ત્વની નિર્ઝામણા કરતાં-અનુમોદન કરતાં કરતાં ૧૩સમાધિપૂર્વક મરણ પામ્યા. અને અત્ર રાજકુટુંબમાં જન્મ પામ્યા. ૧૪ આ પ્રમાણે ગુરૂ મહારાજ પાસેથી પોતાના પૂર્વભવનો વૃત્તાંત સાંભળી તથા પોતાને થયેલ જાતિ સ્મરણજ્ઞાન આધારે પોતાનો પાછલો ભવ જે જોયો હતો, તે બન્નેની સાદશતા અનુભવી, ફરી ગુરૂ મહારાજને વંદન નમસ્કાર કરી, પોતે **ઉપાસક** ૧૫ શ્રાવક થયા. ૧૬ મ. સં. ૨૩૮-૯=ઇ. સ. પૂ. ૨૮૮-૭. આ કથાનક જે ખરી હકીકતના માત્ર ટુંક સાર

આશ્રમ, વિહાર કહે છે તેવું સ્થાન.

( ૧૨ ) જૈન ધર્મનો એવો સિદ્ધાંત છે કે ઓછી સમયની દીક્ષાવાળો સાધુ, વધારે સમયની દીક્ષાવાળા સાધુને પોતાથી મોટા ગણે તથા વંદન કરે (મતલબ કે, સાધુનું નાનું મોટા પણું તે પોતાની ઉમરના વર્ષ પ્રમાણે નથી ગણાતું. પણ દીક્ષા લીધાને કેટલો સમય થયો છે તેની ગણત્રીથી લેખાય છે ). તેમ સાધ્વીઓ પણ અરસપરસમાં તેમજ વર્તે: પણ સાધુ અને સાધ્વીના બાબતમાં તો, સાધ્વી ગમે તેટલા કાળથી દીક્ષિત થયેલી હોય છતાં, અને સાધુ તો માત્ર એક દિવસ નો તો શું પણ તુરતનો જ દીક્ષિત થયો હોય છતાં, સાધ્વીએ સાધુને વાંદવા જ જોઇએ. ત્યાં પુરૂષનું પ્રાધાન્યપણું જ શાસ્ત્રકારે ગણાવ્યું છે ( જુઓ ક. સુ. સૂ. ટીકા પૃ. ૨. )

( ૧૩ ) સરખાવો ખડક લેખ નં. ૪; ભ. બા. વૃ. ભાષાં, પૃ. ૧૭૭. આ શબ્દ જૈનનો પારિભાષિક છે. બૌદ્ધમાં નથી જ.

( ૧૪ ) વડો. લાઇ. સંપ્રતિકથાની પોથી પૃ. ૮૪ ( તે ધર્મના પ્રભાવથી સ્ફુરાયમાન કાંતિવાળી કુણાલની સ્રીના ગર્ભમાં તે રંકનો જીવ ઉત્પન્ન થયો )

( ૧૫ ) ઉપાસક એટલે ઉપાસના કરે તે: અને ઉપાસના એટલે તથાપ્રકારે વૃત્તો આદરવાની જે ઇચ્છા તેનું નામ ઉપાસના કહેવાય: મતલબ કે ઉપાસક એટલે, વૃત્તોને આદરનાર નહીં, પણ વૃત્તોને આદરવાની દૃઢ પણે ઇચ્છા કરનાર એમ થઇ શકે, અને તેવા જ અર્થમાં તે ઉપાસક થયો છે એમ અહીં ગણવું. બાકી વૃત્ત લેવાની વિધિ તો હવે પછી અઢી વરસ બાદ તેણે ગ્રહણ કરી છે ( જુઓ આગળ ઉપરનું વર્ણન ) ઉપાસના=આરાધના, ભક્તિ, શ્રદ્ધા ( અહીં શ્રદ્ધાવંત થયો એવો ભાવ લેવો )

( ૧૬ ) હરમન જેકોબી કૃત પરિશિષ્ટ પર્વ પૃ. ૬૯; સે. બુ. ઇ. પુ. ૨૨: જૈન ધર્મ પ્રસારક

તરીકે ટપકાવ્યો છે તે ઉપરથી વાચક વર્ગને, પૂર્વ જન્મ-પુનર્જન્મ=અનેક જન્મ હોઇ શકે કે કેમ, તે વિશે પ્રકાશ પાડવાની સાથે, એક ભિક્ષુક, સમ્યકત્વ ( તે માટેનો જૈન સંપ્રદાયમાં રૂઢ શબ્દ =**બોહિ લાભ છે** ) પામવાથી કેવી ઉચ્ચ પદવીને પ્રાપ્ત થયો હતો અને દાનનો (સુપાત્રેદાન જેને કહેવાય છે) મહિમા કેવો છે તે બધુ જણાશે. અને જો આટલી ખાત્રી થઇ તો, પછી તેજ ભિક્ષુકનો જીવ, જે મહારાજ સંપ્રતિ હતો તે પોતાના મનુષ્ય દેહે, જે કારણથી પોતે ચાલુ ભવમાં આવા ગૌરવવંતા સ્થાને પહોંચ્યો, તેજ **બોહિ લાભ ( બોધિ બીજ**[૧૭]=જુઓ ભાબ્રા વૈરાટનો ખડકલેખ ) નું મહાત્મ્ય તથા યશોગાન કરવા, પ્રચારવા અને બીજાને ઉપદેશી તેનું અનુકરણ કરાવવા તથા પોતે કરવા ( જે પ્રમાણે કર્યાનું તેમણે પોતાના, મોટા તથા નાના ખડક લેખો અને સ્તંભ લેખોમાં સુવર્ણાક્ષરે કોતરાવ્યું છે) કાંઇ પણ બાકી રાખે ખરો કે ! અને સાથે સાથે વાચક વર્ગને જો આટલી એ તેની પ્રતીતિ થઇ જશે તો આ કથાનક અત્રે કહેવાનો હેતુ સાર્થક થશે. તથા બધા શિલાલેખોનો ભાવાર્થ ઉકેલવામાં અને સમજવામાં તેને સુગમતા થશે.

**દેશ ઉપરની જીત તથા ધર્મયાત્રામાં અને રાજકીય વ્યસ્થામાં ધર્મ-સૂત્રોનું ગુંથન**

આ પછી[૧૮] પોતે દિગ્વિજય યાત્રાએ નીકળ્યો હતો તેમાં પશ્ચિમ દેશ તરફ પ્રથમ પ્રયાણ કર્યું અને ઉપર લખી ગયા પ્રમાણે ઠેઠ એશિઆમાઇનર અને મિસર દેશ સુધીનો[૧૯] પ્રદેશ અઢીક વર્ષમાં કબજે કરી લઇ, પોતાના સ્વદેશ પાછો આવ્યો. ઇ. સ. પૂ. ૨૮૫=મ. સં. ૨૪૧ લગભગ ની આખરે; આ સમયે પણ પેલા ગુરૂમહારાજ અવંતિમાં જ ચાતુર્માસ બિરાજતા હોવાથી, પાછો ફરીને રથયાત્રામાં તેમને વાંદવાનો પ્રસંગ મળ્યો હતો. આ વખતે તો પોતાને કૃતજ્ઞ થયેલો માનતાં અત્યાર સુધી જે માત્ર ઉપાસક જ હતો, તેને બદલે હવે તેણે કાંઇક વ્રતો પણ ગૃહણ કર્યાં[૨૦] અને શ્રાવકવર્ગની કોટિમાં આવ્યો. (જુઓ. શિલાલેખ ) એટલે પોતાને શ્રીસંઘ સાથે, પવિત્ર તીર્થોની યાત્રાએ જવાનું મન થયું. જેથી જૈન ધર્મના પવિત્ર તીર્થાધિરાજ શ્રી શત્રુંજય તથા ગિરનારજીની યાત્રાએ ગયો.[૨૧] લગભગ એક વર્ષે પાછો આવ્યો. ( મ. સં. ૨૪૨=ઇ. સ. પૂ.

---

સભાનું ભાષાંતર સર્ગ ૧૧ પૃ. ૧૨૦; વળી જુઓ ખડક લેખ ત્રીજો )

( ૧૭ ) બોહિલાભ= સમ્યકત્વની પ્રાપ્તિ કરી આપે તેવી વસ્તુ: અને બોધિબીજ= સમ્યકત્વ રૂપીફળ મેળવવા માટે જે બીજની રોપણી કરેવી તે: આ બન્ને શબ્દો એકબીજાના પર્યાય રૂપે વાપરવામાં આવે છે.

( ૧૮ ) જૈન સાહિત્ય લેખ સંગ્રહ જુઓ પૃ. ૮૩ થી ૮૬ ( આ તેના કાર્યના અનુક્રમ માટે )

( ૧૯ ) ( જી. એમ. વેલ્સની બનાવેલી શૉર્ટ હિસ્ટરી ઓફ ધી વર્લ્ડઉપરથી ગુ × વ × સો એ બનાવેલ ભાષાંતર પૃ. ૮૦ ) તેના ધર્મોપદેશકો, કાશ્મીર, ઇરાન, સીલોન અને અલેકઝાંડરીઆમાં જઇ પહોંચ્યા=તેનો મુલક હોય તોજ આ પ્રમાણે જઇ શકે ને ? એટલે કે તે દેશો તેણે જીતી લીધા હતા એમ સાબિત થાય છે (સરખાવો પૃ. ૩૧૦નું લખાણ અને ટી. નં. ૧૦૫-૬).

( ૨૦ ) સરખાવો પૃ. ૩૨૭ ઉપરની ઉપાસક શબ્દને લગતું ટીપ્પણ ૧૫

( ૨૧ ) ભ. બા. વૃ. ભાષાં. પૃ. ૧૬૮: અહીં જો કે બન્ને તીર્થોનાં નામ જુદાં પાડી બતાવ્યાં છે. પણ ખરી રીતે તે સમયે બન્ને પર્વતો એકજ હતા. અને તે ઉપર ચડવાનો માર્ગ હાલના જુનાગઢ શહેર પાસે થઇને હતો: એટલે એકજ પર્વત તરીકે નામ આપીએ તો ચાલે ખરૂં, પણ તે પર્વતના જુદાં જુદાં શીંગની ઓળખ જુદાં જુદાં નામે થતી હોવાથી જ અહીં જુદાં નામ આપ્યાં છે. ( જેમ ઉદયગિરિ અને ખંડગિરિનું છે તેમ ) બાકી બન્ને શિખરો તદ્દન જુદા પર્વત તરીકે તો, આ પ્રસંગ બાદ લગભગ બસો વર્ષે=ઇ. સ. પૂ. ૫૭ ના સમયે થઇ ગયા હોય એમ હકીકત નીકળે છે. કે

૨૮૫ જુઓ. ખડક લે. નં. ૮) તે પછી તુરતજ દક્ષિણાપથની દિગ્વિજય યાત્રાએ તે નીકળ્યો. ( મ. સં. ૨૪૩ ની મધ્યમાં ), તે દિશામાં પણ લગભગ અઢી વરસ ગાળી, ઉપર જણાવી ગયા પ્રમાણેનો સર્વ પ્રદેશ પોતાની આણામાં લાવી મૂક્યો. અને મ. સં. ૨૪૪=ઇ. સ. પૂ. ૨૮૩ આખરે અવંતિમાં પાછો આવી પહોંચ્યો. તેવામાં નવો આંધ્રપતિ ગાદીએ આવ્યો. તે યુવાન હતો. આ નૂતન આંધ્રપતિ અને કલિંગાધિપતિ શાત કરણી તરફનો પિત્તો ખસી ગયલો સાંભળી ત્યાં દોડી જવું પડયું. ( ઇ. સ. પૂ. ૨૮૧ ) ત્યાં પણ લગભગ આઠ નવ મહિના રોકાઇ સર્વે પ્રકારે શાંત કરી, ત્યાં ફરીને પાછાં કાંઇ હુલ્લડ કે બખેડા ન થાય તેવો પાકો બંદોબસ્ત કરી સ્વદેશ આવી પહોંચ્યો ( મ. સં. ૨૪૬=ઇ. સ. પૂ. ૨૮૧ ). એટલે સમસ્ત ભારત વર્ષ તથા પશ્ચિમના મુલકની વિજય યાત્રા પૂરી થવાથી, સહર્ષ વધાઇ ખાવા તથા સાથે સાથે આશિર્વાદ મેળવવા પોતાની જનેતાને નમન કરવા તેણીના રાજમહેલે ગયો. પણ માતાએ તો ઓવારણાં લેવાં અને આશિષ દેવાને બદલે ઉલટું મોં મચકોડી આડું જ જોયું.[૨૨] રાજા પોતે આથી ખિન્ન થયો અને માતાજી ને તેમ કરવાનું કારણ પૂછ્યું. માતાએ જણાવ્યું કે હે પુત્ર, તેં અત્યાર સુધી ભલે સારા વિશ્વની પૃથ્વી જીતવામાં વિજય મેળવ્યો છે ખરો. પણ તે તો બધું હિંસામય કાર્ય હતું અને તેથી તેં આ ભવે રાજવૈભવ પામી તારા પૂર્વ ભવની સુકૃત–કરણી ગુમાવી બેસવા જેવું કર્યું છે. એટલે તે વિચારથી હું દીલગીર થઇ છું. માટે જો મને પ્રસન્ન કરવી હોય અને તારૂં પણ આત્મિક કલ્યાણ કરવું હોય, તો આવાં હિંસામય કાર્યથી નિવૃત થા અને શ્રાવક વૃત્ત ગ્રહણ કરી, ધર્મ કરણી કરઃ પોતાની માતાનું આ વચન તેના હૃદયમાં સોંસરૂં ઉતરી ગયું; તુરત માતાને પગે લાગ્યો અને ખાત્રી આપી કે, હવેથી તે પ્રમાણે જ હું કરીશ અને આચરણમાં મૂકીશ. પછી એકદમ ગુરૂમહારાજ પાસે જઇ, શ્રાવકના આઠ વૃતો[૨૩] ગ્રહણ કર્યાં ( જુઓ શિલાલેખ ) મં. સં. ૨૪૬ ની આખર ઘણું કરીને ( અથવા બહુતો મ. સં. ૨૪૬ ની મધ્યમાં) હશે. આ વૃત્તો ગ્રહણ કર્યાં એટલે તે સમ્યક્ત્વ ( બોધિલાભ=શબ્દ પણ જૈન ધર્મમાં સમ્યક્ત્વ ને બદલે વપરાય છે ) ને પામ્યો એમ ગણાય (ખડક લેખ નં. ૮) આ પછી તુરત, તેમના ગુરૂમહારાજ[૨૪] ના વડિલ બંધુનું સ્વર્ગ ગમન થયું.

હવે પોતે જે વૃત્ત ગ્રહણ કર્યું હતું, તેને અમલમાં મૂકવા તરફજ સર્વલક્ષ દેવા માંડયું. પહેલાં તો પોતાનાં ધર્મનાં મંદિરો બંધાવવાના હુકમો કાઢયા અને જૈન ગ્રંથમાં જણાવ્યા પ્રમાણે, દરરોજ એક જૈન મંદિર સમાપ્ત થવાના સમાચાર સાંભળે, ત્યારે જ દાતણ પાણી કરવું એમ ઠરાવ્યું હતું. આ પ્રમાણે નવાં મંદિરો બંધાવવાં

જે સમયે પાદલિપ્તસૂરિએ પાલીતાણા વસાવી, ત્યાંથી શત્રુંજય પર્વત ઉપર ચડવાનો માર્ગ ઠરાવી દીધો. ( જુઓ પુ. ૩ અને ૪ થું )

( ૨૨ ) જુઓ પરિશિષ્ટ પર્વ ભાષાંતર; તથા ભરતેશ્વર બાહુ. વૃતિ ભાષાંતર. મહાન્ સંપ્રતિ પૃ. ૨૨૯

( ૨૩ ) શ્રાવકના વૃત્તો તો ૧૧ છેઃ પણ છેલ્લાં ત્રણ એવા છે કે, તે રાજપદે જે વ્યક્તિ હોય તેનાથી બહુધા, કઠિનતાથી પણ પળાય તેમ નથી, એટલે બાકીના આઠ લીધાં હશે એમ સમજાય છે.

( ૨૪ ) તેમના ગુરૂ મહારાજનું નામ આર્ય સુહસ્તિજી હતુંઃ અને તેમના વડીલ બધું ( સંસારીપણે પણ મોટા ભાઇ થતા હતા તેમ દીક્ષા પણ તેને હાથેજ લીધી હતી અને તેની સાથેજ વિચરતા હતા એટલે દીક્ષાને અંગે પણ વડીલ બંધુ જ હતા ) શ્રી આર્ય મહાગિરિજી હતું : તેમનું સ્વર્ગ અવંતિ પ્રદેશમાં આવેલ ગજેંદ્રપદ નામના એક શિખર ઉપર થયું છે ( સરખાવો નકશો નં. ૧ માં દર્શાણ શબ્દે વિવેચન )

ઉપરાંત, જે પ્રાચીન મંદિરો જીર્ણ કે અવ્યવસ્થિત થઇ દુર્દશાને પામ્યાં હતાં તે બધાંને દુરસ્ત કરી, જીર્ણોદ્ધાર કરી નવાં જેવાં બનાવી દીધાં. તથા આ બધાં નવાં તેમજ જીર્ણોદ્ધાર કરેલ મંદિરો માટે જીન પ્રતિમાઓની જરૂર પડતાં, અસંખ્ય પ્રતિમાઓ, પાષાણની, સોનારૂપાની,[૨૫] પીતળની તેમજ પંચધાતુની ભરાવરાવી[૨૬] અને તે બધાની અંજનશલાકા કરી, ( પૂજવા યોગ્ય કરી ) સર્વે મંદિરો સંપૂર્ણ બનાવ્યાં. આ પ્રમાણે તેણે લગભગ ત્રણ કે સાડા ત્રણ વર્ષમાં સવા લાખ નવાં જીન મંદિરો, સવા કરોડ જીન પ્રતિમાઓ,[૨૭] છત્રીસ હજારનો જીર્ણોદ્ધાર તથા પંચાણું હજાર ધાતુની પ્રતિમાઓ કરાવી હતી.[૨૮] આ પ્રતિમાઓ તેણે સારા સારા ઠેકાણે નકરો લઇને[૨૯] અને અન્ય સ્થાનોએ વિના નકરાએ પણ તદ્દન મફત મોકલાવી દઇ સર્વે જીન-મંદિરોને વિભૂષિત કરાવી નાંખ્યાં. અને જ્યાં ને ત્યાં જીનમંદિર તથા જીન પ્રતિમાની વિપુલતા કરી દીધી હતી. જૈન પ્રથાનું આ પ્રમાણેનું રહસ્ય પાશ્ચાત્ય વિદ્વાનોને ન સમજાયાથી તેમણે શિલાલેખોનો અર્થ ઉકેલવામાં ગોથાં ખાધાં છે અને પોતાની બુદ્ધિ પ્રમાણે તર્ક ગોઠવી, હાસ્યાસ્પદ ભાષાંતરો કરી નાંખ્યાં છે. જેમાંના ઉદાહરણ તરીકે અત્રે એક બે નમુના જ આપીશું.[૩૦] (૧) મહારાજા સંપ્રતિએ જે કેટલીક પ્રાતમા સોનાની ભરાવી હતી તે તેમણે નકરો લઇને[૩૧] સારાંસારાં સ્થળોએ આપી હતી. આનો અર્થ એમ કરી દેવામાં આવ્યો છે કે મૌર્ય રાજાઓને નાણાંની

( ૨૫ ) ( મૌ. સા. ઇ. પૃ. ૧૪૮ ) પતંજલી મહાભાષ્યમાં લખ્યું છે કે मौर्यैर्हिरण्यार्थिभि रच्याः प्रकल्पिताः भवेत्तासु न स्यात् ( પતંજલિ મહાશય તુરત જ ૨૫) વરસે થયા છે એટલે તેમનો અભિપ્રાય વજનદાર જ ગણાય ) ધનકી ઇચ્છા રખનેવાલે મૌર્યોને પૂજાકે લિયે મૂર્તિયાં બનવા કર એકત્રિત કીએ; જ. રો. એ. સો. ૧૮૭૭ પુ. ૯ પૃ. ૨૦૭ અને પછી.

( ૨૬ ) પ્રતિમાઓ બનાવનાર તેમજ તેની પ્રતિષ્ઠા કરાવનાર પોત પોતાની પ્રશસ્તિ ટૂંકમાં, પ્રતિમાજીની પલાંઠી નીચે કે પૂંઠે કોતરાવે છે: પણ સંપ્રતિએ તો આત્મપ્રશંસાના લીધે પોતાનું નામજ કયાંય લખાવ્યું નથી ( જૈ. સા. લે. સં. પૃ. ૮૯ ):

તેના શિલાલેખો વિગેરેમાં પણ આ કારણથી જ પોતાનું ખરૂં નામ જણાવ્યું નથી.

( સરખાવો નીચે ટી. ૪૦. તથા ૪૧. )

( ૨૭ ) નીચેની ટીકા ૨૮ તથા ૩૨ જુઓ

( ૨૮ ) જૈ. સા. લે. સં. પૃ, ૮૯ અને ટીકા પૃ. ૧૨૭ તથા કલ્પસૂત્રવૃત્તિ જુઓ (संप्रतिनामाऽभूत । स च जातमात्र एव पितामहदत्तराज्ये रथयात्रा-प्रवृत्त श्रीआर्यसुहस्तिदर्शनाज्जातजातिस्मृतिः सपाद-लक्षजिनालय—सपादकोटी नवीनबिंब—षट्त्रिंशत् जीर्णोद्धार-पंचनवतिसहस्रपित्तलमयप्रतिमाऽनेक शत-सहस्रसत्रशालादिभिर्विभूषितां त्रिखंडामपि मही-मकरोत् ( વિનયવિજયજી કૃત કલ્પસૂત્ર અને ટીકા પૃ. ૧૨૭ )

આ ખડકલેખો નો ભાવાર્થ કેમ ઉકેલવો તેની સમજૂતિ. (જરા આગળ ઉપર જુઓ.)

( ૨૯ ) ટીકા નં. ૩૧ જુઓ.

( ૩૦ ) એવાં તો અનેક દષ્ટાંતો છે પણ તે સર્વેનો નિર્દેષ કરવો અત્ર અસ્થાને છે. સંપૂર્ણ માહિતીની ઇચ્છા ધરાવનારે મારા તરફથી બહાર પડનાર સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર જોવું.

( ૩૧ ) ધર્મકાર્ય કરવાનો દરેક ભકતને ઉમંગ અને હોંશ હોય જ: પણ લાગવગવાળા કે પૈસાવાળાને જ પોતાની પ્રતિષ્ઠા કે સત્તાના જોરે અથવા વગવસીલાથી તે ધર્મ કાર્યો કરી જવાનો જો લાભ-લ્હાવો મળે તો મધ્યમ સ્થિતિના લાગવગ વિનાના કે ગરીબ માણસોને તેવો લાભ કયારે મળે ? માટે જૈન સંઘમાં એવો રિવાજ સર્વત્ર પ્રવર્તે છે કે, તે તે ધર્મકાર્ય કરવા માટે ઉછામણી બોલાવવી. અને જે વધારે બોલે-દામ આપે -તે તે ધર્મ કાર્ય કરીને પોતાને ધન્ય ધન્ય માને. બીજો એમ પણ રિવાજ છે કે, આવી ઉછામણી ન કરતાં અમુક લાગો અમુક કાર્યને માટે ઠરાવ્યો હોય

તાણુ પડવાથી તેમણે પોતાના ઇષ્ટ દેવોની સોનાની મૂર્તિઓ વેચી નાંખી હતી.[૩૨] તેમજ (૨) તેણે અસંખ્ય જૈન મંદિરો તથા પ્રતિમા ભરાવી બધાની વિપુળતા કરી નંખાવી હતી. આ હકીકત તેમણે પોતાના નાનો ખડક લેખ નં. ૧ માં લખી છે. જ્યારે તેનો અર્થ જુદા જુદા વિદ્વાનોએ ભિન્ન ભિન્ન રીતે કર્યો છે.[૩૩] પણ તેમ કરવામાં તે દરેક જણે પોતે અનિશ્ચિત

તે લાગો ( તેનું દામ ) ભરે, એટલે તે કાર્ય કરવાની તેને પરવાનગી મળે. આવા લાગાને " નકરો " કહે છે. આવી જ રીતે પ્રતિમા કોઇને જોઇતી હોય તો, નકરો ભરીને જયાં વધારે પ્રતિમા હોય ત્યાંથી પોતાના સ્થળે લઇ જવાય છે. આનો અર્થ એમ નથી થતો કે, તે પ્રતિમા વેચાતી લીધીઃ ખરી રીતે નકરો તે કાંઇ, ખરૂં મૂલ્ય જ નથી. ' નકરો ' નો વ્યુત્પત્તિ પ્રમાણેનો અર્થ તો, ન+કર=કર રૂપે નહીં. પણ મરજીથી અથવા ઇચ્છાથી જે કર=નાણું લેવામાં આવે તે: અને જ્યારે મરજીયાત વાત થઇ, ત્યારે પોતાની રાજીખુશીથી કોઇ વધારે નાણું તો આપે જ નહીં, એટલે જે હેતુસર તે ઠરાવ કરવાની જરૂરિયાત ઉભી થઇ હતી, તે નિર્મૂળ થઇ જતો દેખાયો. છતાં જ્યાં સુધી ધર્મ કાર્ય માટે બહુ નાણાંની જરૂરિયાત નહતી ત્યાં સુધી તો મરજીયાત ધોરણુ ચાલુ રહ્યું હશે. પછી સમય બદલાતો ગયો તેમ આ મરજીયાત ધોરણમાં ફેરફાર કરી કાંઇક નીયમન યોજાયું. એટલે 'નકર' કે 'નાકર' શબ્દને બદલે 'નકરો' યોજાયો હોય એ સંભવિત છે. આ નવીન શબ્દનો અર્થ એમ થાય છે કે-ફેરફાર ન કરો-જે ઠરાવ કરવામાં આવે તે પ્રમાણે વર્તો. તેમાં મરજી પ્રમાણે કોઇથી વર્તાવ કરી શકાય નહીં પણ સમસ્ત સંઘ-સમુદાયે નકકી કરી આપેલ ધોરણ પ્રમાણે સ્વેચ્છા પૂર્વક નાણું આપો. એટલે કે આમ ઠરાવવામાં ઇચ્છા પણ આવી, તેમ જોર જુલમ પણ ન થયો, તેમ નૈતિક બંધન જેવું પણ થયું.

( ૩૨ ) જુઓ જ. રો. એ. સો. ૧૮૭૬ પુ. ૯ પૃ. ૨૦૭ અને આગળ-સંપ્રતિએ ઘણી પ્રતિમાઓ ભરાવી છે એમ પ્રો. વેબર, અને પ્રો. ગોલ્ડસ્ટુકર, અને ભાંડારકર આદિના શબ્દો ઉપરથી દેખાય છે. તેમણેતિઓએ Gods of the Mauryas, saleable images, idols etc=મૌર્યના દેવો, વેચવા લાયક મૂર્તિઓ, પ્રતિમાઓ ઇત્યાદિ શબ્દો વાપર્યા છે. વળી મિ. થોમસ લખે છે કે-" The multitudinous images of the Mauryas, which were so easily reproduced in the absolute repetitive identity and so largely distributed as part and parcel of the creed itself=મૌર્ય પ્રજાની પુષ્કળ દેવમૂર્તિઓ કે જેની સ્વતંત્ર રીતે અને વારંવાર હુબહુ નકલ કરીને સહેલાઇથી ( અન્ય મૂર્તિઓ ) બનાવી શકાતી હતી, તેમજ તે ધર્મના એક અંગ અને અંશ તરીકે તેનો એટલો બધો ફેલાવો કરી શકાતો હતો " ( ઉપરનું ટી. ૨૮ જુઓ. )

( ૩૩ ) રામા. અ. પ્રસ્તાવના પૃ. ૩:—" He announced that the gods and the human devinities worshipped in Asia ( Jambudvipa ) were false=તેણે ( અશોકે-સંપ્રતિ શબ્દ આપણે ગણવો ) ઘોષણા કરાવી કે, એશિયામાં (જંબુદ્વીપમાં ) જે દેવો અને મહાપુરૂષોની પૂજા કરવામાં આવે છે તે બધું મિથ્યા છે.

કે. હિ. ઇ. પૃ. ૫૦૫:-" The people in Jambudvipa, who had remained unassociated with the gods, became associated with the gods=જંબુદ્વીપમાં દેવો સાથે પ્રજા મિશ્રિત થયા વિના પડી રહી તે મિશ્રિત બની ગઇ "

રા. કુ. મુ. પૃ. ૧૧૧ ના ટીપણમાં આ હકીકતના અર્થ બે રીતે સૂચવે છે. ( ૧ ) Within this interval in Jambudvipa, men who 'were unmingled with gods' ( i. e. had no gods or no religion ) came to be 'migled with gods' ( i. e. became religious or worshipper of gods ) "=અત્યાર સુધી જંબુદ્વીપમાં જે માણસો દેવની સાથે ભળેલા નહોતા ( એટલે કે જેઓ દેવ કે ધર્મથી વિહિન થયા હતા ) તેઓ હવે દેવ સાથે ભળી ગયા હતા ( એટલે કે ધર્મ પ્રત્યે પ્રીતિવાન થયા. દેવભક્ત થયા ) અને ( ૨ ) Within this interval in Jambudvipa, men whose gods were disunited, had

અને શંકાશીલ હોવાનું ખુલ્લાં દીલથી જણાવ્યું છે. જ્યારે તેનો ખરો ભાવાર્થ એમ છે કે અત્યાર સુધી સારા જંબુદ્રીપમાં, પ્રજાજનોમાં જે અન્ય મિથ્યાદૃષ્ટિ દેવદેવીઓની માનતા, આખડી, બાધા તથા તેમની મૂર્તિઓની સ્થાપ્ના, પૂજા, આરતી, યજ્ઞ, વિગેરે વધી પડયાં હતાં, તે સર્વે વસ્તુઓ ( મહારાજા પ્રિયદર્શનના ધમ્મમહામાત્રોના પુરૂષાર્થથી) લોકોએ પોતાને ખરો ધર્મોપદેશ લાગવાથી, ત્યજી દીધી હતી[૩૪]; અને સમ્યગ્દૃષ્ટિ ઉત્પન્ન થવાથી ખરા જીનદેવની આરાધના ત્રિવિધે ( મન, વચન અને કાયાથી ) કરવા લાગ્યા હતા.

જૈન ગ્રંથની આ હકીકતોથી જે કેટલાય અપરિચિત કે કમપરિચિત છે તેઓ, તેમજ બીજા ઓ કે જે ધર્મદ્રેષી કે ધર્માંધ માણસો છે તેઓ, તેવી હકીકતને ટાઢા પહોરના ગપ્પાં તરીકે લેખી કાઢે છે તથા આક્ષેપ મૂકે છે; તેઓને આ બધી હકીકતની ખુદ સંપ્રતિ મહારાજનાજ બનાવેલ શિલાલેખોથી જ્યારે સંપૂર્ણપણે સાથ હોવાની પ્રતીતિ થાશે, ત્યારે પોતાના વિચારો ફેરવી જૈન ધર્મના ગ્રંથોને પ્રમાણિકતાની છાપ મારી તેને માટે તથા તેમાં વર્ણવાયેલી આખ્યાયિકાઓ માટે જરૂર વિશેષ માન મરતબો ધરાવતા થશે એમ મારૂં માનવું થાય છે. આ પ્રમાણે પોતાના આત્મિક કલ્યાણ માટે પ્રથમ મૂળભૂત જીનમંદિર અને જીનપ્રતિમા બનાવરાવવાનું ધર્મકાર્ય સંપૂર્ણ થવા આવ્યું હતું, મ. સં. ૨૪૯ આખેરીએ કે ૨૫૦ ની શરૂઆતમાં=ઈ. સ. પૂ. ૨૭૭ માં. આમ પોતાના આત્મ કલ્યાણ માટેની આ એક પ્રકારની પ્રવૃત્તિ આદરવામાં જ સર્વ સમય તેણે ગાળી નાંખ્યો હતો એમ નહોતું. પણ એક બાજુ, જેમ ઉપર પ્રમાણે મંદિરો વિશેની પ્રવૃત્તિમાં ગુંથાયો હતો તેમ બીજી બાજુ જન કલ્યાણના સુખ માટેની અન્ય પ્રવૃત્તિઓ પણ હાથ ધર્યે ગયો હતો. એટલે તેણે જગો જગોએ દાનશાળાઓ,[૩૫] ભોજનશાળાઓ[૩૬], ઔષધ શાળાઓ, પાંજરાપોળો, વટેમાર્ગુઓ માટે ધર્મ શાળાઓ બંધાવવા માંડી. તેમજ ભારબરદારી પશુઓને રાહત મળે તથા વહન કરતાં કરતાં માર્ગનો શ્રમ ન જણાય, માટે રસ્તા ઉપર બન્ને બાજુ, છાયા આપે તેવી મોટી મોટી ઘટા કરનારાં વૃક્ષો રોપાવી દીધાં હતાં. પીવાનું પાણી દરેક મનુષ્ય તથા પશુને સુલભ થાય તે માટે કુવા, વાવ, તળાવ આદિ બંધાવવાના[૩૭] હુકમો પણ છોડી દીધા હતા. તેમજ અવરજવર કરવા માટે પાકા રસ્તાઓ બનાવરાવ્યા તથા જૂના હતા તેને સમરાવી મૂકયા.

જે જે માર્ગે પ્રાણીઓની હિંસા થતી જણાઇ, તેને—જેવાકે શિકારખાનાં, કતલખાનાં

become men whose gods were united; in other words, the strife of gods and their worshippers ( i. e. of the jarring sects ) had largely ceased in the country =અત્યાર સુધી જંબુદ્રીપમાં જે માણસો દેવથી છૂટા હતા તે હવે દેવ સાથે જોડાઇ ગયા. એટલે કે, દેવ અને તેમના ભકતો વચ્ચેનો કજીયો ( મતભેદ ધરાવતા વાડા મંડળો) મોટા ભાગે દેશમાંથી નાબૂદ થયો હતો."

( ૩૪ ) ઉપરની ટી. નં. ૩૩ જુઓ.

( ૩૫ ) એક રંક તરીકે પૂર્વભવનો પોતાનો અનુભવ નજરમાં રાખી, ભિક્ષુકને પડતી હાડમારીનો વિચાર આવતાં, આ બાબતની જરૂરિઆત દેખાઇ આવતી હતી. (જુઓ સ્તંભ લેખ નં. ૭ આ કારણથી જ પોતાના સગાંઓને પણ સાધુદાનની ભલામણો કર્યે ગયો છે.) વળી નીચેની ટી. ૩૬ જુઓ.

( ૩૬ ) મહાન સંપ્રતિ પૃ. ૨૨૯ "પોતાના ભિક્ષુક તરીકે પૂર્વ ભવનાં દુ:ખો યાદ આવવાથી દુ:ખી. ગરીબો, અપંગોને શું શું દુ:ખ ભોગવવાં પડતાં હશે, તેનો ખ્યાલ લાવી નગરમાં ચારે દ્વારે ભોજનશાળાઓ સ્થાપી. " આ પ્રમાણે દાનશાળા, ભોજન શાળા, પાંજરાપોળો, વગેરે સંસ્થાઓ પ્રાચીન સમયે જૈનધર્માનુયાયીઓ નભાવતા હતા તેના શિલાલેખી પુરાવાઓ મળી આવ્યા કહેવાય.

( ૩૭ ) સ્તંભ લેખ નં. ૫ અને ૭ જુઓ.

સાઠમારીઓ, જનાવરોને ખસી કરવાની ત્રાસ પમાડતી વૃથાઓ–માર્ગો બંધ પડાવી દીધા. વળી જે રસ્તે મનુષ્યની નીતિને ધક્કો પહોંચતો દેખાયો તેવા રસ્તાઓથી તેમનું ધ્યાન ફેરવવા એવા સમાજો[૩૮] અને પરિષદો ભરાવવાનું શરૂ કરી દીધું કે જ્યાં તેઓ નિર્દોષ દશ્યો જુએ અને આનંદમાં વખત પસાર કરે. ( ખડકલેખ જુઓ. ) ઇ. ઇ. મતલબ કે જ્યાં જ્યાં તેની નજર પહોંચી શકે કે આમ આમ કરવાથી મનુષ્યમાત્રનું તથા પશુમાત્રનું પણ કલ્યાણ સાધી શકાશે, ત્યાં ત્યાં તેવી યોજના તથા સાધનો વસાવવામાં પોતાનો પુરૂષાર્થ ફેરવવામાં જરા પણ કોતાહી રાખી નહીં.

આમ દરેક રીતે મનુષ્યોને તથા પશુઓને પણ રંજીત કરવા માટે ;તેમજ તેમની જીંદગી આરામથી–સુખથી–નિર્વહન થાય તે માટે ભાત ભાતના માર્ગો શોધી તે સર્વે પુરા પાડયે ગયો હતો. આ પ્રમાણે પ્રાણીમાત્રનાં જીવન આલ્હાદમય બનાવવાનાં સાધનો પૂરા પાડતાં પાડતાં લગભગ·ત્રણેક વર્ષો વીતી ગયાં (ખડકલેખ જુઓ.) મ. સં. ૨૫૦ ની સાલ આખરી (રાજ્યાભિષેકને ૧૪ મું વર્ષ બેસવા આવ્યું ) આવી પહોંચી. એટલે મનમાં એમ ઉર્મી ઉગી આવી કે, સારાયે ભારત વર્ષને માટે જ્યારે આ પ્રમાણે હું કહી રહ્યો છું, ત્યારે જંબુદ્વીપ કે જેના આખાય ભાગમાં જૈન ધર્મનો પ્રચાર આ પૂર્વે થઇ રહ્યો હતો, ત્યાંના મનુષ્યો પણ મારા સહધર્મી તો ગણાય જ. ભલે અત્યારે તે, અવળા માર્ગે ચડી ગયા છે, અથવા તો જૈન ધર્મથી વિમુખ થઇ ગયા છે તો તેથી શું મારી ફરજ નથી કે તેમને પણ ખરા માર્ગે દોરૂં ? આ વિચાર સ્ફુરવાથી હિમાલયનો પ્રદેશ[૩૯] અને તેની ઉત્તરેથી માંડીને મધ્ય એશિઆમાં[૪૦] જ્યાં તારકંદ સમરકંદ અને મર્વ શેહેરો આવ્યાં છે અને જ્યાં મેરૂપર્વતની ચુલિકા હોવાનું ધરાય છે, ત્યાં સુધીનો સઘળો પ્રદેશ જો બનીશકે તો પોતાની રાજસત્તા નીચે લઇ પોતાનો જૈન ધર્મ ત્યાં ફેલાવવા નિરધાર કર્યો. એટલે તે બાજુ પોતાના કદમ લંબાવવા ઉદ્યમશીલ થયો.[૪૧] સૌથી પ્રથમ નેપાળ સર કર્યું. ત્યાંનો બંદોબસ્ત જાળવવા પોતાના જમાઈ દેવપાળને મૂકી તિબેટ અને ખોટાન તરફ વધ્યો. તે જીતી લઇ પોતાના પુત્ર (ખરૂં નામ શું હશે તે જણાયું નથી પણ તિબેટ ગ્રંથકાર પંડિત તારાનાથના પુસ્તકમાં જે જણાવ્યું છે તે) કુસ્થન ને ત્યાં મૂકયો. (એમ સમજાય કે આ સમયે ચિનાઇ શહેનશાહે, બીકના માર્યા દીવાલ ચણાવવી શરૂ કરી હશે. ઇ. સ. પૂ. ૨૭૬–૭=મ. સં. ૨૫૧[૪૨]. ઉપર જણાવ્યા પ્રમાણે પ્રદેશો જીત-

( ૩૮ ) હાથીગુફાના શિલાલેખમાં ચક્રવર્તી ખારવેલે પણ આવા સમાજોની પ્રવૃત્તિ આદરી હતી તે લખાણ સરખાવો. ( આ પરિચ્છેદે આગળ જુઓ )

( ૩૯ ) આ કથનથી સમજાશે કે હિમાલયની ઉત્તરે તિબેટ, ખોટાન, વિગેરે દેશ તરફ તેણે જે પ્રયાણ આદર્યું હતું તે કેવળ મુલક જીતવા નહોતું પણ ધાર્મિક ભાવનાથી તે કાર્ય ઉપાડયું હતું. અને તેથી જ તેને ચીનદેશ જીતવા તરફ મનોવૃત્તિ થતી નહોતી, તેમ થઇ પણ નહોતી. ( સરખાવો ઉપરમાં પૃ. ૩૧૮ થી ૩૨૦ સુધી દર્શાવેલ સર્વ હકીકત તથા તેની ટીકાઓ માં જણાવેલ વિચારો )

( ૪૦ ) આવા ઉમદા હેતુથી તેણે હિમાલયની ઉત્તરના દેશો જીતવા માટે જીવ ઉપર લીધું હતું. નહીં કે પૃથ્વી જીતી પોતાની નામના મેળવવા ખાતર. ( હવે વાંચકને ખ્યાલ આવશે કે, શા માટે તેણે કોઇ પણ પોતાની કૃતિમાં કયાંય પોતાનું ખરૂં નામ જણાવ્યું નથી ) તેમ ચીન ઉપર ચડાઇ કરવાનું મન પણ તેને નહોતું. તેમાં પણ આવુંજ નિર્મમત્વ કારણરૂપ હતું. ( સરખાવો ઉપરની ટીકા નં. ૪૦ તથા નં. ૨૬ તેમજ તેને લગતાં લખાણ ).

( ૪૧ ) નિગ્લિવ અને રૂમિન્દિઆઇનાં સ્થળોની મુલાકાત પણ આ કારણનેજ આભારી છે એમ ગણવું.

( ૪૨ ) પૃ. ૩૧૪ ની ટી. નં. ૧૨૦ જુઓ. રૂ. ઇ. સી. અશોક ૮૧; જ. બો. બ્રે. રો. સો. પુ. ૨૬

વાનો તેનો લોભ તો ક્યારનોએ (શ્રાવક વૃત્તો લીધાં પછી તો તદ્દન નિર્મૂળ થઇ ગયો હોવો જોઇએ) જતો રહ્યો હતો. એટલે પોતાનું લક્ષ ચીન તરફ નદોરવતાં, તાસ્કંદ સમરકંદ અને મર્વ સુધી પહોંચી, મનની આકાંક્ષા પુરી કરી, ઓક્સસ નદીના માર્ગે ચોન પ્રદેશ (જેને હાલ બેકટ્રીઆ કહેવાય છે.) અને હિંદુકુશ પર્વતના ઘાટોમાંથી કાસ્મિર રસ્તે[૪૩] પાછો હિંદ આવવાનું થયું હતું એટલે રસ્તે આવતાં સર્વે પ્રદેશ પોતે કબજે કરતો આવ્યો. આ યાત્રામાં પણ લગભગ તેને ત્રણ વર્ષનો સમય થઇ ગયો દેખાય છે. (મ. સં. ૨૫૪=ઇ. સ. પૂ. ૨૭૩) હિંદમાં આવીને પ્રથમ જ્યાં જ્યાં તેણે ધમ્મ મહામાત્રા મોકલ્યા હતા ત્યાંથી તે બધાના રીપોર્ટો મેળવી કેટલું કેટલું કામ તેઓએ કર્યું હતું અને તેમાં પોતાના મનમાં ઠરાવેલ ધોરણના પ્રમાણમાં કેટલી ફતેહ મળી હતી તે બધાનો તોલ કાઢી, સંતોષ મળતાં પાછા ફરીને તે પ્રદેશોમાં તેમજ, પોતાની સત્તામાં આણેલ નવા મુલકોમાં પણ ધર્મ પ્રચાર અર્થે ધમ્મ મહામાત્રા મોકલી આપ્યા. (આમ આપણે તેના જીવનમાં જોઇશું, તો તેને અઢી અને ત્રણ વર્ષનો આંકડો જ્યાં ને ત્યાં શુકનવંતો નીવડયો હોય એમ જણાય છે. એટલે ધમ્મમહામાત્રાને પણ ત્રણ ત્રણ વર્ષ માટે જ કેમ નિમણુક કરતો હોય એમ આભાસ આપણને ઉત્પન્ન થાય છે. (જુઓ ખ. લે નં. ૩) આવી રીતે પોતાનો સઘળો પુરૂષાર્થ ધર્મ પ્રચારમાં, તથા રાજ્ય વ્યવસ્થાને મજબૂત બનાવવામાં ગાળ્યો. તેમાં બીજા ત્રણ વર્ષ થવા આવ્યાં. મ. સં. ૨૫૪ થી ૨૫૭=ઇ. સ. પૂ. ૨૭૩ થી ૨૭૦. ત્યાં તેમના દાદા સમ્રાટ અશોકનું મરણ થયું (મ. સં. ૨૫૭=ઇ. સ. પૂ.[૪૫] ૨૭૦)

ધર્મપ્રચારમાં જેણે મનુષ્યની તેમજ પશુની અરે કહો કે—પ્રાણી માત્રની જીંદગી કેમ સુખી નીવડે તે દૃષ્ટિબિંદુ લક્ષમાં રાખીને કામ લીધું હોય, તે વ્યકિત પોતાના રાજ્ય અમલમાં પણ કોઇ જાતની હાડમારી કે દુઃખ પોતાની પ્રજાને પડે, તે દૂર કરવા માટે પોતે ઉદાસીન વૃત્તિ દાખવે કે આંખ આડા કાન કરે, તેમ તો બની શકેજ નહીં. તેવી કલ્પના પણ આપણે કરી ના શકીએ. કહેવાની મતલબ એ છે કે, ધર્મપ્રચાર કરવાની સાથે સાથે તેમણે રાજ્યકારભારમાં પણ એવી જ સુવ્યવસ્થા કરવાને જરાપણ પાછીપાની કરી નહોતી. એટલુંજ નહીં પણ વળી એમ સમજી શકાય છે કે, આ ધમ્મમહામાત્રાઓને પણ કેટલીક સત્તા સોંપી હતી; કે જેથી તેઓ પણ ધાર્મિક હૃદયવાળા હોઇ, પ્રજાની હાડમારી અને દુઃખ સાંભળી, ઘટતો નીકાલ કરી, રાજ્યધૂરા ચલાવવામાં મદદરૂપ થઇ પડે. આવી રીતે રાજ્યકારભાર તેમજ ધર્મપ્રચાર આ બંને કાર્યો

---

(૧૯૨૧-૩ નું) પૃ. ૨૬૫-૨૭૩ માં ઇ. સ. પૂ. ૨૧૭ લખી છે; એટલે કે શહેનશાહપદ ઇ. સ. પૂ. ૨૨૧ માં (જુઓ ઉપર પૃ. ૩૧૮ તથા ટીકા) અને દીવાલ ઇ. સ. પૂ. ૨૧૭ માં એટલે ચાર વર્ષ બાદ છે. જ્યારે આપણી ગણત્રીએ શહેનશાહપદ ઇ સ. પૂ. ૨૭૮ છે એટલે દીવાલની સાલ ઇ. સ. પૂ. ૨૭૪ માં આવે.

આ દીવાલ ચણાવવામાં જે મજુરોની સંખ્યા (અશોકે ૭ લાખ માણસથી કામ લઇ ત્રણ વરસમાં પૂરી કરાવ્યાનું નીકળે છે.) રોકાઇ હતી તથા જે ટુંક સમયમાં તે પૂરી કરી હતી તે ઉપરથી માપ કાઢી શકાશે કે, મહારાજા સંપ્રતિનું સામર્થ્ય કેવું હતું અને ચીનને કેવી દહેશત લાગી હતી. (સરખાવો પૃ. ૩૧૯ નું લખાણ).

(૪૩) આ મુલકોમાં તેનો વિચાર મુખ્યપણે જૈનધર્મ પ્રચારનો હતો. તેને રાજતરંગિણિકારના તથા મિ. થોમસના શબ્દોથી પણ ટેકો મળે છે. (આ માટે ઉપર પૃ. ૩૦૬; તથા ધર્માશોક અને જાલૌકના પરિશિષ્ટો જોડયાં છે તે જુઓ.)

(૪૪) ઇ. એ. પુ. ૩૭ પૃ. ૩૪૨: ખડક લેખ નં. ૫ અને ૧૩.

(૪૫) ૨૫૬ વર્ષ બાદ=૨૫૬ વિયુથ. એટલેજ ૨૫૭ માં (જુઓ સહસ્રામનો ખડકલેખ).

તેણે એવી તો ઉત્તમ રીતે ગોઠવ્યાં હતાં, કે કોઇ પ્રજાજન ઉપર જોરજુલમ કે દમન બનતાં સુધી કોઇ–નાના શું કે મોટા શું–અમલદાર તરફથી ગુજારવામાં આવેજ નહીં. અને જો તેમ થાય તો તેની વહાર કે દાદ ફરિયાદ પણ વિના વિલંબે અને બનતી સગવડતાથી પ્રજાજન ખુદ પોતાના કાન સુધી પહોંચાડી શકે, ત્યાં સુધી પણ વ્યવસ્થા કરવાને ચૂકયો નહોતો.[૪૬] મતલબ કે તેની બધી કાર્યવાહી પ્રજાના ઐહિક તેમજ પારલૌકિક સુખમાં બાધારહિત–બલ્કે ઉત્તેજક રીતે–પ્રવૃત્તવંતી થતી હતી. અને તેથીજ તે અનુપમ બની, ત્યાર પછીના રાજ્યકર્તાઓને અનુકરણીય નીવડી હોય તો ખોટું પણ નથી, તેમ આશ્ચર્યજનક પણ નથી.

વિશેષ ખૂબી તો તેનામાં એ હતી કે, પોતે પોતાના ધર્મના પ્રસ્તાવ માટે, તેમજ પ્રચાર અને વિસ્તાર માટે, આટલો બધો ઉત્કંઠિત અને અધીર હતો, છતાં પોતે દરેકના ધર્મ પ્રત્યે એટલી બધી સહિષ્ણુતા ધરાવતો હતો કે એક પણ પ્રજાજન ઉપર ધર્મને બહાને હેરાનગતી થઇ હોય તેવો દાખલો નોંધાયો નથી. ઉલટું એક વિદ્વાન[૪૭] એટલે સુધી અભિપ્રાય ધરાવે છે કે–તેના પોતાનાજ શબ્દોનું અવતરણ કરીશ–" પોતે ( મહારાજા સંપ્રતિ ) ધર્મી હોવા છતાં અશોક કે સિદ્ધરાજની માફક ધર્માંધ નહોતો. તેણે ધર્મને માટે તેથી તલવાર ઉપાડી નથી તેમજ કોઇ પણ ઇતર મંદિરોની ધ્વજા પણ ઉતરાવી નથી. તેણે પ્રેમથી બીજા રાજાઓને અને પ્રજાને પણ જૈનધર્મ સ્વીકારાવ્યો હતો. " આવી તેની ધર્મ સહિષ્ણુતા સાબિત[૪૮] કરતી હકીકત આપણને શિલાલેખ પણ પૂરી પાડે છે. (જુઓ તેના ખડકલેખ) તેમાં લખ્યું છે કે, અનેક " પાખંડીઓ "[૪૯]=અન્ય મિથ્યાત્વી ધર્મીઓ તે

( ૪૬ ) જુઓ તેના ખડકલેખનું રહસ્ય.

( ૪૭ ) પંડિત જીનવિજયજી–જે હાલ ભારત વર્ષના કવિ સમ્રાટ સર ટાગોરના પ્રખ્યાત વિદ્યાલય–શાંતિ નિકેતનમાં એક શાખા–પુરાતત્વના આચાર્ય તરીકે કામ કરે છે, તેમણે પોતાના રચેલા જૈન સાહિત્ય લેખ સંગ્રહનામે પુસ્તકમાં પૃ. ૮૬ ઉપર લખ્યું છે.

( ૪૮ ) તેના યુવરાજ અને ગાદીવારસ વૃષભસેનની ધાર્મિક કાર્યો પરત્વેની રાજ્યનીતિ સાથે સરખાવો ( તેનું જીવનચરિત્ર ભાગ ત્રીજામાં જુઓ )

( ૪૯ ) અન્યધર્મીઓ પણ કહેવાનો હેતુ હશે. ઉપરાંત એમ પણ જણાય છે કે, આ વખતે જૈન ધર્મમાં પણ બે પક્ષ મુખ્ય પણે થવા જેવા હતા. જ્યાં સુધી આર્ય સુહસ્તિજીના વડીલ બંધુ આર્ય મહાગિરીજી હૈયાત હતા (તે કલ્પાતીત વિધિના પક્ષકાર હતા) ત્યાં-સુધી જેને પોતામાં ભળવું હોય તે સાધુઓ માટેની દિગંબર અવસ્થામાં ફેરફાર કરવા માંગતા નહીં. પણ આર્ય સુહસ્તિજી સુધારક વિચાર વાળા તેમ જ દ્રવ્ય, ક્ષેત્ર, કાળને અનુસરીને ફેરફાર થવો જોઇએ તેવા મતના તેમજ, જો સાધુઓએ વસતિમાં રહેવું જ હોય તો, દિગંબર વેશ ત્યજી, અમુક પ્રમાણમાં વસ્ત્ર ધારણ કરવા જોઇએ તેવા મતના હતા, વળી તે વસ્ત્ર સાધુએ શ્વેત રંગનું રાખવું એમ ઠરાવ્યું હતું જો કે આ વસ્ત્ર-પ્રથા તો શ્રી મહાવીર સ્વામીના સમયથી ચાલ્યે જ આવતી હતી ( જેમ સાધુનું ચારિત્ર નિષ્કલંક ગણાય તેમ કપડું પણ નિષ્કલંક એટલે ઉજ્જવળ વર્ણનું ) તેથી આર્ય સુહસ્તિજીનો પંથ શ્વેતાંબર મનાવવા લાગ્યો હતો. સંપ્રતિ મહારાજ તેમના અનુયાયી હતા: એટલે તે મત સિવાયના કોઇ ધર્મોપદેશક હોય તેમને પણ કદાચ પાખંડી=( વિપરીત પ્રરૂપણા કરનાર ) કહેવાનો ભાવાર્થ હોય. વળી આચાર્ય શ્રી સુહસ્તિજીની હૈયાતીમાં હોય કે તે બાદ હોય પણ શ્વેતાંબર મતના સાધુ સાધ્વીમાં અનેક શાખાઓ, પ્રશાખાઓ પડી ગઇ હતી. ( જુઓ પરિ. પર્વ: સે. બુ. ઇસ્ટ પુ. ૨૨ ) વધારે સંભવ, તેમના અસ્તિત્વમાં તેમજ સદ્દગત થયા પછી એમ બન્ને વખતે થયું લાગે છે. અલબત્ત હૈયાતીમાં તેમનો પ્રભાવ વિશેષ હોવાથી થોડા પ્રમાણમાં, પણ સદ્દગત થયા પછી મોટા પ્રમાણમાં શાખાઓ ઉભી થઇ હશે. એટલે આવી શાખા પ્રશાખા માટે પણ આ શબ્દ ( પાખંડ ) વપરાયો હોય. આર્ય-મહાગિરિજીના સ્વર્ગગમન બાદ તેમના અનુયાયીઓ પાછા પોતાના સિદ્ધાંતમાં કાંઇક મોળા પડી ગયા હતા. જો કે તેમનો પરિવાર આર્ય સુહસ્તિના

વખતે ઉભા થયા હતા તેમજ અગાઉથી ચાલ્યા આવતા હતા, છતાં કોઇને પોતાનો ધર્મત્યાગ કરવાની ફરજ પાડી નથી. પણ તેઓ પ્રજાને સમજાવી ઉપદેશ આપીને પોતાનું પ્રચારકાર્ય સાધી શકે તેવી પરવાનગી આપી છે. પણ જો તેમ કરતાં જોહુકમી ચલાવતા દેખાયા તો, તેવા જોહુકમી અથવા દોર ચલાવનારને શ્વેત વસ્ત્ર પહેરાવાશે તથા અમુક શાસન કરવામાં આવશે એમ જણાવ્યું છે. આ ઉપરથી સાબિત થાય છે કે જેમ તે ઇતરધર્મીઓને પોતપોતાના ધર્માનુસાર વર્તવાને છૂટ આપતો હતો, તેમ પોતે જૈનધર્મી–દયાળુ હૃદયી–હોવા છતાં, જરૂર પડયે કડક પણ થઇ શકતો હતો. એટલે કે કોઇની ધમકી કે ડરામણીની પરવા કર્યા વિના ગુન્હેગારને ઘટિત શિક્ષા કરવા જરા પણ આંચકો ખાતો નહીં. આવી વૃત્તિ તેના પ્રજાજન ઉપર હતી એટલું જ નહીં, પણ તેના ખંડિયા રાજાઓ તરફ પણ તેવીજ સ્વતંત્રતાથી[૫૦] કામ લેતો. એક સમયે તેણે સર્વેને અવંતિમાં આમંત્રિત કરીને જણાવ્યું હતું કે, હું તમારી ખંડણીથી, સેવાથી, કે અન્ય કાર્યથી જેટલો ખુશી થઇશ તેના કરતાં, તમો સર્વે પોતપોતાના દેશમાં મારા ધર્મનો ઉપદેશ કરી ફેલાવો કરાવશો તેથી વધારે ખુશી થઇશ[૫૧]. જુઓ કેવી નિખાલસતા તેમજ નિરભિમાનતા; છતાં પોતાના ધર્મ પ્રત્યે જેટલું ઉંચું માન તેટલું જ સામાના ધર્મ માટે પણ ખરૂં જ: દંડ, નીતિ દોરદમામ કે કડકાઇ, જોરજુલ્મ કે દમન આચરવાની વૃતિ તેનામાં હતી જ નહી. સત્તાના દોરથી સામા માણસને વશ કરવા કરતાં,[૫૨]તેને સમજાવીને પ્રેમવડે વધારે સહેલાઇથી પોતાના પક્ષમાં લઇ શકાય તેવી નીતિનો તે પક્ષકાર હતો. તેનું નિરભિમાન પણું તો એટલું બધું દેખાઇ આવે છે કે અત્યાર સુધીમાં હિંદુસ્તાનના નોંધાયલા સર્વે સમ્રાટોમાં, અધિકાર પરત્વે પ્રથમ પંક્તિએ આવવા છતાં, તેના કોઇ પણ કાર્યમાં કર્તા તરીકે પોતાનું ખરૂં નામ તો જોડયું જ નથી.[૫૩] માત્ર બિરૂદ–ઉપનામ–જ જોડયું

પરિવારથી ઇતિહાસમાં ભિન્ન પડી જાય છે. પણ તે તો માત્ર એક બીજાની પટ્ટાવલીનો ઉદ્દેશ સાચવવા પૂરતો જ જણાય છે. ( આ મુદ્દો વિશેષ પણે પ્રિયદર્શિનના ચરિત્ર–પુસ્તકમાં ચર્ચીશું ) અહીં માત્ર એટલું જ જણાવીશું કે, આ સમયથી કેટલાકના મંતવ્ય પ્રમાણે શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાય વચ્ચે મતભેદ ઉભો થતો ચાલ્યો ગણાય છે.

( ૫૦ ) રા. કુ. મુ. પૃ. ૧૭ :–" The chiefest conquest is not by arms but by Dhamma=સર્વોત્તમ જીત હથિયારથી નહીં, પણ ધમ્મથી મળે છે. " ( સત્યાગ્રહની લડત વેળાએ હિંદમાં જે સ્થિતિ પ્રવર્તી રહી હતી તે સાથે સરખાવો ):

મૌ સા. ઇ. પૃ. ૪૪૮:–શસ્ત્રવિજય કરતાં ધર્મવિજયમાં તે માનતો હતો.

નીચેની ટીપ નં. ૫૨ નું મૂળ લખાણ વાંચો.

( ૫૧ ) ભ. બા. વૃ. ભાષા પૃ. ૧૭૮ :–" જો તમે ખરેખર મારા ભક્ત હો તો સાધુઓના ઉપાસક થાઓ. "

જૈ. સા. લે. સંગ્રહ પાન, ૮૬ થી ઉદ્ધૃત " સંપ્રતિચરિત્રકાર લખે છે કે:–

महाप्रभावानां कुर्वैस्त मनुवज्यसंप्रतिः ।
तेषां राज्ञां विधिं सर्वं दर्शयित्वाऽगमन् गृहान् ॥४१४॥
ततः सर्वान् नृपान् स्माह ननः कार्यघने
नेवःमन्यध्वे स्वामिनं चेन्मामू ॥ ४१५
तद् भवन्तोऽत्र संप्रतिः ।
धर्मं प्रवर्त यन्त्वेवं, लोकद्वयसुखावहम् ॥४१५॥
स्वदेशेषु सर्वत्र प्रीतिरेवं यतो मम ॥ ४१६ ॥
ततस्तेऽपिगतास्तत्र, जिनचैत्यान्यकारयन् ।
कुर्वते तय यात्राश्च रथयात्रोत्सवो दमताः ॥ ४१७ ॥
सदैवोपासते साधूनमारिं घोषयन्ति च ।
राजानुवृत्य तत्रापि लोकोऽभूद्धर्मतत्परः ॥४१८॥

( ૫૨ ) જુઓ ઉપરની ટીપ નં. ૫૦.

( ૫૩ ) અત્યારે પણ સંપ્રતિ મહારાજની જે પ્રતિમાઓ ભરાવેલી મળી આવે છે, કે તેમના દેહેરાસર બંધાવેલ જડી આવે છે. તેમાં પણ કયાંય તેમના નામનો જરાપણ ઉલ્લેખ મળી આવતો નથી. ( આવું નિરભિમાન તેમનું હતું ) જુઓ ઉપરમાં ટી. ૨૬.

છે. આમ દરેક સદ્‌ગુણોમાં તેમજ રાજ્યનીતિમાં તે અદ્વિતીય અને અજોડ જ પૂરવાર થયેલ તથા હમેશાં અમર કીર્તિવંતો ઝળકમાં કરે છે અને ઝળકયાં કરશે.

સમ્રાટ અશોકના મરણબાદ (પોતાના રાજ્યાભિષેકના ૧૯ વર્ષ વીતતાં) તુરતમાં જ તેને ફરીને બીજી વાર નેપાળ જવાની જરૂરત પડી હતી. તે

**ઉતરાવસ્થામાં જીવન**

આપણે ઉપર જોઈ ગયા છીએ. ત્યાંથી પાછા આવીને ઠરી ઠામ બેસી, અત્યાર સુધીમાં સતત ગાળેલી પ્રવૃત જીંદગીનો થાક ઉતારવામાં શેષ જીવન ગાળ્યું. જો કે, મુસાફરી ઉપર જવાનું તેણે છોડી દીધું હતું,[૫૪] કારણ કે રાજ્યકારભાર તો પરિષદ્ અને સલાહકાર મંત્રિઓ દ્વારા તેમજ ધારાધોરણ અને કાયદાઓને અનુસરીને શાસનપત્રિકાઓ કાઢી, પ્રાંતિક સૂબા–વહીવટદાર મારફત બધો ચલાવાતો હતો અને તેમના તરફથી વળતો ઇન્તેખાબ પણ ઠરાવેલ ધોરણે સમયસર અને પદ્ધતિ પૂર્વક શહેનશાહની નિગાહમાં રહેવા પેશ થયા જ કરતો હતો, એટલે પોતાને ખુદને આગળની માફક ત્યાં સુધી પ્રયાણ કરવાની જરૂર રહેતી નહોતી. છતાં, અવંતિમાં બેઠા બેઠા રાજ્યકારભાર ચલાવવા ઉપરાંત, ધર્મ પ્રચારક પ્રવૃત્તિનું કામ પણ તેટલાજ જોરથી–વેગથી ચલાવ્યા કરતો હતો. તેમ મહામાત્રાઓ પણ બીજી બાજુથી ધર્મોપદેશકનું કાર્ય પોતપોતાના નિયત કરેલા ક્ષેત્રમાં કર્યાંજ કરતા હતા. એટલે મહારાજાએ પોતે વિચાર કર્યો કે, આ બધો ઉપદેશ તો મુખદ્વારા અપાયા કરે છે અને તેનો લાભ તો માત્ર તેના શ્રવણ કરનારાઓને જ મળે છે. માટે મારે કોઇ એવો ઉપાય કરવો કે જેથી ઉપર જણાવ્યા પ્રમાણે જેઓને લાભ અપાયા કરે છે તેથી પણ વિશેષ સંખ્યાને લાભ મળે. એટલે તેણે ખડક અને શિલાલેખો ઊભા કરીને તે ઉપર ધર્મોપદેશ કોતરાવવાની યોજના ઘડી કાઢી હોય એમ દેખાય છે. તેમાં શું હેતુ હતો, તથા કયાં સ્થળો, અને શા માટે તે પસંદ કરવામાં આવ્યાં તેની સમજુતિ માટે ખડક અને શિલાલેખ શબ્દે આગળ જુઓ. આ કામ તેણે પોતાના રાજ્યાભિષેક બાદ લગભગ છવીસ વર્ષ વીતી ગયે[૫૫] શરૂ કર્યું હોય એમ સમજાય છે. ( મ. સં. ૨૬૩=ઇ. સ. પૂ. ૨૬૪. ) આવા ખડક અને શિલાલેખો કોતરાવ્યા ઉપરાંત તેણે પોતાના પૂજ્ય પૂર્વજોની પ્રચંડ પાષાણ પ્રતિમાઓ, શિલ્પ કળાની દષ્ટિને[૫૬] જરા પણ અલગ કર્યાં સિવાય ઘડાવરાવી હતી. (જુઓ પ્રચંડ પ્રતિમા શબ્દે ) તેમને ધર્મ પ્રચારના કાર્યમાં પણ ઉપયોગી થાય તે લક્ષ્ય ધ્યાનમાં રાખીને યથાસ્થાને ઉભી કરાવરાવી દીધી હોય એમ સમજાય છે. આમ કરતાં કરતાં વળીબીજાં બેથી ત્રણ વર્ષનો

( ૫૪ ) રાજકીય કારણસર કયાંય નીકળતો નહિ છતાં પોતાના ધર્મ પ્રચાર માટે તો તે એટલો બધો ફના થઇ જતો હતો કે ગમે તે જોખમે ગમે ત્યાં અને ગમે તે વખતે જવા તે તૈયાર જ હતો. ( કારણ કે પોતે આ જીવનમાં ઋદ્ધિ, સિદ્ધિ કે વૃદ્ધિ જે પામ્યો હતો તે સર્વ પોતે ગત જીવનના અંતમાં કેવળ ત્રણ દિવસની ધર્મ આરાધના કરવાના ફળરૂપે જ છે, એમ પોતાને જાતિ સ્મરણ જ્ઞાનથી તેમજ સ્વગુરૂ વચનથી ખાત્રી થઇ ગઇ હતી ) એટલે કલિંગની જીત મેળવ્યા બાદ જ્યાં જ્યાં તે ચડાઇ લઇ ગયો છે તે સર્વ ધર્મ પ્રચારાર્થે જ છે એમ સમજવાનું રહે છે,

( ૫૫ ) એટલે કે સમ્રાટ અશોકનું મરણ પોતાના રાજ્યાભિષેક બાદ ૨૦ મે વર્ષે થયું છે. તે પછી પાંચેક વર્ષ સુધી મહામાત્રાઓ નીમીને પ્રચાર કાર્યમાં પ્રથમ હપતો પૂરો કર્યો. અને હવે છવીસમે વર્ષે આ શિલાલેખ વડે પ્રચાર કાર્ય હાથ ધર્યું ( પાંચ પાંચ વર્ષે જે મુસાફરી કરવાનું ધમ્મ મહામાત્રાઓને જણાવાયું છે તે સમય નિર્માણનું કારણ પણ, કદાચ આ પ્રમાણે પોતે ધર્મ પ્રવૃત્તિ આદરી હતી તેને અનુકૂળ કરવા પૂરતું હોય એમ સમજાય છે.) સરખાવો નીચેની ટી. ૮૧.

( ૫૬ ) જુઓ આગળના પરિચ્છેદે પ્રચંડકાય મૂર્તિઓના પારાગ્રાફે.

સમય લાગ્યો હશે તેટલામાં મ. સં. ૨૬૫-૬= ઇ. સ. પૂ. ૨૬૧ આશરેમાં તેમના પરમ પૂજનીય ગુરૂ મહારાજ શ્રી આર્ય સુહસ્તિજીનું સ્વર્ગ ગમન[૫૭] થયું. તેને લીધે તેમના મન ઉપર ઘણીજ અસર થઇ હતી, તે એટલે સુધી કે પોતાનું શીરછત્ર ગુમાવ્યું કહો કે જમણો હાથ તુટી ગયો એમ ગણો, પણ હવે પોતે ધર્મપ્રચારના કાર્યમાં તદ્દન એકલા પડી ગયા છે એવું તેમને ભાસવા લાગ્યું. અને તેથીજ આ સમય બાદ આપણે તેમને જાહેર રીતે ધર્મપ્રચારનું કાર્ય કરતા જોઇ શકતા નથી. આર્ય સુહસ્તિજીના જીવંત સમયે પણ જૈનધર્મના સાધુઓમાં કલ્પાચાર પાળવાને અંગે મતમતાંતર ( જેમને શિલાલેખોમાં "પાષંડ" શબ્દથી ઓળખાવ્યા[૫૮] છે ) વધવા માંડયા હતા. પણ તેમનો પ્રભાવ, વ્યક્તિત્વ અને પ્રતિબોધ એવો ઉગ્રપણે વ્યાપક પડતો કે, ખુલ્લી રીતે તે બહાર દેખાતો નહીં; તે હવે તેમનો દેહ વિલય થતાં, બધું પ્રગટ થતું ગયું અને તેમાંથી અનેક શાખા, પ્રશાખા, ગણો, કુળો અને ગચ્છો ઉગી નીકળ્યા. મહારાજાએ કોઇ પણ ઉપર પોતાની સત્તાનું શસ્ત્ર ઉગામ્યું નહીં. પણ એમ જણાવી દીધું હતું કે શાંતિપૂર્વક અને અરસપરસની સમજ બુદ્ધિથી સંપ સંપીને પોતપોતાની માન્યતા પ્રમાણે જે કોઇ વર્તશે તેના કાર્યમાં પોતે જરા પણ દખલ નાંખશે નહીં, પણ જો કોઇ અત્યાચાર-કે જુલ્મ કરતો દેખાશે તો રાજ્યસત્તાના જોરે તેને વસતિમાં-(ઉપાશ્રયના અર્થમાં વપરાયો છે. નહીં કે માણસો વસતાં હોય તેવાં સ્થળ દર્શાવવા માટે) ખસેડી મૂકવામાં આવશે. તથા શ્વેત વસ્ત્ર પહેરાવી દેવામાં[૫૯] આવશે. એટલે કે તે ઇસમ ગમે તે સાંપ્રદાયિક શાખામાં કે ધર્મમાં હોય છતાં તેને દંડ તરીકે, રાજાના પોતાના જ સંપ્રદાયમાં ખોસી ઘાલવામાં આવશે. આ પ્રકારની દાંડી પીટી તેમણે જાહેર કરાવરાવ્યું ( જુઓ ખડકલેખ ) કે જેથી કોઇના મનમાં વસવસો ઉભો થવા ન પામે. જાહેર પ્રજાજન કોઇ ધર્મોપદેશથી બકાત ન રહી જાય માટે, જેમ પોતે અનેકવિધ ઉપાયો ગ્રહણ કર્યા હતા તેમ પોતાના રાજકુટુંબના સભ્યો પણ તે ધર્મલાભથી વંચિત ન રહે તે માટે યોજનાઓ ઘડવાનું ભૂલ્યો નહોતો ( જુઓ સ્તંભલેખ ).

આવી રીતે પોતાનો ઉત્તરકાળ મુખ્યત્વે કરીને, ધર્મપ્રચારમાં શાંતિપણે ગાળતો ગાળતો તે પોતે, જેને લૌકિક ભાષામાં નિશ્ચિંતપણું કહેવાય છે અને જેને જૈન સંપ્રાદાયિક ભાષામાં સમાધિમરણ કહે છે તે અવસ્થામાં, ૫૪ વર્ષ સુધીના

( ૫૭ ) આ વ્યક્તિનું જીવન તથા તેમને લગતી હકીકત કંઇક આપવાનું મન થાય છે. પણ તે આવા પુસ્તકમાં અસંગત દેખાય તેવી ભિતીથી મુલતવી રાખ્યું છે. પણ, સમ્રાટ પ્રિયદર્શિનનું જીવનચરિત્ર નામે જે પુસ્તક અમે હવે પછી લખવા ધાર્યું છે તેમાં તો જરૂર તેનો નિર્દેશ કરવામાં આવશે જ; કેટલાકના મતે ગુરૂજીનું સ્વર્ગગમન મ. સં. ૨૯૦માં થયાનું લેખાયું છે. જ્યારે તેને મ. સં. ૨૬૫ માં મેં કેમ માન્યું છે તેની ચર્ચા પણ તે જ સ્થાને કરીશ.

(૫૮) R. G. Bhandarkar Vaishanavism Shaivism and minor religious systems નામક પુસ્તકના પૃ. ૩ ના આધારે મૌ. સા. ઇ. પૃ. ૨૭૨ ઉપર જણાવે છે કે, "ઇસ સમય ભારત મેં અનેક સંપ્રદાય ચલતે થે "-( આ ટીકા વાસ્તવિક નથી; કારણ કે, વૈષ્ણવ અને શૈવધર્મની સ્થાપના તો ઇ. સ. ની કેટલીએ શતાબ્દિ બાદ થઇ છે. જ્યારે સંપ્રતિનો સમય તો ઇ. સ. પૂ. ત્રીજી શતાબ્દિનો છે ) અહીં પાખંડનો અર્થ શું લેવાનો છે તે માટે ઉપરની ટીકા નં. ૪૯ જુઓ.

( ૫૯ ) D. R. Bhandarkar Asoka P. 92 " He who tries to create a schism shall be vested in white garments " and shall be transferred to a place where monks do not reside ( reside એવો અર્થ તેમણે ભલે કર્યો પણ ખરી રીતે વસતિનો અર્થ ઉપાશ્રય થાય છે. )

રાજભોગવટાને અંતે, સડસઠ વયની ઉમરે મ. સં. ૨૯૦-૧=૪. સ. પૂ. ૨૩૬ માં મરણ પામ્યો.

**તેનો ધર્મ.**

અત્યારસુધીના અભ્યાસીઓએ, સમસ્ત ભારત વર્ષમાં જ્યાં જ્યાં અને જેટલા જેટલા શિલાલેખો, ખડકલેખો કે સ્તંભલેખો મળી આવ્યા છે તે સર્વેને સમ્રાટ અશોકની કૃતિ તરીકે તથા તેનો જે ધર્મ-બૌદ્ધધર્મ નામે-પ્રખ્યાત થયો છે તે ધર્મના છે એમ જાહેર કર્યું છે. તેમ કરવામાં ભલે તેમણે ભૂલ ખાધી તો છેજ. છતાં તે કાંઇ કોઇ અન્ય હેતુથી કે કોઇ ધર્મ પ્રત્યે પક્ષપાત રાખવાથી કરીજ નથી. તેમણે તો પ્રમાણિકપણે પોતાને જે જે લાગ્યું તે તે, ઇતિહાસનાં પાને ચડાવ્યે રાખ્યું છે. તેમાં મુખ્યતાએ કરીને દોષ તો જૈનધર્મના અનુયાયીઓનોજ કહી શકાય કેમકે તેમણે પોતાનાં પુસ્તક ભંડારોનાં દ્વાર વિદ્વાનો માટે ઉઘાડાં ન રાખ્યાં, એટલે તેમનો અમુલ્ય ઇતિહાસ જાણવાનો તે વિદ્વાનોને અવસર ન મળ્યો. જેથી તેઓ તો જે જે સાધનો ઉપલબ્ધ થતાં ગયાં તે તે વાંચતા ગયા, શોધતા ગયા અને તેના આધારે પોતાના નિર્ણયો બાંધી, દુનિયાને તે જણાવતા ગયા કહી શકાય. આ તેમના ઇતિહાસ સર્જનના પ્રયાસમાં બૌદ્ધ મતના ગ્રંથોએ સારો ફાળો પુરાવ્યો છે. તેમજ બૌદ્ધમત અને જૈનમતને કેવી સામ્યતા છે, અથવા તો એકના કાંઇક વિકૃતરૂપેજ બીજો પ્રરૂપાયો છે તે આપણે ઉપરના પ્રથમ પરિચ્છેદે બતાવી પણ ગયા છીએ. પણ ધર્મ જેવા આધ્યાત્મિક સામગ્રીથી ભરપુર એવા ગહન ગણાતા વિષયમાં, તુલનાત્મક દ્રષ્ટિ વાપરી ઇતિહાસવેત્તા પોતે કેટલો ચંચુપાત કરી શકે-નજ કરી શકે-તે તો સૂર્ય પ્રકાશ જેવી ઉઘાડી જ વાત છે. એટલે તેમને તો, બૌદ્ધ ગ્રંથનાં વાંચનથી પોતાની બુદ્ધિમાં તથાપ્રકારે જ તે હોવાનું ઉતરી ગયું-ભલે સાંગોપાંગ નથી ઉતર્યું, એટલે જ્યાં જ્યાં તેઓ શંકાશીલ બન્યા, ત્યાં ત્યાં અને તેવાં અનેક ઠેકાણે, પોતાનો પ્રમાણિક અને સ્વતંત્ર અભિપ્રાય જણાવવાને પણ ચૂક્યા નથી જ—અને તે પ્રમાણે તે બધી સમ્રાટ અશોકની કૃતિ છે અને તે બૌદ્ધ ધર્મની છે એમ જાહેર કરી દીધું છે. આ નિર્ણય ઉપર આવવાને ગ્રીક ઇતિહાસકારોમાં મિ. સ્ટ્રેબાના પુસ્તકોનો આધાર લેવાયો છે. જ્યારે મિ. સ્ટ્રેબોએ તો જે યવન એલચી મિ. મેગેસ્થેનીઝે પાટલિપુત્ર નગરે, સમ્રાટ અશોકના દરબારે કામ કર્યું છે અને જેણે પોતાના થયેલ અનુભવો રોજનીશીમાં ટાંકી રાખ્યા હતા, તે ટાંચણના આધારે કામ લીધે રાખ્યું છે. પણ ખરી રીતે બન્યું છે એમકે, મેગેસ્થેનીઝની હાથની લખેલી રોજનીશી તો ફાટી તૂટીને કે બીજી રીતે ક્યારની યે અદ્રશ્ય[૯૦] થઇ ગઇ હતી; બાકી જે કાંઇ પાનાંના કટકા જળવાઇ રહ્યા હતા; તેમાંના જુદા જુદા વાકયોને કલ્પના કરી ગોઠવ્યા અને તે ગોઠવનારે સ્વબુદ્ધિ અનુસાર અનુમાન કરીને બીજી નવી રોજનીશી ઉભી કરી દીધી. અને આવી કલ્પનાધારે ઉપજાવી કાઢેલ ડાયરીને મેગેસ્થેનીઝે લખેલ ડાયરી છે એમ સમજાવવામાં આવ્યું છે. અને તેના આધારે સ્ટ્રેબો મહાશયે પોતાનો ઇતિહાસ રચી કાઢયો છે. આમ જ્યાં મૂળ પાયો જ ખોખરો અને અવિશ્વાસનીય છે, ત્યાં તે ઉપર રચેલ ઇમારત રૂપી ઇતિહાસ કેટલો મજબૂત ગણી શકાય ! એટલે જ મિ. સ્ટ્રેબોના પુસ્તકમાં જેને સેંડ્રેકોટસ તરીકે ભારતવર્ષીય સમ્રાટ ચંદ્રગુપ્ત ચીતરીને ગ્રીક શહેનશાહ અલેકઝાંડર ધી ગ્રેઇટના સમકાલીન તરીકે બતાવાયો છે તથા તેની સાલ ઇ. સ. પૂ. ૩૨૭ ગોઠવી છે, તે નિર્ણય કેટલો ભ્રાંતિજનક તથા અવળે રસ્તે દોરનારો છે તે હવે

(૯૦) કે. હિ. ઇ, પૃ. ૧૯૧ માં આ હકીકત લખી છે.

સમજી શકાશે. પ્રથમ તો તે ભૂલ ભાંગવાનો જ પ્રયાસ મારે કરવો રહે છે. અને તે વાચક વર્ગની જાણ માટે મિ. ક્રિન્ડેલે, અસલ પોમ્પીઆઇ ટ્રીગાઇ નામક પુસ્તકનું જે ભાષાંતર રચેલું છે, અને જેના શબ્દે શબ્દનું અવતરણ પ્રોફેસર હુલ્ટશે પોતાના ઇન્સ્ક્રીપ્શન્સ કોરપોરેટોરમ ઇન્ડીકસ નામના પુસ્તકમાંના પ્રથમ પુસ્તકની પ્રસ્તાવના પૃ. ૩૨ માં કર્યું છે, તે મારે પૃ. ૨૨૮ ઉપર ટીપ્પણ ૮ માં ઉતારવું પડયું છે તે ઉપરથી સમજાશે. ઉપરાંત બીજી ભૂલ પણ તેમાં કરવામાં આવી છે. જો કે તેમાં તો એલેકઝંડ્રુમ શબ્દ જ લખેલ છે પણ મેગેસ્થેનીઝની રોજનીશી ઉપરથી બીજી રોજનીશી ઉપજાવી કાઢનારે, તે શબ્દનો પાછલો ભાગ [૬૧] " ઝડ્રુમ 'જ માત્ર વંચાતો હોવાથી તથા પ્રથમનો ભાગ અલેક " ફાટી ગયેલ હોવાથી, ઝંડ્રુમ શબ્દને 'નંદ્રુમ' તરીકે બેસાડી દીધો છે. એટલે આખો શબ્દ જે અલેકઝંડ્રુમ હતો તેને નંદ્રુમ ગણાવાયો; અને પછી તે બંનેને સમકાલીન ઠરાવ્યા. અને એ તો ઇતિહાસ વિખ્યાત છે કે નંદની પછી મગધાધિપતિ તરીકે ચંદ્રગુપ્ત મૌર્ય જ થયો છે. વળી તેણે નંદરાજાના નંદ વંશની સમાપ્તિ કરી પોતાનો નવો વંશ સ્થાપિત કર્યો છે. એટલે બળવાન્ તથા પરાક્રમી તો હોવો જ જોઇએ. આવી સ્થિતિને લીધે મિ. સ્ટ્રેબોએ અલેકઝાંડરની સામે થનાર મગધપતિ તરીકે ચંદ્રગુપ્તનેજ મનાવ્યો અને અસલ પુસ્તકમાં જેને સેંડ્રેકોટસ લેખાવ્યો છે તે ચંદ્રગુપ્ત માટેજ વપરાયો છે એમ માની લીધું. વળી ચંદ્રગુપ્ત તથા સેંડ્રેકોટસ શબ્દનો ઉચ્ચાર પણ કાકતાલીય ન્યાયે એક બીજાને બેસતો આવી[૬૨] ગયો. એટલે પાછળના શોધકોએ પછી બહુ ઉંડા ઉતરી તેની સત્યતા તપાસવાની જરૂરજ ધારી નહીં. હવે જ્યારે આપણે ઈ. સ. પૂ. ૬૦૦ થી માંડીને છેક ચંદ્રગુપ્તના સમય સુધી ક્રમવાર સાલવારી તથા મગધ ઉપર શાસન ભોગવતા સર્વે રાજાઓની વંશાવળી ગોઠવવા ભાગ્યશાળી થયા છીએ. ત્યારે તો સહજ સમજી શકાય તેમ છે કે અલેકઝાંડરનો સમકાલીન તે ચંદ્રગુપ્ત સમ્રાટ નહોતોજ. પણ તેનો પૌત્ર અશોકજ હતો. અને આતો ઉઘાડીજ વાત છે કે, સાલના આધારે જે બે વ્યકિતઓ એકજ કાલે વિદ્યમાન હતી એમ પુરવાર કરી શકાય તે, શિલાલેખના પુરાવાની માફક વધારે આધારભૂત અને પ્રમાણપાત્ર ગણાયજ-એટલે નિશંકપણે કહી શકાય છે કે અશોક સમ્રાટજ અલેકઝાંડરનો સમકાલીન હતો. અને જ્યારે શિલાલેખના કર્તા તરીકે, ચંદ્રગુપ્ત ની પછી આશરે ૫૦) વરસ પછી થનાર અશોકને ઠરાવાયો છે ત્યારે હવે આપણે, અશોકની પાછળ લગભગ તેટલાજ કાળે જે વ્યકિત વિદ્યમાનતા ધરાવતો હોય તેનેજ શિલાલેખના કર્તા તરીકે માનવો પડશે. અને તે તેનો પોતાનોજ પૌત્ર પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિ હતો. આમ જ્યારે શિલાલેખના કર્તા તરીકે સંપ્રતિનેજ ઠરાવી શકાય છે, ત્યારે તેની કૃતિઓ પણ તેનાજ ધર્મને અનુસરીને રચાયલી હોવી જોઈએ તેટલું તો સહેજજ સમજી શકાય તેવી વાત છે. અને સંપ્રતિ તો જૈન ધર્મનો [૬૩] મહાન ભકત હતો. જેથી કરીને એ પણ આપણે વિનાસંકોચે અને બેધડક હૃદયે તાંસાંનગારાં તથા નોબત વગાડીને પણ કહી શકીએ, કે સર્વે શિલાલેખો જૈન ધર્મનાજ છે.

---

( ૬૧ ) જુઓ ઉપરમાં પૃ. ૨૨૯ની ટી. નં. ૧૭.

( ૬૨ ) પણ સંભવ છે કે, સેંડ્રેકોટસ તે ચાંદ્રકોટસનો અપભ્રંશ હોય, અને ચાંદ્રકોટસ તે ચાંદ્રગુપ્તસ ઉપરથી લેવાયું હોય: સંસ્કૃત વ્યાકરણના નિયમ પ્રમાણે ચંદ્રગુપ્તના સર્વે વંશજો ચાંદ્રગુપ્તાઝ નામથી ઓળખી શકાય છે. એટલે અસલમાં ચાંદ્રગુપ્તાઝ શબ્દનો ભાવાર્થ જે હોવો જોઇએ તેને બદલે તે વ્યાકરણના નિયમોના અજાણપણાને લીધે, ચંદ્રગુપ્ત શબ્દ તરીકે લેખાઇ જવાયો પણ હોય.

( ૬૩ ) આ હકીકત વળી પરિશિષ્ટ ખ ઉપરથી

આ પ્રમાણે આપણે એક મહાન સત્ય કે જેનો અભાવ અત્યાર સુધી બધા વિદ્વાનોને ભૂલાવો ખવડાવતો હતો તથા તેને લગતી હકીકતો ઉકેલવાને ગુંચવણમાં નાંખી દેતો હતો તેવા એક સત્યનો નિશ્ચયપણે પત્તો લગાવ્યો ગણાશે.

સમ્રાટ પ્રિયદર્શિને ખડક લેખમાં લખ્યા છે તેવા સમાજો[૬૪] રાજા ખારવેલે પણ ઉભા કર્યા હતા એવી હકીકત હાથી ગુંફાના શિલાલેખમાંથી નીકળે છે (જુઓ ગુ × વ × સો. એ પ્રસિદ્ધ કરેલ અશોક ચરિત્ર પૃ. ૯૦) એટલે એમ કહી શકાય કે રાજા ખારવેલ અને અને સમ્રાટ પ્રિયદર્શિન બન્ને એકજ ધર્મના હોવા જોઇએ. અને એ વાત તો હવે સર્વ કોઇ સ્વીકારે છે કે રાજા ખારવેલ જૈન ધર્મી હતો. એટલે સૂત્ર નિયમાનુસાર સમ્રાટ પ્રિયદર્શન પણ જૈન ધર્મીજ ઠરી શકે છે. આ હકીકત રાજતરંગિણિના લેખકના શબ્દો ઉપરથી પણ સાબિત થઇ જાય છે. (જુઓ આ પુસ્તકને અંતે જોડેલું પરિશિષ્ટ )

વળી ગણિત શાસ્ત્રના—ભૂમિતિના—નિયમાનુસાર પણ સાબિત કરી શકાય છે કે સમ્રાટ પ્રિયદર્શિન જૈન ધર્માનુયાયીજ હતો.

(૧) ઉપર પૃ. ૧૯૭માં કૌટલ્ય—ચાણક્યને તથા ખડક લેખના કોતરાવનારને એકજ ધર્મ પાળતા હોવાનું સાબિત કરી બતાવ્યું છે.

(૨) પૃ. ૧૯૬ માં એમ ઠરાવાયું છે કે સમ્રાટ ચંદ્રગુપ્ત તથા ચાણક્ય બન્ને એકજ ધર્મના હતા. એટલે કૌટલ્ય, ચંદ્રગુપ્ત તથા ખડકલેખના કોતરાવનાર સમ્રાટ પ્રિયદર્શિન એમ ત્રણે વ્યકિતઓ સ્વધર્મી થયા કહેવાશે.

(૩) ચંદ્રગુપ્ત જૈનધર્મ પાળતો હતો એમ પુરવાર થઇ ગયું છે. તેમજ હાથી ગુંફાના લેખ કોતરનાર રાજા ખારવેલ પણ જૈનધર્મી હોવાનું મનાયું છે.

(૪) પ્રિયદર્શિનને સંઘ કાઢી યાત્રાએ જતો વર્ણવ્યો છે તેવીજ રીતે ચંદ્રગુપ્તે પણ સંઘ સાથે તેજ ગીરનારની યાત્રા કરી છે ( જુઓ સુદર્શન તળાવની પ્રશસ્તિ )

(૫) વળી તેજ સુદર્શન તળાવની પ્રશસ્તિ ઉપરથી સમજાય છે કે (જુઓ આ પુસ્તકના અંતે તેને લગતું પરિશિષ્ટ) તે તળાવ બાંધવામાં જેમ ચંદ્રગુપ્તે મુખ્ય ભાગ ભજવ્યો છે, તેમ પાછળથી તેજ તળાવની પાળો—બંધો—તૂટી જતાં સમ્રાટ પ્રિયદર્શિને તેને સમરાવ્યાં છે. એટલે ચંદ્રગુપ્ત તથા પ્રિયદર્શિન બન્ને એકજ ધર્મ પાળતા હશે એમ ફલિતાર્થ નીકળે છે.

(૬) પ્રિયદર્શિને પોતાના ખડકલેખમાં એમ પણ જણાવ્યું છે કે, તેના પૂર્વજોએ ધર્મપ્રચારના કાર્યમાં તથા તે ધર્મના સિદ્ધાંતો પ્રજાવર્ગના મનમાં ઠસાવવાને પૂર્વ સમયે ઘણો પ્રયાસ આદર્યો હતો. પણ સંપૂર્ણ ફતેહ તેમને મળી નહોતી. જેથી પોતે વધારે ઉત્સાહથી અને ચિવટપણે હવે તે આદરે છે. આ શબ્દો પણ પુરવાર કરે છે કે તેના પુર્વજો જે ધર્મ પાળતા હતા તેજ ધર્મ પોતે પાળતો હતો. અને ચંદ્રગુપ્ત વિગેરે જૈન ધર્માનુયાયી હતા. તે તો હવે સો વસા નક્કી થઇ ગયેલી હકીકત છે.

(૭) એટલે ઉપરની છએ દલીલોનો પરસ્પર સમન્વય કરીશું તો By rule of axioms સિદ્ધાંતના નિયમાનુસાર—ઉપરની સર્વ વ્યકિતઓ સમ્રાટ ચંદ્રગુપ્ત, પ્રિયદર્શિન, ખારવેલ, તથા પં. ચાણક્ય તે ચારે મહાપુરૂષો એકજ ધર્માનુયાયી હતા. એટલે કે તે સર્વે જૈન ધર્માનુયાયીઓ હતા.

એટલે શિલાલેખોથી અને ગણિતના નિયમોથી જેમ પુરવાર કરી શકાયું છે કે તેઓ.જૈન ધર્મ

વિશેષ સમજાશે; ત્યાં આગળ રાજતરંગિણિમાંનો ૧૦૨ નો શ્લોક જે ટાંકયો છે. તેનો ભાવાર્થ તથા તે ઉપરના વિચારો આ પારિગ્રાફની હકીકત સાથે સરખાવો એટલે વિશેષ સ્પષ્ટ રીતે સમજાશે.

( ૬૪ ) જુઓ પૃ. ૩૩૩ નું લખાણ તથા ટી. નં. ૩૮.

પાળતા હતા, તેમ વળી સિક્કાના અભ્યાસથી પણ હવે તો તે બિના સિદ્ધ થઇ શકે તેમ છે. (જુઓ સિક્કાના પરિચ્છેદે) એટલે તે હકીકત વિશે લેશ માત્ર પણ શંકા રાખવાનું પ્રયાજન રહેતું નથી.

ઉપર લખી ગયા પ્રમાણે મહારાજ સંપ્રતિનો ધર્મ જૈન હતો. ને તેની કૃતિરૂપ જે શિલાલેખો ૬૫ છે તે જગતની જાહેરાત માટે યાવત્ચંદ્રદિવાકરૌ સુધી જળવાઇ રહે તેવી તેમની પોતાનીજ અભિલાષા પ્રમાણે–પોતે મૂકતા ગયા છે, તે ઉપરથી પણ સાબિત કરી શકાય તેમ છે. પણ આવા એક સ્વતંત્ર ઇતિહાસના પુસ્તકના ક્ષેત્ર બહારનું તે કાર્ય હોવાથી તે વિષય અત્રે હાથ ન ધરતાં મહારાજ સંપ્રતિનું જે નિરાળું પુસ્તક મેં લખવા ધાર્યું છે તે ઉપર છોડીશું.

**પ્રિયદર્શિનના ધર્મની વિશિષ્ટતા**

શિલાલેખમાં જે પ્રમાણે મહારાજા પ્રિયદર્શિને પોતાના જૈન ધર્મનું વિવરણ અને નિરૂપણ કર્યું છે તે ઉપરથી સર્વે વિદ્વાનો એકમતે ઉચ્ચારી રહયા છે કે તેજ એક વિશ્વવ્યાપક ધર્મ ૬૬ હોવા લાયક છે કે જેમાં સર્વ પ્રાણી માત્રનું કલ્યાણ ઐહિક–ભૌકિતક તેમજ પરલૌકિક સર્વ પ્રકારે સાધ્ય છે. અને તેવી સર્વ સામગ્રી રાજા પ્રિયદર્શિને પોતાના ધર્મના જે જે સિદ્ધાંતો સમજાવવા પ્રયાસ ખેડયો છે તેમાં હુબહુ દશ્યમંતી તરી આવે છે. જૈન ધર્મની આટલી વિશિષ્ટતા બતાવ્યા પછી બીજુ એક ઐતિહાસિક તત્ત્વ પણ અત્ર તે ધર્મનું રજુ કરવા ચાહું છું. જો કે કિંચિત વિષયાંતર તો લાગશે પણ શોધક પુરૂષોને તેમાંથી કેટલાક એવા મુદ્દા પણ હાથ લાગશે કે જેથી ઐતિહાસિક દ્રષ્ટિએ તેઓને પોતાના ઇચ્છિત ધર્મનું મૂળ કયાં સુધી લંબાવાયું છે, અને તેનો સબંધ કયાં મળે છે, તેની શોધમાં ઉતરવાનું બની શકશે. આટલા પ્રમાણમાં આ નિવેદન કિંચિત્ ઇતિહાસમાં વિષયાંતર ગણાશે પણ ઉપકારક હોવાથી આપણે તેનું વર્ણન કરવું પડે છે.અને તે તત્ત્વ જૈનધર્મનું "સ્યાદ્‌વાદત્વ" છે. એક વખત તે "હા" પણ કહે, અને બીજી વખતે તે "ના" પણ કહે. વસ્તુ તેને તેજ હોય, છતાં આવા વિરોધી ભાવ દર્શાવતા વિચાર, જ્યાં રજુ થાય, ત્યાં વાચકના મનનાં, તેની સત્ય પ્રિયતા વિશે શંકા ઉઠે જ. પણ જ્યારે વિશેષ સમજૂતિ સાથે તેનું સ્પષ્ટિકરણ કરી બતાવાય એટલે તુરત તે કબૂલ જ કરશે કે, યથાસ્થિત–તેમજ છે ( આવી રીતે વસ્તુ સ્થિતિ ઘટાવવાની પ્રથાને જૈન ધર્મમાં "નય" કહે છે ) જેમકે, એક સ્ત્રી હોય, તેણીને જેમ બહેન, માતા, પુત્રી કહી શકાય છે, તેમ તેને તેજ સ્ત્રીને સ્ત્રી, પત્નિ, ભાભી, મામી, કાકી ઇત્યાદિ ઓળખ આપતા શબ્દો વડે પણ સંબોધી શકાય છે. અને આમ પૃથક પૃથક રીતે સંબોધાતી વ્યકિતઓમાંની એક પણ ખોટી તો નથી જ. આવી જ રીતે જૈન ધર્મના સ્યાદ્‌વાદત્વનું રહસ્ય છે. જે કેટલાક ટીકાકારો એમ જણાવી રહ્યા છે કે, જૈન ધર્મનું સર્વોત્કૃષ્ટ અને પરમ આદર્શરૂપ આમુખ તત્ત્વ

( ૬૫ ) શિલાલેખો અશોકના નથી પણ સંપ્રતિના બનાવેલ છે. તથા તે બૌદ્ધધર્મના નહીં પણ જૈન ધર્મના જ છે તેની સાબિતિ માટે સમ્રાટ પ્રિયદર્શિનના જીવન વૃત્તાંત નામના પુસ્તકમાં આ શિલાલેખોનું લખાણ, ભાષાંતર તથા જરૂર પડતી ટીકા કરી બધું સમજાવવામાં આવશે: તેમજ અન્ય પુરાવાની પણ, જ્યાં જ્યાં જરૂર લાગશે ત્યાં આપશું, માટે તે ગ્રંથ જુઓ.

( ૬૬ ) ( ભૌ. સા. ઇ. પૃ. ૪૬૪ ) હમ સમઝતે હૈ કિ અશોક ( સંપ્રતિ જોઇએ ) કે ધમ્મ સે કીસી ભી સંપ્રદાય વ ધર્મકા વિરોધ નહીં હો શકતા: ધમ્મ દ્વારા અશોક સબ ધર્મો કે સામાન્ય સિદ્ધાંતોકાહી પ્રચાર કરતા થા.

( ૬૭ ) સ્વર્ગસ્થ મહિપતરામ રૂપરામ નીલ-

**અહિંસા** છે અને તેથી તેઓ કીડી જેવા સુક્ષ્મ જીવોનું રક્ષણ કરવા લલચાય છે પણ મનુષ્ય જેવા ઉત્તમ કોટિના પ્રાણુની દરકાર પણ કરતાં નથી,[૬૭] તેમ તેથી જ ઉલટી દિશામાં પણ ટીકા કરતા સંભળાય છે કે, જૈનો અહિંસામાં માનતા હોવાથી, હિંસાથી ભરપુર એવા વિગ્રહ-સંગ્રામ આદિ કાર્યોમાં ભાગ લઇ શકતા જ નથી; તેમ તેવાં કાર્ય માથે ઉપાડવા માટે તદ્દન નાલાયક [૬૮] ગણાય છે. પણ જો તેમને સ્યાદ્‌વાદ તત્ત્વનું રહસ્ય સમજાવવામાં આવે, તો જૈન ધર્મ વિશે જે અજ્ઞાન તેઓ ધરાવે છે તે અજ્ઞાનતાના પડળ આપોઆપ ઉતરી જશે, અને સમજવા લાગશે કે અમુક દૃષ્ટિએ જે કાર્યને જૈનો હિંસામય માને છે તેને તેજ કાર્યને અમુક દૃષ્ટિએ અહિંસામય માની હિતાવહ તરીકે આદરી શકે છે: અને તેટલા માટેજ મહારાજા પ્રિયદર્શિન તથા રાજા કુમારપાળ જેવા શાસન કર્તાઓ તેમજ વસ્તુપાળ, તેજપાળ, ઉદયન અને મહામંત્રી મુંજાળ[૬૯] જેવા મુખ્ય મુખ્ય રાજ્ય કર્મચારીઓએ પણ, યથાસમયે પોતાનો ધર્મ સમજી તલવાર હાથ ધરી, વિગ્રહોમાં ફતેહ મેળવી જૈન ધર્મની કીર્તિ જગઆશકારા કરી છે. મતલબ કે, ખરી અહિંસાની વ્યાખ્યા, કાંઇ કતલથી જ દૂર રહેવું એમ નથી. પણ અન્યાય પૂર્વક કૃત્ય કરવાથી જે હિંસા થાય તેનાથી પણ દૂર રહેવું એમ થાય છે. આ પ્રમાણે જૈન ધર્મ વિશે કેટલીયે ગેર સમજૂતિ અને અજ્ઞાનતા, વિદ્વાનો અને પંડિતોના મનમાં પણ ઘર ઘાલી રહી છે તે સર્વ અસ્થાને છે. એમ મહારાજા પ્રિયદર્શિનના શિલાલેખ જેવા ઐતિહાસિક પુરાવાથી પણ પુરવાર થઇ શકે છે. આવા સર્વમાન્ય થઇ પડે તેવા ધર્મના સિદ્ધાંતો, આબાળ કે વૃદ્ધ, પુરૂષ કે સ્ત્રી, બ્રાહ્મણ કે ક્ષત્રિય ગરીબ કે તવંગર, શેઠ કે નોકર, નિર્બળ કે સબળ, સર્વને પ્રિય થઇ પડે તેમાં નવાઇ શી ? આથી જ મહારાજા પ્રિયદર્શિનને, પોતાના ધર્મનો પ્રચાર કરવાને સવળતા પ્રાપ્ત થઇ હતી. તેમજ પોતે, તે કાર્યમાં પોતાની સત્તાનો દોર અંશ માત્ર પણ બતાવતો ન હોવાથી, દરેક વિધર્મીને પણ હોંશે હોંશે[૭૦] તે ધર્મ ગ્રાહ્ય થયો હતો. આ તેની વિશિષ્ટતાને લીધે જ તે ધર્મ ઠેઠ એશિઆ ખંડના પશ્ચિમ ઝાંપા સુધી ફેલાવો પામ્યો હતો, અને તેની બાજુના પાડોશી પ્રદેશમાં પણ આર્ય સંસ્કૃતિનો પ્રવેશ કરાવી શકાયો હતો. જે કેટલાક વિદ્વાનોના મનમાં હજુ એવી ખુમારી રમી રહી છે કે, પૂર્વ તે પશ્ચિમનો શિક્ષક કોઇ રીતે હોઇ શકે જ નહીં,[૭૧] તેમના મનનું સમાધાન

કંઠે રચેલ " વનરાજ ચાવડા " પુસ્તકમાં આવો દૃષ્ટાંત આપ્યો છે.

( ૬૮ ) આવું મંતવ્ય આધુનિક વિદ્વાનો તથા રાજકર્મચારીઓ ધરાવી રહ્યા છે.

( ૬૯ ) સોલંકી વંશના રાજા સિદ્ધરાજ જયસિંહના પિતા કર્ણદેવ મહારાજનો આ મુંજાલ મહા અમાત્ય હતો ( આના પરાક્રમ જાણનારે પાટણની પ્રભુતા નામે રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ બનાવેલી નવલિકા વાંચી જવી. )

(૭૦) (Dr Bhandarker–vide J.B.B.R.A. S. Vol XX P. 367) he was not actuated by a sectarian spirit but by a simple respect for truth. = જ. બો. બેં. રો. એ. સો. પુ. ૨૦ પૃ. ૩૬૭; કોમી જુસ્સાથી નહીં પણ સત્ય માટેની સાદી ચાહનાથી તે કામ કરવાને તે પ્રેરાયો હતો. સરખાવો આગળ ઉપર ટી. નં. ૭૯ નું લખાણ.

( ૭૧ ) મૌ. સા. ઇ. પૃ. ૪૮૫. પ્રો. રીઝ ડેવીસ લીખતા હૈ કિ ગ્રીક લોગોમેં ભારતીયો દ્વારા ધર્મતત્ત્વકા પ્રસારિત હોના કભીભી સંભવ નહી હૈ, યહ અશોકને કેવળ પ્રલાપ માત્ર હિ કિયા હૈ ( પણ પ્રો. સાહેબે પોતે શા આધારે આ અભિપ્રાય આપ્યો? કે પોતે પણ પ્રલાપ કરી ગયા છે અને ખડકલેખનું લખાણ ખોટું એમ જે ઠરાવે છે તે શા આધારે ?); પૃ. ૪૮૫ " પ્રો. રીઝ ડેવીઝકા કથન કેવળ યહી સૂચિત કરતા હૈ કિ જાતિગત પક્ષપાતસે વે સર્વથા શુન્ય નહીં હૈ " સરખાવો આગળના પરિચ્છેદે પ્રચંડમૂર્તિઓના લખા-

કરવાને મહારાજા પ્રિયદર્શિનના શિલાલેખો પણ અતિ ઉપયોગી સાધન નીવડે એમ ઇચ્છીશું. અત્રે એક બીજો મુદ્દો પણ સાથોસાથ ટાંકી લઇએ કે, જૈન ધર્મના આવા, દ્રવ્ય, ક્ષેત્ર અને કાળ પ્રમાણે, સ્થિતિસ્થાપકતા ધરાવતા, સ્યાદ્વાદ-તત્ત્વના ગુણને લીધે જ જે કોઇ વિધર્મી, તેને તપાસવા માંડશે તેને એમ સહજ લાગી આવ્યા વિના નહીં રહે, કે અહો આ પ્રમાણે તો મારા ધર્મમાં પણ લખેલ છે: આ તેની વિશિષ્ટતા અને વિશ્વવ્યાપક પણાને લીધે મહારાજા પ્રિયદર્શિનના સમય બાદ [૭૨] તેમજ તે પૂર્વે પણ, [૭૩] જે જે ધાર્મિક સંપ્રદાયો ઉભા થયા છે તેમાં, જૈન ધર્મના કેટલાક અંશો જળવાઇ રહેલ હોવા છતાં, ઉપર જણાવ્યું તેમ સ્યાદ્વાદતત્ત્વની અમુક દષ્ટિએ, નિરાળી માન્યતા થઇ જવાથી પોતાને જૈન ધર્મથી ભિન્ન મતના [૭૪] હોવાનું લેખાવા મંડયા છે. નહીં તો વાસ્તવિક રીતે તો જેમ મહારાજા પ્રિયદર્શિનના શિલાલેખો સર્વ માન્ય અને સર્વ પ્રિય હોઇ, કોઇને કિંચિત્ પણ વાંધો ઉઠાવવા લાયક તેમાં નથી જણાતું, તેવીજ રીતે જૈન ધર્મના સિદ્ધાંતો પણ સર્વને અબાધક હોઇ ઉપાદેય થઇ પડે તેવા જ છે.

**લોક કલ્યાણના માર્ગો.**

લોક કલ્યાણ .તે અતિ વ્યાપક શબ્દ છે પણ તેનો આપણને પૂરતો ખ્યાલ આવે તથા મહારાજા સંપ્રતિએ તે માટે શું શું યંત્ર ગોઠવ્યું હતું તેની સમજણ પડે, તે માટે તેના જુદા જુદા વિભાગ પાડીશું. તેના સામાન્યતઃ ચાર વિભાગ પાડીએ. (૧) ધાર્મિક (૨) રાજકીય (૩) સામાજીક અને (૪) આર્થિક. જો કે આ બધા વિભાગો દેખીતી રીતે નિરાળા લાગે છે, છતાં કાર્યવાહીમાં મૂકતાં એવા તો એક બીજા સાથે મળી જાય છે કે, અમુક કાર્યને કેટલે અંશે કયા વિભાગમાં મૂકવો તેનો નિશ્ચય કરવો બહુ કઠિન થઇ પડે છે. છતાં આપણું કાર્ય અત્યારે જે પ્રમાણમાં આપણને પ્રેરે છે, તેની સીમામાં રહીને [૭૫] આપણે યથા શકિત તેનો નિર્દેશ કરીશું. બાકી સાધારણ બુદ્ધિ આપણને એમ તો કહે જ છે કે, જો ઉપરના વિભાગોમાંના પ્રજાને રૂચિકર માર્ગો અખત્યાર કરવામાં આવ્યા હોય તો પછી જન કલ્યાણનો કોઇ અન્ય પ્રકાર રહી જતો હોય એમ બતાવી શકાય તેવું નથી. એટલે કે, ઉપરના માર્ગે વિચરતી પ્રજાને સર્વથા સંતોષી અને સુખી જ કહી શકાય.

પ્રજા કલ્યાણના [૭૬] માર્ગો વિચારતાં, તેણે માત્ર મનુષ્યનો જ વિચાર રાખ્યો હતો એમ નથી જ. પણ અવાચક એવા પશુપંખીને પણ બનતી રીતે સુખી કેમ કરી શકાય તેવા (તે આપણે જોઇ ગયા છીએ) રસ્તા યોજીને અમલમાં મૂકાવ્યા હતા. તેટલે દરજ્જે તેના કાર્યની વિશિષ્ટતા લેખી શકાશે.

(૧) ધાર્મિકના બે પેટા વિભાગ—એક ઐહિક અને બીજું પરલૌકિક. (અલબત વાચકમાંના કેટલાક, આ ભવ, પરભવ એમ નહીં માનતા હોય, પણ અત્ર આપણે તો સમ્રાટ સંપ્રતિની જ ચર્ચા કરીએ છીએ, એટલે તેના સમયનું જ વૃત્તાંત લખવું રહે છે.) જો ઐહિક

---

ણુની હકીકત તથા તેને લગતી ટીકાઓ.

(૭૨) તે સમય બાદના ધર્મમાં ખ્રીસ્તીધર્મ અને ઇસ્લામ ધર્મનાં નામ જણાવી શકાશે.

(૭૩) પૂર્વ સમયના ધર્મમાં બૌદ્ધ, આજિવિક વિગેરે ગણી શકાશે.

(૭૪) સરખાવો પ્રથમ પરિચ્છેદે બૌદ્ધધર્મનું રહસ્ય.

(૭૫) વિશેષ અધિકાર માટે જુઓ પ્રિયદર્શિનનું જીવન નામનું મારૂં બહાર પડનારૂં પુસ્તક.

(૭૬) જૈન ધર્મ માનનારની સંખ્યા તેના સમયે ઓછામાં ઓછી ૪૦ કરોડની અંકાતી હતી. (મહાન્ સંપ્રતિ પૃ. ૨૨૦અને આગળનું લખાણ જુઓ)

જીવન, નીતિ પરાયણ પસાર કર્યું હોય, તો તેના ફળ તરીકે પારલૌકિક કલ્યાણ મેળવી શકાય છે. જેથી પારલૌકિક દરજ્જો ઉંચો બનાવવા માટે, પણ આ ભવમાં એટલે કે મનુષ્ય દેહે જ, જે કાંઇ પુરૂષાર્થ કરવો ઘટે તે કરવો, એમ ફલીતાર્થ થાય છે. આ નિયમે મહારાજા સંપ્રતિએ, પ્રજાના ઐહિક સુખ માટે વધારે કાળજી રાખી બળવત્તર પ્રયાસો આદરી તે પ્રમાણે ગોઠવણ કરી હતી. તે માટે તેણે કોઇ જ્ઞાતિ૭૭, કે વર્ગ કે તેવા વાડા અથવા વિભાગ પોતાની પ્રજામાં પાડયા પણ નહોતા, તેમ પડવા દીધા પણ નહોતા. તે સારી રીતે સમજતો હતો કે જો ધાર્મિક અર્થ સાધવામાં, એવું કોઇ પણ તત્ત્વ-વિભાગ પાડનારૂં કે કોઇ એક પક્ષને હિતકર અને અન્યને અહિતકર-થાય તેવું-જો અજાણે પણ પ્રવેશ કરી ગયું તો તેનું કલ્યાણ કરવાને બદલે વેર ઝેર વધારી, કુસંપને ઉત્તેજી, અંદર અંદર મારામારી ઉપજાવી, સમસ્ત પ્રજાનો કચ્ચરઘાણ વાળી મૂકશે.૭૮ અને તેથી પોતે ભલે ચુસ્ત જૈન ધર્મી હતો, છતાં તે ધર્મનાં જે બારીક તત્ત્વો હતાં, તે પ્રજા સમક્ષ તેણે નહીં ધરવામાં અતિ પ્રશંસનીય કાળજી બતાવી હતી. માત્ર જે તત્ત્વો તેને સર્વ સામાન્ય થઇ પડે તેવાં લાગ્યાં તેને જ આગળ કર્યાં હતાં. આવાં વિશ્વવ્યાપી કાર્યો જો પ્રજામાં દઢીભૂત બની વિશ્વાસ ઉપજાવી શકે અને હોંશે હોંશે તે પ્રગતિમાં મૂકતી થઇ જાય તો આયંદે પછી તેને તેજ પ્રજા, તેનાં બારીક અને ઉંડા રહસ્ય તરફ તો આપોઆપ વળી શકશે, અથવા તો વાળવામાં બહુજ અલ્પ પ્રયાસ સેવવો પડશે, એમ તે સમજતો હતો. એટલે સૌથી પ્રથમ તેણે સામાન્ય નિયમોનું જ પ્રતિપાદન કર્યું છે. તેમાં દરેક ધર્મપ્રત્યે અરસપરસની સહિષ્ણુતા,૭૯ નાના મોટા પ્રત્યે સરખું જ માન, પછી તે ભલે કુટુંબનો મોટામાં મોટો વડીલ હોય કે નાનામાં નાનો નોકર હોય, ગુરૂ શિષ્ય વચ્ચેનો વિનય સબંધ, પીડિત અને રોગગ્રસ્ત જનપ્રત્યે કરૂણા બતાવી તેમની યથા શકિત શુશ્રૂષા કરવી, દુઃખિત અને દલિત પ્રત્યે માયાળુપણે વર્તી દાન દેવું તથા તેમના દુઃખો દુર કરવાં, અવાચક પશુઓ પ્રત્યે પણ દયા-અનુકંપા રાખી તેમને માથે અતિભાર લાદવો નહીં, તેમ છતાં મનુષ્ય કે પશુ કોઇ બીમાર પડે તો તે માટે દવાશાળા, પાંજરાપોળ વિગેરેનો બંદોબસ્ત કરવો, ઇત્યાદિ ઇત્યાદિ ( જેનો કાંઇક વિશેષ ખ્યાલ સામાજીક વિભાગે પાછો આપીશું ) કાર્યો અમલમાં મૂકાવ્યાં હતાં. જે એક કહેવત છે કે, ઉપદેશ કરતાં દૃષ્ટાંત ભલો, ( Example is better than precept ) તદનુસાર પોતાના રાજકુટંબને પણ આવા કાર્યમાં જોડવાને ચૂકયો નહોતો. આવાં પોતાનાં ધર્મકાર્યને અમલમાં મૂકવા માટે, વિધ વિધ ઉપાયો યોજી તેને ગતિમાન કર્યા હતા. પ્રથમ તો પોતાના દેશમાં, ધમ્મ મહામાત્રા૮૦ નામક અમલદાર વર્ગ ઉભો કર્યો. તેમને ચારે તરફ પ્રયાસ કરી દેશના ખૂણે ખૂણે ફરી વળી આવા સર્વમાન્ય સિદ્ધાંતનો પ્રચાર કરવાનો હુકમ ફરમાવી દીધો. તે સાથે તેમને

( ૭૭ ) જ્ઞાતિ તો સંપ્રતિ મહારાજના સમયે હતી જ એમ દેખાય છે. (જુઓ ખ. લે. નં. ૩) પણ હાલના જેવા સ્વરૂપમાં નહી હોય.

જ્ઞાતિના અર્થ માટે પૃ. ૭૮ ટી. ૧૭ તથા પુ. ૧ પૃ. ૨૫ થી આગળનું વર્ણન વાંચો.

( ૭૮ ) સારાયે હિંદભરમાં આજકાલ જે અનિષ્ટ "કોમીવાદ"નું તત્ત્વ રાજકીય ક્ષેત્રમાં ઘુસી ગયું છે અને તેનાં પરિણામ શું આવ્યાં છે તે આ હકીકત સાથે સરખાવો.

( ૭૯ ) કોઇનાં દેવસ્થાનની ધ્વજા સુધાં પણ પોતે ઉતરાવી નથી ( જુઓ પૃ. ૩૩૫ ) તો પછી પ્રજાજનનો તો શું ભાર હોય કે તેવું પગલું ભરી શકે ? તથા ઉપર ટી. નં. ૭૦ જુઓ.)

( ૮૦ ) જુઓ ખડક લેખ નં. ૧૪.

કેટલોક અધિકાર પણ સુપ્રત કર્યો કે જેથી કદાચ કોઇ પ્રજા તે પ્રમાણે વર્તવાને આનાકાની કરે તો પોતાના અધિકાર પરત્વે તે તેમને સમજાવી કરીને જરૂર પડયે, હાકથી પણ કામ લેઇ શકે. અને આવા કાર્યકર્તાઓ પોતે પોતાના પ્રદેશમાં ફરતા રહેવાને બદલે આળસુ બની ન જાય તે માટે તેમણે અમુક અમુક મુદતે પોતાના કાર્યની તપસીલ શ્રી હજુરમાં પેશ કરતા રહેવી તેવી પણ વ્યવસ્થા કરી દીધી. વળી પાછા આવા ધમ્મ મહામાત્રાને પહેલાં[૮૧] ત્રણ ત્રણ વર્ષે અને ( ખડકલેખ નં. ૩ ) પાછળથી પાંચ પાંચ વર્ષે ( ખડકલેખ નં. ૧૩ ) એકેક કાર્ય પ્રદેશમાંથી બદલી અન્યક્ષેત્રમાં ફેરવવાનો રીવાજ પણ રાખ્યો હતો કે જેથી તેઓ ભારે બદ્ધ કે પ્રમાદી થઇ ન જાય પણ દરેક જણ એમ વિચારે કે હું મારા પુરોગામી કરતાં, કેમ વધારે લોકપ્રિય થઇ પડું તેની સ્પર્દ્ધામાં વિશેષપણે તે પોતાને સુપ્રત થયેલી પ્રજા પ્રત્યે માન, મમતા, અને અનુકંપા બતાવનારૂં વર્તન ચલાવતો થઇ પડે.

સમસ્ત ભારતવર્ષમાં, ધર્મપ્રચાર કરવાને તો તેને હજુ સુતર હતું. કારણ કે તે બધો પ્રદેશ પોતાના આધીનપણામાં હતો, તેમ પોતાના ગુરૂના શિષ્ય વર્ગને ( જૈન સાધુઓને ) ત્યાં મોકલવામાં આવે તો અહાર પાણીની સુલભતા હતી; તેમજ તેમની દિનચર્યામાં તથા ધર્મપાલનમાં પણ કોઇ રીતે અવરોધ ન આવે તેવી સ્થિતિ પ્રવર્તી રહી હતી. એટલે ભારતવર્ષમાં તો આવા ખરા જૈન-માર્ગી સાધુઓને ઠેકઠેકાણે તેણે મોકલી દીધા હતાઃ આ પ્રમાણે હિંદમાંના સાધુઓ તથા ધમ્મ મહા-માત્રો, બંનેનું કાર્ય સુલભ હતું જઃ પણ હિંદ બહારનો દેશ જે પોતાની સત્તામાં હતો ત્યાં તો ખરા સાધુથી જઇ શકાય તેમ ન હતું. તેથી ત્યાં શી રીતે ધર્મ પ્રચાર કરવો તે તેને વિકટ પ્રશ્ન થઇ પડયો હતો. આ દૂર્ઘટ કાર્યનો પરામર્શ થતાં ગુરૂજીની સલાહને માન્ય રાખી, તેણે વેશ-ધારી સાધુઓ ( જૈન ધર્મમાં સાધુને પંચ મહાવ્રત સર્વાંશે પાળવા પડેછે. તેનાં નામો **अहिंसा, सत्य, अस्तेय, ब्रह्मचर्य अपरिग्रह**=જ્યારે આ વેષધારી સાધુઓને કાંઇ દીક્ષા પણ અપાએલ નહોતી તેમ તેમને ઉપરના વ્રતો પાળવાનું બંધન પણ નહોતું, પણ માત્ર તેઓ જૈન ધર્મનો ઉપદેશ સારી રીતે બીજાને આપી શકે તેવી સ્થિતિમાં તૈયાર કરી, સાધુઓ જેવા આચાર વિચાર પાળતા બનાવી દીધા હતા. આવા પુરૂષોને વેશધારી સાધુ કહી, તેઓને તે દેશમાં મોકલી દીધા અને ત્યાંના અમલદારો પર રૂક્કા લખી આપ્યા કે, આ અમારા માણસો જે મોકલ્યા છે, તે જેમ બતાવે તેમ તેમનાં કાર્યમાં સગવડતા કરી આપજો. મતલબ કે, જેમ હિંદમાં તેણે ધર્મનાં સામાન્ય તત્ત્વો ફેલાવવા પ્રયાસ કર્યો હતો તેમ, હિંદની બહારના પોતાના મુલકમાં તેજ હેતુસર, પણ કાંઇ ન્યૂન અંશે–( નહીં કે તેની ધગશની ન્યૂનતાને લીધે, પણ તે દેશમાં ખરા સાધુ મોકલી ન શકવાની પરિસ્થિતિને લીધે ), અપ્રમત્ત થઇને ઉદ્યમ સેવ્યો જ હતો. આની ઐતિહાસિક સાબિતીમાં આપણે કહી શકીશું કે એશિઆ માઇનરના પેલેસ્ટાઇનવાળા પ્રદેશમાં તથા અરબસ્તાન દેશમાં, જે કાંઇ આર્ય સંસ્કૃતિના અવશેષો પાછળથી માલૂમ પડી આવ્યા છે[૮૨] તે તેનુંજ પરિણામ હતું એમ સમજવું.

ઉપર પ્રમાણે ગોઠવણ કરી હતી ઉપરાંત, પોતાના આશ્રિત–તાબેના સર્વે ખંડિયા રાજાઓને અવંતિમાં બોલાવીને જણાવી દીધું હતું કે, તમારી વફાદારીથી હું ખુશી તો છું જ પણ,

( ૮૧ ) " પહેલાં ને પાછળથી " જે એમ સમયનો નિર્દેશ માન્યો છે તેને બદલે નજીકના પ્રદેશ માટે અને દૂરના પ્રદેશ માટે પણ તે મુદતનો આ પ્રમાણે ભેદ પાડી શકાયો હોય તે બનવાજોગ છે.

તમો સ્વદેશે પાછા ફરી, તમારી પ્રજામાં મારો ધમ્મ ફેલાવવા ઉદ્યમ સેવશો તેથી હું જેટલો રાજી થઈશ તેટલો તમારા કોઈ બીજા કાર્યથી ખુશી થઈશ નહીં. આમ રાજાઓને સાધી લીધા હતા. તેમજ, દરેક જૈન ધર્મીને પોતાનો ધર્મ પાળવામાં સુગમ થાય તથા તેનાં વિધિ વિધાન-પૂજા આદિ કાર્ય કરવાની અનુકૂળતા સચવાય, તે માટે અસંખ્ય પ્રમાણમાં જૈન પ્રતિમાઓ તેણે ભરાવી દીધી હતી. તેમજ જૈન મંદિરો બનાવરાવ્યાં હતાં.

આ પ્રમાણે યોજના તો કરી. તેમ તેને વ્યવહારમાં પરિણમાવી પણ ખરી, છતાં કાળે કરી તેના અનુષ્ઠાનમાં-બજવણીમાં કોઈ પ્રકારે શિથિલતા આવી જાય, તો કરી કમાણી એળે જાય, માટે તેને યાવચ્ચંદ્ર દિવાકરૌ, પ્રજાજનના મન ઉપર ઠસાવવા માટે, તેમજ તેની યાદગિરી હમેશાં તાજી રહ્યા કરે તે માટે, તે ધાર્મિક તત્ત્વોને પ્રતિપાદન કરતાં ઉપદેશ વાકયો અને ભાતભાત-ના શિલાલેખો તથા સ્તંભલેખો તેણે ઉભા કરાવ્યા.

હવે પશુ-પંખીના કલ્યાણ માટે જે માર્ગો તેણે યોજયા હતા તે વિચારીએ-પ્રથમ તો વિના કારણે હાલતાં ને ચાલતાં જે પશુઘાત કરવામાં આવતો તે તેણે બંધ કરાવી દીધો. અત્યારસુધી રાજાઓ, મોટા જમીનદારો, તાલુકદારો વિગેરે શોખને માટે જે શિકાર કરી અનેક જીવોની જીવહાની કરી રહ્યા હતા, તે તેણે રાજ્ય શાસન કાઢી, એકદમ બંધ કરી દીધી. પોતાના રસોડે આહાર સામગ્રી તૈયાર કરવામાં પ્રત્યેક દિવસે જે મોર અગણિત સંખ્યામાં કપાતા તેના ઉપર કાપ મૂકી, માત્ર ત્રણની જ સંખ્યા રાખવી એમ ઠરાવી દીધું. તથા જે પશુપશુને લડાવી મારવાની સાઠમારીઓ થતી હતી, ઉત્સવ પ્રસંગે કે સામાજીક પ્રસંગે પશુઓને દોડાવવાની હરીફાઈમાં તેમને હથિયારની પરોણી ઘોંચી લોહી લુહાણ કરી નાખતાં, બળદોને ખસી કરવામાં આવતા, ઇત્યાદિ અનેક રીતે પશુપીડન થઈ રહ્યું હતું તે બંધ કરાવી દીધું. મોટા પશુઓની મુક્તિ માટે જ રસ્તા યોજ્યા હતા એમ નહોતું: સાથે નાના પશુઓ, તેમજ સ્થળચર કે જળચર પ્રાણીઓની રક્ષા માટે પણ તે ભૂલ્યો નહોતો. વર્ષમાં અમુક અમુક દિવસે કોઈ પણ વ્યક્તિ જાળ નાંખી ન શકે[૮૩] કે તેવા અન્ય કોઈ માર્ગે એક પણ જીવની હાની નીપજાવી ન શકે, તેવો હુકમ પણ બહાર પાડયો હતો. આ પ્રમાણે અનેક રીતે તેણે મનુષ્યની તેમજ પશુપંખીની-દરેક પ્રાણ ધરાવતા દેહની-જીવરક્ષા માટે યથા પ્રકારે અને યથાશક્તિ એ ઉપાયો ગ્રહણ કર્યા હતા.

(૨) સામાજીક અથવા નૈતિક ઉન્નતિ કહો કે રાહત કહો, તે માટે પણ પ્રજા માટેની તેની કાળજી અતુલ પ્રશંસનીય હતી. સુખાકારીના પ્રશ્નમાં, પ્રથમ તો કુવા, વાવ, તળાવો વિગેરે સ્વચ્છ જળાશયો બંધાવી દીધાં હતાં, જેમાંના એક કાર્યની નોંધ તરીકે સુદર્શન તળાવની ભગ્ન અવસ્થાનો ઉદ્ધાર પણ લેખી શકાશે. વળી પ્રજામાં અત્યાર સુધી જે કેટલીક નઠારી પ્રવૃત્તિ ચાલી રહી હતી, તેમાંથી જ્યારે તેમનું માનસ તેણે ફેરવીને ધમ્મ પ્રત્યે દોર્યું હતું, ત્યારે તેમનો સમય જે ફાજલ પડતો તે દરમ્યાન તેમનું ચિત્ત બીજા કોઈ તેવાને તેવા દોષિત માર્ગે ન દોરાઈ જાય તે સારૂ પરિષદો અને સમાજની વ્યવસ્થા કરી. તેમના માટે હરવા ફરવાના ઉદ્યાનો, વિશ્રામ ગૃહો વિગેરે બનાવ્યાં તથા તેમનું મન આનંદમાં રહે તે માટે અનેક પ્રકારના તમાસા દેખાડવા માંડયા. જેમાં મુખત્વે કરીને જૈન ધર્મના ધાર્મિક પ્રસંગોનાં દશ્યો હતાં. ( જેવાં કે વિમાન, હાથી

( સરખાવો ઉપર ટી. નં. ૫૫ )

(૮૨) જુઓ ઉપર પૃ ૩૦૪-૬ અને તેની ટીકાઓ.

( ૮૩ ) જુઓ તેના ખડક લેખો.

અગ્નિસ્કંધ, આદિ ચૌદ સ્વપ્નાંનાં દશ્યો ઇત્યાદિ જુઓ ખ. લે. ૧૪ : ૧) એટલે ગમત સાથે જ્ઞાન મળે તેવાં સાધનો ઉભાં કરાવ્યાં હતાં. શરીર સુખાકારી સાચવતાં છતાં પણ કદાચ તંદુરસ્તી બગડી જાય તો તેના ઉપચાર માટે, મનુષ્યો અને પશુઓ માટે દવા શાળાઓ, તેમજ લુલાં લંગડાં અને વૃદ્ધ થઇ ગયેલ પશુઓ માટે પાંજરાપોળો સ્થાપી દીધી. તથા ઔષધો પુરતાં મળી શકે તે માટે દેશ પરદેશથી તેવાં ઝાડ, મૂળ, જડીબુટી મંગાવી મંગાવીને સર્વત્ર રોપાવી દીધી. સ્ત્રીઓ માટે પ્રસુતિગૃહો સ્થાપી, તેમની તથા નાનાં નાનાં બાળકોની સાર સંભાળ લેવા માટે સ્ત્રી અમલદારો નીમી દીધા. વૃદ્ધ મનુષ્યો જે કંઇ કામકાજ કરી શકે તેમ નહોતા, તેમના ઉદર નિર્વાહ માટે પણ જુદી વ્યવસ્થા કરાવી દીધી. તેવી રીતે જ્યાં જ્યાં આવશ્યકતા લાગી અને તેની ચકોર બુદ્ધિએ માર્ગ કરી આપ્યો, ત્યાં ત્યાં પોતાથી બન્યા તેટલા દરેક પ્રકારે પોતાના પ્રજાના સામાજીક કલ્યાણના માર્ગો રાજ્યના પદરે પૂરા પાડી દીધા, એટલે પ્રજા હરહંમેશ આનંદ અને સંતોષમાંજ રહ્યા કરતી.

(૩) આર્થિક-વ્યાપારિક : વ્યાપાર છે તેજ સર્વ સમૃદ્ધિનો જન્મદાતા છે, તે નિયમ તેણે ખૂબ ખૂબ મનમાં ગોખી રાખ્યો હતો. જેથી જુદા જુદા પ્રદેશના[૮૪] વ્યાપારિક સ્થળો, મોટા રસ્તાથી અને રાજમાર્ગોથી જોડાવી દીધા. પાકી સડકો બંધાવી દીધી, જેથી ભારબરદારીનાં પ્રાણીઓને પણ વહન કરતાં સૂતર થઇ પડે. વળી તેમને તડકો બહુ ન લાગે તે માટે અમુક અમુક અંતરે મોટાં છાયાવૃક્ષો રોપાવી દીધાં. રસ્તામાં તૃષા લાગે તો તેની છીપ્તિ માટે વાવ કુવા પણ બંધાવી દીધા; વટેમાર્ગુને કે વેપારી કાફલાને રાત્રીવાસો કરવાની જરૂર પડે તો તેમની સગવડ માટે પણ વિશ્રામ સ્થાનો તેમજ ધર્મશાળાઓ બનાવી દીધાં; અમુક અમુક અંતરે માપદર્શક ખુંટા ખોડાવી દીધા; જીર્ણ થઇ ગયેલા રસ્તાઓની મરામત કરાવી દીધી; ઇત્યાદિ ઇત્યાદિ. વળી વેપારની વસ્તુઓ ઉપરની જકાતનાં ધોરણોમાં તથા રૈયત ઉપરના અન્ય કરવેરામાં, જ્યાં જ્યાં સુધારો કરવા યોગ્ય લાગ્યો, ત્યાં ત્યાં તે તે પ્રમાણમાં સુધારા પણ કરાવ્યા. આવી રીતે વ્યાપાર વૃદ્ધિનાં સ્થળ માર્ગોજ તરફ જો લક્ષ રાખી, જળમાર્ગો તરફ દુર્લક્ષ રાખે તો તે ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરી ન શકાય. માટે મોટી મોટી નદીઓ જે સારાય વર્ષ દરમ્યાન અખૂટ નીરથી વહ્યા કરતી હતી તેમાંથી નાનીમોટી—નહેરો—બંધાવી વ્યાપારી પ્રવહણો તથા નાના મોટા મચ્છવાઓના આવજાવના માર્ગ મોકળા કરી આપ્યા: તેમજ આવી નહેરોમાંથી, ક્ષેત્રાદિકના પાકને પણ પાણી મળતું રહે તેમ ગોઠવણ કરી આપી.

જે લોકો શસકત નહોતા તેમનાં ભોજન માટે ભોજન શાળાઓ, મોટા મોટા શહેરમાં ચારે દિશામાં સ્થાપી દીધી. તેમ જ ધર્મોપદેશકો કે અન્ય રીતે ભિક્ષાવૃત્તિ ઉપર નિર્વાહ કરનારાઓ માટે દાનશાળાઓ સ્થાપી દીધી. દાનશાળા અને ભોજનશાળા માટે તો તેનો પક્ષપાત પણ હતો અને પોતાની સીધી દેખરેખ પણ રાખતો. તેમજ અમલદારો ઉપર તે સંબંધમાં ખાસ ફરમાન પણ છોડયા હતા. આટલો બધો પક્ષપાત રાખવાનું

(૮૪) દેશ પરદેશના એલચીઓને પણ પોતાના દરબારે નીમવાને આમંત્રણ તેણે કર્યાં હતાં. તેમાં વ્યાપારીક તેમજ રાજદ્વારી એમ બંને હેતુ હશે.

(૮૫) રાજા અથવા તેના જેવા જવાબદાર પુરૂષના ખરચથી તૈયાર થયેલો જે અહાર તે રાજપીંડ કહેવાય.

(૮૬) આર્ય મહાગિરિજીએ તો મ. સં. ૨૪૬ ઇ. સ. પૂ. ૨૮૧ માં સ્વર્ગગમન કર્યું છે. જ્યારે આવી સાર્વજનીક દાનશાળાઓ તો મ. સં. ૨૪૩ અને ૨૫૧ વચ્ચે-ઇ. સ. પૂ. ૨૮૦ થી ૨૭૬ વચ્ચે જ ખૂબખૂબ બંધાવવામાં આવી હતી. એટલે માનવું રહે છે કે, સાર્વજનિક સંસ્થાના પ્રચાર પહેલાં પણ તેણે એવી

કારણ વાચક વર્ગ સમજી ગયા હશે, કે પોતાના પૂર્વભવમાં ભિક્ષુક અવસ્થામાં પોતાને રોટીના એક ટુકડા માટે શું શું કષ્ટો સહન કરવા પડયાં હતાં અને તેમાંથી પોતે શી રીતે પાર ઉતર્યો હતો તેમજ સાધુદાન-સુપાત્રદાન, અને સ્વધર્મ પ્રત્યેની અચળ શ્રદ્ધા, કેવાં ફળદાતાં નીપજે છે, તે બધું જાતિ અનુભવથી જણાયું હતું. એટલે તે સર્વને મૂર્તિમંત-પ્રત્યક્ષ બનાવી, પોતાની સર્વ પ્રજાને બોધ રૂપ નીવડે, તે માટે આ બધી યોજનાઓ ઘડી કહાડી હતી. ભોજનશાળાના કાર્યમાં તો તે એટલે સુધી મશગુલ બની ગયો હતો, કે સાધુઓને આહાર વહોરાવવામાં તેણે પાછું વાળીને-સારાસાર જોવાનો વિચારજ મૂકી દીધો હતો. તે એટલે સુધી કે જૈનમાર્ગી સાધુઓને રાજપીંડ[૮૫] લેવો કલ્પતો નથી, છતાં તેઓ પણ કાળના પ્રભાવે, તેનાથી મુગ્ધ બની જઇ રાજ્યની દાનશાળામાંથી વહોરવા મંડયા હતા. આ શિથિલાચાર પ્રવેશ થતો જોઇ, તેમના ગુરૂમહારાજ શ્રી આર્યસુહસ્તિજીના વડીલ બંધુ શ્રી આર્યમહાગિરિજીને[૮૬] તે સર્વેને ઠપકો પણ દેવો પડયો હતો તેમજ તે પ્રવૃત્તિમાં સરી પડી જતાં અટકાવવા ઉદ્યમ પણ સેવવો પડયો હતો.

જનકલ્યાણના આવા આવા માર્ગો યોજવામાં જેણે કમર કસી હોય, તે કાંઇ વિદ્યા પ્રચાર જેવા સર્વમાન્ય વિષય તરફ ઝાંખી માત્ર પણ ન કરે, એમ કલ્પનામાં પણ આવી શકે નહીં. એટલે જો કે તેના કોઇ શિલા કે ખડક લેખમાં આવા પ્રકારની હકીકત નજરે પડતી નથી, છતાં સહજ અનુમાન કરી શકાય છે, કે કેળવણીના પ્રદેશમાં પણ તેણે અનેક વિધ સુધારા વધારા કરી સગવડતાઓ કરી જ આપી હશે. બીજી એક બાબતનો અત્ર ખાસ ઉલ્લેખ[૮૭] કરવાની જરૂરિઆત છે, કે રાજ્યનું અને વ્યાપાર કરવાનું ચલણ જે સિક્કાઓ ગણાય છે તે અત્યાર સુધી ઢાળેલા-cast coins-બનાવાતા હતા તેને બદલે તેણે હવે ટંકશાળ કાઢીને છાપેલ સિક્કા-die sunk-બનાવવાની શરૂઆત કરી લાગે છે. અને માત્ર રાજવંશી ચિહ્ન જ સિક્કા ઉપર જે પાડવામાં આવતું હતું તેને બદલે પોતાનું અંગત-સાંકેતિક ચિહ્ન-પાડયું. આમ કરનાર તે પ્રથમ તેમજ છેલ્લો જ હિંદુ રાજા હતો. કોઇએ અત્યાર સુધી પોતાનું ચિહ્ન સિક્કા ઉપર પાડયું હોય એમ મારી જાણમાં નથીજ. આ સાંકેતિક ચિહ્ન તરીકે તેણે "હાથી" પસંદ કર્યો હતો. કારણ કે, જ્યારે તે માતાના ગર્ભમાં ચ્યવ્યો-ઉત્પન્ન થયો ત્યારે માતાએ, શુભ (કે શુભ્ર) હસ્તિ[૮૮] પોતાના ઉદરમાં પ્રવેશ કરતો સ્વપ્નમાં દેખ્યો હતો. આ ચિહ્ન તેણે ખુદ અવંતિના પ્રદેશનાજ સિક્કામાં છપાવ્યું હોય એમ બન્યું નથી, પણ જે જે મુલકો તેના તાબામાં હતા તેમજ ખંડણી ભરતા હતા તે સર્વે દેશોના સિક્કા ઉપર હાથીનું ચિન્હ અને તે પણ પોતાના સર્વ ભૌમત્વની કબૂલાતમાં સવળી બાજુજ on the obverse પાડવાની ફરજ પાડી હતી. આ ઉપરથી આપણને પણ એક મુદ્દો હાથ લાગ્યો ગણાશે, કે જે જે પ્રદેશમાં[૮૯] આવા હાથી ચિહ્નના સિક્કા મળી આવે તે તે પ્રદેશ ઉપર મહારાજા

---

દાનશાળાઓ છુટકછુટક બનાવરાવી હશે જ.

અથવા આર્ય મહાગિરિજીનો સ્વર્ગવાસ મ. સં. ૨૪૬ ને બદલે (જુઓ પૃ. ૩૨૯ ટી. નં. ૨૪) તે પહેલાં થયો હતો એમ ગણવું રહે છે. અને તેમ ગણાય તો સમ્રાટ પ્રિયદર્શિને પોતાના રાજ્યાભિષેક બાદ આઠમા વર્ષે જે વ્રત્તો ગુરૂમહારાજની સમક્ષ લીધાં હતાં એમ જણાવાયું છે. તેને બદલે એકલા આર્યસુહસ્તિજી પાસેજ વ્રત્ત લીધાં હતાં એમ ઠરાવવું પડશે.

(૮૭) ઉજૈનીમાં વેધશાળા પણ એમણેજ ઉભી કરી હશે એમ માનવાનું કારણ મળે છે. સં. જૈ. ઇ. દિ. પૃ. ૨૪૭:—અશોકે ( પ્રિયદર્શિન જોઇએ ) ઉજૈનકો ભારતકા ગ્રીનીચ બના દિયા થા.

(૮૮) જુઓ ભાબ્રા-વિરાટનો ખડક લેખ તથા માયાદેવીનાં સ્વપ્નનું ચિત્ર આકૃતિ નં. ૨૮ તથા પૃ. ૧૨૮ ટી. નં. ૨૨ જુઓ.

(૮૯) અફગાનિસ્તાનના માણિકયાલના શિલા લેખવાળા સ્થળેથી જે સિક્કા મળ્યા છે તેમાં પણ છે. સિરિયા,

સંપ્રતિની સત્તા-હાક-કબૂલાઇ હતી એમ નિર્વિવાદ ઠરાવી શકાય.

જેમ દેશની ભીતરના જળમાર્ગોને વ્યાપારિક હિત વધારવા માટે ઉપયોગમાં લીધા હતા, તેમ બહારના સમુદ્રમાર્ગો સુધારવા માટે તેમજ મુસાફરી ખેડી અન્ય પ્રદેશો સાથેનો વેપારી સંબંધ ખીલવી શકાય તે માટે ઉત્તેજન આપ્યું હશેજ. જો કે તેનો ઉલ્લેખ કોઇપણ શિલાલેખમાં કે અન્ય પુસ્તકોમાંથી મળી આવતો તો નથીજ, છતાં એમ જે હકીકત નીકળે છે કે તે સમયે સ્થળ માર્ગે તો પશ્ચિમ તરફ ઠેઠ ગ્રીસ અને મિસર સાથે અને પૂર્વ-ઉત્તરમાં ચીન સાથે ભારતના વેપારીઓ ઘણી લેવડદેવડ કરતા હતા, તે પ્રકારની બધી પ્રવૃત્તિઓ તો આવા મુક્ત વ્યાપારને ઉત્તેજન દેવાની વૃત્તિ ધરાવનાર સમ્રાટના રાજ્ય અમલના પ્રતાપેજ વિશેષપણે આરંભાઇ હોય એમ અનુમાન દોરી શકાય.

(૪) રાજકીય સુધારા વિશે તેમજ પ્રજાને અદલ ઇન્સાફ મળી રહે તે માટેની તેની કાળજી વિશે અત્રે તો એટલુંજ જણાવવું ઠીક પડશે કે આ વિષયમાં પણ તે સદા સાવચેત હતો. એટલુંજ નહિ પણ પોતાના અંતઃપુરના અને ખુદ પોતાના સુખચેન કરતાં પણ પ્રજાકલ્યાણને સર્વોપરી અગત્યતા આપતો હતો.[૯૦] અને તે માટે પોતે ગમે તે સ્થિતિમાં હોય, અંતઃપુરમાં ખાનગી કામે રોકાયો હોય કે, ભોજન શાળામાં ભોજન લેતો હોય, તોએ પ્રજાની દાદ કે ફરીયાદ તુરતા તુરત પોતાને કાને પહોંચાડવાની[૯૧] ખાસ તકેદારી બધાને આપી દીધી હતી. આ તેની રાજનીતિનો એક નાદરમાં નાદર નમુનોજ કહી શકાય. આટલું જણાવી, વિશેષ વિવેચન આપણે રાજ્યવ્યવસ્થાના શિર્ષક નીચે કરીશું.



અરબસ્તાન કે એશિઆઇ માઇનોરવાળા ભાગમાંથી તેના સિક્કા મળી આવ્યા છે કે કેમ તે મારો વિષય નથી. એટલે તપાસ કરી નથી. પણ તે ખાતામાં રસ ધરાવતા વિદ્વાનો પ્રકાશ પાડશે એમ વિનંતિ છે.

(૯૦) આ સાથે હિંદના કેટલાક દેશી રાજાઓનાં જીવન સરખાવો.

(૯૧) જુઓ સ્તંભ લેખો.



# ચતુર્થ પરિચ્છેદ

## સમ્રાટ પ્રિયદર્શિન ( ચાલુ )

**ટૂંકસારઃ**—રાજા શ્રેણિકથી ચાલી આવતી રાજવ્યવસ્થામાં મૌર્યવંશી સમ્રાટ ચંદ્રગુપ્તે રાજપુરોહિત પં. ચાણુકયની સલાહાનુસાર જે સુધારા અમલમાં મૂકયા હતા તેમાં મહારાજા પ્રિયદર્શિને કરેલ સમયને બંધબેસતા ફેરફારનું વર્ણન—તેમાં રાજકુટુંબનાં માણસોને તથા સગાંઓને જોડવામાં તેણે બતાવેલ ડહાપણ—આખા સામ્રાજ્યના એકવીસ જેટલી સંખ્યામાં પાડેલ ભાગો, તેનાં પાટનગરો તથા તે ઉપર નીમેલા સૂબાઓનો કેટલેક દરજ્જે આપેલ ખ્યાલ—સમ્રાટની અનેક કૃતિઓનાં નામ ( જેવાં કે નાના મોટા ખડક લેખો, સ્તંભ લેખો, સ્તૂપો, પ્રચંડકાય મૂર્તિઓ ઇ. ) તેમજ ઉભાં કરવામાં આવેલ તેમની સંખ્યા, તેમનાં સ્થાન તથા હેતુ વિશેની સંક્ષિપ્તમાં આપેલી માહિતી—આમ કરવામાં કોઈ રાજકીય હેતુ હોવાનું અદ્યાપિ પર્યંત ધરાતું આવ્યું છે, પણ તે તેમ ન હોવાને બદલે તેમાં કેવળ ધાર્મિક હેતુજ રખાયલો છે, તેની કરેલી સમાલોચના—તે ઉપરથી આર્ય સંસ્કૃતિના સરણુનો કરેલ નિરધાર; એટલે કે તેનું વહન પશ્ચિમમાંથી પૂર્વમાં કે પૂર્વમાંથી પશ્ચિમમાં થયું હોવું જોઇએ તે બાબતની કરેલી ચર્ચા—સુદર્શન તળાવ મૌર્યવંશી સમ્રાટોએ સૌરાષ્ટ્રના ગીરનારજીની તળેટીમાં બંધાવ્યું છે તેમાં પણ અન્ય કૃતિઓની માફક રાજકીય હેતુ ને બદલે ધાર્મિક ઉદ્દેશજ સધાયો છે તેની કરી આપેલ ખાત્રી—છેવટે સમ્રાટ પ્રિયદર્શિનના શાસનની કરેલી સરખામણીઃ તેમાં તેના રાજકીય જીવનની, બન્ને હિંદી તથા અહિંદી ( યુરોપીય તેમજ અમેરિકન ) શાસકો સાથેની અને ધાર્મિક જીવનની, વૈજ્ઞાનિક તત્ત્વવેત્તાઓ સાથેની તુલના કરી બતાવી છેઃ—

—卐—

## પ્રિયદર્શિન ( ચાલુ )

**રાજ્ય વ્યવસ્થા**

શ્રી મહાવીરના સમયે રાજા શ્રેણિકે વ્યાપાર કરતા વર્ગની જે શ્રેણિઓ પાડી હતી. તે જો કે કાયમ ચાલી આવતી હતી, છતાં કેટલેક દરજ્જે પછીથી દાખલ થયેલ વર્ણાશ્રમના બળવત્તર પ્રવાહને લીધે, વર્ણના વાડા બંધાતા જતા હતા, એટલે તેમાં કેટલોક ફેરફાર કરીને, સમયને અનુકૂળ રચના સમ્રાટ ચંદ્રગુપ્તના સમયે, તેમના મુખ્ય પુરોહિત ચાણકયજીએ પ્રગતિમાં મૂકી હતી. આ ફેરફાર એવા પ્રકારના હતા કે મૂળની પ્રણાલિકા કાયમને કાયમ રહે, પ્રજાના સુખ સંપત્તિ અને કલ્યાણ પણ જળવાઇ રહે, અને સાથે સાથે સમયને અનુકૂળ રાજ્યનીતિને બંધબેસતું ધોરણ પણ ગોઠવાતું જાય. ચાણકયજીની રાજ્યનીતિના ચાર ભેદો પણ ગતિમાં મૂકાઇ ગયા હતા. આ પૃથા મહારાજા બિંદુસાર અને અશોકના રાજ્યની પ્રથમાવસ્થા સુધી તો ચાલુ જ હતી. પણ અશોકે ગ્રીકરાજા સેલ્યુકસની કુંવરી સાથે લગ્ન કર્યું અને તેના એલચીની નિમણૂંક પાટલિપુત્રના દરબારે કબૂલ રાખી, ત્યારથી પાશ્ચાત્યના સંસર્ગને લીધે તે સંસ્કૃતિની અસર તેના ઉપર થવા લાગી હતી. અને ત્યાંના કેટલાક રીત રીવાજ જેમ સામાજીક વ્યવસ્થામાં પ્રવેશ[1] થવા પામ્યા હતા તેમ રાજદ્વારી કાર્યવાહીમાં પણ દાખલ થવા પામ્યા હતા. મુખ્યત્વે કરીને સૈન્ય વ્યવસ્થામાં[2] આ ફેરફાર દેખાઇ આવતો હતો. પણ અશોક પછી મહારાજા સંપ્રતિએ તો મહાન ફેરફારો રાજકાજ ચલાવવાને અંગે કરવા માંડયા હતા. ભલે આ ફેરફારો મહાન હતા ખરા, છતાં કોઇ રીતે ચાલી આવતી પ્રણાલિકાના ભંગ રૂપે તો નહોતા જ: જેમકે આપણે ઉપર જણાવી ગયા તે પ્રમાણે, કોઇ પણ તંત્ર ગોઠવવામાં, કે નિયમ અથવા આજ્ઞા કરવામાં, પ્રજાહિતની અવગણના કરતો જ નહીં. તો પછી તેણે ઠોકકરે મારવાની તો વાત જ કયાં રહે ! પણ ઉલટું પ્રજાહિતને સર્વોપરી લેખીને જ તે કામ લીધે જતો હતો.

સૌથી મોટામાં મોટું રાજદ્વારી ડહાપણવાળું પહેલું પગલું તો એ ભર્યું હતું કે આવા મોટા અને અતિ વિસ્તારવાળા સામ્રાજ્ય ઉપર, સત્તાનો પૂરતો અંકુશ રાખવા માટે, રાજ્યગાદી દેશના એક ખૂણે રાખી મૂકવાનું દુરસ્ત ન ધારતાં, કોઇક મધ્યસ્થ સ્થળે જ પાટનગર કરવું જરૂરી ગણ્યું હતું. એટલે કાંઇક જરૂરિયાત[3] અને કાંઇક ફરજીયાત[3] સંયોગો વચ્ચે તેણે મગધના પાટલીપુત્ર નગરેથી રાજગાદી ફેરવીને ભારત દેશના મધ્યસ્થ પ્રદેશ અવંતિના ઉજૈયિની નગરે લાવ્યો હતો. અને ત્યાંથી જ બધો વહીવટ કરવા માંડયો હતો. થોડા કાળે તેને એક બીજી ખોટ માલૂમ પડી. તે એકે પોતે જ સર્વ અધિકાર હાથમાં રાખીને આખાયે સામ્રાજ્ય ઉપર વહીવટ કરવાને બદલે, પ્રાંતિક સૂબાઓ નીમી વહીવટ કરવાની[4] જે પદ્ધતિ સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમાં શરૂ થઇ હતી ( જો કે આવા સરદારો તો નંદિવર્ધનના

(૧) હિંદમાં અત્યાર સુધી આંતર વર્ણીય લગ્ન થતા હતાઃ પણ હવેથી આંતર રાષ્ટ્રિય લગ્ન થવા માંડયા. કેટલાક ઇતિહાસકારનું માનવું એમ છે કે, સમ્રાટ ચંદ્રગુપ્તે આવી શરૂઆત કરી હતી. પણ મને હજુ સુધી તેનો અટળ પુરાવો મળ્યો નથી. (જુઓ પૃ. ૨૮૧ ઉપરની હકીકત)

(૨) શ્રેણિકના સમયની અને ચંદ્રગુપ્તના સમયની સ્થિતિ બન્ને સરખાવવાથી ફેર કેટલો પડયો હતો તેનો ખ્યાલ આવી જશે.

(૩) સત્તાની અથવા અધિકારીની બરોબર દેખરેખ રાખી શકાય તેનું નામ રાજદ્વારી જરૂરિઆત અને પિતામહ અશોકે મગધનો પ્રાંત કુમાર દશરથને વહીવટ માટે સોંપ્યો હતો, જેથી તેમનું વચન ઉથાપાય નહીં માટે મગધમાંથી રાજગાદી ફેરવવીજ જોઇએ તે કારણ ફરજીયાત ગણાય.

(૪) જુઓ સુદર્શન તળાવની પ્રશસ્તિ. એપી. ઇન્ડિ. ૭. પૃ. ૩૬ થી આગળ.

(૫) વિશેષ માટે પૃ. ૧ પૃ. ૩૯૩ થી ૩૯૬

સમયે[૫] પણ નીમવામાં આવ્યા હતા. જેમકે કોલ્હાપુરના પ્રદેશ ઉપર ચુટુકાનંદ મહારથીની,[૬] તથા વિદર્ભના પ્રાંત ઉપર રાણી નાગનિકાના પિતા જે એક મહારથી હતા તેની, ઇ. ઇ. ની નીમણૂંકો કરાઇ હતી. પણ તે તદ્દન સ્વતંત્ર રહેતા હતા. જ્યારે મૌર્યવંશના આ સૂબાઓ મધ્ય-વર્તી સરકારને આધીન રહીને વહીવટ કરતા હતા) અને અશોક મહારાજાના સમય સુધી પણ ચાલુ તો હતી જ, પણ હવે તે પ્રથાને કોઇ દૂર દૂરના પ્રાંતોમાંજ સંકુચિત રાખવાને બદલે, તેણે વિશેષ વ્યાપક રૂપ[૭] આપ્યું હતું. જેથી સારા યે રાજ્યના અમુક વિભાગ પાડી, તેવા તેવા એકેક વિભાગ ઉપર, રાજકુટુંબના લાયક માણસો જ્યાં સુધી મળી શકે ત્યાં સુધી તેવા, અને નહીં તો નજીકના સગાં સંબંધીમાંથી કે અન્ય લાયક પુરૂષોને તેના ઉપર મુખ્ય અધિકારી તરીકે નીમ્યા હતા. આ પ્રમાણે હોદ્દેદારો નીમવામાં આવે તો અનેક ગુણો હેતુ સચવાશે એમ તેને સ્ફુરી આવ્યું હતું. અધિક ગુણો હેતુ એ કે તેવા તેવા રાજકુમારોને રાજ ચલાવવાની લાયકાતનું મળતું જાય; વળી તેમને તે પ્રકારે આ-જીવિકાનો રસ્તો પણ મળે, અને એકજ લોહીના હોઇ રાજ્યના ગમે તેવાં ખાનગી કાર્યો સોંપવામાં સંકોચ પણ ન થાય. તેમજ વિકટ પ્રસંગ ક્વચિત્ રાજ્ય ઉપર જો ઉતરી આવે તો, તેમની સલાહ અને મદદ[૮] ઘણીજ ઉપયોગી થઇ પડે. વિચારતાં, આવું પગલું તેને વિશેષ હિતકર –પોતાના, રાજ્યના અને પ્રજાના દરેકનાં હિત સાચવનારૂં–લાગતાં, તેનો તેણે તુરતા તુરત અમલ કરી દીધો હતો. રાજ્ય વ્યવસ્થાને અંગે આ તેનું બીજું ડહાપણ ભરેલું પગલું હતું.

રાજ્યના આવા પ્રાંતિક વિભાગો કેટલા પાડયા હતા અને તે દરેકની રાજધાની કયાં રાખી હતી તથા તેના ઉપર કોને નિમવામાં આવ્યા હતા, તે વિષય તો ખાસ મહારાજા પ્રિયદર્શિનના જીવનનું જ પુસ્તક રચાતું હોય તેમાં જ દાખલ કરવા યોગ્ય છે. છતાં આપણને તેના રાજ્યની વ્યવસ્થાનો અને તેની કૃતિઓનો ખ્યાલ આવે તેટલા માટે થોડા ઘણા અંશે જાણવાની જે જરૂર છે તેટલું તો જણાવવું જ રહે છે.

---

(૬) સિક્કા ચિત્ર ઉપરથી (જુઓ સિક્કા આંક નં. ૪૭ થી ૫૨) સમજાય છે કે આ ચુટુકાનંદ, મૂળાનંદ વિગેરે નંદવંશના નહી પણ આંધ્રવંશી નૃપતિઓના સરદારો હતા.

(૭) વિશેષ વ્યાપક રૂપ એટલા માટે મારે કહેવું પડયું છે કે ચંદ્રગુપ્ત અને અશોકના સમયે તો રાજ-નગરથી તે પ્રદેશ અતિ દૂર હોવાને લીધેજ ત્યાં સૂબો નિમવાનું દુરસ્ત ધરાતું હતું. જ્યારે સંપ્રતિ મહારાજે તો શું દૂરના કે શું નિકટના, પણ સર્વે પ્રાંતો ઉપર તેવા સૂબા નીમવાનું ધાર્યું હતું કે જેથી Division of labour & responsibility ની વહેંચણી થઇ જાય તે હેતુ રાખ્યો હતો.

(૮) આ એક રાજનીતિનું અંગ છે તેથી અહીં ઉલ્લેખ કરવો પડયો છે. વર્તમાન કાળે સર્વ શાસન કરતી પ્રજાનું રાજ્ય બંધારણ જોશો તો આ સુત્રના ધોરણેજ સર્વ રાજદ્વારી તંત્ર ગોઠવાયલું જણાશે, પછી તેને ફેડરેલ સ્ટેટસ કે યુનાઇટેડ સ્ટેટસનું નામ આપો, કે જુદાં જુદાં સ્થળોમાં તેના સત્તાધારીઓ રહેવાને બદલે એકજ સ્થાન ઉપર રહી, જુદાં જુદાં દફતરો સંભાળે અને તેમને પછી પ્રધાનોનાં નામથી ઓળખાવો. પણ અંજામે બધા તંત્રનું મૂળ તો એકજ સમજવું; એટલે સત્તાની વહેંચણી અને સજાતિય ( એકજ જાતના વિચાર ધરાવતા ) પુરૂષોનું મંડળ થયું. આ પ્રમાણે હોય તો વ્યવસ્થા પણ જળવાય અને આપત્તિ સમયે અરસપરસ ઉપયોગી પણ થવાય.

આ સુત્ર દરેક પ્રકારના વ્યવહારમાં તેમજ વેપારમાં પણ અમલમાં મૂકી શકાય તેમ છે. કેટલાક વેપારીઓનું માનવું એમ છે કે, સગાંવહાલાંને કે સજા-તિય બંધુઓને પોતાની સાથે જોડવામાં આવે, તો તેઓ જેટલા બેવફા નીવડી શકે છે અને દગો દઇ હેરાન કરી શકે છે, તેટલે દરજ્જે અપરિચિત કે વિજાતિય બંધુઓ નથી કરી શકતા આ બન્ને પક્ષના વિચાર માટે, તારતમ્ય

| પ્રાંતની સમજૂતિ. | સૂબાનું નામ કે ઓળખ | પ્રાંતિક પાટનગર. |
|---|---|---|
| (૧) અવંતિ–હાલનો માળવા અને મેવાડ તથા સેંટ્રલ ઇન્ડીઆ એજંસીનો થોડોક ભાગ (સિંધિયા, હોલ્કર, ભોપાળ વિગેરે સર્વે રિયાસતનો સમાવેશ આમાં થાય છે.) | ઘણું કરીને સમ્રાટના પોતાના જ અધિકારમાંઃ છતાં એમ માની શકાય કે, પોતાના કોઇ કુમારને નીમ્યો હોવો જોઇએ અને કદાચ તે યુવરાજ પણ હોય (જુઓ ટી. ૧૨.) | પશ્ચિમ અવંતિનું ઉજેયિની અને પૂર્વ અવંતિનું વિદિશા નગર. |
| (૨) આનર્ત, શ્વભ્ર અને સૌરાષ્ટ્ર ( હાલનો ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડ )કદાચ કચ્છ પણ હોય. | પોતાના લઘુ બંધુ–સહોદર શાલિશુક[૯] ( જેને પાછળથી મગધ પ્રાંતમાં ફેરવ્યો હતો) | ઘણું કરીને અસ્થિકગ્રામ જેનું નામ ઇ. સ. ની સાતમી સદીમાં વર્દ્ધમાનપુરી પડયું હતું ને જેને હાલ વઢવાણ શહેર કહેવાય છે. |
| (૩) મરૂદેશ–હાલનો રાજપુતાનાનો આખો પ્રદેશ; કદાચ કચ્છદેશ જો ઉપરના (નં. ૨) માં ન સમાતો હોય તો આ (નં. ૩) માં ખરોજ. | નામ જણાયું નથી.[૧૦] (આને ભોજકાઝનો પ્રાંત પણ કદાચ ગણાવાયો હોય તો)[૧૧] | ઘણું કરીને ભાબ્રા વૈરાટનો જ્યાંથી શિલાલેખ મળી આવ્યો છે તેઃ આ પ્રદેશમાં કદાચ રાજનગરીનું નામ ત્રંબાવટી કે હર્ષપુર પણ હોય. |
| (૪) સિંધ-સૌવીરઃ (હાલનોસિંધ, જેસલમીરનું રણ તથા તેનો કાંઇક પૂર્વ ભાગ તેમજ કચ્છના રણનો ઉત્તર ભાગ) તેમજ બલુચિસ્તાન તથા પંજાબનો દક્ષિણ વિભાગ કે જેમાં ભાવલપુર સ્ટેટ વાળો ભાગ છે તે | યુવરાજ વૃષસેન[૧૨] (રૂષભસેન) | બરાબર તો કહી શકાય તેમ નથીઃ પણ સિંધની રાજધાની વીતભયપટ્ટણનો નાશ થયા પછી, કદાચ લારખાના જીલ્લામાં કે તેની આસપાસ (જ્યાં હાલનું મોહન જાડેરોનું સ્થળ છે ત્યાં પણ હોય) સંભવે છે. |

અને વિરૂદ્ધમાં જનારી અનેક દલીલો અને દષ્ટાંતો પણ રજુ કરી શકાય તેમ છે. છતાં કઇ નીતિ વધારે લાભપ્રદ નીવડી ચૂકી છે, કે નીવડી શકે છે, તે વાંચક વર્ગે પોતે વિચારી લેવું રહે છે. અહીં તો પ્રસંગ ઉપસ્થિત થયો એટલે તેનો નિર્દેશ કરી તે ઉપર ધ્યાન ખેંચ્યું છે.

(૯) જ. બી. ઓ. રી. સો. ૧૯૨૮. સપ્ટે. પૃ. ૪૧૬: જુઓ બુદ્ધિપ્રકાશ પૃ. ૭૬ તથા પૃ. ૮૮ અને આગળ. જયસ્વાલજી શાલિશુકને ભાગવત પુરાણની લખેલ એક પ્રતમાં સુયશાનો પુત્ર કહ્યાનું જણાવે છે પણ સુયશા તે અશોકના પુત્ર કુણાલનું બીજું નામ છે એટલે સંપ્રતિનો નાનો ભાઇ શાલિશુક થયો ગણાશે. જુઓ પૃ. ૨૬૨ ટી. ૬૩ નું વંશવૃક્ષ.

(૧૦) જ્યાં જ્યાં " નામ જણાયું નથી " એમ લખ્યું છે ત્યાં ત્યાં બનવા સંભવ છે કે, રાજકુટુંબીનજીકનો કુમાર–નહી નીમાયો હોય; પણ આર્યકુમાર નીમવામાં આવ્યો હશે.

(૧૧) જુઓ. નીચે ટી. ૨૪.

(૧૨) સંભવિત છે કે, જન્મથી વૃષસેન પોતે યુવરાજ નહીં હોય, પણ તેનો મોટો ભાઇ કુદરતી રીતે કે કોઇક ઠેકાણે લડાઇમાં અથવા બળવો સમાવવા

| | | |
|---|---|---|
| (૫) **ગાંધાર**–કંબોજ: પંજાબનો લગભગ આખો ભાગ, વાયવ્ય હદવાળો પ્રાંત અને **અફગાનિસ્તાન.** | નામ જણાયું નથી પણ પોતાનો ભાઇ હતો એમ જણાય છે.[13] | તક્ષીલા નગરી સંભવિત છે: અથવા પ્રાચીન તક્ષીલાનો નાશ થઇને, તેનાથી થોડે છેટે પશ્ચિમે નવી તક્ષીલા વસી હતી તે હોય. |
| (૬) **કાશ્મિર**–હાલનો[14] આખો કાશ્મિર દેશ, તથા હિંદુકુશ પર્વતવાળો મુલક તેમજ બેકટ્રિઆ પ્રાંત પણ ખરો જ (તેને તે વખતે યોન પ્રદેશ કહેવાતો હતો.) | જાલૌક–(મહારાજા પ્રિયદર્શિનનો જ પુત્ર થાય) | શ્રીનગર વસાવ્યું હતું અને ત્યાંજ રાજગાદી કરી હતી. |
| (૭) (૮) અને (૯) ઇરાન, અરબસ્તાન અને એશિઆઇ તર્કીના અમુક ભાગ–આ ત્રણ વિભાગોને તે સમયે શું નામ અપાયું હશે તે જણાતું નથી. | તે તે સમયના જે રાજકર્તાઓ હતા તેમને જ કાયમ રાખી, પોતાના તાબાના–ખંડીઆ તરીકે ચાલુ રાખ્યા હતા. | ખાસનામ મળી આવતાં નથી. |
| (૧૦) **ખોતાન** અને **તિબેટ** હાલમાં પણ એજ નામે તે પ્રદેશો ઓળખાય છે. | કુમાર કુસ્થનઃ (ખરું નામશું હશે તે જણાયું નથી) | નામ જણાયું નથી. |
| (૧૧) **નેપાળ**[15] ભુતાન તથા નેપાળના હાલનો મૂલક: હિમાલયની ખીણોનો સમાવેશ પણ આમાં થાય છે. | મહારાજા પ્રિયદર્શિનના જમાઇ અને કુંવરી ચારૂમતીનો પતિ–રાજા દેવપાળ[16] | લલિતપટ્ટણ[17] વસાવી ત્યાં રાજધાની કરી: પોતાના નામે–તે નગરને દેવપટ્ટણ પણ કહેવાતું હતું. |

જતાં મરણ પામવાથી તે યુવરાજ પદે આવ્યો લાગે છે. (જુઓ ઉપરમાં અવંતિના સૂબાનાં નામમાં તથા પૃ. ૨૯૮ ટી. નં. ૪૯.) કેટલાકોએ આનું નામ Sobhagsanus લખ્યું છે. (મૌ. સા. ઇ. પૃ. ૬૫૪) તારાનાથકે અનુસાર વૃષસેન ગાંધારકા રાજા થા (કો. આં. રે. પૃ. ૫૧૨) સંભવતઃ યહ વૃષસેન ગાંધાર વા કુમાર વાસુબેદાર થા: તિબટકા બૌદ્ધ સાહિત્યમેં સંપ્રતિકા ઉત્તરાધિકારી વૃષસેનકો હિ લિખા હૈ ॥

(૧૩) તે પ્રદેશમાં ફાટી ઉઠેલ બળવામાં આ કુમારનું ખૂન, કે પછી ત્યાં બળવો બેસારવા માટેની માટેની લડાઇમાં મરણ થયું હોય એમ દેખાય છે અને તે બાદ નં. ૪ અને ૫ ના પ્રાંતો એકત્ર કરી નંખાયા હોય.

(૧૪) હિં. ઇ. છો. (ગુ. વ. સો.) પૃ. ૧૧૭:— અશોકના (પ્રિયદર્શિન લેખવો) સમયમાં કાશ્મિરની ખીણનો મૌર્ય સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો.

(૧૫) હિં. ઇ. છો (ગુ. વ. સો) પૃ. ૧૦૯ "પાટણ શહેર આગળ અશોક તથા તેની પુત્રીનાં કહેવાતાં બાંધકામોની અને શિલાલેખોની હૈયાતીથી–સિદ્ધ થાય છે કે તેના સામ્રાજ્યનો અંગ પ્રદેશ તે હતો. અને તેનો રાજવહીવટ સીધો મૌર્ય રાજધાનીથી જ કરવામાં આવતો હશે."

(૧૬) હિં. ઇ. છો. (ગુ. વ. સો.) પૃ. ૧૧૦ "સાતમા સઇકાના પ્રારંભમાં ત્યાનું રાજ કરતું રાજકુલ લિચ્છવી કુટુંબ હતું પણ વૈશાલિના લિચ્છવીઓ જોડે નો તેનો સબંધ કયા પ્રકારનો હતો, તે નક્કી કરી શકાય તેમ નથી. (લેખક મહાશયને આપણે લખેલ હકીકતની ખબર ન હોય તે બરાબર છે) હવે વાચકોને ખાત્રી થશે.

(૧૭) ઉપરની ટીકા ૧૬ જુઓ

| | | |
|---|---|---|
| (૧૨) મગધપ્રાંત—હાલનો બંગાળ અને બિહાર પ્રાંતનો લગભગ સર્વ ભાગ (આસામવાળો[૧૮] ભાગ પ્રિયદર્શિનના તાબે હોય એવો પુરાવો ચોકકસપણે મળતો નથી.) | મહારાજા પ્રિયદર્શિનના સગા કાકાના પુત્ર કુમાર દશરથ; જેને આ પ્રદેશના સ્વતંત્ર રાજા તરીકે ગાદી સુપ્રત કરી હતી: તે બિનવારસ ગુજરી જતાં પોતાના નાનો ભાઇ જે સૌરાષ્ટ્રનો સૂબો હતો તે શાલિશુકને[૧૯] નીમ્યો હતો. | પાટલિપુત્ર નગર. |
| (૧૩) અલ્હાબાદ–કાશીઃ (શું નામ અપાયું હશે તે જણાયું નથી) આમાં અત્યારના સંયુકત પ્રાંતનો પૂર્વ ભાગ તથા કોશંબીના રાજ્યનો વિસ્તાર અને સેંટ્રલ ઇંડીઆ એજંસીનો પૂર્વનો બધો ભાગ તથા મધ્યપ્રાંતનો પણ થોડો ભાગ સમાતો હતો. | મહારાજા પ્રિયદર્શિનના બીજા કુમાર તિવર–ખરૂં નામ શું હશે તે કહી શકાતું નથી[૨૦] | બરાબર કહી શકાય તેમ નથી. પણ અલ્હાબાદ પ્રયાગ વાળું સ્થળ હશે, કે જ્યાં અલ્હાબાદ–કોશમવાળો સ્તંભ લેખ માલૂમ પડયો છે. |
| (૧૪) હસ્તિનાપુર—સંયુકતપ્રાંત (શું નામ હતું તે જણાયું નથી) પણ સતલજ નદીથી માંડીને કનોજ સુધીનો બધો ભાગ; ઉત્તરે હિમાલય અને દક્ષિણે જમના નદી વચ્ચેનો મુલક. | સૂબાનું નામ જણાયું નથી. | પાટનગર ઘણું કરીને હસ્તિનાપુર–ઈંદ્રપ્રસ્થ હશે. જે હાલના મીરત પાસે લગભગ આવેલું ગણાય છે. |

(૧૮) જે પર્વતની હાર હિમાલયમાંથી નીકળીને અરબી સમુદ્રમાં ઠેઠ આંદામાનના ટાપુ સુધી લંબાયલી હતી તે પર્વતમાળાજ સંપ્રતિના રાજ્યની હદ હતી. હિંદની પણ તેજ સીમા હતી. તેમ આસામ સંપ્રતિની આણમાં નહોતો. તેમ હાલ જે બ્રહ્મદેશ ઉપરની પર્વતમાળાથી પેલી પાર છે તે પણ તેને તાબે નહોતો એમ સમજાય છે.

(૧૯) જુઓ ઉપરમાં નં. ૨ વાળો પ્રાંત.

(૨૦) આ કુમાર તીવર પાછળથી કદાચ વૃષભસેન બનીને યુવરાજ પદ પામ્યો હોય : વળી ઉપરમાં પૃ. ૨૯૮ થી આગળ માં સમ્રાટ પ્રિયદર્શિનના પુત્ર-પરિવાર વાળું વર્ણન જુઓ.

(૨૧) શુંગવંશી રાજા અગ્નિમિત્ર જે માલવિકા નામની રાજકન્યાને પરણ્યો હતો તે પણ આ પ્રદેશ ના સૂબાનીજ પુત્રી હતી એમ સમજાય છે.

(૨૨) સંપ્રતિનો અમલ શરૂ થયો ત્યારે પ્રથમ તો આ દેશ આંધ્રપતિઓના તાબે હતો; પણ ત્યાં આંધ્રપતિએ બળવો કરતાં, તેને હરાવી કરીને તે પ્રાંત (જૈન ધર્મનું આ તીર્થસ્થળ તેની હદમાં હોવાથી જૈન યાત્રાળુઓને હાડમારી ન પડે તે હેતુ મુખ્યપણે હતો: કારણ તે વખતના આંધ્રપતિએ જૈન ધર્મનો ત્યાગ કર્યો હોય એમ સમજાય છે. વિશેષ માટે શાતકરણી છઠા આંધ્રપતિનું વર્ણન જુઓ.) જીતી લીધો હતો.

(૨૩) ખંડીઆ રાજાની ઓળખાણ માટે તે તે પ્રાંતના તે વખતના ચલણ ઉપર, અવંતિપતિ સંપ્રતિ મહારાજનું સાંકેતિક ચિહ્ન જે હાથી છે. તે તે દેશના સિકકા ઉપર સવળી બાજુ કોતરાવ્યું છે:

જૈન સાહિત્યમાં જે એમ હકીકત નીકળે છે કે, સંપ્રતિ રાજાએ કેટલાક રાજાને જીતીને તેમના મૂળ સ્થાનેજ પાછા નિયુકત કર્યા હતા, તેવા રાજા-

| | | |
|---|---|---|
| (૧૫) સત્યપુત્ર—સતપુત્ર—સતપત, સાતપુડો: સાતપુડા પર્વતથી રોકાયલો બધો પ્રદેશ; આમાં બિરાર તથા મધ્યપ્રાંતનો દક્ષિણ ભાગનો સમાવેશ થતો હતો. | નામ જણાયું નથી. | ઘણું કરીને હાલ જે જગ્યાએ અમરાવતી છે તેની પાસેનું સ્થળ અથવા હાલના જબલપુર પાસે જે ત્રિપુરનગર હતું તે સ્થળ હોય: (નાસિક લેખવાળી રાણી નાગનિકાનો પિતા જે મહારથી હતો તે આ પ્રદેશ ઉપરજ અધિકાર ભોગવી ગયો હતો ).[૨૧] |
| (૧૬) કલિંગ [૨૨] દેશ: હાલના છોટાઉદેપુર વાળો ભાગ; મદ્રાસ ઇલાકાનો આખો ઉત્તર સરકાર તથા બિહારનો થોડોક દક્ષિણ પશ્ચિમ ભાગ. | તોસલીપુત્ત (રાજપાટ તોસલી નગરી હતી અને તે ઉપર જે આર્યપુત્તની સત્તા તેનું નામ તોસલીપુત્ત ). | તોસલીનગરી—જે હાલની જગન્નાથપુરીની પાસેનું ચિલકા સરોવર છે તેના કિનારે આ નગરી વસેલી હતી. |
| (૧૭) આંધ્રદેશ—જેમાં ગોદાવરીના મૂળથી કૃષ્ણા સુધીના મૂળ વચ્ચેનો સર્વ મુલક, તથા મુખ વચ્ચેનો મુલક, તેમજ થોડો તેની દક્ષિણનો પણ સમાવેશ થતો હતો. | આંધ્રવંશી[૨૩] રાજાઓ ખંડિયા તરીકે. | પૈઠણ—જે ગોદાવરી નદીના મૂળ પાસે આવેલું છે. |
| (૧૮) ચોલારાજ્ય—હાલના કડપ્પા અને બેલારી જીલ્લાથી પૂર્વે દરિયા કિનારો, તથા ઉત્તરે કૃષ્ણાનદીની દક્ષિણથી નીચે કાંજીવરમ સુધીનો ભાગ. | [૨૩]ચોલાવંશી રાજાઓ મૌર્યવંશની શાખા તરીકે; આર્ય કુમાર[૨૪] | આર્કોટ હોવા સંભવ છે (અથવા હાલના બેઝવાડા પાસેનું અમરાવતી ગામડા વાળું સ્થળ પણ હોય=આ અમરાવતી માટે પુ.૧ પૃ.૧૫૦ થી ૧૫૪ નું વર્ણન જુઓ.) |
| (૧૯) પાંડયા રાજ્ય—ચોલા રાજ્યની દક્ષિણનો મુલક: ઠેઠ કન્યાકુમારી સુધી હિંદના પશ્ચિમ દરિયા કીનારે જ. | [૨૩]પાંડયા વંશના રાજાઓ[૨૫] ખંડિયા તરીકે: ઉપરના ચોલા પ્રમાણે | મદુરા શહેર |

ઓમાંનો આ અંધ્રપતિ સમજવો. વળી તે સમયે ગણતંત્ર જેવું (નીચેની ટીકા ૨૪ જુઓ) રાજતંત્ર હતું તેની યાદ આપે છે: તથા સુદર્શન તળાવની પ્રશસ્તિ માં જે લખાયું છે કે, તે પ્રદેશનો રાજવી સગો હોવાથી બે વખત જીતવા છતાં તેને જતો કર્યો હતો. તે આ આંધ્રપતિ સમજવો. વળી આ જીત મેળવ્યા પછી તે જ આંધ્રપતિના હાથમાંથી ઉપરના ( જુઓ ટી. ૨૨ ) કારણથી કલિંગવાળો ભાગ છૂટો પાડીને તેટલા પ્રદેશ ઉપર પોતાના દેવકુમારને નીમ્યો હતો.

(૨૪) આવા જીતાયલા મુલકો ઉપર જયાં પોતાના કુટુંબી જનો નીમ્યા હતા તેમને પોતાના સામ્રાજ્યના અંગ તરીકેજ લેખવામાં આવતા: પણ જ્યાં અન્યવંશી સરદારો હતા ત્યાં તેમને સ્વતંત્ર રાજકર્તા તરીકે, પણ ગણતંત્ર જેવા રાજના સત્તાધારી તરીકે લેખવામાં આવતા હતા.અને તેથીજ સમ્રાટ પ્રિયદર્શિને તેમને સીમા પ્રાંતો Bordering countries ની ઉપમા આપી છે.

(૨૫) પ્રથમ આ પ્રાંત ઉપર નંદિવર્ધનના સૂબાઓ હતા. પછી ખારવેલ ચક્રવર્તિએ તે દેશ જીતીને કલિંગ

| | | |
|---|---|---|
| (૨૦) કેરલપુત્ત–હાલનું મલબાર; કોચી-ન, ત્રિવેંદ્રમ તથા કુર્ગનાપ્રાંતો વાળો ભાગ. ( સંહ્યાદ્રિની દક્ષિણનો ભાગ ) | કેરલપુત્ત = ( કેરલ પ્રાંત ઉપર વહીવટ કરતો આર્યકુમાર ) | ઇસલીપટ્ટણ; હાલ કયું સ્થળ હશે તે નક્કી થઇ શકતું નથી. |
| (૨૧) સૂવર્ણભૂમિ—હાલનું મહીસુર તથા દક્ષિણ કેનેડા પણ કદાચ હોય | નામ જણાયું નથી. | ઘણું કરીને ચિત્તલદુર્ગ |
| (૨૨) અપરાંત–તાપી નદીની દક્ષિણેથી માંડીને ઠેઠ દક્ષિણ કેનેડા સુધીનો, સંહ્યાદ્રિ અને અરબી સમુદ્ર વચ્ચેનો પાધડીપને આવેલ સઘળો પ્રદેશ. | નામ જણાયું નથી. | હાલનું નાલાસોપારા જ્યાં આવેલું છે ત્યાં–સોપારક નગર હતું. |

ઉપર પ્રમાણે તેણે રાજ્ય વિસ્તારના પ્રાંતો વિભાગો પાડી, તે ઉપર સરળ રીતે વહીવટ ચલાવી શકાય તે માટે સૂબાઓની નીમણુકો કરી હતી. આ સૂબાઓમાંથી જે રાજકુટુંબના હતા તેમને "દેવકુમાર" શબ્દથી સંબોધતા અને અન્ય સૂબાઓને આર્યકુમાર કે આર્યપુત્ર ( **आर्यपुत्त** ) કહેતા. આ સૂબાઓ પોતપોતાના પ્રાંતમાં વહીવટ ચલાવતા હતા ખરા. પણ તેમને જે ધારા ધોરણ કે આદેશ, અવંતિમાં કામ કરતી મંત્રિપરિષદ તરફથી મળતાં તેને આધીન રહેવું પડતું હતું. તેમજ તેમને પોતાના પ્રાંતોમાં પણ રાજ્ય વહીવટમાં મદદ કરવા અને સલાહ આપવા સ્થાનિક અમલદારોની પરિષદ આપવામાં આવી હતી. બીજા કેવા કેવા હોદ્દાઓ અને અમલદારો હતા, તે આપણે સમ્રાટ ચંદ્રગુપ્તના વર્ણનમાં લખી ગયા છીએ તે ઉપરથી સમજી લેવું: વિશેષમાં એટલું જ કે, સામાજીક તેમજ ધાર્મિક કાર્ય પરત્વે તેણે જે સુધારા કરવા માંડયા હતા, તે નિમિતે તેણે મહામાત્રો નીમ્યા હતા. તેમાં પણ **धम्मकार्य** ને અંગે જે મહામાત્રા નીમ્યા હતા તેમને તો કેટલીક ન્યાયવિભાગી ફરજો–કે સત્તા–પણ આવી હતી. અને પોતે પણ અમુક અમુક સમયના અંતરે, ચારે તરફ રાજતંત્ર નિહાળવા પર્યટને નીકળી જતો હતો. જેથી સર્વ ઠેકાણે સંપૂર્ણ જાગૃતિ રહ્યા કરે.

એક બીજી રાજકીય પરિસ્થિતિ વીશે વાંચકનું ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે કે અત્યાર સુધી હિંદ ઉપર જે જે વંશે, તેના રાજાઓએ કે મહારાજાઓએ–રાજ્યસત્તા ભોગવી છે, તેમણે સર્વેએ એક નિયમ મુખ્યપણે સાચવી રાખ્યો દેખાય છે. તે એ કે, કોઇપણ રાજાને હરાવવા માત્રથી જ તેનો મુલક પોતાના રાજ્યમાં ભેળવી

---

ભેળવી દીધો હતો. પણ જ્યારથી તે ખારવેલનાજ વંશજ વક્રગ્રીવનું મરણ નવમાનંદ મગધપતિને હરાવીને, ચંદ્રગુપ્તે રાજભાગ પાડતાં વિષકન્યાનું પાણીગ્રહણ કરવા જતાં મરણ નીપજ્યું હતું ત્યારથી તે કલિંગ, ચોલા, પાંડયા વિગેરે દેશ ચંદ્રગુપ્તની સત્તામાં આવ્યા હત: અને ઉત્તરોતર પ્રિયદર્શિનની આણમાં હતા: એટલે આ સૂબાઓ મૌર્યવંશી સરદારોજ કહેવાય (ભલે પહેલાં તેઓ નંદવંશી સરદારો હતા.) અને તે હવે મૌર્યવંશી હોવાથી તેઓ આંધ્રપતિના મુલકનીએ દક્ષિણે હોવા છતાં, પ્રિયદર્શિને તેમને સીમા પ્રાંતો તરીકે Border ing countries લેખાવ્યા નથી (જુઓ ઉપરનાં ટી નં ૨૩ તથા ૨૪).

(૨૬) જેમ હિન્દમાં લૉર્ડ ડેલહાઉસીએ રાજ્યો ખાલસા કરવા માંડયા હતા તેમ.

(૨૭) જુઓ ઉપરમાં ટી. નં. ૨૨. જૈન ગ્રંથોમાં આવી હકીકત મળે છે; જો કે કોઇનાં નામઠામ જણાવ્યાં નથીજ પણ સંપ્રતિ મહારાજનું હૃદય તપાસતાં આવી નીતિ અંગીકાર કરી હોય તો ન માનવાનું કારણ નથી: શિલાલેખમાં પણ તેવા પુરાવા નથી મળતા (પણ તેમાં તો ન પણ મળે, કારણ કે મુખ્યત્વે તેમાં તો સામાન્ય

દેવાનું કે ખાલસા કરી લેવાનું[૨૬] બનવા દીધું નથી. હા, નિસંતાન ગુજરી જવાથી તો તેનો મુલક ખાલસા કરી જ લેવાતો. બાકી પરાજીત રાજાના સીધા વાલીવારસ જ્યાંસુધી હૈયાત હોવાનું માલૂમ પડે ત્યાંસુધી તેમનો રાજ્યાધિકાર ખૂંચવી લેવામાં આવતો નહીં. પણ તેમનો ખંડિયા રાજા તરીકેનો સ્વીકાર કરાવાતો. આ નિયમમાં મહારાજા પ્રિયદર્શિને ઓર એક સુધારો કર્યો હતો. તે એ કે તેણે કેટલાક પદભ્રષ્ટ રાજાને પોતાના મૂળ સ્થાને પુનર્સ્થાપિત કર્યા હતા.[૨૭] તેમજ પોતાના અધિકાર નીચેના રાજાઓને અમુક અમુક કાર્યની નિમંત્રણા કરવા માટે અવંતિમાં બોલાવતો પણ હતો. આ પ્રકારની નીતિ તેણે એકલાએ જ અંગીકાર કરેલી હોય એમ દેખાય છે.

સારાંશ એ કે, આખી રાજ્યનીતિ તેણે પ્રજાકીય ધોરણે જ રચી હતી. અને અર્ધ સમુહતંત્ર–Federal States–કેમ જાણે અસ્તિત્વ ધરાવતાં ન હોય તે નિયમે પ્રાંતિક વહીવટ ચલાવતો હતો. કોઇ રાજા કે પ્રજા ઉપર રાજ્યમદ કે શિરજોરી ચલાવવામાં આવતી નહીં.

**તેની કૃતિઓ.**

જે કૃતિઓ પ્રજાકલ્યાણ સૂચક અને યાવચ્ચંદ્ર દિવાકરૌ તેના સંભારણાં તરીકે વર્ણવી છે તથા તેમાં જે ભાવભર્યું ચિત્ર તેણે દોરી બતાવ્યું છે, તે દૃષ્ટિ ધ્યાનમાં લઇએ



**સમ્રાટ પ્રિયદર્શિનની કૃતિઓ**

તો તેની નોંધ આપણે પણ ખરી રીતે તેવા જ પ્રતિધ્વનિ કરતા શબ્દોથી આલેખવી જોઇએ; તેમજ ઇતિહાસના બિંદુથી નીરખીએ તો જે

પ્રચારનોજ હેતુ બતાવવામાં આવ્યો છે)

અથવા બીજો સંભવ એ છે કે, દક્ષિણનાં કેટલાંક રાજ્યો, ચોલા, પાંડયા ઇત્યાદિના અથવા તેમના પેટા વિભાગોના અધિપતિઓ, પરાપૂર્વથી જૈન ધર્મી હતાજ. પણ જ્યારે દક્ષિણાપથમાં આંધ્રવંશીનો અમલ થયો ત્યારે તેઓએ પોતા માટે સામ્રાજ્ય સ્થાપવાના લોભમાં આ બધાના મુલકો જીતી જીતીને મેળવી લીધા હશે: ( વિલીવયકુર આંધ્રપતિના સમયમાં ) પણ સંપ્રતિએ દક્ષિણપતિને જીતી લઇ, આ બધા અસલી રાજાઓને પાછા પોતપોતાના સ્થાને સ્થાપી દીધા હશે.–આ સ્થિતિ વધારે સંભનીય છે.

આ ઉપરથી માલમ થાશે કે, ચોલા પાંડયા ઇત્યાદિ રાજવંશ, ઠેઠ પ્રિયદર્શિનના સમય પહેલાંથી ચાલ્યા આવે છે અને આ બધા એક રીતે સ્વતંત્ર–હતા. પણ મુખ્યતાએ પોતાના ખંડીયા રાજા હોવાને લીધેજ પ્રિયદર્શિને પોતાના શિલાલેખોમાં Bordere[illegible]ng [illegible]ends તરીકે લખ્યાછે. તેનો અર્થ, નહીં કે પોતાની રાજ્યની સીમાએ આવેલ દેશો પણ " અવંતિથી દૂર દૂર આવેલ દેશો " તેવો ભાવાર્થ સમજવાનો છે (વળી જુઓ પૃ. ૩૦૭થી ૩૧૨ સુધીની હકીકત અને તેની ટીકાઓ.)

પ્રકાશ આ કૃતિઓએ, પ્રાચીન ઇતિહાસના અંધકાર વિદારણમાં ફેંકયો છે તેનું મૂલ્ય પણ ઇતિહાસકારોએ ચૂકવવું જ રહે છે એટલે કે તેમાં ઉતારેલ વસ્તુરહસ્યનો સંપૂર્ણ ખ્યાલ આપવો જ ઘટે; તે આપણે અત્ર તો સાધનની સંકુચિતતાને અંગે અદા નહીં કરી શકીએ, છતાં તેનું રેખાચિત્ર જો રજુ કરીએ તો પણ ગનીમત લેખાશે.

જે કૃતિઓએ તેની કીર્તિ જગઆશકારા બનાવી છે તેને ખડકલેખો, શિલાલેખો ( જેને કેટલાક ગ્રંથકારો પર્વતલેખો પણ કહે છે ) અને સ્તંભલેખોનું નામ અપાયું છે, તેમાં ખડકલેખોના પાછા બે વિભાગ પાડયા છે. જે મોટા ખડકો ઉપર કોતરાયા છે તેને મોટા ખડકલેખો Rock Edicts ( R. E. ) કહ્યા છે અને નાના ખડકો ઉપર લખાયા છે તેને Minor Rock Edicts ( M. R. E. ) કહ્યા છે. અને જેને સ્તંભરૂપે કરવામાં આવ્યા છે તેને સ્તંભલેખો ( Piller Edcits=P. E. ) કહ્યા છે. કોઇ પણ ગ્રંથકારે આટલી કૃતિ સિવાય અન્ય કોઇનો ઉલ્લેખ કર્યો જ નથી. કારણ એમ સમજાય છે કે, અત્યાર સુધી જે ભૂલ Sandrocottus એટલે ચંદ્રગુપ્ત માની લઇને, ઉપરની સર્વે કૃતિઓ બૌદ્ધધર્મની અને તેથી સમ્રાટ અશોકની ધારી લેવામાં આવી છે, તેજ ભૂલનું પરિણામ મહારાજા પ્રિયદર્શિનની આ અન્ય કૃતિઓની અવગણના થવાનું અથવા તે તરફ જોઇએ તેટલું લક્ષ ન દોરાવાયાનું પણ આવ્યું છે; કારણ કે, તેની કોઇ કૃતિઓમાં તેના કર્તા તરીકે પોતાનું નામ તે જણાવતાં જ નથી એવું તેનું નિરભિમાન પણું હતું. હજુ લેખોમાં તો " પ્રિયદર્શિન રાજા " એટલું પણ જણાવ્યું છે જ્યારે તેણે જે પ્રતિમાઓ કે જૈનમંદિરો વિગેરે અસંખ્ય પ્રમાણમાં બનાવરાવ્યાં હતાં, છતાં જેમ કોઇ ઠેકાણે એક અક્ષર પણ તેની પ્રશસ્તિરૂપે કયાંય પણ કોતરાવ્યો નથી, તેમજ અન્ય કૃતિઓ જે આપણે જણાવવાની છે તેમાં પણ તેણે એકે અક્ષર કોતરાવ્યોજ નથી; અને તેથી જગતભરને તે બાબતમાં ગાઢ અંધકાર જ હજુ સુધી દેખાયો છે. બાકી જે કાર્યો આ મહાન સમ્રાટ આપણા ઉપકાર માટે વારસામાં મૂકી ગયો છે તેનો વિચાર કરવા બેસીએ છીએ, ત્યારે તો તેનાં આવાં આવાં અનુપમ, અમૂલ્ય તથા અજોડ કૃત્યો માટે મોઢામાંથી "આફરીન-આફરીનનાજ" શબ્દો નીકળી પડયા વિના રહેતા નથી.

તે બધી કૃતિઓની કળા વિશે તો આપણે આગળ વિચારવાના છીએ. પણ અત્રે તો તે સર્વેને એક પછી એક અનુક્રમે તપાસીએ કે તેને ઉભી કરવામાં, તેમજ કોતરવામાં, તે સ્થાન, તે વસ્તુ વિગેરે તેણે શા માટે પસંદ કર્યાં છે.

સ્થાન વિશે વિચાર કરતાં સૌથી પ્રથમ તો એજ વિચાર ઉદ્દ્ભવે છે કે, શું તેણે પોતાના રાજ્યની હદ બતાવવા પૂર્વક તે ખડક લેખો ઉભા કર્યા હશે? જો કે લગભગ સર્વે વિચારકો, શોધકો અત્યાર સુધી તો તેજ અનુમાન ઉપર આવ્યા છે. પણ જો તે અનુમાન નિર્ણય રૂપેજ સ્વીકારીએ તો પ્રશ્ન એ થાય છે કે, મહિસુર રાજ્યમાં આવેલ સિદ્ધાગિરિ, અને બ્રહ્મગિરિના શિલાલેખોની પણ દક્ષિણે ઠેઠ કન્યાકુમારી સુધી તેના રાજ્યની હદ લંબાઇ હતી. તેમજ પંજાબમાં આવેલ શાહબાદગ્રહી અને મંશેરાના શિલાલેખોની પણ પેલી પાર, ઠેઠ સિરિયાના કિનારા સુધી લંબાયાનું આપણે જોઇએ છીએજ. તો પછી ઉપરના અનુમાનનો અર્થ શો ? કદાચ દલીલની ખાતર એમ માની લ્યો કે, ઉપર જણાવેલ શિલાલેખોજ તેના રાજ્યની સીમાંતે ઉભા કરાવ્યા હતા, અને તેની પેલી પાર તેનું રાજ્યજ નહોતું. તો પણ સહસ્રામ, રૂપનાથ અને ભાબ્રા-વિરાટ જેવાં સ્થળો કે જે તેના રાજ્યની હદની અંતર્ગત આવેલાં દેખાય છે, ત્યાં જે શિલાલેખો ઉભા કરવાયા છે તેનો બચાવ શી રીતે કરી શકાય તેમ છે ! મતલબ કે શિલાલેખો સીમાંતે ઉભા



આકૃતિ નં. ૩૮. પૃષ્ઠ ૩૫૯.



આકૃતિ નં. ૩૫ પૃ. ૩૭૦.



આકૃતિ નં. ૩૬
પૃષ્ઠ ૩૭૦



આકૃતિ નં. ૩૭ પૃ. ૩૭૦.

કરાવ્યાનું જે ધારવામાં આવ્યું છે તે અનુમાન કે તેનો વિચાર સુદ્ધાં પણ, નિરાધાર તેમજ નિર્મૂળ છે.

હવે આપણને ખાત્રી થઇ ગઇ છે કે, આ લેખના સ્થાનની પસંદગીને રાજ્યના વિસ્તાર સાથે કાંઇજ સંબંધ નથીઃ તેમ બીજી બાજુ શિલાલેખોમાં લખેલા શબ્દોથી સમજી શકાય છે કે કર્તાનો હેતુ પોતાના ધમ્મની જાણ પોતાની સમસ્ત પ્રજામાં કરવાનો હતો. એટલે તે હેતુનું સાર્થક કેમ થાય તેજ મુદ્દો મુખ્યત્વે કરીને સ્થાનની પસંદગી માટે તેણે દૃષ્ટિ સમીપ રાખ્યો હશે એમ અનુમાન આસાનીથી કરી શકાય. જેથી કલ્પના કરીએ કે, વસ્તુસ્થિતિનો વિચાર કરતાં તેમને એમ બહેતર લાગ્યું હતું કે, માણુસ માત્રને મરવું તો છે જ અને મરણ-યાત્રાના સમયે-સ્મશાનયાત્રાએ જતાં-મનુષ્યના હૃદયમાં જે પ્રકારે વૈરાગ્યભાવના ઉદ્દિપ્ત થાય છે અથવા તો તે સમયે સંસારની કૂડકપટતાથી અલગ થઇ જેવું સરળ અને કૂણું હૃદય થાય છે, તેવું બીજા કોઇ પ્રસંગે થતું નથી. એટલેજ તેણે મૃત્યુસ્થાનો-સમાધિસ્થાનો-પોતાના ઉદ્દેશ-કાર્ય માટે પસંદ કીધાં હોય, કે જેથી તેની સમીપે માણુસ આવે ત્યારે તેની ( માણુસની ) વિચારશ્રેણીમાં-સંસારની ઉપાધિમાંથી પરિવર્તન થવા માંડે, અને તે સમયના તેના કુમળાં હૃદય ઉપર, તેમજ પશ્ચાતાપ વેદતા મન ઉપર, જે અસર થાય તે કાંઇક ચીરસ્થાયી થઇ શકે; તેની સાથે સાથે એવી પણ ભાવના તેના મનમાં જાગે કે, અરે જીવ, મારે પણ કોઇ કાળે આ રસ્તે જવું ( મરણ પામવું ) તો છે જ, ( કારણ કે મનુષ્ય માત્રને આ દેહે મરણને શરણ તો થવાનું જ છે ) તો શું કરવા હું એવો નીતિમાર્ગ અંગીકાર ન કરૂં, કે જેથી મારૂં અધ્યાત્મિક શ્રેય સધાય ? આવા વિચારમાં જ્યારે તે ઘુમી રહ્યો હોય, ત્યારે તેની દૃષ્ટિ સમક્ષ જો ઉપદેશ વાકયો કોતરેલ ખડા થયા હોય, તો સારી રીતે ગ્રહણ કરી લ્યે અને પોતાની શેષ જીંદગીમાં તેને આચારમાં ઉતરવાને વિશેષ ઉદ્યમવંતો બને. આ પ્રમાણે તે દૃષ્ટિબિંદુ હિતકર જણાતાં તેણે શિલાલેખો ઉભા કરવાને મૃત્યુસ્થાનોજ પસંદ કર્યાં હોય, એમ વિચાર ઉપર આવવું રહે છે. અને આ પ્રમાણેજ બનવા પામ્યું છે તેની વિશેષ ખાત્રી આપણને આગળ મળશે (જુઓ સહસ્રામનો ખડકલેખ)

સ્થાન માટે નિશ્ચત તેણે વિચાર કર્યા પછી, કઇ વસ્તુ ઉપર ઉપદેશ વાકયો કોતરાવવા તેનો વિચાર કરવા માંડયો. બીજી બધી વસ્તુઓ, ક્ષણિક અથવા અલ્પ સમયમાં લય પામી જતી દેખાઇ, [ કેમકે પત્ર હોય તો (તાડ પત્ર કે કેળ પત્ર) થોડો કાળ ટકે, કાષ્ટ હોય તો તેથી વિશેષ ટકે ] જ્યારે શિલા કે પત્થર ઉપર કોતરાવાય તો સર્વ કરતાં વિશેષ સમય ટકી શકે એમ લાગ્યું. અને તે પણ સાધારણ પત્થર કરતાં, પાર્વતીય પત્થર-કાળમીંઢ-વિશેષ પણે કઠિણ હોઇને, વધારે કારગત થઇ પડશે એમ નિશ્ચય થયો. અને ખુદ શિલાલેખમાં પણ તેણે ઇચ્છા જાહેર કરી છે કે, આ "યાવત્-ચંદ્રદિવાકરૌ" જળવાઇ રહે તેમ છે. એટલે આ કાર્ય માટે જ્યાં જ્યાં બન્યું ત્યાં ત્યાં તો તેણે કઠિણ પત્થરોજ વાપરવાનું પસંદ કર્યું દેખાય છે.

ઉપર આપણે કહી ગયા છીએ કે, ખડક-લેખો તેણે મૃત્યુ સ્થાન ઉપર ઉભા કરાવ્યા હતા. હવે તે સ્થળો કોનાં કોનાં સમાધિ સ્થાનો હતાં તેનું યથાશક્તિ આપણે નિરીક્ષણ કરીએ.

આપણે એમ પણ જાણી ચૂકયા છીએ કે તેનો પોતાનો ધર્મ જીનનો ( જૈન ધર્મ ) હતો અને જૈન ધર્માનુયાયીઓ, પોતાના ગ્રંથોના આધારે કહેછે કે, તેમના વર્તમાન કાળના જે તીર્થંકરો ચોવીસની સંખ્યામાં છે, તેમાંના વીસ

તો, [28] બિહારમાં આવેલા સમેતશિખરના પહાડ ઉપર મોક્ષ-નિર્વાણ-પદને પામ્યા છે. બાકીના ચારમાંથી, પ્રથમ ઋષભદેવ અષ્ટાપદ પર્વત ઉપર, એક નેમીનાથ તે ગિરનાર પર્વત ઉપર, એક વાસુપૂજ્ય તે ચંપાનગરી પાસેના પર્વત ઉપર [29] અને એક મહાવીર પાવાપુરી નગરીમાં. એટલે આ પાંચ સ્થાનો મહારાજા પ્રિયદર્શિનને બીજા કોઈ પણ સમાધિ સ્થાનો કરતાં વિશેષ મહત્ત્વવાળાં દેખાય, તેમાં આશ્ચર્ય જેવું નથીજઃ બીજું એમ પણ આપણે જોઈ ગયા છીએ કે તેમનું પોતાનું સાંકેતિક ચિહ્ન, હાથી હતુંઃ એટલે આ પાંચ સ્થાનો ઉપર પોતે મોટા ખડકલેખો ઉભા કરાવ્યા અને તેમાં હાથી ચીતરાવ્યો (જુઓ R. E.) (પોતાની કૃતિ છે એમ જણાવવા કરતાં, તે સ્થળ પ્રત્યે પોતાનો ભકિતભાવ જણાવવાનો ઉચ્ચતર હેતુ હશે એમ સમજાય છે). જ્યારે અન્ય સમાધિ સ્થાનો, જે પોતાના મૌર્યવંશી સમ્રાટો કે રાજકુટુંબના અન્ય પ્રતિષ્ઠિત રાજકુમારોનાં મૃત્યુ સ્થાનો છે, [30] ત્યાં નાનાકદના (M. R. E.) ખડકલેખો [31] ઉભા કરાવ્યા છે; અને તે ઉપર પોતાનું "હાથી" ચિહ્ન કોતરાવ્યું નથી. આ સર્વ હેતુને માત્ર એકજ અપવાદરૂપ ખડકલેખ (M. R. E.) છે. તે ખડખલેખ પોતાના જન્મ સ્થાન વિરાટ નગરમાં નિશાની તરીકે ઉભો કર્યો છે અને તે હેતુને અર્થ સૂચક કરવા માટે-અન્ય સ્થળો તો મૃત્યુ સ્થાનો છે જ્યારે આ જન્મસ્થાન છે એમ સૂચવવા- પોતે જ્યારે માતાના ગર્ભમાં આવ્યા ત્યારે માતાએ જે સફેદ હાથી સ્વર્ગમાંથી ઉતરીને ઉદરમાં પ્રવેશ કરતો જોયો હતો તેનું દૃશ્ય ત્યાં આગળ તેમણે કોતરાવ્યું છે.[3] આથી કરીને અન્ય મૃત્યુસ્થાનો કરતાં તે જન્મસ્થાન તરીકે નિરાળુંજ પરખાઈ આવે, તેવો હેતુ તેણે રાખ્યો હશે એમ સમજવું રહે છે.

વાચકોને વિશેષ માહિતી મળે તે હેતુથી પ્રત્યેક R. E. અને M. R. E. નાં સ્થળની નામાવલી લખીએઃ—

(૨૮) अष्टापदे श्री आदिजिनवर ।
नेम रेवागिरि वरु ॥
वासुपूज्य चंपानयर सिद्धा ।
श्री वीर पावापुरी वरु ॥१॥
समेत शिखरे वीस जिनवर ।
मोक्ष पहोत्या मुनिवरु ॥
चोवीश जिनवर नित्य वंदु ।
सकल संघ सुहंकरु ॥२॥

(૨૯) જુઓ પૃ. ૩૬૪ માં રૂપનાથની હકીકત તથા ટી. ૩૫.

(૩૦) જૈન ધર્મનાં ગ્રંથોમાં, સંપ્રતિએ જૈન મંદિરો, પ્રતિમાઓ તથા જીર્ણોદ્ધાર કરાવ્યાની સંખ્યા જણાવી છે. પણ શિલાલેખ ઉભા કરાવ્યાનું લખાણ નથી મળી આવતું, તેનું કારણ અહીંજ રહેલું છેઃ કારણ કે અન્ય પુરૂષોનાં મૃત્યુસ્થાનો તે કાંઈ "યાત્રા" સ્થાન નજ કહેવાય.

(૩૧) શાહબાઝગઢી અને મંશેરાના ખડક લેખો R. E. છે તેનાં કારણ માટે જુઓ પૃ. ૩૬૫-૬૬૦

(૩૨) અહીંનો ખડકલેખ, રૂપનાથની પેઠે ખંડિત થયેલ છે. એટલે કેટલોક ભાગ ખોવાયો પણ હોય એમ માની શકાય છે. જેથી, ખડકલેખો ઉભા કરવાનાં કારણ તેમજ અન્ય સબંધી જનોનાં મૃત્યુસ્થાનો વિગેરેનો વિચાર કરતાં, તેમજ ભારહુત સ્તૂપ જેમાંનો કેટલોક ભાગ સમ્રાટ પ્રિયદર્શિને ઉભો કરાવ્યો છે, તેમાંનાં દૃશ્યો વિગેરેનો મેળ મેળવતાં આ કલ્પના ઉભી થઈ છે. કુણાલ અંધ બન્યા પછી તેનું નિવાસ સ્થાન અવંતિજ હતું તથા વિરાટનગરવાળો પ્રદેશ પણ સમૃદ્ધ દેશ હોઈને ત્યાંના વેપારિઓ અવંતિ સાથે સંબંધ ધરાવતા હતા. એટલે જેમ કુણાલની માતા વિદિશા નગરીની પુત્રી હતી, તેમ કુણાલની પત્નિ પણ પાસેનાજ પ્રદેશની પુત્રી હોય એમ બનવા યોગ્ય છે. સંશોધનમાં આવી અનેક કલ્પનાઓ કરવીજ રહે છે.

(૩૩) આ પાંચ સ્થળોમાં ત્રણ સ્થાને તો હાલ

| સ્થળ [33] | લેખ ઉભા કરવાના હેતુ તથા વિશેષ સમજૂતિ |
|---|---|
| (૧) કાલ્સી ખડકલેખ ( હાથી કોતરેલ છે ) | આદિશ્વર તીર્થંકરનું મોક્ષસ્થાન અષ્ટાપદ છે, તે પર્વતની તળેટી સૂચવવા. પ્રાચીન સમયનો અષ્ટાપદ પર્વત તો દેવોએ નષ્ટ કર્યો છે. પણ મહારાજા પ્રિયદર્શિનના સમયે તે, પર્વતની તળેટીના સંસ્મરણ તરીકે આ સ્થાન લેખાતું હતું. |
| (૨) જુનાગઢ–ગિરનારજી ( ખડકલેખ ) ( શ્વેત હાથીનો[34] ઉલ્લેખ કરી એ પંક્તિ પણ કોતરાવી છે.) | બાવીસમા તીર્થંકર નેમનાથનું મોક્ષસ્થાન : ગિરનારજીની તળેટી, સમય પ્રમાણે હઠતી હઠતી હાલની જગ્યાએ ગઇ છે: નહીં તો પ્રિયદર્શિનના સમયે તો આ ખડકલેખના સ્થાને હતી. તેના પુરાવા તરીકે સુદર્શન તળાવની પ્રશસ્તિ જુઓ. તેમાં લખ્યું છે કે પર્વતની તળેટીમાં આ તળાવ બનાવરાવ્યું છે. |
| (૩) ધૌલી–જાગુડા (ખડકલેખ) (જુની તળેટી ધૌલી–જાગુડા પાસે હતી. પણ ત્યાંથી પર્વતના માર્ગે માર્ગે જરા આગળ જતાં, જે ભૂવનેશ્વરીનું સ્થાન આવે છે અને જ્યાં ચક્રવર્તિ ખારવેલની હાથીગુંફા આવે છે તેના મૂખદ્વારે " હાથી " કોતરાવ્યો છે તે સમયે તે સ્થાને તળેટી હતી.) | વીસ તીર્થંકરોનું મોક્ષસ્થાન : (સમેતશિખર પર્વત); જેમ ગિરનારજીની તળેટી હઠી ગઇ છે, તેમ આ પર્વતનું પણ થયું છે. હાલ તે બંગાળમાં છે. પણ તે સમયે, તે પર્વતની હારમાળ જેનાં શિખરો હાલ બધાં છૂટાં પડી ગયાં છે, તે શિખરોને સાંધી નાંખી એક જ પર્વત તરીકે ત્યાં ઉભો રહ્યો હતો; અને તેની તળેટી ઓરિસા બિહાર પ્રાંતોમાં હતી. હાથીગુંફા તથા તેની અંદરનો લેખ તે મહારાજા ખારવેલની કૃતિઓ છે; વળી જૈન તથા આજીવિક પંથી બંને ચોવીસ તીર્થંકરના જ અનુયાયી ગણાય છે. તેમના સાધુઓને મન આ સમેતશિખર અતિ પ્રભાવવાળું તીર્થ હતું, જેથી તેમના ઉતારા–નિવાસસ્થાન અર્થે મહારાજા ખારવેલે તો ગુફાજ કોતરાવી હતી–પણ સમ્રાટ પ્રિયદર્શિને તે |

પણ હાથી મળી આવે છે: બાકીના બે સંબંધી મારૂં કથન તે તે સ્થાનમાં જણાવ્યું છે તે વાંચો; અને તે પ્રમાણે જો પુરાવા મળી આવે તો, R. E. ઉભાં કરવાનાં સ્થાન અને હેતુ વિશેષ માટે, જે અનુમાનો મેં રજુ કર્યાં છે તે અનુમાનો, નિશ્ચય નિર્ણયરૂપે ફેરવાઇ જશે: તે વસ્તુ પુરવાર થાય ત્યારે ખરી, પણ હાલ તો જે વસ્તુસ્થિતિ તથા અન્ય પુરાવા મળે છે તે ઉપરથીજ આપણે તો નિર્ણય ઉપર આવવું રહે છે.

(૩૪) ગિરનારના R. E. માં હાથી કોતરેલ છે એમ ગુ × વ × સો. ના અશોક ચરિત્રે પૃ. ૨૨૮ અને

સ્થાન પરત્વે પોતાની ભકિત દર્શાવવા તથા અન્ય સ્થળે જે હેતુથી પોતે ખડકલેખ ઉભા કરાવ્યા છે તેનું અનુકરણ અહીં પણ પોતે કરી બતાવ્યું છે, તે સૂચવવા પોતાના ચિહ્ન "હાથી" ને ગુફાના પ્રવેશદ્વારે જ કોતરાવ્યો છે. અન્ય સ્થાને માત્ર હાથીનું ચિત્ર કે ઉલ્લેખ જ કરેલ છે ત્યારે અહિં ગુફાના પત્થરમાંથી જે હાથીની આકૃતિ સ્થૂળ દેહ પ્રમાણે કોતરાવી છે, તે તે સ્થળની મહત્ત્વતાને બતાવે છે. કારણ કે અન્ય સ્થળે, એક એક તીર્થંકર મોક્ષ પામ્યા છે જ્યારે અત્ર વીસ તીર્થંકરો નિર્વાણ પામ્યા છે.

(૪) **રૂપનાથ**[૩૫] (નાનો ખડકલેખ) બારમા વાસુપૂજ્ય તીર્થંકરનું મોક્ષ સ્થાન, ચંપાપુરી નગરીનું સ્થાન છે.

અસલની ચંપા નગરીનું સ્થળ અહીં હતું, તે માટેની હકીકત વિષે પુ. ૧ માં "કૂણિક" ની રાજધાની ચંપાનગરીના વર્ણનમાં જુઓ.

અહીં અત્યારે જો કે M. R. E. છે, પણ એમ અટકળ કરી શકાય છે કે પાર્વતીય પ્રદેશમાં તેનીજ આસપાસ તપાસ કરવામાં આવે તો આ ખડકલેખના અન્ય અવશેષો પણ મળી આવે: આ M. R. E. નું લખાણ માત્ર બે ત્રણ લીટીનું જ છે એટલે બીજો ભાગ ગુમ થયો હશે એમ વિશેષપણે કલ્પનામાં દલીલ ઉતરી પણ શકે છે. હાથિનું ચિહ્ન પણ ગુમ થએલ આ ભાગમાં જ હોવા સંભવે છે: રૂપનાથ અને ભારહુત સ્તૂપની જગ્યાની વચ્ચે કોઇ મોટી નગરી હોવાનું અનુમાન પુરાતત્ત્વ શોધખોળ ખાતું જે જણાવે છે તે આ કૂણિક સમ્રાટની ચંપા નગરી જ હતી: અને તેની પાસેના પર્વતની તળેટી[૩૬] તેજ આ રૂપનાથ M. R. E. વાળું સ્થાન સમજવું.

આગળમાં લખેલ છે. (નં. ૪)

(૩૫) અન્ય અવશેષો મળી આવે તો તે સર્વેને એક સ્થાને ગોઠવતાં તે M. R. E. મટીને એક મોટો R. E. થઇ જાય.

(૩૬) જુઓ ઉપરમાં ટીકા નં. ૨૯.

(૩૭) આ હકીકત બધી જૈન સંપ્રદાયને લગતી છે: એટલે તે મહારાજા પ્રિયદર્શિનના જીવન ચરિત્ર નામક પુસ્તકમાં હું વિસ્તાર પૂર્વક લખીશ.

(૩૮) જુઓ ઉપરની ટી. નં. ૩૧.

(૩૯) કોઇનું એમ પણ માનવું થઇ શકે કે, આ ખડક પ્રથમ અખંડ હશે પણ પછી ઋતુની અસરને લીધે કે અન્ય કુદરતી કોપને લીધે ચીરો પડયો હશે. તેમ બની શકે ખરૂં, પણ આ કીસ્સામાં તેમ બન્યું નથી. કેમકે, પાછળથી જો ફાટ પડી હોત તો, કોતરાયલા

(૫) **પાવાપુરી** ( શ્રી મહાવીરનું મોક્ષ સ્થાન ) હાલ સુધી તે સ્થળનો ખડકલેખ શોધી કઢાયો નથી. પણ જેમ અન્ય સ્થળોએ ખોદકામ કરતાં ધીમે ધીમે ખડકલેખો મળતા આવ્યા છે તેમ અહીં પણ મળી આવશે. તેનું સ્થાન, જે પ્રદેશમાં સાંચી સ્તુપો ઉભા છે ત્યાંની પાસેના પર્વતવાળા સ્થાનોમાંનું એકાદ હોવા સંભવ છે.

એક બીજી હકીકત ધ્યાનમાં રાખવા યોગ્ય એ છે કે, અન્ય તીર્થંકરો પર્વત ઉપર નિર્વાણપદ પામ્યા છે, જ્યારે મહાવીર તો વસ્તિસ્થાનમાં ખાલી પડી રહેલી એક અશ્વશાળામાં ધ્યાનાવસ્થામાં મોક્ષને પામ્યા છે. એટલે કે તે સ્થાન પાર્વતીય નહોતું જ. પણ તેમના સ્થૂલદેહને અગ્નિ સંસ્કાર કરાયો તે સ્થાન સમીપમાં આવેલા તે પાર્વતીય પ્રદેશજ હતો[૩૭] એટલે તેનો ખડકલેખ, કાં તો આ પર્વતની તળેટીમાં હોય કે કદાચ ન પણ હોય: પણ જો તેવો કોઇ ખડકલેખ મળી આવે તો તેમાં હાથી ચિહ્ન પણ મળવું જ જોઇએ, તેમ મારૂં અંતર ખાત્રી પૂરે છે: અહીં જે સ્તૂપો ઉભા થયેલા છે તેમાંના એકને અદ્યાપિ પણ "સિદ્ધકારસ્થાન" ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. એટલે તે સર્વે સ્તૂપોમાં તે એક જ સ્થાનની કાંઇક વિશેષ મહત્ત્વતા હોય તે સમજી શકાય તેવું છે.

આ સિવાય બીજા મોટા R. E. ( જેમકે શાહબાઝગ્રહી અને મંશેરાના) તરીકે જે સ્થાનો હાલ ઓળખાઇ રહ્યા છે તે ઉપર હાથીનું ચિન્હ કે નામ નિર્દેશ પણ નથી. એટલે તે સ્થાનો જૈન ધર્મનાં પ્રભાવક સ્થાનો તરીકે ગણી ન શકાય. પણ ઉપર લખી ગયા પ્રમાણે, રાજકુટુંબમાંની કોઇ કોઇ વ્યક્તિનાં મરણસ્થાન હોવા સંભવ છે. આમ છતાં તે મોટા R. E. હોવાથી એમ પણ પ્રશ્ન ઉભો કરી શકાય છે, કે જો આ સ્થળો તીર્થ પ્રભાવક સ્થાન નથી તો બીજા કુટુંબીઓનાં સ્થાનની માફક M. R. E. ને બદલે મોટા R. E. શા માટે કોતરાવ્યા? ઉત્તર એકજ હોઇ શકે કે,[૩૮] ઉપર વર્ણવાયલાં તીર્થસ્થાનો સર્વે પાર્વતીય પ્રાદેશીક સ્થળો હોઇને, ત્યાં શિલાપત્થરો સુલભ્ય હતા એટલે જે જે પત્થર લેખના કોતરકામ માટે ઠીક પડયો તેના તેના ઉપર કોતરકામ કરાવવામાં આવ્યું.

તેમજ સર્વે R. E. ના પત્થરો એક સરખા કદના ન જ મેળવી શકાય, તેમ તે તો ત્યાંને ત્યાં જ પડેલ હોઇને, ખોડ કે ફાટવાળા પણ હોઇ શકે; ( જેમ કાલ્સિનો ખડક છે તેમ [૩૯] ) એટલે તેઓ નાના મોટા પણ રહ્યા; જ્યારે વ્યક્તિગત મનુષ્યનાં મરણ સ્થાનો તો કાંઇ અગાઉથી નિર્મિત થયેલ સ્થાન નજ હોય, એટલે તે સ્થાન ઉપર લેખ ઉભો કરવા, ખડક, પત્થર કે શિલા જે કહો તે અન્ય સ્થાનેથી લાવવો જ રહ્યો. અને તે તો નજીક પડતા કોઇ પર્વતમાંથી ફાડી તોડીને ખણી કાઢીને લાવવો જ પડે. તેમ ખોડખાપણ વિનાનો પણ બનાવીને ઉભો કરાવી શકાય. એટલે ધાર્યા પ્રમાણે મોટો પણ બનાવાય જ. તે દૃષ્ટિએ શાહબાઝગ્રહી અને મંશેરાના ખડકો, મોટા તથા ખોડ વિનાના મળી આવ્યા છે અને અન્ય સ્થળોના નાના મળી આવ્યા દેખાય છે એમ કહી શકાય.

અક્ષરો વચ્ચે થઇને ચીરો જાત, પણ આમાં તો અક્ષરોની પંક્તિઓ બધી સાફસાફજ છે. એટલે કોતરાયલા પૂર્વેનો તે ચીરો છે એમ ચોક્કસ થાય છે.

(૬-૭) શાહબાઝ ગ્રહી અને મંશેરા (R. E.)

આ બે સ્થાનોમાંથી એક, સમ્રાટ બિંદુસારનો જ્યેષ્ઠ પુત્ર સુષીમ (અશોકનો ભાઇ) જે પંજાબમાં જાગેલ બળવો સમાવવા જતાં, બળવાખોરના હાથે કપાઇ મૂઓ હતો તેનું છે. અને બીજું સ્થાન તેવાજ એક બળવા સમયે, સમ્રાટ અશોકનો નાનો ભાઇ (જો કે તેણે બીજા ભાઇઓની કત્લ કરી નાખ્યાનું જણાવ્યું છે ) તેના રાજકાળમાં મોકલાવાયો હોય અને મૂઓ હોય કે પછી સમ્રાટ પ્રિયદર્શિનના સમયમાં જે એક રાજકુમારને, તે પ્રદેશમાં બળવો સમાવવા મોકલ્યો હતો અને તે કુમારનું મૃત્યુ નીપજ્યું હતું તે કુમાર સુમનના મરણનું સ્થાન પણ હોય. [૪૦] (બીજું વધારે સંભવિત છે).

(૮) ભાબ્રા-વિરાટ : અથવા ભાબ્રા કલકત્તા ( M. R. E. )

રાજા પ્રિયદર્શિનનું જન્મ સ્થાન.

વિશેષ હકીકત માટે ઉપર પૃષ્ઠ ૩૬૨ ની છેલ્લી પંકિતઓ તથા તેજ પૃષ્ઠની ટી. નં. ૩૨ વાંચી જુઓ

(૯) સહસ્રામ. ( M. R. E. )

સમ્રાટ અશોકનું મરણ સ્થાન મ. સં. ૨૫૬ (256 after the deprarted=256 **वियुथ** એમ જે શબ્દો સમજાય છે તે )

મહારાજા પ્રિયદર્શિને ઉભો કરાવ્યો છે માટે, તેમણે મહાવીર સંવત દર્શાવવા ૨૫૬ ની સાલ વાપરી છે. આ સાલના સત્યપણા માટે સમ્રાટ અશોક શબ્દે જોવું; જે સમયે સંપ્રતિની ઉપર ૩૨ાા વર્ષની હતી એમ પણ ઉલ્લેખ છે. (મ. સં ૨૨૩ + ૩૨ાા = મ. સં. ૨૫૬).

(૧૦) મસ્કિ. ( M. R. E. )

મહારાજા અશોકના ભાઇ તિષ્ય[૪૧] અને કુમાર કુણાલના વાલી તરીકે અવંતિમાં રહેતા માધવસિંહ (જૈન ગ્રંથમાં આ નામ છે) નું મરણ સ્થાન હશે

આ માટેની હકીકત સારૂ ઉપર અંશેરાનો લેખ જુઓ.

(૪૦) આગળ મેં આ સ્થાનને, સમ્રાટ અશોકના ભાઇ, અને રાજકુમાર કુણાલના આરક્ષક કુમાર માધવસિંહ ઉર્ફે તિસ્સાનું મરણ સ્થાન સૂચવ્યું છે. ખરૂં શું હશે તે નક્કી પણે નથી કહી શકાતું. પણ કોઇનું મરણ સ્થાન હતું તે વાત ચોક્કસ છે. વળી મસ્કિનું વર્ણન તથા નીચેની ટી. નં. ૪૧ વાંચો અને સરખાવો.

(૪૧) અંધ્રપતિ છઠ્ઠીના વર્ણનમાં એમ સૂચવ્યું છે કે, પ્રિયદર્શિનનો નાનો ભાઇ યુદ્ધમાં લડતાં લડતાં આ સ્થળે માર્યો ગયો હતો બાકી ઉપરની ટીકા નં. ૪૦ સરખાવો.

ઉપરની ટીકાઓ નં. ૪૦ તથા ૪૧ નું એકીકરણ કરતાં એટલી વાત સિદ્ધ થાય છે, કે ઉપરના એક ઠેકાણે

(૧૧-૧૨-૧૩) સિદ્ધાગિરિ—બ્રહ્મગિરિ અને ચિતલદુર્ગ. ( M. R. E. )

મહારાજા ચંદ્રગુપ્તનું મરણુ સ્થાન સૂચવવા એક M. R. E. હોય અને બીજા બે, કાંતો તેમની સાથે જે એક બે સાધુઓ અનશન કરી રહ્યા હોય તેમના માટે હોય; કે ચંદ્રગુપ્તના ગુરૂશ્રી ભદ્રબાહુસ્વામી માટે હોય કે પછી કોઇ બીજા પણુ કુટુંબના નબીરાઓ મરણુ પામ્યા હોય; તેમનાં મૃત્યુ સ્થાનો હોય.

(૧૪) સોપારા. ( M. R. E. )

(અથવા જે ત્રણુ મૂર્તિઓ ઉભી છે તેમાંની કોઇ તીર્થંકરની હોવાનું સાબિત થાય (ત્રણુમાંની એક કદાચ હોય, એમ મને સમજાય છે) તો તેને શ્રી મહાવીરની સમજવી. અને બાકીની બેમાંથી એક ભદ્રબાહુની અને ત્રીજી ચંદ્રગુપ્ત મુનીની: તેમજ આ ત્રણે મૂર્તિઓનાં દેહમાન જે પ્રમાણુમાં બનાવાયાં છે, તે પણુ તે ત્રણે વ્યકિતના મૂળ શરીરના કદમાંથી, અમુક પ્રમાણુ રાખીનેજ બનાવાઇ હોવાનું અનુંમાન દોરવું પડે છે. (વિશેષ સંશોધન કરવાથી સત્ય પ્રકાશક થશે).

અપરાંત પ્રાંતનો સૂબો જે નીમવામાં આવ્યો હતો તેનું મરણુ ત્યાં નીપજ્યું હોય:

**સ્તંભલેખો.** બંને પ્રકારના ખડકલેખો સબંધી માહિતી આપી ગયા. હવે સ્તંભલેખો લઇએ. સ્તંભ લેખો (P. E.) જે સર્વે સાંપડયા છે તે સર્વે એકજ પ્રકારની વસ્તુના બનાવાયા નથી, તેમજ તેઓની ઉંચાઇ, પહોળાઇ-જાડાઇ પણુ કાંઇ એક સરખી નથી. કારણુ કે, જે સ્થાને તે ઉભા કરવામાં આવ્યા છે, ત્યાં આગળ જેવા સંજોગો મળ્યા તેનોજ લાભ લઇને તે ઉભા કરવામાં આવ્યા છે.

જેમ ખડકલેખોના સ્થળ માટે પસંગીનું કાંઇક ધોરણુ અંગીકાર કરવામાં આવ્યું હતું. તેમ આ સ્તંભલેખોના સંબંધમાં પણુ હોવુંજ જોઇએ, કે જેનો અંજામ તેની ધમ્મ ના પ્રવૃત્તિ માર્ગો સાથે સંકેલિત હોય. વિદ્વાનોએ અત્યાર સુધી એમ માન્યું છે કે, તે સર્વે બૌદ્ધધર્મના છે અને તેથી બુદ્ધ ભગવાનના જીવન ચરિત્રમાં બનેલા કેટલાક પ્રસંગોનાં સંસ્મરણુ ચિહ્નો છે. પણુ જે સ્તંભલેખોની સાથે બુદ્ધ ભગવાનના જીવન ચરિત્રમાંના પ્રસંગો વિદ્વાનોએ જોડી કાઢયાં છે, તેનાં સ્થાનો સાથે આ સ્તંભલેખનાં સ્થાનો નો મેળ કરવા, જો કોઇ તેનો ખાસ અભ્યાસી હોય અને ઇચ્છા કરે તો તુરતજ તેને માલમ પડશે કે તે એક બીજાથી ઘણુાં ભિન્ન છે. અને જો ભિન્નજ છે તો પછી તે હકીકત-અનુમાન સત્ય નથી એમ સ્વયં સિદ્ધ થઇ જાય છે. આમ જે મેળ નથી ખાતો તેનું કારણુ આપણે ઉપર કહી ગયા છીએ તેજ છે. [૪૨] કે તેમાંના કોઇને

અશોકનો ભાઇ અને બીજે ઠેકાણે સંપ્રતિનો પુત્ર (પછી તે યુવરાજ હોય કે કોઇ નાનો કુંવર હોય તે જુદી વાત છે) મરાયો છે.

(૪૨) જુઓ પ્રથમ પરિચ્છેદના અંતે પૃ. ૩૭થી

બૌધ ધર્મ સાથે કશું લાગતું વળગતુંજ નથી. તે સર્વે મહારાજા પ્રિયદર્શિન જે ધર્મ પાળતો હતો તે જૈન ધર્મને લગતાંજ છે. બીજી સાબિતી એ છે કે જે મુખ્ય મુખ્ય સ્તંભલેખો છે તેની ટોચ ઉપર સિંહને બેસાડવામાં આવ્યો છે. ૪૩ અને આ સિંહની આકૃતિ એમ સૂચવે છે કે, જૈન ધર્મના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર કે જેમનું સાંકેતિક લંછન સિંહ છે, તેમના જીવન પ્રસંગોનાં તે સ્થળો છે; અને મહારાજા પ્રિયદર્શિન તે ધર્માનુયાયી હોવાથી તેમણે તે પ્રસંગોની યાદી તરીકે ઉભાં કરાવ્યાં છે. અને તેમ કરવામાં પણ તેમનો હેતુ એ હતો કે, સ્તંભના દર્શન માત્રથી, દરેક જૈનને તેના પરમ ઉપકારક તીર્થંકર ભગવાનના જીવનમાંના તેવા વિકટ પ્રસંગોની તાજી ઝાંખી સ્મરણ પટમાં તરતી થઇ જાય. તેમજ વિચારવા મંડે કે અહો, તીર્થંકર જેવા પરમાત્માને પણ આવા આવા વિકટ પ્રસંગમાંથી-ઉપસર્ગોમાંથી૪૪ જ્યારે પસાર થવું પડયું છે ત્યારે તેના મુકાબલે આપણે મનુષ્ય પ્રાણીઓ તે કઈ ગુંજાસમાં ગણાઇએ ? માટે આ મહોદધિ રૂપી સંસારમાંથી તરીને પાર ઉતરવું હોય, તો એકજ માર્ગ છે. અને તે પોતાના **ધમ્મ**નું આલંબન યથા શકિત લેવું. હવે સમજાશે કે, તે ઉભા કરવાનો હેતુ તેના દર્શનમાત્રથી ૪૫ આ પ્રકારની ભાવના ઉભી કરવાનો હતો.

ખડકલેખોના સ્થળની પસંદગી તેમજ સ્તંભલેખો ઉભા કરવાના સ્થળોની પસંદગી બંને એકજ આશય સંબંધી હતી; અને તે પોતાનો **ધમ્મ** ફેલાવવા અથવા ફેલાવવામાં મદદરૂપ થઇ પડે તેવા માર્ગોની યોજના ઘડી કાઢવા માટેજ હતી; કે જે **ધમ્મ** માટે તેને ગાંડું લાગ્યું હતું-ઘેલછા લાગી હતી-ધૂન લાગી પડી હતી.

ઉપર જણાવી ગયા છીએ કે, સ્તંભસ્થાનોની જગ્યાએ શ્રી મહાવીરને પોતાના જીવનના કેટલાક વિકટ (શારીરિક વેદના જે ખમવી પડે તેની અપેક્ષાએ ગંભીર) પ્રસંગોમાંથી પસાર થવું પડયું હતું; આવા વિકટ પ્રસંગોને જૈન ગ્રંથોમાં **ઉપસર્ગ** ના નામથી સંબોધાય છે.

---

ત્રણ ડઝન દલીલો આપી છે તેનું વર્ણન: નીચેનું ટી. ૪૨ સરખાવો.

(૪૩) મારૂં ધારવું એમ પણ છે કે ઘણાયેબલ્કે સર્વે P. E. ઉપર સિંહની આકૃતિ બેસારેલ હોવી જોઇએ પણ કાળે કરીને તે ખંડિત થઇ જવાથી ઉતારી લેવાઇ હોય અથવા પડી ગઇ હોય-આ એક અનુમાન;-બીજું અનુમાન એકે જેમ R. E. નાં સ્થાન તીર્થંકરના નિર્વાણ સ્થાન તરીકે તેણે જાળવી રાખવા પ્રયાસ સેવ્યો છે, તેમ P. E. નાં સ્થાનો, અન્ય તીર્થંકરોનાં, બીજાં કલ્યાણકોનાં સ્થાન ( પાંચ પાંચ પ્રસંગોને જૈનોમાં કલ્યાણકો ગણે છે. જૈનોમાં કલ્યાણકો પ્રસંગો ગણે છે. ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાનપ્રાપ્તિ અને મોક્ષગમન=જે પોથી ઉપર આ પ્રસંગ બને તેને કલ્યાણકભૂમિ કહેવામાં આવે છે.) હોય તે જાળવી રાખવાં પુરતાં ઉભાં કર્યાં હોય; અને તેમ હોય તો જે જે તીર્થંકરના લંછન રૂપે તે ચિહ્ન હોય તે તે P, E, ના મથાળે વેષ્ઠિત કરે; (જેમ કે સારનાથનો P. E.): અને કાંઇ સર્વ તીર્થંકરની સર્વ કલ્યાણકભૂમિ ઓળખવા જેવી ન રહી હોવાથી ઓછી સંખ્યામાંજ P. E. ઉભા કરાવાયાં હોય અથવા ઘણા કરાવાયા હોય પણ પાછળથી નષ્ટ થયા હોય.

(૪૪) તીર્થંકરને જ્યાં સુધી કેવલજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી તેમને "છદ્મસ્થ" અવસ્થામાં પ્રવર્તતા કહેવાય છે. અને આવી અવસ્થામાં, પોતાના પૂર્વ કર્મો ખપાવવા માટે સંકટો જેને ઉપસર્ગ કહેવામાં આવે છે તેવા અનેક ઉપસર્ગ સહન કરવા પડે છે. જે તેઓ શાંતિથી, અને રાગદ્વેષ વિના આત્મનિંદા કરતાં ભોગવીને જર્જરિત કરી નાંખે છે. પ્રાંતે કેવળ જ્ઞાન પ્રાપ્ત કરે છે: આવા ઉપસર્ગ કેટલા અને કેવા પ્રકારે શ્રી મહાવીરને ભોગવવા પડયા તે વિષય ધાર્મિક હોવાથી અત્રે વર્ણવતો નથી. મુમુક્ષોએ મહારાજા પ્રિયદર્શનનું કે શ્રી મહાવીરનું જીવન ચરિત્ર જોઇ લેવું.

(૪૫) સાંપ્રત કાળે પણ આવા પ્રકારના સંસ્મરણો જાળવવા માટે યત્ન સેવાયાજ કરે છે.

ક્યો ઉપસર્ગ કયા સ્તંભલેખનાં સ્થાને શ્રી મહાવીરને ભોગવવો-અનુભવવો પડયો હતો, તે વિષય ઐતિહાસિક કરતાં વિશેષપણે ધાર્મિક હોવાથી, અહીં તેનું વર્ણન કરવાનું આપણે મૂકી દેવું જોઇશે. જ્યારે મુમુક્ષિત વાચક જનોને મારી તરફથી બહાર પડનાર મહારાજા પ્રિયદર્શિનનું અથવા શ્રી મહાવીરનું જીવનચરિત્ર વાંચી લેવા ભલામણ કરવામાં આવે છે.

અત્ર એક બીના-સ્થિતિ આપણે રજુ કરી દેવી જોઇએ; કેટલાક સ્તંભલેખો એવા પણ મળી આવ્યા છે કે, જેના ઉપર સિંહની આકૃતિજ નથી. તે વિશે આપણે જે કેટલાક પ્રકારનો ખુલાસો આગળ ધરી શકાય તેમ છે તે અત્ર જણાવીશું. (વળી જુઓ ઉપર ટી. નં. ૪૩, ૪૪) તેવાં બે કારણો છે. (૧) તે પણ જૈન ધર્મને લગતું હોઇને તે ઉપર સિંહાકૃતિ બેસાડેલી હશેજ, પણ કાળના પ્રબળ પ્રવાહ સામે, જેમ કોઇ વસ્તુ ચિરસ્થાયી રહી શકતી નથી, તેમ આ સિંહાકૃતિનો પણ નાશ થયો હોય;[૪૬] અથવા મહારાજાએ પોતેજ હુકમ કર્યો હતો કે, જ્યાં જ્યાં શિલા કે ફલક હોય ત્યાં ત્યાં આવા લેખો કોતરાવવા. તે આજ્ઞાનુસાર તે સ્તંભો પણ ઉભા કરાયલા હોય,[૪૭] અને (૨) જો તે સ્તંભ, જૈન ધર્મ સૂચક ચિહ્ન બતાવતો ન હોય, તો પછી તે બૌદ્ધ ધર્મનો હોય. અને આપણને બૌદ્ધ ગ્રંથો માહિતી આપે છે કે, સમ્રાટ અશોકે પણ પોતાના ધર્મના પ્રચાર માટે ૮૪૦૦૦ સ્તંભો ઉભા કર્યા હતા. (પણ તેમાંના કોઇ ઉપર લેખ કોતરાવ્યો હતો કે કેમ તે મળી આવતું નથી.) તો અનુમાન થાય છે કે તે ચોર્યાશી હજારમાંના કોઇ કોઇ આ સ્તંભો હશે. જો કે સર કનિંગહામ જેવાએ તેમ જ અન્ય વિદ્વાનોએ શંકા ઉઠાવી છે કે, ચોર્યાશી હજારને બદલે તે સંખ્યા માત્ર ૮૪ ની જ હશે, કેમકે તેનો આંક હિંદુ પ્રજામાં બહુ માન્ય થઇ પડયો છે. તેથી જ આ આંક દર્શાવ્યો લાગે છે અને આ કથનમાં સત્યાંશ હોવાનું પણ જણાય છે. કારણ કે નહીં તો હ્યુએન શાંગ જેવો બૌધ ધર્મનો યાત્રિક અને પરમ ભકત જેવો લેખક, પોતાના પ્રવાસ વર્ણનમાં તેવી બાબતોનો ઉલ્લેખ પણ ન કરે તેવું કેમ બને ? ( જુઓ Records of the Western World, pts II; translated by Rev. S. Beal. from the Travels of Heun T. Shang ) જો કે તેમણે પોતાની મુલાકાતના સમયે ભારતવર્ષમાં રાજદ્વારી દૃષ્ટિએ, જે જે રાજ્યો પ્રવર્તતાં હતાં તે સર્વનું

(૪૬) પણ આ સ્તંભ ઉપરના લેખો જૈન ધર્મનાં મહત્ત્વ સૂચક છે એટલે નં. ૨ ના કારણ કરતાં નં. ૧ વાળું કારણ વિશેષ સંભવિત હોય એમ મારૂં માનવું થાય છે.

(૪૭) સ્તંભ લેખમાં છેવટના ભાગે લખેલ છે કે "જ્યાં શિલા સ્તંભો કે શિલા ફલકો હોય ત્યાં આ ધમ્મ લિપિ કોતરાવવી" આવું લખાણ કોઇ પર્વત, શિલા કે ગુહા લેખમાં તેણે કોતરાવેલ નથી એટલે સ્તંભ લેખ કોતરાવ્યા પછી પર્વત લેખ અને ગુહા લેખ કોતરાવ્યા લાગે છે એમ કેટલાક વિદ્વાનોનું મંતવ્ય બંધાયું છે. (જુઓ ગુ. વર્નાક્યુલર સોસાયટીનું અશોક પૃ. ૨૪૭-૮૭) તે ખરૂં છે કે ખોટું, એ પ્રશ્ન મહત્ત્વનો નથી: ભલે તે ખરૂં પણ હોય: પણ આ પ્રશ્ન રજુ કરવામાં આપણો મુદ્દો બીજોજ છે; અને તે ઉપરમાં મેં જે અનુમાનો દોર્યાં છે તેને ટેકો આપે છે.

પર્વત લેખો ઉપર (મોટા કે નાના=R. E. કે M. R. E.) તેણે જે આવું લખાણ નથી લખાવ્યું તેનું કારણ એટલું જ કે, જ્યાં મરણ થયું હોય તેને સમાધિસ્થાન ગણી શકાય. એટલે સમાધિસ્થાનોને નવા ઉપજાવી શકાય નહીં (માત્ર બે જાતનાં સમાધિસ્થાનોનાં ભિન્નતા દર્શક ચિહ્નોજ તેણે કોતરાવ્યાં ) જ્યારે P. E. માં તેવું લખાણ કરાવ્યું છે. તેનું કારણ એમ કે જ્યાં જ્યાં પ્રભુ મહાવીરનાં ઉપસર્ગસ્થાનો હતાં ત્યાં ત્યાં સિંહાકૃતિ ગોઠવી દીધી. પણ તેવાં સ્થળો જ્યાં નહોતાં ત્યાં માનવજાતિને સંસારની અસારતા નિરંતર સ્મરણપટમાં તાજી રહે, માટે આવી ધમ્મલિપિ, જ્યાં જ્યાં

એક પછી એકનું વર્ણન કરતાં આવા સ્તૂપો હોવાનો નિર્દેશ કર્યો છે. પણ તેમની સંખ્યાનો સરવાળો કરતાં ભાગ્યે જ ૧૦૦ કે ૧૫૦ થી વધારે થતો હોય. અને તે પણ જર્જરિત સ્થિતિમાં; તેમ તેના પુરોગામી મિ. ફ્યુહાને પણ આ બાબતમાં લગભગ તે જ પ્રકારનું મૌન સેવ્યું છે. મતલબ કે, આ બન્ને બૌદ્ધ ધર્મી ચિનાઇ પ્રવાસીઓએ લખેલ વર્ણનોનો વિચાર કરવા માંડીએ છીએ, ત્યારે સમ્રાટ અશોકની કૃતિઓ વિશે જે બૌદ્ધ પુસ્તકો તેમના સમય પછી રચાયલાં છે તેમાં કાંઇ અતિશયોક્તિના વિશેષ પણે રંગ પૂરાયા હોય એમ સહજ ખ્યાલ આવી જાય છે. બાકી એટલું તો સિદ્ધ થાય છે કે, મહારાજા અશોકે સ્તૂપો તો ઉભા કરાવેલ છે જ, પણ તેની સંખ્યા બહુ જૂજ હશે તથા લેખ વિનાના જ હશે તેમ જ તેનું કદ પણ મહારાજા પ્રિયદર્શિનના સ્તંભ કરતાં બહુ જ નાનું હશે.

ઉપર પૃ. ૩૬૦ માં જણાવ્યું છે કે, મહારાજા પ્રિયદર્શિન, ખડક લેખો અને સ્તંભ-લેખો ઉપરાંત બીજી બે જાતની કૃતિઓ આપણા માટે વારસામાં સ્મારકો તરીકે મૂકતા ગયા છે; કે જે કૃતિઓ જાણિતી થઇ ગઇ છે. છતાં તેના કર્તા વિશે, અદ્યાપિ પર્યંત કોઇ વિદ્વાનનું ધ્યાન વટિક પણ તે પ્રતિ ખેંચાયું નથી. આ કૃતિઓ પણ મહારાજા પ્રિયદર્શિનનીજ છે. આ હકીકત પ્રતિ ધ્યાન જે ખેંચાયું નથી તે બનવાનું પણ મુખ્ય કારણ, તો આપણે અનેક વાર જણાવી ગયા છીએ, તેમ સમ્રાટ સંપ્રતિનું નિરભિમાન પણું જ હતું. જેને અનુસરીને એકે કૃતિ ઉપર પોતાનું નામ કે ઓળખ પડે, તેવું કાંઇ પણ નિશાન સુદ્ધાં નહીં રાખવાને તેણે પ્રબળપણે કાળજી સેવી છે. પણ તેનો હેતુ જ્યાં વિચારાય છે કે, તુરત જ આપણને માલૂમ પડી જાય છે; કે, જેમ તેનો ઉદ્દેશ R. E. અને M. R. E. ઉભા કરવામાં તેની પ્રજાને ધર્મ્મ જાગૃતિમાં જોડવાનો હતો, તેમ આ કૃતિઓની રચનામાં તથા તે ઉભી કરવાનાં સ્થળની પસંદગી કરવામાં પણ તેજ હેતુ સમાયલો હતો.

આ બે પ્રકારની કૃતિઓનાં નામ આ રહ્યાં (૧) સ્તૂપો[૪૮] અને (૨) પ્રચંડ કદની પાષણ મૂર્તિઓ. હવે તે બંને આપણે એક પછી એક તપાસીએ.

**સ્તૂપો**

( Topes ) જેમ ખડક લેખોનાં સ્થાનો સમાધિસ્થાનો જ હતાં. તેમ આ સર્વેનો ઉદ્દેશ પણ પ્રજામાં ધર્મ જાગૃતિ[૪૯] આણવાનો જ હતો.

શ્રી મહાવીરની પાટે જે જે પટ્ટધરો જૈન ધર્મના—નેતા તરીકે આવી ગયા છે. તેમનાં સ્વર્ગ-

---

શિલાફલકો મળી આવ્યાં ત્યાં ત્યાં કોતરાવી દીધાં, પણ સિંહાકૃતિ ગોઠવી નહીં. તેથીજ બે જાતના સ્તંભ લેખો દેખાતા હશે એમ અનુમાન કરૂં છું.

( ૪૮ ) આ સર્વ સ્તૂપો તેણે તો ઉભા નથી જ કરાવેલ, કેમકે, તેના સમય પહેલાં જે પુરૂષોનું સ્વર્ગગમન થયું છે તેમના પણ તેમાં છે: પણ મેં અત્રે તેમની કૃતિ તરીકે જે જણાવી છે, તે એટલાજ પૂરતું કે તેણે પોતાના સમયના પુરૂષોનાં સ્વર્ગસ્થાન તરીકે તેની કૃતિઓ ઉભી કરાવી, તેમજ વિધવિધ પ્રકારના લેખો ઉભા કરાવી ભવિષ્યની પ્રજાને તે સર્વે પ્રસંગોનું સ્મરણ રહે તેનું ભાન કરાવ્યું છે. (નહીંતો ખબરજ ન પડત) માટે તે સર્વેનો યશ તેને મળે, તે હેતુ સાચવવા પૂરતું જ મારૂં લખાણ સમજવું. નીચેના પારિગ્રાફના અંતમાં જણાવેલ ઉદ્દગારો સરખાવો.

( ૪૯ ) જુઓ પૃ. ૭૧ નું લખાણ જેમાં ડો. બ્યુલરના અસલ શબ્દો ટાંકયા છે તથા તે સાથે ટીકા નં. ૭૩ ની હકીકત સરખાવો.

( ૫૦ ) કેવી રીતે દાઢાઓ અને ભસ્મ સાચવવામાં આવતી તે માટે જુઓ ક. સૂ. સુ. ટીકા પૃ. ૧૨૩.

( ૫૧ ) આ સંચય શબ્દનો અર્થ કેટલે દરજ્જે

ગમન બાદ એમના દેહને અગ્નિ સંસ્કાર કરતાં જે ભસ્મ-રક્ષા થતી, તેમાંની થોડીક ડાબડામાં સંગ્રહી રાખવામાં આવતી[૫૦] અને આવા દાબડાને સમાધિમંદિરરૂપે અમુક આકારનું ચણતર કામ બનાવી, તેની અંદર એક ગર્ભગૃહ બનાવવામાં આવતું; અને તેમાં તે મૂકવામાં આવતો હતો. આ સમાધિ મંદિરો તે આપણા સ્તૂપો=Topes. શ્રી મહાવીરના પટ્ટધર ઉપરાંત અન્ય વિદ્વાન આચાર્યોના પણ સમાધિ મંદિરો ચણાવાતાં. આ સર્વે સમાધિ મંદિરો, કાંઇ તે તે દેહ-રક્ષાવાળી વ્યકિતઓનાં મૃત્યુસ્થાન ગણવાનાં નથી. ( જો તેમ હોત તો મહારાજા પ્રિયદર્શિન તેમના ઉપર પણ M. R. E. ઉભા કરત. કારણ કે જ્યારે તેમણે પોતાના રાજકુટુંબી-પુરૂષો, ભાયાતો પ્રત્યે જે માન દર્શાવ્યું છે તેમના કરતાં તો આ આચાર્યો તેના મનમાં વધારે પવિત્રતા ધરાવતા મનુષ્યો હતા જ. પણ તેમનાં મૃત્યુસ્થાનોની અસલ નિશાની રૂપ તે સ્થળો ન હોવાથી, તેનો ભેદ દર્શાવવા આવા સ્તૂપોની રચના ઊભી કરી દીધી હતી ) પણ અગ્નિસંસ્કાર કર્યા બાદ, જે રક્ષા રહેતી, તેનો સંગ્રહ ( સંચય )[૫૧] કરવા પૂરતાં જ આ સ્થાનો હતાં. અને તેથીજ આવી કૃતિઓ એકી સાથે વિશેષ સંખ્યામાં એક જ સ્થાને ભેગી થએલી (આવા એક સમુહને હાલના વિદ્વાનો The Bhilsa Topes ના નામથી ઓળખે છે )[૫૨] આપણી દૃષ્ટિએ પડે છે. અન્ય સ્થળે આવા સ્તૂપો ઉભા ન કરતાં, આ સ્થળને શા માટે પસંદ કરવામાં આવ્યું, કે તેની શું વિશિષ્ટતા હતી, તે પ્રશ્ન પણ જૈનધર્મની સાથે સંકલિત થયેલ છે. અત્યારસુધી જૈનપ્રજામાં એમ માનવામાં આવે છે કે શ્રી મહાવીરનું નિર્વાણસ્થાન મોક્ષકલ્યાણક[૫૩]-બંગાળ ઇલાકામાં આવેલ પાવાપુરી[૫૪] છે. જો કે તે માટે કોઈ ઐતિહાસિક પુરાવો કોઇ તરફથી રજુ કરાતો નથીજ. બાકી આવા સ્તૂપો જેવાં સમાધિ મંદિરો મહારાજા પ્રિયદર્શિને શ્રી મહાવીરની મોક્ષભૂમિની સાથે સંયુકત કરીને, એક મોટામાં મોટું સર્વોત્કૃષ્ટ ઐતિહાસિક સત્ય સાચવી રાખવા પ્રયત્ન સેવ્યો છે. અને જૈન પ્રજાને પણ તેમની પુણ્યવંતી વિભૂતિઓ પ્રત્યે ભકિતભાવ દર્શાવવાની, તેમજ સાથે સાથે તેમનાં દર્શન કરી પોતાને કૃતકૃત્ય થયેલ માની, મનુષ્યદેહ સાર્થક થયાનો સંતોષ લેવાની, સંપૂર્ણ સામગ્રી એકઠી કરી આપી છે. જૈન પ્રજા પ્રત્યે, જે અનેક ઉપકારો સમ્રાટ સંપ્રતિએ કર્યા છે, તેમાંનો આ પણ એક વિશિષ્ટ ઉપકાર છે.[૫૫] સર્વે સ્તુપો[૫૬] કાંઈ

---

યથાર્થ છે તે વિશે કેટલુંક વિવેચન આપણે પૃ. ૧૯૨ અને આગળ ઉપર કરી ગયા છીએ તે જુઓ.

( ૫૨ ) વિશેષ હકીકત માટે, સર કનિંગહામ કૃત " ધી ભિલ્સાટોપ્સ " નામનું પુસ્તક જુઓ.

( ૫૩ ) જુઓ ઉપરની ટીકા નં. ૪૩. કલ્યાણક = " કલ્યાણ કરનારાં " એમ શબ્દાર્થ થાય છે. બાકી રૂઢીથી તીર્થંકરના જીવનના પાંચ પ્રસંગોને હમેશાં કલ્યાણક કહેવાય છે. તે પ્રસંગો આ પ્રમાણે છે ( ૧ ) ચ્યવન ( ૨ ) જન્મ ( ૩ ) દીક્ષા ( ૪ ) કૈવલ્ય ને ( ૫ ) મોક્ષ. "

( ૫૪ ) આ તીર્થ માટે શ્વેતાંબરદિગંબર બંનેએ, તે મંદિર પોતાની માલિકીનું છે, એમ સાબિત કરવા કોરટે ચડી, લાખો રૂપીઆની ધૂળધાણી કરી નાંખી છે: પણ ખરી રીતે તે જગ્યા મોક્ષ કલ્યાણકની ભૂમિજ નથી.

(૫૫) History of Fine Arts in India and Ceylon by V. A. Smith 1911 P. 14:—" The huge mass of solid brick masonary known as the great Stupa of Sanchi may be his ( Asoka=આપણે પ્રિયદર્શિન લેખવાનો છે ) work "

(૫૬) આ સ્તૂપોમાં કોની ભસ્મ-રક્ષા સંગ્રહિત થયેલી છે; તથા ભસ્મ રહિત અન્ય સ્તૂપો શા માટે રચવામાં આવ્યા છે તે સર્વેનું વિશેષ વર્ણન, મહારાજા પ્રિયદર્શિનના જીવન ચરિત્ર નામક સ્વતંત્ર પુસ્તકમાં જુઓ.

રક્ષા-સંગ્રહનાં સ્થાનોજ નથી. કેટલાંક અન્ય પ્રસંગ પરત્વે પણ ચણાયલાં છે. અને તેની સાબિતી એ છેકે, જેમ કેટલાય સ્તૂપોને ઉઘાડવામાં આવ્યા ત્યારે ગર્ભગૃહમાંથી રક્ષાના દાબડા પ્રાપ્ત થયા છે, ત્યારે કેટલાક સર્વદષ્ટિથી, મજબૂત અને અખંડ વિદ્યમાન હોવા છતાં, તેમને ઉઘાડવામાં આવ્યા, ત્યારે દાબડા રહિત જ માલમ પડયા હતા. ભસ્મ સહિત અને ભસ્મ રહિતના સ્તૂપોનાં સ્થાનોનું તારતમ્ય શું છે તે પણ રાજકીય ઇતિહાસ કરતાં વિશેષપણે જૈન ધર્મના ઇતિહાસને લગતો વિષય હોઇને અત્યારે આપણે તેને છોડી દેવો પડશે.

ઉપર આપણે જણાવ્યું છે કે, આ સ્તૂપો માંનો મોટો ભાગ ભસ્મોનાં-સંગ્રહસ્થાન રૂપેજ છે. વળી તેમાંની ભસ્મ જે જે વિભૂતિ-મહાત્માની છે, તેઓ જુદા જુદા સમયે અસ્તિ ધરાવતા હતા. એટલે તેમના સ્વર્ગે સીધાવ્યાના સમય પણ એક બીજાથી ભિન્ન જ છે, છતાં તેમાંના સર્વે ભસ્મ-કરંડક ઉપર જે લિપિ આલેખાયેલ છે, તે સમ્રાટ સંપ્રતિના સમયની જ માલૂમ પડે છે. એટલે એકજ અનુમાન થાય છે કે, રાજા સંપ્રતિની પૂર્વે, તે ભસ્મ કરંડકોની સ્થિતિ અન્યસ્વરૂપે-શોચકારક હશે, તે તેમણે આવી રીતે ભકતજનોની બેદરકારીથી વેડફાઇ જતી અને આખરી પરિણામે નષ્ટ પામતી બચાવી લીધી અને તે પવિત્ર ચીજોને એકઠી કરી માનબુદ્ધિ તથા ધર્મ પ્રત્યેની ભક્તિથી જીર્ણોદ્ધાર કરી, સંગ્રહસ્થાન રૂપે જાળવી લીધી; અને તે તે ઉપર લેખ લખાવ્યા. એટલે સર્વે કરંડક ઉપર એક જ જાતની લિપિ આપણે જોઇએ છીએ; અથવા બીજો સંભવ એમ પણ હોઇ શકે કે, શ્રી મહાવીરના સમયથી એટલે ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકાથી જે લિપિ લખાતી ચાલી આવતી હતી. તેની અને સંપ્રતિના સમયની લિપિ વચ્ચે તફાવત નહીં હોય. વધારે સંભવ બીજા અનુમાન તરફ ઢળતો કહી શકાશે. કેમકે, જેમ આ સ્થાન ઉપર સ્તૂપો છે તેમ તેને મળતા સ્વરૂપનો એક અન્ય સ્તૂપ ભારહુત નામના ગામે પણ છે. અને તેના જુદા જુદા ભાગ ઉપરના લિપિ અક્ષરો પણ, આ સાંચી સ્તૂપોને મળતા આવે છે એટલું જ નહીં, પણ બન્ને સ્થળોમાં જેટલા જેટલા અક્ષરો કોતરાવાયા છે તે સર્વ અરસપરસ સર્વ રીતે મળતા દેખાય છે. એટલે એમ સમજાય છે કે તે બન્ને સ્થાનોના ભિન્ન ભિન્ન સ્તૂપોના અક્ષરો એકજ લિપિના છે. વળી આપણને એમ પણ જણાયું છે, કે ભારહુત સ્તૂપમાં અમુક સ્તંભ-Pillar--રાજા અજાતશત્રુએ પૂજા માટે ઉભો કરાવ્યો છે તેમ વળી એક અન્ય સ્તંભ રાજા પ્રસેનજીતે પણ ઉભો કરાવ્યો છે. તેમ તેજ સ્થાને બીજી વ્યક્તિઓએ બનાવેલ અન્ય કામો પણ નજરે પડે છે. અને આ સર્વે બનાવનારાઓ કાંઇ એક જ સમયે તો થયા નથી જ; એટલે કે તેમનો સમય અને સ્થાન ભિન્ન ભિન્ન છે. છતાં તેમણે કોતરાવેલ લિપિના અક્ષરો એકજ તરેહના છે. એટલે એ સાર નીકળે છે કે પ્રિયદર્શિનના સમય સુધી લિપિની પદ્ધતિ એક સરખીજ (અથવા બહુબહુ તો, માલૂમ ન પડી શકે તેવો ફેરફાર સિવાય) ચાલી આવી હશે.

A History of Fine Arts in India & Ceylon by V. A. Smith P. 14. For the safe custody of relics or to mark a spot associated with an event, sacred in Buddhist or Jain legend. Until a few years ago, the stupa was universally believed to be peculiarly Buddhist but it is now matter of common knowledge that the ancient Jains built stupas, identical in form and accessories with those of the rival religion.

(૫૭) ઉપરની ટીકા (નં. ૫૬) જુઓ.

**પ્રચંડકાય મૂર્તિઓ**

હવે તેમની બીજી કૃતિ, જે પ્રચંડ કદની પાષાણ મૂર્તિઓ રૂપે તે મૂકી ગયા છે તેનું યત્‌કિંચિત વર્ણન કરીએ. જેમ અન્ય કૃતિઓ રચવામાં, તેમનો ઉદ્દેશ જનતામાં ધર્મ જાગૃતિ કરવાનો હતો, તેમ આવી રીતે પ્રચંડ મૂર્તિઓ ઉભી કરવામાં ઉદ્દેશ શો હશે તે બરાબર નિશ્ચય પણે કહી શકાતું નથી. જો કે કંઇક અંશે ધર્મના પ્રસ્તાવ સાથે સંબંધ હશે એમ જણાઇ આવે છે તો ખરૂં. કેમકે જે રાજાએ પોતાની પ્રજાના કેવળ કલ્યાણ કરવાના હેતુથી અને પ્રજા વાત્સલ્યતાની પ્રેરણાથી દોરાઇને પ્રજાને ધર્મના રસ્તે દોરવવા માટે આટઆટલી મહેનત ઉઠાવી હોય તેની સર્વે કૃતિઓમાં એક સર્વસાધારણ હેતુ સમાયલો હોય જ એમ સહજ કલ્પના થઇ શકે છે.

તેના ખડક લેખો શોધવા પ્રત્યે જે ઉત્સાહ અને શક્તિ ખરચાઇ રહ્યાં છે તેટલાં પ્રમાણમાં-અરે બીલકુલ નહીં એમ કહીએ તો પણ ચાલે-તેની જ બનાવેલી આવી પ્રચંડ કદની મૂર્તિઓ, કેટલી કયાં ને શા હેતુથી ઉભી કરવામાં આવી છે, તેની શોધખોળ કરવા અદ્યાપિ પર્યંત કાંઇ જ પ્રયત્ન કરવામાં આવ્યો દેખાતો નથી. નહીં તો સ્થાપત્ય કળાની દૃષ્ટિએ કે ઇજનેરોની વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ જ્યારે આ મૂર્તિઓ કોઇ રીતે ઉતરે તેવી નથી જ, બલ્કે એમ કહો કે, જે જે કળારસિકોએ તે નજરો નજર નીહાળી છે તે તે સર્વેએ તેના બનાવનારનાં બુદ્ધિ-ચાતુર્યની, કળાકૌશલ્યની અને સામર્થ્યની મુક્ત કંઠે એક સરખી જ પ્રશંસા[૫૭] ગાઇ બતાવી છે, ત્યારે તેઓ શું તે બાબત તદ્દન મૂક રહે ખરા કે? આટલું પ્રસ્તાવિક વિવેચન કરી તે સંબંધી વિશેષ હકીકતની વિચારણા રજુ કરૂં છું.

મારા વાંચવામાં અને જાણવામાં આવી પ્રચંડ મૂર્તિઓની સંખ્યા સાતની આવી છે.

| સ્થળ. | માપ કે અન્ય વિશિષ્ઠતા જે ખાસ જાણવા યોગ્ય હોય તે |
|---|---|
| (૧) શ્રવણ બેલગોળા. (મહિસુર રાજ્યે) | ૫૭ ફીટ ઉંચીછેઃ મહિસુર રાજ્યે હસન જીલ્લામાંઃ પ્રતિષ્ઠા ઇ. સ. ૯૭૭ થી ૯૮૪; આની તથા નં. ૩ ની છબી મિ. જેમ્સે શાહીવાળો કાગળ દબાવીને લીધી છે કેમકે કોઇ બીજાને અડવા દેતા નથી એવી તેની પવિત્રતા ગણાય છે. જેમ્સ સાહેબને ખાસ પરવાનગી આપવામાં આવી હતી. અક્ષરોની લિપિ કેનેરી, અને ભાષા તામીલ છે. (૫૯) |
| (૨) કારકુલ. | ૪૧ ફી. ૫ ઈ. ઉંચી; મદ્રાસ ઇલાકાના દક્ષિણ કાનારા જીલ્લામાંઃ પ્રતિષ્ઠા ઇ.સ. ૧૪૩૨ માં; અક્ષરની છબી મિ. જેમ્સના પટાવાળાએ લીધી હતી. લેખના અક્ષરો કાનડી ભાષાના છેઃ વજન ૮૦ ટન છેઃ ખસેડીને ઉભી કરવામાં આવી હોય એમ ધારવામાં આવે છે. (૬૦) |

(૫૮) આવા અભિપ્રાયો અને ઉદ્‌ગારો માટે શ્રવણ બેલગોલાને લગતી હકીકતનું Epi. Ind. Vol. VII જુઓઃ આપણે મહારાજા પ્રિયદર્શિનના જીવન ચરિત્ર નામક પુસ્તકમાં પણ આ વિશે વિશેષ પણે બોલીશું.

(૫૯) આનું વિશેષ વર્ણન જુઓ એપી. ઇ. પુ. ૭ પૃ. ૧૦૮ઃ મિ. રાઇસનું ધારવું એમ છે કે તે મૂર્તિઓ જ્યારે સંપૂર્ણ થઇ ત્યારે જે ભાષા તે મુલકમાં પ્રચલિત હતી તે ભાષાના અક્ષરોમાં તેના શિલાલેખો છે. Mr. Rice thinks these inscriptions are undoubtedly of the period when that work was complete.

(૬૦) આ ઉપરથી સમજાશે કે, મૂર્તિની બનાવટ પ્રાચીન કાળે થઇ હશે. માત્ર ઉભી કરવામાં અને

| | |
|---|---|
| (૩) ત્રિપુર-વેનુર | ૩૫ ફી. ઉંચી; મદ્રાસ ઇલાકાના દક્ષિણુ કનારા જીલ્લામાં: પ્રતિષ્ઠા ઇ. સ. ૧૬૦૪ માં:લેખની નકલ મિ. જેમ્સે ઉપરના નં. ૧ની સાથે લીધી હતી, લેખના અક્ષરો કાનડી અને ભાષા સંસ્કૃત છે. |
| (૪) સાતપુડા પર્વત ના શિખર ઉપર: જ્યાં નર્મદા નદી જબલપુર પાસેથી વહે છે ત્યાં. | આ મૂર્તિના સબંધમાં ઉપર પૃ. ૨૨૦ થી ૨૨૨ નું વર્ણન વાંચો. |
| (૫) મહુ શહેર | ઇંદોર રાજ્યે આ શહેર પાસેના ડુંગરવાળા પ્રદેશમાં આવેલ છે. |
| (૬) ભંગઢ (અલવર રાજ્યે). | ૨૦ ફીટ ઉંચી છે. |
| (૭) ગ્વાલીયર[૬૨] | ૫૭ ફીટ ઉંચી છે, ([૬૧])ગ્વાલીયર રાજ્યે કે દક્ષિણ હિન્દમાં જે પ્રચંડ કાય મૂર્તિઓ છે તે સર્વેમાં પ્રાચીન તમ છે. |

જેમ મહારાજા પ્રિયદર્શિનના ઉભા કરાવેલા સ્તંભો, અત્યારે બાવીસસો વરસ થઇ ગયાં છતાં, કાળની અનેકવિધ અસરના ઝપાટા સામે ટક્કર ઝીલતા, જેવા ને તેવા ઓપ તથા ચળકાટ સહિત તેમજ એકપણ કાંકરો તેમાંથી છુટો ન પડે તેવા મિશ્રણથી બનાવેલ ચુના અને પત્થર કામની બેનમુન કૃતિઓ તરીકે, મગરૂરી કરતા ઉભા રહયા છે, તેમ આ પ્રચંડમૂર્તિઓ પણ તેવી જ રીતે તે સમયની કળાની ખીલવટ તથા ઇજનેરી ચાતુર્યની પ્રશસ્તિઓ ગાતી, જગત સમક્ષ ખડી રહી છે. બેશક આના ઘડનારાઓ હિંદી કારીગરો જ હોઇ શકે; અને તેમાં પણ મહારાજા પ્રિયદર્શિન જેવો ચતુર રાજકર્તા કે જેની નસે નસમાં[૬૩] રાજત્વ, ધર્મત્વ, તેમજ સ્વમાન ભરેલું હોય તે આવાં કામ કરવામાં કાંઇ ઉણપ આવવા ન જ દે. એટલે તેણે જે દૂર દૂરના દેશો જીતી લીધા હતા ત્યાંથી પણ તે કળાના કળાધરોને બોલાવી પોતાના હિંદિ કારીગરો સાથે મદદમાં મૂકી દીધા હોય અને સર્વના એકત્ર પ્રયાસથી આ સ્તંભો અને મૂર્તિઓ બનાવરાવી હોય, તો કાંઇ વિસ્મય પામવા જેવું નથી. એટલે પાશ્ચાત્ય વિદ્વાના પ્રશંસકો, આ સર્વ કૃતિઓને, ભલે હિંદિ કારી-

પ્રતિષ્ઠા કરવામાં આવી તેનોજ સમય ઇ. સ. ૧૪૩૨ સમજવો: આ સાથે નીચેનું ટી. ૬૧ વાંચો. એટલે સ્પષ્ટ થશે કે આ મૂર્તિઓ અસલના વારાની છે. પણ કાળાંતરે ગમે તે કારણથી પડી ગઇ હશે ( ઉત્તર હિંદના અલ્હાબાદ-કૌશાંબી સ્તંભ વિગેરેની બાબતમાં પણ આવોજ ભેદ સમાયલો છે ) અને પાછળથી ઉભી કરી, લેખો કોતરાવીને તેની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. ( તે ઉપર લેખ નહોતા તેનું કારણ પણ પ્રિયદર્શિનનું નિરભિમાનપણુંજ હતું. )

( ૬૧ ) હીસ્ટરી ઓફ ઇન્ડીઅન એન્ડ ઇસ્ટર્ન આરકીટેકચર ( જેમ્સ ફરગ્યુસન. લંડન. ૧૯૧૦ પુ. ૨ પૃ. ૫૫ ) Anterior to any of the collossi at Gwalior or in the south of India ( તેના ઉપર લેખો છે તે દૃષ્ટિએ પ્રાચીનતમ કહી છે. બાકી તે સર્વની અસલ ઉત્પત્તિની દૃષ્ટિએ આ કથન સમજવાનું નથી. એટલે અનુમાન કરવું રહે છે, કે મૂર્તિ કોતરાઇ છે તો ઘણાજ પ્રાચીન સમયે ). વળી ઉપરની ટીકા નં. ૬૦ ની હકીકત વાંચો.

( ૬૨ ) આ બન્નેનાં (નં. ૬ અને નં. ૭ નાં) વર્ણન માટે, હિસ્ટરી ઓફ ઇન્ડીઅન એન્ડ ઇસ્ટર્ન આરકીટેકચર; કર્તા જેમ્સ ફરગ્યુસન, ૧૯૧૦, લંડન: બે ભાગમાં. ભાગ બીજો પૃ. ૪૮ થી ૫૫ જુઓ.

( ૬૩ ) આ વર્ણન સાથે આકૃ. નં. ૨૯ માં તેમનો ચહેરો સરખાવો એટલે આ કથનના સત્યા-

ગરોની તો ગણે છેજ છતાં તેનાં મૂળ રેકેચો, કે પ્લાન ગોઠવનાર તો, તે દૂર દૂરથી આવેલ કલાધરો જ હોવા જોઈએ એવું ઠસાવવા જે માગે છે તે તો માત્ર કલ્પના જ છે. કારણ કે, એક બારગી એમ માનો કે તેમનો અભિપ્રાય વધારે વજનદાર છે, તો જે ભિલ્સા ( સાંચી ) સ્તૂપો તેમજ ભારહુત સ્તૂપો તેમજ તેને લગતાં પ્રવેશદ્વારો, તોરણો, વિગેરે જે સ્થાપત્યની કળાના નમુનારૂપ છે, તેના કર્તા કોને ઠરાવે છે ? આ સમય પર્યંત તો કોઇ પાશ્ચાત્ય સરદાર કે રાજાનો હિંદના આંતરસ્થ પ્રદેશમાં રાજ્ય અધિકાર પ્રાપ્ત થયાનો, તેમજ યવન સૈનિકોની ભરતી કરવામાં આવી હોય, કે કયાંક છુટી છવાઇ એકાદ બે વ્યક્તિને રાજકુટુંબની સાથેની સગપણ ગ્રંથીને લીધે, કોઇ પ્રાંતના હાકેમપદ ઉપર[૬૪] ઠસાવી દીધી હોય તે સિવાય કોઇ ઐતિહાસિક પુરાવો આપણને મળી આવતો જ નથી; તો પછી આવા કળાધરો હિંદમાં આવીને વસ્યા કયારે ? જેમ કેટલાક યુરોપીય ગ્રંથકારોનો મત છે તેમ તેમના મનમાં પણ એવી જ શેખી ભરી ગયેલ હોય છે કે પાશ્ચાત્ય તેટલું બધું જ સારૂં અને પૌર્વાત્ય બધુંજ નઠારૂં, અથવા તો પાશ્ચાત્ય તે હમેશાં ગુરૂપદે જ બિરાજીત રહેવા યોગ્ય છે અને પૌર્વાત્ય તો માત્ર શિષ્યપદે જ રહેવાને નિર્માયલું છે,[૬૫] તો આ સઘળા પોતાના મંતવ્યમાં ભાન ભૂલા જ રહ્યા છે એમ અતિ વિનયભાવે આપણે કહેવું પડશે. ભલે યુરોપના ગ્રીસ દેશમાં અને રોમ સામ્રાજ્યની ચઢતીના સમયે, તે દેશમાં કળાના નમુનારૂપ અનેક કળા-મંદિરો ઉભાં થયાં હશે અથવા તો મિસરદેશમાં પણ લક્ષ વરસના સમયની પુરાણી બનાવટની વસ્તુઓ મળી આવી હશે, પણ તેથી કાંઇ એમ સિદ્ધ થતું નથી, કે ત્યાંથી જ તે તે પ્રકારની વિદ્યાઓ આ દેશમાં આવી હતી. તેથી તો એટલું જ પુરવાર થઇ શકે છે કે ગ્રીસ અને રોમ પ્રદેશમાં બે અઢી હજાર વર્ષ પૂર્વે, તેમજ મિસર દેશમાં એક લક્ષ વર્ષ પૂર્વે, શિલ્પકળા તેમજ અનેક વિધ અન્ય કળાઓ પણ તે સમયના કારિગરોમાં સારી રીતે જાણીતી થયેલી હતી. છતાં આ એક વાત તો તદ્દન ભૂલી જ જવામાં આવે છે કે, જેમ તે સમયે તે ભાગમાં તે સ્થિતિ હતી તેમ આર્યાવર્તમાં શું સ્થિતિ હતી ?

સત્યની પ્રતીતિ થશે.

( ૬૪ ) સુદર્શન તળાવની પ્રશસ્તિમાં તે પ્રદેશના હાકેમોને પલ્હવ જાતિના ઠરાવી તુરૂષ્પ અને તેવા તેવા ઉચ્ચારવાળા કેટલાંક વિચિત્ર નામો ઉપરથી અનુમાન દોરાયાં છે તે ઉપરથી મેં અહીં “ હાકેમપદ ઉપર ” શબ્દનો પ્રયોગ કર્યો છે. પણ પલ્હવ શબ્દ જ નથી, પલ્લવ છે તે બધો સ્ફોટ કરી બતાવ્યો છે (જુઓ પૃ. ૧૦૬. ટી. નં. ૧૦૭. ) એટલે તેમની દલીલ બધી ઉડી જાય છે.

( ૬૫ ) મૌ. સા. ઇ. પૃ. ૪૮૪ માં પ્રો. રીઝડેવીસ સાહેબનો અભિપ્રાય ટાંકયો છે તથા તે ઉપર ગ્રંથકારે ટીકા કરી છે, તે બન્ને અત્રે આપણે ઉતારીશું.

પ્રો. રીઝ ડેવીસ લિખતા હૈ કી, ગ્રીક લોકોમેં ભારતીઓં દ્વારા ધર્મતત્વકો પ્રચારિત હોના કભીભી સંભવ નહિં, યહ અશોકને કેવલ પ્રલાપ-માત્રહી કિયા હૈ (આ પ્રમાણે બોલવું તો બહુ સહેલું છે. પણ પ્રોફેસર સાહેબ કાંઇ દાખલો બતાવશે કે R. E. ના લખાણ કરતાં પણ તેમનું કથન શું વધારે પ્રમાણભુત છે ?) ઉપરના લખાણ ઉપર ગ્રંથકાર પોતે લખે છે કે (મૌ. સા. ઇ. પૃ. ૪૮૫) ઉસ સમયકા ભારત સચ્ચે અર્થોમેં સંસારકા ગુરૂ થા “ હીમાલયકી બર્ફીલીચોટિયા, પામરકી દુર્ધમ ઘાટીયા, ઔર આરબ-સાગરકી ભયાનક તરંગે, ઉનકે માર્ગકો રોક નહીં સકતી થી; વે અસભ્ય જાતિઓંકો સભ્યતા શિખા રહે થે, ભટકે હુઓંકો સચ્ચા રસ્તા દિખા રહે થે, ઇસ અવસ્થામેં કયોં સંભવ નહિં હૈ કિ ગ્રીક રાજ્યો મેં ભારતીય પ્રચારક ગયે હો । પ્રો. રીઝ ડેવીડઝ કા કથન કેવળ યહી સૂચીત કરતા હૈ કિ જાતિગત પક્ષપાતસે વે સર્વથા શુન્ય નહીં હૈ ( સરખાવો પૃ. ૩૪૩ ની ટી. નં. ૭૧ વિવરણ )

તેની કાંઇ તુલના કેમ નથી કરતા ? તેમ અમે એમ પણ નથી કહેવા માંગતા કે ત્યાં નહોતું જ; પણ ત્યાં હોય માટે, ઇતર પ્રદેશમાં ન જ હોય એવું માની લેવાની મનોવૃત્તિ શા માટે ધારણ કરવી પડે છે ? બલ્કે આ તો સર્વ સિદ્ધ બીના છે, કે આર્યાવર્તનો દેશ જ્યારે સંપૂર્ણ જાહોજલાલી ભોગવતો હતો અને તેની પ્રજા સંસ્કૃત હતી, ત્યારે જૂની દુનિયાના પશ્ચિમના પ્રદેશો તો અર્ધ જંગલી કે તદ્દન જંગલી કે ઓછી સંસ્કારિત પ્રજાથી વસાયલી હતી. જો તેમ હોય તો, સંસ્કૃતિનું વિસ્તરણ પૂર્વથી પશ્ચિમ તરફ જવું ઘટાવી શકાય કે પશ્ચિમનું પૂર્વ તરફ આવતું કહી[૬૬] શકાય ? ભિન્ન ભિન્ન સંપ્રદાયના હિંદીગ્રંથોમાં આટલું તો અચુક પણે લખાયલું જ છે કે, આ દુનિયા અનાદિ છે.[૬૭] અને તેમાં પણ સર્વ પ્રદેશોમાં માત્ર આર્યાવર્ત્ત જ એક એવો દેશ છે, કે જ્યાં હંમેશાં મનુષ્યો સંસ્કારિત છે;[૬૮] સર્વે ઋતુઓ નિયમસર છે. અને કુદરતની અગણિત સોગાતો અને ભેટોની આકર–ખાણોને ખાણો–આવી રહેલી છે. વળી નૈસર્ગિક નિયમ તો એમ જ હોઇ શકે છે, કે જે જૂનું હોય તેને અસલ કહેવાય, અને નવું હોય તેને નકલ કહેવાય. પછી નકલને ગમે તેવો સુવાંગ પહેરાવવામાં આવે, તો પણ તે અસલની જગ્યા તો કદાપી પણ લઇ શકતું જ નથી. મતલબ કે, અસલ તે હમેશાં પ્રથમ બન્યાનું જ અને નકલ તે પાછળથી બન્યાનું જ ગણાવું જોઇએ.

મૂર્તિઓ ઉપર કોઇ પ્રકારનું અક્ષર લેખન ન હોવાથી તેના કર્તા વિષે શંકા રહે ખરી,[૬૯] પણ સ્તંભલેખોના કર્તા વિષે તો શંકા જેવું કાંઇ છે જ નહીં. હવે વિચારો કે જે યુગના કારીગરો, જ્યારે અર્વાચીન ઇજનેરી કળાને મન પણ આવા અનુપમ અને અજોડ ગણાય તેવા સ્તંભો રચી શકે, તથા અત્યારના હિસાબે ગમે તેટલા ભારે વજનદાર ગણાતા હોવા છતાં તેવા સ્તંભો ઉભા કરી શકે, ત્યારે તે દેશમાં તેમના જેવી જ–સજાતિય વિદ્યાના–ઘડતર કળાના તે સમયના કારીગરો શું તે સમયે વિદ્યમાન ન હોઇ શકે ? બલ્કે પરસ્પરના જ્ઞાનના સહચાર્યથી, એક બીજાની પ્રકારની બુદ્ધિમતા ગણવી જોઇએ !

(૬૬) જ. રો. એ. સો. ના ૧૯૩૨ના અંકમાં પૃ. ઉપર જે અવલોકન મિ. પી. આર. સી. નામના મહાશયે કર્યું છે તેમાં પણ આવા જ પ્રકારનો અભિપ્રાય તેમણે દર્શાવ્યો છે.

(૬૭) પાશ્ચાત્યો તો દુનિયાનું અસ્તિત્વ જ માત્ર થોડા વર્ષનું માનતા હત.: છતાં ખૂબી તો એ છે કે તેમનો સર્વોપરિ ધાર્મિક ગ્રંથ જે બાઇબલ કહેવાય છે, તેની જૂની અને નવી આવૃત્તિમાં, અમુક હકીકત લાખો કે કરોડો વર્ષ ઉપરની હોવાનું જણાવવા છતાં તેઓ હાલના વિજ્ઞાનશાસ્ત્રીની દ્રષ્ટિને કે પ્રત્યક્ષ પ્રમાણને વિશેષ માનતા હોવાથી, તેવી જૂની પુરાણી વાતોને માત્ર ગપાટા રૂપેજ હોવાનું જ્યારે જણાવતા આવ્યા છે, ત્યારે બીજીજ બાજુ, મિસર દેશમાં પુરાણી વસ્તુઓ શોધ ખોળ આધારે મળી આવે છે તેની ઉમર તેઓ પોતે પાછા લાખો વરસની આંકવા મંડી પડયા છે.

આમ ઉલટા સુલટી વાતો કર્યા કરવી તે કેવા

(૬૮) આ વિશેની કેટલીક હકીકત પુ. ૧ ના પહેલા બે પરિચ્છેદમાં સમજાવી છે તથા તેના ત્રીજા પરિચ્છેદમાં પણ ભૌગોલિક દર્શન કરાવતાં પ્રસંગોપાત્ર વિગત જણાવવામાં આવી છે. તે સર્વ નજર તળે કાઢી જવા વિનંતી છે.

(૬૯) શ્રવણ બેલગોલની મૂર્તિનો રચિત સમય ઇ. સ નો નવમો દશમો સૈકો કેટલાક ગણે છે. પણ તે વાસ્તવિક નથી. કારણ કે તેની પ્રતિષ્ઠા કરનાર ચામુંડરાયનો સમય ભલે દસમી સદીનો છે, પણ તે મૂર્તિ તે ઠેકાણે પહેલાની પડેલી મળી આવ્યાનું જાહેર થયું છે. વળી તે સમયે અથવા તે પૂર્વે, તે પ્રદેશમાં કોઇ તેવા કુશળ કારિગરોએ કોઇ અન્ય કૃતિઓ ઉપજાવી કાઢી હોય તેવું પ્રમાણ પણ મળતું નથી. એટલે નવમા સૈકા પહેલાની હોય એમ તો તે કથન ઉપરથી પણ સ્પષ્ટ સમજાય છે.

ત્રૂટીઓ પૂરી દે અથવા એવી સંપૂર્ણતાએ પોતપોતાની બનાવટને પહોંચાડી શકે કે જે સારાયે જગત્ ભરમાં નિરંતરને માટે એ નમુન જ રહે. અને તે આપણે નિહાળી શકીએ પણ છીએ કે, તેના ઉપર ( નથી સ્તંભો ઉપર કે નથી મૂર્તિ ઉપર ) પાણી, વરસાદ કે હવાની એકત્રિત અસરની બીલકુલ છાયા સરખીએ લાગી નથી.

આ સ્તંભો કે મૂર્તિઓ કાંઇ એક ઉપર એક પત્થર કે ચુના-સીમેંટના થર ઉપર થડ ચડાવી ને ચણી કાઢવામાં આવી હોય તેમ તો તો નથીજ: પણ સલંગ, એકજ કટકાએ, અને એકજ વસ્તુમાંથી કેમ જાણે ઘડી કહાડી હોય તેમ જણાય છે અને તેથીજ નિરીક્ષકોને દિગ્મૂઢ બનાવી દીધા છે. પ્રથમ તો આવી કૃતિઓ બનાવાનું કાર્યજ મહતી પ્રવીણતા ભરેલું છે અને તે બનાવ્યા પછી રંજ માત્ર પણ તેને આંચ આવ્યા સિવાય, યથાસ્થાને તેને ઉભી કરીને સ્થિત કરવાનું કાર્ય તેથી પણ દુષ્કર છે. કારણ કે રચવાનું કાર્ય તો કળાકારની બુદ્ધિમતા ઉપરજ આધાર રાખે છે જ્યારે ઉભા કરવાનું કાર્ય-અને તેમાં વળી મૂર્તિઓ તો ઉંચા ઉંચા પર્વતના ઠેઠ ઉપરી ભાગે ખડી કરવામાં આવી છે-તો અગણિત મનુષ્યના એકત્રિત શારીરિક બળ-ગજાથી-પણ ઉપરવટનું છે: તેમાં તો યાંત્રિક સહાયજ ઉપયોગી થઇ પડે. તો શું તે સમયે યાંત્રિકવિદ્યા પણ તેટલા ઉચ્ચ પ્રમાણમાં ખીલવટને પામી હતી કે? આવા આવા પ્રશ્નો તે કૃતિઓને જોનારામાંના દરેક વિચારકને ઉદ્દભવે છે. ગમે તેમ હોય પણ વસ્તુ સ્થિતિ તે પ્રમાણે હતીજ.

આવી પ્રચંડ-ગંજાવર વસ્તુઓ, વહન કરવામાં કે તેને બનાવવાનાં સ્થળેથી ઇચ્છિત સ્થળે લઇ જવામાં, હાલના કહેવામાં આવતા યાંત્રિક કળામાં અતિ આગળ વધેલા જમાનામાં પણ, કેટલા પરિશ્રમની અને કેટલા દ્રવ્ય-વ્યયની જરૂર પડે છે તેનો ખ્યાલ કંઇક અંશે હજુ ગઇ કાલેજ[૭૦] ખુદ લંડન શહેરમાં બનેલા એક બનાવથી[૭૧] વાંચક વર્ગના મન ઉપર આવી શકે તેમ છે. એટલે વર્તમાન પત્રમાં આવેલ હકીકતનો તે ફકરો, અક્ષરશઃ અત્ર ઉતારી લેવો અયોગ્ય નહીં ગણાય.

**" દુનિયામાં સઉથી મોટો ભાલ "-૬૮ ફીટ લંબાઇ, ૯૮ ટન વજન—**

" નવી હોટેલ કે જે મારબલ આરચ નજદીક બંધાય છે તેના સૌથી મોટામાં મોટા ભાલને લંડન શહેરથી ૨૧ માઇલ જેટલે છેટે, હોટલવાળી જગાએ લાવતા ૪ કલાક થયા છે.

ભાલ ૬૮ ફીટ લાંબો અને ૯૮ ટન વજનનો છે, અને લારી સાથે તેની લંબાઇ અને વજન, અનુક્રમે ૧૦૭ ફીટ અને ૧૬૪ ટન થયા હતા.

ભાલને સીધે રસ્તે નહીં લાવતાં, જુદે જ રસ્તે લાવવો પડયો હતો; જેમ કરતાં વચ્ચેની દીવાલો વીગેરે જમીન દોસ્ત કરવી પડી હતી.

રેલ્વેથી લારી સુધી સંખ્યાબંધ કામદારો કામે લાગવા છતાં, તેને લાવતાં ૨૪ કલાક લાગ્યા હતા. મીડલબરો જ્યાં તે ઘડાયું હતું ત્યાંથી આવવાના પ્રવાસના ખરચના પાઉન્ડ ૨૦૦૦૦ લાગ્યા હતા. " ( આ તો હજુ જમીનની સપાટી ઉપરની જ વાત થઇ, પણ પર્વત ઉપર લઇ જવાનું કાર્ય કેવું કઠિન હશે તે લખવા કરતાં વિચારી લેવું જ ઠીક ગણાશે.[૭૨] )

હવે આપણે એમ સાબિત કરી ચૂકયા

( ૭૦ ) આ લખાણ ૧૯૩૧ માં દાખલ કર્યું છે. તેથી ' ગઇકાલ " શબ્દ ત્યાં લખ્યો છે. બાકી મૂળ પુસ્તક તો ૧૯૨૯ ના અરસામાં તૈયાર થઇ ગયું હતું અને ૧૯૩૬ માં છપાઇને બહાર પાડવામાં આવે છે.

( ૭૧ ) જુઓ મુંબઇ સમાચાર ૨૦-૧૦-૩૧ વાર મંગળ પાનું. ૧: " દુનિયામાં સૌથી મોટો ભાલ "

( ૭૨ ) શ્રવણ બેલગોલ તીર્થના પહાડ ઉપર

છીએ કે, જેમ ખડક લેખો અને શિલાલેખો તથા સ્તૂપો ( Topes ) મહારાજા પ્રિયદર્શિનના તેના પોતાના ધર્મના સંસ્મરણનાં ચિન્હ તરીકેની કૃતિઓ છે તેમ આ પ્રચંડ મૂર્તિઓ પણ તેમણે જ બનાવરાવી છે. અને તે બનાવવામાં પણ તેમનો હેતુ પોતાના ધર્મ પ્રત્યેના કોઇ કાર્યની મહત્તાદર્શક જ હોવો જોઇએ એમ સ્વભાવિક અનુમાન કરાય છે. આટલા ખ્યાલ સાથે, જ્યારે આપણે શ્રવણ બેલગોલની પ્રચંડ મૂર્તિઓની કથા જોડીએ છીએ, ત્યારે આ હકીકત ઉપર વિશેષ પ્રકાશ પડે છે. અને એમ અનુમાન કરવા લલચાઇએ છીએ કે, જ્યારે આ શ્રવણ બેલગોલનું સ્થાન, રાજા ચંદ્રગુપ્ત અને તેમના ધર્મગુરૂ શ્રી ભદ્રબાહુના અંતિમ જીવન સાથે સંકળાયલું છે, ત્યારે આ મૂર્તિઓ ઉભી કરવામાં પણ તેમનાં જ જીવનના પ્રસંગો કાં નિમિત્ત–કારણ–રૂપ ન બન્યા હોય ?

એટલે એજ નિર્ણય ઉપર આવવું રહે છે કે, આ મૂર્તિઓ પણ રાજા ચંદ્રગુપ્તની કે તેમના ગુરૂ શ્રી ભદ્રબાહુની હશે; જે બે મૂર્તિઓ પાસે પાસેનાં સ્થાને છે, તેમાંના એક સ્થળે શ્રી ભદ્રબાહુજીનું સ્વર્ગસ્થાન હોય અને બીજા સ્થાને કદાચ મુનિ શ્રી ચંદ્રગુપ્ત સ્વર્ગે સિધાવ્યાનું બન્યું હોયઃ ( પૃ. ૩૭૩ ઉપર વર્ણાવેલી નં. ૧ અને નં. ૨ વાળી મૂર્તિઓ ) જ્યારે નં. ૪ કે નં. ૫ વાળી મૂર્તિ, રાજા ચંદ્રગુપ્તે જે સ્થળે દીક્ષા ગ્રહણ કરી હોય, અથવા તો જે સ્થળે પોતે, ગુરૂ મહારાજ પાસે જઇને પોતાને આવેલ સ્વપ્નોનો સ્ફોટ કરી ઉપદેશ સાંભળ્યો હતો તે સ્થાન હોય. ગમે તેમ હોય પણ એટલું તો ખરૂં હોવાનું માનવું જ રહે છે કે, આ મૂર્તિઓને[૭૩] રાજા ચંદ્રગુપ્ત–એટલે મહારાજા પ્રિયદર્શિનના પ્રપિતામહ અને તેમના વંશના મૂળ પુરૂષ–જેમણે દીક્ષા લીધી હતી અને જે શ્રવણ બેલગોલ ઉપર સ્વર્ગે ગયા છે, તેમના જીવન પ્રસંગ સાથે જ સંબંધ ધરાવતાં સ્થાને ઉભી કરવામાં આવેલ હોવી જોઇએ.

એક બીજી કલ્પના જે છે તે પં. ચાણક્યના સંબંધમાં શુકલતીર્થનો ઇતિહાસ ખેંચી કાઢતાં ઉભી થવા પામી હતી અને ત્યાં વર્ણવી બતાવી હતી તે પણ લક્ષમાં લેવા જેવી જ છે. આ કલ્પના જો સત્ય નીવડે તો વળી અન્ય એક વિશેષ અનુમાન એ કાઢી શકાય છે કે, પોતાના કુટુંબ સાથે સંબંધ ધરાવતી જે જે વ્યકિતઓ સંસારી અવસ્થામાં મરણ પામી છે તે સ્થાન ઉપર સમ્રાટ પ્રિયદર્શિને તેનાં સ્મરણ ચિહ્નો તરીકે, ખડકલેખ જેવી મનુષ્યના જીવનને ઉપદેશ દેતી વસ્તુ ઉભી કરાવી હતી. જ્યારે જે વ્યકિતઓએ સંસાર ત્યાગ કરીને સન્યસ્થ અવસ્થા ગુજારવાનું મન ઉપર લીધું હતું કે દીક્ષા લીધી હતી, તેમનાં તેવાં સ્થાન ઉપર મુનિ અવસ્થાનું સ્મરણ કરાવતી મૂર્તિઓ સ્થાપન કરાવી હતી.

**સંસ્કૃતિનાં સરણ**

ઉપરના પારિગ્રાફમાં આપણે જણાવ્યું છે કે, જે વસ્તુનું પ્રથમ દર્શન થાય તેને અસલ કહેવાય અને તેના જ સદશપણે

જે પ્રચંડ કાયમૂર્તિઓ છે તેને ઉપર ચડાવવામાં શું શું જહેમત ઉઠાવવી પડી હશે અને શું શું ખર્ચ થયો હશે તેનો વિચાર કરો. તેમજ તે સમયે ઇજનેરી કળા કેટલી વિકાસ પામી હશે તે સરખાવો.

સ્તંભ લેખ ઉભા કરવામાં પણ કેવી વૈજ્ઞાનિક સ્થિતિ તે સમયે આર્યાવર્તમાં હતી તે માટેની કલ્પના બાંધવાને તેને લગતો પેરેગ્રાફ જે ઉપર લખાઇ ગયો છે તે વાંચો.

અને આ બન્ને પ્રકારના જ્ઞાનની તુલના કરી હવે પછી લખવાના " સંસ્કૃતિના સરણ " વાલા પારિગ્રાફની સાથે દરેક સરખાવે તથા પોતાના વિચાર ઘડે કે વસ્તુ સ્થિતિ કેવી હોઇ શકે.

( ૭૩ ) સરખાવો. પૃ. ૨૦૩ નું ટી. નં. ૧૪૬, તથા પૃ. ૨૧૮ ઉપરની હકીકત.

જે પાછળથી અસ્તિત્વમાં આવે તેને નકલ કહેવાય. અને તેમાં અસલ તથા નકલની સરખામણી કરીએ ત્યારે અસલવાળીનો દરજ્જો ઉંચો જ ગણવો રહે.

ઘણા વિદ્વાનોનું એમ માનવું થઇ રહ્યું છે કે હિંદમાં એટલે આર્યાવર્તમાં જે સંસ્કૃતિ તથા સ્થાપત્ય, શિલ્પ વિગેરે કળાઓ સમ્રાટ પ્રિયદર્શિનના સમયે પ્રસરેલી હતી તે સર્વ મુખ્ય ભાગે ગ્રીસ દેશમાંથી ( Hellenic ) અથવા ઇટલી કે મિસરમાંથી ઉતરી આવેલી હતી. આ મત કેટલે દરજ્જે માનનીય કહી શકાય તેની કેટલીક ચર્ચા ઉપરમાં પૃ. ૩૭૪–૭૬ કરી છે; વળી નીચેની હકીકત વાંચવાથી તે સમજી શકાશે

સમ્રાટ પ્રિયદર્શિનના સમય પહેલા ગ્રીસ ઇટલી, મિસર કે કોઇ પાશ્ચાત્ય દેશ[૭૪] જો આર્યાવર્તની સાથે સંસર્ગમાં આવ્યો હોય તો આ પુસ્તકમાં આલેખાયલ હકીકત પ્રમાણે પ્રથમમાં પ્રથમ સમ્રાટ અશોકના સમયથી જ છે. જ્યારે વિદ્વાનોની માન્યતા પ્રમાણે અશોકના દાદા સમ્રાટ ચંદ્રગુપ્તના સમયથી છે. પણ એકમાં જેને અશોક કહ્યો છે તેને યે સેંડ્રેકોટસના નામથી સંબોધ્યો છે અને બીજીમાં જેને ચંદ્રગુપ્ત કહ્યો છે તેને પણ સેંડ્રેકોટસના નામથી જ ઓળખાવ્યો છે. એટલે સરવાળે તો બન્ને માન્યતાનો આરંભ સમય અને અંતરાળ સમય લગભગ એકજ આવી રહે છે. અને તેવો કાળ બહુ બહુ તો ૭૫ વર્ષનો જ ગણી શકાશે. તેમાં ય અલેકઝાંડર–સિકંદરના સમયનો સર્વ સત્તાધીશપણાનો કાળ ઉપરમાં સાબિત કરી ગયા છીએ તે પ્રમાણે તો વીસ વર્ષનો જ છે[૭૫] અને અશોકના સમયે પણ તેટલો જ કાળ છે; જો કે તે તો માત્ર પદવીધારી અમલદારીપણાનો જ કાળ હતો. એટલે કે, આગળ પાછળના વીસ વીસ વર્ષ સત્તાના અને વચ્ચેનાં ત્રીસ વર્ષ લુપ્તાવસ્થાના ગણાય. આવી સ્થિતિમાં પાશ્ચાત્ય સંસ્કૃતિ શું હિંદમાં પોતાની જડ મજબૂતપણે નાંખી શકે ખરી ! આ હકીકત સમય પરત્વે થઇ. હવે સ્થાન પરત્વે વિચારીએ. અલેકઝાંડરના સમયે ગ્રીક સત્તા હિંદના દરેકે દરેક ભાગમાં વ્યાપ્ત બની ગઇ હતી તેમ કહેવું તે વંધ્યાને સંતતિની પ્રાપ્તિ થઇ હતી એમ કહેવા જેવું ગણાય. તેમ અશોકના સમયે અમલદારો ભલે હિંદના ગમે તે ભાગમાં ફરતા રહ્યા હશે, છતાં તે પ્રકારની સંકુચિત સત્તાને લીધે સંસ્કૃતિના પ્રસારમાં તેઓ બહુ કારગર થઇ શકે જ નહીં.

આ પ્રમાણે ગ્રીક સંસ્કૃતિની છાયા આર્યાવર્ત ઉપર કેટલી પડી શકે, તેનો સમય અને સ્થાન પરત્વે વિચાર કરતાં, તેની તરફેણમાં મજબૂત આધાર માલૂમ પડતો નથી. હવે આપણે તેજ રીતિએ આર્ય સંસ્કૃતિની છાયા, તે દેશો ઉપર કેવી હોઇ શકે તેની તપાસ લઇએ. એટલું તો પુરવાર થયેલ છે કે,[૭૬] આર્યાવર્તના શાહ સોદાગરો કરિયાણાનાં વહાણો ભરીને, દૂર દૂરના દેશોમાં વ્યાપારાર્થે જતા; વળી ત્યાં લાંબો વખત રહેતા અને વ્યાપાર ખેડી ત્યાંની કાચી વસ્તુઓ વહાણમાં ભરી ભરીને પાછા સ્વદેશે આવતા. આ પ્રમાણે વેપારીઓ ઉપરા ઉપરી અનેક સંખ્યામાં જતા તેમજ ઘણા કાળથી[૭૭] જતા એટલે

---

( ૭૪ ) ઇરાન જો કે હિંદની પશ્ચિમ દિશાએ આવેલો છે, છતાં તેને આ કક્ષામાં ગણ્યો નથી; કેમકે એક રીતે ઇરાનની સંસ્કૃતિ હિંદનીજ ગણાય છે. એટલે કે પ્રાચીન સમયે ઇરાનની ભૂમિ આર્યપ્રજાથી વસાયલી હતી: વળી બીજી રીતે, ઇરાન તે એશિયાખંડનો ભાગ છે, એટલે તેના રીત રિવાજો યુરોપના કરતાં એશિયાનાને મળતાં ગણાય. તેથી તેનો સમાવેશ પાશ્ચાત્ય દેશમાં લેખાવ્યો નથી.

( ૭૫ ) જુઓ પૃ. ૨૨૧ થી ૨૪૩ની હકીકત.

( ૭૬ ) જુઓ પુ. ૧ પૃ. ૨૦ તથા તેની ટીકાઓનાં લખાણ.

( ૭૭ ) મિસર દેશમાં આર્ય સંસ્કૃતિને મળતી

ક્વચિત જ એવું બનતું, કે ત્યાનાં સ્થળો આર્યાવર્તના વતની સિવાય ખાલી રહેવા પામે.

આટલું સમય પરત્વે જાણવું. જ્યારે સ્થાન પરત્વે પણ લગભગ તેવીજ સ્થિતિ પ્રવર્તતી બતાવી શકાય તેમ છે. પણ તેનું વર્ણન આગળ ઉપર[૭૮] મુલતવી રાખવું યોગ્ય થઇ પડશે.

બન્ને પક્ષ ( પૂર્વ અને પશ્ચિમ ) તરફની સ્થિતિનું આ પ્રમાણે દિગ્દર્શન કરી જવાથી હવે સમજાશે કે, સંસ્કૃતિનું જો કોઇ પણ રીતે સરણ સંભાવ્ય હોય તો, પશ્ચિમનું સરણ આ તરફ એટલે આર્યાવર્તમાં ઉતરી શકે તેના કરતાં અહીંનું શરણ તે બાજુ ઉતરવાનું જ શકય ગણી શકાય. ત્યારે શું જે માન્યતા અત્યારે ફેલાઇ રહી છે તે ખોટી હશે ! તેનાં મૂળ કારણનો વિચાર કરતાં એવા અનુમાન ઉપર જવું પડે છે કે, અત્યારે જે કોઇ વિદ્વાન હૈયાત હશે તે સો વર્ષ કરતાં વિશેષ ઉમરનો તો નહીં જ હોય. અને આપણા હિંદ ઉપર નામદાર બ્રિટિશ સરકારની સત્તાને સ્થાપન થયાં દોઢસો વર્ષ ઉપરનો કાળ થઇ ગયો ગણાય છે. એટલે અત્યારના વિદ્વાન વર્ગે પોતાની શિશુ અવસ્થામાં કેળવણી લઇને જે સંસ્કાર મેળવ્યા છે તથા તે ઉપરથી વિચાર ઘડયા છે તે સર્વ બ્રિટિશ અમલની છત્ર છાયામાં આવ્યા બાદના જ ગણી શકાય. કેમકે વર્તમાન કેળવણીના પાયા તેમણે જ રોપ્યા કહેવાય. અને તે વખતના તેમના કેળવણીના સૂત્રધારોએ જે કાંઇ પોતાના પરિમિત જ્ઞાનના આધારે ગુંથ્યું અથવા સત્તા તળેના દેશને તો પોતાના દેશનું સર્વ ઉચ્ચત્તર બતાવવાની તેમની મનોવૃત્તિથી પ્રેરાઇને તેમણે આપણને તે પ્રકારે જે જ્ઞાનનું પાન કરાવ્યું તે આપણે સંગ્રહ્યું-ભંડાર્યું. આ બેમાંથી ગમે તે કારણને લીધે બનવા પામ્યું હોય પણ તેમ બનવા પામ્યું છે એમ નીચે ટાંચેલા વિચાર ધરાવનાર વિદ્વાનોનાં ઊચ્ચારાયલાં વાકયોથી આપણને માનવાને કારણ મળે છે. તે વિચારો પૃ. ૩૭૫ ટી. નં. ૬૫ માં મૌ. સા. ઇ. પૃ. ૪૮૪ નાં અવતરણ રૂપે લખી ચૂકાયાં છે. છતાં મહત્ત્વનાં હોઇ અત્રે પાછા ઉતારીએ. " પ્રૉ. રીઝ ડેવીસ લિખતા હૈ કી ગ્રીક લોકોમેં ભારતીઓદ્વારા ધર્મતત્વકા પ્રચારિત હોના કભીભી સંભવ નહીં. યહ અશોકને કેવળ પ્રલાપ-માત્ર[૭૯] હી કિયા હૈ. ( આ પ્રમાણે બોલી જવું તો સહેલું છે. પણ પ્રૉ. સાહેબે તે માટે કાંઇક દાખલા, દલીલ કે આધાર બતાવ્યા હોત, તો તે ઉપર વિચાર કરવાની આપણને જરૂર ફરજ પડત. શું ત્યારે ખડકલેખ જેવા મૂક, છતાં કલ્પનાબુદ્ધિનાં અનેક અનુમાનોના ચૂરેચૂરા કરી નાંખે તેવા અને બાંગ પોકારી રહેલાં સંસ્મરણો કરતાં, તેમનાં કલ્પિત કથનો વધારે પ્રમાણભૂત માનવાં, એમ તેમના કહેવાનો આશય હશે ? ) સદ્ભાગ્યે હવે તે માન્યતામાં સુધારો થતો જાય છે. તે બાબતનો સ્પષ્ટપણે ઉલ્લેખ કરતાં એક બે વિદ્વાનોનાં વચનો ટાંકી આ વિષયને બંધ કરીશું. તેમાંનું (I)[૮૦] His Alexander's expedition was an organised one and

જે વસ્તુઓનાં દર્શન થાય છે; અને જેનો સમય લાખ લાખ વર્ષથી પણ પ્રાચીન મનાય છે. તેનું મૂળ, આ પ્રમાણે આર્યવર્તના વતનીઓ તે તરફ ગયા હોવાને લીધે બન્યું હતું એમ કહી શકાય.

( ૭૮ ) પુ. ૩ પરદેશીઓનો પરિચ્છેદ જુઓ.

( ૭૯ ) આ વચનો ઉપર કાંગડી ગુરૂકુળના આચાર્ય સત્યભૂષણ વિદ્યાલંકારે પોતાની દલીલો રજુ કરીને ( જુઓ પૃ. ૩૮૧ માં એક બીજા વિદ્વાનોનું કથન ) પછી ઉમેર્યું છે કે " ઇસ અવસ્થા મેં કયોં સંભવ નહીં. હૈ કિ, ગ્રીક રાજ્યો મેં ભારતીય પ્રચારકો ગયે હો। પ્રો. રીઝ ડેવીડઝ કા કથન કેવળ યહિ સૂચિત કરતા હૈ કિ જાતિગત પક્ષપાત સે વે સર્વથા શૂન્ય નહીં હૈ।

( ૮૦ ) હિં. હિ. પૃ. ૫૧૦

had historians, geographers, scientists, merchants, etc-one object of Alexander's conquest was to spread Greek civilisation abroad; but we regret to see that he himself and his men were orientalised in Persia[૮૧] No Indian works (Hindu, Buddhist or Jain) -makes the least mention of Alexander. The Indians probably regarded Alexander as a mighty robber and his expedition and conquests as a political hurricane. India was not changed. India was not Hellinised= અલેકઝાંડરના હુમલા વ્યવસ્થિત રીતે ગોઠવી રાખ્યા હતા. તેમાં ઇતિહાસ વેત્તાઓ, ભૂગોળ શાસ્ત્રીઓ, વૈજ્ઞાનિકો તેમજ વ્યાપારીઓ વિગેરે પણ હતા.[૮૨] તે હુમલાની મુખ્ય એક મુરાદ તો પરદેશમાં ગ્રીક રીતભાતનો પ્રચાર કરવાની હતી પણ નોંધતાં દિલગીરી ઉપજે છે કે, તેનું તેમજ તેનાં માણસોનું પરિવર્તન[૮૩] ઇરાનમાં થઇ ગયું હતું-કોઇ હિંદી ગ્રંથોમાં ( વૈદિક બૌદ્ધ કે જૈન ધર્મનાં ) અલેકઝાંડરનું નામ સુદ્ધાં પણ લીધું નથી.[૮૪] હિંદીઓએ અલેકઝાંડરને બહુધા એક મોટો ધાડપાડુ અને તેના હુમલાને તથા વિજયને માત્ર રાજદ્વારી તોફાન તરીકે લેખ્યા છે.[૮૫] હિંદુસ્તાનનો પલટો થયો નથી તેમ તેણે ગ્રીક સંસ્કૃતિને અપનાવી પણ નથી.[૮૬] આ તો એક લેખકના વિચાર આપણે વાંચ્યા હવે બીજાના શબ્દો વાંચીએ. (II) ઉસ[૮૭] સમયકા ભારત સચ્ચે અર્થોમેં સંસારકા ગુરૂ થા, હિમાલયકી બર્ફીલી ચોટિયા, પામીરકી દુર્ગમ ઘટિયા, ઔર આરબ સાગરકી ભયાનક તરંગે, ઉનકે માર્ગકો રોક નહીં શકતી થી ! વે અસભ્ય જાતિઓકોં સભ્યતા શીખા રહે થે, ભટકે હુઓંકો

( ૮૧ ) તેજ પુસ્કત પૃ. ૫૧૨

( ૮૨ ) સાધારણ રીતે લશ્કરી હુમલા વખતે, આવા પ્રકારના માણસોને સૈન્યમાં જોડવામાં આવતા નથી. એટલેજ કહી શકાય તેમ છે કે, આ હુમલાઓ દેશ જીતવા અર્થેજ યોજાયા નહોતા. તેમાં અન્ય કારણો હતાં.

( ૮૩ ) અન્ય દેશમાં પોતાની સંસ્કૃતિ દાખલ કરવા જતાં, પોતાનેજ તે પરદેશીની સંસ્કૃતિને વધાવી લેવી પડી હતી. તો પછી હિંદમાં તે પ્રવેશ્યો ત્યારે તો તેની રીતભાત ઇરાનીઓ જેવી થઇ ગઇ કહેવાયને ! અને ઇરાનને તો આર્યાવર્તની સંસ્કૃતિનો પ્રદેશ ગણવામાં આવે છે ( જુઓ ટી. નં. ૭૪ ) એટલે હિંદમાં ગ્રીક સુધારાઓ પ્રવેશવા પામ્યા હતા એવા કથનને અવકાશજ કયાં રહે છે ?

( ૮૪ ) આ સ્થિતિ સૂચવે છે કે, તેના હુમલાઓને હિંદમાં કોઇપણ ધર્મવાળાએ રાજદ્વારી મહત્ત્વ આપ્યુંજ નથી.

( ૮૫ ) આ બધા શબ્દો જે વપરાયા છે, તેને પૃ. ૨૨૮ માં પટણા કૉલેજના આચાર્ય મિ. ફિન્ડલના શબ્દોવાળો જે ફકરો ઉતાર્યો છે તેમાં સમ્રાટ અશોક જેવા હિંદી ભૂપાળ સાથે આલેકઝાંડરે જે વર્તન ચલાવ્યું છે, તે શબ્દોના પેટાળમાં રહેલા મનોભાવ સાથે સરખાવશો એટલે ખાત્રી થશે કે આ હીં. હિં. ના લેખક મહાશયના શબ્દો અને ગ્રીક ઇતિહાસ વેત્તાઓના શબ્દોનું તારતમ્ય એકજ પ્રકારનું દેખાય છે.

( ૮૬ ) આવી સ્થિતિમાં તેણે ગ્રીક રીતભાત હિંદમાં દાખલ કરી કહેવાય, કે તેના સૈનિકો તથા માણસોએ હિંદી સંસ્કૃતિ અને કળાને અપનાવી પોતાના દેશમાં લઇ ગયા કહેવાય ? વળી તેનાથી મોહિત થઇને ગ્રીક શિલ્પકારો હિંદમાં આવવા લલચાયા અને પરિણામે પચાસેક વર્ષે તેઓ હિંદમાં સમ્રાટ પ્રિયદર્શિને ઉભા કરવા માંડેલા સ્તંભ લેખો તથા શિલ્પ કામમાં પોતાનો નિર્જીવ હિસ્સો આપવા સમર્થ થયા! એટલે અલેકઝાંડરના હુમલાને ખરી રીતે તો હિંદમાં ગ્રીક સંસ્કતિ દાખલ કરવાના સાધનને, બદલે હિંદી સંસ્કૃતિ ગ્રીસમાં દાખલ કરવાના સાધન રૂપ થઇ પડયાનું ગણવું રહે છે.

( ૮૭ ) જુઓ મૌ. સા. ઇ. પૃ. ૪૮૫: તથા ઉપરની ટીકા નં. ૭૯ નું લખાણ અને હકીકત, આ કથન સાથે જોડીને વાંચો.

સચ્ચા રસ્તા દિખા રહેથે, ઇસ અવસ્થામેં કયોં સંભવ નહિં હૈ કિ ગ્રીક રાજ્યોમેં ભારતીય પ્રચારક ગયે હો !

આ ઉપરથી આર્ય સંસ્કૃતિ–કહો કે–પૂર્વ દેશની સંસ્કૃતિ, ગ્રીસ આદિ યુરોપમાં કે પાશ્ચાત્ય દેશમાં ગઇ હોવી જોઇએ કે તે પાશ્ચાત્ય દેશમાંની સંસ્કૃતિ આ બાજુ પૂર્વ દેશ તરફ સરતી આવી હોવી જોઇએ, તેનો ખ્યાલ કેટલેક અંશે વાચક વર્ગને આવી ગયો હશે.

**સુદર્શન તળાવ**

તેની બુદ્ધિમતાનું અને લોક કલ્યાણ ભાવનાનું માપ કાઢી આપવા તેની જે કૃતિઓ આપણી સમક્ષ હાજરાહજુર ઉભી રહી છે, તેમાંની કેટલીકનું સ્વરૂપ તથા વર્ણન આપણે ઉપર કરી ગયા છીએ–જેવી કે સામાન્ય જનતાને પ્રબોધતા ખડક લેખો ( નના મોટા આકારના ) સ્તંભ લેખો, ફલક લેખો, સ્તૂપો ( Topes ) પ્રચંડ કદની પત્થર મૂર્તિઓ, દાનશાળા, ધર્મશાળા, તેમજ જૈન ધર્માનુયાયીઓ માટે પ્રતિમાઓ, જૈન મંદિરાદિ છે. આમાંની કેટલીક કૃતિઓ તો અદ્યાપિ વિદ્યમંતી છે જ્યારે કેટલીક નાશ પણ પામી છે. તેવા જ વિશિષ્ટ પ્રકારે તેની યશકીર્તિ ઉપર કળશ ચઢાવનારી એક અન્ય કૃતિ છે. તે અત્યારે જો કે ભસ્મિભૂત થયેલી છે. પણ પર્વતી શિલાલેખ ઉપરથી તેનું અસ્તિત્વ તથા મહત્તા જળવાઇ રહેલાં આપણે પ્રત્યક્ષ દૃષ્ટિએ નિહાળી શકીએ છીએ. આ કૃતિ તે સુદર્શન તળાવ છે; જે એક સમયે તદ્દન બિસ્માર થતાં–અરે નાશ પામતાં–તેનો પુનરોદ્ધાર કરી લોકોપયોગી સ્થિતિમાં તેણે આણી મૂકયું હતું.

શિલાલેખ સાક્ષી પૂરે છે તેમ આ તળાવ ગિરનાર પર્વતની મૂળ તળેટીમાં, મૌર્યવંશી સમ્રાટ ચંદ્રગુપ્તે બંધાવ્યું હતું, અને તેનું કારણ આપણે ઉપર પૃ. ૧૮૩–જણાવી ગયા પ્રમાણે શ્રીસંઘના તાત્કાલિક ઉપયોગ માટે અને ભવિષ્યમાં સર્વ લોકના કલ્યાણ માટે ઉપયોગી થશે તે હિસાબે બંધાવાયું હતું. તે બાદ તે ઉપર કાંઇક દુરસ્તી શ્રી અશોક વર્દ્ધન સમ્રાટના સમયમાં તેમની આજ્ઞાથી તેમના તે પ્રાંતના સૂબાએ કરાવી હતી. તે બાદ વળી ફરીને કુદરતી આફત ઉતરતાં તે તળાવનો લગભગ સમૂળો નાશ થઇ ગયો હતો. પણ તત્ સમયવર્તી જે સમ્રાટ તે પ્રદેશ ઉપર હકુમત ભોગવતો હતો, તેણે તેનો પુનરોદ્ધાર કરી તેને નાશ પામતું બચાવી લીધું હતું. આ પ્રમાણે સુદર્શન તળાવને નાશમાંથી બચાવી લેનાર તરીકે સંશોધકો ક્ષત્રપ સમ્રાટ રૂદ્રદામનને ઠરાવે છે. જ્યારે હું તેનો યશ મહારાજા પ્રિયદર્શિનને અર્પું છું. તેમ કરવાને મને જે જે કારણો મળ્યાં છે તે મેં આ પ્રકરણને અંતે, પરિશિષ્ટ બ માં આપ્યાં છે ત્યાંથી વાચક વર્ગે જાણી લેવા વિનંતિ છે.

જ્યારે મહારાજા પ્રિયદર્શિને, અનેક કૂપો, વાવો, તળાવો, લોક કલ્યાણ માટે બંધાવ્યાનું ઇતિહાસ આપણને દાંડીપીટીને જાહેર કરે છે ત્યારે માનવાને કારણ મળે છે કે, આવાં સુદર્શન તળાવ જેવાં તો કેટલાંય અન્ય તળાવો પણ તેણે બંધાવ્યાં જ હશે. પણ તેમાંનાં કોઇનું અસ્તિત્વસૂચક ચિહ્ન જ્યાં સુધી આપણને મળતું જ નથી, ત્યાં સુધી એટલો જ સંતોષ માનીને બેસી રહેવું પડે છે કે, જેમ સુદર્શન તળાવનો અદ્ય નાશ થઇ ગયો છે તેવી જ ઘટના અન્ય તળાવોના સંબંધમાં પણ બની જ હશે.

**અન્ય શાસકો સાથેની સરખામણી**

મહારાજા પ્રિયદર્શિનની રાજનીતિ અને ધમ્મનીતિ પરત્વેની રચનાનું જે કાંઇ જ્ઞાન–પરિચય–આપણે તેમના લેખો ઉપરથી તારવી શકયા છીએ તે ઉપરથી તો કોઇ પણ સમજુ અને સંસ્કારિત મનુષ્યના મનમાં તેમનાં બુદ્ધિબળ

અને ચારિત્ર્ય વિશે ઉત્કૃષ્ટ કોટિનો જ અભિપ્રાય બંધાય એમ છે જ. અને તેથી આવા ભારતીય રાજવંશી નૃપતિની સરખામણીમાં પોતાના દેશના પણ કોઇક શાસક સમાનપદે મૂકી શકાય એવું છે કે કેમ, તેની શોધમાં અન્ય પ્રદેશી વિદ્વાનોએ પણ પ્રયત્ન આદર્યો છે. અને તેથી મહારાજા પ્રિયદર્શિન જેવી જ કીર્તિના ભાગીદારથવા માટે કેટલાંક નામો આગળ પણ ધર્યાં છે. જેમકે, ચાર્લ્સ ધી ગ્રેટ, શાર્લામેઇન, કૉન્સ્ટન્ટાઇન, નેપોલીઅન બોનાપાર્ટ, સીઝર ધી ગ્રેટ, અલેકઝાંડર ધી ગ્રેટ, માર્કસ ઍરિલીયસ, ભારતીય સમ્રાટ અકબર આદિ અનેક રાજકર્તાઓનાં નામો લેખાવ્યાં છે. છતાં તેમાંથી કોઇ મહારાજા પ્રિયદર્શિનની તુલનાની સમીપે શતાંશે પણ આવી શકતા નથી. અલબત તેઓમાંના દરેક, અમુક અમુક અંશે એકએક દેશીય ગુણની તુલનામાં તેની બહુ નજીક આવી જતા હશેજ પણ સર્વાંશે સર્વદેશીય ગુણની સરખામણીમાં તો બિલકુલ પછાત રહી જાય છેજ. જેમ ચાર પાંચ અંધ પુરૂષોને બોલાવીએ અને એકને હાથીનું પૂછડું, બીજાને સુંઢ, ત્રીજાને કાન, ચોથાને તેનો પગ અને પાંચમાને તેનું પેટ એમ તે હાથીના ભિન્નભિન્ન અવયવોનો સ્પર્શ કરાવીએ અને પછી પૂછીએ કે હાથીનું સ્વરૂપ કેવું હોય, તે તમે બોલો. ત્યારે પૂંછડાને સ્પર્શ કરનારો કહેશે કે હાથી તો રાંઢવા સરખો હોય, સૂંઢને સ્પર્શ કરનાર કહેશે કે તે તો સાંબેલા જેવો હોય, કાનને અડકનાર કહેશે કે સૂપડા જેવો હોય, પગને સ્પર્શ કરનાર કહેશે કે સ્તંભ જેવો હોય અને શરીરને હાથ લગાડનાર કહેશે કે, તે તો લાકડાના મોટા ઢીમચા જેવો હોય; આ અભિપ્રાય બાંધવામાં તે પાંચમાંના કોઇપણ ખોટા નથીજ; કારણ કે, તે દરેકને પોતપોતાને જે અંશના માપથી તુલના કરવાનું સોપ્યું હતું તેની મર્યાદામાં રહીને અન્ય ભાગના જ્ઞાનના અભાવે તેમણે પોતાનો અભિપ્રાય આપ્યો હતો. પણ ઉઘાડી ચક્ષુથી જોનાર આપણે તો હાથીનું ખરૂં સ્વરૂપ શું છે તે બરાબર સમજી શકીએ છીએ. તેવીજ રીતે ઉપરના સર્વે શાસકો સંબંધી તેમના ગુણાનુગુણનું સર્વદેશીય અવલોકન કરી, સમાલોચકની દષ્ટિથી અભિપ્રાય ઉચ્ચારવાનું કોઇને સોંપવામાં આવે, તો અવશ્ય જુદોજ ઉત્તર આપણને મળશે, એમ અમારૂં માનવું થાય છે. છતાં કેવળ અમારો મતજ વાચક વર્ગના મન ઉપર ઠસાવવાને બદલે, અન્ય નિષ્પક્ષી ગ્રંથકારોનાં મંતવ્ય કેવાં છે તે તેમનાજ પોતાના શબ્દોમાં ઉતારીશું અને તે ઉપરથી કયાસ કરવાનું વાચક વર્ગને સોંપી આપણે મહારાજા પ્રિયદર્શિનનું વૃત્તાંત સમાપ્ત કરીશું.

૮૮ એકવાર પ્રસિદ્ધ ઐતિહાસિક એચ. જી. વેલ્સસે પૂછા ગયા કિ સંસાર કે ઇતિહાસ મેં સબસેં બડે છ મહાપુરૂષ કોનસે હુએ હૈ, તો ઉન્હોં ને ઉત્તર દિયા " **इसा, बुद्ध, अशोक** ( આપણે જેને પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિ ઠરાવીએ છીએ તે ) **अरिस्टोटल, बेकन और लिंकन ।** બડે બડે વિજેતાઓ ઔર સમ્રાટો મેં સી, સીઝર સિકંદર, પાંચુ, ચાર્લ્સ આદિકા નામ ન લેકર૮૯ ઉન્હોં ને કેવલ અશોક કાહી નામ લિયા । ( કારણ પૃ. ૬૧૨ ઉપર લખે છે–અશોકને શસ્ત્ર વિજ્યકા

( ૮૮ ) મૌ. સા. ઇતિહાસ પૃ. ૬૧૦ જુઓ.

( ૮૯ ) આ છ વ્યક્તિઓમાંથી, ઇસા અને બુદ્ધ તે બે ધર્મ પ્રચારકો છે: અરિસ્ટોટલ અને બેકન તે બે મહાન ફિલ્સુફો–વિચારકો છે: અને અશોક તથા લિંકન તે બે શાસકો છે ( જો કે લિંકન અમેરિકાનો પ્રમુખ હતો તેટલે દરજ્જે તેને ભલે શાસક કહો પણ જે ધારા ધોરણથી તે પ્રમુખની પદવી મેળવી શકાય છે તે જોતાં તેનું શાસકપદ અને અશોકનું સમ્રાટપદ બન્ને ભિન્નજ વસ્તુ ઠરે છે. મતલબ કે આ છ મહાપુરૂષની ગણનામાં શાસક તરીકે તો એકજ નામ મિ. એચ. જી. વેલ્સે મૂકયું છે.

ઇરાદા છોડકર ધર્મ વિજયકે લીયે પ્રયત્ન કરના આરંભ કિયા, ઔર ઇસ ધર્મસેં પૂર્ણ સફળતા પ્રાપ્ત હુઇથી ) ( પૃ. ૬૧૩ ) અશોક કે સમય મેં પ્રાયઃસભી અન્ય રાજ્યો મેં વિજેતા રાજ્ય કર રહે થે, ઉન્હે અપની શકિત સે સિવાય કિસી અન્ય વાતકા ખ્યાલ નહીં થા. જનતાકી ભલાઇ, ઇનકે ધ્યાન મેં કભી ન આતી થી, ઇસ અવસ્થા મેં અશોક કે પ્રયત્નોં ને સચમુચકી ઉસકી ધર્મ વિજય સ્થાપિત કર દી થી. (આ કારણથી સંપ્રતિની મહત્ત્વતા વધારે છે ) કિતની વિચિત્ર બાત હૈ, ખૂનકી એક બિંદુ ગિરાયે વિના, કેવળ પ્રેમ ઔર પરોપકાર ( હાલના ગાંધી યુગના સિદ્ધાંતો સરખાવો ) કે દ્વારા અશોક અપની અપૂર્વ ધર્મ–વિજય સ્થાપિત કી થી, (પૃ. ૬૧૩) સામ્રાજ્ય લિપ્સા ઔર શક્તિ પ્રદર્શન કે લિયે ઇતિહાસ મેં કિતને યુદ્ધ કિયે ગયે, કિતની ખૂન ખરાબી હુઇ, પર કયા અશોક સે સિવાય સંસાર કે સંપૂર્ણ ઇતિહાસ મેં કોઇ અન્ય ભી ઐસા સમ્રાટ હૈ જિસને ઇસ તરહ સચ્ચી વિજય પ્રાપ્ત કી હો । ( League of Nations જે હાલ શસ્ત્ર નિવારણના કાર્યમાં મશગુલ બની રહી છે તેને આ અવતરણથી બોધપાઠ લેવો ઘટે છે) ઔર સારી દુનિયામેં અપના ધર્મ–સામ્રાજ્ય સ્થાપિત કિયા હો । જીન બાતોંકો અક્રિયાત્મક ઔર આદર્શપાત્ર ( Non-practical and mere imaginary) સમઝા જાતા હૈ, ઉનકો અશોકને ક્રિયામેં પરિણત કર દિખાયા ( જેમ હાલની ગાંધીજીની Non–violent non co-operation movement છે તેમ ) ( પૃ. ૬૧૪ ) અન્ય ધર્મોપર અત્યાચાર નહિં કિયા, સબ ધર્મોંકો સમાન દષ્ટિસે દેખા, ચાહત તો અત્યાચાર કરકે અપના ધર્મકો ફૈલા સકતા થા. (પૃ. ૬૧૭) અશોકકા વૈયકિતક જીવન ભી આદર્શ થા । અન્ય શકિતશાળી સમ્રાટોંકી તરહ ઉસકા જીવન ભોગવિલાસ ઔર સ્વચ્છંદતામેં નહીં ગુજરતા થા (પૃ. ૬૧૯) ઇન સબ વાતો (રાજકીય, ધાર્મિક, વૈયકિતક અને સાંસારિક જીવન ની દૃષ્ટિએ તપાસ્યા બાદ ગ્રંથકાર લખે છે કે) કો દેખકર, યદિ યહ ઇતિહાસમેં કિસી ઐસી વ્યકિતકો ઢુંઢના ચાહે, જીસસે અશોકકી તુલના કી જા સકે, તો હમેં નિરાશા હી હોગી, ( કેવો ઉત્તમ અભિપ્રાય–પછી કોન્સ્ટન્ટાઇન સાથે સરખાવતાં લખે છે કે ) કોન્સ્ટન્ટાઇન એક ચાલાક ધૂર્ત ઔર ક્રુર વ્યકિત થા, । ઉનકે સન્મુખ ધર્મકા કોઇ ઉચ્ચ આદર્શ વિદ્યમાન ન થા । ઉસકો ઇશ્વરને એક અલૌકિક ગુણ દિયા થા, વહ થી દૂરદર્શિતા । ( પૃ. ૬૨૦ ) ઉસકી રાજ નૈતિક શકિત તો અચ્છી પ્રકાર બઢી થી, સાથ હી ક્રિશ્રીયેનીટિકા ભી અચ્છી તરહ વિસ્તાર હુઆ, પરંતુ ખ્યાલ રહે કિ, રાજ્યાશ્રય પાકર વસ્તુતઃ ક્રિશ્રીયેનીટિકા પતનકા પ્રારંભ હો ગયા । ઉસકા શરીર બઢતા ગયા પરંતુ આત્મા કમજોર હોતી ગઇ । ચર્ચમે ધનવૃદ્ધિ, ભોગવિલાસ આદિ કે ભાવ આને લગે । પુરાની ક્રિયાશિલતા, ત્યાગ ઔર આત્મસંયમકા નાશ હો ગયા, ઔર ક્રિશ્રીયેનીટિકા ધીરે ધીરે પતન શરૂ હો ગયા ( પૃ. ૬૨૧ ) કોન્સ્ટન્ટાઇન કા વ્યકિતગત જીવન અશોકસે વિપરીત થા–નિશ્ચય હી, કોન્સ્ટન્ટાઇન ઉસકે શતભાગ તક ભી નહી પહુચ સકતા । માર્કસ એરિલિયસ ( રોમનો રાજા) કે સાથ ઉસકી ( અશોકની ) તુલના કરના દીપક કે સાથ સૂર્યકી તુલના કરના હૈ । તે બાદ અકબર, સીઝર, સિકંદર સાથે અશોકની તુલના કરીને સર્વથી, અશોકને શ્રેષ્ઠ ગુણવાન સાબિત કરી બતાવ્યો છે. આખું ૨૪ મું અધ્યયન જ પૃષ્ઠ ૬૧૦ થી ૬૨૪ સુધીનું તુલનાત્મક દૃષ્ટિએ બહુજ મનનીય વિચારોથી ભરપુર છે પછી છેવટે પોતે પૃ. ૬૨૪ ઉપર લખે છે કે, વસ્તુતઃ ઇતિહાસમેં અશોકકા નામ આકાશમેં સૂર્યકી તરહ ચમક રહા હૈ । તે બાદ પ્રૉ. એચ. જી. વેલ્સે બનાવેલ ધી. આઉટલાઇન્સ ઓફ હિસ્ટરી નામક પુસ્તકમાં પૃ. ૨૧૨ ઉપર જે શબ્દો લખ્યા છે, અને જેને

વ્યક્ત કરીને ડૉ. ડી. આર. ભાંડારકરે પોતાના "અશોક" નામના પુસ્તકમાં પૃ. ૨૨૫ ઉપર ઉતાર્યા છે તેનું અવતરણ, પોતાના મૌ. સા. ૪. ના પૃ. ૬૨૪ માં કર્યું છે. તે શબ્દો આ પ્રમાણે છે. Asoka has been compared by various scholars with Roman Emperor Constantine the Great, another Roman Emperor by name Aurelius Antonicus ( A. D. 121 to 180 ) by others, with king Alfred, Charlemagne, Omer Khaliff I etc=સમ્રાટ અશોકની તુલના અનેક વિદ્વાનોએ રોમન શહેનશાહ કૉન્સ્ટન્ટાઇન ધી ગ્રેઇટ સાથે વળી એક બીજા રોમન શહેનશાહ નામે ઓરેલીઅસ એન્ટોનિકસ ( જેનો સમય ઇ. સ. ૧૨૧ થી ૧૮૦ છે. ) ની સાથે: વળી બીજાઓએ ઑલફ્રેડ, શાર્લમેઇન, ઉમ્મર ખલીફ પહેલો, ઇત્યાદિ, ઇત્યાદિની સાથે કરાવી છે. આ અભિપ્રાય છે તો બીજાઓનો પણ મિ. ભાંડારકરે ઉતાર્યો હોવાનું જણાવ્યું છે. જ્યારે તે મિ. ભાંડારકરનું જ મંતવ્ય રજુ કરતાં તેમણે લખ્યું છે કે, Bhandarker with Akbar the great; some Europeans put him equal to the great, Caesar & Napoleon = ભાંડારકર પોતે તેની ( અશોકની ) તુલના શહેનશાહ અકબરની સાથે કરે છે: ( તેમજ ) કેટલાક યુરોપીઅન (વિદ્વાનો) અલેકઝાંડર ધી ગ્રેઇટ, સીઝર અને નેપોલીઅન ની સમાન તેને ગણાવે છે.

ઉપર પ્રમાણે ભિન્ન ભિન્ન અભિપ્રાયો ટાંકીને, મજકુર વેલ્સ મહાશયે જ લખેલ શબ્દો પોતાને વજનદાર લાગતા હોવાથી તેમજ તે શબ્દો અતિ વિખ્યાત માસિક "ધી સ્ટ્રેન્ડ મેગેઝીન"ના ૧૯૨૨ ના સપ્ટેંબરના અંકમાં પૃ. ૨૧૬ અને આગળ લખાયેલ હોવાથી, મૌ. સા. ઇ. ના કર્તા કાંગડી ગુરૂકુળના આચાર્ય શ્રી વિદ્યાભુષણ અલંકારજીએ પૃ. ૬૧૦ માં ઉધ્ધૃત કર્યા છે. તે આ પ્રમાણે છે:—Amidst the tens of thousands of names of monarchs, that crowd the columns of history, their majesties and graciousness and serenities and royal highness and the like, the name of Asoka shines and shines almost alone, a star. From the Volga to Japan, his name is still honoured. China, Tibet and even India, though it has left his doctrine, preserve the tradition of his greatness. More living men cherish his memory to-day than have ever heard the names of Constantine or Charlemagne" રાજા મહારાજાઓનાં, ધર્માચાર્યોનાં અને શાંતિપ્રચારકોનાં તેમજ શાહજાદાઓનાં અને તેવાંજ અન્ય પદવીધારીઓનાં જે લાખો નામો ઇતિહાસના ચોપડે ચડી ચૂક્યાં છે તેમાં અશોકનું નામ પણ ઝળકી રહ્યું છે. અને કદાચ તે સર્વેમાં શિરોમણી તરીકે એક તારકા તરીકે જ તે ઝગમગી રહ્યું છે: ( પશ્ચિમમાં ઠેઠ ) વોલ્ગાથી ( પૂર્વમાં ) જાપાન સુધી તેના નામ તરફ માનપૂર્વક દૃષ્ટિથી જોવાય છે. ચીન, તિબેટ અને હિંદમાંથી પણ ભલે તેના ( અશોકે પ્રવર્તાવેલા ) ધાર્મિક સિદ્ધાંતોએ વિદાયગિરિ લીધી છે છતાં તેની પ્રભાવિકતાની દંતકથાઓ સચવાઇ રહી છે. ( અને ) કૉન્સ્ટન્ટાઇન કે શાર્લમેનના નામનું સ્મરણ કોઇ દિવસ સંભારાતું હોય તેના કરતાં વિશેષપણે આજે પણ અસંખ્ય જીવંત મનુષ્યો તેના ( અશોકના ) નામ તરફ મમતા ધરાવે છે." જો કે ઉપરના શબ્દો તો અમુક અમુક ગ્રંથકર્તાનાજ મૂળ શબ્દો છે. પણ

મહાશય વિદ્યાભૂષણ અલંકારજીએ સમ્રાટ અશો, કની જે અનેક પક્ષી તુલના કરી બતાવી છે તે વાંચવી હોય તો તેમના મજકુર પુસ્તકનાં પૃ. ૬૧૦ થી ૬૨૪ સુધીનાં પૃષ્ઠો વાંચકવર્ગે વાંચી જવા વિનંતી છે.

**એક બીજી સરખામણી**

જ્યારે ઇતર દેશીય અને અન્ય કાલિન રાજકર્તાઓની તુલના અન્ય વિદ્વાનોએ કરી છે ત્યારે આપણને, ભારતીય રાજકર્તાઓની અને તે પણ લગભગ તેજ સમયે થઇ ગયેલા—બે અઢી સદીની અંતરે જ—એવા રાજવીઓની સરખામણી કરવાનું મન થઇ આવે છે. તે બન્ને આપણા આ પુસ્તક પૈકીના જ જવાહિરો છે. આ કથન રાજા શ્રેણિક અને સમ્રાટ પ્રિયદર્શિનના અંગે કરૂં છું.

અલબત્ત હજુ તેવી કક્ષામાં મૂકાય તેવા અનેક ભૂપતિઓ ( જેવા કે, રાજા ખારવેલ, વીર વિક્રમાદિત્ય ઇ. )નાં વર્ણન આવવાનાં છે. પણ હાલ તો જેનાં વૃત્તાંતોથી આપણે વાકેફગાર થઇ ગયા છીએ, તેવાનાં નામોમાંથી જ આ એક ચુંટણી કરી લીધી છે.

કોઇ પણ નવો રસ્તો કાઢનારને—નવો ચીલો પાડનારને અનેક મુશ્કેલીમાંથી પસાર થવું પડે છે તે જગજાહેર હકીકત છે. અને મુશ્કેલીનો સામનો કર્યા છતાં યે કાર્યની સફળતા કેટલા અંશે થવી તે અનિશ્ચિત હોય છે. બહુધા યશ તો અપૂર્ણપણે જ નોંધાય છે. તે હિસાબે રાજા શ્રેણિકની શ્રમસાધકતાને ઊંચું સ્થાન આપવું પડશે. કેમકે તેને આખા સમાજની નવેસરથી જ રચના કરવાની હતી. જ્યારે પ્રિયદર્શિનને તેવું કાર્ય તો કરવાનું નહોતુંજ. પણ સમાજ અમુક ધડમાં ચાલ્યો જતો હતો તેમાંથી માર્ગ જરા બદલીને અન્ય હિતકર માર્ગે ચડાવવાનો હતો. છતાં જ્યારે તે બન્નેનાં પીઠબળનો વિચાર કરાય છે ત્યારે પ્રિયદર્શિન તરફ વધારે માર્ક અપાઇ જાય છે. કેમકે શ્રેણિકને જ્યારે શ્રી મહાવીર જેવા અનંત શકિતના ધણીની પ્રેરણા અને અભયકુમાર જેવા મહામંત્રીની સહાયતા હતી ત્યારે પ્રિયદર્શિનને માત્ર પોતાના ગુરૂમહારાજની કૃપાનું જ અવલંબન હતું. તેને કોઇ અન્યની સહાયતા નહોતી. માત્ર પોતાના બુદ્ધિબળ અને વિશ્વભરનું કલ્યાણ કરવાની હૃદયભાવના તે બે વસ્તુ ઉપરજ ઝઝુમવાનું હતું.

બન્નેએ પોતપોતાનું ધ્યેય સફળ કર્યું છે. તે ગણત્રીએ બન્ને સરખા નીવડયા કહી શકાય.

દરેક રાજકર્તા પોતાની સંભાળ નીચે મૂકાયલી પ્રજાનું હિત ઇચ્છે જ. તે હેતુથી રાજા શ્રેણિકે તેમજ સમ્રાટ પ્રિયદર્શિને પોતાની જીંદગી ખતમ કરી છે. પણ બન્નેના માર્ગ નિરનિરાળા હતા. એકે સામાજીક માર્ગે આગળ વધવાનું દુરસ્ત ધાર્યું હતું, જ્યારે બીજાએ ઐહિક હિતને માત્ર ગૌણપણે રાખી, પારલૌકિક સુખના અર્થે પ્રયાસ કરવા માંડયો હતો. એટલું ખરૂં છે કે, પારલૌકિક માર્ગના ગ્રહણ કરનારને ઐહિકની અવગણના કરવી પણ પાલવતી નથી જ. એટલે તુરતના દેખાવે, બન્ને પ્રકારનાં કામ હાથ ધરનારને ( ઐહિક તેમજ પારલૌકિક ) વધારે યશ ભાગી થવું પડે છે, જ્યારે એક જ માર્ગે જનારને તેટલે દરજ્જે પાછા રહેવું પડે છે. અને તેથી શ્રેણિક કરતાં પ્રિયદર્શિન વધારે ઝળકી ઉઠેલ માલુમ પડે છે. પણ સામાજીક કાર્યનાં મૂળ ઉંડા ઉતરી જતાં હોવાથી, તેનું આયુષ્ય ચિરકાળી નીવડે છે, જ્યારે અધ્યાત્મિક—પારલૌકિક સાર્થકતાનો બોધ લાંબો વખત ટકતો ન હોવાથી, સામાન્ય સમાજ તો અન્ય જંજાળમાં પડતાં તે વિસારી દે છે. એટલે શ્રેણિકે રચેલી સમાજ રચના અદ્યાપિ પર્યંત, લગભગ તેને તે સ્વરૂપે જળવાઇ રહી છે જ્યારે પ્રિયદર્શિનની કલ્યાણ ભાવના વિશ્વવ્યાપક હોવા છતાં, માત્ર તેના પડછાયા રૂપે જ નજરે પડી રહી દેખાય છે.

શ્રેણિકે ધર્મ પ્રચાર માટે કાંઇજ કર્યું નથી એમ કહીએ તો ચાલે; જ્યારે પ્રિયદર્શિને ધર્મ અને સમાજહિત બન્ને વિચાર્યાં છે. એટલેજ શ્રેણિકે માત્ર સમાજને સુગંઠિત કર્યો છે જ્યારે પ્રિયદર્શિને ભોજનશાળા, દાનશાળા, કુવા, વાવ, આરામગૃહો વિગેરે બંધાવી ધર્મોપદેશનો પ્રચાર કરાવ્યો છે. તેણે સમાજની રચનામાં માથું મારવું ઉચિત ધાર્યું નથી.

બાકી બન્ને પ્રખર શકિતશાળી હતા. બન્નેનું આયુષ્ય ૬૭-૬૭ વર્ષનું હતું. બન્નેનો રાજ્ય કાળ પણ ૫૨-૫૩ વર્ષ જેટલો લાંબો હતો. કુટુંબ કબિલે વાડીવેલે ભાગ્યશાળી હતા. છતાં શ્રેણિકના રાજ્યની હદ નાની હતી જ્યારે પ્રિયદર્શિન અનેક ગુણા મોટા સામાજ્યનો ધણી હતો. એથી શ્રેણિક ઓછો શકિતશાળી કે ઓછો પરાક્રમી હતો એમ લેખવાનું નથી; પણ તેના સમયે રાજ્યની વૃદ્ધિ કરવાની લોલુપતાજ નહોતી. જેમ આવાં કારણને લીધે શ્રેણિકે ભૂમિ વિસ્તાર પ્રત્યે બહુ ધ્યાન દીધું નથી, તેમ પ્રિયદર્શિને જે ધર્મપ્રચારમાં જીવ પરોવ્યો હતો અને સમાજ વ્યવસ્થાને ગૌણ રાખી હતી, તેનું કારણ પણ એમ લેખવાનું રહે છે, કે શ્રેણિકના સમયે જનતા ધાર્મિકવૃત્તિ વાળી હોવાથી તેમને સામાજીક સંગઠનનીજ જરૂરિયાત દેખાતી હતી; જ્યારે પ્રિયદર્શિનના સમયે ધર્મના પલટાઓ થઇ રહયા હતા તેથી તે કાર્યમાં પોતેજ ફના થઇ જઇ લોકને સીધા રાહે મૂકવાની તેને તમન્ના લાગી હતી.

આમ ભિન્ન ભિન્ન દ્રષ્ટિબિંદુ હાથ ધરી બન્નેની તુલના કરતાં, જો એકનું પલ્લું એકમાં ઉંચે જાય છે તો બીજામાં તેનુંજ પલ્લું નીચે ઉતરી જાય છે. એટલે એકને સર્વથા ઉંચ પદે મુકી શકાય તેવું નથીજ. બન્નેએ પ્રજાહિતને અનુલક્ષીનેજ કામ લીધે રાખ્યું છે. કોઇએ પ્રજાપીડન જેવું કર્યુંજ નથી. અને તે એક દ્રષ્ટિથી બન્નેની તુલના એક સરખી હતી એમ કહેવાઇ જાય છે.

અન્ય વિદ્વાનોએ જે કોઇ રાજકર્તાઓનાં દૃષ્ટાંતો આગળ ધર્યાં છે-ભલે દેશીય કે વિદેશીય-તેમાંના સર્વ કોઇ તદ્દન નિર્લછન રહી જાય તેવા છે, એમ જો આપણને કહેવામાં આવે, તો બેધડક કહી શકાય તેમ છે, કે તેવા કોઇ કરતાં પણ આપણે અહીં હાથ ધરેલી તુલનાના બન્ને જવાહિરોની પદવીજ ઊંચી ચડી જાય તેમ છે.





# પંચમ પરિચ્છેદ

ટૂંકસારઃ—

પરિશિષ્ટ अ—ધર્માશોક વિષે છે. તેમાં નંદવંશી બીજા રાજાનંદને કાળાશોક, તથા મૌર્યવંશી અશોકને પ્રથમ ચંડાશોક અને પાછળથી ધર્માશોક હોવાનું વિદ્વાનોએ મનાવ્યું છે. પણ આ બન્ને વિશેની માન્યતા કેવી ભૂલ થાપ ખવરાવે છે. તેમજ ધર્માશોક રાજા તો તદ્દન નવીનજ વ્યક્તિ છે, અને તે મૌર્ય વંશી હોવા ઉપરાંત કાશ્મિરપતિ હતો તથા જૈન ધર્મ પાળતો હતો તે સર્વ હકીકત રાજતરંગિણિ નામના પુસ્તકની સાક્ષીઓ આપી સાબિત કરી બતાવી છે.

પરિશિષ્ટ ब—સુદર્શન તળાવને લગતું છે. ક્ષત્રપવંશી રાજા રૂદ્રદામને તેને દુરસ્ત કરાવ્યાનું, અને તેની ઉત્પત્તિ રાજકીય હેતુસર થઇ હોવાનું, મનાતું આવ્યું છે. આ બન્ને માન્યતા પુરાવા આપીને ફેરવી નાંખવી પડી છે.

પરિશિષ્ટ क—કુમાર દશરથ અને શાલિશુકને લગતું છે. આ બન્ને કુમાર વ્યકિતઓ અશોક અને પ્રિયદર્શિનની સમકાલીન છે, તેમ મૌર્યવંશી રાજકુમારો જ છે. આ હકીકત હજુ સુધી અંધારામાં જ પડેલી છે તેને સારી રીતે પ્રકાશમાં આણી છે.

પરિશિષ્ટ ड—કાશ્મિરપતિ જાલૌક સંબંધી છે. કોઇ પણ ભારતીય ઇતિહાસમાં આના સંબંધી ચર્ચાજ કરવામાં આવી નથી. જ્યારે ખરી રીતે તે પણ મૌર્યવંશી એક કુળદીપક જ હતો. તેને લગતી અનેક ઐતિહાસિક બાબતો રજુ કરવામાં આવી છે.

## પરિશિષ્ટ अ

### ધર્માશોક બિરૂદ ધારક રાજાઓ

મગધ નરેશ, નંદ બીજાનું વૃત્તાંત લખતાં આપણે જણાવી ગયા છીએ કે રાજતરંગિણિમાં લખેલ કાશ્મિરપતિ અશોક તે આ નંદ બીજો ઉર્ફે મહાપદ્મ હતો અને તેને "ધર્માશોક" કહીને સંબોધ્યો છે. પણ વિશેષ વાંચન તથા ગવેષણા બાદ તે વિચાર મારે ફેરવવો પડયો છે. હવે લગભગ એમ નિશ્ચય થયો છે કે, રાજતરંગિણિનો ધર્માશોક, તે અન્ય કોઇ નૃપતિ નહીં, પણ મૌર્ય સમ્રાટ સંપત્તિ ઉર્ફે મહારાજા પ્રિયદર્શિન જ હતો, અને જાલૌક તે બીજો કોઇ નહીં પણ આ સંપ્રતિએ, કાશ્મિર જીતીને ત્યાં પોતાનો સૂબો મૂકેલ હતો તે પોતાનો પુત્રજ હતો.

રાજતરંગિણિકારની કેટલીએ હકીકતો એક બીજાથી ઉલટી જાય તેવી છે તેમજ પ્રથમના ત્રણ તરંગની[1] એટલે કે કર્કોટકવંશની ઉત્પત્તિ થઇ ત્યાં સુધીના સમયની સાલ તો માત્ર યુધિષ્ઠિર –કલિયુગ સંવત્સર આધારેજ કલ્પનાથીજ ઉભી કરી હોય એમ બતાવ્યું છે. મતલબ કે બહુ વિશ્વાસપાત્ર તે સાલો ગણી શકાય તેમ નથી; પણ રાજાને લગતું વર્ણન આપણને કાંઇક અંશે–સર્વાંશે તો નહીજ–સાચા અનુમાન ઉપર લઇ જવાને હજી ઉપયોગી થાય તેવું છે ખરૂં.

**ધર્માશોક** (અશોક) શબ્દના ઉચ્ચારણ માત્રથીજ, વાચકનું ધ્યાન તુર્તા તુર્ત "અશોક" નામ ધારક વ્યક્તિ તરફ સહજમાં દોરાય છે; અને પ્રાચીન ઇતિહાસમાં આ નામની માત્ર બે વ્યક્તિજ (નંદ બીજો અને મૌર્ય અશોક) અત્યાર સુધી સ્વીકારાયલી હોવાથી, તે બેમાંથી કોણ આ ધર્માશોક હોઇ શકે તેનીજ ગણના–કલ્પના, તેમનાં જીવન સંજોગોનું તુલનાત્મક દૃષ્ટિએ નિરાકરણ કરવા તરફ પ્રેરાય છે. મારૂં પ્રથમ ધ્યાન નંદવંશી મહાપદ્મ તેજ ધર્માશોક હશે એમ માનવા તરફ જે દોરવાયું હતું તે એ હકીકત ઉપરથી કે આ ધર્માશોકના વંશનો સ્થાપક અથવા મૂળ પુરૂષ ગોનંદ[2] નામક વ્યક્તિ છે. અને તેના ઉપરથીજ "નંદવંશ" નું નામ પણ કદાચ જોડી કાઢયું હોય; પણ તેનો પુત્ર જાલૌક બહુ પરાક્રમી હોવાનું જ્યાં વાંચીએ છીએ, ત્યાંજ આપણે નંદ બીજાને પડતો મૂકવો પડે છે. કારણ કે નંદ બીજાના સાત પુત્રોમાંના છ તો–નંદ ત્રીજાથી નંદ આઠમા સુધીના–બધા નામધારી જ રાજાઓ થયા છે. એટલે જાલૌકના પિતા તરીકે, નંદ બીજો ઉર્ફે મહાપદ્મને અલગજ રાખવો પડયો હતો. પણ વળી શંકા એમ થઇ કે, જાલૌક પોતે જ કાં નવમો નંદ હોઇ ન શકે? કારણ કે તે પણ નંદ બીજાનોજ પુત્ર હતો અને મહાપ્રતાપી રાજા હતો. એટલે કદાચ રાજતરંગિણિકારે આ પિતા પુત્રની વચ્ચેના, છ નામધારી નંદપુત્રોને રાજકીય મહત્ત્વની દૃષ્ટિએ છોડી દીધા પણ હોય. પણ ભારતીય ઇતિહાસ જ્યારે એમ કહે છે કે નવમાનંદની રાજગાદી તો મગધ દેશમાંજ હતી. એટલે તેણે જાલૌક તરીકે જો કાશ્મિર ઉપરની જીત મેળવી હોય' તો પૂર્વથી

(૧) જુઓ. ક. ક્રો. કા. સ્ટાઇન પુ. ૧. પૃ. ૧૩૪. પરિશિષ્ટ ૧; તેમાં આ ધર્માશોકનું વર્ણન તો પ્રથમ તરંગમાંજ આપેલું છે; જેમાં ૫૨–રાજાઓનો અમલ ગણાવ્યો છે; જેમાં અશોકને ૪૮ મો લખ્યો છે. આ બાવને રાજાનો એકત્રિત સમય લૌકિક સં. ૬૨૮=કળિયુગ ૬૫૩ થી માંડીને લૌકિક ૧૮૯૪=ક. સં. ૧૯૧૯ સુધીનો એટલે ૧૨૬૬ વર્ષનો બતાવ્યો છે (તેને જો ઇસ્વીસનની ગણત્રીમાં ફેરવી નંખાય તો–કલિયુગ સંવત ૧=ઇ. સ. પૂ. ૩૨૦૧ ના હિસાબે ઇ. સ. પૂ. ૨૫૫૨ થી ૧૨૮૬ સુધીનો આવે) આ હકીકત સત્યજ હોય તો અશોકનો સમય લગભગ ઇ. સ. પૂ. પંદરમી સદીમાં ગણવો પડશે.

(૨) જુઓ ઉપરનુંજ પુસ્તક વંશાવળીના શિખરે "ગોનંદ પહેલો" લખેલ છે.

પશ્ચિમ તરફ દિશા તરફ જીત મેળવતો, અને પોતાના કદમ લંબાવતો ગયો હોય એમ ગણાય. જ્યારે કાશ્મિર ઇતિહાસ તો તેથી ઉલટીજ દિશામાં જાલૌકનો મહિમા ગાયા કરે છે. એટલે કે, કાશ્મિરથી પૂર્વ તરફ પોતાની જીત લંબાવતો લંબાવતો ઠેઠ કનોજ-કાન્ય કુબ્જ સુધીના પ્રદેશ ઉપર જીત મેળવતો પહોંચ્યો હતો[3] એમ જણાવે છે. આ પ્રમાણથી નવમો નંદ તે જાલૌક અને તેનો પિતા અશોક તે નંદ બીજો, એવી માન્યતા જે કલ્પી હતી તે તદ્દન ભૂ શાયી થઇ પડી.

હવે ધર્માશોક તે મૌર્યાશોક હોઇ શકે કે કેમ તે પ્રશ્નના વિચાર માટે સાધનોની શોધખોળમાં પડયો. કેટલાંક પ્રમાણો તેની તરફેણમાં પ્રબળ પણે ઉભાં રહ્યાં, જેવાં કે અશોક પોતે પ્રબળ પ્રતાપી સમ્રાટ હતો, તેણે ગ્રીકના મહાવીર યોદ્ધા સેલ્યુકસ નિકેટર જેવાની સાથે પંદર વર્ષથી અધિક કાળસુધી ટક્કર ઝીલી હતી. છેવટે તેને જેર કરી શરણાંગત કર્યો હતો અને વિગ્રહના તહની શરતમાં, ગાંધાર તથા તેની પશ્ચિમના પ્રાંતો મેળવ્યા હતા. તો તે સમ્રાટને કાશ્મિર જેવો નાનો પ્રદેશ જીતવો કાંઇ કઠિન કાર્ય નહોતું જ; પણ આના સમર્થનમાં કોઇ ઐતિહાસિક પુરાવો નથી કે આ અશોકે કાશ્મિર દેશ પણ જીતી લીધો હતો. બીજું તેનો પુત્ર જાલૌક ( ભારતીય ઇતિહાસમાં અશોકની પછી તેનો પુત્ર નહીં પણ પૌત્ર ગાદીએ આવ્યાનું છે, છતાં ગાદીવારસ તરીકે કદાચ પુત્ર ગણાવવામાં રાજતરંગિણિકારે ભૂલ ખાધી હોય તો તે દોષ ક્ષમ્ય ગણાય-તે દૃષ્ટિગણી ) કાશ્મિરપતિ બન્યા પછી, કાંઇ પૂર્વ તરફ પોતાની જીત વધારતો વધારતો ભારતના અંતરવેદી પ્રદેશમાં ઘુસી ન શકે; કેમ જે તે તો કયારનો પૂર્વ ભારતનો-મગધ સમ્રાટ બની ચૂકયો જ હતો. એટલે જેમ ઉપરના નવમાનંદના કિસ્સામાં તેની વિરૂદ્ધ જે દલીલ આવી ઉભી હતી, તે જ આ જાલૌકના બાબતમાં પણ આવીને ઉપસ્થિત થઇ. એટલે અશોક સમ્રાટનો વિચાર પણ પડતો મૂકવો પડયો. છતાં જે કાંઇક રહી સહી ઉમેદ તેની તરફેણમાં બંધાઇ હતી, તે શ્લોક ૧૦૨ ઉપરથી તદ્દન કડડભૂસ થઇ ગઇ: તેમાં લખ્યું છે કે " This King ( Asoka ) who had freed himself from sins and had embraced the doctrine of Jina,[4] covered Shushkaletra and Vitastara with numerous Stupas. આ નો ભાવાર્થ એમ થયો કે સ્તૂપ બંધાવ્યા પહેલાં તે રાજપદે પણ આવી ગયો હતો; તેમ તેણે જૈન ધર્મ પણ અંગિકાર કરી લીધો હતો; જ્યારે ભારતીય તેમ જ બૌદ્ધ ઇતિહાસ તેથી વિરૂદ્ધ જ વાત જાહેર કરે છે. કે રાજા અશોકે તો રાજ્યાભિષેક થયા પહેલાં જ[5] બૌદ્ધધર્મ અંગિકાર કર્યો હતો ( એટલે કે તેણે પોતાના બાપીકા ધર્મનો ત્યાગ કર્યો હતો ) અને પોતાનું જીવન બૌદ્ધધર્માનુયાયી તરીકે જ સંપૂર્ણ કર્યું હતું; એટલે પછી તેણે, જીનના અનુયાયી=એક જૈન તરીકે સ્તૂપો બંધાવ્યા હોવાનું પ્રમાણ, સ્વાભાવિક રીતે જ નિર્મૂળ થઇ જાય છે.[6] આ પ્રમાણે બન્ને પ્રમાણો અશોકની વિરૂદ્ધ પ્રબળપણે ઉભા થવાથી, વિશેષ આગળ તપાસ કરવા મન પ્રેરવું પડયું. ત્યાં ઉપરનો જ ૧૦૨ નો શ્લોક સહાય થઇ પડયો "had embraced the doctrine of Jina " એટલે

( ૩ ) જુઓ ઉપરનું પુસ્તક, તરંગ પહેલો પૃ. ૧૧૪ શ્લોક ૧૧૭.

( ૪ ) એટલે એમ અર્થ થયો કે કાશ્મિરપતિ ધર્માશોક જૈનધર્મી હતો: ( પછી તેનું ખરૂં નામ ગમે તે હોય તે વાત જુદી છે); જુઓ ઉપરમાં પૃ. ૩૦૫ ટીકા ૮૭ નું લખાણ.

( ૫ ) જુઓ પૃ. ૨૬૯ નું લખાણ.

( ૬ ) ઉલટું એથી તો એમ સાબિત થયું કે કાશ્મિરમાં જે સ્તૂપો વિગેરે છે તે જૈન ધર્મનાજ છે: ( જેમ વિદ્વાનોની અત્યારની માન્યતા છે કે તે બૌદ્ધ

કે પોતે પ્રથમ જૈન નહીં હોય પણ પછીથી તે ધર્મ પ્રત્યે રૂચિ જાગૃત થઇ હશે અને જૈન ધર્મી બન્યો હશે; એમ ફલિતાર્થ થયો અને આ ઘટના મહારાજા પ્રિયદર્શિનના જીવન સંબંધમાં બનવા પણ પામી છે. એટલે પછી રાજતરંગિણિકારના ધર્માશોકને લગતા સર્વ પુરાવા એકત્રિત કરી તે મહારાજા પ્રિયદર્શિનના જીવન વૃત્તાંતને તદ્રુપ બની શકે છે કે કેમ તેની તપાસ તરફ જ લક્ષ કેન્દ્રિત થતું ગયું. અને જેમ જેમ પ્રમાણોની તપાસમાં ઉંડો ઉતરતો ગયો તેમ તેમ સર્વે ઘૂંચોનો આપોઆપ નીકાલ થઇ ગયો. જે નીચેની હકીકતથી વાચક પણ ખાત્રી પૂર્વક નિહાળી શકશે.

( ૧ ) મિ. થોમસે જે કથ્યું છે કે. ભૂપતિ અશોક-કાશ્મિરપતિ જૈન ધર્મી હતો; તે કથન મૌર્ય સમ્રાટ અશોકને બદલે તેની પાછળ ગાદીએ આવનાર સમ્રાટ પ્રિયદર્શિનને માનવાથી સાચું ઠરે છે.

( ૨ ) સંપ્રતિએ, રાજ્યાભિષેક થયા બાદ લગભગ ત્રીજે વરસે જૈનધર્મની મહત્તા પિછાણી હતી; પછી એક વરસ સુધી શ્રાવક પણે રહી સંઘ સાથે યાત્રા કરવા લાગ્યો હતો અને કલિંદેશને આઠમા વર્ષ બાદ જીતી લઇ, શ્રાવકના વૃત્ત તેણે લીધાં હતાં : આ બધી તપસીલ had embraced the doctrine of Jina ના લખાણને બંધબેસતી આવે છે.

( ૩ ) વળી અશોકને ધર્માશોક (Pious King)[૭] લખેલ છે. મૌર્ય અશોકે તો પોતાના ભાઇઓની કત્લ પણ ચલાવી હતી[૮] એટલુંજ નહીં, પણ પોતાના રાજ્યના ૧૮ મા વર્ષે બૌદ્ધ સભા બોલાવી, ત્યાં સુધી પોતે નરકાલય નામની મનુષ્યઘાતક સંસ્થા ચલાવ્યે જતો હતો; અને તેના કાર્ય પરત્વે મોજ માણતો હતો.[૯] એટલે તેને જે **चंडाशोक** "Asoka the Fierce Asoka the Ogre" નામ આપ્યું છે તે વ્યાજબી ઠરે છે. તેવા પુરૂષને પછી ધર્માશોક= Asoka, the Pious કેમ કહી શકાય મિ. ડી. આર. ભાંડારકર જેવા વિદ્વાનોએ જે એમ અનુમાન દોર્યું છે, કે બૌદ્ધધર્મી થયા બાદ તેના વર્તનમાં પલટો થઇ ગયો હતો, તેથી તે ધર્માશોક=( Pious ) કહી શકાય. આ માત્ર તેઓ સાહેબનું અનુમાનજ છે. કોઇ આધાર ટાંકયો નથી. બલ્કે જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી કોઇ બૌદ્ધગ્રંથમાં અશોકને ધર્માશોક[૧૦] બિરૂદ લગાડયુંજ નથી ( નીચેની દલીલ નં. ૪ જુઓ ). વળી તેમનું આ મંતવ્ય કાલ્પનિક છે. કેમકે તેઓ સાહેબે જે એમ લખ્યું છે કે બૌદ્ધધર્મમાં જોડાયા પછી

ધર્મના છે તે વાત સાચી ઠરતી નથી. )

( ૭ ) રાજતંરગિણિ, પ્રથમ તંરગ પૃ. ૨૦ શ્લોક ૧૦૭.

( ૮ ) હાલના ગ્રંથકારો પોતે શિલાલેખને આધારે મત બાંધી આ બાબતને ખોટી ઠરાવે છે, પણ જ્યાં શિલાલેખ અશોકનાજ નથી ત્યાં પછી તેનો આધાર લેવો જ નકામો છે. ( જુઓ ઉપરમાં પૃ. ૨૫૦ ની ટી. નં. ૧૨, ૧૩ ).

( ૯ ) જુઓ ઉપર પૃ. ૨૬૭ થી ૭૨ નું લખાણ તથા તેને લગતી ટીકાઓની હકીકત.

( ૧૦ ) Many Buddhist works represent him Kalasoka ( Black Asoka ) = ઘણા બૌદ્ધ ગ્રંથોમાં તેને કાળાશોક તરીકે વર્ણવ્યો છે ( આટલી વાત સાચી અને તેમના કહેવા પ્રમાણે તેને બૌદ્ધ ગ્રંથોનાં કથનથી ટેકો પણ મળે છે, પણ હવે બીજો ભાગ જે તેમણે આ વાકયની પાછળ જોડયો છે તે કોઇ બૌદ્ધ ગ્રંથનો નથી, પણ પોતાની મતિ અનુસાર ઉપજાવી કાઢયો છે. તે કલ્પના આ રહી) and Dharmasoka or Pious Asoka after his conversion to Buddhism = અને બૌદ્ધ ધર્મ પાળતો થયા બાદ ધર્માશોક કહેવાયો છે. ( ઉપજાવી કાઢેલી હકીકત તે ઉપરથી કહી શકાય તેમ છે કે, તેણે બૌદ્ધધર્મ અંગીકાર તો પોતાના રાજ્યના ચોથા વર્ષમાંજ કર્યો છે જ્યારે તેને ચંડાશોક તરીકે ઠેઠ પંદર વર્ષ સુધી બૌદ્ધ ગ્રંથોએ વર્ણવ્યા કર્યો છે. )

તેને ધર્માશોક કહેવામાં આવતો હતો=Pious Asoka after his conversion to Buddhism, તે હકીકતનો પાયોજ મૂળમાં તો ભ્રમણારૂપે છે. સમ્રાટ અશોકે બુદ્ધધર્મનો અંગીકાર કર્યા બાદજ તેનો રાજ્યાભિષેક થયો છે,[૧૧] અને તે બાદ ૧૭-૧૮ વર્ષ સુધી નરકાલય ચલાવ્યું છે, એટલે તેણે બૌદ્ધધર્મ ગ્રહણ કર્યાની સાથે તે હકીકતનો સંબંધજ ખાતો નથી.

( ૪ ) " ધર્માશોક " શબ્દ તો તીબેટન પુસ્તકોમાંજ વપરાયો છે. અને આ ધર્માશોકનો રાજ્યકાળ ૫૪ વર્ષ લખ્યો છે. આપણે જોઇ ગયા છીએ કે તીબેટ જીતવાનો પ્રસંગ અને તે ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપવાનું કાર્ય તો મહારાજા પ્રિયદર્શિનના સમયમાં જ થયેલ છે. તેમ તેમનું રાજ્ય પણ ૫૪ વર્ષ ચાલ્યું હોવાનું જણાવેલું છે. જ્યારે સમ્રાટ અશોકે દૂર પડેલો તીબેટ તો રહ્યો, પણ નજીકના કાશ્મીરદેશ ઉપર પણ આધિપત્ય મેળવ્યું નથી. તેમ અશોકનો રાજ્યકાળ પણ સમગ્ર રીતે ગણો તો માત્ર ૪૧ વર્ષજ ચાલ્યો છે.

( ૫ ) જ્યારે સમ્રાટ અશોકે પોતાના અતિ ક્રૂર અને પૈશાચિક–અમાનુષિક–ઘોર કત્લ રૂપી વર્તનથી, જે "ચંડાશોક"નું બિરૂદ મેળવ્યું હતું, ત્યારે તેનાજ ગાદીવારસ મહારાજા પ્રિયદર્શિનનું જીવન તદ્દન ઉલટીજ કક્ષાનું હોઇ ભાવિ પ્રજા તેનાજ પુરોગામી ચંડાશોકની સરખામણી બરાબર કરી શકે, તે માટે સમ્રાટ પ્રિયદર્શિનને " ધર્માશોક " નું બિરૂદ ગ્રંથકારોએ અર્પણ કર્યું હોય તો તે વાસ્તવિક પણ સમજાય છે.

( ૫ ) " He, who had renounced the killing of living beings" આમ તરંગિણિકારે જે લખ્યું છે[૧૨] તે પણ મહારાજા પ્રિયદર્શિનનેજ આબાદ રીતે લાગુ પડે છે (જુઓ તેનો R. E. I. તથા કલિંગની જીત મેળવ્યા પછી તેણે વ્રતો ગ્રહણ કર્યાં હતાં તે પ્રસંગ).

( ૬ ) ધર્માશોકપુત્ર જાલૌક પણ મહાપરાક્રમી હોઇ, તેણે કાશ્મીરથી પૂર્વનો કેટલોય મુલક જીતી લઇ, ઠેઠ કાન્યકુબ્જ ( હાલનું કનોજ શહેર ) સુધી પોતાનું રાજ્ય વધાર્યું હતું,[૧૩] આ હકીકત એમ સિદ્ધ કરે છે કે, સમ્રાટ સંપ્રતિના મરણ પછી, મૌર્ય સામ્રાજ્યની પડતી થવા લાગી હતી. અને મૌર્ય સમ્રાટ ( યુવરાજ વૃષસેન–સંપ્રતિ પછી ગાદીએ આવનાર ) પોતે એક યા બીજા કારણને લીધે વસ્તુસ્થિતિ બરાબર જાળવી નહી શકયો હોય, એટલે સંપ્રતિએ નીમેલા સૂબાઓ–દેવકુમારો તેમજ આર્યપુત્રોએ પોતપોતાની હકુમતના પ્રાંતો ઉપર પોતાની આણ ફેરવી સ્વતંત્ર થવા માંડયું હશે. તેવા દેવકુમારોમાંનો એક આ જાલૌક પણ ગણાયજ. એટલે તેણે કાશ્મીરપતિ તરીકે ઉદ્‌ઘોષણા કરી, ભારતના પૂર્વ પ્રદેશ ઉપર વિજય મેળવવો શરૂ કરેલ; અને પોતાના રાજ્ય અમલના ૨૬ વર્ષ સુધીમાં[૧૪] કાન્યકુબ્જ સુધીનો પ્રદેશ જીતી લીધો હતો. (મારૂં અનુમાન જાલૌકનો રાજ્યકાળ[૧૫]

( ૧૧ ) જુઓ ઉપર પૃ. ૨૬૯. નું લખાણ તથા પૃ. ૨૭૪ ની ટી. નં. ૯૫.

( ૧૨ ) પ્રથમ તરંગ શ્લોક 133 જુઓ. જો કે આમાં રાજા જાલૌકને આ હકીકત લાગુ પાડી છે: પણ ખરી રીતે તે રાજા સંપ્રતિને લગતી છે ( જેમ રાણી ઇશ્વરાદેવીને જાલૌકની સ્ત્રી કહી છે પણ વાસ્તવિક રીતે તે સંપ્રતિની રાણી એકલે જાલૌકની માતા હોવા સંભવ છે ) આમ ઉલટા સુલટી હકીકત કેટલીએ રાજતરંગિણિમાં લખાઇ ગઇ છે: છતાં એક વખત દલીલની ખાતર માનો કે, અહિંસાનું વ્રત રાજા જાલૌકે લીધું હતું, તો તે પણ અયોગ્યતો નથીજ; કેમ જે, જૈન ધર્મી સંપ્રતિના પુત્રમાં પણ તેજ લક્ષણ ઘટી શકે તેમ છેજ.

( ૧૩ ) રાજતંગીણિ, પ્રથમ તરંગ શ્લોક ૧૨૭: મૌર્ય સા. ઇતિ. ૬૪૩ અને ૬૫૪

( ૧૪ ) મૌ. સા. ઇ. પૃ. ૬૫૫

( ૧૫ ) જુઓ આગળ પરિશિષ્ટ ઇ

ઈ. સ. પૂ. ૨૩૬–૧૯૦=૪૬ વર્ષ; મ. સં. ૨૯૦ થી ૩૩૬ સુધી હોવાનો છે એટલે આ નો સાર નીચે પ્રમાણે દોરૂં છું.

( ૧ ) **કાલાશોક**=તે નંદ બીજો ઉર્ફે મહાપદ્મ નહીં ( તેનું કારણ મેં શુદ્ર કન્યા સાથેનું પાણિગ્રહણ કલ્પ્યું હતું પણ તે સમયે આવાં વર્ણાંતર લગ્ન તો સાધારણ હતાં જ. એટલે બ્રાહ્મણોનો રોષ પોતાના ભૂપતિ પ્રત્યે આવા સામાન્ય કારણને લીધે ઉતર્યો હોય તે બહુ માનવા યોગ્ય નથી દેખાતું ) પણ તેનો પુત્ર નવમો નંદ ઉર્ફે મહાનંદ સમજવો. બ્રાહ્મણોએ આને બિરૂદ આપવાનું કારણ એ છે કે તેણે નક્ષત્રિય પૃથ્વી કરવા પ્રયત્ન આદર્યો હતો. તથા પં. ચાણક્ય જેવા બ્રાહ્મણનું અપમાન, અને પરિણામે રાજવંશનો નાશ, તેમજ શકડાળ જેવા મહા અમાત્ય નાગર બ્રાહ્મણનો વધ ઇત્યાદિ બધું આ નરેન્દ્રના વખતમાં થયું હતું. અને તેથી જ પુરાણોમાં આ રાજા મહાનંદના સમયને, કલિયુગ સંવત ( યુધિષ્ઠિર–ધર્મરાજાના સંવત ) ની સાથે જોડયો છે.

( ૨ ) **ચંડાશોક**=તે મૌર્ય સમ્રાટ " **અશોક** " જે બૌદ્ધધર્મી હતો.

( ૩ ) અને **ધર્માશોક**=તે મૌર્ય અશોકની પછી ગાદીએ આવનાર તેનો પૌત્ર **મહારાજા પ્રિયદર્શિન** જે ધર્મે જૈન[૧૫] હતો,

( ઉપરના ત્રણને બદલે બે અશોક જ હોવાનું મારૂં તો માનવું થાય છેઃ નવમોનંદ કે બીજોનંદ, તે બેમાંથી કોઇનું નામ અશોક હતું એમ કોઇ ઇતિહાસકાર જણાવતો જ નથી; અને જ્યારે અશોક નામ જ નથી, ત્યારે કાળાશોક કે ધર્માશોક તેમાંથી એકની પણ વિચારણા કરવાનું સ્થાન જ શી રીતે ઉદ્ભવે છે ? બીજું અશોક નામ જો ઇતિહાસનાં પાને ચડયું હોય તો તે સૌથી પ્રથમ મૌર્ય સમ્રાટ અશોકનું જ છે; અને એ તો સાધારણ નિયમ જ ગણાય, કે જે વ્યક્તિની તુલના અન્ય વ્યકિત સાથે કરાવવી પડે, તેમાંની મૂળ વ્યકિત પ્રથમ થવી જોઇએ અને બીજી વ્યકિત પાછળથી થવી જોઇએ. તો પછી આ નિયમને આધારે નંદરાજા કરતાં મૌર્ય અશોકને પહેલો ગણવો પડશે કે જે હાસ્યાસ્પદ છે. એટલે એમજ સ્વીકારવું રહે છે કે, બે અશોક જ થયા છેઃ બૌદ્ધધર્મી અશોક તે ચંડાશોક અને તેની જ ગાદીએ બેસનાર સમ્રાટ પ્રિયદર્શિન તે જ ધર્માશોક; અને ચંડાશોક તથા ધર્માશોક તે શબ્દો, બન્નેનાં જીવનની તુલના થઇ શકે માટે હેતુપૂર્વક વાપરવામાં આવ્યા છે. બાકી કાલાશોકનું બિરૂદ તો કોઇ દોઢડાહ્યાએજ શોધી કાઢયું લાગે છે. છતાં જો તે નામનો પણ હિસાબ લેખવો જ હોય તો, તે ચંડાશોકની વ્યકિતનેજ જોડી શકાય તેમ છે. )

## પરિશિષ્ટ **ૠ**

### સુદર્શન તળાવ

સુદર્શન તળાવની પ્રશસ્તિનો[૧૭] અનુવાદ ઘણે ઠેકાણે બહાર પડી ગયો છે. તેમાંનાં બે એક સ્થળનો નિર્દેશ કરૂં છું. ( ૧ ) ભાવનગર સ્ટેટના શિલાલેખો, સંસ્કૃત અને પ્રાકૃત–પ્રૉ પીટરસનકૃત ( ૨ ) એપીગ્રાફિકા ઇન્ડિકા પુ. ૮ પૃ. ૩૨ અને આગળ; આમાં પ્રૉ. પિટરસન સાહેબના મંતવ્યનો સાર એમ છે કે, આ તળાવ પ્રથમ સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમાં વિષ્ણુગુપ્તે બંધાવ્યું હતું અને તેનો ફરતો કાંઠો, સમ્રાટ અશોકના વખતમાં તુપસ અથવા તુષ્ણપ નામના

( ૧૫ ) ગુ. વ. સો. અશોક ચરિત્ર પૃ, ૨૦= ખારવેલે પણ તેવા ( સંપ્રતિ જેવા ) સમાજો કર્યા છે ( હાથીગુંફાનો લેખ જુઓ ) તો તો ખારવેલ અને સંપ્રતિ બંને એક ધર્મી થયા: ખારવેલ જૈન ધર્મી હતો એમ સાબિત થયેલ છે. એટલે સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિન પણ જૈન ધર્મી થયો. જુઓ. પૃ. ૩૪૧.

( ૧૬ ) ગિરનાર ખડક લેખવાળા પત્થર ઉપર જ આ લેખ કોતરાવવાનું પ્રયોજન શું હોઇ શકે તે વિચા-

અમલદારે પ્રથમવાર સમરાવ્યો હતો. જ્યારે બીજી વારનું સમારકામ પ્રિયદર્શિનના સમયે કરવામાં આવ્યું છે. ત્યારે એપીગ્રાફિકાના લેખક તેની યશકીર્તિનો આખો કળશ ક્ષત્રપ રૂદ્રદામનને શિરે ઢોળ્યો છે. અલબત્ત પિટરસન સાહેબનો અભિપ્રાય ચોખા શબ્દમાં મહારાજા પ્રિયદર્શિનની તરફેણમાં દર્શાવેલ તો નથી જ; પણ તે મતલબનો ભાવાર્થ નીકળતો સહજ તરી આવે છે ખરો. છતાં એપીગ્રાફિકાના લેખકથી તો આપણે માનપૂર્વક જુદા જ પડવું થાય છે અને પિટરસન સાહેબના મતને મળતા થતું જવું પડે છે. અને તે માટે નીચે પ્રમાણે દલીલો રજુ કરીશું:—

( ૧ ) પંક્તિ નવમાં " **विस्तृत** " અને " **णा आगर्भात् प्रभृत्य अविहित समुदित राजलक्ष्मी** " આ બે વાકયની વચ્ચે મોટી ખાલી જગ્યા રહી ગઇ છે, અને તેનો અર્થ એમ કરાય છે કે " ( તે ) જ્યારથી ગર્ભમાં આવ્યો. ત્યારથી રાજ્યઋદ્ધિમાં અબાધિતપણે વૃદ્ધિ થયાં કરી હતી "–હવે આપણે ઐતિહાસિક પુરાવાથી જાણીએ છીએ કે રૂદ્રદામનના પિતામહ ચષ્ઠણ મહાક્ષત્રપે જે જે મુલકો જીતી લીધા હતા, તેમાંનો મોટો ભાગ, તેના પિતા જયદામને ગુમાવી દીધા[૧૭] હતા. એટલે કે રૂદ્રદામન જ્યારે ગર્ભમાં હતો ત્યારે તેમજ તે બાદ, તેના બચપણમાં તેના પિતાની રાજઋદ્ધિ અને જાહોજલાલીનો તો ઓટ હતો. એટલે ઉપરની હકીકત રૂદ્રદામનને લાગુ પાડી કેમ શકાય ? કદાચ એમ માનો કે, રૂદ્રદામનનું ગર્ભમાં આવવું અને જન્મ તથા બચપણનો સમય તે સવે, મહાક્ષત્રપ ચષ્ઠણની ઉત્તરોત્તર ચઢતી થતી જતી હતી તે સમયે થયાં હતાં. તો પણ એટલું તો નિર્વિવાદિત જ છે કે, તે ચઢતીનો જુવાળ અટકીને તેના જ પિતા જયદામનના સમયે તો ઓટ જ થયો હતો. મતલબ કે ઉપરનું શ્લાઘાત્મક વાકય સર્વાંશે રૂદ્રદામનને લાગુ ન જ પડી શકે. સમ્રાટ સંપ્રતિને જ તે સર્વાંશે લાગુ પડે છે.

વળી તે વાકય સમ્રાટ સંપ્રતિને જ લાગુ પાડેલ છે, એમ અનુમાન કરવાને પણ કારણ છે. કેમ જે ઉપરની આઠમી પંક્તિમાં મૌર્યવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત અને તે બાદ સમ્રાટ અશોક પરત્વે ઉલ્લેખ કરેલ છે, અને પછી જગ્યા ખાલી આવે છે, એટલે સ્વભાવિક છે કે એક પછી એક ગાદીએ આવનારનું–સમ્રાટનું–વર્ણન કરવાનો શિરસ્તો હોઇને સમ્રાટ અશોક

---

રવાથી આનો ઉત્તર મળી જશે.

( ૧૭ ) જ. બોં. બ્રે. રો. એ. સો. નવી આવૃત્તિનું પુ. ૩. પૃ. ૭૩ અને આગળ પાનાં જુઓ.

( ૧૮ ) પોતે રાજપદે હતો એટલે રણસંગ્રામમાં ઉતરવું પડશેજ એમ તેને ખબર હતી અને તેથીજ તેણે આવા આગાર–અપવાદ સાથે વૃત્ત ધારણ કર્યાં હશે: અથવા કલિંગદેશ જીત્યા બાદજ, તેણે આઠ વૃત્તો લીધાં છે. ( જુઓ ખડકલેખ )

આ હકીકતથી સમજાશે કે પ્રિયદર્શિને પાછળથી જે નેપાળ, ટિબેટ, ખોટાન વિગેરે દેશો જીત્યા છે, તેમાં તેના આ પ્રકારના વૃત્તને બાધા આવવા જેવું કાંઇ થયું નથી.

( ૧૯ ) જુઓ અહિંસાનો ખડક લેખ.

( ૨૦ ) આ બધાં વિશેષણો તે કોમ માટે એમ જાણીને લખવામાં આવ્યાં છે કે તે સમયે તેઓ તેવી પ્રકૃતિવાળા હશે એમ તેમણે મેળવેલ જીતો અને તેમના જીવનના બનાવો જોતાં સહજ દેખાઇ આવે છે: બાકી તેમનો મૂળધર્મ જે જૈન હતો. ( જુઓ તેમનાં સિક્કા ચિત્રો ) તથા તેમની ઉત્પત્તિ પણ આર્ય પ્રજામાંથી થઇ છે તે જોતાં, તેમનો સ્વભાવ તેવો હોવો ન જોઇએ પણ રાજ્યલોભ શું શું નથી કરાવતું ? તથા કેટલાય વર્ષોથી આર્ય સંસ્કૃતિથી વિહિન જીવન ગાળતા હતા. આ પ્રકારની વસ્તુ સ્થિતિનો વિચાર જ્યારે કરીએ છીએ ત્યારે ઉપર પ્રમાણે દોરેલ અનુમાન વાસ્તવિક દેખાય છે.

( ૨૧ ) આ શબ્દો છૂટા પાડતાં, આકર=ખાણ, અને અવંતિ=ઉજ્જૈનીવાળો પ્રદેશ એમ થાય છે. પણ તે આ શબ્દથી બંધ બેસતો થતો નથી. દેખાય છે કે તે પ્રદેશમાં બે વિભાગ રાજકારણની દૃષ્ટિએ પડયા હશે,

પછી તેની ગાદીએ આવનારને જ લગતું તે ધ્યાન હોઇ શકે. અથવા બીજું એક કારણ એ પણ હોઈ શકે તેમ છે, જે સમ્રાટ પ્રિયદર્શિંનનું નિરભિમાનપણું અને શરમાળપણું બતાવે છેઃ જેમ મસ્કિનો લેખ ( જુઓ આ પરિચ્છેદના અંતે " **કેટલાક સુધારા** " વાળી હકીકતમાં નં. ૩ ની હકીકત ) સમ્રાટ અશોકની હૈયાતિમાં કોતરાયેલ હોવાથી પ્રિયદર્શિંને પોતાના નામનો નિર્દેશજ કર્યો નથી પણ તે માટે ખાલી જગ્યા રાખી છે, તેમ અહીં પણ તળાવનો બંધ દુરસ્ત કરાવવાના સમયે સમ્રાટ અશોકની હૈયાતિ હોવાથી તેજ પ્રમાણે પોતાનું નામ નહીં લખાવવું પણ થોડી જગ્યા કોરી મૂકવી તે રીત, કાં તેણે અખત્યાર કરી ન હોય ?

( ૨ ) તેજ નવમી પંક્તિમાં વળી લખેલ છે કે, " રણસંગ્રામ સિવાય[૧૮] પ્રાણાન્તે[૧૯] પણ મનુષ્ય વધ ન કરવો તેવી પ્રતિજ્ઞા તેણે લીધી હતી "–આ વાક્ય જ રૂદ્રદામન ક્ષત્રપ કરતાં સમ્રાટ સંપ્રતિને વધારે બંધ બેસતું થઇ પડે છે. કારણ કે શિલાલેખ નં. ૮ ઉપરથી સંપ્રતિ રાજાનાં જીવન સિદ્ધાંતોથી આપણે વાકેફ થયા છીએ કે, કલિંગદેશ જીતવા માટે જે ચડાઇ તેણે કરી હતી તેમાં અગણિત સંખ્યામાં મનુષ્ય હત્યા થયેલી જોઇ, તેનું દયાળુ હૃદય કંપી ઉઠયું હતું અને તેવી લડાઇઓ ન લડવા પોતે તુરત જ પ્રતિજ્ઞા પણ કરી હતી. જ્યારે રૂદ્રદામન ક્ષત્રપના જીવન વૃત્તાંતમાં આપણને તે બાબતનો ઇસારો વટીક પણ કયાંય નજરે પડતો નથી. ઉપરાંત જે પ્રજામાંથી તે ઉતરી આવ્યો હતો, તેવી ક્રુર અને ઘાતકી સ્વભાવવાળી અનાર્ય જાતિની[૨૦] કોઇ વ્યક્તિનું હૃદય હિંદમાં થોડા વર્ષના વસવાટથી આવી અનુકંપા ધરાવતું થઇ જાય એમ બનવા યોગ્ય છે ખરૂં ?

( ૩ ) આગળ જતાં એમ નિર્દેશ કરેલ છે કે, " પૂર્વ તથા પશ્ચિત આકરાવંતિ,[૨૧] અનૂપદેશ,[૨૨] આનર્ત્ત,[૨૩] સુરાષ્ટ્ર, શ્વભ્ર,[૨૪] મરૂ, કચ્છ, સિંધુ સૌવીર,[૨૫] કુકુર,[૨૬] અપરાંત નિષાદ[૨૭] વિગેરે દેશો તેણે પોતાના બાહુબળથી

---

એક પૂર્વનો અને બીજો પશ્ચિમનો અત્યારે પણ આવા વિભાગો ઘણા પ્રદેશોમાં આપણને દષ્ટિગોચર થાય છે. ( વળી જુઓ પુ. ૧. પૃ. ૧૭૭ ની સમજૂતી ).

( ૨૨ ) હાલ જે વરાડ પ્રાંત છે તે તથા તેની દક્ષિણનો પ્રદેશ ( જુઓ રા. એ. સો. બં. પુ. ૭ પૃ. ૩૪૧ )

( ૨૩ ) કંબોજ, સિંધ અને યવન પ્રાંતો સાથે તેનું વર્ણન કરાયલું હોવાથી, રા. એ. સો. બં. પુ. ૭ પૃ. ૩૫૧ તથા એ. રી. પુ. ૭, પૃ. ૩૩૯) તે પ્રાંત પણ હાલના પંજાબનો સીમાપ્રાંત હોવો જોઇએ એમ અનુમાન કરી શકાય; બીજું જો આનર્ત્ત દેશને કાંઇ પણ સંબંધ હોય તો શત્રુંજય પ્રકાશ ( ભાવનગર મુદ્રિત. ૧૯૨૯. પૃ. ૧. ટી. ૨) માં તેનું બીજું નામ વડનગર સૂચવાયું છે, કે જે ઉત્તર ગુજરાતમાં આવેલું એક શહેર છેઃ એટલે કે આનર્ત=ગુજરાત અને માલવાનો થોડો ભાગ ( જુઓ નંદલાલ ડે કૃત એ. જી. ઇ. ) રા. એ. સો. બં. ના લેખકના મત પ્રમાણે આનર્ત શબ્દનો ઉલ્લેખ ભલે કંબોજ, સિંધ અને યવન પ્રાંતો સાથે જણાવાયો હોય, પણ અંહી તો શિલાલેખી પુરાવો છે અને તેમાં તો ગુજરાત અને માળવાની ભૂમિવાળા દેશો સાથે તેને ગણાવ્યો છે. વળી તેનું ખરૂં સ્થાન કયું હોઇ શકે તે વિશે ગુ × વ × સો ના ૧૯૩૪ ના બુદ્ધિ પ્રકાશ અંક ૧ માં મારો લેખ જુઓ.

( ૨૪ ) સાબરમતી નદીની આસપાસ નો–તીર પ્રાંત; શ્વભ્ર=સાબરમતી નદીનું નામ છે.

( ૨૫ ) હાલના કચ્છના ઇશાન ખૂણે, તથા રાજપુતાનાના અગ્નિ અને પશ્ચિમ ભાગે આવેલ પ્રદેશ.

( ૨૬ ) બનારસ શહેરવાળો ભાગ (જ. રો. એ. સો. પુ. ૭. પૃ. ૩૪૧ ની ટીકાઓ ).

( ૨૭ ) રાજપુતાનાના જયપુરના કચ્છવાહો જાતિના ક્ષત્રિયો અંબ રાજ્યના છે એમ કહેવાય છે. અને અંબર ક્ષત્રિયોને નિષદ ( હાલ નિવુંર ) દેશમાં વસતા અસલ ક્ષત્રિઓની એ શાખા ગણે છે. આ ક્ષત્રિયોમાં પ્રખ્યાત દુર્ભાગી નળ-દંમયંતીનું નામ આપણને

તાબે કરી લીધા હતા.[28]

ક્ષત્રપ રૂદ્રદામને પોતાના બાહુબળથી ઘણા દેશો જીતી લીધા હતા તે આપણે ભલે કબૂલ રાખીએ, ( જો કે આપણી આ માહિતીનો આધાર પણ મુખ્યત્વે કરીને તો આ સુદર્શન તળાવનો સંશયાત્મક લેખ જ છે ) તો એટલું તો ચોક્કસ જ છે કે, આવા વિસ્તૃત પ્રદેશ ઉપર તેણે કદી સત્તા જમાવીજ નહોતી. જે કોઇ ઉપરમાંના કેટલાક પ્રદેશો અથવા પ્રદેશ ઉપર તેનું આધિપત્ય ઉત્તર હિંદમાં હતું તે તો તેના પિતા અથવા દાદા તરફથી વારસામાંજ મળ્યા હતા, એટલે તેણે બાહુબળથી જીત્યા હતા એમ નજ ગણાય. પણ સમ્રાટ સંપ્રતિના દિગ્વિજયમાં તો[29] આ બધા પ્રદેશોનો જરૂર સમાવેશ થઇ જાય છેજ.

( ૪ ) વળી સુદર્શન તળાવની પ્રશસ્તિમાં શાલિશુકનું નામ જોડાયલું છે ( જુઓ બુદ્ધિ પ્રકાશ માસિકમાં પૃ. ૭૬ સન ૧૯૩૪ માં વરાહસંહિતાના યુગપુરાણવાળા ભાગનું દિવાન બહાદુર કેશવલાલભાઇ હર્ષદ ધ્રુવ સાહેબે અવતરણ જે કર્યું છે) તે પણ રાજા પ્રિયદર્શિનનોજ સહોદર છે. રૂદ્રદામનને તેની સાથે કાંઇ સંબંધજ નથી.

( ૫ ) પ્રશસ્તિના બે વિભાગ છે. ઉપર પ્રમાણે પ્રશંસા કરતાં વાકયવાળો ભાગ અને બીજો તુલના કરી બતાવતો ભાગ. બન્ને ભાગની લિપિ પણ જુદી પડતી દેખાય છે. એટલે સાબિત થાય છે કે, બન્ને ભાગને કોતરવાનો સમય ભિન્ન ભિન્ન હોવો જોઇએ. પ્રથમનો ભાગ ઉપરની નં. ૪ ની દલીલમાં જણાવ્યા પ્રમાણે શાલિશુકે કોતરાવેલ છે, જ્યારે દ્વિતીય અને અંતનો ભાગ રૂદ્રદામને કોતરાવ્યો દેખાય છે.

વળી સિકકાના પરિચ્છેદમાં આંક નં. ૨૩-૨૪ વાળા સિકકાઓના વિવેચનમાં જે વિચારો દર્શાવ્યા છે તેનું પૃથક્કરણ કરતાં પણ જણાશે કે, આ સિકકાઓ ક્ષત્રપવંશી સમ્રાટો ના હોવાનું ધારી લઇને, કદાચ તે ઉપરથી આ સુદર્શન તળાવની પ્રશસ્તિમાં સમાયલા ઇતિહાસના, કે પ્રશસ્તિ ઉપરથી ક્ષત્રપવંશી સમ્રાટોના ઇતિહાસના, અંકોડા ગોઠવી કઢાયા હોય, પણ જ્યાં આ સર્વ સિકકાની માલિકીજ ફેરવી જતી દેખાય છે ત્યાં પછી તે ઉપરથી બાંધેલ નિર્ણય તો સ્વયં ફરી જતાજ લેખવા પડશે.

વળી નીચેની ટી. નં. ૩૩ વાંચવાથી તથા ઉપરની દલીલોથી ખાત્રી થશે કે, સુદર્શન તળાવની પ્રશસ્તિનો પ્રથમ ભાગ મહારાજા પ્રિયદર્શિનને જ લગતો છે. વિશેષમાં, સમ્રાટ સંપ્રતિ સંબંધમાં આપણે જોઇ ગયા છીએ, કે તે શ્રી સંઘ સાથે[30] પ્રતિ વર્ષે શ્રી ગિરનારજીની યાત્રાએ જતો હતો. આ સુદર્શન તળાવ પણ તે ગિરિરાજની તળેટીમાં જ આવેલું છે. એટલે જો તેને કાંઇ સમરાવવા જેવું હોય તો તેની નિગાહ ઉપર પ્રજા જને તે મૂકયું પણ હોય. અને લોક કલ્યાણ તથા પ્રજાહિતનાં કાર્યો[31] કરવામાં જે ચીવટ અને ઉત્સાહ તે ધરાવતો હતો, તે જોતાં, તે તેણે દુરસ્ત કરાવી આપ્યું હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું પણ નથી. તેમજ રૂદ્રદામન અને સંપ્રતિના સમય વચ્ચે લગભગ ત્રણસો

જાણીતું અને મશહુર છે (જુઓ ટૉડ રાજસ્થાન પુ. ૧ પૃ. ૧૪૯ ): કેટલાકના મતે તે હાલના ગ્વાલિયર અને ઝાંસી શહેરવાળો પ્રદેશ ગણાય છે.

( ૨૮ ) આ સુદર્શન તલાવના શિલાલેખ સિવાય રૂદ્રદામનનો સત્તાવિસ્તાર બહુ વિશાળ હોવાનું જાણવાને આપણી પાસે બીજું કોઇ ઐતિહાસિક સાધન હાલ નથી.

(૨૯) જુઓ ઉપર પૃ. ૩૦૪ અને આગળનું વર્ણન.

( ૩૦ ) જુઓ ખડક લેખ નં. ૮

( ૩૧ ) જુઓ ઉપર પૃ.૩૪૦ થી ૫૦ તેણે હજારો ગામે કુવા, તળાવ, વાવ, ધર્મશાળાઓ, દાનશાળાઓ, જીનમંદિરો વિગેરે બંધાવ્યાં છે. ( ભાવનગર મુદ્રિત પરિશિષ્ટ પર્વ ભાષાંતર પૃ. ૨૧૦ થી ૧૮ )

( ૩૨ ) સંપ્રતિનું મરણ મ. સં. ૨૯૦ છે જ્યારે રૂદ્રદામનનું અસ્તિત્વ મ. સં. ૬૦૬ માં છે. એટલેકે

વર્ષનો અંતર છે.[32] એટલે જનતામાં દંતકથા રૂપે પણ લોક કલ્યાણનાં આવાં કાર્યો વિશેની હકીકત કર્ણોપકર્ણ તરવરતી રહ્યાંજ કરતી હોય, કે જે ઉપરથી આવા મહાન મૌર્યવંશી સમ્રાટના-સત્કાર્યોનો ઉલ્લેખ કરવાનું મન, રાજા રૂદ્રદામનને થઇ આવ્યું પણ હોય. અને જેથી એક પછી એક સમ્રાટનાં કાર્યોનું નિવેદન કર્યું હોય; અને તેમની નામાવળીમાં પોતાનું નામ[33] પણ ગૌરવવંતુ—શોભતું કરવા માટે, તેણે એમ દર્શાવવા ઇચ્છીત ધાર્યું હોય; એટલે ઉપરના બધા સમ્રાટો કે જે-ઓએ અન્ય દેશો સ્વબળે જીતી લીધા હતા, તેમની માફક હું પણ આવો છું અને મેં પણ ઇત્યાદિ ઇત્યાદિ કામો કર્યાં છે, તેટલું જણાવવા પૂરતો તેનો હેતુ હોય. આમ મુંગો મહિમા વધારવાનો પોતાનો હેતુ ન જ હોત તો, રાજા રૂદ્રદામને પોતાનાં કાર્યો જુદી જ ખડક શિલા ઉપર કોતરાવ્યાં પણ હોત. પણ એક જ શિલા ઉપર કોતરાવેલ હોઇને તે સરખામણી કરવા માટે જ છે એમ આપણું અનુમાન દઢીભૂત થાય છે.

ઉપર પ્રમાણે બધી પરિસ્થિતિનું અવલોકન કરતાં સહજ પણે અનુમાન થાય છે કે, પંકિત નવ અને દશમીમાં જે લખાયા વિનાનો ભાગ રહી ગયો છે, તેમાં મહારાજા પ્રિયદર્શિનનું નામ જ હોવું જોઇએ. કારણ કે તે સમ્રાટ અશોક પછી તુરત જ રાજ્યારૂઢ થયેલ છે. અને બધી હકીકત તેના જ જીવનને અનુરૂપ, શોભારૂપ અને બંધબેસતી છે. તેમજ પ્રશંસા રૂપે જે વાકયો ઉમેરાયાં છે, જેવાં કે (૧) જ્યારથી ગર્ભમાં આવ્યો ત્યારથી "રાજ્યઋદ્ધિમાં અબાધિત વૃદ્ધિ થયા કરી હતી" (૨) રણસંગ્રામ સિવાય પ્રાણાન્તે પણ મનુષ્ય વધ ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી અને (૩) આવા આવા પ્રદેશો[34] પોતાના બાહુબળથી જેણે જીતી લીધા હતા; આ સઘળાં મહારાજા પ્રિયદર્શિનનાં જ યશોગાન રૂપે વિશેષણો છે; તે સર્વ માત્ર, તેના નામને જ સમગ્રપણે લાગુ પડી શકે તેવાં છે. **બીજા કોઇ રાજાને સમગ્રરીતે અને સર્વાંશે લાગુ પડે તેવાં નથી, તેમ લાગુ પડતાં પણ નથી.**

## પરિશિષ્ટ क

### **દશરથ** અને **શાલિશુક**[1]

નાગાર્જુન અને બરાબર ગુફાના લેખો જે ખુદ દશરથે પોતે કોતરાવ્યા છે અને તેમાંજ દાન દીધાનું વર્ણન છે તે ઉપરથી સ્પષ્ટ દીસે છે કે પોતે સ્વતંત્ર રાજા હશેજ, અને તેમાં પોતે રાજ્યાસને આરૂઢ થયા પછી ૨૭ મે વર્ષે દાન દીધાનું લખ્યું છે. એટલે પોતાનું રાજ્ય કમમાં કમ ૨૭ વર્ષ તો ચાલ્યુંજ છે એમ સાબિત થઇ જાય છે. અન્ય સ્થળેથી તેમના વિશે બીજા પુરાવા મળી આવે કે નહીં, તે વાત અલગ રાખીએ, પણ શિલાલેખી પુરાવો તો અભેદ્ય અને અખંડ જ ગણાય. એટલે બીજું કોઇપણ જાતનું શંકાસ્થાન રહેતું નથી.

પણ આ દશરથ કોણ અને તે અશોક પછી બિહાર–બંગાળ=મગધની ગાદીએ કેમ આવ્યો તે પ્રશ્નનું સમાધાન કરવા જરૂર છે. આ બાબત કેટલીક હકીકત આપણે ઉપર પૃ. ૨૯૯ થી ૩૦૧

બેના સમય વચ્ચે ત્રણ સદી ઉપરાંતનું અંતર છે.

(૩૩) જો પોતાની સ્વતંત્ર કૃતિજ હોત તો, જેમ સમુદ્રગુપ્તે જુદા ભાગ ઉપર લેખ કોતરાવ્યો છે તેમ તે પણ કોતરાવત: પણ ચંદ્રગુપ્ત અને અશોકવાળો ભાગ જે લેખમાં છે તેના અનુસંધાન તરીકે લખીને પોતાની કિંમત ન્યૂન અંકાવવા જેવું શા માટે કરત!

(૩૪) જે જે પ્રદેશો સાથે રાજ્યદ્વારી સંબંધ સમ્રાટ પ્રિયદર્શિન ધરાવતો હતો તે બધાની સરખામણી કરો (જુઓ ઉપર પૃ. ૩૦૪ થી ૧૨) ખડકલેખ નં. ૨ તથા ભાં. અ. પૃ. ૧૫૬–૧૪૮; ઇ. એ. ૧૯૧૧ પૃ. ૧૧.

(૧) અશોક સંબંધ માટે જુઓ પૃ. ૩૫૪ ઉપર ટી. નં. ૯.

માં જણાવી ગયા છીએ તે પ્રમાણે તે અશોકનો પૌત્ર હતો; અને પ્રથમ તેને મૌર્ય સામ્રાજ્યના સમ્રાટ તરીકે અને અશોકના ગાદીવારસ તરીકે, ખુદ અશોકે નિર્મિત કર્યો હતો; કારણકે પોતાનો જ્યેષ્ટ પુત્ર-યુવરાજ કુણાલ અંધ દશાને પ્રાપ્ત થતાં, દેશના રીત રિવાજ મુજબ ગાદીનો હક તેનો રદ બાતલ થતો હતો; તેમ બીજા પુત્ર મહેંદ્રે બૌદ્ધધર્મની દીક્ષા કુંવારે કુંવારા લઇ લીધી હતી એટલે તેના તરફનું તો કોઇ વારસદાર મળે તેમ નહોતું. એટલે આ દશરથ તે અશોકનો પૌત્ર કેમ થયો તે શોધવું રહે છે.

ઉપર એમ પણ આપણે જોઇ ગયા છીએ કે, અશોકનો એક નાનો ભાઇ નામે તિષ્ય હતો; જ્યારે પટરાણી તિષ્યરક્ષિતાના કાવા દાવાથી તેણીના સાપત્નીય-ઓરમાન કુમાર યુવરાજ કુણાલને પાટલિપુત્રમાં ખસેડીને અવંતિમાં રાખવામાં આવ્યો. ત્યારે વાલી તરીકે પોતાના આ ભાઇને મહારાજા અશોકે નીમ્યો હતો. આ તિષ્યનો કોઇ તનુ જ હોવાનું દશરથ કુમાર માટે આપણે ધારી બેઠા હતા; પણ તેમજ જો હોત તો દશરથ પોતાને, મહારાજા અશોકના પૌત્ર તરીકે ન ઓળખાવતાં, ભત્રીજા તરીકે ઓળખાવત, વળી યુવરાજનો જેટલો હક ગાદી માટે પહોંચે તેટલો ભાઇનો નજ પહોંચે, અને ભાઇનો ન પહોંચે તો પછી ભાઇના દીકરા એટલે ભત્રિજાનો તો કયાંથી જ પહોંચે ? મતલબ કે તે સંબંધ હોવા બિલકુલ સંભવ નથી.

ત્યારે દશરથ રાજા અશોકનો પૌત્ર શી રીતે હોઇ શકે ? તેમજ પ્રથમ તેનો હક સ્વીકારાય અને પછીથી યુવરાજ કુણાલને ત્યાં પુત્ર જન્મતાં તેનો હક ગૌણ ગણાય. તેવો કઇ રીતે મહારાજા અશોકનો તે સંબંધ હોય ? આમ બેવડી ગૂંચ જે સગપણ ઉકેલવાને સમર્થ નીવડે તે સંબંધ અશોક અને દશરથની વચ્ચે અસ્તિત્વ ધરાવી શકે. એકજ હકીકત સબળ દેખાય છે. તેએ કે, આપણ આગળ ઉપર જોઇ ગયા છીએ કે, કુણાલનો જન્મ, જ્યારે અશોક કુમારપદે હતો ત્યારે વૈશ્યશ્રેષ્ટિની પુત્રી-વિદિશા કુમારીના પેટે થયો હતો. તે બાદ બે વર્ષે તિષ્યરક્ષિતાના પેટે કુમર મહેન્દ્રનો જન્મ થયો હતો; અને તે અરસામાં કુમાર અશોકને મગધની ગાદી મળતાં, કુમાર મહેંદ્ર અને યુવરાજ કુમાર સાથે, રાણી તિષ્યરક્ષિતા, પાટલિપુત્રે આવી હતી પણ તે વખતે તેની યુવરાજ્ઞી-વિદિશા કુમારી આવી નહોતી. અને તેનું કારણ એમ પણ જણાવ્યું છે કે, તેણીને પ્રસવ કાળનો સમય હતો. એટલે આપણે માનવું રહે છે કે, આ પ્રસવ સમયે તેણીને કુમાર રત્નની પ્રાપ્તિ થઇ હશે; મ. સં. ૨૦૦=ઇ. સ. પૂ. ૩૨૭; અને આ સુવાવડના કારણે તુરત કે થોડા સમય બાદ તેણીનો દેહાંત થયો હશે એટલે તેણીએ પાટિલ પુત્રનાં દર્શન પણ કર્યાં નથી તેમજ રાણી તિષ્યરક્ષિતાને પટરાણી પદે સ્થાપિત કરવામાં આવી છે.

આ બીજો કુમાર તે કુણાલનો સહોદર થયો ગણાય, અને ઉમરમાં મહેંદ્રથી (જેનો જન્મ ઇ. સ. પૂ. ૩૩૨ છે) ચાર સાડાચાર વર્ષ નાનો, અથવા લગભગ સરખોજ ગણાય. પણ કુણાલથી (જેનો જન્મ ઇ. સ. પૂ. ૩૩૫ છે) સાતેક વર્ષ નાનો કહેવાય. કુમાર કુણાલ તો પોતાની લગભગ તેર વર્ષની ઉમરે અંધત્વ પામ્યો છે, એટલે તેને પાછળથી પરણાવાયો છે. અને તેને મોટી ઉમરે

( ૨ ) આ ઉપરથી એમ થયું કે, દશરથ તે સંપ્રતિનો કાકાનો દીકરો ભાઇ થાય: તેમ જ સ્વતંત્ર રાજકર્તા તરીકેનું જ તેણે જીવન ગાળ્યું છે. એટલે આ બે કારણને લીધે, પુરાણકારના મંતવ્ય આધારે ઇ. વંશાવળી આગળનાં પૃ. ૧૩૪-૫ માં વિદ્યાભૂષણજીએ ગોઠવી છે અને તેમાં દશરથને બંધુપાલિત એટલે જેનું રક્ષણ-પાલન, ભાઇથી કરાયું છે તેવો શબ્દ વાપર્યો છે તે આ દશરથને લાગુ નથી પડતો. પણ શાલિશુકનેજ લાગુ પડે છે. કારણ કે, તે શાલિશુક, સંપ્રતિના મહેલમાંજ ઉછર્યો હતો તેમજ પોતે મગધનો સૂબો થયો તે પૂર્વે

સંપ્રતિ નામે કુમાર મ. સં. ૨૨૩=ઈ. સ. પૂ. ૩૦૪માં જન્મ્યો છે. એટલે કે સંપ્રતિના જન્મ સમયે કુમાર કુણાલની ઉમર (૩૩૫–૩૦૩=૩૨) વર્ષ બત્રીસની ગણાય. સાધારણ રીતે તે કાળે તેર ચૌદ વર્ષની ઉમરે લગ્ન થઇ જતા હતા એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. એટલે એમ સમજાય છે કે, કુણાલ ને પોતાના લગ્ન થયા બાદ લગભગ ૧૭–૧૮ વર્ષ સુધી કાંઇ સંતાન-પ્રાપ્તિ થઇ નહોતી–અથવા સંતાન થયું હોય તો તે મરી ગયું હશે કે કેવળ પુત્રીઓજ હશે, પણ પુત્ર નહી હોય: નહીં તો તો, સમ્રાટ અશોક પોતાના ગાદી વારસ તરીકે યુવરાજ કુણાલની જગ્યાએ તેના પુત્રનેજ નીમી દેત. પણ એક બાજુ કુણાલ પોતે અંધ તથા તેને પુત્રનો અભાવ, બીજી બાજુ પોતાની વધતી જતી ઉમર, એટલે જો પોતાનો દેહાંત થઇ જાય તો પાછળથી કોઇ જાતની ખટપટ કે તકરાર ઉભી ન થાય તે માટે દુરંદેશી વાપરી કોઇને ગાદી વારસ ઠરાવવા સમ્રાટ અશોકનું ચિત્ત તલપાપડ બની ગયું હોય તે સહજ સમજી શકાય તેમ છે. એટલે ભલે પોતાની ઇચ્છા, કુમાર કુણાલનો હક ડુબાવવાનો નહોતો, છતાં રાજ્યને અને વંશને પોતાની પાછળ કાંઇ હેલના ન પહોંચવી જોઇએ તે ગણત્રીથી પોતાના નાના કુમાર–કુણાલનો સહોદર જેનો જન્મ આપણે ઉપર જોઇ ગયા પ્રમાણે ઇ. સ પૂ. ૩૨૭ માં થયો હતો-નો કોઇ કુમાર પુત્ર હોય તો તેને ગાદી વારસ નીમવાનું મન થયું હોય તેમાં ખોટું નથી. વળી સંભવીત પણ છે કે આ દ્વિતીય કુમારને તેર વર્ષની ઉમરે એટલે ઇ. સ. પૂ. ૩૧૪ માં પરણાવ્યો હોય, તો સંપ્રતિનો જન્મ જે ઇ. સ. પૂ. ૩૦૪ માં છે તે એની વચ્ચેના દશ વર્ષના ગાળામાં, કોઇ પુત્ર પ્રાપ્તિ પણ થઇ હોય. અને તેજ આપણી હાલની ચર્ચાનો નાયક કુમાર દશરથ હોય. એટલે તે મહારાજા અશોકનો પૌત્ર પણ થાય અને કોઇ પણ કુણાલપુત્રની ગેરહાજરીમાં ગાદી માટે શ્રેષ્ઠ હક ધરાવતો પણ કહેવાય. પણ યુવરાજ કુણાલના પુત્ર તરીકે કુમાર સંપ્રતિનો જન્મ થતાં, તેનો હક ગૌણ થઇ ગયો. અને બીજી બાજુ મહારાજા અશોકે જેને ગાદી વારસ તરીકે એક વખત જાહેર કરી દીધો હોય, તેનું પણ યથા પ્રકારે સન્માન જળવાઇજ રહેવું જોઇએ તે હિસાબે પાછળથી, એક મોટા પ્રાંતના સૂબા પદે કાયમ કરવામાં આવ્યો હોય અને મહારાજા અશોક વાનપ્રસ્થ થતાં એક બાજુ કુમાર સંપ્રતિનો અવંતિમાં રાજ્યાભિષેક થયો, તેવોજ કુમાર દશરથનો મગધના સૂબા તરીકે પાટલિપુત્રમાં રાજ્યાભિષેક થયો; પણ જ્યારે રાજા દશરથના સ્વહસ્તાક્ષરે આપણે બરાબર ગુફામાં રાજ્યાભિષેક બાદ=regnal years વાંચીએ છીએ ત્યારે એમ માનવું પડે છે કે, તે તો અવંતિપતિથી સ્વતંત્રજ હશે. [૨]

એટલે કે ઇ. સ. પૂ. ૩૦૪ માં [૩] ગાદીપતિ થઇને (1) [૪] ઇ.સ. પૂ. ૨૭૭ સુધી પોતે હૈયાત હતો એમ નિર્વિવાદ થયું. પણ તે ક્યારે મરણ પામ્યો હશે [૫] તે જાણવાનું સાધન નથી. પણ જ્યારે એમ કહેવામાં આવે છે કે, બંગાળ દેશમાં ગંગા નદીના મુખ આગળ તામ્રલિપ્તિ

---

પ્રિયદર્શિનના આશ્રયમાં સૌરાષ્ટ્રનો સૂબો હતો.

( ૩ ) સંપ્રતિનો જન્મ ઇ. સ. પૂ. ૩૦૪=મ. સં. ૨૨૩ છે; અને તે પછી દશ મહિનેજ તે ગાદી વારસ જાહેર થયો છે. પણ રાજ્યાભિષેક તો તેની ઉમર ૧૪ વર્ષની થઇ ત્યારે એટલે ઇ. સ. પૂ. ૨૯૦=મ. સં. ૨૩૭ માં થયો છે: આપણે અંહી તે સાલ લેવી રહે છે: બાકી ૩૦૩ થી ૨૯૦=૧૪ વર્ષ તો અશોકે વાલી તરીકે રાજ્ય ચલાવ્યું છે અને ત્યાંસુધી સંપ્રતિનો કે દશરથનો બેમાંથી એકેનો રાજ્યભિષેક કરાયોજ નથી અને કરાય પણ નહીં.

( ૪ ) યુગપુરાણ અને વાયુપુરાણને આધારે દી. બા. કેશવ હર્ષદ ધ્રુવે લખેલ છે. જુઓ બુદ્ધિ પ્રકાશ પુ ૭૬ અંક ૩. પૃ. ૮૮ થી ૯૪, સંપ્રતિ અને દશરથ એકજ વર્ષમાં ગાદીએ આવ્યા છે: પણ પહેલો દશરથ

નગરે અશોકે ( કે પછી પ્રિયદર્શિનને સ્થાને આ શબ્દ વપરાયલો ગણવાનો છે ) સ્તંભલેખ ઉભો કરાવેલ હતો, ત્યારે એમ સહજ અનુમાન કરી શકાય છે કે, સંપ્રતિના તાબે તે મુલક પાછળથી આવ્યો હશે; નહીં તો સંપ્રતિ મહારાજ કાંઇ બીજાના પ્રદેશમાં સ્તંભ ઉભો તો ન જ કરાવી શકે. આ વાતને વાયુપુરાણના કથન ઉપરથી ટેકો મળે છે ખરો. તેમાં કહેલું છે કે સંપતિએ પોતાના ભાઇ શાલિશુકને સૌરાષ્ટ્ર પ્રાંતમાંથી બદલીને દશરથની જગ્યાએ સૂબો નીમ્યો હતો.[૫] સંપ્રતિનું રાજ્ય એકંદરે ચોપન વર્ષ ચાલ્યું છે. તેમાંય પ્રથમના ૨૬ વર્ષ સુધી તો દશરથ પોતે જ જીવતો હતો, એટલે બાકીના ૨૮ વર્ષમાં શાલિશુકની નીમણૂંક થઇ હોય અને સ્તંભલેખ ઉભો થયો હોય. મહારાજા પ્રિયદર્શિનના અન્ય સ્તંભલેખોના ઉભા કરાયાના સમય વિશે વિદ્વાનોના જો કે ભિન્ન ભિન્ન મત છે, છતાં કોઇના મતે રાજ્યાભિષેક બાદ ૨૬ વર્ષ પહેલાં, અને તેત્રીસમાં વર્ષ પછી તે ઉભા કરાયાનું નીકળતું નથી. એટલે આપણે એમ અનુમાન દોરી શકીએ કે, રાજા દશરથ બરાબર ગુફાનું દાન ૨૬મે વર્ષે કરીને, એકાદ બે વરસમાં જ સ્વર્ગે ગયો હશે. અને તે બાદ શાલિશુકના સૂબાપદના સમયમાં મહારાજા પ્રિયદર્શિને તુરત કે બે ત્રણ વર્ષમાં જ આ સ્તંભ ઉભો કરાવ્યો હશે.

આ શાલિશુક પોતે તો સૂબો હતો જ; પણ સમજાય છે કે મહારાજા પ્રિયદર્શિનના મૃત્યુ બાદ જેમ મૌર્ય સામ્રાજ્યના ભાગલા પડી ગયા હતા અને જે જે દેવકુમારો જે જે પ્રાંતો ઉપર શાસન ચલાવતા હતા, તે તે પોતપોતાને સગવડતા મળતી ગઇ, તેમ તેમ સ્વતંત્ર થઇ ગયા હતા; તેવી જ રીતે, આ શાલિશુક કે તેના વંશજો પણ સ્વતંત્ર થઇ ગયા હશે અને બંગાળના શાસક તરીકે જાહેર થયેલ હશે. મૌર્યવંશની મગધપ્રાંત-બંગાળવાળી શાખામાં કોણ કોણ રાજા થયા અને તેમણે કેટલાં કેટલાં વર્ષ સુધી રાજ્ય કર્યું તે વિષય આ પુસ્તકને અંગે ગૌણ થઇ જાય છે, એટલે આપણે તેને છેડવા જરૂર નથી. પણ એમ કલ્પના કરી શકીએ ખરા કે, જ્યારે મૌર્યવંશનું નામ ઠેઠ ઇ. સ. ના ૮ મા સૈકા બાદ પણ બંગાળ સાથે જોડાયલું સંભળાય છે, ત્યારે ઇ. સ. ની સાતમી સદીની શરૂઆતમાં, કનોજના સમ્રાટ હર્ષવર્દ્ધનના બનેવી ગૃહવર્મનને મારી નાંખનાર, રાજા શશાંક-જેને જૈન ધર્મી ( મૌર્યવંશી પણ જૈન હતા ) ગણવામાં આવે છે તે, તેમજ ગ્વાલિયર પતિ આમ્રરાજા ( ઉર્ફે ઇંદ્રાયુદ્ધ ) જેણે ઇ. સ. ૭૯૦ થી ૮૩૪= ૪૪ વર્ષ રાજ્ય કર્યું છે અને જે તેનો સમકાલિન, બંગાળનો-ગૌડ પતિ ધર્મ દેશનો-રાજા જે હતા અને જેના વંશને પાલવંશી તરીકે ઓળખવામાં આવે છે તે શશાંક અને ધર્મપાળને પણ આ શાલિશુકની મૌર્ય શાખા સાથે કાંઇક સગપણ હશે એમ ધારી શકાય છે. નહીં તો તેમનાં સ્વર્ગગમન સુધી મૌર્યના નામને બંગાળ પ્રાંતના રાજકુટુંબ સાથે સંબંધ શા રીતે સંભવી શકે ?

એક વખત મારો પોતાનો મત પણ એમ થતો હતો કે રાજા દશરથ તે મહારાજા અશોકનો પૌત્ર હતો તેમજ બરાબર ગુફામાં પોતાને દાતા તરીકે વર્ણવીને, પોતાના રાજ્ય કાળનાં ૨૬ વર્ષ બાદ તે દાન કર્યાનું દર્શાવે છે એટલે અશોકની પાછળ ગાદીએ આવનાર મહારાજા પ્રિયદર્શિન કે જે પણ અશોકનો જ પૌત્ર થતો હતો

---

મરણ પામ્યો છે અને બીજે વર્ષે સંપ્રતિ મરણ પામ્યોછે. (આ બીજું કથન અસંગતિવાળું દેખાય છે ) વિશેષ માટે જુઓ નીચેની ટી. નં. ૯

( ૫ ) જુઓ બુદ્ધિપ્રકાશ પુ. ૭૬ અંક ૩ ને પૃ. ૮૯. વાયુપુરાણના આધારે લખાણ છે અને આવાં અનેક કારણને લીધે, શાલિશુકને બંધુપાલિત નામથી સંબોધી શકાય ( જુઓ ઉપરની ટી. નં. ૨ ) તથા પૃ. ૧૩૪-૫ ઉપરની વંશાવળી.

અને જેણે પણ પોતાના ૨૬માં વર્ષમાં સ્તંભો ઉભા કરી કેટલાંક દાન કર્યાનું વિદ્વાનો મનાવતા રહ્યા છે તે મહારાજા પ્રિયદર્શિન અને આ રાજા દશરથ બંને એકજ વ્યક્તિ હોવી જોઇએ; પણ બંગાળની ગાદીએ આવનાર મૌર્યવંશનું નામ ઠેઠ ઇ. સ. ની ૮ મી સદીના અંત સુધી જ્યારે જળવાયું છે[6] તે બીના, તેમજ વાયુપુરાણના કહેવા પ્રમાણે શાલિશુકની નીમણૂંક થયાની બીના, તેમજ મહારાજા પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિની મુખ્ય મૌર્યન શાખા તો અવંતિમાં જ ઉતરી છે અને તેનો અંત ૩૦-૪૦ વર્ષમાં જ આવી ગયો છે તે બીના, તેમજ મૌર્યવંશ બાદ અવંતિપતિ તરીકે જે શુંગવંશ આવ્યો છે તેના આદ્યભૂપતિ પુષ્યમિત્ર ( પુષ્પમિત્રે ) પાટલિપુત્રના મૌર્યવંશી રાજાને હરાવી તે શહેર બાળી નાંખ્યું છે તે બીના; આ સર્વ આપણા કાને આવે છે ત્યારે મગધપતિ દશરથ અને અવંતિપતિ પ્રિયદર્શિન, બંને જુદી જ વ્યકિત હોવાનું માનવું પડે છે. એટલે જ તે બંનેનો સમ્રાટ અશોક સાથે કેવી રીતે પૌત્ર તરીકેનો સંબંધ હોવો સંભવે તેનું હવે વાસ્તવિક અનુમાન દોરી શકાય છે.

આ શાલિશુકને ગર્ગસંહિતાના યુગપુરાણમાં, અધર્મી[7] તેમજ પ્રજા ઉપર જુલ્મ કરનારા રાજા તરીકે ઓળખાવ્યો છે. તેમ અર્વાચીન બૌદ્ધ ગ્રંથોના અનુવાદકોએ લખ્યું છે કે અશોકના સમયમાં તેનો એક નાનો ભાઇ પ્રજાપીડક હોવાથી પ્રજાએ મહારાજા પાસે જઇ ફરિયાદ કરી હતી; જેથી અશોકે પોતાના તે ભાઇને એક અઠવાડિયા સુધી એકાંતમાં રહેવા ફરમાવ્યું હતું. અને પોતે તે પ્રમાણે શિક્ષા કરતાં કરતાં રડી ગયો હતો આ બન્ને હકીકત, જ્યારે અશોકને સંપ્રતિ ઠરાવવામાં આવે છે ત્યારે તેના ભાઇ શાલિશુકને બરાબર લાગુ પડે છે. એટલે ઉપરનો શિક્ષા આપ્યાનો બનાવ શાલિશુકની નિમણૂંક[8] સોરાષ્ટ્રના સૂબા તરીકે થઇ હોય તે પહેલાં બન્યો સંભવે છે. અને તેની જ સૂબાગીરી દરમ્યાન સુદર્શન તળાવનું સમાર કામ થયું સંભવે છે. મ. સં. ૨૪૪ થી ૨૪૭=ઇ. સ. પૂ. ૨૮૩ થી ૨૮૦; અને સૌરાષ્ટ્રના સૂબાપદે નીમાયા બાદ પાછો જ્યારે મગધના સૂબા તરીકે પણ નીમાયો છે, ત્યારે એમ કહી શકાય કે, ઉમરમાં અને અનુભવમાં વધતાં તે શાલિશુક પોતાનું યુવાવસ્થાનું તોફાની તત્ત્વ પોતે ભૂલી ગયો હશે.

પંડિત જાયસ્વાલજી ( જુઓ J. B. O.

( ૬ ) મહાન અશોકના વંશજોએ ઘણી સદીઓ સુધી મગધ દેશમાં અજાણ્યા સ્થાનિક અને ખંડિયા રાજા તરીકે હકુમત ભોગવી હતી. તેમાંના છેલ્લાનું નામ પૂર્ણવર્મન હતું તે નામજ માત્ર આપણને જણાયું છે, અને તેનો સમય ઇ. સ. ની સાતમી સદીમાં આવેલા ચિનાઇ મુસાફર મિ. હુએનશાંગના કાળનો છે.= Descendents of the Great Asoka continued as unrecorded local subordinate Rajas of Magadha for many centuries: the last of them and the only one, whose name has been preserved being Purna-Varman, who was nearly contemporary with the Chinese pilgrim Hieun-Tshang in the seventh century.

( ૭ ) જુઓ મૌર્ય, સા. ઇતિહાસ પૃ. ૬૫૩-૬૭૧ તથા ગર્ગસંહિતા શ્લોક ૧૬ થી ૨૧ ( જેનું ભાષાંતર બુદ્ધિપ્રકાશ પુ. ૭૬ અંક ૩ પૃ. ૮૮: યજ્ઞકર્મનો ધ્વંશ કરનારો અકર્મનો રસિયો, દુષ્ટ પ્રકૃતિનો, અધર્મી, ભ્રષ્ટબુદ્ધિનો તે શાલિશુક રાજા નિમાયો છતો સૌરાષ્ટની પ્રજાને ત્રાસદાયક રીતે રંજાડી: જૈન પ્રજાને મુખે મોટાભાઇ સંપ્રતિની ખ્યાતિ બઢાવી, જૈનધર્મની વિજય ઘોષણા વર્તાવતો ). ( શાલિશુક જૈન હોવાથી વૈદિક મતવાળાએ ભાંડવામાં બાકી નથી રાખી લાગતી )

( ૮ ) તેની નીમણૂંક થઇ તે પહેલાં સૌરાષ્ટના સૂબાપદપર ઉપર "વિશાખ નામનો પહ્લવ હતો એમ સુદર્શન તળાવની પ્રશસ્તિ ઉપરથી સમજાય છે. જુઓ આ. ઇ. પી. પૃ. ૧૮ થી ૨૦,

R. S. sept 1928 P. 416 ) આ શાલિશુક માટે લખે છે કે તે અશોકના પુત્ર કુણાલ ઉર્ફે સુયશાનો પુત્ર હતો ( એટલે સંપ્રતિનો જ નાનો સહોદર ઠર્યો ) અને પછી કેટલીક હકીકત લખીને મૌર્યવંશની બે શાખા પાડે છે. એક પૂર્વની તે મગધદેશની અને તે ઉપર દશરથ રાજા; અને પશ્ચિમની તે અવંત્તિદેશની અને તે ઉપર સંપ્રતિ રાજા. અને એમ લખીને પછી બંને શાખામાં થયેલ ચાર પાંચ નૃપતિનાં નામો આપે છે. પણ તે નામાવલી તેમના જ આલેખનથી એક બીજાની વિરૂદ્ધ જાય છે, જેથી કાલ્પનિક હોઈ બહુ આધારભૂત લેખવી નથી જોઈતી.

| પશ્ચિમશાખા | પૂર્વશાખા |
|---|---|
| સંપ્રતિ | દશરથ |
| બૃહસ્પતિ | [૯]શાલિશુક |
| વૃષસેન | દેવધર્મા |
| પુષ્પધર્મા | શતધન્વા |
| પુષ્પમિત્ર | બૃહદરથ. |

( દિવ્યાવદાન પ્રમાણે )

હવે જુઓ કે; આ વાત તો સિદ્ધ છે કે બૃહદરથને મારીને પુષ્પમિત્ર અવંતિપતિ થયો છે. જો આ બે શાખાની નામાવલી સાચી જ હોય તો બૃહદરથને અવંતિપતિની પશ્ચિમ શાખામાં મૂકવો જોઈએ તેને બદલે તેને પૂર્વની શાખામાં મૂકયો છે, તેમજ પુષ્પમિત્ર જે બૃહદરથને મારીને ગાદીએ આવ્યો છે તે પુષ્પમિત્ર ઉપર જ બૃહદરથને ખરી રીતે મૂકવો જોઈએ તેને બદલે પુષ્પમિત્રની ઉપર પુષ્પધર્માને મૂકયો છે. આમ ઉલટા સુલટી આ નામાવલી જ જણાય છે.

## પરિશિષ્ટ ૪

### જાલૌકઃ

મહારાજા પ્રિયદર્શિને પોતાના રાજ્યના કેટલાક પ્રાંતવાર વિભાગ પાડીને દરેક ઉપર પોતાનો એકેક સૂબો નીમી રાજ્ય વહીવટ ચલાવવાની યોજના ઘડી કાઢી હતી તે આપણે ઉપર પૃ. ૩૫૨ માં જોઈ ગયા છીએ. તેમાં એક પ્રાંત કાશ્મિર અને ગાંધારનો પણ હતો અને તેના ઉપર પોતાના એક કુમાર નામે જાલૌકની નીમણૂંક કરી હતી. અન્ય દેશના કોઈ ઇતિહાસીક ગ્રંથોમાં આ દેવપુત્ર જાલૌક વિશે કાંઈ હકીકત લખેલી જડી આવતી નથી. પણ રાજતરંગિણિ નામે કાશ્મિર દેશનો જે માનનીય ઐતિહાસિક ગ્રંથ વર્તમાન કાળે સુલભ્ય છે તેમાં તેને લગતી કેટલીક હકીકત મળી આવે છે. જો કે તેમાં પણ એક બીજાથી વિરૂધમાં જનારી બાબતનો સમાવેશ થઈ ગયો છે, છતાં તે એવા આકારે ગોઠવાઈ છે, કે તેમાંથી સત્ય કેટલું તે તારવી કાઢવાને કાંઈ બહુ મુશ્કેલ થઈ પડે તેમ નથી. પ્રથમ આપણે, રાજતરંગિણિમાં લખાયલું વર્ણન તે ગ્રંથકારના શબ્દોમાંજ એમને એમ ઉતારી લઈશું અને પછી તે ઉપર વિવેચન કરી તેનો સાર ખેંચી કાઢી બતાવીશું.

Jalauka[1] the name of this alleged son of Asoka cannot

( ૯ ) ગર્ગસંહિતામાં શાલિશુકને અશોકથી ચોથી પેઢીએ થયો હોવાનું લખ્યું છે ( જુઓ અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૨૧૪ તથા પૃ: ૧૯૪ ટી. ૧= " The fourth successor to Asoka is Salisuka " ) " અને તેણે ૧૩ વર્ષ રાજ્ય કર્યું છે. He reigned for 13 years " ( જુઓ પાર્જીટરે રચેલું વાયુપુરાણ ) ( વાયુપુરાણમાં એમ જે કહ્યું છે કે, દશરથ અને સંપ્રતિ બને એકજ સાલમાં ગાદીએ બેઠા છે. સંપ્રતિની પહેલા એક વરસે દશરથ મરણ પામ્યો છે: તેને બદલે શાલિશુક એક વરસ પહેલાં મરણ પામ્યો હોય એમ વધારે સંભવનીય છે. ને તેમજ હોય તો સંપ્રતિનું રાજ્ય ૫૪ વર્ષ છે જ્યારે:— મ. સં.

દશરથનું ૨૩૭ થી ૨૭૭ = ૪૦

શાલિશુકનું ૨૭૭ થી ૨૯૦ = ૧૩

રાજ્ય ચાલ્યું ગણાય. ૫૩ વર્ષ

otherwise be traced; (1) અશોકના તે નામધારી પુત્ર જાલૌકના નામનો કોઇ રીતે પત્તો મેળવી શકાતો નથી[2] (2) રાજતરંગિણિ કે અનુસાર કાશ્મિરકા રાજા જાલૌક બડા વિજેતા થા ઉસને કાન્યકુબ્જ તક વિજય કી થી જાલૌકને બહુત દીર્ઘ સમય તક રાજ્ય કિયા થા, ઉસકે બાદ દામોદર. ફિર હુષ્ક, જવિષ્ક, તથા કનિષ્કને ક્રમશઃ રાજ્ય કિયા (3) જાલૌક[3] કા રાજસિંહાસન પર આરૂઢ હુએ અભી ૨૬ વર્ષ હુએથે—ઔર ઉસને કાન્યકુબ્જ તક આક્રમણ કર વિજય પ્રાપ્ત કી હો. (4) [4]Even his connection (જાલૌકની પાછળ ગાદીએ આવનાર દામોદર બીજા વિષે ) with Asoka's family is characteristically enough left doubtful by the chronicler (5) [5]Huska, Juska and Kaniska–Kalhan's account of the reign of these kings, who are supposed to have ruled simultaneously (6) It clearly describes them as princes of Turuska i. e. Turkish nationality. The continued existence of the three places Kainshkapura, Hushkapur and Juskapura which are described as foundations of these kings and which still survive to the present day. (7) [6]That illustrious king ( the Pious Asoka ) built the town of Shrinagar, which was most important on account of its 96 lacs of houses resplendent with wealth. [7]As the country was overrun by Malechchas the pious king (Asoka) obtained from Bhutesha, whom he had pleased by his austerities, a son, in order to exterminate them. [8]This son is called Jalauka. (8) [9]Upto that time–there were seven main state–officers, establishing eighteen officers & created onwards a condition of things as under Yudhish–thira. ( ૪ ) વળી અશોકના કુટુંબની સાથેનો તેનો સંબંધ, તે ગ્રંથના લેખકે ખસુસ કરીને શંકા મયજ રાખી મૂકયો છે ( ૫ ) કુશાણ વંશી ત્રણ રાજાઓ નામે હુષ્ક, જુસ્ક અને કનિષ્ક જેમણે એકત્ર થઇને સમકાલિન પણે રાજ્ય કર્યું છે ( ૬ ) તેમાં આ રાજાઓને તુરુષ્ક ઓલાદના—તુર્કસ્તાનના વતની તરીકે ગણાવ્યા છે. તેમણે પાયો નાંખેલ તેમ જ તેમનાં નામ ઉપરથી પડેલ ત્રણે નગરો કનિષ્કપુર, હુસ્કપુર અને જુસ્કપુર અત્યારે જળવાઇ રહેલ છે ( ૭ ) તે મહાન ધર્માત્મા અશોક રાજાએ શ્રીનગર શહેર વસાવ્યું હતું. તેમાં ૯૬ લાખ શાહુકારો વસતા હોવાથી તે શહેર બહુ ગૌરવવંતુ હતું. તે દેશ ઉપર મ્લેચ્છોનો જોર જુલમ વરસી રહ્યો હતો, તેથી

( ૧ ) રાજતરંગિણિ, તરંગ પહેલો પૃ. ૭૫. પારા. ૭૩.

( ૨ ) મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ પૃ. ૬૫૪.

( ૩ ) તેજ પુસ્તક પૃ. ૬૫૫

( ૪ ) રાજતરંગિણી તરંગ પહેલો પૃ. ૭૬. પારિ. ૭૪.

( ૫ ) ટી. નં. ૪ પ્રમાણે

( ૬ ) રાજતરંગિણિ પુ. ૧. પૃ. ૧૯ શ્લોક નં. ૧૦૪

( ૭ ) મજકુર પુસ્તક શ્લોક નં. ૧૦૭

( ૮ ) રાજતરંગિણિ પુ. ૧. શ્લોક ૧૦૮

( ૯ ) તેજ પુસ્તક શ્લોક, ૧૧૮, ૧૧૯, ૧૨૦

ધર્માશોકે તપશ્ચર્યા કરી ભૂતેશ ( દેવતા )ને રીઝવીને તે મ્લેચ્છોનું નિકંદન કાઢવા માટે વરદાનમાં પુત્ર મેળવ્યો હતો. આ પુત્રનું નામ જાલૌક હતું. ( ૮ ) આ સમય સુધી મુખ્ય રાજ્યાધિકારીની સંખ્યા સાતની હતી, તેને બદલે હવે અઢારની કરવામાં આવી હતી અને યુધિષ્ઠિરના સમય જેવી જ બધી ( રાજ્ય ) વ્યવસ્થા આદરી દીધી હતી.

આ સર્વે અવતરણોમાં એમ હકીકત બન્યાનું નીકળે છે કે ધર્માશોક નામે કાશ્મિરપતિ હતો, તેને જાલૌક નામે પુત્ર થયો હતો. તેણે તે પ્રાંતમાંથી મ્લેચ્છોને હાંકી કાઢીને ઠેઠ કન્યાકુબ્જ સુધીના પ્રદેશ ઉપર રાજ્ય કર્યું હતું. આ ધર્માશોકે, કાશ્મિરની રાજધાની શ્રીનગર વસાવ્યું હતું. તે ધર્માશોકના પુત્ર જાલૌક[૧૦] પછી દામોદર બીજો નામે કાશ્મિરપતિ થયો હતો. તે બાદ[૧૧] ત્રણ રાજા થયા, તે દરેકે પોતપોતાનાં નામ ઉપરથી એકેક શહેર વસાવ્યું. જે ત્રણે અત્યારે મોજુદ છે. આ પ્રમાણે આ આઠે ઉતારાનો સાર છે. હવે આપણે તપાસીએ કે, તે સર્વેમાંથી સત્ય હકીકત રૂપે નિષ્કર્ષ શો નીકળે છે.

પૃ. ૩૯૦ થી ૩૯૩ સુધીમાં બતાવી આપ્યું છે કે, જેને રાજતરંગિણિકારે ધર્માશોક કહ્યો છે, તેવા અશોક નામધારી રાજાઓ હિંદી ઇતિહાસમાં જે બે ત્રણ થઇ ગયા છે તેમાંની કોઇ સાથે તેને સંબંધ નથી. તે ધર્માશોક તો બીજો કોઇ નહીં પણ મહારાજા પ્રિયદર્શિન પોતેજ છે. હવે તે મૂળ પાયો ગ્રહણ કરીને તરંગિણિકારના કથન પ્રમાણે રાજા જાલૌકનું જીવન વૃત્તાંત ઘડી કાઢીએ. જાલૌક કાશ્મિરનો બહુ પ્રતાપી રાજા થયો હતો. તેનું રાજ્ય કાન્યકુબ્જ અને મથુરા સુધી લંબાયું હતું. તેણે ૨૬ વર્ષ ઉપર રાજ્ય કર્યું છે. તેના પ્રદેશ ઉપર તેની સત્તા જામી તે પહેલાં મ્લેચ્છોનું રાજ્ય પ્રવર્તતું હતું: તે સર્વને હરાવીને તેણે તે મુલક જીતી લીધો હતો. તેની રાજગાદીનું શહેર જે શ્રીનગર, તે તેના પિતાશ્રી ધર્માશોકે વસાવ્યું હતું. તે નગરીમાં ૯૬ લાખ ઘરો હતાં. તેમાં મહા સમૃદ્ધિશાળી નગરજનો રહેતા હતા. આ જાલૌકનો જન્મ, મહારાજા ધર્માશોકને ત્યાં અનેક ધર્માનુષ્ઠાનો અને તપશ્ચર્યાના પ્રતાપે થયો હતો. આ જાલૌક પછી કાશ્મિરપતિ દામોદર બીજો થયો હતો. અને તે બાદ (તત્કાળ થયા કે કેટલાક કાળે તે જણાવ્યું નથી) [૧૨] હુશ્ક, જુશ્ક અને કનિષ્ક એમ અનુક્રમે ત્રણ તુર્કી ઓલાદના રાજાનું રાજ્ય કાશ્મિર ઉપર થયું હતું.

ઉપર પ્રમાણે રાજા જાલૌકનો ઇતિહાસ સંક્ષેપમાં છે. પણ તેમાં કેટલીક હકીકતને અન્ય સ્થળેથી ટેકો મળતો નથી. એટલે કાંતો તરંગિણિકારની હકીકત અન્યથા માનવી પડશે અથવા તો અન્ય સ્થળ વિવર્ણિત હકીકત અન્યથા લેખવી પડશે. જેમકે (૧) જાલૌકને પ્રિયદર્શિનનો એટલે ધર્માશોકનો પુત્ર માન્યો છે અને તેનું રાજ્ય ૨૬ વર્ષથી વધારે ચાલ્યું ગણે છે. અને તેનું રાજ્ય કાન્યકુબ્જ સુધી ફેલાયું હતું--હવે આપણે જોઇ ગયા છીએ કે પ્રિયદર્શિનનું મરણ ઇ. સ. પૂ. ૨૩૭ માં થયું છે. તે પછી જાલૌક સ્વતંત્રપણે

(૧૦) J. O. B. R. S. xx No 3 & 4 P. 284:—Jaloka-is a nickname ( leech ). જ. ઓ. બી. રી. સો. પુ. ૨૦ નં. ૩ નં. ૪ પૃ. ૨૮૪: જાલોક ( જળો ) એ મશ્કરીનું નામ છે.

( ૧૧ ) તુરત કે થોડા વખત બાદ એમ અત્રે કાંઇ જણાવ્યું નથી. પણ ઇતિહાસના અભ્યાસથી જાણી શકાય છે કે, વચ્ચે બેસદી (જુઓ આગળ ઉપર) જેટલો સમય પસાર થયો છે. પણ તે સમયમાં અન્ય ઓલાદની સત્તા ત્યાં સ્થાપાઇ ગઇ હતી. તેથી તેનું નામ રાજતરંગિણિકારે લીધું નથી. કેમકે રાજતરંગિણિકારે તો કાશ્મિરનોજ ઇતિહાસ લખવાનો હતો અને તેમાં યે ગોનંદ-એટલે હિંદુત્વ ધરાવતા રાજાઓનોજ ઇતિહાસ. ( જુઓ નીચેની ટી. ૧૯ )

કાશ્મિરપતિ બન્યો સંભવી શકે છે; પણ તે પૂર્વે તો નહીંજ. કારણ કે પ્રિયદર્શિન પછી તેનો જ્યેષ્ઠ પુત્ર વૃષભસેન અવંતિપતિ થયો હતો અને તેની અવિચારી અને ધર્માંધ રાજનીતિથી, અનેક પ્રદેશો મૌર્યસામ્રાજ્યથી વિખુટા પડી ગયા હતા. એટલે વૃષભસેનથી તેનો ભાઇ જાલૌક પણ છૂટો પડી સ્વતંત્ર બન્યો હોય તે તદ્દન બનવા જોગ છે અને સ્વીકાર્ય પણ છે. હવે જો તેનું રાજ્ય આશરે ૩૦ વર્ષનું ગણીએ તો ઇ. સ. પૂ. ૨૩૭ થી ૨૦૭ ગણાય. અને તે દરમ્યાન તેણે તે મુલકમાં પધારો કરીને પડી રહેલ મ્લેચ્છોને હરાવીને તે દેશ ઉપર પોતાનું સ્વામિત્વ બેસાડી દીધું ગણાય. જ્યારે પુષ્પમિત્ર અને બેકટ્રીઅન સરદાર યુથીડેમોસના વૃત્તાંત ઉપરથી સાબિત થાય[૧૨] છે કે તે સમયે તે સર્વે પ્રદેશ ઉપર તો આ બે જણાની સત્તા જામેલી હતી. તેમાંનો એક ( યુથીડેમોસ તો પંજાબપતિ અને સૂરસેનપતિ પણ હતો. ઇ. સ. પૂ. ૨૩૦-૨૦૫ જુઓ પુસ્તક ત્રીજું. અને બીજો પુષ્યમિત્ર કે જેના તરફથી તેના પૌત્ર વસુમિત્રે, યવન સરદારો સાથે જંગી અને ખૂનખાર લડાઇ કરી પાંચાલ અને સૂરસેન જીતી લીધા હતા ઇ. સ. પૂ. ૨૦૩) એટલે હજુ એમ બનવા જોગ છે કે, રાજા જાલૌકે પંજાબ દેશ મ્લેચ્છો પાસેથી છોડવી લીધો હોય પણ પાંચાલ અને સૂરસેન તો નહીં જ. આમ માનવામાં પણ પાછો એક પ્રત્યાવય આવે છે, કેમકે જો જાલૌકના કબ્જે જ પંજાબ દેશ આવી ચૂકયો હોય, તો પછી યુથીડેમોસની પાછળ ગાદીએ આવનાર તેનો પુત્ર ડિમેટ્રીઅસ પોતાની રાજગાદી સાકેત અથવા વર્તમાનના શિયાળકોટમાં ઇ. સ. પૂ. આશરે ૧૯૦-૧૯૫ માં સ્થાપી મજબૂત બની શકે શી રીતે ? એટલે બે જ સ્થિતિ સંભવી શકે છે. ( જો રાજ્યતરંગિણિનું કથન સાચું જ ઠેરવવું હોય તો ) (૧) રાજા જાલૌકે પંજાબ અને સૂરસેનવાળો પ્રદેશ મ્લેચ્છો પાસેથી-યુથીડેમોસના સરદારો પાસેથી-મેળવેલ તે થોડોક વખત રહ્યો હોય ત્યાં પાછો ગુમાવી બેઠો હોય, અને તેમાંનો સૂરસેન પાછો વસુમિત્રના હાથમાં (અગ્નિમિત્ર શુંગની આણામાં) આવ્યો હોય, અને પછી ડિમેટ્રિઅસનાં હાથમાં ગયો હોય. આ પ્રમાણે આ પ્રાંતો બે ત્રણ રાજાના હાથમાં થોડા થોડા વરસના ગાળામાં જવા પામ્યા હોય.(૨) અને કાંતો તે પ્રાંતો જાલૌકે બિલકુલ મેળવ્યા જ ન હોય; જો મેળવ્યા જ નહીં એમ ઠરે તો રાજતરંગિણિકારનું કથન ખોટું ઠરે અને વારંવાર હાથ બદલો થયો હોવાનું ઠરે તો, રાજા જાલૌક બહુ જબરો કે પરાક્રમી ગણી ન શકાય. આ પ્રમાણે એક વાત થઇ.

હવે બીજી વાત-જાલૌકની પછી દામોદર બીજો થયો છે. એટલે તે બાદના તુર્ક ઓલાદના ત્રણ રાજાઓ કાશ્મિરપતિ થયા ગણાય. જાલૌકની પછી જ લાગલો દામોદર થયો કે, થોડા અંતરે તે, રાજતરંગિણિમાં લખેલ નથી. પણ સમજાય છે કે, તુરત જ તે રાજા થયો હશે અને જાલૌકના પુત્ર જ થતો હશે. પણ તેનો રાજ્ય અમલ માત્ર કાશ્મિરની હદમાં જ સંકુચિત થઇ રહ્યો હશે. કારણ કે, ઉપરના ડિમેટ્રીઅસના યવન આધિપત્ય બાદ તો સૂરસેન પ્રાંત ઉપર પાછુ મિનેન્ડરનું અને તે બાદ શુંગપતિ ભાનુમિત્રનું સ્વામિત્વ થયું હતું. ( જુઓ ત્રીજા પુસ્તકે તેમનું વૃત્તાંત) અને એટલું તો ચોકકસ જ છે કે, એક સમયે એક પ્રદેશ ઉપર બે સત્તાનો અધિકાર ન જ પ્રવર્તી શકે. એટલે સાબિત થાય છે કે, દામોદર બીજાનું રાજ્ય માત્ર કાશ્મિરના પ્રદેશમાં જ હશે. તેનો સમય આપણે અંદાજે ઇ. સ. પૂ. ૨૦૭ થી ૧૭૭=૩૦ વર્ષ ગણી શકીએ. અથવા જાલૌકનું રાજ્ય ઇ. સ. પૂ. ૨૩૭ થી ૧૯૭=૪૦ ગણે અને દામોદરનું ઇ. સ. પૂ.

(૧૨) જુઓ ઉપરમાં નં. ૧૧

(૧૩) જુઓ તેમના વૃત્તાંતમાં

૧૯૭ થી ઇ. સ. પૂ. ૧૬૭ ગણો.

હવે તુર્કી ઓલાદના ત્રણ રાજા વિશે તપાસ કરીએ. ઉપર જે આઠ વાકયો ઉતાર્યાં છે તેમાંના પાંચમાં વાકયમાં સમકાલીન પણે= simultaneously, શબ્દ લખ્યો છે એટલે કે, કેમ જાણે ત્રણે રાજાઓ એક જ સમયે અને એક જ પ્રદેશ ઉપર એક સામટા રાજ્ય કરવા મંડી પડયા હોય; જો કે તેમ કદી પણ બની શકે જ નહીં. છતાં તરંગિણિકાર સત્ય જ વદે છે એમ માની લેઇએ, તો પણ પાછા તેના જ શબ્દોથી પ્રથમ વાકયનો વિરોધ આવે છે. કારણ કે છઠ્ઠા જ વાકયમાં ત્રણે રાજકુમારો = three princes લખે છે; જે ત્રણેનાં નામથી ત્રણ શહેર વસાવ્યાનું જણાવે છે. એટલે કે, ત્રણે જણા થયા છે અને ત્રણેનાં જુદા જુદા શહેર છે. જો એકી જ કાળે રાજગાદી ઉપર હોય તો, કાંતો એક જ સ્થળે ત્રણેનો નિવાસ હોઇ શકે અથવા તો, જુદા જ પ્રદેશ ઉપર તેમની સત્તા જમાવી શકે: પણ એકજ સ્થાન માંતો તેઓ નથીજ, કેમકે ત્રણે શહેર એક બીજાથી થોડે થોડે અંતરે આવી વસેલા છે. તેમ તે નથી જુદા જુદા પ્રદેશમાં, કારણ કે ત્રણે કાશ્મિર દેશમાંજ છે. એટલે એકજ સ્થિતિ સંભવી શકે છે. અને તે એ કે, ત્રણે વ્યકિતઓ એક પછી એક કાશ્મિરપતિ બન્યા હોય અને તેમજ થયાનું સંભવિત છે જે અન્ય ભારતીય ગ્રંથકારોના કથનથી સમજાય છે.

હવે તે ત્રણેનો કાળ વિચારીએ: દામોદર બીજાનો અંત આપણે મોડામાં મોડો ઇ. સ. પૂ. ૧૬૭ માં ગણ્યો છે: જ્યારે રાજા કનિષ્કનો સમય ઇતિહાસકારોના કહેવા પ્રમાણે ઇ. સ. ૭૮ ની આસપાસ થયો ગણાય છે. અને તેણે તે અરસામાં શક સંવતનો પ્રારંભ કર્યો કહેવાય છે. જો આ હકીકત સાચીજ હોય તો રાજા કનિષ્કના રાજ્યની શરૂઆત પણ લગભગ ઇ. સ. ૭૮ ના અરસામાંજ થવી જોઇએ. અથવા બહુ તો (એટલે જો શક સંવતની શરૂઆત, રાજાના આરંભને બદલે, કોઇ દેશની જીત બદલ કે તેના અન્ય ચિરકાળ સ્મરણીય કાર્યની ઇધાણી તરીકે ગણાઇ હોય તો) ઇ. સ. ૭૮ ની પહેલાથી ગણાય. ગમે તેમ પણ ઇ. સ. પૂ. ૧૬૭ માં રાજા દામોદરનું મરણ અને ઇ. સ. ૭૦-૭૮ માં રાજા હુવિષ્કના રાજ્યની શરૂઆત, તે બેની વચ્ચેનું અંતર લગભગ ૨૫૦ વર્ષનું થવા [૧૪] જાય છે. અને તેટલા કાળમાં માત્ર બેજ રાજા—રાજા હવિષ્ક અને રાજા જુસ્ક, (ત્રણમાંના કનિષ્કને બાદ કરતાં જે બે રહ્યા તે) જ કાશ્મિરપતિ બન્યા હોય તેમ માની શકાય નહીં. જો માનો તો દરેકનું રાજ્ય સવાસો સવાસો વર્ષ ચાલ્યું ગણવું પડે. જે તદ્દન અસંભવિત અને બુદ્ધિમાં કેમે કર્યાં ઉતરે તેમ નથી. એટલે એમજ માનવું રહે છે કે, રાજા દામોદર બીજાના મરણ થયા બાદ, કેટલાય કાળ સુધી બીજા રાજાઓ રાજ્ય કરી રહ્યા [૧૫] હોવા જોઇએ. અને તે બાદજ આ તુર્કી ઓલાદના રાજાનું ત્રિક ગાદીપતિ બનવા પામ્યું હશે. પછી આ સમયનો ગાળો જે લગભગ ૧૭૫ વર્ષના ગણાય તેમાં, કાવે તો દામોદરનાજ વંશજો આવ્યા હોય કે અન્ય બીજા [૧૬] કોઇ હોય.

આ બાબતમાં જે બે પક્ષનાં વચન ઉપર આપણે મદાર બાંધી રહયા છે તેમની નિષ્પક્ષતા કે તે હકીકત મેળવવા માટેનાં સાધનની વિપુળતા ઉપર આધાર રાખે છે. આ બે પક્ષમાં એક પુરાણકાર છે ને બીજો રાજતરંગિણિકાર છે.

( ૧૪ ) જુઓ ઉપરમાં ટી. નં. ૧૧.

( ૧૫ ) અને આ હકીકતને પરદેશી પ્રજાના ઇતિહાસમાંથી ટેકો મળે છે. જેને કડફીસીઝ પ્રથમ અને કડફીસીઝ દ્વિતીય વિગેરે કહે છે, તે બધા આ ૧૦૦–૧૨૫ ના ગાળામાંજ થયા હોય એમ દેખાય છે. પુસ્તક ચોથું જુઓ.

પુરાણકારનો સમય ઇ. સ. ૪ થી ૫ સદી ગણાય છે અને રાજતરંગિણિકારનો સમય ઇ. સ. ની બારમી સદી છે. એટલે વિશેષ વિશ્વાસપાત્ર ખબર મેળવવાનું સાધન પુરાણકારનુંજ ગણાય. તેમ બીજી બાજુ પુરાણકારને નિષ્પક્ષ રીતે સમસ્ત ભારત વર્ષની હકીકત રજુ કરવાનું રહે છે, જ્યારે તરંગિણિકારને પોતે માત્ર કાશ્મિરનોજ ઇતિહાસ આલેખતો હોવાથી અને પોતે તેજ પ્રદેશનો વતની હોવાથી કેટલાક અંશે પોતે એક પક્ષકાર થઇ જઇ, બનેલી હકીકતમાં કાંઇ રંગ પુરીને નિવેદન કરવાના આરોપમાં પોતાને ઘસડી લઇ જઇ શકે છે. આ દૃષ્ટિએ પુરાણકારની હકીકત વિશેષ વજનદાર લેખાય: જ્યારે બીજી બાજુ પુરાણકારને આખાય ભારત વર્ષનો ઇતિહાસ લખવાનો હોવાથી, કાશ્મિરની ઝીણી હકીકત તરફ દુર્લક્ષ થઇ જાય અને તરંગિણિકારની નજરમાંથી તેવી વિગતો છટકવા ન પામે. માટે તેનું વિવેચન તે દરજ્જે પ્રમાણભૂત લેખી શકાય. આમ બન્નેની તરફેણમાં તેમજ વિરૂદ્ધમાં વસ્તુઓ ઉભેલી છે. પણ વળી જ્યારે પુરાણકારની હકીકતને — મથુરાના પ્રદેશનો માત્ર યવનોના અને શુંગવંશીના રાજાઓના એમ એકંદરે એના હાથમાંજ અવાર નવાર બદલો થયા કર્યો છે. પણ કોઇ ત્રીજો પક્ષ અસ્તિત્વમાં નહોતો એમ—અન્યદેશના ઇતિહાસથી આધાર મળતો દેખાય છે ત્યારે આપણે તેમના પક્ષમાં ઢળવું રહે છે અને તે આધારે ઉપર પ્રમાણે મેં મારો અનુમાન દોર્યો છે. છતાં મારા તરફથી તો એટલું જ જણાવવાનું કે મારી બુદ્ધિ પ્રમાણે મેં શોધન કરીને માત્ર રજુઆત કરી છે. અને વિશેષ ઉત્સાહી અને સાધન ધરાવતા મુમુક્ષુ વિદ્વાનો તે બાબત આગળ ધપાવવાનું કાર્ય ઉપાડી લેશે એવી ઉમેદ ધરાવું છું.

આ પ્રસંગે એક બીજી વાત પણ જણાવી દેવા ઇચ્છા થાય છે. કાશ્મિરની પાસે જ ખોટાનનો ભાગ છે કે જ્યાંથી તિબેટના દેશમાં જવાય છે. આ ખોટાન પ્રાંત ઉપર પણ મહારાજા પ્રિયદર્શિનની સત્તા હતી અને તેમના વતી તેમનો પુત્ર કુસ્થન[૧૭] તે પ્રાંત ઉપર હકુમત ચલાવતો હતો. આ કુસ્થનના જન્મ વિશે બૌદ્ધ ગ્રંથોમાં જે હકીકત રજુ થયેલ છે તે ઉપરથી સમજાય છે કે, તેનો જન્મ કોઇ પ્રકારની દૈવી પ્રસાદીથી થયો હશે. તેવી જ રીતે રાજતરંગિણિકારે પણ જાલૌકના જન્મ વિશેની હકીકત જણાવી છે કે ભૂતેશની કૃપાથી તેનો જન્મ થયો હતો.[૧૮] તો આ બે નિવેદનમાં કેટલું તથ્યાંસ છે તે પણ શોધન માંગે છે. જો બંને વ્યકિતઓ એકજ હોય તો જાલૌકનું રાજ્ય કાશ્મિર અને ખોટાન તરફ કે તિબેટ તરફ પણ લંબાયું હોય અને તેના વંશજો તે તરફ વિશેષ રહ્યા હોવાથી ત્યાંની રીતભાત અને વ્યવહારમાં ટેવાઇ જઇ, હિંદીઓ કરતાં તેમને ન્યારે પ્રમાણમાં મળતા થઇ જવા જોઇએ. એટલે તેઓ પોતે જ અથવા કદાચ તેમના સહવાસી થયેલા—તુર્કી ઓલાદના જેને આપણે અત્યારે ધારી બેઠા છીએ તેવા—રાજાનું ત્રિક—(હુવિસ્ક જુસ્ક અને કનિષ્ક) હિંદ ઉપર ચડી આવ્યું ગણાય; અને તેથી તે સર્વે આખરે તો કાં જાલૌકના શુદ્ધ વંશજો જ હોવાનું સાબિત થઇ જાય કે પછી તેમનાં વંશજોનું ખોટાન પ્રજાની સાથે મિશ્ર થયેલા લોહીમાંથી ઉત્પન્ન થયેલ નવી પ્રજાના જ[૧૯] સરદારો ગણી જવાય.

ગમે તેમ પણ ઉપરના બન્ને પ્રશ્નો, શાસ્ત્રીય રીતે ઉકેલ માંગે છે જ.

હવે રાજા જાલૌકની રાજનીતિ વિશે બે અક્ષર કહી તેનું પ્રકરણ સમાપ્ત કરીશું. ઉપર ટાંકેલ આઠમા વાકયમાં લખ્યું છે કે, તેના સમય

---

( ૧૬ ) જુઓ ઉપરમાં ટી. નં. ૧૧.

( ૧૭ ) જુઓ ઉપર પૃ. ૩૧૨ ૧૪ અને તેને લગતી ટીકાઓ.

( ૧૮ ) જુઓ ઉપર ટાંકેલાં આઠ વાકયમાંથો સાતમું વાકય.

( ૧૯ ) આ પ્રમાણેજ, કનિષ્ક વિગેરે જે હુણ

સુધી માત્ર સાત અધિકારીઓ જ રાજ્ય ચલાવતા હતા. તેને બદલે હવે અઢાર અમલદારો નીમી, રાજા યુધિષ્ઠિરના રાજ્યે જેવો પ્રજાને સંતોષ મળે એવો કારભાર ચલાવતો હતો, તેવો આ રાજા જાલૌકના અમલે ચાલતો કરવામાં આવ્યો હતો. તેનું મૂળ તેના પિતાએ રોપ્યું હતું. એટલે ધારવામાં આવે છે કે કાં તો આ સાત અમલદારો સર્વ કામોને પહોંચી વળતા નહીં હોય અથવા તો અનેક પ્રકારે લાંચ રૂશ્વત લઇ પ્રજા પીડન અને દમન ચલાવ્યે જતા હશે, એટલે તે પ્રથાને સુધારવાની મહારાજા પ્રિયદર્શિનને જરૂર પડેલી. સાત અધિકારીથી વડે રાજ્ય ચલાવવાની જે પ્રથા માત્ર તે કાળે અને તે સ્થળે વિદ્યમતી હતી, તે રીત કયાંની હશે તે આપણે જાણતા નથી. પણ તે હિંદની રીત નહોતી એમ તો ચોકકસ જ છે. એટલે કાં તો યોન પ્રજાની હોય કે ચીન તરફના ભાગની તે વખતે વસાહત કરી રહેલી yu-chi (યુ-શી) પ્રજાની હોય

## કેટલાક સુધારા

આખા મૌર્યવંશની અને તેમાં યે, સમ્રાટ અશોક વર્ધન અને પ્રિયદર્શિનની ઘણી ઘણી હકીકતો, અનેક પ્રસંગોમાંથી તારવી કાઢવી પડી છે: તેમાંની થોડીક બાબતો જે, વિશેષ અભ્યાસને લઇને કાંઇક સુધારો માંગે છે તે નીચે ઉતારૂં છું.

(૧)

એમ જણાવાયું છે કે રાણી તિષ્યરક્ષિતા સાથેનું કુમાર અશોકનું લગ્ન, તે પોતે ( ઇ. સ. પૂ. ૩૩૦ ) ગાદી પતિ થયો તે પહેલાં થોડા વખત ઉપર થયું હતું તથા પોતાનો રાજ્યાભિષેક થયો તે પહેલાં થોડા માસે તેણીને પટરાણી બનાવીને પાટલિપુત્રે તેડાવી હતી. તથા તેણે આ સમયે જે ધર્મપલટો કર્યો હતો તે પણ તિષ્યરક્ષિતાના રૂપસૌંદર્ય ઉપરના મોહને લઇને હતો.

કુમાર મહેંદ્ર ( રાણી તિષ્યરક્ષિતા પેટે જન્મેલ ) કરતાં કુમાર કુણાલ ( વિદિશા નગરના શ્રેષ્ઠીની વૈસ્ય પુત્રીના પેટે જન્મેલ ) બે વર્ષે મોટો હતો અને તેથી તે કુણાલને યુવરાજ ઠરાવાયો હતો. કુમાર મહેંદ્રનો જન્મ, સિલોનપતિની વંશાવલીના આધારે ઇ. સ. પૂ. ૩૩૨ ઠરાવાયો છે ( જુઓ પૃ. ૨૬૨ ) એટલે કુણાલનો જન્મ ઇ. સ. પૂ. ૩૩૪ ઠરી શકે છે: અને તેથી જ આ બન્ને કુમારની ઉમર અશોક વર્ધનના રાજ્યાભિષેક વખતે તેઓ પાટલિપુત્ર નગરે આવ્યા ત્યારે અનુક્રમે છ અને આઠ વર્ષની હોવાનું સાબિત પણ થઇ જાય છે.

કુમાર મહેંદ્રનો જન્મ જ્યારે ઇ. સ. પૂ. ૩૩૨માં છે ત્યારે તેની માતાનું લગ્ન તો કમમાં કમ ઇ. સ. પૂ. ૩૩૩-૩૪ માં થઇ ગયુ સમજાય: એટલે ઇ. સ. પૂ. ૩૩૦માં અશોક ગાદીપતિ બન્યો તે સમયે તો લગ્નને થઈ ગયાં ત્રણ વર્ષ ઉપરનો સમય વ્યતીત થઇ ગયો હતો.

કુમાર કુણાલનો જન્મ ઇ. સ. પૂ. ૩૩૪ છે. અને તે સંબંધી હકીકત એમ નીકળે છે કે, શ્રેષ્ઠીપુત્રી સાથે લગ્ન કર્યું તે બાદ બીજે જ વર્ષે તેણીએ કુંવરને જન્મ આપ્યો હતો. એટલે તે હિસાબે તેણીનું લગ્ન ઇ. સ. પૂ. ૩૩૫માં થયું હતી.

પ્રજા મનાય છે તેનું બીજ, જાલૌક અથવા કુસ્થનના વંશજો અને ખોટાન-તુર્કસ્તાનની પ્રજાનું મિશ્રણ થઇને બનેલી પ્રજા છે.

જાલૌક સંપ્રતિ પુત્ર હોઇને જૈન હતો: અને તુર્કી પ્રજા પણ જંબુદ્વીપના મધ્યબિંદુ સમાન મેરૂપર્વતની આસપાસ વસનારી પ્રજા તરીકે જૈનજ

આ બંને પ્રજાનું મિશ્રણ થતાં પણ તેમનો ધર્મ મુખ્ય ભાગે જૈનજ હતો. પણ ખરો જૈનધર્મ માત્ર આર્યાવર્તમાંજ પળાઇ રહેલો હોવાથી, આ હુણપ્રજામાં તો ખરા જૈનધર્મને બદલે, માત્ર અંશપ્રમાણ તે ધર્મના તત્ત્વો રહ્યાં હતાં.

કહેવાય.

કુમાર અશોકનો પોતાનો જન્મ ઇ. સ. પૂ. ૩૫૨ માં થયો હોવાનું નીકળે છે ( જુઓ પૃ. ૨૪૯ ) એટલે સૂબાપદે ઇ. સ. પૂ. ૩૩૮માં નીમાતાં ( જુઓ પૃ. ૨૩૪ ) તેની ઉમર વર્ષ ૧૪ ની હોય તે બરાબર સમજાય છે: પણ તે સૂબાપદે આવ્યા બાદ ત્રણ વર્ષે ( ૩૩૮–૩૩૫=૩ વર્ષે ) શ્રેષ્ઠીપુત્રીને પરણે અને તે પહેલાં કોઇ તેને રાણી જ ન હોય તે અસંભવિત ગણાય તેવી સ્થિતિ છે. એટલે કે શ્રેષ્ઠિપુત્રી તે પટરાણી નહીં જ હોય પણ કુમારની માતા થવાથી તેણીને પટરાણી પદે સ્થાપિત કરવામાં આવી હોય તે બનવા જોગ છે ( એટલે એક સિદ્ધાંત એ નીકળ્યો કે, પટરાણી એટલે પ્રથમ પરિણિત રાણી એમ નહીં. પણ યુવરાજ જેણીને પેટે જન્મે તે પટરાણી કહેવાય: અને જ્યાં સુધી યુવરાજનો જન્મ ન થયો હોય ત્યાં સુધી પરણેતરના સમય પ્રમાણે રાણીઓના પદની ગણના કરાતી રહે ) એટલે શ્રેષ્ઠિપુત્રી સાથેનું લગ્ન ઇ. સ. પૂ. ૩૩૫ માં થયા પહેલાં, ત્રણ વર્ષની સૂબાગીરી દરમ્યાન અશોકની જે રાણી હોય તેનું સ્થાન રાણી તિષ્યરક્ષિતાનેજ ( કેમકે બીજી કોઇનું નામ જણાયું નથી) આપવું રહે છે. અને તેમજ બનવા યોગ્ય છે. કેમકે ઉપરમાં જણાવ્યું છે કે તિષ્યરક્ષિતાનું લગ્ન કમમાંકમ ઇ. સ. પૂ. ૩૩૩-૪ હોવું જોઇએ. વળી તેણી પ્રથમથી જ પટરાણી હશેજ (લગ્ન થયાની સમયની ગણત્રીથી) પણ તેણીને સંતાન થયું નહીં હોય, અથવા થયું હોય પણ મરણ પામી ગયું હોય, દરમ્યાન કુમાર અશોકનું લગ્ન શ્રેષ્ઠીપુત્રી સાથે ઇ. સ. પૂ. ૩૩૫ માં થતાં અને તેણીને બીજેજ વર્ષે યુવરાજ સાંપડતાં તેણીને પટરાણી પદે સ્થાપવામાં આવી હોય. એટલે શ્રેષ્ઠીપુત્રીનું માન વધતાં, રાણી તિષ્યરક્ષિતા સ્વરૂપમાં ચઢીયાતી હોઇ, સ્ત્રીજન્ય દ્વેષભાવ ને લીધે, પોતાની શોકય ઉપર તથા તેણીના કુમાર તરફ વધારે ઇર્ષાળુ બની હોય એમ માની શકાય. અને પછી તો બે વર્ષેજ પોતાને પણ કુમાર મહેંદ્રનો જન્મ થતાં વધારે ગર્વિત બની હોય, અને અશોકવર્ધનને ગાદી મળતાં રાજ્યાભિષેક ટાણે સર્વે બાળ બચ્ચાંને ઉજૈનીથી પાટલિપુત્રે બોલાવતાં, સર્વે જાય પણ વૈશ્યપુત્રી ન જઇ શકે (પ્રસુતિનો સમય હતો તેથી, કે બિમાર પડી હતી તેથી કે મરણ પામી હોય તેથી: આ ત્રણમાંથી ગમે તે એક કારણ હતું જ: સંભવ છે કે, પ્રસુતિ થયા બાદ તુરતમાંજ તે મરણ પામી હતી) એટલે રાજ્યાભિષેકની ક્રિયા વખતે તિષ્યરક્ષિતાને માથેજ પટરાણીનો મુકુટ મૂકાયો હોય અને તેણી તે સમયથી તે પદેજ સ્થાપિત થઇ ચૂકી હોય.

આખા કથનનો સાર એ છે કે, તિષ્યરક્ષિતાનું લગ્ન ઇ. સ. પૂ. ૩૩૮–૭ માંજ જેવો કુમાર અશોક સુબાપદે નિયત થયો કે તુરતમાંજ થયું હતું એમ સમજવું. તે બાદ સૂબાગીરીના સત્તાકાળ દરમ્યાન બે અઢી વર્ષે શ્રેષ્ઠીપુત્રી સાથે લગ્ન ઇ. સ. પૂ. ૩૩૫ માં થયું: તેણીને કુમાર કુણાલનો જન્મ ઇ. સ. પૂ. ૩૩૪ માં થયો. અને તે બાદ બે વર્ષે રાણી તિષ્યરક્ષિતાએ ઇ. સ. પૂ. ૩૩૨માં મહેન્દ્રકુમારને જન્મ આપ્યો: આ બન્ને કુમારોની ઉમર જ્યારે અશોકનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૩૨૬માં થયો ત્યારે અનુક્રમે આઠ અને છ વર્ષનીજ હતી. અને હવેથી રાણી તિષ્યરક્ષિતા પટરાણી બની ગણાય.

( ૨ )

સમ્રાટ પ્રિયદર્શિનની રાણી ચારૂવાકીનાં બે સંતાન: એક કુમાર તિવર અને બીજી કુંવરી ચારૂમતી. આ બેમાંથી કોણ મોટું તેનો ઉલ્લેખ નથી મળતો પણ કુંવરી ચારૂમતીને દેવપાળ સાથે પરણાવવામાં આવી હતી એટલું તો ચોકકસ છેજ.

સમ્રાટ પ્રિયદર્શિન જ્યારે પોતાના રાજ્યાભિષેક બાદ ૧૪ મે વર્ષે (ઇ. સ. પૂ. ૨૭૬માં) પ્રથમ

વાર નેપાળ ગયો હતો ત્યારે દેવપાળને ત્યાંનો શાસક નીમ્યો હતો અને ફરીથી બીજીવાર ઇ. સ. પૂ. ૨૭૦માં (રાજ્યાભિષેક બાદ ૨૦ મે વર્ષે) ત્યાં ગયો ત્યારે કુંવરી ચારૂમતીને પોતાની સાથે લઇ ગયો હતો. ફલીતાર્થ એ થયો કે ઇ. સ. પૂ. ૨૭૦માં કુંવરી ચારૂમતીનું લગ્ન થઇ ગયું હતુંજ. ઇ. સ. પૂ. ૨૭૬માં થઇ ગયું હતું કે કુંવારીજ હતી અને માત્ર સગપણ જ થયું હતું તે જણાયું નથી. બાકી તે સમયે દેવપાળ સાથે સંબંધ જોડાઇ ગયો હતો, નહિ તો જમાઇ દેવપાળ લખાત નહીં. એટલે મોડામાં મોડું લગ્ન ઇ. સ. પૂ. ૨૭૦માં થયું ગણાશે અને તે વખતે તેણીની ઉમર ચૌદ વર્ષની જ ગણો, તોયે તેણીનો જન્મ ઇ. સ. પૂ. ૨૮૪ માં આવશે. એટલે તેણીની માતા ચારૂવાકીનું લગ્ન મોડામાં મોડું ઇ. સ. પૂ. ૨૮૩ કે ૨૮૨ માં સમ્રાટ પ્રિયદર્શિન વેરે થયું કહેવાશે. અને સમ્રાટ પ્રિયદર્શિનની કલિંગ દેશ ઉપરની જીત તો રાજ્યાભિષેક બાદ ૯ મે વર્ષે=ઇ, સ. પૂ. ૨૮૧ માં છે એટલે કે ચારૂવાકી સાથેના લગ્ન પછીથી પણ દોઢ બે વરસ બાદ કલિંગની જીત છેઃ જેથી કલિંગની જીતના પરિણામે અંધ્રપતિની જે કુંવરી સાથે પ્રિયદર્શિનના લગ્ન થયાં છે, તે ચારૂવાકી હોઇ ન શકે; એટલે પૃ. ૨૯૬ ઉપર જે નં. ૨ અને નં. ૩ ની રાણી જુદી ગણાવી છે તે બરાબર સમજવું. જ્યારે તેજ પૃષ્ઠ ઉપર ટી. નં. ૪૨ ના લખાણની કલ્પના ખોટી છે એમ ગણવું; મતલબ કે કુંવર તિવર અને કુંવરી ચારૂમતી તે અંધ્રપતિના દૌહિત્રા નથી જ; અથવા દૌહિત્રા હોય તો રાણી ચારૂવાકી તે આગળના અંધ્રપતિની દુહિતા હોઇ શકે; છતાં એક અન્ય સ્થિતિ હજુ કલ્પી શકાય તેવી છે. ( જુઓ આ નીચે કુમાર તિવરની હકીકત. )

( ૩ )

કુમાર તિવરઃ—અલ્હાબાદ—કૌશાંબીના સ્તંભલેખ ઉપરથી જણાય છે કે, સમ્રાટ પ્રિયદર્શિનની રાણી ચારૂવાકીના પેટે કુંવર તિવર અને કુંવરી ચારૂમતી જન્મ્યાં હતાં. સ્તંભલેખના સ્થાન ઉપરથી એમ અનુમાન બાંધ્યો હતો કે તે સ્થાન સાથે આ રાજકુટુંબનો સંબંધ હોય, પણ કયા પ્રકારનો હોય તેનો વિચાર છોડી દીધો છે. જ્યારે પૃ. ૨૯૬ ટી. નં. ૪૨ થી ચારૂવાકીને અંધ્રપતિની પુત્રી હોવાનું કલ્પ્યું છે. પણ તે અનુમાનને ઉપરની દલીલ એથી પાછી અસંભવિત ઠરાવી છે.

બીજી બાજુ પ્રિયદર્શિને જે M. R. E. ( નાના ખડકલેખ ) કે R. E. ( મોટા ખડકલેખ ) ઉભા કરાવ્યા છે તેનાં કારણ અને સ્થાનની ચર્ચા કરતાં આપણે એમ ઠરાવ્યું છે કે, જે ઉપર હાથીની નિશાનીઓ નથી તે સર્વ સ્થાન તેનાં રાજકુટુંબીનાં મૃત્યુસ્થાનો છે. તેવા પ્રત્યેકની ચર્ચા કરીને તે કોનું કોનું મૃત્યુસ્થાન હોઇ શકે તે પણ બતાવી આપ્યું છે. તેમાં માત્ર બે સ્થાન જ એવાં છે કે જે માટે નિશ્ચય બંધાયો નથી. તેમાંનું એક પંજાબમાં આવેલું છે ( પછી તે શાહબાઝગ્રહી હોય કે મંશેરા હોય ) અને બીજું નીઝામી હૈદ્રાબાદ રાજ્યે આવેલું મસ્કીવાળું સ્થળ છે. તેમાં પણ પંજાબના સ્થળ માટે તો અશોકના ભાઇ અને કુમાર કુણાલના સંરક્ષક માધવસિંહ ઉર્ફે તિષ્યની હકીકતની સંભાવના કલ્પી શકાય તેવી હોવાથી જણાવી દીધી છે ( જુઓ પૃ. ૩૬૬ અને ૩૬૭) એટલે પછી રહ્યો સવાલ માત્ર મસ્કીનો જઃ અને તે સ્થાન કુમાર તિવરનું મૃત્યુસ્થાન હોવા સંભવે છે.

કુમાર તિવર યુવરાજ હતો કે તેનો આઘો પાછો નંબર હતો તે જણાયું તો નથી જ. કદાચ યુવરાજ હોય પણ વિધિસર તે પદે તેની સ્થાપના નહોતી થઇ. ( જુઓ પૃ. ૨૯૬ ટી. ૪૧ ) પણ તે રાજકારણમાં ભાગ લેવા જેવો

થયા પૂર્વે મરણ પામ્યો હોય એમ તો અલ્હાબાદના સ્તંભલેખ ઉપરથી સમજાય છે: નહીં તો તે લેખમાંજ તેવા શબ્દ તેના નામની સાથે લખવામાં આવત. તેમ વળી તે સ્તંભલેખ ઉભો કરવામાં આવ્યો હોય (રાજ્યાભિષેક બાદ ૨૬ વર્ષે =ઈ. સ. પૂ. ૨૬૪) તે પૂર્વેજ મરણ પામ્યો દેખાય છે. સમ્રાટ અશોકનું મરણ ઈ. સ. પૂ. ૨૭૧ માં છે. એટલે કે અલ્હાબાદનો સ્તંભલેખ ઉભો કરાવાયો તેની આગળ સાત વર્ષે થયું છે. અહીં બે સ્થિતિની સરમાણી કરવી પડે છે. સ્તંભલેખમાં રાણી, કુમાર અને કુંવરીનાં નામ સ્પષ્ટ પણે લખ્યાં છે, જ્યારે મસ્કિના લેખમાં **अशोकस्स** શબ્દ લખીને કેટલીક જગ્યા ખાલી રહેવા દીધી છે: તેમજ બન્નેની કોતરાવનાર તો એકજ વ્યકિત છે. તો પછી આવો ભેદ રાખવાનું કારણ શું? કારણ વિચારતાં એમ અનુમાન કરવું પડે છે કે, અશોકની હૈયાતિમાં જ મસ્કિનો લેખ ઉભો કરાવાયો હશે અને પોતાનો પુત્ર ત્યાં મરણ પામ્યો છે એમ લખવાને બદલે પોતાના દાદાનુંજ નામ લખી, પાછળ **नप्ता** (તેના પ્રપૌત્ર) શબ્દ લખાય તેટલી જગ્યા ખાલી રાખી, પ્રિયદર્શિને પોતાનું શરમાળપણું અને પિતામહ પ્રત્યે પોતાની પૂજ્યબુદ્ધિ દર્શાવ્યાં છે. જ્યારે અલ્હાબાદ સ્તંભ ઉભો કરવાના સમયે, સમ્રાટ અશોક મરણ પામેલ હોવાથી, પોતાના ઘરાણાંનાં નામ ઠામ પણ લખાવ્યાં છે. ( સરખાવો ઉપરમાં સુદર્શન તળાવના પરિશિષ્ટમાં આપેલી નં. ૧ ની દલીલનો છેવટનો ભાગ) આ સ્થિતિ વ્યાજબી હોય તો કુમારનું મરણ ઈ. સ. પૂ. ૨૭૦ આસપાસ કે તે પહેલાં નીપજ્યું હોવાનું લેખાય.

પછી સવાલ એ થાય છે કે, ત્યાં તે કેમ ગયો હશે? લડાઈ કરવા, કોઈ બળવો સમાવવા કે સગુંવહાલું હોય અને ત્યાં સ્વભાવિક આનંદ ખાતરજ ગયો હશે. મરણ સમયે તેની ઉમર નાની હતી એટલે કોઈ બીજી કલ્પના કરતાં તો ત્યાં સગાં વહાલાંને મળવા નિમિત્તે જવું પડયું હોય તેજ હજુ યુકિતસરનું ગણાય. તો વળી પ્રશ્ન ઉઠે છે કે, ત્યાં શું સગું હોય! ઉપર નં. ૨ માં તેનું મોસાળ તે સ્થાને હોવાનું અશક્ય બતાવ્યું છે. એટલે એક સ્થિતિજ કલ્પવી રહે છે કે, ત્યાં તેનું મોસાળ તો હશેજ, પણ રાણી ચારૂવાકીનું (કુમાર તિવરની જનેતાનું) લગ્ન પ્રિયદર્શિન વેરે કલિંગ દેશની જીત ઈ. સ. પૂ. ૨૮૧ માં થઈ તે પૂર્વે થઈ ગયું છે. જ્યારે કલિંગ દેશની જીત બાદ જો અંધ્રપતિની કુંવરી પ્રિયદર્શિન વેરે દેવાઈ હોય તો વળી બીજીજ કુંવરી હોવી જોઈએ. એટલે કે ચારૂવાકી તે પણ અંધ્રપતિની દીકરી તો ખરીજ; પણ છઠ્ઠા અંધ્રપતિની બહેન હોય, જ્યારે કલિંગની જીત પછી જે કુંવરીને પ્રિયદર્શિન પરણ્યો છે તે સાતમા અંધ્રપતિની બહેન હોય. આ સર્વ કલ્પના છે; સાચું શું હશે તે તો અન્ય ઘટનાઓ મળી આવતાં નિર્ણય બંધાય ત્યારે ખરૂં. બાકી પ્રિયદર્શિને જીતેલા મુલકના રાજકર્તાઓની અનેક પુત્રીઓ સાથે લગ્ન કર્યાં હતાં તે હકીકત ધ્યાનમાં લેતાં, ઉપર અનુમાન દોરેલી સ્થિતિ કાંઈ સત્યથી વેગળી હોવાનું બનવા જોગ નથી.

( ૪ )

કુમાર તિવરનું મરણ કુદરતી સંજોગમાં અને નાની ઉમરમાંજ થયું છે (જુઓ ઉપરની નં ૩ દલીલ) એટલે બળવો સમાવવા જતાં કે કોઈ લડાઈ પ્રસંગમાં તેનું મરણ થયું હોય, તે કલ્પનાજ કાઢી નાંખવી પડે છે. એટલે પૃ. ૩૧૧ માં વર્ણવેલ પ્રિયદર્શિન રાજાએ બળવો થયાનું લખાણ તથા તેને લગતી ટી. નં. ૧૧૨ માં લખ્યા પ્રમાણે તે આખો પારા રદ થયેલોજ ગણવો રહે છે.

( ૫ )

પૃ. ૨૯૯ ઉપર જણાવાયું છે કે, પ્રિયદર્શિનની જનેતા, તેના નાના સહોદરના જન્મ પછી તુરતમાંજ મરણ પામી હતી, જ્યારે પૃ. ૩૨૯

ઉપર જણાવાયું છે કે તે પોતાની જનેતાને વંદન કરવા અને આશિર્વાદ મેળવવા ગયો હતો. આ પાછલી સ્થિતિજ વ્યાજબી છે. અને તે પ્રમાણે સુધારો કરી લેવા વિનંતિ છે પૃ. ૨૮૯ ઉપરની સ્થિતિ એ મુદ્દાએ લખાઇ ગઇ લાગે છે કે તેનું વર્ણન લખતી વખતે પ્રિયદર્શિનને સ્થાને તેના પિતા કુણાલનીજ કલ્પના મગજમાં રમી રહી હશે. અને એટલું તો ખરૂંજ છે કે કુમાર કુણાલની માતા (વિદિશા નગરની શ્રેષ્ઠિની પુત્રી) તેના લઘુ સહોદરના જન્મ બાદ (જેને આપણે કુમાર દશરથનો પિતા હોવાનું સાબિત કર્યું છે) તુરતમાંજ મરણ પામી હતી. અને તે કારણને લીધે, અશોક વર્ધને પોતાના રાજ્યાભિષેક ઉપર પાટલિપુત્રમાં સર્વ બાળબચ્ચાંને તેડાવ્યાં હતાં છતાં તે પોતે જઇ શકી નહોતી. (આ થયેલ સ્ખલના માટે વાચકની ક્ષમા ચાહું છું)

( ૬ )

વેધશાળા :– પૃ. ૩૫૦ ટી. ૮૭ માં જણાવ્યું છે કે, સમ્રાટ પ્રિયદર્શિનેજ એટલે કે ઇ. સ. પૂ. ૨૮૦ આસપાસ વેધશાળા ઉજૈનીમાં ઉભી કરી હશે. જ્યારે પૃ. ૩૦૩ ટી. ૭૧ માં એમ હકીકત જણાવી છે કે વરાહમિહિર અને તેમના વડીલ બંધુ શ્રી ભદ્રબાહુ સ્વામીના સમયે (ચંદ્રગુપ્ત મૌર્યવંશના રાજ્યે ઇ, સ. પૂ. ૩૭૨) વેધશાળાઓ હતીજ; અને કદાચ તે પૂર્વે પણ હોય; તો આ બેમાં કઇ સ્થિતિ વાસ્તવિક હોઇ શકે તે તપાસવું રહે છે.

પૃ. ૩૫૦ ની હકીકત જે પુસ્તકના આધારે જણાવાઈ છે તેના લેખકે કોઇ સાક્ષી કે પુરાવો આપ્યો નથી. પણ મેં એટલા માટે દાખલ કરી છે કે, વાચકને વિચારવાનું એક ક્ષેત્ર ઉભુ થાય; અને બીજું એમ પણ કારણ હતું કે, સમ્રાટ પ્રિયદર્શિને જ્યારે અનેક દેશીય સુધારા—દરેકે દરેક ક્ષેત્રમાં, ચાહે તો રાજકીય, સામાજીક–કે વ્યવહારિક એમ હરેક ક્ષેત્રમાં–વધારા કર્યે રાખ્યા છે અને ટંકશાળ સ્થાપીને સિક્કા પણ પાડવાનું શરૂ કર્યું છે તો પછી કાં પોતાના રાજપાટ એવા ઉજૈનીથી વેધશાળાના માપની (અક્ષાંશ–રેખાંશ ગણવાની) પદ્ધતિ દાખલ ન કરી હોય? અને જેમ તે સમયના સાર્વભૌમ ચક્રવર્તી સમ્રાટ પ્રિયદર્શિને પોતાના પાટનગરથી તે ગણત્રી કરવાનું ઠરાવ્યું હોય, તેમ વર્તમાનકાળની સાર્વભૌમ સત્તાએ–નામદાર બ્રિટિશ સરકારે-પણ પોતાના પાટનગર લંડનની પાસેના ગ્રીનીચથી તેવી ગણત્રી કરવાનું અનુકરણ કાં ન કર્યું હોય? આવા આવા ખ્યાલથી તે લેખકના વિચારને મેં પુષ્ટિ આપી હતી. પણ કલ્પના કરતાં મૌજુદ સાક્ષીઓ વધારે બળવાન પુરાવા કહી શકાય છે. એટલે જ્યારે પ્રિયદર્શિનના સમય પહેલાં પણ સમ્રાટ ચંદ્રગુપ્તના સમયે–વેધશાળાની હૈયાતિના પુરાવા મળે છે, તેમ વળી હવે તો તે હકીકતને ઇ. સ. પૂ. ૩૭૨ ની પણ અગાઉની એટલે કે ઇ. સ. પૂ. પાંચમી છઠ્ઠી સદીના સિકકાઓની સાક્ષીથી સમર્થન મળે છે, (જુઓ સિકકા ચિત્રો નં. ૨૭ થી ૩૨=તે બે એ સિકકામાં વેધશાળા દર્શાવતું ક્રોસ અને બોલનું ચિહ્ન છે) ત્યારે તે સ્થિતિને અચુક અને



પ્રમાણીક તરીકેજ લેખવી રહે છે. મતલબ કે વેધશાળા જેવી સંસ્થાઓ અને તેના નિષ્ણાતો હિંદ દેશમાં ઇ. સ. પૂ. છઠ્ઠી સદીમાં હતાજ અને તેમની ગણત્રીનું મુખ્ય સ્થાન ઉજૈનીમાં હતું; કે જે પ્રદેશ ઉપર અવંતિપતિની રાજહકુમત ચાલતી હતી.

# વંશાવળી



પુસ્તકમાંની અને અહીં આપેલી સાલોમાં જ્યાં ફેર પડે ત્યાં સંશોધન માગે છે એમ સમજી લેવું

## મૌર્યવંશ–મગધપતિ

| | ઇ. સ. પૂ. | ઇ. સ. પૂ. | કેટલાં વર્ષ | મ. સં. | મ. સં. |
|---|---|---|---|---|---|
| ચંદ્રગુપ્ત { રાજા | ૩૮૧ | ૩૭૩ | ૮ | ૧૪૬ | ૧૫૪ |
| ચંદ્રગુપ્ત { સમ્રાટ | ૩૭૩ | ૩૫૮ | ૧૬ | ૧૫૪ | ૧૬૯ |
| બિંદુસાર | ૩૫૮ | ૩૩૦ | ૨૮ | ૧૬૯ | ૧૯૭ |
| અશોકવર્ધન | ૩૩૦ | ૨૮૯ | ૪૧ | ૧૯૭ | ૨૩૭ |
| પ્રિયદર્શિન: સંપ્રતિ | ૨૮૯ | ૨૩૫ | ૫૪ | ૨૩૭ | ૨૯૧ |
| વૃષભસેન | ૨૩૫ | ૨૨૬ | ૯ | ૨૯૧ | ૩૦૦ |
| દેવવર્મન | ૨૨૬ | ૨૧૯ | ૭ | ૩૦૦ | ૩૦૭ |
| પુષ્યધર્મા | ૨૧૯ | ૨૧૩ | ૭ | ૩૦૭ | ૩૧૪ |
| શતધન્વા | ૨૧૩ | ૨૦૬ | ૭ | ૩૧૪ | ૩૨૧ |
| બૃહદ્રથ | ૨૦૬ | ૨૦૪ | ૨ | ૩૨૧ | ૩૨૩ |
| | | એકંદર વર્ષ | ૧૭૮ | | |

આખો મૌર્યવંશ ૧૭૭ વર્ષ ચાલ્યો છે. અને મગધપતિ તરીકે તેમનો સત્તાકાળ પ્રથમના આઠ વર્ષ ચંદ્રગુપ્તના અજ્ઞાત પ્રદેશના રાજવી તરીકેના બાદ કરી બાકીના ૧૭૦ વર્ષનો ગણવો રહે છે.

ઈ. સ. પૂ. વચ્ચેના અને મ. સં. ની વચ્ચેના ગણત્રીના આંકનો મેળ બરાબર બેસતો દેખાશે–નહીં તેનાં બે કારણ (૧) ઇ. સ. પૂ. ની ગણત્રીમાં જ્યારે છેલ્લા ત્રણ માસ હોય છે અને મ. સં. ની પ્રથમના ત્રણ માસ હોય છે ત્યારે એકકે આંકનો ફેર પડી જાય છે. જુઓ પૃ. ૧૩૭ ટી. નં. ૧૫ (૨) એક રાજાએ ૨૩ વર્ષ ઉપર બે ત્રણ માસ રાજ્ય કર્યું હોય તોપણ તેને માટે ૨૪ વર્ષ લખવું રહે, અને બીજાએ પંદર વર્ષ ઉપર ચાર માસ રાજ્ય કર્યું હોય તોપણ તેને માટે ૨૪ વર્ષ લખવું રહે, અને બીજાએ પંદર વર્ષ ઉપર ચાર માસ રાજ્ય કર્યું હોય તો તેને માટે ૧૬ વર્ષ લખાય, જ્યારે બન્નેનો એકત્રિત સમય તો ૩૮ વર્ષને ૭ માસ થાય છતાં આંકડામાં તો ૨૪ અને ૧૬ = ૪૦ વર્ષ લખવા પડે, મતલબ કે લખવાની પદ્ધતિનો દોષ છે. જુઓ પૃ. ૧૪૭ ટી. નં. ૫૫.

# સિલોનપતિઓ

( આપણા ભારતના ઇતિહાસને લગતી આ વંશાવળી નથી. પણ ભારતીય ઇતિહાસના બનાવોની સાલ ગોઠવવાને તેની મદદ ઉપયોગી છે તેમજ આવી વંશાવળી કવચિત નજરે પડે છે એટલે જ્ઞાનની ખાતર તેને દાખલ કરી છે. )

| | ઇ. સ. પૂ. | ઇ. સ. પૂ. | કેટલાં વર્ષ | મ. સં. | મ. સં. |
|---|---|---|---|---|---|
| વિજય | ૫૨૦ | ૪૮૨ | ૩૮ | ૬ | ૪૪ |
| ગાળો ( ગેરવ્યવસ્થા ) | ૪૮૨ | ૪૮૧ | ૧ | ૪૪ | ૪૫ |
| પાંડુવાસ | ૪૮૧ | ૪૫૧ | ૩૦ | ૪૫ | ૭૫ |
| અભય | ૪૫૧ | ૪૩૧ | ૨૦ | ૭૫ | ૯૫ |
| પંડુકક ( લુંટારો ) | ૪૩૧ | ૩૬૬ | ૬૫ | ૯૫ | ૧૬૦ |
| મુટાસીવ | ૩૬૬ | ૩૦૯ | ૫૭ | ૧૬૦ | ૨૧૭ |
| અજ્ઞાન રાજા(ગેરવ્યવસ્થા) | ૩૦૦ | ૩૦૩ | ૬ | ૨૧૭ | ૨૨૩ |
| તિસ્સા | ૩૦૩ | ૨૬૩ | ૪૦ | ૨૨૩ | ૨૬૩ |
| ઉત્તિય | ૨૬૩ | ૨૫૩ | ૧૦ | ૨૬૩ | ૨૭૩ |

# સમયાવળી.

**સમજૂતિ:—**

( ૧ ) દરેક બનાવનું વર્ણન કયા પાને છે તે બતાવવા તેનો આંક સાથે આપ્યો છે.

( ૨ ) જ્યાં એકજ બનાવની બે સાલ માલૂમ પડી છે, ત્યાં જે વિશેષ માનનીય લાગી તે અહીં જણાવી છે. અને શંકાશીલ લાગી તેને કૌંસમાં મૂકી છે. કૌંસમાં બે જાતના અક્ષરો છે. બ્લેકમાં છે તે સમયસૂચક છે અને સાદા છે તે પૃષ્ઠસૂચક છે.

( ૩ ) જેની સાલ માત્ર અંદાજી ગણી કાઢીને ગોઠવી છે તે માટે (?) આવી નિશાની મુકી છે.

( ૪ ) કૌંસમાં જે આંક હોય તો તે ટીકાનું પૃષ્ઠ સમજવું, અને કૌંસ વિના હોય તો મૂળ વાંચનનું પૃષ્ઠ સમજવું.

| ઈ. સ. પૂ. | મ. સં. પૂ. | બનેલ બનાવ તથા તેનું સ્થાન. |
|---|---|---|
| ૩૨૦૧ | | કલિયુગ સંવતની આદી ( ૩૮૯ ). |
| ૩૧૭૬ | | લૌકિક સંવતની આદી ( ૩૮૯ ) ( લૌકિક સંવત = યુધિષ્ઠિર સંવત ). |
| ૧૦-૧૧ સદી; | પાંચમી સદી; | શ્રુતિકારનો સમય ૫. |
| ૯ | | હિંસક કાર્યોનો સમય ૫. |
| ૮૭૭ | ચોથી સદી | પાર્શ્વ જન્મ ૪. |
| ૮૪૭ | ત્રીજી સદી | પાર્શ્વ દીક્ષા ૪. |
| ૭૭૭ | ત્રીજી સદી | પાર્શ્વ નિર્વાણ ૪. |
| ૬૬૮ | બીજી સદી | સિંહલદ્વીપમાં રાજા અંજનના સંવતની આદિ ૮. |
| ૬૦૦ | ૭૪ | ગૌતમબુદ્ધનો જન્મ ૯. |
| ૫૯૮ | ૭૨ | મહાવીર જન્મ ૯. |
| ૫૬૮ | ૪૨ | મહાવીર દીક્ષા ૯ ( **૫૬૯ : ૧૮૬** ). |
| ૫૭૧ | ૪૪ | બુદ્ધદેવે દીક્ષા લીધી ૯, ૧૦. |
| ૫૭૧ થી ૫૬૪ | ૪૪ થી ૩૭ | બુદ્ધદેવે પર્યટન કર્યા કર્યું ૧૦. |
| ૫૬૪ | ૩૭ | બુદ્ધદેવે મગધપતિ બિંબિસારને બૌદ્ધધર્મી બનાવ્યો ૧૧. |
| ૫૬૪ (બાદ) | ૩૭ (બાદ) | બુદ્ધદેવે પોતાનાં સંસારી માતાને બૌદ્ધધર્મમાં જોડયાં ૯, ૧૧. |
| ૫૫૬ | ૩૦. | મહાવીરને કૈવલજ્ઞાનની પ્રાપ્તિ, ૯, ૧૯, ૯૫. |
| ૫૪૪-૩ | ૧૬ | બુદ્ધનિર્વાણ-જ્ઞાનપ્રાપ્તિ, ૯, ૧૦, ૧૪૩, ( ૧૪૩ ), ૧૪૭, ૨૫૭, ( **૫૪૧** ; ૧૫, ૧૯ ). |
| ૫૨૮ (મે) | ૨ | રાજા અજાતશત્રુનો રાજ્યાભિષેક ૯. |
| ૫૨૭ (નવેંબર) | ૦ | મહાવીર નિર્વાણ ૮, (૯), ૯, ૧૪૩ (**૫૨૬**, ૮). |
| ૫૨૩ | મ. સં. ૪ | અવસર્પિણિના પાંચમા આરાનો પ્રારંભ, ૧૮૬. |

| | | |
|---|---|---|
| ૫૨૩ થી ૪૬૭ | ૪ થી ૬૦ | શત્રુંજય પર્વત બાર યોજન પ્રમાણુ હતો: ઢંકગિરિ અને આણુંદગિરિ નામનાં શિખરો, મૂળ પર્વતથી છૂટાં પડી ગયાં હતાં. |
| ૫૨૦ (મે) | ૭ | બુદ્ધદેવનું પરિનિર્વાણુ, ૯, ૧૫, ૧૪૭. |
| ૫૨૦ | ૭ | સિલોનપતિ રાજા વિજય ( ૫૨૦ થી ૪૮૨ = ૩૮ વર્ષ ) (૨૬૪). |
| પાંચમી છઠ્ઠી સદી | પહેલી બીજી સદી | પંચ કરેલ સિક્કાનો સમય ૭૭ |
| ૪૮૨ | ૪૫ | સિલોનપતિ રાજા વિજયનું મરણુ (૨૬૪). |
| ૪૮૨થી ૪૮૧ | ૪૫થી ૪૬ | એક વર્ષ સિલોનમાં ગેરવ્યવસ્થા—અંધેર (૨૬૪). |
| ૪૮૧ | ૪૬ | સિલોનપતિ રાજા પાંડુવાસ ગાદીએ બેઠો ( ૪૮૧ થી ૪૫૧=૩૦ વર્ષ) (૨૬૪). |
| ૪૭૨ | ૫૫ | નંદ પહેલો મગધપતિ થયો. ૧૪૨. |
| ૪૬૭ | ૬૦ | લેખનની જરૂરિયાત ઉભી થઇ. ૩૧ (**૪૪૫** : ૨૯); સિક્કાઓ ઉપર અક્ષરોનું દર્શન થવા માંડયું: નંદિવર્ધનની સત્તા ઉજ્જૈન ઉપર થઈ. ૮૩: અવંતિનો પ્રદેશ મગધ સામ્રાજ્યનું અંગ બન્યો ( ૧૪૪ ). |
| ૪૬૩ | ૬૪ | શ્રી. મહાવીરની બીજી પાટે થયેલ આચાર્ય જંબુનું મોક્ષગમન, ૧૮૬: મગધ-દેશમાં મોટો દુકાળ પડયો ૧૮૬: હાથીગુંફામાં વર્ણવાયલી નહેર બંધાઇ. ૧૮૬. ( નહેર બંધાવ્યાનો પ્રથમમાં પ્રથમ દૃષ્ટાંત ) ( **૪૬૨** : ૩૦ ) શ્રુતજ્ઞાનની ક્ષતિ ( ૧૮૭ ). |
| ૪૫૧ | ૪૬ | સિલોનપતિ રાજા અભયનું ગાદીએ બેસવું. (૪૫૧ થી ૪૩૧=૨૦ વર્ષ) (૨૬૪). |
| ૪૪૭ | ૮૦ | જૈનાચાર્ય રત્નપ્રભસૂરિએ લાખો જૈનો બનાવી, ઓશિયા નગરીની સ્થાપના કરી. ૧૭૬. |
| ૪૪૫ | ૮૨ | બૌદ્ધ ધર્મનું બીજું સંમેલન ૨૯ : યુધિષ્ઠિર સંવત બંધ પડી કલિયુગ સંવત્સર દાખલ થયો તે પણુ આ અરસામાંજ સમજવો. |
| ૪૨૪ | ૧૦૩ | મગધદેશની નહેર, ચક્રવર્તી ખારવેલે, કલિંગ દેશમાં લંબાવી—૩૦ |
| પાંચમી ચોથી સદી | બીજી ત્રીજી સદી | ઢાળેલ સિક્કાનો સમય : ૭૭ |
| ૪૩૨ | ૯૫ | પં. ચાણુકયનો જન્મ ( ૨૧૮ ) ( ૨૨૦ ) [ **૪૨૯** ( ૨૧૮ ) ] |
| ૪૩૧ | ૯૬ | સિલોનમાં પંકુડક લુંટારાનું રાજ્ય થયું ( ૪૩૧ થી ૩૩૬ = ૬૫ વર્ષ ) ( ૨૬૪ ) |
| ૪૨૮ થી ૪૧૫ | ૯૯ થી ૧૧૩ | નંદ ત્રીજાથી નંદ આઠમા સુધીના છ મગધપતિનો રાજ્યકાળ. |
| ?૪૨૦ | ૧૦૭ | દક્ષિણુ હિંદમાં, કોલ્હાપુર રાજ્યવાળા પ્રદેશમાં, ધુટુકાનંદ અને મૂળાનંદનો સમય ૧૦૫. |
| ૪૧૭ | ૧૧૦ | આઠમો નંદ—બૃહસ્પતિમિત્રનો રાજ્યકાળ ( ૪૧૭ થી ૪૧૫ = ૨ વર્ષ ) ૮૫. |
| ૪૧૬ | ૧૧૧ | ખારવેલે હાથીગુંફાનો લેખ કોતરાવ્યો તથા પુસ્તકો લખાવ્યાં. ૩૧ ( **૪૧૨** ): |
| ૪૧૫ | ૧૧૨ | નવમા નંદનો સત્તાકાળ, ( ૪૧૫ થી ૩૭૨ = ૪૩ વર્ષ ) ૮૩, ૯૭ |

| | | |
|---|---|---|
| ૪૦૭ | ૧૨૦ | સ્થૂળભદ્ર ( શ્રી મહાવીરની પાટે સાતમા પદધર ) નો જન્મ ( ૧૪૫ ) |
| ૪૦૫ | ૧૨૨ | મહાનંદે પંજાબ જીત્યો. ( ૧૫૨ ) |
| ૩૯૭ | ૧૩૦ | મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તનો જન્મ, ૧૫૩, ૧૫૪ ( ૧૨૯ ) |
| ૩૯૫ થી ૩૭૦ | ૧૩૨ થી ૧૫૭ | નાલંદામાં વિદ્યાપીઠની સ્થાપના, પાણિનિનું વ્યાકરણ વિગેરે સામાજીક સુધારા આ પચીસ વર્ષના ગાળામાં થયા છે. ૨૯ |
| ૩૮૬ | ૧૪૧ | અંધ્રપતિ બીજો, ગૌતમીપુત્ર યજ્ઞશ્રી, ( રાણી નાગનિકાનો પતિ ) નો અમલ ચાલુ હતો ૧૧૫ ( સિક્કો–નં. ૬૯ ) : શ્રી ભદ્રબાહુના લઘુબંધુ વરાહમિહિરજીની દીક્ષા સંભવે છે ( ૩૦૩ ) તેમનો સમય ( ૩૬ ) |
| ૩૮૧(નવેંબર) | ૧૪૬ | મૌર્યવંશની સ્થાપના, ૧૩૭ : ચંદ્રગુપ્ત રાજાનું ગાદીએ બેસવું (૩૮૧ થી ૩૫૮=૨૩II વર્ષ ) ૧૪૩, ૧૪૬, ( ૧૫૧ ) : |
| ૩૭૭ | ૧૫૦ | નવમા નંદના મહામંત્રી શકડાળનું મરણ તથા તેમના પુત્ર સ્થૂલભદ્રજીએ દીક્ષા લીધી. ૧૪૫ : મગધમાં બાર વર્ષી દુષ્કાળના જેવી ગંભીર પરિસ્થિતિ જે ઉભી થઈ હતી તેની આદિ થવા માંડી ( આ દુષ્કાળ ૩૭૭ થી ૩૬૭ = ૧૦ વર્ષ ટક્યો લાગે છે. આ સમય દરમ્યાન સ્થૂલભદ્રજી નેપાળ દેશમાં, ત્યાં સ્થિત રહેલા શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે શ્રી સંઘના આદેશથી અધ્યયનાર્થે ગયા હતા. ) ( ૧૬૯, ૧૭૦ ) ( ૧૮૧ ) : દુષ્કાળની અસર વિશેષપણે વર્તાવા માંડી. ૩૧. ( ૩૭૪ ). |
| ૩૭૩ | ૧૫૪ | મૌર્ય ચંદ્રગુપ્તે, ત્રીજા અંધ્રપતિ અને વિદર્ભપતિ શાતકરણી કૃષ્ણ ( શ્રીમુખ અંધ્રપતિના ભાઇ ) ને યુદ્ધમાં માર્યો અને પોતે વિદર્ભ જીતી લીધો ૧૬૯. |
| ૩૭૨ (જાન્યુ) | ૧૫૫ | નંદવંશની સમાપ્તિ ( ૨૨ ) : ચંદ્રગુપ્ત રાજા, મગધનો સમ્રાટ બન્યો ( ૧૦૮ ), ૧૦૯, ૧૩૪, ૧૪૬ ( ૧૫૧ ) : ચંદ્રગુપ્તે વક્રગ્રીવ કલિંગપતિની મદદથી મહાનંદને હરાવ્યો, ૧૬૮ : કલિંગપતિ વક્રગ્રીવનું મરણ ૧૬૮ : અત્યાર સુધી ચાણક્યજી અર્થશાસ્ત્રમાં ઉંડા ઉતર્યા નહોતા ( ૧૬૭ ). |
| ૩૭૧ | ૧૫૬ | ભદ્રબાહુ સ્વામી–છેલ્લા શ્રુતકેવળીનો ધર્મશાસન કાળ ( ૩૭૧ થી ૩૫૭ = ૧૪ વર્ષ ), ૧૪૪ ( ૧૪૪ ) : બિંદુસાર જન્મ ૨૧૬. ( ૩૭૦ ) : ૧૮૦ ). અંજનસિદ્ધ પુરૂષોનું ચંદ્રગુપ્તની સાથે બેસીને થાળમાંથી જમવું. ૧૮૦, ( ૧૮૧ ) : બીજા અંધ્રપતિ ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનો રાજઅમલ ચાલુ ( સિક્કા નં. ૭૧ ). |
| ૩૬૭ | ૧૬૦ | ચાણક્યજીએ અર્થશાસ્ત્ર રચવા માંડયું, ૧૭૦, ૧૮૨ : અર્થશાસ્ત્ર રચાયું ( ૩૬૭ થી ૩૫૯ = ૮ વર્ષના ગાળામાં ) ૨૦૧ ( ૨૦૧ ) : સુદર્શન તળાવનું નિર્માણ અને ચંદ્રગુપ્તનું સંઘ સાથે યાત્રાએ જવું ( ૩૬૭ થી ૩૬૨ = પાંચ વર્ષમાં ) ( ૧૮૪ ) : સુબા નિમવાનું ધોરણ ચાણક્યજીએ દાખલ કર્યું, અને તે બાદ ચંદ્રગુપ્તે અવંતિમાં રાજયમહેલ બંધાવી, થોડો થોડો સમય ત્યાં રહેવાનું ઠરાવ્યું લાગે છે. |
| ૩૬૬ | ૧૬૧ | સિલોનમાં મુટાસિવનું રાજ્ય ( ૩૬૬ થી ૩૦૯ = ૫૭ વર્ષ ) ( ૨૬૪ ). |

| | | |
|---|---|---|
| ૩૬૨ | ૧૬૫ | ઉપર ૩૬૭ માં જુઓ. ચંદ્રગુપ્ત સમ્રાટે તળાવ બંધાવ્યું લાગે છે. |
| ૩૫૮ (એપ્રીલ) | ૧૬૯ | ચંદ્રગુપ્તે દીક્ષા લઈ દક્ષિણ તરફ પ્રયાણ [ **૩૫૭** એપ્રીલ (૧૫૧) ] : ઉત્તર-હિંદમાં દુષ્કાળના પડઘા વાગવા માંડયા. ભદ્રબાહુ સ્વામી શિષ્ય સમુદાય સાથે દક્ષિણ તરફ વિદાય ૩૧-૧૫૨ : બિંદુસારનું ગાદીએ બેસવું. ૧૩૭, ૧૪૭, ૨૧૬, ૨૮૫, ૩૩૦, ૩૫૮. |
| ૩૫૭ | ૧૭૦ | ઉત્તરહિંદમાં મોટો દુષ્કાળ પડવાનો પ્રારંભ થઇ ચૂકયો ૨૦૨ : ચંદ્રગુપ્તના ગુરૂ શ્રી ભદ્રબાહુનું મરણ ૩૧. ૧૫૨, (૨૦૩), ૨૦૪. |
| ૩૫૨ | ૧૭૫ | મૌર્યવંશી સમ્રાટ અશોકનો જન્મ ૨૪૯, ૨૫૯, ( **૩૫૩** : ૨૧૭.) |
| ૩૫૦ | ૧૭૭ | પં. ચાણકયજીનું મરણ (૨૧૮) (૨૧૯) : કુણાલના આરક્ષક માધવસિંહ અને અશોકના નાના ભાઈ કુમાર તિષ્ય-તિસ્સાનો જન્મ (૨૫૫) (૨૬૧) ( **૩૫૧** : ૨૬૬). |
| ૩૪૫ | ૧૮૨ | સમ્રાટ ચંદ્રગુપ્તનું મુનિઅવસ્થામાં મરણ ૧૫૦, ૧૫૨, ૧૫૪, ૨૦૪. |
| ૩૪૩ | ?૧૮૪ | પાટલિપુત્રની વાંચનાનો સંભવ : સ્થૂલભદ્રજીના નેતૃત્ત્વપણામાં (૩૧). |
| ૩૩૯ | ૧૮૮ | કુમાર અશોકની, ઉજ્જૈનીના સૂબાપદે નિમણુંક. ૨૨૪ : તિષ્ય રક્ષિતા સાથે લગ્ન [ **૩૩૫** (૨૫૪) ( **૩૨૬**, ૨૬૯). ] |
| ૩૩૬ | ૧૯૧ | વિદિશાનગરીની શ્રેષ્ટી પુત્રી સાથે અશોકનું લગ્ન. ૨૫૪ (૩૩૫ : ૪૦૮.) |
| ૩૩૫ | ૧૯૨ | (?) બિંદુસાર રાજ્યે પંજાબમાં પ્રથમ બળવો-૨૨૪ ( **૩૩૪** : ૨૩૪, ૪૦૮) (જે તેના યુવરાજે સમાવી દીધો હતો.) કુમાર કુણાલનો જન્મ, ૨૫૪, ૨૬૨, (૨૯૨), ૩૯૮. |
| ૩૩૨ | ૧૯૫ | રાણી તિષ્યરક્ષિતા પેટે, કુમાર મહેંદ્રનો જન્મ, ૨૬૨, (૨૬૨), (૨૬૩) ૩૯૮, ૪૦૮ [ **૩૩૩** : (૨૫૪) ]. |
| ૩૩૧ | ૧૯૬ | અરબેલાના યુદ્ધ પછી ઇરાની શાહેનશાહતવાળા એકેમીનીડાઇ વંશનો અંત આવ્યો (૨૨૫). |
| ૩૩૦ | ૧૯૭ | રાણી તિષ્યરક્ષિતાના પેટે કુંવરી સંઘમિત્રાનો જન્મ : ૨૬૨, (૨૬૨), (૨૬૩) : [ **૩૩૧** (૨૫૪) ] અશોકવર્ધનનું ગાદીએ બેસવું (૨૨૯) ૨૫૯, ૧૩૭, (૧૫૫), ૨૪૩, (તેનું રાજ્ય ૩૩૦-૨૮૯ = ૪૧ વર્ષ) : બિંદુસારનું મરણ ૨૨૪, ૨૨૫, ૨૨૭, ૨૪૩, ૨૯૧ : બિંદુસાર રાજ્યે પંજાબમાં બીજો બળવો તેમાં યુવરાજનું ખૂન થયું ( **૩૨૮** : (૨૬૧). પછી અશોકને મોકલવામાં આવ્યો તેણે ઘણે અંશે શાંતિ કરી નાંખી. ૨૩૪ ( **૩૩૧** ; ૨૨૪). |
| ૩૩૦ થી ૩૨૬ | ૧૯૭ થી ૨૦૧ | રાજ્યાભિષેક વિના અશોકનું મગધપતિ બનવું. ૨૪૮. |
| ૩૨૮ | ૧૯૯ | અલેકઝાંડરે ઇરાન જીતી લીધું (૩૦૭) (જુઓ અરબેલાની લડાઇ ૩૩૧ માં). |
| ૩૨૭ | ૨૦૦ | અલેકઝાંડર સિંધુ નદીના પશ્ચિમ તટ સુધી આવી પહોંચ્યો, ૨૨૫, ૨૩૨, ૨૩૪, ૨૮૩, ૨૪૩ રાજા આંભી અને પોરસ ગ્રીકના માંડલિક તરીકે, ૨૪૩ : |

અલેકઝાંડર અને અશોકનું નદી તટે તંબુમાં મિલન ૨૪૩ : સિંહે રેબઝેબ થયેલ સૂતેલા અશોકના શરીરનું ચાટવું. ૨૪૩. [ ૩૨૬ ( ૨૩૧ ) ૨૩૨ ]

૩૨૬ ૨૦૧ સપ્ટેંબરમાં અલેકઝાંડરે હિંદ તરફ પીઠ ફેરવી ( ૨૭૮ ) : તે બાદ પંજાબમાં બળવો થયો ૨૩૨ : રાજ્યાભિષેક પહેલાં ચારેક મહિને અશોકનું ધર્મ પરિવર્તન ૩૬૯, ૩૯૨ : કુણાલના સહોદર ( કુમાર દશરથના પિતા ) નો જન્મ શ્રેષ્ઠિ પુત્રીના પેટે ૩૯૮ ( ૨૫૫ ) [ ૩૩૦. ( ૨૯૨ ) ] શ્રેષ્ઠિ પુત્રીનું સુવાવડમાં મરણ ( ૨૫૫ ) કુમાર અશોકનો રાજ્યાભિષેક પાટલિપુત્રે હોવાથી બાળબચ્ચાંને ઉજ્જૈનીથી બોલાવી લીધાં. ૨૫૫ : અશોકનો રાજ્યાભિષેક ૨૨૭, ૨૨૮, ( ૨૩૧ ) ૨૩૨, ૨૪૩, ૨૪૮, ૨૫૯, ૨૯૧, ( તેનું રાજ્ય ૩૨૬ થી ૩૦૨ મુકુટધારી રાજા ૨૪ વર્ષ ) ૨૪૮.

૩૨૫ ૨૦૨ અલેકઝાંડરે હિંદનો સિંધદેશ છોડી દીધો ૨૩૫, ૨૪૩, : ગ્રીક સરદાર યુડેમોસની સત્તા પંજાબ ઉપર ( ૩૨૫ થી ૩૧૭ = ૮વર્ષ ) ( ૨૩૯ ) ( ૨૪૧ )

૩૨૪ ૨૦૩ અલેકઝાંડરના સરદાર ફિલિપનું ખૂન ૨૩૬, ૨૪૩ અને યુડેમોસની નિમણૂક થઈ

૩૨૩ ૨૦૪ અલેકઝાંડરનું મરણ બેબીલોન શહેરમાં ૨૪૩, ૧૫૫, ૨૨૭ ( ૨૨૭ ) ૨૨૮, ૨૩૬

૩૨૨ ૨૦૫ ( ડીસેંબરમાં કે ૩૨૧ ના જાન્યુઆરીમાં ) અલેકઝાંડરનાં મરણ બાદ ગ્રીક સરદારોમાં આપસઆપસમાં બળવો તથા કતલ ૨૪૩ ( ૨૩૨ ) : અશોક રાજાએ પંજાબનો પ્રથમ બળવો ૨૩૪ ( ૨૩૯ ) **૩૨૬** : ૨૩૨ )

૩૨૨ ૨૦૫ કુમાર કુણાલનું અંધ થવું ( **૩૨૩**, ૨૬૨ )

૩૨૧ ૨૦૬ સિરીયાના ટ્રિપેરેડીસોઝ ગામે એન્ટીપેટરના નેતૃત્વ નીચે, ગ્રીક કૌંસીલ હિંદના પ્રાંતોની વહેંચણીમાં સુધારા કરવા મળી ૨૩૬, ૨૪૩

૩૨૦ ૨૦૭ સેલ્યુકસ નિકેટોરે સેલ્યુસોઇડવંશની સ્થાપના કરી ( ૨૩૩ ) ૨૪૩ [ **૩૩૧**, ૨૩૩ : **૩૨૨**. ( ૨૮૪ ) ].

૩૧૯ ૨૦૮ રાણી તિષ્યરક્ષિતાને અશોકે જીવતી બાળી મૂકી ૨૬૧ ( ૨૬૨ )

૩૧૮ ૨૦૯ અશોકનાભાઈ તિસ્સાનું મરણ ( ૨૬૧ ) ( ૨૬૧ ) ( **૩૧૯** : ૨૬૬ ) : નરકાલયની સ્થાપના અશોકે કરી ૨૭૦ : પંજાબમાં અશોક રાજાએ બીજો બળવો [ **૩૧૭** ( ૨૩૨ ) ] : અશોક બળવો સમાવવા પંજાબમાં ગયો : રસ્તામાં હાથીએ સૂંઢથી ઉંચકીને પોતાની પીઠ ઉપર બેસાર્યો ( ૨૩૨ ) [ **૩૨૨** ની સાલબાદ ૨૩૨, ( ૨૩૯ ) [ બીજો બળવો ( ૩૨૧ થી ૩૧૭ સુધીમાં ) ] ૨૩૪ : ( **૩૧૭**, ૨૪૩ )

૩૧૭ ૨૧૦ અશોકે પંજાબમાંથી ગ્રીક સત્તા ઉખેડી નાંખી ૨૩૬ ( ૨૨૯ ) : ૨૪૨, ૨૪૩ અશોકે ગ્રીકની કતલ કરી ૨૭૦ યુડેમોસ હિંદ બહાર નીકળી ગયો ૨૪૧ : રાજા પોરસનું ખૂન ૨૪૩.

૩૧૬ ૨૧૧ પંજાબમાં અશોકે પોતાની સત્તાની ઉદ્‌ઘોષણા કરી ૨૪૩ : સેલ્યુકસે બાર

| | | |
|---|---|---|
| | | વર્ષમાં ( ૩૧૬ થી ૩૦૪ સુધીના ) અઢારેક વખત હિંદ ઉપર નિષ્ફળ હુમલા કર્યા ૨૪૩, ૧૪૨ અશોકે પોતાની પુત્રી સંઘમિત્રાને કોઇ અગ્નિશમાં વેરે પરણાવી દીધી. ૨૬૩, ૨૭૧. |
| ૩૧૪ | ૨૧૩ | સંઘમિત્રા વિધવા બની : બૌદ્ધ ભિક્ષુકને ઉકળતા તેલના કડામાં નાંખ્યો ( **૩૧૫** ૨૭૧ નરકાલય બંધ કરાવ્યું ૨૭૧ ( **૩૦૮** : ૩૯૨ ) કુમાર દશરથનો જન્મ સંભવે છે ( ૨૯૨ ) : અશોકે પોતાનું વર્તન બદલ્યું. ( રાજ્યાભિષેક બાદ સાતમા વર્ષે; એમ મહાવંશ આદિમાં છે પણ સાતને બદલે ૧૧ વર્ષ જોઇએ ). |
| ૩૧૩ | ૨૧૪ | અશોક રાજ્યે સત્તરમાં વર્ષે બૌદ્ધધર્મ સભાનું ત્રીજું અધિવેશન પાટલીપુત્રે. ૨૨, ૨૭૨ તે નવ માસ ચાલ્યું છે : તે સભામાં કુંવર મહેંદ્ર અને કુંવરી સંઘમિત્રાને ( તે વખતે અનુક્રમે તેમની ઉમર ૧૮ અને ૧૬ ની હતી ) બૌદ્ધધર્મની દીક્ષા અપાઇ **૩૧૪** : ૨૭૧ ( ૩૬૨ ) ધર્માશોક નામ પડયું ૨૭૨. પછી સિલોનદ્વીપે પ્રતિનિધિ મંડળ મોકલાવાયું ૨૭૪ [ **૩૧૧** : ૨૬૪ ( ૨૬૩ ) ] અને ત્યાં બોધિવૃક્ષની સ્થાપના કરવામાં આવી ૨૬૩; ૨૭૩ ( ૨૭૩ ) : |
| ૩૦૯ થી ૩૦૩ | ૨૧૮ થી ૨૨૪ | છ વર્ષ સુધી સિલોનમાં અંધાધુની ચાલી ( ૨૬૪ ). |
| ૩૦૫ | ૨૨૨ | પ્રિયદર્શિને પાછલા ભવમાં દીક્ષા લીધી [ **૩૦૬**, ( ૩૨૫ ) ( ૩૨૬ ) ] તે સમયે કૌશાંબીમાં દુષ્કાળ. |
| ૩૦૪ | ૨૨૩ | સેલ્યુકસે અશોક સાથે તહ કરી [ ( **૩૦૩** ) ( ૨૭૫ ) ] ૩૨, ૧૫૫, ૨૨૭, ૨૪૩, ૨૭૫; તેની કુંવરી સાથે અશોકનું લગ્ન ૨૫૮, ૨૬૧, ( ૨૬૨ ) (૨૭૩) : સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિનનો જન્મ ૨૭૯, ૨૮૮, ૨૯૧, ૩૯૯ (૩૯૯) [ ( મ. સં. ૨૨૩ ના પોષ સુદ ૧૫ = ( ૨૯૧ ) ]. |
| ૩૦૩ | ૨૨૪ | સિલોનપતિ તિસ્સાનું રાજ્ય ( ૩૦૩ થી ૨૬૩ = ૪૦ વર્ષ ) ( ૨૬૪ ) પ્રિયદર્શિનને ગાદી મળી ૨૭૯, ૨૮૦ : અશોકે દશરથને મગધનો સુબો નીમ્યો, ( **૩૦૪**, ૩૬૫ ) : ચિનાઇ શહેનશાહ શિ. હુવાંગનો અમલ ( ૩૦૩ થી ૨૬૭ = ૩૬ વર્ષ ) ૩૧૮ : ૩૦૩ બાદ સુદર્શન તળાવ અશોકના સુબા તુષુષ્પે સમરાવ્યું હતું. |
| ૩૦૨ | ૨૨૫ | મેગેસ્થેનીઝ ગ્રીક એલચી તરીકે ( ૩૦૨ થી ૨૮૮ = ૧૪ વર્ષ સુધી ) પાટલિપુત્રના દરબારમાં ૧૫૫ : અશોક રીજંટ-પ્રિયદર્શિનના વાલી તરીકે ૧૩ વર્ષ ( ૩૦૩ થી ૨૯૦ સુધી ) ૨૪૯, |
| ૩૦૧ | ૨૨૬ | સેલ્યુકસ નિકેટોરની પુત્રી અને અશોકની રાણી અસંધિમિત્રાનું મરણ ૨૬૧, ( ૨૬૨ ) ( ૨૬૩ ) ( ૨૭૩ ). |
| ૩૦૦ | ૨૨૭ | રાજા મેગસ ઉર્ફે મક, સાઇરિનિનો રાજા ( ૩૦૦ થી ૨૫૦ આશરે ) ( ૨૯૫ ). |
| ૨૯૮ | ૨૨૯ | મરહુમ રાણી અસંધિમિત્રાની દાસી સાથે અશોકનું લગ્ન ૨૬૧ ( ૨૬૨ ) ( ૨૭૩ ). |

| | | |
|---|---|---|
| ૨૯૭ | ૨૨૦ | પં. ચાણક્યનું મરણ ( ૨૧૮ ) : અસંધિમિત્રાની દાસીને–રાણીને, પટરાણી બનાવાઇ ( ૨૭૩ ). |
| ૨૯૩ | ૨૩૪ | સિલોનમાં બોધવૃક્ષનો નાશ ( ૨૭૩ !. |
| ૨૯૦ | ૨૩૭ | સમ્રાટ પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક ૯૩, ૨૯૪, ( ૩૯૯ ) તેનુ રાજ્ય ૨૯૦ થી ૨૩૭ = ૫૩ વર્ષ ઉપર ) [ ૨૮૯ : ૧૩૭, ) ૨૭૯, ( ૩૦૫ ) ] અશોકના રાજ્યનો અંત ( ૨૭૩ ) તેનું વાનપ્રસ્થાશ્રમ ૨૪૯, ૨૫૯, ( ૨૮૯ થી ૨૭૦ = ૧૯ વર્ષ સુધી ) કુમાર દશરથનો મગધમાં રાજ્યાભિષેક ( ૨૯૦ થી ૨૫૦ = ૪૦ વર્ષ ( ૪૦૩ ). |
| ૨૮૯ | ૨૩૮ | પ્રિયદર્શિને એક વર્ષમાં તાબાના દેશમાં મજબૂતી કરી વાળી ૩૦૫. |
| ૨૮૮ } થી ૨૬૫ } | ૨૯૯ } થી ૨૬૨ } | આ બાવીસ વર્ષના ગાળામાં પ્રિયદર્શિને સિક્કા પડાવ્યા છે. ૯૩ : ૭૭. |
| ૨૮૭ | ૨૪૦ | પશ્ચિમહિંદના મુલકો રાજ્યાભિષેક બાદના અઢી વરસમાં પ્રિયદર્શિને સર કરી લીધા. ૩૦૫, ૩૧૭ : ઝરૂખામાં બેઠા બેઠા વરઘોડો નિહાળ્યો : મૂર્છાગત થયો, ગુરૂમહાજને વાંદ્યા અને પોતાના પૂર્વ ભવની પિછાન થઇ, ૩૨૬, ૩૨૫ ( ૩૨૬ ) દિગ્વિજય કરવા નીકળ્યો ( ૩૨૭ ) ૩૩૮ : ઉપાસક થવાની વૃત્તિ જાગી ૩૨૭ |
| ૨૮૫ | ૨૪૨ | તુરૂમય ટોલ્મી, બીજો ફીલેડેલફસ ઇજીપ્તનો રાજા (૨૮૫ થી ૨૪૭ = ૩૨ વર્ષ) ( ૨૯૫ ) પ્રિયદર્શિનની અવંતિના પશ્ચિમની દિગ્વિજય યાત્રા અઢી વર્ષે પૂરી થઇ ૩૧૦ : પશ્ચિમનો વિજય કરી પાછો આવ્યો ૩૨૮ : ખરો ઉપાસક અને શ્રાવક બન્યો ૩૨૮ : |
| ૨૮૪ | ૨૪૩ | પ્રિયદર્શિન દક્ષિણહિંદનો વિજય કરવા નીકળ્યો ૩૧૦, ૩૨૯. |
| ૨૮૩ | ૨૪૪ | છઠ્ઠા અંધ્રપતિ સ્કંધસ્તંભનું મરણ અને સાતમાનું ગાદીએ બેસવું ૩૧૨, ૩૨૯: પ્રિયદર્શિન પાછો અવંતિ આવી ગયો ૩૨૯ [ ૨૮૨ : ૩૧૧ ( ૨૯૫. ) ]. |
| ૨૮૨ | ૨૪૫ | બીજીવાર ગુરૂને વાંદીને શ્રાવક વ્રતો લીધાં ( ૨૮૦ : ૯૩ ) આર્યસુહસ્તિજી ( ૩૪૯ ) : પ્રિયદર્શિન રાજ્યે કહેવાતો પંજાબનો બળવો ૩૧૨. |
| ૨૮૧ | ૨૪૬ | સાતમા અંધ્રપતિએ પાછો ઉપાડો લીધો હોવાથી ત્યાં જઇ પ્રિયદર્શિને કલિંગ દેશ જીતી લીધો : આઠેક માસનો સમય થયો ( ૧૧૧ ) ૩૧૨, ૩૨૯ : પાછો અવંતિમાં આવી માતાને નમન કરવા ગયો. માતાએ ઉલંભો દીધો અને પોતે પાકો શ્રાવક બન્યો : તે પછી તુરતજ આર્ય મહાગિરિજીનું સ્વર્ગ ગમન થયું. ૩૨૯, ( ૩૪૬ ) [ ( ૨૮૦ ( ૩૪૯ ) ], |
| ૨૮૦ | ૨૪૭ | સિરિયાનો રાજા એંટિયોકસ પહેલો ( ૨૮૦ થી ૨૬૨ = ૧૮ વર્ષ ) ( ૨૯૫ ): પ્રિયદર્શિને સાર્વજનિક દાનશાળા, ભોજનશાળાઓ બંધાવી (૨૮૦ થી ૨૭૬= ૪ વર્ષમાં મોટા જથ્થામાં ) ( ૩૪૮ ) તે પહેલાં છૂટક છૂટક તો બંધાવીજ હતી. જૈનમંદિરો બંધાવવાં શરૂ કર્યાં. |

૨૭૮ ૨૪૯ ચિનાઇ શહેનશાહ શી. હુવાંગે. પોતાના રાજ્યઅમલના પચીસમા વર્ષે શહેનશાહ-પદ ધારણ કર્યું ૩૧૮ ( ૩૩૦ )

૨૭૭ ૨૫૦ બસો એંસીથી બસો સત્યોતેર સુધીના સાડાત્રણ વર્ષમાં અનેક નવા જૈનમંદિરો બંધાવ્યાં, જીર્ણોદ્ધાર કરાવ્યાં તથા પ્રતિમાઓ ભરાવી. ૩૩૦-૩૩૨ **૨૭૮** ૩૧૩) સંભવ છે કે ગિરનારજીની યાત્રાએ જતાં સુદર્શન તળાવ તેણે સમરાવ્યું હતું. ( ૪૦૧ ) પશ્ચિમ એશિયા તરફ ધમ્મમહામાત્રા મોકલાવ્યા. ૩૩૪.

૨૭૬ ૨૫૧ મેસિડોનીયામાં અંતિકિનિ : એંટીગોનસ ગોંટસનો રાજ્ય અમલ (૨૭૬થી૨૩૯) = ૩૭ વર્ષ ) ( ૨૯૫ ) : પોતાના રાજ્યે ચૌદમા વર્ષે પ્રિયદર્શિને નેપાળ ઉપર કુચ કરી. ત્યાંના રાજા રથૂંકાને હરાવી, ત્યાં પોતાના જમાઇ દેવપાળને નીમ્યો. ૩૧૩. ૩૧૭. ( ૩૧૭ ) ૩૧૮ : આ જીતથી ગભરાઇને ચિનાઇ શહેનશાહે તિબેટ તરફથી ચઢી આવવાના માર્ગ ઉપર લાકડાની દીવાલ એકદમ ખડી કરી દીધી, ૩૩૩ **૨૭૩**. ૩૧૪. ૩૧૯. ૩૨૦. ૩૧૮ ) : પ્રિયદર્શિને રૂમિન્ડિઆઈ સ્તંભવાળી જગ્યાનાં દર્શન કર્યાં અને મધ્યએશિયા તરફના સ્વધર્મી બંધુઓને ધર્મમાં સ્થિર કરવા તેને ઇચ્છા સ્ફુરી આવી. ૩૩૩ ( **૨૭૫** : ૩૧૮. )

૨૭૫ ૨૫૨ પ્રિયદર્શિને તિબેટ ઓટા જીતી લઇ આગળ વધીને ત્યાં પોતાના પુત્ર કુસ્થનને નીમ્યો; મધ્યએશિયામાંના તાસ્કંદ સમરકંદવાળો પ્રદેશ જીત્યો, ૩૧૪, ૩૧૩, ૩૨૧.

૨૭૪ ૨૫૩ મધ્યએશિયામાંથી જીત મેળવી પાછા વળતાં પ્રિયદર્શિને કાસ્મિર જીતી ત્યાં પોતાન પુત્ર જાલૌકને નીમ્યો ( કદાચ કુસ્થન અને જાલૌક એક જ વ્યકિત પણ હોય ૩૧૪, ૩૨૧ પ્રિયદર્શિનને પાછો ફરેલ જોઇ ચિનાઇ શહેનશાહે દમ લઇ, ચીનાઇ દીવાલ લાકડાને બદલે પથ્થરની બાંધવી શરૂ કરી દીધી, ( ૩૩૪ ) પશ્ચિમ એશિયામાં મોકલેલ ધમ્મમહામાત્રા પાસે ત્રણ વર્ષ થવાથી કામગિરિનો હેવાલ માંગ્યો ૩૩૪ અને મધ્ય એશિયામાં નવા ધમ્મમહામાત્રા રવાના કર્યાં ૩૩૪ હિમાલયની ઉત્તરની જીત મેળવી ત્રણ વરસ ઉપરના સમયે હિંદ પાછો આવી ગયો ( **૨૭૩**, ૩૧૪ : **૨૭૨** : ૩૧૫ ) કાસ્મિર નું શ્રીનગર વસાવ્યું.

૨૭૩ થી ૨૭૦ ૨૫૪ થી ૨૫૭ આ ત્રણ વરસનો ગાળો હિંદમાં રાજવ્યવસ્થા કરવામાં પ્રિયદર્શિને ગાળ્યો. ૩૩૪.

૨૭૨ ૨૫૫ એપિરસનો રાજા અલેકઝાંડર ( ૨૭૨ થી ૩૫૫ = ૧૭ વર્ષ ) ૨૯૫.

૨૭૧ ૨૫૬ નેપાળની રાજધાની લલિત પટ્ટણ-દેવપટ્ટણ વસાવવા માંડ્યું ( ૩૦૧ ) ચિનાઇ દીવાલ રાત્રી દિવસ ચાર લાખ ( ૭ લાખની સંખ્યા કેટલાક જણાવે છે ) મજુરો રાખી સાડાત્રણ વરસની મુદતે ચણાઇ ગઈ : ૩૧૯ ( ૩૩૪ ) પ્રિયદર્શિને બીજીવાર નેપાળની મુલાકાત લીધી. પોતાના રાજ્યે વીસમે વર્ષે ( ૩૧૭ ) ૩૧૮, આ વખતે પોતાની પુત્રી ચારૂમતી ( નેપાળના સુબા દેવપાળની રાણી ) ને પોતાના સાથે લઇ ગયો હતો નિગ્લિવ સ્તંભની પ્રિયદર્શિનની મુલાકાત.

| | | |
|---|---|---|
| ૨૭૦ | ૨૫૭ | સમ્રાટ અશોકનું મરણ ૨૪૯. ૨૫૯. ૩૧૬ ૩૨૨, ૩૩૪, ૩૩૭, ( ૩૩૭ ) જેથી પ્રિયદર્શિનનું નેપાળમાંથી એકાએક પાછું ફરવું ૨૪૯, ૨૫૯, ૩૧૬, ૩૨૨, ૩૪૪, ૩૩૭, ( ૩૩૭ ) ૩૧૬, ૩૨૨, અશોકના મરણ સ્થાને સહસ્રામનો શિલાલેખ ૩૬૬. |
| ૨૬૯ | ૨૫૮ | મધ્ય એશિયામાં મોકલેલ ધમ્મમહામાત્રા પાસેથી પાંચ વર્ષે રીપોર્ટ માંગ્યો તથા તે પ્રમાણે બધે ઠેકાણે પાંચ પાંચ વરસનું ધોરણ ફેરવી નાંખ્યું દેખાય છે, ( અશોકના મરણબાદ ( ૩૩૭ ) ૩૪૫ પ્રિયદર્શિને શિલાલેખો કોતરાવવા માંડયા ૯૩ ( ૨૬૪, ૩૩૭) |
| ૨૬૪ | ૨૬૩ | ધર્મમહામાત્રાના રીપોર્ટનો પાંચ વરસનો બીજો હફતો. દશરથે પોતાના મગધ પ્રાંતમાં આવેલ બરાબરગુફાનું દાન કર્યું ૨૬૫, ૩૯૭, ૪૦૦ પ્રચંડકાય મુર્તિઓ પ્રિયદર્શિને કોતરાવી ૩૩૭ ( ૨૫૧, ૩૩૮ ). |
| ૨૬૩ | ૨૬૪ | શિલોનપતિ ઉતિયનું રાજ્ય ( ૨૬૩ થી ૨૫૩ = ૧૦ વર્ષ ) ( ૨૬૩ ) (૨૬૪): પ્રિયદશિને શિલાલેખ કોતરાવ્યા ( ૨૯૪ ) : સિલોપતિ રાજા તિસ્સાનું મરણ ૨૯૪. |
| ૨૬૨ | ૨૬૫ | આર્યસુહસ્તિજી–પ્રિયદર્શિનના ગુરૂજીનું સ્વર્ગગમન ૧૪૬ ( ૨૧૬ : ૩૩૮ ) જૈન ધર્મમાં શાખા પ્રશાખાઓ તે ( ૨૬૧ : ૨૩૮ ) બાદ વિશેષ પ્રમાણમાં પડી. જો કે તેમની હૈયાતીમાં પણ હતીજ પણ બહુ જુજ સંખ્યામાં ( ૩૩૫ ). |
| ૨૬૨ | ૨૬૫ | સિરિયાનો રાજા એંટીઓકસ બીજો ( ૨૬૨ થી ૨૪૬=૧૬ વર્ષ ) ( ૨૯૫ ). ( ૩૦૮ ) પ્રિયદર્શિને જાહેર ધર્મપ્રચારનું કાર્ય છોડી દીધું ૩૩૮. |
| ૨૫૪ | ૨૭૩ | મહેંદ્રકુમાર–ભિક્ષુકનું મરણ ૭૮ વર્ષની ઉમરે સિલોનમાં ( ૨૬૨ ) ૨૬૪. |
| ૨૫૩ | ૨૭૪ | સંઘમિત્રા ભીક્ષુણીનું મરણ ૭૭ વર્ષ ઉમરે સિલોનમાં ( ૨૬૨ ) ૨૬૪. |
| ૨૫૦ | ૨૭૭ | ઇરાનમાં આર્સેસીડાઇ વંશની સ્થાપના ( ૨૨૫ ) પણ તે સમ્રાટ પ્રિયદર્શિનના ખંડીયાપણે રહીને કરી હોય એમ સંભવે છે મગધના રાજા દશરથનું મરણ અને તે જગ્યાએ શાલિશુકની નિમણુંક ( ૪૦૨ ) ૩૯૬ ( તેનું રાજ્ય ૨૫૦ થી ૨૩૮=૧૩ વર્ષ ) |
| ૨૩૭ | ૨૯૦ | પ્રિયદર્શિનનું મરણ ૧૩૬, ૨૯૪, ૩૩૯ ( કેટલાક પ્રિયદર્શિનના ગુરૂ આર્ય-સુહસ્તિજીનું મરણ આ સાલમાં ગણે છે તે ખોટું છે તે તો ઇ. પૂ. ૨૬૨ માં નીપજ્યું છે ) [ ૨૩૬ ) ( ૨૯ ) ( ૧૦૩ ) ] |
| ૨૩૬ | ૨૯૧ | મૌર્યપતિ વૃષભસેન : ઋષભસેન રાજ્યે પંજાબમાં બળવો ( ૩૧૨ ) : આ સમય સુધી શત્રુંજયના બે શિખરો રૈવતગિરિ અને વિમળગિરિ એકજ ગિરિ રૂપે હતાં પણ ઇ. સ. પૂ. ૨૩૬ થી ૫૭ ની વચ્ચેના ૧૭૫ વર્ષના ગાળામાં તે બન્ને શિખરો છૂટાં પડી ગયાં હતાં : કયે સમયે તે નકકી કહી શકાતું નથી. કંદબગિરિ શિખર પણ આ સમયે કે તે બાદ છૂટું પડ્યું લાગે છે ૧૮૯ : કાશ્મિરપતિ જાલૌકનું રાજ્ય ( ૨૩૬ થી ૧૯૦=૩૬ વર્ષ ) ૩૯૩ : ૪૦૫. |

| | | |
|---|---|---|
| ૨૧૧ | ૩૧૬ | પ્રિયદર્શિન પુત્ર અને કાશ્મિરપતિ જાલૌકે પોતાના રાજ્યે ૨૬મા વર્ષે કનોજ-કાન્યકુબ્જ સુધીનો મુલક જીતી લીધો ૩૯૨. |
| ૨૧૦ | ૩૧૭ | કાશ્મિરપતિ જાલૌકે કાન્યકુબ્જ સુધીનો મુલક જીતી લીધો. ૪૦૪. |
| ૨૩૦ થી ૨૦૫ | | પંજાબમાં યુથેડીમોસનું રાજ્ય ૪૦૫. |
| ૨૦૩ | | શુંગ વંશી પુષ્યમિત્રના પૌત્ર વસુમિત્રે પાંચાલ અને સુરસેન જીત્યાં ૪૦૫. |
| ? ૧૯૦ | | યુથેડીમોસના પુત્ર ડિમેટ્રીઅસ શિયાળકોટ સાકેતમાં રાજગાદી કરી ૪૦૫. |
| ૧૯૭ થી ૧૬૭ | | જાલૌકનું મરણ અને તેની ગાદીએ પુત્ર દામોદરનું આવવું ૪૦૬. |
| ૧૫૫ | ૩૭૨ | યવનપતિ ડિમેટ્રીઅસનું મરણ નિપજવાથી તેના સરદાર ક્ષહરાટમિનેન્ડરનું રાજ્ય, મથુરાંના પ્રદેશમાં. ૧૦૧ અને ક્ષહરાટભૂમકનું રાજ્ય ( ૧૫૫ થી ૧૧૫ = ૪૦ વર્ષ ) ૯૭. રાજપુતાનાવાળા ભાગમાં. |
| ૧૧૫ | ૪૧૨ | ભૂમકની પાછળ તેના પુત્ર નહપાણનું રાજ્ય ( તેણે અવંતિ જીતીને તે પ્રદેશમાં રાજાપદ ધારણ કર્યું હતું જુઓ નીચે ૧૧૪ ) ૯૯. |
| ૧૧૪ | ૪૧૩ | નહપાણે અવંતિ જીતી લઇ ત્યાં રાજગાદી કરી પોતે અવંતિપતિ બન્યો ૯૯. |
| ૫૭ ની પૂર્વે | ૪૭૦ | શત્રુંજયનાં મુખ્ય બે શિખરો રૈવતગિરિ અને વિમળગિરિ બે જૂદાં પડી ગયાં હતાં : જેથી ઇ. સ. પૂ. ૫૭ માં જૈનાચાર્ય પાદલિપ્તસૂરિએ વિમળગિરિ ઉપર ચઢવાને ત્યાં તળેટી વસાવી અને પાલિતાણા નગરની સ્થાપના કરી. ૧૮૮, ૧૮૯ ( ૩૨૮ ). |
| | | વિક્રમાદિત્ય સકારિ અવંતિપતિ થયો અને વિક્રમ સંવત્સરનો પ્રારંભ. ૧૮૬ ( ૨૧૯ ). |
| ૩૧ | ૩૫૮ | દિગંબર મત સ્થાપક કુંદકુંદાચાર્યજીના દાદાગુરૂ શ્રી ભદ્રબાહુ બીજાનો સમય ( ૧૪૫ ). |
| ૭૮ | | શક સંવતનો પ્રારંભ. ૪૦૬. |
| ઇ. સ. | | |
| ૭૯ | | ક્ષત્રપ રૂદ્રદામનનું અસ્તિત્વ ૩૯૬. |
| ૮૨ | | દિગંબર મત શ્વેતાંબરથી છૂટો પડ્યો ( શ્વેતાંબર મંતવ્ય ) ( ૧૪૫ ). |
| ૫૭ ( આશરે ) | | વજ્રસ્વામીના નેતૃત્વપણામાં, અરબસ્તાનના સત્તાધારી પણ મૂળે કાઠિયાવાડની મધુમાવંતિ નગરીના રહીશ જાવડશાહ શેઠે શત્રુંજયનો ઉદ્ધાર કર્યો ૩૦૭. |
| ૧૨૧ થી ૧૭૦ | | રોમન શહેનશાહ ઑરેલીઅસ એન્ટોનિકસનો સમય ૩૮૫. |
| ૩૧૯ | | ગુપ્તવંશની આદિ ( ૨૧૯ ). |
| ૩૨૦ | | ગુપ્તવંશી ચંદ્રગુપ્તનો રાજ્ય અમલ ( ૩૨૦ થી ૩૩૦=૧૦ વર્ષ ) ( ૨૧૯ ). |
| ૩૭૫ | | ,, ,, બીજાનો રાજ્ય અમલ ( ૩૭૫ થી ૪૧૩ = ૩૮ વર્ષ ) ( ૨૧૯ ). |

| | |
|---|---|
| ત્રીજી ચોથી સદી પહેલાં | પુસ્તકો લખાયાં હશે ( ૭ ). |
| છઠ્ઠી સદી | વરાહમિહિર જ્યોતિષકારનું થવું ( ૩૬ ). |
| સાતમી સદી | કનોજનો સમ્રાટ હર્ષવર્ધન તથા તેના બનેવી ગૃહવર્મનનો સમય. |
| ૮૮૬ | હરિસેન દિગંબરાચાર્યે બૃહત્કથા કોષ રચ્યો ( ૧૪૫ ). |
| ૯૭૭-૮૪ | શ્રવણબેલગોલમાં ગોમટસ્વામીની મૂર્તિની પ્રતિષ્ઠા ૩૭૩. |
| ૧૩૯૩ | રત્નનંદિ દિગંબરાચાર્યજીએ ભદ્રબાહુ ચરિત્ર રચ્યું ( ૧૪૫ ). |
| ૧૪૩૨ | કારકુબ ( દક્ષિણ કેનેડા ) માંની પ્રચંડકાય મૂર્તિની પ્રતિષ્ઠા. ૩૭૩. |
| ૧૬૦૪ | ત્રિપુર-વેનુર ( સદર ) ,, ,, ૩૭૪. |
| ૧૭૪૩ | દેવચંદ્રજીએ રાજાવલી કથા નામનો ગ્રંથ રચ્યો ( ૧૪૫ ). |
| ૭૯૦ થી ૮૩૪ | ગ્વાલિયરપતિ આમ્ર રાજા ( ઉર્ફે ઇંદ્રાયુદ્ધ ) નો રાજ્ય અમલ ૪૦૦ તેનો સમકાલીન બંગાળ-ગૌડપતિ ધર્મપાળ. |

# શુદ્ધિપત્રક.



## આમાં પ્રુફના દોષનો કે જોડણીની અશુદ્ધિનો સમાવેશ કર્યો નથી.

| પૃ. કો. પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| **પ્રશસ્તિ અંગે** | | |
| ૧૬ ૮ થી ૨૩ | આ પંદર લાઇન બેવડાઇ ગઇ છે તે કાઢી નાંખવી | |
| ૨૩ ૩૦ | જ્યારે તેમનાં હૃદયો | ત્યારે તેમનાં હૃદયો |
| ૩-૨-૨ | કોઇ | કાંઇ |
| ૬-૨-૨૯ | બુદ્ધકીર્તિ | મૌડિલાયન: બુદ્ધકીર્તિ |
| ૧૪-૨-૨ | જનવેશ | જૈનવેશ |
| ૧૭-૧-૧૪ | જે મે | જેને |
| ૨૧-૧-૨૫ | અગીઆરમું | દશમું |
| ૨૫-૨-૨ | કાર્યેની | કાર્ય |
| ૨૫-૧-૩૩ | ગૃપહતિ | ગૃહપતિ |
| ૨૯-૧-૩૩ | ૧૧ મું વરસ | ૧૦ મું વરસ |
| ૨૯-૧-૩૩ | બારમું | અગિયારમું |
| ૨૯-૨-૩૩ | ઇ. પૂ. ૪૨૭ | ઇ. સ. પૂ. ૪૬૭ |
| ૩૬-૨-૩૦ | વડીલબંધુ | લઘુબંધુ |
| ૪૪-૧-૩૨ | ભવોપશુ | પશુ ભવો |
| ૫૯-૨-૧૯ | * | તે અને * |
| ૫૯-૨-૨૩ | ૭ દુંદુભી | ૭ ચક્ર |
| ૬૩-૨-૨૧ | નં. ૩૭ | નં. ૪૭ |
| ૬૨-૨-૧૫ | વંશની ૫૧ | વંશની ૫૩ |

| પૃ. કો. પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૬૯-૨-૨૦ | જણાયું નથી લાગતું | જણાવ્યું છે (જુઓ સિક્કા નં. ૯૩ ની હકીકત) |
| ૭૨-૨-૧૬ | તથા | |
| ૩૪ | માણિકતોલા | માણિકતલા |
| ૭૭- -૭ | ઇ. સ. પૂ. ૩૦૩; | ઇ.સ. પૂ.૨૯૦ બાદ |
| ૮૩- -૧૨ | ૪૨૭ થી ૪૧૭ | ૪૨૮ થી ૪૧૫ |
| ૯૩-૦-૨૫ | ૨૬૨ | ૨૬૪ |
| ૧૦૩-૦-૬ | પ્રહારઠીસ | મહારઠીસ |
| ૧૧૭-૦-૨૯ | એકમાનીજ | એકલાનીજ |
| ૧૩૫-૨-૧૪ | ૯ વર્ષ | ૮॥ થી ૯ વર્ષ |
| ૧૪૫-૧-૩૧ | મ. સં. | વિક્રમ સંવત |
| ” -૧-૩૩ | મ. સં. | વિક્રમ સંવત |
| ૧૫૨-૨-૧ | મગધ સંવત | મહાવીર સંવત |
| ૧૫૨-૨-૨ | ૨૦૮.૨૦૯ | ૪૦૮.૪૦૯ |
| ૧૬૯-૧-૧૧ | તથા પુત્રને | તથા પુત્રીને |
| ૧૬૫-૧-૩૫ | J.N.E. | J.N.I. |
| ૧૭૩-૨-૧૦ | ભગુ | ભૃગુ |
| ૧૮૦-૧-૨૪ | શ્રોણિત | શોણિત |
| ૧૮૬-૨-૨૫ | ઇ.સ.ની શરૂઆત | વિ.સં.શરૂઆત |
| ૨૧૯-૩-૧૬ | ૪૮૩ | ૪૧૩ |
| ૨૫૦-૨-૨૯ | ટી. ૪૧ | ટી.૪૨ |
| ૨૫૭-૧-૩૨ | ૨૯૭ થી ૩૦૧ | ૨૫૧ થી ૨૫૫ |
| ૨૫૯-૨-૧૩ | ૩૮૯ | ૨૮૯ |
| ૨૬૦-૨-૨૪ | ટીકા ૪૯ | ટીકા ૫૦ |

| પૃ. કો. પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૨૬૨–૧–૨૦ | ૩૧૪ | ૩૧૨ |
| ૨૬૪–૧–૨૦ | અભયથી મુસાટીવ (તે ત્રણે રાજાઓનાં નામ બે બે લીંટી ઉપર ગોઠવવા એટલે તેમનો રાજ્ય-કાળ અનુક્રમે ૨૦–૬૫–૫૭ વર્ષ વંચાશે. જ્યારે ૬ વર્ષ તે ગેર વ્યવસ્થાનો કાળ વાંચવો) | |
| ૨૬૫–૨–૨૬ | આખી ૭૪ની ટીકાજ કાઢી નાંખવી | |
| ૨૭૩–૨–૨૪ | ૩૧૧[૧] | ૩૧૩[૧] |
| ૨૯૦–૧–૧૯ | પાત્ર | માત્ર |
| ૨૯૫–૧– ૫ | તેણે અને | તેણે |
| ૨૯૪–૧–૨૩ | જન્મ થયો | ગાદીપતિ થયો |
| ૩૧૨–૨–૨૫ | ઇ સ.પૂ. ૨૭૧ | ઈ.સ.પૂ.૨૮૧ |
| ૩૬૬–૨–૨૩ | ઉપર | ઉમર |
| ૩૬૮–૧–૨૧ | ટી.૪૨ | ટી.૪૩ |
| ૩૬૮–૧–૩૨ | પોથી ઉપર | ભૂમિ ઉપર |
| ૩૬૭–૧–૩ | (૧૪) સોપારા (તેને દશ લીટી નીચે ઉતારવું એટલે.–"અપરાંત પ્રાંતનો સૂબો વિગેરે" વાકયની સાથે વંચાશે. | |
| ૩૭૪–૧–૧૨ | (૬૧) ગ્વાલીયર રાજ્યે કે વિગેરે બે લીટીને જરા ઉપર ચડાવવી એટલે તે હકીકત (૬) ભંગદ (અલવર રાજ્યે)ની સાથે વંચાશે. | |
| ૩૯૭–૧–૨૩ | પ્રિયદર્દિનનું | પ્રિયદર્શિનનું |
| ૪૦૨–૨–૩૨ | થી ૨૯૯ | થી ૨૮૯ |
| ૪૦૫–૧–૩૨ | બની શકે | બનાવી શકે |
| ૪૦૮–૧–૧૨ | અધિકારીથી વડે | અધિકારીઓ વડે |

# વિષયો શોધી કાઢવાની

# ચાવી



**સમજ:**—જે આંક લખ્યા છે તે પૃષ્ઠસૂચક છે. જે બ્લેકમાં મૂકયા છે તે પ્રશસ્તિ-વાળા ભાગના પૃષ્ઠના આંક સમજવા અને કૌંસમાં છે તે ટીકાના પૃષ્ઠ સમજવાં.

લગભગ ચારસો વિષય છે. તે સર્વની માહિતી "શું અને કયાં" જોવાથી પણ મળી શકે તેમ છે. છતાં વાચકની સગવડ સચવાય માટે ચાવી રૂપે તેમની ટીપ આ સાથે છે.

સામાન્ય રીતે તેના ત્રણ ભાગ પાડયા છે (૧) કેવળ વિદ્યાને સ્પર્શે તેવા (૨) કેવળ જૈન ધર્મને લગતા હોય તેવા અને (૩) સર્વ સામાન્ય હોય તેવા; જો કે આ તો માત્ર ઉપલક દૃષ્ટિએ વિભાગ છે બાકી દરેકને તત્ત્વતઃ વિચારતાં તો સર્વ વિષયો સામાન્યના એક વિભાગમાં નોંધાય તેવા જ છે.

## વિદ્યાને લગતાજ વિષયો

# સર્વ કોઈને ઉપયોગી થઈ પડે તેવા વિષયો

## કેવળ જૈનોને ઉપયોગી થાય તેવા વિષયો

# શું ! અને ક્યાં !

**નોટ:**-કૌંસમાં જે આંક છે તે ટીપણનો અને કૌંસ વિનાનો આંક તે પૃષ્ઠનો સમજવો.

જે આંક બ્લેક ટાઇપમાં છે તે પ્રશસ્તિ, પ્રસ્તાવના આદિના પૃષ્ઠ માટે સમજવો.

## અ

## ખ



## ગ



## ઘ

## ચ

### ફ



### બ



### ભ

## મ

## શ

## સ

### હ



### ક્ષ



### જ્ઞ

# આ ગ્રંથ વિષે મળેલા અભિપ્રાયો

( ૧ )

હમકો અતીવ સંતોષ હુઆ. બહોત સમયસે હમ જીસ ચીજ કે ચાહતે થે આજ વહી ચીજ હમારી દૃષ્ટિ મે આઇ. ઇસમે જો જો વર્ણન દીયાહૈ, યદી વિસ્તૃત ગ્રંથ રૂપમે પ્રકાશિત હોવે તો, હમારી માન્યતા હૈ કી જૈન સાહિત્ય મે એક અપૂર્વ પ્રાથમિક ઔર મૌલિક ઇતિહાસ કા આવિર્ભાવ હોગા. ઇસકે પઢનેસે જૈન ધર્મકી પ્રાચીનતા કે વિષય મે જો કુછ ભ્રમ જનતામેં પડા રહા હૈ વહ દૂર હો જાય ગા. ઈસ લિયે યહ અપૂર્વ ગ્રંથ જિતની જલ્દી પ્રકાશિત હોવે ઉતના હી અચ્છા હૈ. સાથમે હમ જૈન ઔર ઓર જૈનેત્તર કુલ સજ્જનોકો યહ સલાહ દેતે હૈ કિ ઇસ ગ્રંથ કિ એક એક નકલ આપ અપને પુસ્તક સંગ્રહ મે અવશ્યમેવ સંગ્રહિત કરે. કયોંકિં યહ ગ્રંથ કેવળ જૈન કિ પ્રાચીનતાકો સિદ્ધ કરતાહૈ ઇતનાહી નહી, સાથમે ભારત વર્ષકી પ્રાચીનતા કો ભી સિધ્ધ કરતા હૈ. ઇસ લીએ ઇસ ગ્રંથકા જો નામ રખા ગયા હૈ વહ બીલકુલ સાર્થ હૈ.

પાલણપુર

વલ્લભવિજય
ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય
શ્રીમદ્વિજયાનંદ સૂરિજીકા પટ્ટધર

( ૨ )

ભારત વર્ષના ઇતિહાસના સંક્ષિપ્ત સારની પુસ્તિકા ૪૪ પ્રકરણ વાળી વાંચતાં એમ મને લાગે છે કે અત્યારની જૈન બાળપ્રજા તે વિષયમાં પોતાની ફરજ સમજતી થાય તેમ આ પુસ્તક ઉપયોગી થશે.

અમદાવાદ

વિજયનીતિ સૂરિ

( ૩ )

પુસ્તકની રૂપરેખા દર્શાવતું પેમ્ફલેટ મલ્યું છે તેની રૂપરેખા જોતાં પુસ્તક અતિ મહત્વનું થશે અને એ સત્વર પ્રકાશ પામે એ વધારે ઇચ્છા યોગ્ય છે.

પાટણ

પ્રવર્તક કાંતિવિજયજી

( ૪ )

તમોએ ઇતિહાસ માટે ઘણો ઘણો સંગ્રહ કર્યો છે. તમો તમારા હાથે સમાજને જે કાંઇ આપી જશો તે બીજાથી મળવું દુઃશકય છે. એટલે આ કામ તમોએ જે ઉપાડયું છે તેજ સર્વથા સમૂચિત છે.....આવા ગ્રંથની અતિવ અગત્ય છે. આ ગ્રંથ જેમ જલ્દી બહાર પડે તેમ કોશિષ કરવા સપ્રેમ સૂચન છે.

દિલ્હી

મુની દર્શન વિજયજી
( જૈન સાહિત્યના એક સમીક્ષક )

( ૫ )

પ્રયાસ સ્તુત્ય છે અને ઐતિહાસીક શોધક બુદ્ધિ તથા ઉહાપોહ કરવાની પદ્ધતિ સુંદર છે. આ પુસ્તકથી ઘણીક બાબતોના ભ્રમ દૂર થઇ શકશે. અને નવીન પ્રકાશની હુંફ પ્રાપ્ત થાય તેવું ઘણું સચોટ પુરાવાઓ વાળું લખાણ છે. એટલુંજ નહી પણ અનેક શિલાલેખો સિક્કાઓ અને પ્રશસ્તિઓની મદદ લઇ વિવેચન થયેલું દેખાય છે.

કચ્છ–પત્રી મુનિ લક્ષ્મીચંદ

( ૬ )

શ્રી મહાવીર અને શ્રી બુદ્ધ બન્ને સમકાલીન હતા તે બાબત જૈન લેખકો અને ઇતર પરદેશી વિદ્વાનો સહમત છે. અહિંસા તત્વનો પ્રચાર પણ તેઓએ લગભગ એકજ ક્ષેત્રમાં કર્યો છે. છતાં દિલગીરી જેવું એ છે કે કેટલાંક સ્થાનોમાં જે અવશેષો મળી આવ્યાં છે તે મહાત્મા બુદ્ધનાંજ કહેવાય છે, જ્યારે મહાવીરનાં અવશેષો વિષે આપણે તદ્દન અંધકારમાંજ છીએ. સદ્ભાગ્યે ડૉ. ત્રિ. લ. શાહે આ બાબત વર્ષો થયાં હાથ ધરી છે અને શ્રી પાર્શ્વનાથના સમયથી આરંભીને એક હજાર વર્ષનો ઇતિહાસ સંશોધિત કરવા માંડયો છે.

તે જાહેર કરે છે કે શ્રી મહાવીર સમર્પિત થયેલ ઘણાં અવશેષો આપણી યાત્રાનાં સ્થળમાર્ગે મોજૂદ પડેલ છે. જેની ભાળ હજુ સુધી આપણ કોઇને નથી. એમનું કહેવું એમ થાય છે કે, શ્રી મહાવીરના જીવન માંહેના કેટલાયે બનાવોનાં સ્થાન, વર્તમાનકાળે જે મનાતાં આવ્યાં છે તેના કરતાં અન્ય સ્થળે હોવાનું સાબિત થઇ શકે છે. જો તેમજ હોયતો અને ડૉ. શાહ સંપૂર્ણ ખાત્રી ધરાવે છે કે તેમજ છે, તો તો જરૂર જૈન ઇતિહાસમાં એક ક્રાન્તિકાર યુગ ઉભો થશે અને વિશારદો અને અન્ય કાર્યકર્તાઓને તે ક્ષેત્રમાં વિશેષ અભ્યાસ કરવાને પૂરતી સામગ્રી મળી કહેવાશે.

ગુલાબચંદજી ઢઢ્ઢા. એમ. એ.
શ્રી. જૈ. કો. ના જનરલ સેક્રેટરી અને
ઉમેદપુર પાર્શ્વ. આશ્રમના વ્યવસ્થાપક

( ૭ )

પુસ્તક તદ્દન નવું દ્રષ્ટિબિંદુ ખોલે છે એમ સમજાય છે. તમે એ પુસ્તક તૈયાર કરવામાં ઘણો શ્રમ લીધો લાગે છે.

મુંબઇ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
દિવાન બહાદુર એમ. એ. એલ. એલ. બી.
( ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ )

( ૮ )

હાલમાં તેમણે એ ગ્રંથની સંપૂર્ણ હકીકતનું હસ્તપત્ર બહાર પાડયું છે. તે ઉપરથી તેના મહત્વનો સારો ખ્યાલ મલ્યો છે. ગ્રંથના ચુમાલીસ પરીચ્છેદો કરેલા છે. અને તેમાં એક

હજાર વર્ષનો ઇતિહાસ, સાદી, સરળ અને રસમય ભાષામાં આપેલો છે. ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસનો આવો મોટો ગ્રંથ કોઇ પણ ભાષામાં નથી....પ્રાચીન સમયમાં પ્રવર્તી રહેલા વૈદિક બૌદ્ધ અને જૈનધર્મ સબંધી તે વખતે ચાલતી, રાજા, અમાત્ય અથવા પ્રધાન મંડળની વ્યવસ્થા અને બંદીખાનાં, ગ્રામ્ય સુધારણા, પંચાયતો, વિદ્યાલયો, વ્યાપાર, ખેતી, વિગેરે સંસ્થાઓ સબંધી હકીકત વિસ્તારપૂર્વક આપેલી છે. અને તે ઘણી બોધક છે. એટલે આ ગ્રંથ ઘણો શ્રમ લઇ તથા ઘણાં પુસ્તકોના અસલ આધારો શિલા અને તામ્રલેખો સિકકા વિગેરે જોઈ આધારભૂત ગણી શકાય તેવો બનાવ્યો છે. તે સર્વ રીતે ઉત્તેજનને પાત્ર છે એમ મને લાગે છે. જન સમાજના વિદ્વાનોના, વિદ્યાલયોના અને રાજામહારાજાઓના આશ્રય વગર આવો મોટો ગ્રંથ પ્રસિધ્ધિમાં મૂકવો અશકય છે. તેથી તેની સારી સંખ્યામાં નકલો લેવાનું આશ્વાસન આપી તેમના તરફથી ગ્રંથકર્તાને ઉત્સાહ અને ઉત્તેજન મળશે તેવી આશા છે.

વડોદરા — ગોવિંદભાઇ હા. દેસાઈ
બી. એ. એલ. એલ. બી. નાયબ દિવાન

( ૯ )

ડૉ. ત્રિ. લ. શાહે અનેક નવાં દૃષ્ટિબીંદુઓ આધાર સાથે આ પુસ્તકમાં રજુ કર્યાં હોય એમ જણાય છે. અશોક અને ચંદ્રગુપ્ત સબંધી તેમનાં મંતવ્યો ઇતિહાસની દુનીઆમાં વિપ્લવ કરાવે એવાં છે. પુસ્તકનો વિસ્તાર પણ ખુબ છે. આશા રહે છે કે આધાર સ્થળોનો નિર્દેશ પણ તેમાં થશેજ. સંપૂર્ણ અનુક્રમણીકાની એટલીજ આવશ્યકતા ગણાય. આ પુસ્તક પ્રગટ થતાં એક અગત્યની જરૂરીઆત પૂરી પાડવાનું ધારી શકાય છે. ઇતિહાસનો શોખ વધતો જાય છે. એવા સમયમાં, આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં મોટી ખોટ પૂરી પાડશે એવાં ચિન્હો સદર હસ્તપત્રમાં સ્પષ્ટ જણાય છે.

લોહાર સ્ટ્રીટ—મનહર બિલ્ડીંગ
મુંબઈ — મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
બી. એ. એલ. એલ. બી. સોલીસીટર

( ૧૦ )

ઇતિહાસના અનભીજ્ઞને પણ પ્રથમ દૃષ્ટિએ જ વધાવી લેવા યોગ્ય લાગે, એવું આ ગ્રંથ પ્રકાશનનું સાહસ છે. ઇતિહાસ પ્રત્યેની લોકરૂચી અણખીલી ને વિદ્યા વિકાસ કરતી સંસ્થાઓ પ્રમાદ, પક્ષપાત અથવા નિર્ધનતાનો ભોગ થઇ પડી છે, તેવા સંજોગોની વચ્ચે આવા ગ્રંથનું જોખમ લેનાર પ્રથમ ક્ષણેજ સહુના અભિનંદન માગી લ્યે છે. આ સાહસ પાછળ ગ્રંથકારના જીવનનાં પચીસ વર્ષની પ્રખર સાધના છે. ટીપ્પણો, સમયાવલી, વંશાવલી, વિષય શોધી કાઢવાની ચાવી વગેરે આપીને એક બાજુએ લેખકે આખા વિષયને વિદ્વદભોગ્ય બનાવ્યો છે, ને બીજી બાજુ ભાષાશૈલી સરળ, ઘરગથ્થુ, કંઈક વાર્તા કથનને મળતી રાખવાથી, ગ્રંથ વિદ્વતાને એક ખૂણે જ ન પડી જાય તેવો બન્યો છે.

મુંબઈ — જન્મભૂમિ ( દૈનિક પત્ર )

(૧૧)

તેમાં લખેલી બીના ખરી છે. અને શોધખોળ પછી જૈન અને જૈનેત્તર વિદ્વાનોના વિદ્વતાભર્યા પુરાવાઓ લઇને જ તે બીના લખવામાં આવી છે. તે વખતે દેશની શું સ્થિતિ હતી, તે આ પુસ્તક વાંચતાં આંખ આગળ તરી આવતી હોય એમ વાંચકોને થાય છે.

આ પુસ્તક એક અપૂર્વ અતિહાસીક પુસ્તક છે. કિંમત તે પુસ્તકમાં આપેલી બીનાઓ, ઇતિહાસ, ચિત્રો, શિલાલેખો વગેરેની વિગતો મેળવવાની મહેનત અને પ્રયાસ જોતાં મોટી નથી. જૈન અને જૈનેત્તર ઇતિહાસ રસિકોએ તે પોતાની લાઇબ્રેરીમાં અવશ્ય રાખવું જોઈએ.

**મુંબઈ** **મુંબઈ સમાચાર** (દૈનિક પત્ર)

(૧૨)

આજે જ્યારે દેશનો સાચો ઇતિહાસ પણ દેશજનો માટે દુર્લભ થઇ પડયો છે, હિંદના જવાજલ્યમાન ભૂતકાળ ઉપર જાણી જોઇને પર્દો પાડી, રાષ્ટનાં સંતાનો સમક્ષ હીંદની પરાધીનતાના અને પામરતાના દીવસોનો જ ઉલ્લેખ કરનારો વીદેશીઓએ લખેલો કે પ્રેરેલો ઈતિહાસ ધરવામાં આવેલો છે, તેવે વખતે પચીસ પચીસ વર્ષના તપને પરીણામે ગ્રંથકારે ઉપલબ્ધ સાધનોનો બની શકે તેટલો અભ્યાસ કરીને, ઈ. સ. પૂર્વે ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીનો હજાર વર્ષનો ઇતિહાસ આપવાનો કરેલો પ્રયાસ જેમ અપૂર્વ છે તેમ આ દીશામાં પ્રકાશ ફેંકનારો છે. આ ઉપયોગી ગ્રંથને ઇતિહાસના અભ્યાસીઓજ નહિ, પણ તમામ ગુજરાતીઓ વાંચવા પ્રેરાય તેવો આગ્રહ કરીએ છીએ. અને એક ગુજરાતી સંશોધક વિદ્વાનની કદર કરી પોતાને શીરેથી બેકદર પણાનો દોષ દૂર કરવાના પ્રયાસ માટે ગુજરાતને આ પુસ્તક સત્કારવા યોગ્ય હોવાની ખાત્રી આપીએ છીએ.

**મુંબઇ** **હિંદુસ્તાન અને પ્રજામિત્ર** (દૈનિક પત્ર)

(૧૩)

ડૉકટર શાહે જે રીતે વસ્તુની રજુઆત કરી છે તે અવશ્ય વિચારણીય અને ચર્ચાસ્પદ છે. તેમણે નવો જ દષ્ટિકોણ રજુ કર્યો છે. ગુજરાતી ભાષામાં અને સાહિત્યમાં તો આ પ્રકારનું પુસ્તક પહેલું જ છે અને આવડું મોટું સાહસ ખેડવા માટે લેખક અને પ્રકાશકને અભિનંદન આપીએ છીએ, ગ્રંથ દરેક પુસ્તકાલયમાં શણગારરૂપ થાય એમ છે. અને રાજા રજવાડાઓથી ઉત્તેજન પાત્ર છે. પરિશ્રમ જોતાં આ ગ્રંથની ઠરાવાયલી કિંમત વધુ કહી શકાય નહીં. જનો તેમજ બીજાઓ આ ગ્રંથને ઉત્તેજન આપવા નહી ચૂકે એવી આશા છે.

**મુંબઇ** **ગુજરાતી** (સાપ્તાહિક)

(૧૪)

ડાકટર ત્રિભુવનદાસ શાહે ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસ પર જે નવો પ્રકાશ પાડવા તત્પરતા બતાવી છે, એ ભારતવર્ષીય દરેક વ્યક્તિ તેમજ સંસ્થાએ અભિનંદવા યોગ્ય છે પોતે લખેલા ઇતિહાસનાં પ્રકરણોની ટૂંક પીછાન પત્રિકા રૂપે આપીને તેમણે આપણુને ખૂબ ઉત્કંઠીત

બનાવ્યા છે. આવા શ્રમ પૂર્વક અને આટલી વિગતવાળા પુસ્તકને દરેક વ્યક્તિએ પોતાથી બને તેવી મદદ કરવી જોઇએ.

દેશ ભાષામાં આવા પુસ્તકની અત્યંત જરૂર વર્ષો થયાં લાગ્યા કરતી હતી. ડાકતર ત્રિભોવનદાસે વર્ષો સુધી મહેનત કરી, તેવું એક પુસ્તક તૈયાર કર્યું છે. એ ખરેખર બહુ ખુશી થવા જેવું છે. દરેક શાળા, દરેક લાઇબ્રેરી અને બની શકે તેવી દરેક વ્યકિતએ એ પુસ્તક અવશ્ય વસાવવા જેવું છે.

મુંબઇ

હિંમતલાલ ગણેશજી અંજારીયા એમ. એ.
[માજી] એજ્યુ. ઇન્સ્પેકટર મ્યુનીસીપલ સ્કૂલ્સ મુંબઇ
પ્રીન્સીપાલ વિમેન્સ યુનીવરસીટી. સાન્ટાક્રુઝ

( ૧૫ )

આ બધી સાધન સંપત્તિથી ઉત્તેજીત થઇને ડૉ. ત્રિભોવનદાસ લહેરચંદ શાહે હિંદના પ્રાચીન યુગનો ઇતિહાસ ઉપજાવી કાઢવાનો જે પ્રયાસ કરેલ છે તે ખરેખર સ્તુત્ય છે. જૈન એન્સાઇકલોપીડીઆને અંગે ભેળી કરેલ પ્રમાણભૂત ઇતિહાસિક સામગ્રીનો, આ ઇતિહાસ ઘડવામાં તેમણે વિવેક પૂર્વક ઉપયોગ કરેલ છે. બંબગોળા જેવા તેમાં દેખાતા કેટલાક નવા નિર્ણયોથી ભડકીને ભાગવાને બદલે, હરેક ઇતિહાસ પ્રેમી વિદ્યાર્થી તેમજ અભ્યાસી, પ્રેમ અને શ્રદ્ધા પૂર્વક આ ગ્રંથનો અભ્યાસ કરશે, તો મારી ખાત્રી છે કે તે યુગના ઇતિહાસના કલિષ્ટ અને શંકાસ્પદ પ્રશ્નો ઉપર ઘણું નવું અજવાળું પડશે. અને આપણે વિદ્યાર્થીઓને કેવે આડે રસ્તે દોરતા હતા તેનું સહજ ભાન થશે. કેળવણી ખાતાં તેમજ પુસ્તકાલય વગેરેના અધિકારીઓ આ પ્રયાસ તરફ સહાનુભુતિ દર્શાવશે એવી આશા છે.

પ્રીન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમ
મુંબઈ

આચાર્ય ગિરજાશંકર વલ્લભજી
એમ. એ.
કયુરેટર આકર્યોલોજીકલ સેકશન

( ૧૬ )

( અંગ્રેજી ઉપરથી અનુવાદ )

ડા. શાહના પ્રાચીન ભારતવર્ષ નામના જંગી પુસ્તકની સંક્ષિપ્ત નોંધ હું રસપૂર્વક વાંચી ગયો છું. અને મને ખાત્રી થાય છે કે, તે ગ્રંથ અતીવ ઉપયોગી અને રસદાયી નીવડશે. તેમણે ઘણા નવા મુદ્દા ચર્ચ્યા છે. અને તે સાથે ભલે આપણે સર્વથા સંમત ન પણ થઇએ, છતાં કર્તાના જબ્બર ખંત અને બહોળાં વાંચનનો પુરાવો તો આપણને મળે છે જ. મને સંપુર્ણ ખાત્રી છે કે પ્રાચ્ય વિધાના અભ્યાસીઓ તેનો સર્વ શ્રેષ્ઠ સત્કાર કરશે.

વિલ્સન કૉલેજ
મુંબઇ

એચ. ડી. વેલીન્કર
એમ. એ.
મુંબઇ યુનીવરસીટીમાં જૈન સાત્યિના પરીક્ષક

(૧૭)

જૈન સાહિત્યના પ્રમાણિક ગ્રંથોમાંથી હકીકતની સંભાળપૂર્વક જે ગવેષણા તેમણે કરી છે. તેમાંજ આ પુસ્તકની ખરી ખુબી ભરેલી છે. પ્રાચીન ઈતિહાસમાંથી તત્વો ચાળી કાઢવામાં તેમણે અત્યંત પરિશ્રમ ઉઠાવ્યો દેખાય છે. અને વર્તમાન સન્માનીત મંતવ્યોથી તેમનાં અનુમાનો જો કે લગભગ ઉલટી જ દીશાનાં છે, છતાં કબુલ કરવું પડે છે કે તેમના નીર્ણયોથી રસભરી ચર્ચા અને વિવાદો ઉભા થશે અને તેમાંથી કંઇ અનેરા લાભ પ્રાપ્ત થશે.

વડોદરા

બી, ભટ્ટાચાર્ય
એમ. એ. પી. એચ. ડી.
ડીરેકટર ઓરીએન્ટલ ઇન્સ્ટીટયુટ.

(૧૮)

આ સંશોધન ઇતિહાસ સંશોધકોને જેમ ઉપકારક છે તેમજ ખાસ કરીને જૈન સમાજ માટે મહદ્ ઉપકારક છે. સૈકાઓ જૂનું અપ્રગટ, ઐતિહાસીક સાહિત્ય ડૉ. ત્રિભુવનદાસને શ્રમ અને સંકલના પૂર્વક આ ગ્રંથદ્વારા બહાર મુકવા માટે અભિનંદન ઘટે છે. દરેક જૈન લાઇબ્રેરીઓ, સાહિત્ય સંસ્થાઓ, જ્ઞાનભંડારોમાં આ સેટને સ્થાન મળે એમ ઇચ્છીએ છીએ.

ભાવનગર

જૈન ( સાપ્તાહિક )

(૧૯)

હિન્દની કોઇએ ભાષામાં તો શું પણ અંગ્રેજીમાં પણ જેની તોલ આવે એવાં ગણુતર પુસ્તકો જ હશે, એ બધી વસ્તુઓ ખ્યાલમાં લેતાં અને ઇતિહાસના અભ્યાસીઓ માટે જે સાધનસંગ્રહ આમાં મૂકાયેલો છે તે જોતાં ડૉ. ત્રિભુવનદાસની શ્રમશીલતા, ઇતિહાસ સંશોધનના ક્ષેત્રમાં કદર કરવા જેવી છે. આ ગ્રંથમાંનાં સંશોધનો અને વિધાનો એક યા બીજી રીતે માર્ગદર્શક, દિશાદર્શક કે પ્રકાશ પહોચાડનારાં થઇ પડશે એમ માનવું વધારે પડતું નથી.

અમદાવાદ

પ્રજાબંધુ ( સાપ્તાહિક )

(૨૦)

ડૉ. શ્રી ત્રિભોવનદાસ લહેરચંદે હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ ગુજરાતીમાં લખ્યો છે, જે હું અથથી ઇતી સુધી વાંચી ગયો છું. ત્રિભુવનદાસ ભાઇએ આ ઇતિહાસ જૈન, બૌદ્ધ, અને હિંદુ સાહિત્ય પર રચ્યો છે. ને તેમણે તે સાહિત્ય ઉપરાંત સિક્કાઓ, ગુફાઓ વિગેરેના શિલાલેખો ઇત્યાદી બહુ વીગતવાર જોયાં છે. ઇતિહાસકારોએ અત્યાર સુધી જૈન સાહિત્યની અને જૈન સામગ્રીની અવગણના કરી હતી તે ત્રિભુવનદાસ ભાઇએ કરી નથી તેથી તેમના લખાણમાં

સમગ્રતાનો ગુણ આવી જાય છે. અને અત્યાર સુધી નહી જાણવામાં આવેલું સાહિત્ય એમની કૃતિમાં જોવામાં આવે છે. તેમનો પ્રયાસ જૈન સમાજે તો ખાસ વધાવી લેવો જોઈએ કારણ તેમનું સાહિત્ય તો તેમણે પૂરેપૂરૂં આ કૃતિમાં ઊપયોગમાં લીધું છે.

વડોદરા

**કામદાર કેશવલાલ હીંમતરામ** એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, વડોદરા કોલેજ
ઇતિહાસના એગ્ઝામીનર, મુંબઈ યુનીવરસીટી

(૨૧)

એન્સાઈકિલોપીડીઆ જૈનીકા જેવો ગ્રંથ લખવાનો પ્રયાસ કરી રહ્યા છો તે જાણી આનંદ થાય છે અને તેમાંથી થોડોક ભાગ જુદો કાઢી ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ એ નામનું પુસ્તક જલ્દીથી બહાર પાડવા માંગો છો તથા તેની શરૂઆતના ભાગનાં ફોર્મ મને જોવા મોકલ્યાં છે તે માટે આપનો આભાર માનું છું જૈન સાહિત્યને વળગી રહી તે ઉપરથી ઉપસ્થીત થતાં ઇતિહાસના તત્ત્વો બરાબર ગોઠવી, એક કાળનો ઇતિહાસ લખવાની તમારી તૈયારી સ્તુત્ય છે. એવું બને પણ ખરૂં કે બ્રાહ્મણ સાહિત્ય અને બૌદ્ધ સાહિત્યમાં જે રીતે વિષયો ચર્ચાયા છે, તેથી જેમ થોડો થોડો ફેર પડે છે તેમ તેના અને જૈન સાહિત્યના ગ્રંથોમાં ફેર પડે, તો એમાં કંઇ અસ્વાભાવિક નથી. બધા વિષયોને મેળવી જોતાં એમાંથી કંઇક પણ તાત્પર્ય સારૂ નીકળશે અને આપના એ પ્રયાસને હું ખરેખર સ્તુત્ય ગણું છું.

મુંબઇ

**વિશ્વનાથ પ્રભુરામ** બાર. એટ. લો.
ભાંડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટયુટના કાર્યવાહક
ઓલ ઇન્ડીઆ ઓરીએન્ટલ સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય

(૨૨)

ગુજરાતી ભાષામાં ઇતિહાસના વિષય પર અને તેય સંશોધન તરીકે લખાયલાં પુસ્તકો આંગળીને વેઢે ગણાય એટલાં જ છે. તેમાં ડૉ. ત્રિભુવનદાસ ભાઇના આ બૃહદ્ ગ્રંથથી ગૌરવભર્યો ઉમેરો થાય છે, એટલું જ નહીં પણ એ ક્ષેત્રમાં એનો નંબર પ્રથમ ગણાય તો નવાઇ નહીં. અભ્યાસપૂર્ણ આવી ઉપયોગી કૃતિ, સતત પરિશ્રમ પૂર્વક તૈયાર કર્યા બદલ ડૉ. ત્રિભુવનદાસને અભિનંદીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે ગુજરાત, આ ગુજરાતી પ્રકાશનનો ઉમળકાભેર ઉઠાવ કરી, લેખકને તેમ કરવાનું પ્રોત્સાહન આપશે. અધ્યયન વિભાગની શોભારૂપ આ ઉપયોગી કૃતિને ગુજરાત તથા બૃહદ્ ગુજરાતનાં એકેએક સાધન સંપન્ન પુસ્તકાલયની અભરાઇ પર સ્થાન મળે જ મળે. પ્રાચીન ઇતિહાસના શોખીનો અને અભ્યાસીઓ આ ગ્રંથ એક વાર નજર તળે કાઢી જવાને તો ન જ ચૂકે.

વડોદરા.

**પુસ્તકાલય** ( માસિક )

(૨૩)

આખું પુસ્તક હિંદના પ્રાચીન ઇતિહાસ ઉપર તદન નવોજ પ્રકાશ પાડે છે. જ્યાં જ્યાં લેખક પોતે પુરો ગામી લેખકોના મતથી વિરૂદ્ધ જાય છે ત્યાં ત્યાં બધે તેઓ મજબૂત પુરાવાઓ આપે છે. આખું પુસ્તક વાંચવા જેવું છે અને અભ્યાસીઓએ મનન કરવા યોગ્ય છે. ભાષા સરળ છે અને વિષયની વસ્તુની ગહનતાને એકદમ સ્પષ્ટ કરે તેવી છે. લેખક ધંધે ડોકટર હોઇ, પુરાતત્વના વિષયનો આટલો બધો પરિચય ધરાવે છે તે ખરેખર ધન્યવાદને પાત્ર તથા શોભાસ્પદ છે. તેમની કૃતિ દરેક વાંચનાલયમાં જવી જોઇએ.

વડોદરા "સાહિત્યકાર" (સરદ અંક)

(૨૪)

આ ઐતિહાસીક ગ્રંથ પ્રાચીન ઇતિહાસનું નવીન દૃષ્ટિબિંદુ ખોલે છે ઇતિહાસના શોખીનોને આ ગ્રંથ ખાસ ઉપયોગી છે. સંશોધનની દૃષ્ટિએ લખાયેલ ગ્રંથોમાં આ ગૌરવભર્યો ગ્રંથ અમુલ્ય છે. લેખકનાં અભ્યાસ, મનન અને પરીશ્રમ જોતાં કીંમત વધુ પડતી ન કહી શકાય.

વડોદરા નવગુજરાત ( સાપ્તાહિક )

(૨૫)

ડૉ. ત્રિભુવનદાસના પ્રયાસને અમે અભિનંદીએ છીએ, અને એવું ઇચ્છીએ છીએ કે તે પુસ્તકનો બીજો ભાગ સત્વર પ્રસિદ્ધ કરવામાં આવે. જે આખાય પ્રશ્નને સમગ્ર રીતે અવલોકવામાં મદદગાર થઇ પડે. અંતમાં સાહિત્ય સંસ્થાઓ, જૈન ધર્મ સંસ્થાઓ શ્રીમંત વર્ગ અને રાજાઓ આવા કાર્યને ઘટતું ઉત્તેજન આપશે એવી આશા રાખીએ છીએ.

અમદાવાદ બુદ્ધિપ્રકાશ ( ત્રિમાસિક : ગુ. વ. સો. )